# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથસદ્ગુરુસ્તુતિઃ | ૧ |
| ૨ | શ્રીસદ્ગુરુમહિમા. | ૨ |
| ૩ | શ્રીનાથવચનામૃત. | ૩ |
| ૪ | શ્રીઆનંદાશ્રમપત્રના અગીઆરમા વર્ષમાં પ્રવેશપ્રસંગનું મંગળાચરણ. | ૪ |
| ૫ | ભૂમા વિદ્યા. | ૫ |
| ૬ | શ્રીસનત્સુજાતીયમ્ | ૧૦ |
| ૭ | મદાલસા. | ૧૨ |
| ૮ | પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી | ૧૪ |
| ૯ | સંતપ્રસાદ. | ૧૭ |
| ૧૦ | આષાઢી પૂર્ણિમાના મહાપૂજનોત્સવાન્તર્ગત આધ્યાત્મિક સાધનક્રમ. | ૧૯ |
| ૧૧ | શ્રીનાથસુબોધમાલા. | ૨૦ |
| ૧૨ | સનાતનધર્મપ્રવૃત્તિ. | ૨૨ |
| ૧૩ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૨ |
| ૧૪ | પરચુરણ ભેટ. | ૨૫ |
| ૧૫ | લવાજમની પહોંચ. | ૩૦ |


## આવશ્યક નોંધ

"આનંદાશ્રમ"નો ચાલુવર્ષનો બીજો અંક શ્રાવણમહિનામાં બહાર પડશે.

---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

ચાલુ ૧૧મા વર્ષનો આ ૧લો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

## જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

સહતંત્રીઃ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૮-પ્રથમદ્વિતીય જ્યેષ્ઠ [ અંક ૧



## ॥ श्रीनाथसद्गुरुस्तुतिः ॥

उपजातिवृत्तम् ॥

नमन्नराणामलिकस्थवेध-
दुर्लेपदुर्लेखविलेपिकाभ्याम् ।
श्रेयांसि सर्वाणि विधातृकाभ्याम्,
नमो नमः श्रीगुरुपादुकाभ्याम् ॥ १ ॥

वसंततिलकावृत्तम् ॥

धीरैः परिष्कृतधिया यतिभिर्विभाव्यम्,
मायामयैर्विधिशतैर्नहि जातु लभ्यम् ।
श्रुत्यन्तसारवचनैरपि दुर्विभाव्यम्,
श्रीदक्षिणाकृतिमहं प्रणमामि नाथम् ॥ २ ॥

अप्राप्यमेव मनुजैर्हतभागधेयै-,
र्जन्मान्तरेषु कृतपुण्यचयैर्दुरापैः ।
संसेव्यमानचरणाम्बुजयुग्ममीशम्,
श्रीदक्षिणाकृतिमहं प्रणमामि नाथम् ॥ ३ ॥

आकाररूपगुणहीनमहोऽनुकम्पा-
सम्पातसंमतनराकृतिमार्तमर्त्ये ।

सर्वापराधमविचिन्त्य कृतोपकारम्,
श्रीदक्षिणाकृतिमहं प्रणमामि नाथम् ॥ ४ ॥

आर्यावृत्तम् ॥
परिवेषि नाथवचनामृतममरत्वं सदातनं दातृ ।
हायनमेकादशमिदमुपैति पत्रं श्रुतेराप्तम् ॥ ५ ॥

पंडित रघुनंदन झा
न्यायव्याकरणाचार्य
श्री द. स. घ. वि.-मुख्य अध्यापक

ભાવાર્થઃ—નમન કરતા મનુષ્યોના લલાટમાં રહેલા, દુઃખે કરીને ભૂંસી શકાય એવા વિધાતાએ લખેલા દુર્ભાગ્યરૂપ દુષ્ટ લેખને ભૂંસી નાંખનારાં તથા સર્વ કલ્યાણને કરનારાં શ્રીસદ્ગુરુનાં બંને પાદુકાઓને વારંવાર નમસ્કાર. ૧

ધીરજવાળા યોગીઓવડે નિર્મળ કરેલી બુદ્ધિથી જાણી શકાય એવા, ત્રિગુણવિષયક સકામ કર્મોનું પ્રતિપાદન કરનારાં સેંકડો વિધિવાક્યોવડે ક્યારે પણ ન જાણી શકાય એવા, અને વેદાંતનાં મહાવાક્યોવડે પણ દુઃખે કરીને ભાગત્યાગલક્ષણાવડે-જાણી શકાય એવા શ્રીદક્ષિણામૂર્તિસ્વરૂપ શ્રીનાથને હું નમસ્કાર કરું છું. ૨

હીનભાગી મનુષ્યોવડે ક્યારેય પ્રાપ્ત ન થઈ શકે એવા, અને અનેક જન્મોપર્યંત પુણ્યકર્મોના સંચય કરનારા વિરલ મનુષ્યોવડે જેમનાં ચરણાંબુજ સેવાય છે એવા અંતર્યામિસ્વરૂપ શ્રીદક્ષિણામૂર્તિ શ્રીનાથને હું પ્રણામ કરું છું. ૩

આશ્ચર્યની વાત છે કે આકાર, રૂપ અને ગુણરહિત હોવા છતાં પણ દુઃખી મનુષ્યોઉપર કેવળ અનુકંપાના પ્રવાહને લઇનેજ જેમણે મનુષ્યશરીરને સ્વીકાર્યું છે એવા, અને એમ હોવાથીજ શરણાગત મનુષ્યોના સર્વ અપરાધોને ભૂલી જઇને તેમનું કલ્યાણ કરનારા શ્રીદક્ષિણામૂર્તિસ્વરૂપ શ્રીનાથને હું નમન કરું છું. ૪

---

અવિનાશી અમૃતપણાનું દાન કરનારાં શ્રીનાથવચનામૃતને પીરસનાર અને શ્રુતિના રહસ્યને સ્પષ્ટ કરી બતાવનાર આ **આનંદાશ્રમ** માસિકપત્ર અગીઆરમા વર્ષમાં પ્રવેશ કરે છે. ૫

———:o:———

## श्रीसद्गुरुमहिमा

( એકતારામાં ગાવાયોગ્ય )

ધન્ય ગુરુ દાતા ને ધન્ય ગુરુદેવા રે;
સદ્ગુરુએ શબ્દ સુનાયા જી. ટેક.
ગુરુજીનો મેમા પરભુ પલ રે વખાણું ને;
સઘળાં પરાશત જાયે જી. ધન્ય૦ ૧
અન્નદાન દીધાં ને ભૂમિદાન દીધાં ને;
જગનનાં ફળ લૂંટાયા જી. ધન્ય૦ ૨
કાશીએ જઈને પરભુ કન્યાદાન દીધાં ને;
કંચનના મેલ લૂંટાયા જી. ધન્ય૦ ૩

પંડ ચીરાવીને ખાલ પડાવું ને;
સોનેરી રંગ ચડાવું જી. ધન્ય૦ ૪
મોજાં રે શીવડાવીને મારા ગુરુજીને પેરાવું ને;
તોયે રે નાવે ગુરુજીને તોલે જી. ધન્ય૦ ૫
કહત કબીરા ને, સુનો મેરા સાધુ ને;
સાધુ વણ્યા નિર્વાણુ જી. ધન્ય૦ ૬

———:o:———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સૂક્ષ્મદષ્ટિની પ્રાપ્તિ કર્યા વિના મનુષ્યનું હૃદય સર્વદા નિર્ભય રહી શકતું નથી.

જે મનુષ્ય પ્રત્યેક કામમાં પરિણામનો પૂરતો વિચાર કરી, વિનય રાખી, અને પોતાના કર્તવ્યનો પૂરો વિચાર કરી તે પ્રમાણે વર્તે છે તે મનુષ્ય સુખાનુભવ કરવા સમર્થ થાય છે.

જેના વિશાલરૂપનો, કદી ન આવે પાર:
તેમાં મનને સ્થિર કરે, છૂટે આ સંસાર.

પોતાને મુમુક્ષુ માનનાર પુરુષે ને સ્રીએ પોતાના અંતઃકરણના ને પોતાની બંને પ્રકારની ઇંદ્રિયોના વેગોને શાસ્રદષ્ટિએ વારંવાર જોયા કરવા જોઇએ, અને તેમાંના જે જે વેગો નિષિદ્ધ હોય તેમને રોકવાનો ને વિહિત વેગોને બલવાન્ કરવાનો તેણે ઉમંગપૂર્વક સર્વદા પ્રયત્ન કરવો જોઇએ.

જે મનુષ્યના હૃદયમાં શાસ્રના ને પોતાના સદ્ગુરુના વચનમાં અડગ શ્રદ્ધા હોય, તેમના વચનપ્રમાણે જે ધૈર્ય ને સાવધાનતાથી વર્તવા સતત ઉમંગી રહેતો હોય, ને જે સદાગ્રહ રાખી તે પ્રમાણે વર્તતો હોય તે મનુષ્યનેજ તેમનો ઉપદેશ ફલદાતા થાય છે, અન્યને તે ફલદાતા થતો નથી.

યોગાભ્યાસ એ નટક્રિયાના વા શિક્ષણશાલાના અભ્યાસજેવો અભ્યાસ નથી. એમાં અભ્યાસીની પ્રકૃતિસ્થતિનો પૂરો વિચાર કરી સદ્ગુરુની આજ્ઞાપ્રમાણે યોગાભ્યાસીએ શ્રદ્ધાભક્તિથી ક્રમપૂર્વક વર્તવાનું હોય છે.

ગમે તેવો પ્રતિકૂલ સમય આવે તોપણ વિવેકીએ પોતાના પરમાર્થનું સાધન સાધ્યા કરવું જોઇએ, અને વ્યવહારમાં કુશલ રહેવું જોઇએ

શ્રદ્ધાભક્તિવાળું પ્રભુનું સ્મરણધ્યાન સાધકને વિપરીતમાર્ગે જતાં અટકાવવા સમર્થ છે, ને તેના યોગક્ષેમનું રક્ષણ કરવાને પણ સમર્થ છે, માત્ર તે સ્મરણધ્યાન યથાયોગ્ય થવું જોઇએ

પ્રાપ્તવ્યવહાર અહંતામમતાને ગાળવામાટે પરમાત્માની સેવારૂપ છે એમ સમજી તે નિરભિમાનપણે ફલેચ્છાના પરિત્યાગપૂર્વક કરવો જોઇએ.

શ્રદ્ધા ને ઉમંગ રાખીને પારમાર્થિક સાધનોનું સેવન કર્યા કરવાથી મનના કુવેગો ઉત્તરોત્તર શાંત થતા જાય છે, અને તેની શાંતિમાં તથા સુખાનુભવમાં વધારો થતો જાય છે

ચિત્તસંશોધનથી હૃદયની પવિત્રતા ને એકાગ્રતા વધે છે, અને તેથી હૃદય નિર્ભય ને પ્રસન્ન રહી શકે છે, તથા વ્યવહાર સારો રહે છે.

પરમાત્માના અનન્યભક્તો મંદ ને મધ્યમપ્રકારના પ્રારબ્ધકર્મના ફલમાં જો ધારે તો પ્રભુના સ્મરણધ્યાનથી ફેરફાર કરી શકે.

આ વિશ્વમાં દુઃખથી ભય પામવા કરતાં સહનશીલ થવું એ અગત્યનું છે.

"महतामेव संपर्कात्पुनर्दुःखं न बाधते ।
को हि दीपशिखाहस्तस्तमसा परिभूयते ॥

———:૦:——— (ચાલુ)

## श्रीआनंदाश्रमपत्रना अगीआरमा वर्षमां प्रवेशप्रसंगनुं मंगलाचरण

[ લેખકઃ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

જય નાથ !

જય મહેશ્વર !

જય સદ્ગુરુ પરમાત્મન્ !

કલિયુગનેવિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાનના સ્વરૂપથી હે પરમાત્મન્ ! જે આનંદમય આનંદાશ્રમમાં આપ ભગવાન્ વિરાજી રહેલા છો તે આનંદમય આનંદાશ્રમમાંથી પ્રકટ થતું આનંદાશ્રમના પ્રતીકભૂત આ **આનંદાશ્રમપત્ર** આજ અગીઆરમા વર્ષમાં પ્રવેશ પામે છે તે મંગલપ્રસંગે, હે મંગલ-સ્વરૂપ ! સર્વ મંગલની સિદ્ધિ આપનારાં આપ ભગવાન્નાં ચરણારવિંદનો અમારાં મસ્તકોને મંગલ સ્પર્શ કરાવીને અમે અમારા મંગલાચરણની સિદ્ધિ સાધીએ છીએ.

હે વિશ્વનું સર્જન કરનારા ! વિવિધ જનતાઓનું સર્જન કરનારા આપ ભગવાનજ આદ્ય પુરુષ છો.

હે વિશ્વનું નિયમન કરનારા ! વિવિધ જનતાઓને તેમના સ્વધર્મનો બોધ કરનારા આપ ભગવાનજ જગદ્ગુરુ વા સદ્ગુરુ છો.

હે વિશ્વવ્યવસ્થાપક ! આપ ભગવાનના બોધને અનુસરી રહેનારી જનતાનાં આપો-આપ અભ્યુદય તથા નિઃશ્રેયસ સધાતાં રહે તથા આપ ભગવાનના બોધથી વિપરીત વર્તન કરી રહેનારી જનતાઓને આપોઆપ આ લોકના તથા પરલોકના દુઃખની આપત્તિ આવતી રહે એવી વ્યવસ્થા હે કાર્યદક્ષ પુરુષોમાં ઉત્તમ ! આપ ભગવાને આ વિશ્વના સર્જનસમયથીજ પ્રવર્તાવેલી છે.

પણ હે વિશ્વની માયાને પ્રવર્તાવનારા ! આપ ભગવાનની વિશ્વમોહિની મહામાયાના નૂતનતારૂપ અંજનવડે અંજાયેલી આંખોવાળી વિવિધ જનતાઓ જેમ ભોગના પ્રકરણમાં નૂતનતાને અગ્રસ્થાન આપે છે તેમ સ્વધર્મના પ્રકરણમાં પણ નૂતનતાનેજ આજ અગ્ર-સ્થાને સ્થાપે છે !

હે પુરાણપુરુષ ! વિવિધ જનતાઓના સર્જનસમયે તેમનાં તપઃપૂત અંતઃકરણોમાં પ્રવર્તાવેલો હોવાથી વેદની સંજ્ઞાને પામેલો આપ ભગવાનનો બોધ આજની જનતાઓને પુરાણો જણાય છે !

હે વિઘ્નવિનાશક! આપ ભગવાનના એ પુરાણા છતાં સદા અનુસરવાજેવા બોધને અનુસરવાના સામર્થ્યની ક્ષીણતાજ આપ ભગવાનનો બોધ પુરાણો ગણી તેનાથી વિમુખ થતા રહેવામાં મુખ્ય હેતુ છે, છતાં આપ ભગવાનનો એ પુરાણો બોધ આજની નૂતન સંસ્કૃતિવાળી જનતાઓના જીવનને અનુરૂપ નથી એવું મિષ તેઓ આગળ ધરે છે.

પણ હે જગદ્ગુરો! આપ ભગવાનના બોધને અનુસરી રહેવાની યોગ્યતા તથા દૃઢતાને અભાવેજ આજની જનતાનું જીવન આજની જનતાનું જીવન થવા પામ્યું છે એ સત્ય તેમને ન સમજાય એવું નથી, છતાં તે સત્યને જોવાનું તેમને રુચતું નથી!

સંસ્કારને અનુરૂપ બુદ્ધિનું નિયંત્રણ કરનારા હે વિશ્વના વિધાતા! આપ ભગવાનના બોધને અનુરૂપ નહિ એવા જીવનને અધિક સમય જીવવાનું ચાલુ ન રાખતાં પુનઃ આપ ભગવાનના બોધને અનુરૂપ જીવન જીવતા થવાનું કરવું ઘટે તે ન કરતાં આપ ભગવાનના બોધને અનુરૂપ નહિ એવા આજના જીવનનેજ ધપાવ્યે જવામાં આજની જનતા પ્રગતિ સાધેલી જાણે છે! જનતાના કર્મને અનુરૂપ ફલ યોગ્ય સમયે અવશ્ય ઉપજાવનારા હે કર્મફળપ્રદાતા! આજની જનતાના ઉદ્ભૂત થયેલા વિચિત્ર સંસ્કારોને અનુરૂપ તેમનો ફળભોગ પણ વિચિત્ર દેખાય છે.

પણ હે જગત્પિતા! લૌકિકપિતા પણ પુત્રની દુઃખમય સ્થિતિની ઉપેક્ષા ન કરે તો અત્યંત દિવ્ય એવા આપ ભગવાને જનતાઓના દુઃખની ઉપેક્ષા કરવી ઘટતી નથી.

હે સ્વતઃસિદ્ધ સિદ્ધેશ્વર! આપ ભગવાન્ સર્વથા સ્વતંત્ર છો. આપ ભગવાને અમુક કરવું ઘટે અને અમુક કરવુ ન ઘટે એમ કહેનારા અમે કોણ માત્ર છીએ? એ અમે જાણીએજ છીએ.

પણ હે દયાસિંધો! અમે તો આપ ભગવાનને એમ કહીને અત્યંત દીનભાવે કેવળ પ્રાર્થનાજ કરીએ છીએ એમ આપ ભગવાન્ પણ યથાવત્ જાણો છો, તેથી નિર્ભય રહી કહેવાનું કહી લઇએ છીએ, તો શરણાગત જાણી હે શરણાગતવત્સલ! અમારા એવા અપરાધની આપ ભગવાન્ અવશ્ય ક્ષમા આપવા કૃપા કરજો.

વિશ્વનું યથાઘટિત નિયંત્રણ કરનારા હે વિશ્વેશ્વર! અત્યંત ઓછા કષ્ટથીજ જનતા પાછી આપ ભગવાનના બોધને અનુરૂપ જીવન જીવતી થાય એમ કરવા હે કૃપાસિંધો! આપ ભગવાન્ અવશ્ય કૃપા કરજો.

હરિઃ ૐ

જય નાથ!

જય વિશ્વેશ્વર!

---:o:---

## ભૂમા વિદ્યા

( કરાંચી આનંદ-આશ્રમમાં આપેલા વ્યાખ્યાનનો સાર )

**[ વ્યાખ્યાતાઃ પૂ. સ્વામી શ્રીમાધવતીર્થજી ]**

શ્રીકૃપાનાથનો સિદ્ધાંત એ સનાતનધર્મનો સિદ્ધાંત હતો. સનાતનધર્મપ્રમાણે જીવનની શરૂઆતમાં માણસનું ધ્યાન સનાતન તત્ત્વતરફ દોરવવામાં આવે છે અને તે માટે ખાસ સાધન તરીકે, સાચું જ્ઞાન, સાચું સુખ, જીવનું સાચું સ્વરૂપ, સાચો પ્રેમ, સાચું પ્રમાણ વિગેરે સમજાવવામાં આવે છે. આટલી બાબતો જો જીવનની શરૂઆતમાં સમજાવવામાં આવે તો

પાછળનું જીવન સુધારવાનું બહુ અનુકુળ પડે છે. અમને એવી કેટલીક સગવડતા નાની ઉમરમાં શ્રીકૃપાનાથતરફથી મળી હતી. સને ૧૯૦૭માં મુંબઇમાં તેમણે ગીતા અને પાતંજલયોગ-દર્શનનો કેટલોક ભાગ અમને સમજાવ્યો હતો.

ગીતામાં ૧૮મા અધ્યાયમાં ભગવાને સાચું જ્ઞાન અને સાચું સુખ બહુ સ્પષ્ટરીતે સમજાવેલ છે. જે જ્ઞાનથી બધા પ્રાણીમાત્રમાં એક અવ્યય પરમાત્માનું દર્શન થાય તેનેજ સાત્ત્વિક જ્ઞાન અથવા સાચું જ્ઞાન માનેલ છે, જે જ્ઞાનથી બધું જુદું જુદું દેખાય તેને રાજસજ્ઞાન માનેલ છે અને જે જ્ઞાનથી કર્મમાં આસક્તિ થાય અને જીવનના હેતુની ખબર ન પડે તે જ્ઞાનને તામસ જ્ઞાન કહે છે. તેવીજ રીતે જે સુખનું સાધન કરવામાં એટલે હૃદયને પવિત્ર બનાવવામાં પહેલાં બહુ મુશ્કેલી નડે અને અંતે આત્મપ્રસાદ મળતાં સાચો આનંદ મળે તે સાત્ત્વિક સુખ છે, ઇંદ્રિયોને વિષયનો સંબંધ થતાં જે સુખ પહેલાં થોડીવાર અમૃતજેવું લાગે અને પાછળથી જે ઝેરજેવું લાગે તેને રાજસ સુખ કહે છે, કારણકે તેનાથી મન અને શરીર નબળાં થાય છે અને જે સુખ લેવાથી મોહ, નિદ્રા અને આળસ વધે તેને તામસ સુખ કહે છે.

હાલના કાળમાં આવી ઉપયોગી બાબત હાઇસ્કૂલો અને કોલેજોમાં શિખવવામાં આવતી નથી અને તેથી જીંદગીની શરૂઆતની ભૂલો જીંદગીના છેડાસુધી દૂર થતી નથી. આગલા કાળમાં આત્મજ્ઞાનમાટે જેટલી તૃષા હતી, જેટલી જિજ્ઞાસા હતી, તેટલી હાલમાં રહી નથી, અને અર્થ અને કામ એ બે પુરુષાર્થમાં માણસનું જીવન શરુ થાય છે અને પૂરું થાય છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુનનું સુખ તો ઢોરને વગરપ્રયત્ને મળે છે અને માણસને પુરુષાર્થ કરવાથી એટલુંજ સુખ મળે તો માણસ ઢોરથી આગળ વધ્યો છે એમ કહી શકાય નહિ. માણસનું જીવન પોતાનું સ્વરૂપ સમજી સ્વરૂપનું ખરૂં સુખ લેવામાટે છે. એવા સુખનું સ્વરૂપ સમજવામાટે છાંદોગ્ય ઉપનિષદ્‌માં ૭મા અધ્યાયમાં કહેલ છે કે:—

એક વખત નારદજી સનત્કુમારપાસે ગયા હતા. સનત્કુમારે નારદજીને કહ્યું કે તમે જે જાણતા હો તે કહો, એટલે પછી હું આગળનું જ્ઞાન સમજાવું. નારદજીએ કહ્યું–હું ચારે વેદ, ઇતિહાસ, પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધવિદ્યા, ગણિત, ભૂસ્તરવિદ્યા, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, નિરુક્ત, શિક્ષા, કલ્પ, છન્દ, ભૂતવિદ્યા, ધનુર્વેદ, જ્યોતિષ, ગન્ધર્વવિદ્યા, સર્પવિદ્યા, શિલ્પવિદ્યા વિગેરે જાણું છું છતાં હું આત્મવિત્ નથી. મેં આપજેવા જ્ઞાની પુરુષોપાસેથી સાંભળેલું છે કે આત્મજ્ઞાનીજ શોકને તરી જાય છે.

સનત્કુમારે કહ્યું કે તમે જે કાંઈ શિખ્યા છો તે નામમાત્ર છે. માટે પહેલાં નામની બ્રહ્મ-રૂપે ઉપાસના કરો. નારદે તેમ કર્યું. છતાં તેનો શોક ગયો નહિ, એટલે ફરીથી સનત્કુમારપાસે આવી નારદજીએ પૂછ્યું કે નામથી અધિક કાંઇ છે? તેના જવાબમાં સનત્કુમારે કહ્યું કે નામથી અધિક વાણી છે. વાણીની બ્રહ્મરૂપે ઉપાસના કરો. તેમ કરવા છતાં નારદનો શોક ગયો નહિ. એમ ઉત્તરોત્તર વાણીથી અધિક મન છે, મનથી અધિક સંકલ્પ, સંકલ્પથી અધિક ચિત્ત અને ચિત્તથી અધિક ધ્યાન કહ્યું.

બીજી ઉપનિષદોમાં પણ અંતરંગ સાધનતરીકે શ્રવણ, મનન અને નિદિધ્યાસન બતાવેલાં છે. નિદિધ્યાસન અથવા ધ્યાનનું ફળ જ્ઞાન છે. ધ્યાનથી ધ્યેયના હૃદયની અંદર પ્રવેશ કરી શકાય છે, અને ધ્યાતા ધ્યેયરૂપ થઈ શકે છે. વ્યગ્રચિત્ત કરતાં એકાગ્ર-ચિત્તમાં વધારે શક્તિ રહે છે. ધ્યાનદ્વારાજ આદિ અહંગ્રહ ઉપાસના થઈ શકે છે. ધ્યાન

એ મનનું પરિણામ છે, અને સમાધિનું કારણ છે.

છતાં ધ્યાનથી વિજ્ઞાન શ્રેષ્ઠ છે. અહીં 'વિજ્ઞાન એટલે' શાસ્ત્રનું જ્ઞાન એમ માનેલ છે. પોતાની બુદ્ધિના પ્રમાણકરતાં અનુભવી શ્રુતિનું પ્રમાણ વધારે સારું છે. છતાં વિજ્ઞાનવાળાને પણ બળવાન માણસ હરાવી જાય છે તેથી શાસ્ત્રના જ્ઞાન કરતાં તનમનનું બળ વધારે કિમતી છે. પણ બળનું મૂળ અન્નઉપર છે તેથી બળકરતાં અન્નની કિમત વધારે છે. દેશમાં ઘી, દૂધ, ઘઉં વિગેરે પૌષ્ટિક પદાર્થો ન હોય તો અન્નથી જે શક્તિ આવવી જોઇએ તે આવતી નથી. વળી અન્નને બ્રહ્મરૂપે જે ઉપાસે છે તેના ઘરમાંથી અન્ન ઓછું થતું નથી.

દ્રૌપદી અન્નને બ્રહ્મરૂપે માનતાં હતાં તેથી તેનું પાત્ર અક્ષય રહેતું હતું. વળી તે બધાને જમાડીને છેવટે પોતે જમતાં હતાં. તેવીજ રીતે આજે પણ કોઈ ઘરની મા અન્નને બ્રહ્મરૂપ માને અને બધાને જમાડીને છેવટે પોતે જમે, ઘરમાં કૂતરાં, બિલાડાં હોય તેને જમાડીને પણ પોતે છેવટે જમે તો તેના ઘરમાંથી અન્ન ઓછું થાય નહિ અને કોઈ માણસ પોતાની મિલ્કતને અને પોતાના પૈસાને બ્રહ્મરૂપ માની ગણ્યા વગર વાપરે અને આવકને ગણ્યા વગર કોથળીમાં મૂકે તો તેના ઘરમાંથી પૈસો ઓછો થાય નહિ. જે માણસ અન્ન અથવા પૈસાને ગણ્યા કરે છે તેનામાં બ્રહ્મબુદ્ધિ આવતી નથી. તેથી અન્નને બ્રહ્મરૂપ માનવામાં લાભ છે.

અન્નથી અધિક જળ છે. મેઘરાજાની મહેરબાનીવગર અન્નનો પાક સારો થાય નહિ, તેથી આ દેશમાં મેઘરાજાને ખુશી કરવા યજ્ઞ વિગેરેનો પ્રચાર થયો છે, અને છતાં મેઘરાજા ખુશી થાય કે નહિ તે આપણા હાથમાં ન હોવાથી આ દેશના લોકો પ્રારબ્ધવાદી થયા છે, અને યુરોપ વિગેરે દેશોમાં ખેતી પૂરી થતી ન હોવાથી અને તેમનો આધાર વેપારઉપર રહેવાથી તે દેશો પુરુષાર્થવાદી થયા છે.

જળથી અધિક તેજ છે. ગરમી થાય તો વર્ષાદ આવે. તેથી તેજની પણ બ્રહ્મરૂપે ઉપાસના કરવાનું, સૂર્યને અર્ઘ્ય આપવાનું, આપણાં શાસ્ત્રોમાં જણાવેલું છે. જે આપણે આપીએ તે આપણને પાછું મળે છે. સૂર્યને જળ આપવાથી તે આપણને જળ આપે છે. મેઘરાજાને યજ્ઞદ્વારા અન્ન આપવાથી તે આપણને અન્ન આપે છે.

આકાશ તેજથી અધિક છે. વાયુનો તેજમાં સમાવેશ કરેલો હોવાથી વાયુને છોડીને એકદમ આકાશને કારણરૂપે ઉપનિષદ્‌માં લીધેલું છે. આકાશમાં વાયુ તેજ વિગેરે પંચમહાભૂતો રહી શકે છે. બધાની ક્રીડા અને બધાનો આનંદ આકાશમાં થાય છે, માટે આકાશને બ્રહ્મરૂપે ઉપાસો એમ સનત્કુમારે નારદને કહ્યું. છતાં નારદજીનો શોક ગયો નહિ.

આકાશથી સ્મરણ શ્રેષ્ઠ છે. સ્થૂલથી સૂક્ષ્મ શ્રેષ્ઠ છે. સ્મરણથી આશા અધિક છે. આશા હોય તો સ્મરણ કરીને મનુષ્ય ઇચ્છિત વસ્તુ મેળવવા પ્રયત્ન કરે છે, માટે આશાની બ્રહ્મરૂપે ઉપાસના કરવી. તેમ કરવાથી પણ કેટલીક સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આશાથી પ્રાણ અધિક છે. જેમ રથની ધરીમાં આરા રહેલા હોય છે તેમ પ્રાણમાં બધું રહેલું છે. પ્રાણજ પિતા, માતા, ભાઈ, આચાર્ય વિગેરે છે. તેમનામાં પ્રાણ ન હોય તો એ સંબંધ રહેતા નથી અને પ્રાણ ગયા પછી દીકરો બાપના શરીરને બાળે તોપણ કોઈ તેની નિંદા કરતું નથી; પણ પ્રાણ હોય ત્યારે દીકરો બાપની સામું બોલે તો તે તિરસ્કારને પાત્ર થાય છે.

અહીં નારદજી અટકી ગયા. કારણકે નિદ્રામાં પ્રાણ છે અને શોક નથી. વળી

યોગી લોકો હઠયોગથી પ્રાણને વશ કરી, બ્રહ્માના લોકસુધી પહોંચી, બ્રહ્માના જેવું સામર્થ્ય મેળવી બ્રહ્માના જેવી નવી નવી વસ્તુઓ બનાવવાનું સામર્થ્ય મેળવે છે. તે પ્રાણને બ્રહ્મ માનવાનું ફળ છે.

પણ તે છેવટની દશા નથી તેથી નારદજીની ભૂલ અટકાવવામાટે અને તેને સાચી આગળ ચઢાવવામાટે સનત્કુમારે કહ્યું કે પ્રાણથી અધિક સત્ય છે, માટે સત્યને બ્રહ્મ માન, સત્યની બ્રહ્મરૂપે ઉપાસના કર.

સત્યથી અધિક વિજ્ઞાન છે. જે પરમાર્થ સત્યને જાણે છે તેજ સત્યને જાણે છે. કોઈ નામરૂપને સત્ય જાણે છે પણ તે પરમાર્થ સત્ય નથી, તેથી ઇંદ્રિયોની અપેક્ષાએ પ્રાણ સત્ય છે પણ ભૂમારૂપી પરમ સત્યની અપેક્ષાએ પ્રાણ મુખ્ય સત્ય નથી તેથી વિજ્ઞાનની જરૂર છે.

પણ એવા વિજ્ઞાનમાટે મનનની જરૂર છે. તેથી વિજ્ઞાનકરતાં મતિ અધિક છે. પણ શ્રદ્ધાવગર મનન થઈ શકતું નથી તેથી શ્રદ્ધા તે કરતાં અધિક છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં શ્રદ્ધા હોતી નથી તેને માટે બરાબર પુરુષાર્થ થઈ શકતો નથી. શ્રદ્ધા હોય તે મનન થાય. તેટલામાટે આસ્તિક્યબુદ્ધિની જરૂર છે.

શ્રદ્ધાથી વધારે શ્રેષ્ઠ નિષ્ઠા છે. નિષ્ઠાવગર શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. સંપૂર્ણ હૃદય અને મન જે કાર્યમાં ન હોય તેમાં શ્રદ્ધા પણ રહેતી નથી. અંગ્રેજીમાં નિષ્ઠાને whole hearted application કહે છે. તેનો બીજો અર્થ અનન્યતા પણ થાય છે. ભગવાન ગીતામાં કહે છે કે મારા ભક્તો મને અનન્યભાવે પામી શકે છે.

આવી નિષ્ઠા કૃતિથી એટલે કર્મ કરવાથી ઉત્પન્ન થાય છે, એટલે કે ઇંદ્રિયોનો સંયમ કરી એક પરમાર્થ વસ્તુઉપર એકાગ્ર ચિત્ત કરવાથી નિષ્ઠા ઉત્પન્ન થાય છે. તેથી અનુષ્ઠાનની જરૂર છે. માત્ર વાંચવાથી કાર્યસિદ્ધિ થતી નથી. તે પ્રમાણે રહેવાની ટેવ પાડવી જોઈએ. તેને કૃતિ કહે છે. તેમ કરવાથી નિષ્ઠા ઉત્પન્ન થાય છે અને પછી શ્રદ્ધા, મનન, નિદિધ્યાસન વિગેરે ઉત્પન્ન થાય છે. અનુષ્ઠાન બરાબર થઈ શકે તેટલા માટે આચારશુદ્ધિ અને આહારશુદ્ધિની જરૂર પણ ઉપનિષદ્‌ના તેજ પ્રકરણમાં બતાવેલી છે. આવી શુદ્ધિથી ધ્રુવા સ્મૃતિ બની રહે છે. તેનાથી શ્રવણ કરેલું યાદ રહે છે અને તેવા સ્મરણથી દુઃખ અને અજ્ઞાન નાશ પામે છે.

પણ એવું અનુષ્ઠાન કોણ કરે? જેને કંઈક સુખ મેળવવાની આશા હોય તે એવું અઘરું કામ માથે લે, તે પોતાના ચિત્તની શુદ્ધિ કરવાનું કષ્ટ સહન કરે. માટે એવા અનુષ્ઠાનકરતાં સુખ શ્રેષ્ઠ છે, માટે સુખની બ્રહ્મરૂપે ઉપાસના કરો. સુખની આશાથી બધાં કામ થાય છે માટે સુખ શું છે તે સમજો એમ સનત્કુમારે નારદને કહ્યું.

એ વિષય અઘરો લાગવાથી નારદજીએ સનત્કુમારને પૂછ્યું કે સુખ એ શી વસ્તુ છે?

સનત્કુમારે કહ્યું જે પરિપૂર્ણ વસ્તુ છે, તેને ભૂમા કહે છે અને તેજ સુખનું સ્વરૂપ છે, અલ્પમાં સુખ નથી. અલ્પમાં વિરોધ છે, મૃત્યુ છે અને તેથી સુખ નથી. પરિણામી વસ્તુ સુખ આપી શકે નહિ. ભૂમાની સામે કોઈ નથી, તે બ્રહ્મ છે, પરિપૂર્ણ છે. તેથી તેજ સાધન છે, અને તેજ ફળ છે. તેથી ભૂમાનું જ્ઞાન મેળવવું એ પહેલું જરૂરી સાધન છે. તે પ્રત્યક્ આત્મારૂપે સૌને પ્રાપ્ત છે. પ્રાપ્ત છે છતાં તે સુખરૂપ છે એવું જ્ઞાન ન હોવાથી માણસો અલ્પ સુખમાટે દોડે છે. તેથી નિત્ય—અનિત્ય

વસ્તુના વિવેકની જરૂર છે અને અનિત્યમાં વૈરાગ્યની જરૂર છે.

જ્યાંસુધી મન બુદ્ધિ વિગેરેને બહારના પદાર્થોમાં જરાપણ રસ છે ત્યાંસુધી તે અંદર વળી શકતાં નથી. અનન્યત્વ અથવા અદ્વૈતભાવવગર ભૂમાનું સુખ મળી શકતું નથી. જ્યાં સાધક બીજું કાંઈ જોતો નથી, બીજું કાંઈ સાંભળતો નથી, બીજું કાંઈ જાણતો નથી તે ભૂમાનું સ્વરૂપ છે. જ્યાં બીજું જુએ છે, સાંભળે છે, જાણે છે તે અલ્પ છે અને જે અલ્પ છે તે મરણધર્મવાળું છે

નારદજી પૂછે છેઃ—એ ભૂમા ક્યાં રહે છે!

સનત્કુમારઃ—પોતાના મહિમામાં રહે છે. તે પ્રતિષ્ઠાની દૃષ્ટિએ ઉત્તમ છે. પરમાર્થદૃષ્ટિએ જોતાં તે કોઈના આશ્રયવગર રહે છે. તે નીચે છે, ઉપર છે, પાછળ છે, આગળ છે, દક્ષિણમા, ઉત્તરમાં છે, તેજ સર્વરૂપ છે.

છતાં આવું સ્વરૂપ પરોક્ષ નથી તેથી તેને પ્રત્યક્ષરૂપે અનુભવમાં લાવવામાટે સનત્કુમાર કહે છે કે "હુંજ નીચે છું, ઉપર છું, પાછળ છું, આગળ છું, ઉત્તરદક્ષિણે છું, હુંજ સર્વરૂપ છું."

અજ્ઞાની માણસો દેહને હું માની બેસે છે તેથી તે હુંનું અહીં પ્રતિપાદન નથી. તેની ભૂલ કોઈ ન કરે તેથી શ્રુતિ આગળ કહે છે કે "આત્માજ નીચે છે, ઉપર છે, પાછળ છે, આગળ છે, ઉત્તરદક્ષિણે છે, આત્માજ સર્વરૂપ છે."

## ખરૂં સ્વરાજ

એવું જે જુએ છે, જે એવું મનન કરે છે, એવુ જે જાણે છે તેને આત્મામાં રતિ થાય છે, તે આત્મામાં ક્રીડા કરે છે, આત્મામાં તેનું મિથુન રહે છે, આત્મામાં આનંદ રહે છે. તે સમ્રાટ્ થાય છે. રાજાનો રાજા બને છે, તેની ઇચ્છા બધા લોકમાં પૂર્ણ થાય છે. જેને એવું જ્ઞાન નથી તે પરિણામી લોકમાં, નશ્વર શરીરમાં જન્મે લે છે. તેની ઇચ્છા કોઈ પણ જગાએ પરિપૂર્ણ થતી નથી. અજ્ઞાની લોક જેને સ્વરાજ માને છે તે થોડા વર્ષપછી બીજા પડાવી લે છે, પણ આ સ્વરાજ કોઈ બીજા પડાવી લઈ શકતા નથી.

આવા જ્ઞાનમાટે અંતઃકરણ બહુ પવિત્ર થવું જોઈએ, અને તે માટે સાત્ત્વિક આહાર લેવાની ટેવ પાડવી જોઈએ એમ શ્રુતિમાં કહે છે. હાલના કાળમાં તો માણસો હોટલમાં અને બીજે ઠેકાણે ગમે તેવો આહાર લે છે, ગમે તેવું સ્વચ્છંદી વર્તન રાખે છે. કામી ક્રોધીનો સંગ કરે છે અને પછી કહે છે કે અમને આત્મજ્ઞાન સમજાવો. પણ જ્યાંસુધી સત્ત્વગુણ વધારીને અને રજોગુણ અને તમોગુણને તાબે કરીને અંતઃકરણ પવિત્ર ન કરાય ત્યાંસુધી આત્મજ્ઞાનની વાતો સમજાતી નથી. ખરાબ ખોરાક અને નકામા વિચારોનો વધારો એ આત્મજ્ઞાનમાં મોટાં વિઘ્નો છે.

આત્માના અનુભવમાટે મનને તદ્દન શાંત કરવાની પહેલી જરૂર છે. જગત ઉત્પન્ન થયાં પહેલાં ભગવાનનું જેવુ સ્વરૂપ હતું તેવુ નિર્વિકલ્પ સ્થિતિમાંજ અનુભવમાં આવે છે. તે માટે મનને વશ કરવાની જરૂર છે અને મનને વશ કરવામાટે અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે. એવું સાધન પ્રાપ્ત કરવાની શક્તિ પ્રભુ આપને સૌને આપે એવી પ્રાર્થના કરી આજનું વ્યાખ્યાન પુરું કરું છું.

---

# श्रीसनत्सुजातीयम्

## (શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદક: મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

(અનુસંધાન વર્ષ ૯ના અંક ૯ના પૃષ્ઠ ૨૨૧થી)

चक्रे रथस्य तिष्ठन्तं, ध्रुवस्याव्ययकर्मणः।
केतुमन्तं वहन्त्यश्वास्तं दिव्यमजरं दिवि।
योगिनस्तं प्रपश्यन्ति, भगवन्तं सनातनं ॥६॥

જે પરમાત્મા પોતે વાસ્તવિક સ્વરૂપે ધ્રુવ એટલે અનાદિઅનંત છે, એટલે જે સદા અવિકારી એક સ્વરૂપે રહેનારા છે અને તેથી જે સ્વભાવે અક્રિય છે, છતાં માયાવડે કર્મ કરનારા છે, અને માયાવડે કરેલું કર્મ ખરું ન હોય તેથી નિષ્ફળ હોય, અને નિષ્ફળ કર્મનું કરવું વૃથા થાય, છતાં પરમાત્મા તો માયાવડે કર્મ કરનારા થઇને જે દેહરૂપ રથને ઉપજાવે છે, તે જીવને ખરો જણાતો હોવાથી અવ્યય એટલે સફળ કર્મવાળા થાય છે. એમ ધ્રુવ છતાં સફળ કર્મ કરનારા પરમાત્માના એટલે પરમાત્માએ ઉપજાવેલા દેહરૂપ રથને ખરો જાણી તેમાં પોતાપણું કરીને તેના સદા ફરતા રહેતા સંસારરૂપ ચક્રના ચકરાવાપર ચડેલા જીવો બહુધા સંસરણનેજ પામ્યા કરે છે, એટલે તેમના સંસારનો છેડો સહેજે આવતો નથી. પણ પરમાત્માનેજ પામવાના નિશ્ચયની ધ્વજા જેના રથઉપર ફરકી રહે છે તે જીવને તેના દેહરૂપ રથના ઇંદ્રિયોરૂપ ઘોડાઓ સંસરણના ચકરાવામાં નહિ ચડાવતાં દિવ્ય એટલે અદિવ્ય એવા સંસારથી પર, સ્વરૂપરૂપ સંસ્થાનમાં રહેનારા, દિવ્ય એટલે અદિવ્ય એવા દેહથી પર, અને અજર એટલે જરાને પાત્ર એવા દેહથી પર, પરમાત્માપ્રતિજ લઈ જાય છે.

એવી રીતે પરમાત્માને પામવાના નિશ્ચયરૂપ ધ્વજા જેના દેહરૂપ રથઉપર ફરકી રહેલી હોય છે તેને તેની ઇંદ્રિયોરૂપ ઘોડાઓ જે અજર અને દિવ્ય પરમાત્માપ્રતિ પરમાત્માના સ્વરૂપરૂપ સંસ્થાનમાં લઇ જાય છે તે સનાતન પરમાત્માનો યોગીઓજ યોગજન્ય પ્રત્યક્ષવડે સાક્ષાત્કાર કરે છે. ૬

श्रीशांकरभाष्यम्।

इदानीं ज्ञानिनः स्वात्मावस्थानं दर्शयति चक्र इति।

હવે चक्रे० એમ આ શ્લોકવડે જ્ઞાનીનું સ્વરૂપાવસ્થાન કહે છે.

ध्रुवस्याव्ययकर्मणः परमेश्वरस्य चेश्वरात्मनावस्थितस्य रथस्य शरीरस्य त्रैलोक्यात्मनावस्थितस्य चक्रे चंक्रमणात्मके देहे तिष्ठन्तं केतुमन्तं प्रज्ञावन्तमत एव दिव्यमप्राकृतमजरं जरामरणादिधर्मविवर्जितं दिवि द्योतनात्मकेऽनुदितानस्तमितज्ञानात्मनावस्थिते पूर्णानन्दे ब्रह्मणि वहन्त्यश्वा इन्द्रियाणि।

ધ્રુવ સફળ કર્મવાળા અને ઈશ્વિરાત્મારૂપે સ્વરૂપમાં અવસ્થાન કરી રહેલા જે પરમેશ્વર ત્રણે લોકના આત્મારૂપે સર્વે શરીરોમાં રહેલા છે તેના શરીરરૂપ રથના ફરતા રહેવાના સ્વભાવવાળા દેહરૂપ ચક્રઉપર બેઠેલા જીવોમાંનો જે કેતુવાળો એટલે પ્રજ્ઞાવાળો અને તેથી જે પ્રકૃત નહિ પણ દિવ્ય જીવ છે તેને અજર એટલે જરામરણ આદિ ધર્મથી રહિત દિવ એટલે દ્યોતનાત્મક એટલે જેનો ઉદય કે અસ્ત નથી પણ જે સદા એક સ્વરૂપે રહેનાર છે તે સંપૂર્ણ આનંદસ્વરૂપ બ્રહ્મને વિષે ઇંદ્રિયોરૂપ ઘોડાઓ લઈ જાય છે.

एतदुक्तं भवति—

ઉપર જે કહ્યું તેનું તાત્પર્ય આ છે:—

यद्यपीन्द्रियाणि स्वभावतो विषयेष्वेव वर्तन्ते तथापि विज्ञानसारथिना समाकृष्यमाणानि केतुमन्तं पुरुषं दिवि वहन्ति न परागविषय इति।

જો કે ઇંદ્રિયો સ્વભાવથી પોતપોતાના વિષયોમાંજ વર્તે છે તોપણ વિજ્ઞાનરૂપ સારથીવડે ખેંચાયેલી તેઓ કેતુવાળા એટલે પ્રજ્ઞાવાળા પુરુષને સ્વર્ગમાં એટલે પરમાત્માના સ્થાનમાં અર્થાત્ પરમાત્માના સ્વરૂપમાંજ લઈ જાય છે, બહારના વિષયોમાં નહિ

तदुक्तं कठवल्लिषु:—

" आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः॥ "

इत्यादिना ॥

જીવને રથી જાણ અને શરીરને રથજ જાણ બુદ્ધિને સારથી જાણ. મનને લગામ જાણ ઇંદ્રિયોને શરીરરૂપ રથના ઘોડા કહેલા છે, અને ઇંદ્રિયોના વિષયોને ઘોડા ચાલવાના રસ્તા તથા પહોંચવાના ઠેકાણારૂપે કહેલા છે

આત્મા મન અને ઇંદ્રિયોની એકતાથી ઊભા થયેલા જીવને બુદ્ધિમાનોએ ભોક્તા કહેલો છે

આ આદિ વચનોવડે કઠવલ્લિ ઉપનિષદ્‌માં આજ વાત કહેલી છે

यत्र परमात्मनि वहन्ति तं भगवन्तं योगिन एव पश्यन्ति ॥

પ્રજ્ઞાસંપન્ન પુરુષને તેના શરીરરૂપ રથના ઇંદ્રિયોરૂપ ઘોડાઓ જે પરમાત્માપ્રતિ લઈ જાય છે તે સનાતન ભગવાનનો યોગીઓજ યોગજન્ય પ્રત્યક્ષવડે સાક્ષાત્કાર કરે છે ૬ (ચાલુ)

—— o ——

# મદાલસા

[અનુવાદક: મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૮૮ થી)

अलर्क उवाच ॥

અલર્ક કહે છેઃ—

यत्कार्यं पुरुषेणेह गार्हस्थ्यमनुवर्तता ।
बन्धश्च स्यादकरणे क्रियायां यस्य चोच्छ्रितिः ॥

ગૃહસ્થાશ્રમના ધર્મોનું પાલન કરી રહેનારા પુરુષે અહીં જે કરવાયોગ્ય છે, એટલે કે જે ન કરવાથી તેને પ્રત્યવાય લાગે અને જે કરવાથી તેનો અભ્યુદય થાય.

उपकाराय यन्नृणां यच्च वर्ज्यं गृहे सतां ।
यथाच क्रियते तन्मे यथावत् पृच्छतो वद ॥

ગૃહસ્થાશ્રમીઓને જે કાંઈ કર્મ ઉપકારક હોવાથી સંપાદન કરવાજેવું હોય તથા તેમને અપકારક હોવાથી જે કાંઇ કર્મ ત્યજવાજેવું હોય અને કરવાજેવું કર્મ જે રીતે કરાતું હોય એટલે તે કરવાનો જે વિધિ હોય તે હું પૂછું છું તેથી તે જેમ હોય તેમ મને કહો.

मदालसोवाच ॥

મદાલસા કહે છેઃ—

वत्स गार्हस्थ्यमास्थाय नरः सर्वमिदं जगत् ।
पुष्णाति तेन लोकांश्च स जयत्यभिवांच्छितान् ॥

હે વત્સ! પુરુષ ગૃહસ્થાશ્રમમાં રહીને સંપૂર્ણ જગતનું પોષણ કરે છે અને તેથી તે મરણપછી મનવાંછિત લોકોને પામે છે.

पितरो मुनयो देवा भूतानि मनुजास्तथा ।
कृमिकीटपतंगाश्च वयांसि पशवोऽसुराः ॥

પિતૃઓ મુનિઓ દેવો ભૂતો મનુષ્યો કૃમિઓ કીડાઓ પતંગીઆંઓ પક્ષીઓ પશુઓ અસુરો—

गृहस्थमुपजीवन्ति ततस्तृप्तिं प्रयान्ति च ।
मुखं चास्य निरीक्षन्ते अपि नो दास्यतीति वै ॥

આ સર્વેના જીવનનો આધાર ગૃહસ્થ પુરુષ છે અને તેઓ સર્વે તેનાથીજ તૃપ્તિને પામે છે. આથી તેઓ સર્વે તે આપણને આપશે કે નહિ એવા સંદેહથી તેના મુખ-સામું તાકી તાકીને જોયા કરે છે.

सर्वस्याधारभूतेयं वत्स धेनुस्त्रयीमयी ।
यस्यां प्रतिष्ठितं विश्वं विश्वहेतुश्च या मता ॥

હે વત્સ! આ વેદત્રયી એટલે ત્રણ વેદમાં વિધાન કરેલું જે યજ્ઞરૂપ કર્મ છે તે સર્વેના આધારભૂત ધેનુ છે તેને વિષેજ આ વિશ્વ સ્થિતિ કરી રહેલું છે અને આ વિશ્વની ઉત્પત્તિ પણ તેના વડેજ મનાયેલી છે.

ऋक् पृष्ठासौ यजुर्मध्या सामवक्त्रशिरोधरा ।
इष्टापूर्तविषाणा च साधुसूक्त तनूरुहा ॥

એ ધેનુનો ઋગ્વેદ વાંસો છે, યજુર્વેદ મધ્યભાગ છે, સામવેદ મુખ તથા ડોક છે, ઇષ્ટાપૂર્ત શીંગડાં છે અને સાધુસૂક્તો રૂંવાડાં છે.

शांतिपुष्टिशकृन्मूत्रा वर्णपादप्रतिष्ठिता ।
आजीव्यमाना जगतां साऽक्षया नापचीयते ॥

શાંતિ અને પુષ્ટિના મંત્રો એ તેનાં મળ તથા મૂત્ર છે. વર્ણવ્યવસ્થા એ તેના પગ અને એડક છે. તે ધેનુઉપર સંપૂર્ણ જગતની આજીવિકા છે. તે ધેનુ કદી ક્ષીણ થતી નથી. તે ધેનુ કદી મરતી નથી.

स्वाहाकारः स्वधाकारो वषट्कारश्च पुत्रक ।
हन्तकारस्तथैवान्ये तस्याः स्तनचतुष्टयं ॥

હે પુત્રક! સ્વાહાકાર સ્વધાકાર વષટ્કાર અને હન્તકાર તેમજ બીજાં એવાં સંબોધનો તે ધેનુના ચાર આંચળો છે.

स्वाहाकारं स्तनं देवाः पितरश्च स्वधामयं ।
मुनयश्च वषट्कारं देवभूतसुरेतराः ॥

સ્વાહાકારના આંચળને દેવો, સ્વધાકારના આંચળને પિતૃઓ, ગાણ દેવો ભૂતો અસુરો તથા મુનિઓ વષટ્કારના આંચળને–

हन्तकारं मनुष्याश्च पिबन्ति सततं स्तनं ॥

અને મનુષ્યો હન્તકારના આંચળને, એમ સર્વે તે ધેનુના ચારે આંચળોને નિરંતર ધાવ્યા કરે છે.

एवमाप्याययत्येषा देवादीनखिलान्त्रयी ।
एतद्वत्स चतुष्कं तु नरस्तनचतुष्टयम् ।
न नियुञ्ज्याद् यथाकालं तेन स्युस्ते विमानिताः ॥

એ રીતે આ વેદત્રયીરૂપ એટલે વેદત્રયીએ વિધાન કરેલી યજ્ઞક્રિયારૂપ ગાય, દેવ આદિ આ વિશ્વમાં જે કાંઇ છે તે સર્વને પોષે છે.

હે વત્સ! આ આંચળની ચોકડીમાં એટલે ચાર આંચળમાં દૂધ પુરાતું રહે એ રીતે જે સમયે જે આંચળમાં દૂધ પૂરાવામાટેનું જે યજ્ઞરૂપ કર્મ કરવું ઘટે તે જે ગૃહસ્થ પુરુષ ન કરે તો તેથી તેણે દેવ આદિ સર્વને નિરાશ કરેલા થાય.

देवादीनखिलान् येषु संतर्पयति मानवः ।
तेषामुच्छेदकर्ता यः पुरुषोऽत्यन्तपापकृत् ।

જે ચાર આંચળોમાં દૂધ પૂરાતું રહે એ માટે જે સમયે જે યજ્ઞરૂપ કર્મ કરતો રહેવાથી ગૃહસ્થપુરુષ દેવ આદિ સંપૂર્ણ વિશ્વને તૃપ્ત કરે છે તે આંચળોનો જે પુરુષ ઉચ્છેદ કરે છે એટલે કે તેમાં દૂધ પૂરાતું રહે એમાટે જે સમયે જે યજ્ઞરૂપ કર્મ કરતું રહેવું જોઇએ તે કર્મ તે કરતો રહેતો નથી તો તે પુરુષ અત્યંત પાપ કરનારો થાય છે.

स तमस्यन्धतामिस्रे तामिस्रे च निमज्जति ॥

તે પાપીપુરુષ તામિસ્ર અને અંધતામિસ્રનામનાં નરકોમાં ડુબકાં ખાય છે.

यस्त्वेतां मानवो धेनुं स्वैर्वत्सैरमरादिभिः ।
प्रापयत्युचिते काले स स्वर्गायोपपद्यते ॥

અને જે પુરુષ દેવો આદિ વાછડાંઓસહિત તે ગાયને આંચળોમાં દૂધ પૂરાતું રહે એ

માટે જે સમયે જે યજ્ઞરૂપ કર્મ કરવાનું થાય તે સમયે તે કર્મ કરતો રહે છે તે પુરુષ સ્વર્ગને પામવાનો અધિકારી થાય છે.

तस्मात् पुत्र मनुष्येण देवर्षिपितृमानवाः ।
भूतानि चानु दिवसं पोष्याणि स्वतनुर्यथा ॥

માટે હે પુત્ર! મનુષ્ય જેમ પોતાના શરીરનું પોષણ કોઇના કહ્યા વિનાજ પોતાની મેળે પ્રતિદિન કરે છે, તેમ આ વેદરૂપ ગાયના ચારે આંચળોમાં દૂધ પૂરાતું રહે એમાટે જે સમયે જે યજ્ઞરૂપ કર્મ કરવાનું થાય, તે સમયે તે યજ્ઞરૂપ કર્મ કરીને તેણે દેવ પિતૃ મનુષ્ય ભૂતો આદિ સર્વેને પ્રતિદિન પોષવાં જોઇએ.

तस्मात् स्नातः शुचिर्भूत्वा देवर्षिपितृतर्पणं ।
प्रजापतेस्तथैवाद्भिः काले कुर्यात्समाहितः ॥

માટે ગૃહસ્થ પુરુષે સ્નાન કરી પવિત્ર થઇને દેવ ઋષિ પિતૃ તથા પ્રજાપતિનું જળવડે તર્પણ કરવાના સમયે તેમની અભિમુખ થઇ તર્પણ કરવું જોઇએ.

सुमनोगन्धधूपैश्च देवानभ्यर्च्य मानवः ।
ततोऽग्नेस्तर्पणं कुर्यात् दद्याच्च बलिमित्यथ ॥

ગૃહસ્થપુરુષે પ્રસન્ન મનવાળા થઇને સુગંધી પુષ્પો તથા ધૂપ દીપ આદિવડે દેવોનું અર્ચન કરીને પછી અગ્નિનું પણ તર્પણ કરવું જોઇએ, અને હવે કહેવાશે તેમ બલિઓ પણ જેના તેને જે તે સ્થલે દેવા જોઇએ. (ચાલુ)

—:o:—

## પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી

**[ લેખકઃ શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા ]**

જામનગરવાળા શ્રી. પોપટલાલ વાલજી રંગરેજે જામનગરમાં પોતાની દુકાનનું વાસ્તુ લેવાના હેતુથી શ્રદ્ધા, ઉમંગ અને ભક્તિને લઇ પૂજ્યપાદ કૃપાનાથનાં પૂજ્ય પાદુકાજીને પોતાને ઘેર પધરાવવાનું આમંત્રણ આપ્યું. તેથી હું અને શ્રી. દલપતરામભાઇ પૂજારી શ્રીપૂજ્ય પાદુકાજીસાથે સંવત્ ૧૯૯૮ના વૈશાખ સુદિ ૧૦ રવિવારે સાંજના ચાર વાગે શ્રીઆનંદાશ્રમ ખીલખાથી નીકળ્યા. જૂનાગઢથી રાત્રિના સાડા નવ આશરે ગાડી ઉપડતી હોવાથી અમો શ્રીસદ્ગુરુભક્ત શ્રી. ગુલાબરાય બાબુસાહેબને બંગલે થોડા કલાક વિશ્રાન્તિ લેવા ગયા, તેઓ પ્રસન્ન થયા. પૂજ્ય પાદુકાજી સાથે છે તે અને જામનગર જવાનું કારણ જાણી બહુ પ્રસન્નતા બતાવી. અમે ગયા ત્યારે તેઓને બંગલે શ્રીયોગવાસિષ્ઠ વંચાતું હતું, તેનો સમય પૂરો થતાં ધાર્મિક વાતો કરી. સ્નાનસંધ્યાદિથી પરવારી શ્રી. બાબુસાહેબને પૂજ્ય પાદુકાજીનું વિધિવત્ યથામિલિત ઉપચારવડે શ્રી. પૂજારીએ પૂજન કરાવ્યું. તેમને ઘેર પણ દેવમંદિર હોવાથી ત્યાં પણ ધૂપ, દીપ, આરતી થયાં. શ્રી. બાબુસાહેબનું અંતઃકરણ શ્રીપ્રભુચરણમાં પ્રેમવાળું હોવાથી સૌને ઘણો આનંદ મળ્યો. દૂધનું નૈવેદ્ય ધરી અમોએ દૂધનો પ્રસાદ લીધો. સમય થયો ત્યારે જૂનાગઢ સ્ટેશને ગયા. ટ્રેન આવી એટલે તેમાં બેસી શ્રીપ્રભુસ્મરણ કરતાં અંતઃકરણ તેના કારણમાં ભળતાં સોમવાર સવારના ચાર વાગે રાજકોટ આવતાં જાગ્રત્ થઇ જામનગરની ટ્રેનમાં બેઠક લીધી. ઘણીજ ભીડને કારણે અમને જાગ્રત્ રહેવું પડ્યું. શ્રીપ્રભુસ્મરણભક્તિ થવાથી આનંદ થયો. વૈશાખ સુદિ ૧૧

સોમવારે સવારના આશરે આઠ વાગે ટ્રેન જામનગર પહોંચતાં શ્રી. પોપટલાલભાઈ, શ્રી. છગનલાલભાઈ, ચિ. મનુભાઈ અને સુપ્રસિદ્ધ કવિ કાનજીભાઈ લેવા આવતાં તેમને મળ્યા. તેઓ એક વિક્ટોરિયા અને મોટર લાવેલા. વિક્ટોરિયામાં પૂજ્ય પાદુકાજીને પધરાવી સૌ વાહનમાં ગોઠવાઈ શ્રી. પોપટલાલભાઈને ઘેર આવ્યા. ઘરનાં માણસોએ પ્રસન્નવદને વંદન કર્યું. યોગ્ય સ્થળે શ્રીપૂજ્ય પાદુકાજીને પધરાવી શ્રી. પોપટલાલભાઈએ ચંદન, અક્ષત અને પુષ્પ ચડાવી પૂજન કર્યું. અમને દંતધાવન, શૌચ અને સ્નાનવિધિ કરવાની ગોઠવણ કરી આપી. તે થયા બાદ પ્રાતઃસંધ્યાવંદન, તર્પણ બ્રહ્મયજ્ઞ આદિ નિત્યકર્મથી પરવારી મુહૂર્તનો સમય થતાં પૂજ્ય પાદુકાજીને અને પૂજ્ય છબીજીને પધરાવી ગીત ગાતાં અને મોટા આગળ ભાવિક ભક્તો ધૂન કરતાં કરતાં વાસ્તુ કરવાની દુકાન તરફ ચાલ્યા. રસ્તામાં ભાવિક લોકો ધૂન સાંભળી પૂજ્યપાદશ્રીનાં છબીજીને નમસ્કાર કરી દર્શન કરતાં હતાં. પૂજ્ય છબીજી તથા પાદુકાજીને દુકાનમાં ગોઠવેલા આસનઉપર પધરાવી બ્રાહ્મણોએ સ્વસ્તિવાચન કરી શ્રી. પોપટલાલભાઈના બે પુત્રો પાસે યથાવિધિ પૂજન કરાવ્યું. પૂજનવેળા શ્રીમતી મોંઘીબા નૈવેદ્યસામગ્રી સુધારતાં હતાં અને શ્રી. છગનલાલભાઈ પોતાના કુટુંબસહિત હાજર રહ્યા હતા. વચ્ચેવચ્ચે શ્રી. પોપટલાલભાઈ ભાવપૂર્વક સ્તુતિ બોલતા હતા. પૂજનવિધિ પૂરો થયા બાદ ચરણામૃત અને પ્રસાદ વહેંચ્યાં. આમંત્રિત સજ્જનો દર્શને આવવા લાગ્યાં. નવ બ્રાહ્મણોનું વરણ કર્યા પછી તેમણે ચંડીપાઠ ભણવો શરૂ કર્યો. આણદાબાવાની જગ્યાના મહંતશ્રી પૂજ્યપાદ માયાપ્રસાદજી અને તેમના વિનયી શિષ્ય શ્રીશાંતિપ્રસાદજી પણ પધાર્યા હતા. તેઓશ્રીને શ્રી. છગનલાલભાઈની બંને નાની પુત્રીએ સ્વાગત ગીત બોલી આવકાર આપ્યો હતો. શ્રી. પોપટલાલભાઈએ એ બંને પૂજ્યોનું પૂજનઅર્ચન કરી વસ્ત્રાદિની ભેટ કરી ઉપાહાર કરાવ્યો હતો. પૂજ્યપાદ માયાપ્રસાદજીએ સમયને અનુકૂળ બોધવચનો કહ્યાં અને આશીર્વાદ આપ્યો. શ્રીસદ્‌ગુરુભક્ત વચ્ચેવચ્ચે સમય મળતો ત્યારે ગદ્‌ગદ્ કંઠે થઈ સ્તુતિ કરતા હતા. આમંત્રિત સજ્જનો પૂજ્યપાદ કૃપાનાથનાં છબીજીનું અને વરણના બ્રાહ્મણોનું પૂજન કરી ભેટ ધરતા હતા. બરાબર મધ્યાહ્ન સમય થયો ત્યારે શાસ્ત્રીય માંગલિકકાર્ય પૂર્ણ થતાં ઉપાહાર અને દૂધ વરણના બ્રાહ્મણો આદિએ લીધું. એકાદશી હોવાથી ફલાહાર શ્રી. પોપટલાલભાઈને રહેવાને મકાને લેવાનો હતો. સૌ બ્રાહ્મણો અને અમો ફલાહાર કરી વિશ્રાન્તિ લઈ પૂજ્યપાદ માયાપ્રસાદજીના દર્શને ગયા, ત્યાં દર્શનસ્પર્શન કરી બોધનાં બે વચન સાંભળી શ્રીભીડભંજનમહાદેવની જગ્યામાં શ્રીશંકરજયન્તી નિમિત્તે વ્યાખ્યાન પૂ. માયાપ્રસાદજી કરતા હોવાથી ત્યાં સાંજના ૭ વાગે ગયા. બ્ર. પૂજારી દલપતરામભાઈએ ત્યાં ધૂન લેવરાવવાથી ભક્ત બાઈઓભાઈઓ પ્રસન્ન થયાં. સમયસર કથા શરૂ થઈ. એ વેળા શ્રીશાંકરસિદ્ધાંત સમજાવવામાટે તુલનાત્મકદૃષ્ટિએ મધ્વસંપ્રદાયના સિદ્ધાંતો સમજાવવામાં આવતા હતા. દ્વાદશી ને મંગળવારે પણ બ્ર. પૂજારીએ આ સત્સંગમંડળમાં ધૂન લેવરાવી હતી. તે દિવસ શ્રીરામાનુજ-સંપ્રદાયના સિદ્ધાંતો સમજાવ્યા હતા. આ સોમ અને મંગળવારે સમય મળતો ગયો તેમ દેવ દર્શન કર્યાં હતાં. જામનગર એ છોટી કાશી કહેવાય છે, એનો પરિચય થયો હતો.

એક વખત જામનગરની ધૂનમંડળીમાં શ્રી. પૂજારી દલપતરામભાઈએ રાત્રિના એક વાગ્યા સુધી ધૂન લેવરાવી હતી અને ધૂન લીધી હતી.

શ્રીનૃસિંહજયન્તી બુધવારે હોવાથી મારે સલાયા જવાનું થયું. ત્યાં શ્રીઆનંદાશ્રમતરફથી માસિક ચાર રૂ. આપી સંધ્યાવર્ગ ચલાવાય છે, તેનું નિરીક્ષણ કરવાનું હતું. જામ-

નગર સ્ટેશને જતાં પહેલાં સોલેરિયમ જોયું. સોલેરિયમ બતાવવા આવવામાં શ્રી. મૂળશંકર પોપટલાલ શાસ્ત્રી સાથે હતા. તેઓ જામનગરમાં પધારતા સાધુસંતોના દર્શનપૂજનસેવાનો લાભ લેવાની વૃત્તિવાળા છે. સોલેરિયમ જોઈ સ્ટેશને આવી ટ્રેનમાં બેઠો. સલાયા મધ્યાહ્નોત્તર સવા ત્રણે પહોંચતાં ગુરુબંધુ શ્રી. ગોવર્ધનદાસભાઈ મીસ્ત્રી ફલાહાર કરી આંગણે પાણી છંટાવી વિશ્રાન્તિ લેતા હતા, ત્યાં હું તેમની દુકાને ગયો. મળ્યા, ભેટયા, એક બીજાના શારીરિક અને ધાર્મિક કુશળ સમાચાર પૂછ્યા. આવવાનું કારણ તેઓ જાણતા હતા. સંધ્યાવર્ગ ચલાવનાર શિક્ષકને બોલાવ્યા, વિદ્યાર્થીઓ રમવા ગયાનું જાણી ગુરુવારે સવારના નવ વાગે શાળામાં જઈ વર્ગ તપાસ્યો. અગીઆર વાગ્યાના આશરે વર્ગ તપાસી લીધા બાદ શ્રી. ગોવર્ધનદાસભાઇને ત્યાં પારણું કર્યું—પ્રસાદ લીધો.

શ્રી. ગોવર્ધનદાસભાઇની દેખરેખનીચે સંધ્યાવર્ગ સુંદર રીતે ચાલે છે, શિક્ષક પણ ભાવિક હોઈ પરિશ્રમ કાળજીપૂર્વક લે છે. શ્રીસદ્‌ગુરુભક્ત મીસ્ત્રી પોતાના ગામની ત્રિવર્ણી પ્રજા શ્રીઆનંદાશ્રમનો લાભ કઈ રીતે મેળવે, તે વિચારી અમલમાં મૂકાવવા પ્રયાસ કરે છે. શ્રીસદ્‌ગુરુજીનો સંદેશ ગામડે ગામડે અને ઘેર ઘેર શી રીતે પહોંચે તેવી ધગશ રાખનારામાંના શ્રી. ગોવર્ધનદાસભાઈ સલાયામાં એક છે. ૭ હજાર વસ્તીવાળું આખું ગામ શ્રી. ગોવર્ધનદાસભાઇના જ્ઞાન અને પ્રામાણિકપણામાટે માન રાખે છે, તે જોયું. તેઓ પોતાને ત્યાં સત્સંગ કરાવે છે. સાંજને વખતે શ્રી ચિદ્‌ઘનાનંદી ટીકાવાળાં ગીતાજી અને રાત્રિએ શ્રી તુલસીકૃત રામાયણ વંચાય છે. વચ્ચે એક લોહાણા યુવાન ગૃહસ્થ શ્રી. ગોવર્ધનદાસભાઇપાસે શ્રી ઉપદેશસાહસ્રી વાંચે છે, અને વિચારે છે. આ બધા સત્સંગનો લાભ મને બંને દિવસ મળ્યો હતો. આ વખતે મને યાદ આવે છે કે જૂનાગઢમાં શ્રી. પોપટલાલભાઈ વકીલને પૂજ્યપાદ કૃપાનાથે આજ્ઞા આપેલી કે "ઘેર દરરોજ સત્સંગ કરવો." ત્યારે શ્રી. પોપટલાલભાઈએ કહ્યું કે "કોઈ સત્સંગમાં આવે નહિ તો" ત્યારે આજ્ઞા થઈ કે "ભીંતને સંભળાવો; પણ સત્સંગ ચાલુ કરો." એ ઉપરથી દરરોજ સત્સંગ ચાલુ કરતાં આજે ૩૫ વર્ષ થયાં છે. વક્તા શ્રોતા સૌને લાભ અનુભવાયો છે.

ત્યારે નિખાલસપણે કહેવું જોઇએ કે શ્રી. ગોવર્ધનદાસભાઇનું ઘર સ્વચ્છતા, પવિત્રતા અને સદાચારમાટે પ્રશંસાપાત્ર છે. અતિથિસત્કાર અને સાધુસંતની સેવામાં તેમનું કુટુંબ લાગણીવાળું જોયું છે.

વૈશાખ વદિ ૧ શુક્રવારે જામસલાયાથી શૌચ, સ્નાન, સંધ્યાદિથી પરવારી વહેલો સ્ટેશને આવવું થયું. ત્યાંથી રવાના થઈ સવારના સાડા નવ વાગે જામનગરમાં શ્રી. પોપટલાલભાઇને ત્યાં આવ્યો. જોયું તો શ્રી પૂજારીને બે દિવસ તાવ લાગુ રહ્યો, પણ સારવાર ઘરની સારી એટલે શુક્રવારે તાવ ઊતરી ગયો હતો.

સાંજે જામજોધપુરવાળા ગુરુબંધુ શ્રી. નારાયણદાસ જમનાદાસને તેમની લાતીઉપર મળ્યા, તેઓ સાથે આવી શ્રી. ખેડેશ્વરનાં દર્શને લઈ ગયા. વચ્ચે જોવાનું હતું તે બતાવ્યું. શ્રી. પોપટલાલભાઈપાસે તેમણે પોતાને ઘેર પૂજ્ય પાદુકાજીને પધરાવવાની વિનતિ કરતાં ભક્ત પોપટલાલભાઇએ વિદાયના દિને પોતાને થાળ ધરવાનો લાભ જાય છે એમ જાણ્યા છતાં ગુરુભક્તની પ્રસન્નતાને માન આપી હા પાડી. એજ રાત્રે શ્રી હાટકેશ્વરના મકાનમાં પૂ. રાધેશ્યામની ધૂનનો લાભ અમને સવા કલાક મળ્યો હતો.

વૈ. વ. બીજ શનિવારે શ્રી પોપટલાલભાઈએ સવારના સાડા આઠ વાગે ઉત્તરપૂજન કરી ઘરના દરેક ખંડમાં પૂ. પાદુકાજીને પધરાવી વિદાય માન આપ્યું. ઘરનાં સૌ પ્રેમથી ગળગળાં થયાં, ફરીથી પૂ પાદુકાજીને પધરાવવાની વિનતિ કરી સૌ છૂટાં પડ્યાં. વચ્ચે શ્રી. શેઠ રવજી દેવજીને ત્યાં પૂ. પાદુકાજી પધાર્યાં હતાં. શ્રી. નારાયણદાસભાઈને ત્યાં પૂજન કર્યું અને થાળ ધરી પ્રસાદ લીધા. શ્રી. પોપટલાલભાઈના પ્રેમી નાના પુત્રો ધૂન લખવા સાથે હતા. શ્રી. પોપટલાલભાઈ પણ ત્યાં દર્શને આવ્યા, સમયસર મધ્યાહ્નોત્તર જામનગરના સ્ટેશને આવી સૌને મળી વિદાય લીધી.

———:o:———

(અપૂર્ણ)

## સંતપ્રસાદ

**[ સંપાદકઃ એક સંતસેવક ]**

**( અનુસંધાન ૧૦મા અંકના પૃષ્ઠ ૨૯૯થી )**

**વ્રતસંબંધીઃ** જે પુરુષ ભગવાનને નિમિત્તે તપ અને વ્રત કરીને ભોગોનો ત્યાગ કરે છે તેને શ્રીભગવાન્ પોતાની પ્રાપ્તિની યોગ્યતારૂપ ફલ આપે છે.

આ વ્રતના સામાન્યરીતે ત્રણ પ્રકાર કરી શકાય.

**૧ઃ પ્રથમ પ્રકારઃ** વ્રત કરનારે પોતાના ચિત્તને ભગવાનના સ્વરૂપમાંજ સ્થિર કરવું. આ વ્રત અતિ કઠિન છે; કેમકે જો હૃદયમાં ભગવાનસિવાય અન્ય સંકલ્પની સ્ફુરણા થાય તો વ્રત ખંડિત થઈ જાય છે. દિવસે ભગવાનનું ભજન કરતાં કરતાં રાત્રે ભોજનનું શું થશે આવો સંકલ્પ ઊઠે તો એ પણ યોગ્ય નથી; કેમકે ભગવાનને મારી ચિંતા છે એવો વિશ્વાસ વ્રત કરનારના હૃદયમાં નથી તેથી ભોજનસંબંધી સંકલ્પ ઊઠે છે, માટે ઉત્તમવ્રતીએ તો કેવળ ભગવદ્વિશ્વાસ રાખીને ભગવદ્ભજનજ કરવું. આ અવસ્થા સંતપુરુષોની છે, ને આવું વ્રત એવા સંતપુરુષોજ કરી શકે છે.

**૨ઃ બીજો પ્રકારઃ** સર્વ ઇંદ્રિયોને પાપકર્મથી રોકે. તેમાં પ્રથમ પોતાની નેત્રવૃત્તિને નઠારી ભાવનાથી અટકાવે. ભગવાનનો ભય રાખીને નઠારી ભાવનાથી નેત્રને રોકે તોજ ધર્મપ્રાપ્તિની યોગ્યતા પ્રકટે છે. આ સંબંધે સંતપુરુષો કહે છે કે નીચેનાં પાંચ પ્રકારનાં કર્મોથી વ્રત ખંડિત થાય છેઃ—

૧ કોઈની નિંદા કરવી, ૨ જૂઠું બોલવું, ૩ ખોટા સોગન ખાવા, ૪ કઠોર વચન બોલવાં, અને ૫ કામવાસનાની દૃષ્ટિથી જોવું.

તેમાં પ્રથમ કામવાસનાવાળી દૃષ્ટિને રોકવી એ નેત્રોનું વ્રત છે.

બીજું વાણીને અસત્યભાષણથી રોકવી એ રસનાનું વ્રત છે. જે વાત કરવાથી કાંઈ પ્રયોજનસિદ્ધિ ન થતી હોય તે વાતથી વાણીને અટકાવવી જોઈએ. વાત કરવી તો તે ભગવતસંબંધવાળીજ હોવી જોઈએ, અથવા સંતપુરુષોના સંબંધવાળી હોવી જોઈએ. વાદવિવાદ ન કરવો જોઈએ, તેમજ પરનિંદા ને અસત્યભાષણ પણ નજ કરવાં જોઈએ; કેમકે એ તો મહાપાપ છે. તેમ કરવાથી મુમુક્ષુનું વ્રત ખંડિત થાય એ તો સાહજિક છે; પણ સંસારીજીવોનાં સ્થૂલવ્રત પણ તેથી ખંડિત થઈ જાય છે. આ સંબંધે એક દૃષ્ટાંત કહેવાયછેઃ—

"કોઈ બે સ્ત્રીઓએ ઉપવાસનું વ્રત કર્યું હતું. ક્ષુધા લાગવાથી તે બંને અતિવ્યાકુળ થઈ ગઈ, અને વ્રત છોડવામાટે તે બંનેએ એક મહાપુરુષપાસે જઈને પૂછ્યું કે અમે ઉપવાસ કર્યો છે, પણ અતિ ભૂખ લાગવાને લીધે અમે બહુજ વ્યાકુળ થઈ ગઈ છીએ.

અમારાથી ભૂખ્યા રહેવાતું નથી. હવે અમારે શું કરવું જોઇએ? તેના ઉત્તરમાં એ મહાપુરુષે કાંઈ ન બોલતાં બંનેને પાણીના વાટકા ભરી દીધા. બંનેએ એ પાણી પીધું કે તુરત બંનેને વમન થયું. આશ્ચર્યની વાત છે કે બંનેના વમનમાં લોહીજ પડયું! આ જોઇને બીજાં મનુષ્યો ત્યાં હતાં તે નવાઈ પામ્યાં, એ મહાપુરુષે તેઓના સમાધાનમાટે કહ્યું કેઃ—આ સ્ત્રીઓનો સ્વભાવ ને વર્તન એવી જાતનાં છે કે તેઓએ ભગવાને પોષણમાટે ખાવાસારુ જે પદાર્થો રચ્યા છે તેનો ત્યાગ કરીને ઉપવાસરૂપ વ્રત કર્યું છે, અર્થાત્ પોષણમાટે જે ગ્રાહ્ય છે તેનો ત્યાગ કર્યો છે; અને ભગવાને જે પરનિંદા વગેરેનો ત્યાગ કરવાનું કહ્યું છે તેનો ત્યાગ ન કરતાં તે પાપરૂપ કાર્યનો તેમણે સ્વીકાર કર્યો છે, અર્થાત્ પરનિંદામાં બહુજ આસક્ત છે; તેથી એમના મુખમાંથી જે રુધિર નીકળ્યું છે તે એ પરનિંદારૂપી ભક્ષણ કરેલું પાપ નીકળ્યું છે." મતલબ કે સ્થૂલ આહારના ત્યાગથીજ વ્રત થાય છે એમ નથી; પરનિંદા આદિ પાપકર્મથી બચાય તોજ યથાર્થ વ્રત થાય છે.

ત્રીજું કર્ણેંદ્રિયને પણ મર્યાદામાં રાખવી જોઇએ. તાત્પર્ય કે વાણીથી જે વચનો બોલતાં પાપ થાય છે તેજ વચનો કાનથી સાંભળતાં પણ પાપ લાગે છે, અર્થાત્ નિંદા કરનાર ને જૂઠું બોલનાર જેમ પાપી છે તેમ તેનો સાંભળનાર પણ પાપી થાય છે.

ચોથું હાથપગને પણ પાપકર્મથી બચાવી રાખે. નહિ તો આહારનો ત્યાગ કરીને વ્રત કર્યું માને છે, ને હાથપગથી પાપકર્મ થાય તો તેનું વ્રતખંડિત થાય છે.

પાંચમું એ કે વ્રત કરનાર કાંઈ ફલાહારદ્વારા વ્રત કરવા ઇચ્છતો હોય તો જે આહાર બરોબર શુદ્ધ હોય તેનોજ આહાર કરે અને તે પણ અલ્પરૂપે. અત્યાહાર ન કરે. વળી એમ પણ ન કરે કે વ્રત કરવું હોય તેને આગલે દિવસે ઘણું ખાઈ લે, અને વ્રતનો દિવસ વીત્યાપછી વળતે દિવસે અનેક સામગ્રીઓ બનાવીને ખાય. આમ કરવાથી તો ઊલટી ભોગમાં આસક્તિ વધે છે, ને હૃદયની પવિત્રતા થતી નથી.

ઉપર જે વ્રતનો બીજો પ્રકાર કહેવામાં આવ્યો તે ઇંદ્રિયોને નિયમમાં રાખવારૂપી વ્રત જિજ્ઞાસુઓમાટે છે, ને તે પ્રથમ કહેવામાં આવેલા સંતપુરુષોના વ્રતકરતાં ઊતરતી કોટિનો છે.

**૩: ત્રીજો પ્રકારઃ** ત્રીજું સંસારી જીવોનું વ્રત છે તે સ્થૂલ છે; કેમકે તેમાં કેવળ ખાનપાનનો ત્યાગજ પ્રધાન હોય છે. ઇંદ્રિયોને પાપથી રોકવાનું સંસારી લોકોથી બનતું નથી. આમ હોવાથી આ વ્રત કનિષ્ઠપ્રકારનું છે. છતાં તેમાં પણ એટલો તો ગુણ છે કે જેટલો સમય ખાનપાનનો ત્યાગ રહે છે તેટલો સમય ઇંદ્રિયો કંઇક નિર્બલ રહે છે.

વ્રતના ઉપર કહેલા ત્રણ પ્રકારોમાં પહેલું સંતપુરુષોનું વ્રત તો કેવળ પરમાત્માની સાથે સંબંધ રાખનારું હોવાથી તે સહજવ્રત છે. પોતાના ચિત્તને પરમાત્મામાં જોડી રાખવું એ સંતોનો સહજસ્વભાવ થઈ ગયેલો હોય છે. સંસારી જીવોના વ્રતમાં તેઓને પરમાત્માની સાથે સંબંધ નથી, એટલે તેઓને માટે ખાસ કહેવાજેવું નથી. ઇંદ્રિયોને પાપપ્રવૃત્તિથી રોકવારૂપ જે જિજ્ઞાસુજનોનું વ્રત છે તે કરતી વેળા જિજ્ઞાસુઓએ ખાસ સંભાળવાજેવું છે કેઃ—પોતાના વ્રતપાલનનું અભિમાન ન કરે, ને ભગવાનથી ભયભીત રહે. પોતાના મનમાં માને કે હું તો વ્રત કરું છું, પણ મારા વ્રતને ભગવાન્ યોગ્યરૂપે સ્વીકારશે કે નહિ? તેમજ શ્રદ્ધાપરાયણ થઇને દૃઢ રહે કે ભગવાન્ કોઇના પણ શુભકર્મને નિષ્ફલ જવા દેતા નથી, તેથી શુભકર્મનો ત્યાગ પણ ન કરે.

———:o:———



## આષાઢી પૂર્ણિમાના મહાપૂજનોત્સવાન્તર્ગત આધ્યાત્મિક સાધનક્રમ

(સ્થલ: શ્રીઆનંદાશ્રમ-બીલખા)

[ સંવત્ ૧૯૯૮ની આષાઢી પૂર્ણિમા-વ્યાસપૂર્ણિમા. ]

પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનઅંગે ચાલતા આધ્યાત્મિક સાધનક્રમની યોજના આવતી આષાઢી પૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે પણ રાખવામાં આવી છે, જેનું સમયપત્રક આ નીચે આપવામાં આવ્યું છે. આષાઢ સુદિ ૧૪ રવિવાર, પૂનમ સોમવાર ને વદિ એકમ મંગળવાર એ ત્રણ આધ્યાત્મિક સાધનક્રમના દિવસો છે. સર્વ બંધુઓએ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો ને સાધનક્રમનો લાભ લેવા માટે અનુકૂળતા પ્રમાણે આષાઢ સુદિ ૧૨-૧૩ શનિવારની સાંજસુધીમાં આનંદાશ્રમમાં આવી પહોંચવું જોઇએ. આવી રીતે સર્વે બંધુઓ એકત્ર થઇ ધાર્મિક લાભ લે, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધે એ બહુ આવશ્યક વસ્તુ છે, એ વિષે કાંઇ વિશેષ કહેવાની આવશ્યકતા નથી; જિજ્ઞાસુ બહેનો પણ આ યોજનામાં ભાગ લઇ શકશે.

આષાઢ સુદિ ૧૨ શનિવાર (સુદિ ૧૩ નો ક્ષય હોવાથી) રાત્રિએ આધ્યાત્મિક સાધનક્રમનું આરંભક વ્યાખ્યાન થશે, અને સુદિ ૧૪ રવિવારના બ્રાહ્મ-મુહૂર્તથી સાધનક્રમનો આરંભ થશે.

### साधनक्रमना त्रणे दिवसोनुं समयपत्रक

### આષાઢ સુદિ ૧૪ રવિવાર

સવારના ૫ ઉત્થાન-ઊઠવું.
૫ થી ૫॥ મુખશુદ્ધિ ઇત્યાદિ.
૫॥ થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો-સમૂહપ્રાર્થના-યોગાસનો આદિ.
૬ થી ૯ પ્રાતઃસ્નાનસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ સંયમ (જપ, ધારણા, ધ્યાન.)
૧૦ થી ૧૧ વેદપાઠ, ભજન-ધૂન.
૧૧ થી ૪॥ માધ્યાહ્ન સ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.
૪॥ થી ૬ વ્યાખ્યાન ને કથાશ્રવણ.
૬ થી ૯ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ ભજન-ધૂન.

### શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ આષાઢ સુદિ ૧૫ સોમવાર

સવારના ૮॥ થી ૯॥ મહાપૂજનની તૈયારી.
૯॥ થી ૧૧॥ શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીનાથસુબોધમાલા અને શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૧મા અંકનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં વંદન.

બાકીનો ક્રમ સુદિ ચૌદશ પ્રમાણે.

### આષાઢ વદિ ૧ મંગળવાર—સુદિ ચૌદશ પ્રમાણે કાર્યક્રમ

**इष्टमंत्रनो जप:**—સાધનક્રમના ત્રણે દિવસોમાં એટલે સુદિ ૧૪, ૧૫ ને વદિ ૧મે પૂજ્યપાદ કૃપાનાથના નિજમંદિરમાં અખંડ ધૂપદીપસાથે ઇષ્ટમંત્રનો અખંડજપ બંધુઓ સવારના ૬થી ૧૨ સુધી અને સાંજના ૪થી રાત્રિના ૧૦ પર્યંત ક્રમેક્રમે કલાક કલાક હાજર રહીને ચાલુ રાખી શકે એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. જે બંધુઓને તેનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે અગાઉથી પોતાનાં નામ વ્યવસ્થાપકને જણાવવાં.

**સાધનક્રમમાટેનાં વ્યાખ્યાનો:**—શાસ્ત્રવાચન તથા અભ્યાસમાં આગળ વધેલા બંધુઓએ નિષ્કામકર્મ, ઉપાસના, યોગ કે તત્ત્વજ્ઞાનના વિષયોમાંથી કોઈ એક વા અધિક વિષયપર કે પોતાની ઇચ્છાના અન્ય કોઇ ધાર્મિક વિષયપર વ્યાખ્યાન કાગળની એક બાજુએ સાફ લખી લાવવું જોઇએ. વ્યાખ્યાનનો સમય બહુધા અર્ધો કલાક રહેશે. વ્યાખ્યાન મોઢે કરવું કે લખેલું વાંચવું તે વક્તાની ઇચ્છાપર રહેશે, પણ વ્યાખ્યાન લખી લાવવું એ અનેક રીતે આવશ્યક વાત છે. એથી વ્યાખ્યાન માસિકમાં પ્રસિદ્ધ કરવા-માટે પણ અનુકૂલતા થશે, માટે પુનઃ પણ વ્યાખ્યાન કરવા ઇચ્છનારાઓને વ્યાખ્યાન લખી લાવવાની ભલામણ કરવામાં આવે છે.

**અવશ્ય ધ્યાનમાં રાખવાયોગ્ય:**—સૌ બંધુબહેનોએ પોતાના આગમનની મિતિ મોડામાં મોડી સુદિ ૧૦ સુધીમાં જણાવી દેવી જોઈએ, કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાર્તાથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

**શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકો:**—જેઓ પૂર્ણિમાપર ન આવી શકે એમ હોય તેમણે ઉપદેશગ્રંથાવલિના જોઈતા અંકો પૂર્ણિમાપહેલાં ટપાલરસ્તે અથવા સાથયોગે મંગાવી લેવા જોઈએ.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારાઓએ અબોટિયું કે ધાબળી સાથે લાવવાં જોઈએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઈએ. ઓઢવાનું સાધન પણ સાથે લાવવું જરૂરતું છે.

———:૦:———

## શ્રીમન્નાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો સદુપદેશ ]
( શ્રીઆષાઢીપૂર્ણિમાના મહોત્સવપ્રસંગે )

* * * * *

પરમારથના દર્શને, મિથ્યાદર્શન ત્યાગ;
દઢ પરમારથદર્શને, રહે અચલ વૈરાગ. ૫૦૫
અખંડ એક બ્રહ્મ દેખવું, કરવું દશ્ય વિલીન;
અવિકારી રે'વું સદા, થવું ન દશ્યમાં દીન. ૫૦૬
ચોથા પદને દેખવું, કરી ત્રણનો બાધ;
ચોથા પદને અનુભવે, ઉપજે સુખ અગાધ. ૫૦૭
ઋતંભરાપ્રજ્ઞાવડે, જોવું જ્યોતિસ્વરૂપ;
તેથી અન્યને જાણવું, અસત્ દુઃખ જડરૂપ. ૫૦૮
બ્રહ્મરૂપે રે'વું સદા, જોવું બ્રહ્મસ્વરૂપ;
વિષયો સઘળા ત્યાગવા, સમજી વિષમય કૂપ. ૫૦૯

દૃખ એક અદ્વૈતને; અદ્વૈત એક વિચાર;
એક અદ્વૈત અનુભવે, આવે ભવનો પાર. ૫૧૦
સ્વમાં અને અન્ય સર્વમાં, નિરખો બ્રહ્મસ્વરૂપ,
અખંડ એક બ્રહ્મ જોઈને, સદા રહો અતિચૂપ. ૫૧૧
તનકરણ શુચિ હોય જો, સંસ્કાર શુચિ હોય;
તો એ શુચિતાના બલે, વિશ્વ નિજસુખ જોય. ૫૧૨
પ્રાણ મન ઇંદ્રિયવપુ, ચેતનતરંગ જાણ;
એ તરંગ મિથ્યા ગણી, ચેતન શુદ્ધ પિછાણ. ૫૧૩
સહજરૂપમાં રહી સદા, જોવું સહજ સ્વરૂપ;
મિથ્યા દૃશ્યને ભૂલવું, સમજી દુઃખમય કૂપ. ૫૧૪
અખંડ એક અદ્વૈત બ્રહ્મ, શુચિતમ અતિસુખરૂપ;
તેમાં મનને સ્થિર કરી, બાધ કરો જડરૂપ. ૫૧૫
પરમતત્ત્વ એકજ છતાં, તેનાં બહુવિધ નામ;
પરમતત્ત્વમાં સ્થિર થયે, જીવ પામે વિશ્રામ. ૫૧૬
સહજાવસ્થામાં રહી, જોવું સહજ સ્વરૂપ;
કૃત્રિમ સઘળું ભૂલવું, ગણી અસત્ દુઃખરૂપ. ૫૧૭
ક્ષીરોદધિસમ શાંત અતિ, અચલ મેરુસમ જાણ;
પૃથ્વીસમ જે સહનશીલ, તેને સંત પિછાણ. ૫૧૮
અધિષ્ઠાન જોવું સદા, જોવું નહિ કલ્પિત;
અધિષ્ઠાનને નિરખતાં, ન રહે દુઃખ ખચીત ૫૧૯
મન વાણી ને પ્રાણના, મૂલમાં ચેતન જેહ;
તે ચેતનને અનુભવો, છોડી સૌ સંદેહ. ૫૨૦
નિજ જ્યોતિ પરજ્યોતિમાં, જોડી કરો અભેદ;
એમ પરજ્યોતિ અનુભવી, દુઃખનો કરો ઉચ્છેદ ૫૨૧
નિરાવરણદૃષ્ટિ કરી, જોવું બ્રહ્મસ્વરૂપ;
નામરૂપને જાણવાં, મિથ્યા જડ દુઃખરૂપ; ૫૨૨
પ્રત્યગભિન્ન બ્રહ્મને, નિરખો વારંવાર;
લીન કરો જાગ્રત્ રહી, તેમાં આ સંસાર ૫૨૩
ઊંડા ઉતરી હૃદયમાં, નિરખો બ્રહ્મસ્વરૂપ;
સર્વે દૃશ્યને લીન કરી, રહો સદા સુખરૂપ. ૫૨૪
સર્વે પ્રાણિપદાર્થથી, મનને કરો ઉદાસ;
સદા સચ્ચિદાનંદમાં, અવિચલ કરો નિવાસ. ૫૨૫
જાણ્યું બ્રહ્મસ્વરૂપને, સદ્ગુરુતણે પ્રસાદ;
કામ ક્રોધ ને લોભનો, દૂર થયો ઉન્માદ ૫૨૬

---

(ચાલુ)

## સનાતનધર્મપ્રવૃત્તિ

શ્રી ખીલખાના નામદાર દરબાર શ્રીરાવતવાળા સાહેબે ખીલખામાં વૈશાખ વદિ ૫ થી હોમાત્મક સહસ્રચંડી મહાયજ્ઞનો આરંભ કર્યો હતો, અને તેની પૂર્ણાહૂતિ વૈશાખ વદિ ૧૪ ને દિવસ કરી હતી.

આ યજ્ઞપ્રસંગે ના. દરબારશ્રીની બે ઘોડાની ગાડીમાં બેઠ અને પોલીસપાર્ટીસાથે આનંદાશ્રમમાંથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પધરામણી કરવામાં આવી હતી, અને યજ્ઞના આરંભના દિવસથી પૂર્ણાહુતિના દિવસપર્યંત નિત્ય સ્થાપિત દેવતાઓના પૂજનસાથે તેઓશ્રીનું વિધિપૂર્વક પૂજન થતું હતું. પૂર્ણાહુતિપછી રૂ. ૫૧) ના. દરબારશ્રીએ ભેટરૂપે ધર્યા હતા.

યજ્ઞના દિવસોમાં શ્રીમદ્‌ભાગવતનો પાઠ બેસાડ્યો હતો, ને કથાશ્રવણ ચાલતું હતું.

આ પ્રસંગે પરમહંસપરિવ્રાજકાચાર્ય દંડીસ્વામી પૂજ્ય સ્વામી શ્રીસ્વરૂપાનંદજી મહારાજને પધરાવવામાં આવ્યા હતા. યજ્ઞના દિવસોમાં નિત્ય તેઓશ્રીએ **પંચમહાયજ્ઞ**નાં રહસ્યોનું સ્ફોટન કરીને તથા ભગવતીના સ્વરૂપસંબંધે વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનોવડે સદુપદેશનો અપૂર્વ લાભ આપ્યો હતો. જડેશ્વરવાળા દંડી સ્વામીજી પૂજ્ય શ્રી અચ્યુતાશ્રમજી મહારાજ પણ પધાર્યા હતા.

ઉપરાંત આ પ્રસંગે પીપળીના પૂજ્ય મહંત શ્રીબળવંતગિરિજી, શ્રીસૂરજદેવળની જગાના પૂજ્ય મહંત શ્રીભગવાનદાસજી મહારાજ તથા શ્રીત્રિકમદાસજી મહારાજ, જેતપુરની ભીડભંજનની જગાના પૂજ્ય મહંત શ્રીશાંતિનાથજી પધાર્યા હતા, તથા મેંદરડાથી પૂજ્ય માતાજી રાધાબાઈ પણ પધાર્યાં હતાં.

### શ્રીમદ્‌ભાગવતસપ્તાહજ્ઞાનયજ્ઞ

શ્રીપુરુષોત્તમમાસમાં શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ કંટ્રાક્ટર એમના તરફથી રાજકોટમાં, શ્રી. ઇંદુકુમાર ભાયાલાલ ઠક્કર એમના તરફથી ભાવનગરમાં, તથા શ્રી. કૃષ્ણદાસ શ્યામજી વર્મા એમના તરફથી કરાચીમાં શ્રીમદ્‌ભાગવતમહાપુરાણની સપ્તાહવડે જ્ઞાનયજ્ઞ કરવામાં આવ્યો હતો. ભાવનગરમાં શ્રીમદ્‌ભાગવતસપ્તાહઉપરાંત શ્રીવિષ્ણુસહસ્રનામના પાઠના અનુષ્ઠાનવડે શ્રીવિષ્ણુસ્મરણરૂપ યજન કરવામાં આવ્યું હતું.

———:o:———

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

[ વૈશાખ માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય

તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

**આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:**—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પૂજ્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથા પછી સમાધિમંદિરઆગળ ભગવદ્‌ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ સાયંસંધ્યા જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના–મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.]

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—આ માસમાં શ્રીમતી બહેન લીલાવતી ગોરધનદાસ–ખારવાળાં તરફથી, શ્રી. બાલુસિંહ પ્રતાપસિંહ–વંથલીવાળાતરફથી, તથા શ્રી. રામપ્રસાદ પુરુષોત્તમ સોની–કુંતિયાણાવાળાતરફથી એક એક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો, તથા એક ભક્ત મુંબઈવાળા તરફથી, શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગરવાળાતરફથી, તથા શ્રી. રામસિંહ સજ્જસિંહ–કુંતિયાણાવાળાતરફથી એકેક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**મુખ્ય ભેટ:**—આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છે:—

રૂા. ૨૦–૮–૦ બાશ્રી સરદારકુંવરબા રણમલસિંહજી મહેલોલ (કાર્તિકી તથા અષાઢી પૂર્ણિમાની ભેટના) રૂા ૩૪–૦–૦ માહીમમાં ડૉ. પીરોજશાહ એરચશાહને ત્યાં શ્રીગુરુદેવનું પૂજન થતાં શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત, શ્રી. જાદવજી જીવરાજ, શ્રી. રતનજી રામજી, શ્રી. મચેરશા હોરમસજી ભાભા, શ્રી મીનોચેહર મહેરવાનજી મસાની, શ્રી. જમશેદજી પેસ્તનજી ગોળવાળા, શ્રી. પીરોજશાહ એરચશાહ હાથવાય તથા શ્રી ધનજીશાહ અરદેશર મિસ્ત્રી આદિતરફથી ભેટના.

રૂા. ૧૧–૦–૦ શ્રી. મર્હૂમ શેઠ રવજી દેવજી ગાંધી હા. શ્રી. છગનલાલ વાલજી–જામનગર. રૂા. ૨૫–૪–૩ બાશ્રી સરદારકુંવરબા મહેલોલ. રૂા. ૨૫–૦–૦ શ્રીમતી બહેન સુમરી બહેન કાળાવાળાતરફથી પંચદેવોની પ્રતિષ્ઠાનિમિત્તે ભેટ. રૂા. ૨૫–૦–૦ વકીલ મૂળશંકર ડાહ્યાજી બીલખાવાળાતરફથી મહારુદ્રયાગની પૂર્ણાહુતિનિમિત્તે ભેટ રૂા ૫૦–૦–૦ પૂ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજીતરફથી પૂજ્યપાદ કૃપાનાથનાં વસ્ત્રો ધોવાનું ગૃહ બધાવ્યું તેમાં તેમણે રૂા. ૧૦૦) સો આપવા સંકલ્પ કરેલ તે પેટે રૂા. ૫૦) આપ્યા તે. રૂા ૧૧–૦–૦ શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ જામનગરવાળાતરફથી પૂ પ્રભુશ્રીનાં પાદુકાજીને જામનગર પધરાવતાં રેલભાડાનિમિત્તે. રૂા. ૧૮૦–૦–૦ ડૉ. પીરોજશાહ એરચશાહ હાથવાય–માહીમ. રૂા. ૧૬–૪–૦ શ્રી. હીરજીદાસ ખેતસી–કરાંચી. રૂા. ૫૧–૦–૦ નામદાર દરબારશ્રી રાવતવાળા રામવાળા સાહેબ–બીલખાતરફથી સહસ્રચંડીયાગની પૂર્ણાહુતિનિમિત્તે ભેટ.

**ભોજન અને થાળ:**—નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂા. ૫–૦–૦ વકીલ અંબાલાલ રવચંદભાઈ શાહ–સાદરા. વિદ્યાર્થીઓના ભોજન.

...મર. રૂા. ૭-૮-૦ સોની રામપ્રસાદ પુરુષોત્તમ-કુતિયાણા. રૂા. ૮-૦-૦ શ્રી. ... રણછોડ જાની-કુતિયાણા. રૂા. ૧૫-૮-૬ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા સ્ટેટ. રૂા. ૧૦-૩-૯ સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ-ભાવનગર (સં. ૧૯૯૭ના ભાદ્રપદ સુ. ૧૫ના ભોજનખર્ચના.) રૂા. ૧૮-૧૪-૦ શ્રી. વામનરાય જટાશંકર વસાવડા-પાટણ.

થાળ:—આ માસમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં નીચેનાં બંધુબહેનો તરફથી થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧-૪-૦ એક ભક્તજન-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા તથા રૂા. ૧-૪-૦ શ્રી. વસંતરાય કરશનજી ઓઝા-વાંકાનેર, રૂા. ૧-૪-૦ શ્રી. મન્વંતરાય કરશનજી ઓઝા-ઊધના. રૂા. ૧-૪-૦ શ્રીમતી લીલાવતી બહેન ગોરધનદાસ-ખાર. રૂા. ૧-૪-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. રૂા. ૧૦-૦-૦ એક ભક્તજન-ખંભાત (આઠ થાળ.) રૂા. ૧-૪-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર-ટંકારા. રૂા. ૧-૪-૦ શ્રી. રામસિંહજી સબળસિંહજી-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. રામપ્રસાદ પુરુષોત્તમ સોની-કુતિયાણા. રૂા. ૨-૪-૦ શ્રી. દેવરાજ જસરાજ-કરાંચી. રૂા. ૫-૦-૦ શ્રીમતી બહેન ફૂલકુંવરબાઈ-મુંબઈ-તરફથી પૂજ્યપાદ શ્રી સદ્‌ગુરુશ્રીને ફેરી ધરવાનિમિત્તે. રૂા. ૭-૮-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. (૭ થાળના.) રૂા. ૫-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર. (૪ થાળ.) રૂા. ૧-૪-૦ શ્રી. કિશોરસિંહજી લાલસિંહજી તથા શ્રી. જયેન્દ્રસિંહજી લાલસિંહજી-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રીમતી ઉષા બહેન પ્રતાપસિંહજી-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ ગં. સ્વ. બહેન અવલબાઈ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ નિર્મળસિંહજી રઘુનાથસિંહજી-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. રતિલાલ મનોરદાસ-બોરીવલી. હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. રૂા. ૧-૪-૦ એક ભક્ત-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે-ભાવનગર. રૂા. ૧-૪-૦ દરજી રામજી ગીગા-નારી. હા. શ્રી. ભા. ધ. દવે.

... સિવાય નીચે પ્રમાણે પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં નૈવેદ્યમાટે રકમ મળી છે:— રૂા. ૦-૮-૦ શ્રી. તુલસીદાસ તથા નરશીદાસ જેઠાભાઈ-કરાંચી. રૂા. ૦-૪-૦ બહેન જયાબાઈ તુલસીદાસ. ૦-૪-૦ શ્રીમતી બહેન લક્ષ્મીબાઈ તુલસીદાસ-કરાંચી.

અખંડદીપકખાતે:—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડ દીપનિમિત્તે નીચે પ્રમાણે રકમ જમા આવી છે:—

રૂા. ૦-૪-૦ શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતા-ઢાંક. રૂા. ૧-૪-૦ શ્રી. ત્રિભુવનચંદ જોશી-મોટીપરબડી. રૂા. ૦-૪-૦ ચિ. કૈલાસચંદ્ર મોહનસિંહ-કુતિયાણા. રૂા. ૦-૮-૦ સૌ. બહેન સવિતાબાઈ-મુંબઈ. રૂા. ૧-૦-૦ શ્રી. પરમાણંદદાસ નાથાભાઈનું કુટુંબ. રૂા. ૦-૧૨-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ. રૂા. ૧-૦-૦ શ્રી. શાંતિલાલ ...લાલ-પછેગામ. રૂા. ૧-૮-૦ શ્રી. વામનરાવ જટાશંકર-પાટણ. (૭ દિવસમાટે) રૂા. ૧૦-૦-૦ બહેન ચંચળકુંવર હરજીવનદાસ પોટા-રાજકોટ, પ્રથમ જેઠમાસના અખંડદીપકના. રૂા. ૫-૦-૦ શ્રી. પુરુષોત્તમ બીખાભાઈ-મરોલી.

પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના મંદિરમાં પૂજનમાટે કપૂરની પેટી ૧ સદ્‌ગત ઠાકોર ભગવાન-... ગોવિંદસિંહના કલ્યાણાર્થે શ્રી. પ્રતાપસિંહ માનસિંહતરફથી અર્પણ કરવામાં આવી છે.

શ્રીઆનંદાશ્રમતરફથી ચાલતા સંધ્યાના વર્ગોના નિરીક્ષક શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા આ માસમાં જામ-સલાયામાં ચાલતો સંધ્યાનો વર્ગ તપાસી આવ્યા છે.

---

# परचुरण भेट
[ चैत्र-वैशाख मास ]

૦-૧-૦ પરચુરણ
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, દેવીલસિંહજી લાલસિંહજી ઠાકોર-માંડલથી
૧-૦-૦ શ્રીમતી બાલાગૌરી કેશવલાલ-કુંડલા
૧-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-વરતેજવાળા
૦-૧૦-૦ ,, હરજી ટીંડા-જૂનાગઢ
૧-૪-૦ શ્રી. મોનજી જાદવજીનાં વિધવા પ્રેમબાઈ
૨-૦-૦ શેઠ ત્રિભુવનદાસ ધનજી હા. સોભાગચંદ ત્રિભુવન-ભાવાવદર
૭-૦-૦ શ્રીરામનવમીના પૂજનની ભેટના
    ૦-૪-૦ શ્રી. ગૌરીશંકર દયારામ
    ૦-૮-૦ ,, વશરામ દેવશી
    ૦-૫-૦ ,, ભાઈશંકર ધનજી દવે
    ૦-૪-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
    ૦-૨-૦ પંડિત રઘુનંદન ઝા.
    ૦-૪-૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી
    ૦-૨-૦ શ્રી. જેઠાલાલ શિવશંકર
    ૧-૦-૦ ,, માણેકલાલ નાનજી
    ૦-૪-૦ ,, દયારામ મૂળજી શાસ્ત્રી
    ૦-૪-૦ ,, કરશનજી પ્રાણજીવન
    ૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
    ૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
    ૦-૧-૦ ,, વિઠ્ઠલજી પુરુષોત્તમ
    ૧-૦-૦ અ. સૌ. મુક્તાબહેન જયરામ ભટ્ટ
    ૧-૦-૦ શ્રી. પ્રેમબાઈ, મોનજી જાદવજીનાં વિધવા
    ૦-૪-૦ અ. સૌ. મણિબહેન
    ૦-૨-૦ શ્રી. તારાબહેન
    ૦-૮-૦ વનાઈબહેન
    ૦-૪-૦ બહેન સુબજીબા
    ૦-૪-૦ ,, સંતોકબાઈ
    ૭-૦-૦

૧-૪-૦ શ્રી. દામોદર છગનલાલ-કરાંચી
૦-૩-૦ ,, નરભેરામ ઓધવજીનાં પત્ની
૦-૦-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ
૧-૦-૦ ,, પોપટલાલ ગીરધરલાલ
૧-૦-૦ ,, ગીરધરલાલ નરોત્તમદાસ
૧-૦-૦ ,, દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર મોકા આનંદાશ્રમમાં
૦-૫-૩ ભાટ નાથાલાલ તુલસી
૨-૦-૦ શ્રી. ડાહ્યાભાઈ મંગળદાસ-જંબુસર નિલદાનના
૧-૯-૦ મહાશિવરાત્રીના પૂજનભેટના હા. અંબાલાલ મુળજીરામ
૧-૦-૦ જંબુસરના સાધકોતરફથી
૧-૦-૦ રામનવમીની ભેટના જંબુસરના સાધકોતરફથી
૧-૦-૦ શ્રી. ત્રિભુવન હરિશંકર-બાબાપુર
૧-૪-૦ ,, પ્રાણજીવન નરોત્તમદાસ મહારુદ્રનિમિત્તે
૧-૦-૦ શ્રીમતી ગંગાબહેન
૧-૪-૦ અ. સૌ. સવિતાબહેન
૦-૫-૦ ,, રમાગૌરી-આનંદાશ્રમ-બીલખા
૦-૪-૭ પરચુરણ
૧-૪-૦ શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ
૧-૪-૦ સૌ. સંતોકબાઈ ગીરધરલાલ
૧-૪-૦ ચિ. ઉર્મિલા પ્રાણજીવનદાસ
૧-૪-૦ અ. સૌ. રમાબેન કેશવલાલ
૦-૫-૩ ,, મહાલક્ષ્મી કેશવલાલ
૧-૪-૦ ,, બેન સુશીલા પ્રાણજીવનદાસ
૧-૪-૦ ,, સરસ્વતી ગોપાલજી
૦-૫-૩ ,, કુસુમબેન પ્રાણજીવનદાસ
૦-૫-૩ ચિ. શશિકાંત પ્રાણજીવનદાસ
૦-૫-૩ ,, રસિકલાલ નાનાલાલ
૧-૦-૦ શ્રી. વિઠ્ઠલ રાઘવ
૫-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ મહારુદ્રનિમિત્તે

૨–૦–૦ શ્રી. ભાનુશંકર જટાશંકર તથા ચિ. દિવ્યા.
૧–૪–૦ શ્રી. ભોગીલાલ જગજીવન દેશાઈ
૧–૫–૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧–૫–૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૨–૦–૦ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ
૦–૫–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૦–૮–૦ શ્રી. ચંપકલાલ દામોદર
૧–૫–૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૦–૦–૬ પરચુરણ
૦–૦–૬ અ. સૌ. મણિબહેન
૧–૦–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ
૧–૦–૦ શ્રી. જેચંદ બેચર ઝવેરી
૦–૦–૩ ,, ગીરધરલાલ નરોત્તમદાસ
૧–૦–૦ ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ
૦–૮–૦ શ્રી. લાલજી ઝીણાભાઈ
૦–૮–૦ ,, માવજી પ્રેમજી બગસરા
૦–૫–૦ પરચુરણ
૧–૦–૦ શ્રી. કેશવલાલ મા. ચંદારાણા
૦–૮–૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦–૨–૦ અ. સૌ. પરસનબહેન
૦–૨–૦ ,, જયંતિબહેન
૦–૧–૦ ચિ. બકુલાબહેન
૦–૨–૦ અ. સૌ. માણેક બહેન
૧–૪–૦ શ્રી. ગજાનન ગોવર્ધનદાસ
૧–૩–૦ ,, અરવિંદ ગોવર્ધનદાસ
૨–૮–૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણાને ત્યાં મહાશિવરાત્રીપૂજનભેટના
૫–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ
૦–૪–૦ અ. સૌ સવિતાબહેન
૦–૪–૦ ,, બચુબહેન
૦–૪–૦ ,, જડીબહેન
૦–૪–૦ ,, ગિરિજાબહેન
૦–૪–૦ ,, કમળાબહેન
૦–૪–૦ ,, કાંકુબહેન
૦–૨–૦ ,, લાભુબહેન
૦–૪–૦ શ્રી નંદલાલ પ્રેમજી
૧–૦–૦ અ. સૌ. ભાગીરથીબહેન
૦–૪–૦ શ્રીમતી પ્રેમબાઈ
૦–૪–૦ શ્રીમતી ગંગાબહેન
૦–૪–૦ ,, કસ્તૂરબહેન
૦–૨–૦ ,, અજવાળીબહેન
૦–૨–૦ શ્રી. વિઠ્ઠલ રાઘવ
૦–૨–૦ શ્રીમતી લક્ષ્મી લાલજી
૦–૫–૦ શ્રી. મોહનલાલ હરિભાઈ
૦–૨–૦ અ. સૌ. જયંતીબહેન
૦–૨–૦ શ્રીમતી તારામતી
૦–૪–૦ અ. સૌ. મણિબહેન
૦–૮–૦ શ્રીમતી લાધીબહેન
૦–૬–૦ ,, મોતીબહેન
૦–૪–૦ ,, રતનબહેન
૦–૪–૦ ,, કસ્તૂરબહેન
૧–૮–૦ શ્રી. પ્રેમજી રાઘવ
૦–૨–૦ ,, દેવજી રૂડા
૦–૪–૦ અ. સૌ. વનાઈબહેન
૦–૧–૦ ચી. પ્રવીણાબહેન
૦–૧–૦ શ્રીમતી ઉર્મિલાબહેન
૦–૧–૦ ,, બકુલાબહેન
૦–૧–૦ ,, પ્રભાબહેન
૦–૧–૦ ,, રમાબહેન
૦–૧–૦ ,, મહાલક્ષ્મીબહેન
૧–૦–૦ ,, સંતોકબાઈ
૦–૪–૩ એક બહેન
૩–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ
૧–૪–૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૧–૦–૦ ,, વકીલ આણંદલાલ ગોવિંદજી
૧–૦–૦ ,, જમનાદાસ પરમાનંદદાસ ભટ્ટ
૦–૧–૦ ,, ભાઈશંકર ધનજી દવે
૧–૦–૦ ,, મંગલજી માવજી
૧–૪–૦ ચિ. મનહરલાલ પ્રાણજીવનદાસ
૧–૦–૦ ,, ગુણવંતલાલ પોપટલાલ
૦–૪–૦ શ્રી. હરજી કરશન
૧–૫–૦ એક આનંદાશ્રમવાસી
૧–૭–૦ યજ્ઞમંડપમાંથી ભેટના આવ્યા હા. શાસ્ત્રી દયારામભાઈ
૧–૦–૦ શ્રી. નાનાલાલ જીવણલાલ
૧–૦–૦ ,, નાનજી કરશનજીનાં વિધવા નર્મદાબાઈ ગોરાણી

૦-૮-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ
૫-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૨-૦-૦ શ્રી. હરજી ટીકા ને તેમનું કુટુંબ
૧-૦-૦ ,, કરસનદાસ હરજી
૧-૦-૦ શ્રી. વિઠ્ઠલજી વાસજી
૦-૮-૦ ,, ચીમનલાલ જેચંદ
૦-૮-૦ ,, કનૈયાલાલ નાથાલાલ
૦-૪-૦ પરચુરણ
૧-૦-૦ શ્રી. મૂળશંકર મોહનલાલ પાઠક
૧-૪-૦ શ્રી. પ્રિયવંદા કેશવલાલ-ભાયાવદર
૦-૦-૩ પરચુરણ
૦-૧૦-૦ સૌ. કસ્તુરબાઈ તે રતિલાલભાઈનાં ધર્મપત્ની
૧-૪-૦ શ્રી. જયંતીલાલ પ્રેમજી
૦-૪-૦ ,, રતિલાલ દામોદર
૦-૪-૦ શ્રીમતી કસ્તૂરબાઈ રતનસી.
૧-૪-૦ અજવાળીબેન નાનાલાલ
૦-૩-૮॥ પરચુરણ
૦-૪-૦ અ. સૌ. જયંતીબેન મંગળજી
૨-૮-૦ શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ મુંબઈ નિસદાનના
૨-૦-૦ ,, મોરારજી છગનલાલ પોષથી ચૈત્ર સુધીના ચાર માસના નિસદાનના
૦-૮-૦ ,, મોરારજી છગનલાલ-સક્રાંતિની ભેટના
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી મહારુદ્રયાગની અર્માપ્તિ-નિમિત્તે ભેટના
૦-૪-૦ લુહારપરાના એક વિપ્રતરફથી
૨-૮-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૪-૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૧-૪-૦ ,, પરમાનંદદાસ નાથાભાઈ
૦-૪-૦ ,, નર્મદાશંકર ગોકુલજી દવે
૦-૫-૩ ચિ અનંતરાય કૃપાશંકર ભટ્ટ
૧-૦-૦ પૂ. સ્વ. શ્રી આત્મપ્રકાશજી
૦-૪-૦ એક ભક્ત
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૧-૦ ચિ. લલિતરાય અંબાશંકર જોશી
૧-૦-૦ શ્રી. જેઠાલાલ લવુભાઈ-રાયપુર

૧-૪-૦ મહેલોલ ઠાકોરસાહેબતરફથી હ. બાશ્રી સરદારકુંવરબા
૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૩-૦-૦ ,, મૂળશંકર કાનજી વકીલ મહારુદ્રયાગારંભનિમિત્તે
૨-૦-૦ બહેનશ્રી સુમરીબહેન કાળાવાળા-બીલખા તરફથી પ્રતિષ્ઠાયજ્ઞારંભનિમિત્તે
૨-૦-૦ શ્રી. પ્રેમજી જુમાભાઈ-બેડી
૭-૧૧-૦ ગત શ્રીશંકરજયંતીના દિવસે આનંદાશ્રમમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન થતાં ભેટ:—
૦-૪-૦ પૂ સ્વ. શ્રીબ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ પૂ સ્વ. શ્રીઆત્મપ્રકાશજી
૨-૦-૦ શ્રી. જેઠાલાલ લલ્લુભાઈ-રાયપુર
૦-૫-૦ ,, કરશનજી પ્રાણજીવન-વાંકાનેર
૦-૨-૦ ઠાકોર કલ્યાણસિંહ ભવાનસિંહ
૦-૨-૦ શ્રી ભગવાનજી મનુભાઈ બીલખા આનંદાશ્રમ
૦-૪-૦ શ્રીમતી ગંગાબહેન મૂળજી-લીંબુડા
૦-૨-૦ ,, બહેન વિભુબહેન
૦-૪-૦ ,, બહેન મણિબાઈ
૦-૨-૦ ,, બહેન સવિતાબહેન
૦-૧-૦ ચિ. સુરેશ
૦-૧-૦ ,, ઉર્મિલા
૦-૧-૦ ચિ. પ્રફુલ્લ
૦-૧-૦ ચિ. રમેશ
૦-૪-૦ શ્રી. વશરામ દેવશી.
૦-૪-૦ બહેન વનાઈબહેન
૧-૦-૦ પૂ મહંતશ્રી ત્રિકમદાસજી મહારાજ
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી.
૦-૨-૦ ચિ વસુમતી છગનલાલ

૭-૧૧-૦

૨-૦-૦ શ્રીસૂરજદેવળના પૂ. મહંતશ્રી
૨-૦-૦ શ્રીદૂધરેજના પૂ. મહંતશ્રી
૧-૦-૦ બેન માનુબાઈ-દવા

૨-૫-૦ વંથલીમાં શ્રીરામનવમીનિમિત્તે પૂજન-ભેટના
 ૦-૪-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ
 ૦-૪-૦ ,, ત્રિભુવનદાસ સનજી
 ૦-૨-૦ ,, શામજી સોમજી
 ૦-૨-૦ ,, કાનજી કાલિદાસ
 ૦-૪-૦ ,, જાદવજી વાલજી
 ૦-૪-૦ ,, દેવજી વાલજી
 ૦-૨-૦ ,, જાદવજી ત્રિભુવન
 ૦-૨-૦ ,, હરિદાસ વાલજી
 ૦-૨-૦ ,, નથુભાઈ
 ૦-૨-૦ ,, ગોકળદાસ ત્રિભુવન
 ૦-૨-૦ ,, કલ્યાણજી કાનજી
 ૦-૨-૦ ,, મૂળજી સુંદરજી
 ૦-૨-૦ ,, જુઠા ઠાકરશી
 ૦-૧-૦ ,, શુક્લ રામશંકરભાઈ
 ૦-૨-૦ ,, મોહનલાલ ભગવાનજી
 ૨-૫-૦

૦-૪-૦ શ્રી. છગનલાલ કાનજી-ખીલખા
૫-૦-૦ રાજ. ઉદેસિંહ મોહનસિંહ-સીગામ
૧-૦-૩ શેઠ ભાયાલાલ છોટાલાલ-ભાવનગર ભેટના
૦-૨-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે
૦-૨-૦ વિ. સર્વેશ્વર દેવશંકર-કુંતિયાણા
૨-૦-૦ સ્વ. આત્મપ્રકાશજી
૦-૪-૦ બ્હેન જકલબાઈ
૨-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીયા
૧-૪-૦ ,, આશારામ ગૌરીશંકર રાજગુરુ-ઢોલરવા
૫-૪-૦ સોની રામપ્રસાદ પુરુષોત્તમ-કુંતિયાણા
૧-૪-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાચી
૧-૪-૦ ,, નરસીદાસ જેઠાભાઈ ,,
૧-૦-૦ ,, દેવજી જીવરાજ ,,
૨-૮-૦ ,, મોરારજી કેશવજી ,,
૦-૨-૦ ,, દેવરાજ જસરાજ-શ્રીફળનિમિત્તે
૧-૪-૦ શાહ મગનલાલ હીરાલાલ ચાદવાળા શંકરજયંતીની ભેટ હા. શ્રી. ચતુરભાઈ
૦-૨-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ.
૦-૮-૦ બેન આઈબાઈ નાગભાઈ
૧-૪-૦ શ્રી. પીતાંબરદાસ કરશનજી કરાંચી
૧-૪-૦ પાર્વતીબાઈ ત્રિકમજી ,,
૧-૦-૦ બેન સંતોકબાઈ ખીલખા
૧-૬-૦ ચિ. કૈલાસચંદ્ર મોહનસિંહ-કુંતિયાણા
૦-૧૨-૦ શ્રી. મોહનસિંહ માનસિંહ ,,
૨-૦-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૬-૩ શ્રી. ભીડભંજન યજ્ઞમંડપમાં પરચુરણ ભેટના હા. અં. ના. જોશી
૩-૧૪-૦ શ્રી. પરમાણંદદાસ નાથાભાઈનું કુટુંબ
૧-૦-૦ સવિતા બ્હેન
૦-૨-૦ બકુલબેન
૦-૨-૦ વનાઇબેન
૫-૪-૦ એક ભક્ત-ખંભાત ચિ. નવનીતલાલ મંગળદાસનાં લગ્નપ્રસંગે હા. શ્રી. ગોપાલજી ગૌરીશંકર
૧-૦-૦ શાસ્ત્રી નારણજી કેશવજી-રાજકોટ
૯-૦-૦ ના. દરબારશ્રી રાવતવાળા રામવાળા સાહેબ તરફથી સહસ્રચંડીયજ્ઞની આરંભ નિમિત્તે ભેટ.
૧-૦-૦ માણેકલાલ સુંદરજી-કુંતિયાણા
૦-૮-૦ શ્રી. નાનાલાલ મંગળજી, હરિલાલ નાનાલાલ, પુષ્પાવતી નાનાલાલ, અનસૂયા નાનાલાલ તથા ઈંદુબાળા મૂળશંકર-પોરબંદર
૧-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ
૩-૦-૦ ,, ગિરધરલાલ જયશંકર વ્યાસ-ખીલખા
૫-૦-૦ ,, વામનરાય જટાશંકર વસાવડા-પાટણ
૧-૦-૦ ,, દીલસુખરાય મહેંદ્રરાય
૧-૦-૦ સૌ. તિલોત્તમાબેન દ્વારકાદાસ
૫-૦-૦ સૌ. પ્રમોદાબેન ધરણીધરપ્રસાદ વૈષ્ણવ.
૫-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર વસાવડા

પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજી શ્રી. પોપટલાલ વાલજી રંગરેજની દુકાનના વાસ્તુ નિમિત્તે જામનગર પધારતાં માર્ગમાં ભેટના.

૦-૮-૦ શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળ
૧૨-૪-૦ ,, પોપટલાલ વાલજી રંગરેજ-જામનગર
૧-૦-૦ ,, વેલજી સવજી
૨-૦-૦ ,, રવજી દેવજી ગાંધી
૧-૦-૦ ,, પ્રેમજી જુઠાભાઈ

૦-૮-૦ શ્રી. રવજી દેવજી ગાંધી
૦-૫-૦ શ્રીમતી રડીબાઈ
૧-૦-૦ શ્રી. માસ્તર ઘેલાભાઈ નથુભાઈ
૦-૪-૦ ,, સામજી ઘેલારામ
૦-૦-૬ પરચુરણ

---

૧૮-૫-૬ કુલ

શ્રી.વેલજી સવજીને ત્યાં પૂજ્ય પાદુકાજીની પધરામણી થતાં ભેટ:—

૫-૪-૦ શ્રી. વેલજી સવજી
૨-૦-૦ શ્રીમતી ઉજમબાઈ
૧-૦-૦ શ્રી. રવજી દેવજી ગાંધી
૧-૦-૦ શ્રીમતી બેન પાનબાઈ
૦-૮-૦ શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ
૦-૪-૦ ,, પુરુષોતમ દેવજી
૦-૮-૦ શ્રીમતી બેન રડીબાઈ
૦-૪-૦ શ્રી. ભગવાનજીભાઈ
૦-૪-૦ ,, કેચનલાલ જીગતરામ
૦-૨-૦ ,, મદુમાજી
૧-૦-૦ ,, ગોરધનદાસ દેવજી
૦-૮-૩ પરચુરણ

---

૧૨-૧૦-૩

૫-૦-૦ શ્રી. નારાયણદાસ જમનાદાસ જામજોધપુરવાળાને ત્યાં શ્રીપાદુકાજીની પધરામણી થતાં ભેટ

૦-૨-૦ શ્રીમતી બેન ઉમીયા પીતાંબર વાંકાનેરમાં પાદુકાજી પધારતાં ભેટ

૨-૬-૦ શ્રી. વસંતરાય કરશનજી ઓઝા—વાંકાનેર

શ્રી. કેશવલાલ કરસનજી ઓઝાને ત્યાં પાદુકાજીની પધરામણીની ભેટ:-

૫-૧૦-૦ ,, કે. ક. ઓઝા ને તેમનું કુટુંબ
૨-૦-૦ ,, કે. ક તરફથી રેલભાડાના
૧-૦-૦ શ્રી. રાજસી જીવરાજ
૦-૪-૦ ,, રાજસીભાઈનાં પત્ની

---

૮-૧૪-૦

૬-૨-૦ શ્રી. રાજસી જીવરાજને ત્યાં પધરામણીની ભેટ

૪-૬-૬ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાને ત્યાં પધરામણીની ભેટ:—

૧-૦-૦ શ્રી, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૪-૦ બહેન કાશીબાઈ પ્રાગજી
૧-૪-૦ શ્રી. છોટાલાલ પ્રાણશંકર
૦-૧-૦ બહેન ચંચળબાઈ
૦-૮-૦ ઓઝા દેવશંકર ઈશ્વરલાલ
૦-૧-૦ શ્રી. ખુશાલચંદ માસ્તર
૦-૨-૦ ,, વિજયશંકર ગોવિંદરામ
૦-૦-૩ ,, ગિરજાશંકર કાલિદાસ
૦-૦-૩ પરચુરણ
૦-૧-૩ સમરતબહેન
૦-૦-૯ પરચુરણ

---

૪-૬-૬

૧૧-૧-૩ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવેને ઘેર રાજકોટમાં પધરામણીનાં ભેટ

૦-૫-૦ ચિ. નારાયણ રમણિકલાલ
૫-૦-૦ શ્રી. રમણિકલાલ ત્રિ. દવે તથા શ્રી. ઉતમરામ નથુરામ કવિ
૧-૪-૩ ,, રમણિકલાલ દવેનું કુટુંબ
૧-૦-૦ ,, ભગવાનજી બેચરભાઈ
૧-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, ઝવેરી હરિભાઈ
૧-૦-૦ ,, જેઠાલાલ શાર્દુલ
૦-૮-૦ ,, મગનલાલ કાળાભાઈ

---

૧૧-૧-૩

૦-૪-૦ શ્રી. રાજેંદ્રરાય વસંતરાય વસાવડા-શીલ
૦-૮-૦ ,, મા ના ચંદારાણા તરફથી વૈશાખના નિત્ય દાનના
૪-૦-૦ ,, શામજી રણછોડ જાની ને તેમનું કુટુંબ
૧-૦-૦ ,, વકીલ પોપટલાલ તારાચંદ-જુનાગઢ
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા-મુંબઈ
૨-૦-૦ ,, અજિતરાય પારેખનાં પત્ની મુંબઈ
૧-૦-૦ ,, પીતાંબર ધનજી રાજકોટ
૧-૦-૦ ,, મેર મેરગ પુંજા

શ્રી. ભીમશંકર મહાશંકર-મોજીદડ વર્ષ ૧૦
,, કુંવરજી દેવકૃષ્ણ-વઢવાણ ,, ૧૧
,, રતિલાલ હરજીવન-થરાદ ,, ,,
,, રૂગનાથ જાદવજી-રાજકોટ ,, ,,
,, ઇશ્વરલાલ ધનેશ્વર ,, ,,
,, કાનજી ભગવાનજી-ભેંસાણા ,, ૯-૧૦
,, ભગવાનજી હરદેવ-જાળીયા ,, ૧૧
,, દેવશંકર રણછોડ-કુંતિયાણા ,, ,,
,, કરશનજી પ્રાણજીવન-વાંકાનેર ,, ,,
,, મન્વંતરાય કરશનજી-ઉપના ,, ,,
,, દેવકૃષ્ણ વાઘજી-ખારચીયા ,, ,,
,, જીવન લવજી-જામજોધપુર ૧૦-૧૧
,, નાનાલાલ જીવનભાઇ-ખીલખા ,, ૧૦
,, ચલાળા ઔદીચ્ય સમસ્ત બ્રા. સમાજ વર્ષ ૧૧
,, પોપટલાલ શામજી-કોલકી વર્ષ ૮-૯-૧૦
,, ચંદ્રભાનુ હરિભાઇ-ભાવનગર વર્ષ ૧૧
,, મોરારજી ઓધવજી-ખીલખા ,, ૯-૧૦
,, બહેચર કાળા-લીંબુડા ,, ૧૧
,, જયંતીલાલ ઉમિયાશંકર-ઉંટડી ,, ,,
,, નારણ લખમણ-લીંબુડા ,, ,,
,, રામજી કાના ,, ,, ,,
,, જગજીવન પ્રેમજી-પાજોદ ,, ,,
હા. ગંગાબહેન-લીંબુડા
,, છોટાલાલ વિઠ્ઠલજી-રાજકોટ ,, ૧૦થી૧૨
,, અંબાલાલ મૂળજી-હાલોલ ,, ૧૦-૧૧

શ્રી. જ્યોતિપ્રસાદ મગનલાલ-અમદાવાદ વર્ષ ૮-૯
,, કાલિદાસ દામજી-પોરબંદર વર્ષ ૯-૧૦
,, હરગોવિંદ પીતાંબર-ટંકારા ,, ૧૧
,, જેઠાલાલ લાધાશંકર-ભાણવડ ,, ,,
,, દેવશંકર હરિશંકર-આણંદ ,, ૧૦-૧૧
,, મોહનલાલ મથુરભાઇ ,, ,, ૧૦-૧૧
,, મલભાઈ લક્ષ્મીશંકર-રાજકોટ ,, ૧૦-૧૧
,, ઘેલાભાઈ ભીમભાઈ-વેરમા ,, ૧૦
,, પ્રેમજી ત્રિભુવન-પીપળીયા ,, ૧૧
,, ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ ,, ,,
,, વિઠ્ઠલદાસ ભીખાભાઇ-સુરત ,, ૯-૧૦
,, જયાશંકર રામશંકર-સુત્રાપાડા ,, ૯-૧૦
,, મોહનલાલ જમિયતરાય-શીલ ,, ૧૦-૧૧
૩-૦-૦ કરાંચી જતાં માસિકોના લવાજમ વર્ષ ૯માના પેટે
૧૨-૦-૦ કરાંચી જતાં માસિકોના લવાજમના વર્ષ ૧૦માના પેટે હા. શ્રી. કૃષ્ણદાસ વર્મા
શ્રી. વીરજી મેઘજી-ગરેજ વર્ષ ૮-૯-૧૦
,, જમનાદાસ મોહનલાલ-માણસા વર્ષ ૯-૧૦
,, તુલસીદાસ ગાંડાભાઈ-સિહોર ,, ૧૦-૧૧
,, વ્રજલાલ મંગળજી-સેગાંવ ,, ૧૧-
શ્રીમતી દેવબાઈ દામજી-બાંટવા ,, ૧૧
શ્રી. પ્રાણશંકર ત્રિકમજી-ભાવનગર ,, ૧૦
,, ભાઈલાલ ડી. ત્રિપાઠી-ખંભાત વર્ષ ૮-૯-૧૦
(બાકીનાં નામો આવતા અંકમાં છપાશે.)

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ જુન.

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ સેવા છે.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

૫ લેખક બંધુબ્હેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતા પ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

——:o:——

INDIA POSTAGE

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

૭૭
૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કૉંગ્રેસહાઉસ

વર્ષ ૧૧ મું
આષાઢ
અંક ૨ જો
સંવત ૧૯૯૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથસ્તુતિ: | ૩૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૩૪ |
| ૩ | બ્રહ્મોપદેશબાવની. | ૩૫ |
| ૪ | શ્રીસનત્સુજાતીયમ્ | ૩૮ |
| ૫ | મદાલસા. | ૪૦ |
| ૬ | નાથપ્રભુનું નિજમંદિર. | ૪૨ |
| ૭ | પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી. | ૪૯ |
| ૮ | Appreciation | ૫૨ |
| ૯ | સમીક્ષા. | ૫૨ |
| ૧૦ | ગુણજ્ઞતા. | ૫૩ |
| ૧૧ | સેવાવિચાર. | ૫૩ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૫૪ |


---

 ખાસ વાંચો 

## લવાજમસંબંધી જરૂરી નોંધ

ચાલુ ૧૧મા વર્ષનો આ ૨જો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)**

### જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ; વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.**

---

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૧ મું] સંવત્ ૧૯૯૮–આષાઢ [અંક ૨:

ૐ

## श्रीनाथस्तुति

મારા-નાથજી મુજને, ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો;
ભક્તિ આપી ભલા, ભાવતી ભૂધરા, અંતે આવી અહોનિશ રહેજો. મારા૦ ૧

ભક્તિકારણે આપો, દેહ દુર્લભ. હજો, દેહકારણે રખે સ્નેહ જાયે;
આજ મનસાથ જદુનાથ જો વીસરે, વળતી વલે મારી કુણ થાયે. મારા૦ ૨

કર્મ કૂડાં કરી, ખાણ ચારે ભરી, નાસવા નીસર્યો નામધારી;
કૃષ્ણકીર્તન વિના, જામ[1] જાયે વૃથા, જેમ રહે જૂગટે સિદ્ધિ હારી. મારા૦ ૩

હું ગર્ભે નાના ફર્યો, નિત્ય ઉજાગરો, નવ ઠર્યો નાથજી શરણ પાખે;
ભવવિષે બૂડતાં, વહાર ને બૂમ નહિ, બાંહ્ય ગ્રહી મુજને કોણ રાખે. મારા૦ ૪

અલ્પ આયુષ્યમાં, કલ્પના મનુષ્યને, આજ કીધું વળી કાલ કરવું;
શ્વાસનો શો વિશ્વાસ, નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું. મારા૦ ૫

ઉત્તમ મધ્યમ, વરણ તું વિઠ્ઠલા,, પ્રકટ થઇને દરશન પમાડો;
નરસૈંયા રંકને ટંક કરુણા કરો, દીનબંધુ વળ્યો આંક આડો. મારા૦ ૬

[1] પ્રહોર.

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શુભ સંગ, સાત્ત્વિક આહાર, શુભકર્મ ને શુભવિચારવડે પોતાના અંતઃકરણમાં પ્રકટેલા તામસભાવને શાંત કરી તેને સાત્ત્વિકભાવવાળું ને સુખી કરી શકાય છે.

"દશા ફેરે તવ દુર્મત સુઝે, અવળાં કામ કરંત;
આણંદ કે' પરમાણંદ, ભેદી એમ ભૂલંત."

સ્વરાજ્યની પ્રાપ્તિ સર્વથા ઇચ્છિવાયોગ્ય છે, પણ ધર્મનો પરિત્યાગ કરી સ્વરાજ્યની લાલસામાં તણાવું એ ઇચ્છિવાયોગ્ય નથી.

બ્રહ્મનો ને બ્રહ્મદર્શીનો સંપર્ક લાભકર છે એમ મહાપુરુષો કહે છે.

અધિકારી જીવ પરમેશ્વરને દ્વારે પડ્યો રહેશે તો ભક્તવત્સલ પરમેશ્વર પરિણામે તે જીવનું ભલુંજ કરશે.

દુર્વિચાર, કુસંગ ને કુપ્રવૃત્તિથી દૂર રહી શાસ્ત્રાજ્ઞાનુસાર ને શિષ્ટાચારાનુસાર વર્તવાથી મનષ્યનું આ લોક પરલોકનું હિત સધાય છે.

જે મનુષ્યે પ્રભુનું સ્મરણધ્યાન કર્યું હોય તેને મરણવેલા તેના શુભ અભ્યાસના પુણ્યથી પ્રભુનું ને સદ્ગુરુનું સ્મરણ તથા ધ્યાન થવાનો સંભવ છે, ને તેથી તેને મરણવેલાનું કષ્ટ અલ્પ જણાય છે.

બલવાન્ શુભસંસ્કારોનો પરિપાક બહારની ઉપાધિથી પરાભવ પામતો નથી.

વધારે આયુષ્‌ની માગણી કરવાને બદલે જે આયુષ્ મનુષ્યને પ્રાપ્ત છે તેનો જો સદુપયોગ થાય તો તે હિતકર ગણાય છે.

જીવતાં જો સ્થૂલભાવનો નાશ કરી શકાય તો મુઆપછીનો આનંદ જીવતાં પણ અનુભવી શકાય.

પરમકૃપાળુ પરમાત્માના શુભભાવવાળા સ્મરણધ્યાનથી તેઓશ્રીની અમોઘ કૃપાવડે સૌને દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિ થાય છે.

અંતઃકરણની જાગૃતિ, શુભ કામ તુરત કરવાનો સ્વભાવ ને ન્યાયબુદ્ધિ એ વ્યવહારમાં ઉપકારક ને પરમાર્થમાં હિતકર છે.

મનુષ્યને શાસ્ત્રાભ્યાસવિના ને શાંતિથી અંતર્દૃષ્ટિ કર્યાવિના કેટલુંક શાસ્ત્રરહસ્ય સમજાતું કઠિન મનાય છે.

શુભેચ્છાને, વિચારણાને ને તનુમાનસાને દૃઢ કરવાથી ચોથી ભૂમિકા જે સત્ત્વાપત્તિ તેને પ્રાપ્ત થવાથી જીવતાંજ મોક્ષાનુભવ થાય છે.

દુર્જનો દયાનાં પાત્ર છે, સ્વાર્થને લઇને કે અજ્ઞાનથી મનુષ્યોથી ભૂલ થવી સાહજિક છે. એમ વારંવાર વિચારી દુર્જનોપર પણ દયા રાખવાનો સ્વભાવ પાડવો.

જીવનું હિત કરનારી તેની સર્વે યાચનાઓ પરમાત્મા ધ્યાનમાં લે છે, ને તેના શુભ વિચારનો ને શુભ કર્મનો પરિપાક થયે તેને તેનું ઇચ્છિત આપે છે. (ચાલુ)

———:૦:———

॥ ॐ ॥

# બ્રહ્મોપદેશબાવની

[ લેખકઃ—પૂજ્યપાદ મહારાજ શ્રીનથુરામશર્મા ]

—: દોહરા :—

શુચિ સુખઘન ચિદ્‌ગગનને, નિરખે અંતર બાર;
તે દુઃખ સઘળાં દૂર કરી, પામે સુખ અપાર. ૧
પ્રથમ સદ્રૂપે સ્થિર થઈ, પછી સચ્ચિદ્રૂપ થાય;
પછી સચ્ચિત્સુખરૂપ થયે, સર્વે તાપ વિલાય. ૨
અંતર દૃષ્ટિથી સદા, ચિદાકાશને દેખ;
નામ રૂપ મિથ્યા ગણી, તેને સદા ઉવેખ ૩
ચિદાકાશમાં નહિ કદી, ભોક્તા ભોગ્ય જરાય;
અખંડ એક અદ્વૈતમાં, ભેદ ન કદી જણાય. ૪
સ્વસ્વરૂપના જ્ઞાનથી, કરો અવિદ્યા નાશ;
કામ કર્મને દૂર કરી, પામો પદ અવિનાશ. ૫
નિજમાં ચિદ્રૂપ દેખવું, પરમાં પણ ચિદ્રૂપ;
એમ અખંડ ચિદ્ અનુભવી, ત્યજવું જડ દુઃખરૂપ. ૬
શૂન્ય મહાશૂન્યને ત્યજી, અતિ શૂન્યમાં જાય;
ત્યારે પરસુખ અનુભવી, દુઃખરહિત તે થાય. ૭
મન જ્યારે અતિ શુદ્ધ થઈ, અતિ સ્થિર થઈ જાય;
ત્યારે પરમાનંદ રૂપ, અનાયાસ દરશાય. ૮
તે દિન ધન્ય મુમુક્ષુનો, જે દિન જુએ સ્વરૂપ,
સર્વ દૃશ્યનો બાધ કરી, ભાળે બ્રહ્મસ્વરૂપ ૯
પ્રતિબિંબનો બાધ કરી, દેખો દર્પણ જેમ;
સર્વ દૃશ્યનો બાધ કરી, જુઓ બ્રહ્મ પણ તેમ. ૧૦
બાધ કરી મૃગજલતણો, દેખો રવિકર જેમ,
બાધ કરી સૌ દૃશ્યનો, જુઓ બ્રહ્મ પણ તેમ ૧૧
જીવનો જીવ સ્વભાવ તે, બહુવિધ દુઃખનો ફંદ;
જીવનો બ્રહ્મ સ્વભાવ તે, પૂરણ પરમાનંદ ૧૨
કામ ક્રોધ ને લોભનો, મન ઇંદ્રિયનો ત્યાગ;
ત્યાગ કરી સૌ દૃશ્યનો, થવું મહા વીતરાગ. ૧૩
સર્વ દૃશ્યનો ત્યાગ કરી, મહા પદમાં વિશ્રામ;
કરે તાપ વિલાય સૌ, પામે અતિ આરામ ૧૪
સર્વ દૃશ્ય મિથ્યા ગણી, તેને સદા વિસાર;
ખરવિષાણ સમ તે ગણી, તેને નહિ સંભાર. ૧૫
અણુઅણુમાં અતિ વિષ ભરી, પ્રખર દીપિકા જેહ;
તેમાં જે અંજાઈ પડે, મરે તે ન સંદેહ. ૧૬

પરમશુચિ સાક્ષિપદે, સુસ્થિર રહો સદાય;
સર્વે દૃશ્યને બ્રહ્મથી, ભિન્ન ન જુઓ જરાય. ૧૭

મિથ્યાના ચિંતનવડે, થાય શાંતિનો નાશ;
માટે મિથ્યા ભૂલીને, સમરો શ્રીઅવિનાશ. ૧૮

અખંડાનંદ સ્વરૂપમાં, કરવો નિશદિન વાસ;
ચ્યુત કદિ થાવું નહિ, જગથી રહી ઉદાસ. ૧૯

દુઃખદ વિષયના લાભથી, જો જીવને સુખ થાય;
તો સુખરૂપ બ્રહ્મભાનથી, કેમ ન સુખી થવાય? ૨૦

રાગદ્વેષના વિષયને, કરી બ્રહ્મમાં લીન;
અખંડ એક બ્રહ્મ જોઈને, થાવું પરમ પ્રવીણ. ૨૧

કામક્રોધ લોભાગ્નિની, મોટી ઝેરી જાળ;
તેથી બચતા શૂર જન, રાખી ઘણી સંભાળ. ૨૨

સૂક્ષ્મ વાસના બાળીને, કરો ચિત્તને લીન;
બાધ કરી પ્રકૃતિતણો, લેશ રહો નહિ દીન. ૨૩

અખંડાનંદ અસંગ હું, અક્રિય રહિત વિકાર;
એમ અહંને શુદ્ધ કરી, પામો દુઃખનો પાર. ૨૪

ચિદાકાશરૂપે થઈ, રે'વું દશમે દ્વાર;
બાધ કરી સહુ દૃશ્યનો, જોવું બ્રહ્મ અપાર. ૨૫

જે છે તે દેખે નહિ, જે નહિ તેને જોય;
એ અપરાધે અજ્ઞજન, સાચા સુખને ખોય. ૨૬

નિજ મન વાણી નયનને, પાવન કરવા કાજ;
શુચિતમ ચિતમાં જોડવાં, ત્યજી મલિન દૃશ્યસાજ. ૨૭

મિથ્યા આ સંસારને, હે મન! સદા વિસાર;
સદ્રૂપ પરબ્રહ્મને, હે મન! સદા સંભાર. ૨૮

નામ રૂપ ને કર્મનો, નહિ ચિદ્‌માં સદ્‌ભાવ;
મિથ્યા ત્રણ શરીરનો, છે ત્યાં સદા અભાવ. ૨૯

અહંકારને ત્યાગવો, રાખી આત્મવિચાર;
સુપ્રસન્ન મન રાખવું, રાખી શાંતિ અપાર. ૩૦

રાગદ્વેષ ને ભયતણા, હેતુ મિથ્યા જાણ;
તેનો ભોક્તા પણ અસત્, એવું સદા પિછાણ. ૩૧

અતિ પાપીઆ કામનો, કરી સમૂલ વિનાશ;
બાધ કરી સ્થૂલ દેહનો, પેખો પરમ પ્રકાશ. ૩૨

મહા ક્રૂર આ ક્રોધને, કરો હૃદયથી દૂર;
દયા ક્ષમા ને ધૈર્યથી, રાખો મન ભરપૂર. ૩૩

લોભ પાપનું મૂળ ગણી, તેનો કરો ઉચ્છેદ;
ઉદારતા સંતોષને, પોષો ધરી નિર્વેદ. ૩૪

વિવેકને દૃઢતમ કરી, કરો મોહનો નાશ;
મોહ રિપુ માર્યા વિના, મળે ન પદ અવિનાશ ૩૫
અધોગતિનો હેતુ મદ, જાણો એમ સદાય;
વિનય નમ્રતા રાખીને, મદ નવ કરો જરાય. ૩૬
પોતાસમ સૌને ગણી, કરવો મત્સર દૂર;
પરસુખને નિજ સુખ ગણો, રહે શાંતિ ભરપૂર. ૩૭
દુઃખ-પ્રકાશક સાક્ષી જે, તે કેમ દુઃખી હોય;
જે દુઃખી તે સાક્ષી નહિ, એમ વિચારી જોય. ૩૮
પ્રશાંત રહેવું સર્વદા, તપવું નહિ લગાર;
ચિદાકાશમાં દૃશ્યને, ગણવું અસત્ અસાર. ૩૯
પાંચ વિષયના રાગનો, કરવો પૂરો નાશ;
પંચેન્દ્રિય મન વશ કરી, હરવું પદ અવિનાશ. ૪૦
બ્રહ્મપદે આરૂઢ રહો, તેથી ચળો ન લેશ;
રાગદ્વેષ ભય પરહરો, જેથી નડે ન કલેશ. ૪૧
સદાચારથી વર્તવું, થવું શાંત ને દાંત;
આત્મારામ થવું સદા, થવું ન કદીય ભ્રાંત. ૪૨
પાંચ યક્ષ ત્રણ અસુરથી, રક્ષિત સુખનિધિ જેહ;
જે તે આઠે દૂર કરે, પામે સુખનિધિ તેહ. ૪૩
પ્રાણિવસ્તુનું મૂલ છે, સચ્ચિત્ સુખ સ્વરૂપ;
ઉપર જે દેખાય તે, અનૃત જડ દુઃખરૂપ. ૪૪
સચ્ચિત્ સુખરૂપ બ્રહ્મ હું, દેહાદિ આભાસ;
અવિદ્યાદિના બલવડે, થાય તેમનો ભાસ. ૪૫
જેમ મત્સ્યને ઉછાળે, ઉદધિ ક્ષુભિત ન થાય;
તેમ દૃશ્યથી જ્ઞાનીમાં, લેશ ન ક્ષોભ જણાય. ૪૬
જ્ઞાન કૃપાણવડે કરો, મન રાક્ષસનો નાશ;
તેનો નાશ કરે મળે, જીવને સુખ અવિનાશ. ૪૭
ચિંતામણિની પ્રાપ્તિથી, જેમ દીનને સુખ થાય;
તેમ બ્રહ્મસુખ-લાભથી, જીવને સુખ જણાય. ૪૮
જેમ તરંગો દૂર કરે, સાગર એક જણાય;
તેમ દૃશ્યને દૂર કરે, એક બ્રહ્મ દરશાય. ૪૯
"હું બ્રહ્મ" આ જ્ઞાનને, સુસ્થિર કરો સદાય;
એ બોધ સુસ્થિર થયે, સરવે દુઃખદ વિલાય. ૫૦
ચિદાકાશને દેખવું, કરી પ્રણવને દ્વાર;
સર્વ દૃશ્યને ભૂલવું, જાણી દુઃખદ અસાર. ૫૧
ચિદાકાશ વિલસી રહ્યું, અંતર બાર સદાય;
તેને અતિ પ્રીતે જુઓ અન્ય ન જુઓ જરાય. ૫૨

[o]

## श्रीसनत्सुजातीयम्
### ( શ્રીશાંકરભાષ્યસમેત )
[ અનુવાદક: મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૧ થી )

न सादृश्ये तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चिदेनं।
मनीषयाथो मनसा हृदा च य एनं विदुरमृतास्ते भवन्ति।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ ७ ॥

કોઈ રૂપ આની એટલે પરમાત્માની સાથે સરખાવતાં સરખું ઊતરે એમ નથી, કારણકે રૂપમાત્ર ચક્ષુવડે જોઈ શકાય છે, અને પરમાત્માને કોઈ ચક્ષુવડે જોઈ શકે એમ નથી.

એટલે પરમાત્માને ચક્ષુવડે જોઇને જાણશું અથવા બીજા કોઈ રૂપના સરખું પરમાત્માનું રૂપ હશે એમ જાણી તે રૂપના જેવા પરમાત્માને જાણશું એવી આશા કરવી વ્યર્થ છે.

પરમાત્માને જાણવામાટે તો પુરુષે પ્રથમ શાસ્ત્ર તથા સદ્ગુરુવડે પરમાત્માના સ્વરૂપનો બુદ્ધિવડે નિશ્ચય કરવો, પછી તે સ્વરૂપનું મનવડે મનન કરવું, અને પછી પોતાના હૃદયમાં તે સ્વરૂપનું નિદિધ્યાસન કરવું.

આ ત્રણ સાધનો સાધીને જે પુરુષો કે સ્ત્રીઓ પરમાત્માને જાણે છે તેઓજ અમૃત થાય છે.

બીજાઓ જેમ છે તેમ મરણધર્મવાળાજ રહે છે, એટલે કે તેઓ જીવદશામાંજ રહે છે, અને પરમાત્માને જાણનારાઓ પરમાત્મસ્વરૂપ થયા થકા અમરણ ધર્મવાળા થઈ રહે છે.

જે સનાતન પરમાત્મા ઉપર કહેલાં ત્રણ સાધનોવડે જાણી શકાય એવા છે તે પરમાત્માનું તે ત્રણ સાધનો સાધી શકનારા યોગીઓજ પ્રત્યક્ષ દર્શન પામે છે, બીજાઓને તે સનાતન પરમાત્માનું દર્શન અત્યંત દુર્લભ છે. ૭

श्रीशांकरभाष्यम् ।

नानेन सदृशं किंचिद् विद्यत इत्याह

આના જેવું કાંઈ નથી એમ કહે છે:—

अस्य परमात्मनो रूपं न सादृश्ये तिष्ठति–

કોઈ રૂપ આ પરમાત્માના સ્વરૂપની તુલ્ય નથી.

नान्येन सादृश्यं वर्तते नानेन सदृशं किंचिद् विद्यत इत्यर्थः।

અન્ય કોઈની સાથે પરમાત્માનું સરખાપણું નથી. આની એટલે પરમાત્માની સાથે સરખામણીમાં ઊતરે એવું કાંઈ નથી એમ કહેવાનો ભાવ છે.

श्रूयते च 'न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः' इति–

વળી જેનો એટલે જે પરમાત્માનો મોટો યશ તો આ છે કે તેની પ્રતિમા નથી એટલે તેની તુલ્યતા નથી એવી શ્રુતિ પણ છે.

अत एवोपमाद्यविषयत्वं-
આથીજ પરમાત્મા ઉપમા આદિના વિષય નથી.
तथा च न चक्षुषा पश्यति कश्चिदप्येनं सर्वान्तरं परमात्मानं-
તેમજ કોઈપણ એ સર્વની અંતર રહેલા પરમાત્માને આંખવડે જોઈ શકતો નથી.
कथं तर्हि पश्यन्ति ?
એમ છે તો પછી યોગીઓ એ પરમાત્માને જુએ છે એમ આપ કેમ કહો છો એમ પૂછવામાં આવે તો કહીએ છીએ કે

मनीषयाऽध्यवसायात्मिकया बुद्धया
મનીષાવડે એટલે નિશ્ચયવાળી બુદ્ધિવડે
मनसा संकल्पविकल्पात्मकेन
સંકલ્પવિકલ્પવાળા મનવડે
हृदा च हृदयेन च साधनभूतेन
અને હૃદયવડે એટલે પરમાત્માના દર્શનમાં સાધનભૂત એવા હૃદયવડે પરમાત્માને યોગીઓ જુએ છે.

हृदयं विना नान्यत्र परमात्मन उपलब्धिः संभवतीति मत्वा हृदाचेत्युक्तं
હૃદયવિના અન્યત્ર ક્યાંઇ પરમાત્મા દેખાય એમ સંભવ નથી એમ માનીને હૃદયવડે પરમાત્મા દેખાય છે એમ કહેલું છે.

अथवा न केवलं मनोबुद्धिमात्रेणापि च हृदा हृदयस्थेन च परमेश्वरेणानुग्रहीताः सन्तो य एनं परमात्मानं विदुरयमहमस्मीति तेऽमृता अमरणधर्माणो भवन्ति ।

અથવા કેવળ મન અને બુદ્ધિમાત્રવડેજ નહિ પણ હૃદયવડે પણ એટલે હૃદયમાં રહેલા પરમેશ્વરનો અનુગ્રહ પામેલા સંતપુરુષો જે આ પરમાત્માને આ હું છું એમ હૃદયમાં જાણે છે તેઓ અમૃત એટલે અમરણધર્મવાળા થાય છે.

अथवा हृदा हृदयेन परमात्मना
અથવા હૃદયવડે એટલે હૃદયમાં રહેલા પરમાત્માવડે પરમાત્મા દેખાય છે એમ અર્થ જાણવો.

तथा च हृत्स्थे परमात्मनि हृदयशब्दं निर्वक्ति
તેવી રીતે હૃદયમાં રહેલા પરમાત્માને વિષે હૃદય શબ્દનું નિર્વચન શ્રુતિ કરે છે.
स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तं हृदयमिति तस्माद् हृदयमिति
તે આ આત્મા નિશ્ચય હૃદયમાં છે.
હૃદયમાં આ (પરમાત્મા) એમજ હૃદયનું નિર્વચન છે, માટે પરમાત્માને હૃદય કહેલા છે.

अहरहर्वा एवं वित् स्वर्गं लोकमेतीति श्रुतिः
જે કોઈ પ્રતિદિન ઉપર કહ્યું તે નિર્વચન જાણે એટલે તે નિર્વચનવડે કહેલા સત્યનો અનુભવ કરે તે સ્વર્ગને એટલે પોતાની એટલે પોતાના સાચા સ્વરૂપને પામવાની ગતિને પામે એવી હૃદયનું નિર્વચન કહેનારી એ શ્રુતિ છે.

तथा तदधीनामात्मसिद्धिं दर्शयति 'यस्य देव' इति

તેમજ જે પુરુષની હૃદયમાં રહેલા પરમાત્માને વિષે શ્રેષ્ઠ ભક્તિ હોય અને જેવી ભક્તિ હૃદયમાં રહેલા પરમાત્માને વિષે હોય તેવીજ ભક્તિ એટલે તેવીજ શ્રેષ્ઠ ભક્તિ તે પરમાત્માનો પોતાને બોધ કરનારા પોતાના શ્રીગુરુને વિષે હોય તેને શ્રુતિએ કહેલાં રહસ્યોનો યથાવત્ પ્રકાશ આપોઆપ થાય છે એ શ્રુતિવડે પોતાના આત્માના એટલે પરમાત્માના લાભરૂપ સિદ્ધિ હૃદયમાં રહેલા તે પરમેશ્વરને અધીન છે એમ દેખાડેલું છે. (ચાલુ)

———[०]———

## મદાલસા

[ અનુવાદક: મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪થી )

ब्रह्मणे गृहमध्ये तु विश्वेदेवेभ्य एव च ।
धन्वंतरिं समुद्दिश्य प्रागुदीच्यां बलिं क्षिपेत् ॥

ઘરના મધ્યમાં બ્રહ્માને તથા વિશ્વેદેવાને ઉદ્દેશીને પૂર્વમાં અને ધન્વંતરિને ઉદ્દેશીને ઉત્તરમાં બલિ ફેંકવા.

प्राच्यां शक्राय याम्यायां यमाय बलिमाहरेत् ।
प्रतीच्यां वरुणायाथ सोमायोत्तरतो बलिम् ॥

ઇંદ્રને પૂર્વમાં અને યમને દક્ષિણમાં બલિ આપવો.
વરુણને પશ્ચિમમાં અને ચંદ્રને ઉત્તરમાં બલિ દેવો.

दद्याद्धात्रे विधात्रे च बलिद्वारे गृहस्य च ।
अर्यम्णे बलिर्दद्याद् ग्रहेभ्यश्च समंततः ॥

ધાતાને તથા વિધાતાને ઘરના બારમાં બલિ દેવો.
અર્યમાને ઘરની બહાર અને ગ્રહોને સર્વ દિશામાં બલિ દેવો.

नक्तंचरेभ्यो भूतेभ्यो बलिमाकाशतो हरेत् ।
पितॄणां निर्वपेच्चैव दक्षिणाभिमुखः स्थितः ॥

નિશાચર પ્રાણીઓને આકાશમાં બલિ દેવો,
અને પિતૃઓને દક્ષિણ દિશામાં ઊભા રહીને બલિ દેવો.

गृहस्थस्तत्परो भूत्वा सुसमाहितमानसः ।
ततस्तोयमुपादाय तेषामाचमनाय वै ॥
स्थानेषु निक्षिपेत् प्राज्ञस्तास्ता उद्दिश्य देवताः ॥

ગૃહસ્થ પુરુષે મનને શાંત રાખી તે તે દેવતાને પરાયણ થઈ તેમના આચમનને માટે પછી પાણી લઇને જે જે સ્થાનમાં કે દિશામાં જે જે દેવતાને બલિ આપવાનું કહ્યું તે તે સ્થાનમાં કે દિશામાં તે પાણી તેમના આચમનની ભાવનાથી ફેંકવું.

एवं गृहबलिं कृत्वा गृहे गृहपतिः शुचिः ।
आप्यायनाय भूतानां कुर्यादुत्सर्गमादरात् ॥

એ પ્રમાણે પવિત્ર ઘરધણીએ ઘરમાંના દેવોના બલિ ઘરમાં દઇને પછી પ્રાણીઓની તૃપ્તિમાટે નીચે પ્રમાણે ત્યાગ કરવો.

श्वभ्यश्च श्वपचेभ्यश्च वयोभ्यश्चावपेद्भुवि ।
वैश्वदेवं हि नामैतत् सायं प्रातरुदाहृतम् ॥

કૂતરાઓને માટે તથા ચાડાલઆદિને માટે અને પશુપખીઓને માટે પૃથ્વીપર બલિ નાખવો આ બલિદાનની ક્રિયાનું નામ વૈશ્વદેવ છે. તે સાજ્ઝવાર નિત્ય કરવુ

आचम्य च ततः कुर्यात् प्राज्ञो द्वारावलोकनम् ।
मुहूर्तस्याष्टमं भागमुदीक्ष्यो ह्यतिथिर्भवेत् ॥

પછી શાસ્ત્રની પ્રજ્ઞાવાળા પુરુષે આચમન કરીને એક મુહૂર્તના આઠમા ભાગજેટના સમયસુધી ઘરના બારસામે અતિથિની વાટ જોવી

अतिथिं तत्र संप्राप्तमन्नाद्येनोदकेन च ।
संपूजयेद्यथाशक्ति गंधपुष्पादिभिस्तथा ॥

જો તે સમયે કોઈ અતિથિ આવી મળે તો અન્નઆદિવડે તથા જળવડે અને ગધ પુષ્પઆદિવડે પોતાની શક્તિના પ્રમાણમા તેનું પૂજન કરવુ

न मित्रमतिथिं कुर्यान्नैकग्रामनिवासिनम् ।
अज्ञातकुलनामानं तत्कालसमुपस्थितम् ॥

મિત્રને અતિથિ ન ગણવો, તેમજ પોતાનાજ ગામમા વસનારાને પણ અતિથિ ન ગણવો

જેનું કુળ તથા નામ પોતે જાણતો ન હોય અને જે સમયે પોતે વાટ જોઇ ઊભો હોય તેજ સમયે આવી મળેનો,—

बुभुक्षुमागतं श्रान्तं याचमानमकिंचनम् ।
ब्राह्मणं प्राहुरतिथिं संपूज्य शक्तितो बुधै ॥

ક્ષુધાની નિવૃત્તિમાટે આવેલો, પ્રવાસના શ્રમથી થાકી ગયેલો, અનજળની યાચના કરનારો, કાંઇપણ સાધન કે સામગ્રીવિનાનો બ્રાહ્મણ અતિથિ છે એમ પૂર્વપુરુષોએ અતિથિનાં લક્ષણો કહેતાં કહેલું છે

વિદ્વાન્ પુરુષોએ એવા અતિથિની પોતાની શક્તિ હોય તેટના પ્રમાણમા પૂજા કરવી

न पृच्छेद् गोत्रचरणं स्वाध्यायं चापि पंडितः ।
शोभनाशोभनाकार तं मन्येत प्रजापतिम् ॥

શાસ્ત્રથી સાપડેની પ્રજ્ઞા એટલે પ્રજ્ઞાવાળા પંડિત પુરુષે એવા અતિથિ બ્રાહ્મણનું ગોત્ર કે ચરણ કાંઈ પૂછવુ નહિ તેનો સ્વાધ્યાય પણ પૂછવો નહિ

તે શોભાયમાન આકૃતિવાળો હોય કે કદ્રૂપો હોય, ગમે તેવો હોય, તેને ગૃહસ્થે સાક્ષાત્ બ્રહ્મા જાણવો

अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ।
तस्मिँस्तृप्ते नृयज्ञोत्थादृणान्मुच्येद्गृहाश्रमी ॥

અતિથિનું ગૃહસ્થને ઘેર નિત્ય રહેવુ થતું નથી માટે તે અતિથિ કહેવાય છે

તે અતિથિ અન્નજળવડે તૃપ્તિ પામે એટલે તે મનુષ્યયજ્ઞવડે મનુષ્યઋણમાથી ગૃહસ્થ મુક્ત થાય છે

तस्यादत्वा तु यो भुंक्ते स्वयं किल्बिषभुंग्नर ।
स पापं केवलं भुंक्ते पुरीष चान्यजन्मनि ॥

એવા અતિથિને અન્નજળ આપ્યા વિના જે ગૃહસ્થ પોતે અન્નજળ લે છે તે પોતે પોતાથી અતિથિનાં પાપનોજ તે અન્નજળવડે ભોગ કરે છે. એવો ગૃહસ્થ બીજા જન્મમાં કેવળ પાપનોજ એટલે પાપના ફળરૂપ નરકનોજ ભોગ કરે છે.

अतिथिर्यस्य भग्नाशो ग्रहात् प्रतिनिवर्तते।
सदत्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति॥

જે ગૃહસ્થને ઘેરથી આશાભંગ થયેલો અતિથિ પાછો ફરે છે તે પોતાનાં પાપ તે ગૃહસ્થને આપીને તે ગૃહસ્થનાં પુણ્ય પોતે સાથે લેતો જાય છે.

अप्यम्बुशाकदानेन यच्चाप्यश्नाति स स्वयम्।
पूजयेत नरःशक्त्या तेनैवातिथिमादरात्॥

કેવળ જળ આપીને કે શાક આપીને કે જે કાંઈ પોતે ખાવાનો હોય તે ખવરાવીને ગૃહસ્થ પુરુષે અતિથિની પૂજા કરવી.

એમ ગૃહસ્થ પુરુષે અતિથિની પૂજા પોતાની શક્તિ પ્રમાણે કરવી, પણ જે કાંઈ પૂજા કરવી તે આદરપૂર્વક કરવી. (ચાલુ)

——[०]——

ॐ

# નાથપ્રભુનું નિજમંદિર

[ લેખકઃ—**શ્રી કરણસિંહ લાલસિંહજી ઠાકોર, બી. એ.** ]

શ્રી બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રી પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીનથુરામશર્મા આચાર્યજીને તેઓશ્રીનો શિષ્યસમૂહ ભિન્ન ભિન્ન નામોથી સંબોધતો અને અત્યારે પણ એજ સંબોધનોનો ઉપયોગ કરે છે. તેમાંનું એક અભિધાન "નાથપ્રભુ" છે. તેઓશ્રીએ શ્રી બીલખા આનંદાશ્રમની સ્થાપના કરી અને ત્યાંજ જીવનલીલા સમાપ્ત કરી તેના સ્મારકરૂપે "નિજમંદિર" વિદ્યમાન છે. આ નિજમંદિર શું છે તેનો અલ્પ સ્વલ્પ ખ્યાલ આપવા આ લઘુ લેખમાં યથાશક્તિ પ્રયત્ન થશે.

સંવત્ ૧૯૫૨ના વર્ષમાં શ્રી બીલખા આનંદાશ્રમની સ્થાપના થઈ ત્યારથી સંવત ૧૯૮૭ના વર્ષમાં આશ્વિનવદિ અગીઆરશ ને શુક્રવારના સુપ્રભાતમાં તેઓશ્રીએ અવતારલીલા સમેટી ત્યાંસુધીનાં પાંત્રીશ વર્ષપર્યંતની જીવનલીલાના પ્રત્યક્ષ સાક્ષિરૂપે આ નિજમંદિર ઊભું છે.

આ સ્થાનનું પ્રવેશદ્વાર પૂર્વાભિમુખ છે. પ્રવેશદ્વારની બન્ને બાજુએ એક એક બારી છે. પ્રવેશદ્વારની ઉત્તરભણીની બારીસન્મુખ ઊભીએ તો તેઓશ્રી જે આસનપર બિરાજતા તે આસનનાં બરાબર દર્શન થાય. પ્રવેશદ્વારની દક્ષિણભણીની બારીસન્મુખ ઊભીએ તો તેઓશ્રી જે પાટઉપર શયન કરતા તે પાટનાં બરાબર દર્શન થાય. નિજમંદિરની ઉત્તરભણીની દિવાલની બરાબર જોડાજોડ તેઓશ્રીનું "સંયમમંદિર" આવેલું છે. નિજમંદિરની ઉત્તરભણીની દીવાલના પશ્ચિમ છેડે એક દ્વાર છે તે વાટે સંયમમંદિરમાં પ્રવેશ કરાય છે. નિજમંદિરની દક્ષિણભણીની દિવાલની બરાબર જોડાજોડ "શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય" આવેલું છે. તેમાં પ્રવેશવાનું દ્વાર નિજમંદિરની દક્ષિણભણીની દીવાલને પશ્ચિમ છેડે આવેલું છે. આ દ્વારવાટે તેઓશ્રી નિજમંદિરમાંથી સ્નાનગૃહમાં અને સ્નાનગૃહમાંથી નિજમંદિરમાં પધારતા. શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલય આનંદાશ્રમનું સુંદર

ગ્રંથસ્થ છે અને સંયમમંદિરનો ઉપયોગ તેઓશ્રી બ્રહ્મધ્યાનમાટે વા નિર્વિકલ્પ સમાધિમાટે કરતા.

આ નિજમંદિર એટલે તેઓશ્રીનું નિવાસસ્થાન. આ સ્થાનમાં તેઓશ્રી પ્રાતઃ તથા સાયંસંધ્યા કરતા. (બપોરની સંધ્યા તેઓશ્રી સ્નાનગૃહમાં કરતા) આ સ્થાનમાં તેઓશ્રી લેખનકાર્ય કરતા તથા પત્રો લખવા લખાવવાનું કાર્ય પણ કરતા. રાત્રિએ ફલાહાર પણ અહીંજ લેવાતો અને શયન પણ અહીંજ થતું ટુંકમા આશ્રમને લગતા વ્યવહારકાર્યો અને જનકલ્યાણનાં પારમાર્થિક કાર્યો અહીંજ થતાં આમાંનાં મુખ્ય મુખ્ય કાર્યોની યત્કિંચિત ઝાંખી કરીએ.

ભારતના ઋષિવરોએ પ્રાતરુત્થાનમાટે બ્રાહ્મમુહૂર્તનો મંગલ સમય નિયત કર્યો છે. આ નિયમનું પરિપાલન તેઓશ્રી અવશ્યમેવ કરતા પછી પ્રવાસ હોય, અસામાન્ય શરીરશ્રમ પડ્યો હોય, કે શરીરનું અસ્વાસ્થ્ય હોય. શાસ્ત્રાજ્ઞાઓ ફક્ત શિષ્યોને પ્રબોધવામાટે ન હતી. તેઓશ્રી તેનું જીવનમાં અક્ષરશઃ પરિપાલન કરી બતાવતા, અને પછી તેનો બોધ કરતા. શાસ્ત્રની સરાણપર જીવનને કસોટીએ ચઢાવ્યું ન હોત તો તેઓશ્રીના ચરણકમલમાં જીવન ન્યોછાવર કરવા કયો સુજ્ઞ તત્પર થાત! બ્રાહ્મમુહૂર્તનો મંગલમય સમય થતાં નિજમંદિરમાં ઘીનો દીપક પ્રકટેલો જણાય. વિશ્વમાં શુભ વિચારપોષક પ્રવાહો ચાલી રહ્યા હોય અને ઉષાને આંગણે પ્રભુની શાંતિ રસમય રંગોળી પાડી રહી હોય એવે સુમંગલ સમયે ભીલખાના આ મહાસંત પાટપર ધ્યાનમગ્ન બન્યા હોય. આ મહાયોગીના મુખકમલમાંથી પ્રાતઃસ્મરણસ્તોત્રનો સાત્ત્વિક શબ્દપ્રવાહ સરી રહ્યો હોય દીપક નિજમંદિરને અજવાળી રહ્યો હોય ત્યારે આ શબ્દપ્રવાહ નિજમંદિરમાં ચેતના રેડી રહ્યો હોય. પરાવાણીસાથે સંપર્કમાં આવેલી તેઓશ્રીની વૈખરીવાણીની મધુરતા ને સત્ત્વસિદ્ધિથી નિજમંદિરની દીવાલો રંગાયેલી છે. આ શબ્દપ્રવાહનું ગુંજન નિજમંદિરના વાતાવરણમાં પ્રભુની શાંતિ પ્રકટાવતું અને નિજમંદિરને પ્રભુનું મંદિર બનાવતું. શું આ સ્થાન ધન્ય નથી? આ દૃશ્યનો અનુભવ કરનાર અથવા માનસદર્શન કરનાર શું ધન્ય નથી?

આ સ્થાનનું **બીજું દૃશ્ય** પ્રાતઃસંધ્યાસમયે શરુ થતું. સ્નાનગૃહમાં સ્નાનાદિથી પરવારી ધવલવસ્ત્ર પહેરી, એક ધવલ ઉપવસ્ત્ર ઓઢી, પાદુકા પહેરી સુપ્રસન્નભાવે તેઓશ્રી નિજમંદિરમાં પધારી રહ્યા હોય. સ્નાનગૃહમાંથી શરુ થયેલું પાદુકાગુંજન પગલે પગલે પ્રભુતા વેરતું નિજમંદિરભણી ચાલ્યું આવે છે સ્નાનગૃહમાંથી શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાં થઈ તેઓશ્રી નિજમંદિરમાં પધારતા. નિજમંદિરના બરાબર મધ્યભાગમાં પ્રવેશદ્વારની સન્મુખ પ્રથમથી તૈયાર કરી રાખેલ આસનપર તેઓશ્રી બિરાજતા, અને સંધ્યાદિકર્મમાં પ્રવૃત્ત થતા. સન્મુખ બે તરભાણાં, જમણી બાજુએ પહેલું એક પંચપાત્ર ને તેથી આગળ પૂર્વભણી અર્ઘ્ય આપવાના જલનો લોટો રહેતો હતો. જમણા હાથભણી મોરમાં ધૂપની સળી રહેતી અને ડાબા હાથભણી પેટીપર ફાનસમાં ઘીનો દીપક રહેતો. આસનની જમણી બાજુએ એક બાજોઠીપર સ્વાધ્યાયનાં પુસ્તકો રહેતાં. શ્રીઉપનિષદો, શ્રીબ્રહ્મસૂત્ર, ને શ્રીમદ્ભગવદ્ગીતા શાંકરભાષ્યસાથે. સિવાય જીવન્મુક્તિવિવેક, પંચદશી ને શ્રીમદ્ભાગવત. આર્યોના વૈદિકકર્મકાંડના અનુષ્ઠાનમાં પણ અસામાન્ય આગ્રહ. શરીરના મુખ્ય મુખ્ય ભાગોપર ભસ્મનાં ત્રિપુંડ્ર થતાં તેઓશ્રીનું શરીર અધિક શોભા ધારણ કરતું. તે પછી આચમન, પ્રાણાયામ, સંકલ્પ, અર્ઘ્યપ્રદાન, ઉપસ્થાનાદિ ક્રિયાઓ થતી. નિષ્પ્રાણ દેહમાં ચેતના પ્રકટે

તેમ એ પ્રત્યેક ક્રિયા જડતા છોડી મૂર્તિમંત બનતી. સામાન્યરીતે કાળક્ષેપ કરનારી સામાન્ય ક્રિયા મટી દીર્ઘજીવી થવાની પ્રાણપોષક ક્રિયા બનતી. સંધ્યા એ કાળક્ષેપ કરનારું નિરર્થક કર્મ નથી, પરંતુ વ્યષ્ટિપ્રાણને સૂર્યરૂપ સમષ્ટિપ્રાણમાં એકરૂપ કરવાની રસાયનવિદ્યા છે એ તેઓશ્રીએ દાખવ્યું. ભગવાન્ સૂર્ય એ પ્રાણબલનો ઝરો છે. "પગ તથા આંખો આદિની ઉપસ્થાનમાં કહ્યા પ્રમાણે સ્થિતિ રાખવાથી સૂર્યનું સુષુમ્ણનામનું કિરણ શરીરમાં રહેલ સુષુમ્ણાનાડીમાંના ઉદાનવાયુનું સારીરીતે પોષણ કરે, ને તેથી શરીરમનનું સાત્વિકબલ વધે.*" સંધ્યા એ અલ્પપ્રાણને મહાપ્રાણસાથે મેળવવાનો કીમિયો છે, વ્યક્તિજીવનને સમષ્ટિજીવનમાં ઓતપ્રોત કરવાનો સુંદર પ્રયોગ છે, જીવભાવમાંથી શિવભાવ પ્રકટાવવાનું પ્રથમ સોપાન છે. તેઓશ્રી એક સમર્થ યોગી ને જીવન્મુક્ત મહાપુરુષ હતા. કર્મકાંડજેવી આત્મવિકાસની પ્રાથમિક શ્રેણિમાં શામાટે આટલો આગ્રહ રાખતા? ફક્ત લોકસંગ્રહાર્થે, ફક્ત માનવ-કલ્યાણ કરવામાટે. દ્વિજવર્ગ કર્મમાર્ગમાં પ્રવૃત્ત થઈ ઉપાસનામાં પ્રવેશી શકે તે માટે અને ઉપાસનાદ્વારા જ્ઞાનમાર્ગનો અધિકારી બની શકે એટલા માટે. જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ મૂકી લોકસંગ્રહાર્થે જીવનભર કર્મમાર્ગમાં પ્રવૃત્ત રહેવું એ ઓછો ત્યાગ ગણાય? આવા અડગ નિશ્ચયબલવગર આ જડવાદના જમાનામાં શાસ્ત્રો ને શાસ્ત્રીય ક્રિયાપરત્વે ઉપેક્ષા રાખનાર માનવસમૂહમાંથી કર્મકાંડમાં પ્રીતિ રાખનાર એક નવો વર્ગ ઉત્પન્ન કરવો એ થોડું સહેલું કાર્ય છે? સંધ્યાપછી જપ સ્વાધ્યાયાદિ પણ તેઓશ્રી બરાબર કરતા. આ સમયે પણ નિજમંદિરનાં દ્વાર ઊઘડેલાં રહેતાં. સાધક કે શિષ્ય દર્શનપૂજનમાટે ત્યાં જઈ શકતો. થોડું ઔદાર્ય? એ પછી તેઓશ્રી બ્રહ્મધ્યાનમાટે સંયમમંદિરમાં પધારતા.

**ત્રીજું દૃશ્ય:** સંધ્યાદિકર્મથી પરવારી તેઓશ્રી મુખ્ય આસને બિરાજતા. આ આસન નિજમંદિરના ઈશાનખૂણામાં દક્ષિણાભિમુખ રહેતું. એ આસનપર તેઓશ્રી દક્ષિણાભિમુખ બિરાજતા. આ આસનની સામે નાની બાજઠપર અગત્યનાં પુસ્તકો રહેતાં. જમણીબાજુ જલનું કમંડલ તથા લેખનસામગ્રી રહેતાં. પ્રાતઃસંધ્યાદિ ઉપરોક્ત કાર્યપછી અહીં સ્ટા. ૧૧।। સુધી બિરાજવું થતું. બપોરે શૌચ સ્નાન સંધ્યા ભોજનાદિથી પરવારી અહીં સાંજની કથામાં સ્ટા. પા પધારવું થાય ત્યાંસુધી બિરાજવું થતું, અને સાયંસ્નાન બ્રહ્મ-ધ્યાનાદિથી પરવારી અહીં શયનમાં પધારવું થાય ત્યાંસુધી બિરાજવું થતું. આ સમય-દરમિયાન લેખનવાચનાદિ કાર્યો થતાં. આ સમયદરમિયાન સાધકો દર્શન, સમાગમ અથવા શાસ્ત્રીય શંકા સમાધાનમાટે આવ્યા કરતા હોય, આશ્રમના કાર્યકરો આવ્યા કરતા હોય, બહારના આગંતુકો આવ્યા કરતા હોય. તેઓસાથેનું કાર્ય તેઓશ્રી પતાવતા જતા હોય અને સાથે સાથે લેખનવાચનનું કામ અથવા પ્રુફ સુધારવાનું કામ અથવા પત્ર લખાવવાનું કામ ચાલી રહ્યું હોય. નિજમંદિરમાં આવનારસાથેનું કામ પૂરું થાય કે તુરતજ હાથમાંનું કાર્ય શરુ થાય. રાત્રિનો સમય હોય તો બેઠેલા સાધકો અથવા શિષ્યોને પ્રવૃત્ત રાખવા તેઓશ્રી શાસ્ત્રીય પ્રશ્નો પૂછતા જાય. અથવા કોઈ સ્તોત્ર કે ભજન બોલવાની આજ્ઞા આપે અથવા ઇષ્ટમંત્રના જપમાં જોડાવા સૂચના કરે. આ બધી ક્રિયાઓવચ્ચે તેઓશ્રી પોતાનું કામ પૂર્ણ એકાગ્રતાથી, પૂર્ણ સાવધાનતાથી, પૂર્ણ પ્રસન્નતાથી ચલાવી રહ્યા હોય. કામનો બોજો ગમે તેટલો હોય, આવનારની સંખ્યા ગમે તેટલી હોય. પ્રશ્નપરંપરા

* શ્રીમન્નાથપ્રભુરચિત સંધ્યારહસ્યનામક શ્રીઉપદેશગ્રંથાવલિમાંના બીજા અંકમાંથી.

ગમે તેટલી અને અટપટી હોય, તોય મુખપરનું મંદહાસ્ય ઓસરે નહિ: મુખપરની પ્રસન્નતા ઓછી થાય નહિ: પ્રશ્ન પૂછનારના અનેકવિધ પ્રશ્નોથી કંટાળો ઉપજે નહિ; તેમ હાથમાં રહેલા કામમાં અપૂર્ણતા આવે નહિ: તેમાટે નક્કી થયેલી સમયમર્યાદા તૂટે નહિ: આ બધી પ્રવૃત્તિઓવચ્ચે શરીર એટલુંજ સ્થિર હોય મન, પ્રાણ ને ઇંદ્રિયો એટલાંજ વશ હોય. આ બધી સ્થિતિમાં તેઓશ્રીનો હઠયોગ ને રાજ્યોગ દર્શન દેતો. યોગ એ વાતોનો વિષય નથી–જીવનમાં વણવાની ક્રિયા છે એ તેઓશ્રીના ચિત્તનું સમત્વ જોઈ સમજાતું: જીવનની અનુકૂલ પ્રતિકૂલ અવસ્થામાં ચિત્તની એ સમાહિતસ્થિતિ રાખવી–મનનું એ અખંડ સમતોલપણું જાળવવું એ યોગ, ઊછળતા જલના તરંગોમાં પણ કમલ જલના સ્પર્શથી અળગું રહે છે તેમ જીવનની બધી પરિસ્થિતિઓથી તેઓશ્રી અલિપ્ત રહી શકતા. એથી જાણે પર હોય એવું અનુભવાતું.

ચોથું દશ્ય સાયંસંધ્યાદિપછી તેઓશ્રી મૂળ આસનપર બિરાજતા ત્યારે શરુ થતું. રાત્રિનો સમય શરુ થઈ ચૂક્યો હોય, નિજમંદિરમાં દીપક બળી રહ્યો હોય, ચક્ષુઓમાં નિજાનંદની ખુમારી જામી હોય. જાણે ગંગાકિનારાના કોઈ અરણ્યભાગમાં ધ્યાનગ્રસ્ત સ્થિતિમાં સ્થિર બિરાજેલા કોઈ મહાન તપસ્વી ન હોય એવું જણાતું. નિજમંદિર દિવ્યતપોભૂમિસમું ભાસતું. સમુદ્રમાં જેમ તરંગો ઉછાળા મારે તેમ ત્યાં શાંતિ ઉછાળા મારતી અને હજુ મારે છે. એ સમયે અથવા અન્ય સમયે ત્યાં પ્રવેશતાં શીતલ જલમાં સ્નાન કરતા હોઈએ એવું અનુભવાતું. ઇન્દ્રિયોની ચંચલતા બંધ પડી જાય, મનમાં ઊછાળા ધીમા પડી જાય, પ્રાણપ્રવાહ મંદ ગતિએ ચાલવા માંડે. જગતથી કોઈ જુદા સ્થાનમાં હોઈએ એવું ભાસે. સંસારી છતાં અસંસારીપણું ઉદય પામે. અગ્નિઆગળ ટાઢ રહી સાંભળી છે? સમુદ્રતટપર ઉષ્ણતા રહી સાંભળી છે? આનું નામ સાધુજીવન, આનું નામ સંતજીવન. તેઓશ્રીના સમાગમમાં આવતાં તેઓશ્રીનું વિશુદ્ધ પ્રાણબલ આવનારને આવરી લેતું. તેઓશ્રીનો આત્મદીપક આવનારના અંતરમાં અજવાળું પ્રકટાવતો. તેઓશ્રીની અમીઝરણી આંખો આવનારના મનના તાપ ટાળી શાતા રેડતી. આવો સંતસમાગમ કોને રુચિકર ન થાય? આવો સંતસમાગમ કોણ ન સેવે? આ માટેજ સાધકો ત્યાં વારંવાર ખેંચાતા–દીપકપર જેમ પતંગિયાં ખેંચાય તેમ, લોહચુંબકપ્રતિ લોહકણો ખેંચાય તેમ, ઉત્તરધ્રુવભણી હોકાયંત્રનો કાંટો ખેંચાય તેમ. પશ્ચિમના વિજ્ઞાને હજુ સ્થૂલ ગુરુત્વાકર્ષણની શોધ કરી છે પણ ભારતના ઋષિવરોએ આન્તરદૃષ્ટિવડે આત્માના ભવ્ય આકર્ષણની શોધ સૈકાઓ પહેલાં કરી છે–પ્રાણબલના ગુરુત્વાકર્ષણની સૂક્ષ્મ શોધ સૈકાઓ પહેલાં કરી છે. આ શોધ ભારતના ઋષિઓની માત્ર કલ્પના ન હતી. એ પ્રત્યક્ષ અનુભવ તેઓશ્રીના સમાગમમાં આવતાં થયો. રાત્રિનો અંધકાર જગતને આવરી રહ્યો હોય ત્યારે નિજમંદિરમાં ઉષાનાં અજવાળાં ફૂટતાં. જ્યારે જગત અજ્ઞાનનિદ્રામાં પ્રસુપ્ત થઈ રહ્યું હોય ત્યારે આ સ્થાનમાં જ્ઞાનદીપક પ્રકાશી રહ્યો હોય. આ કલ્પનાનું શબ્દચિત્ર નથી. સત્યઘટનાનો પડઘો છે–અનુભવ બોલ છે. આ સમયનું દશ્ય, આ સમયની ઉચ્ચતર શાંતિ, આ સમયની લોકોત્તરશુદ્ધિ–આ બધાનું શબ્દચિત્ર આપવું અશક્ય છે. આગળ વધેલા સાધકો કહેતા અને કહે છે કે તેઓશ્રીના સાન્નિધ્યમાં સિદ્ધલોકનું સુખ અનુભવગમ્ય થતું. આવો અનુભવ કરનાર પોતાને "धन्योऽहम् धन्योऽहम्" કહી વિરમતો.

બીલખાના એ સંત સ્વલીલા સમેટી સ્વરૂપાવસ્થાન પામ્યા છે. ભૂતકાળના એ

ભવ્યદિવસો માત્ર એક સ્વપ્ન બન્યા છે, છતાં એ દિવસોનું સ્મરણ થતાં હૃદય પ્રફુલ્લ બને છે. અને એ દૃશ્યની વિશુદ્ધિમાં ગરક બન્યાજેવું જણાય છે. થોડી ક્ષણોમાટે સંસાર વિસારે પડે છે, ત્યારે સાધુજીવનના પ્રતાપઆગળ મસ્તક નમે છે, એ મહાપુરુષને વંદના કરવી પડે છે. એ ચરણોમાં ન્યોચ્છાવર બનવા ઇચ્છા પ્રકટે છે. યુગયુગસુધી એ જીવનની ગુણગાથા ગાવા મન સંકલ્પો રચે છે, બીલખા એજ છે, આનંદાશ્રમ એજ છે, નિજમંદિર એજ છે–તેમાં વસતા મહાસંત ફક્ત સ્થૂલસ્વરૂપે અવિદ્યમાન છે. તેઓશ્રી લૌકિકશરીરે નિજમંદિરમાંથી ગયા છે, પરંતુ ત્યાં પોતાશ્રીનું આત્મતેજ છોડતા ગયા છે. જો કે ત્યાં હવે એ દિવ્યમૂર્તિનાં સાકાર દર્શન સાંપડતાં નથી, પણ ત્યાં હજુ તેઓશ્રીની અલૌકિક પ્રભાના પડછાયા ભાસે છે. આજે આસનપર તેઓશ્રીનાં છબીજી બિરાજે છે તોય તેનાં દર્શનથી હૃદયને શાતા વળે છે; એ સ્થાનમાં જાણે બેઠાજ રહીએ એમ થાય છે: જાણે કોઈ અદૃષ્ટસત્તા હૃદયને પોષતી હોય, એમ ભાસે છે: દુભાયેલા હૃદયને કોઈ હૂંફ આપતું હોય એમ જણાય છે: આ શું હશે તે તો વિજ્ઞાનીઓ વિચારે. અનુભવીઓ તો એમ કથે છે કે નિજમંદિર એ નાથનું ધામ છે. નિજમંદિરમાં પ્રભુની પ્રભુતાએ વાસો કર્યો છે. નહિતર ત્યાં ક્યાંથી સત્ત્વબલ સાંપડે ?

દર્શનમાટે જિજ્ઞાસુઓ એકત્ર થઇ રહ્યા હોય ત્યાં ફલાહારનો થાળ આવે. ફલાહાર આરોગાવો શરુ થાય. અન્નજળ પ્રાણપોષણમાટે છે એવું તેઓશ્રીનું કથન આચારમાં આવતું. સન્મુખ જુદી જુદી વાનીઓથી ભરેલો ભોજનનો અથવા ફલાહારનો થાળ પડ્યો હોય તે વખતે રસનાને વશ વર્તાવવી એ મહાસંયમીનું કામ છે. જઠર ના પાડતું હોય તોય રસનાની આજ્ઞા હાથને પાળવી પડે છે. રસનાને વશ વર્તાવી શકે તેનું નામ મહાત્મા. આવા મહાત્મા બીલખામાં બિરાજતા હતા. આવા મહાત્મા આનંદાશ્રમમાં બિરાજતા. આવા મહાત્માનાં દર્શન નિજમંદિરમાં થતાં. એ મહાત્મા હતા શ્રીમન્નાથપ્રભુ. ફલાહાર આરોગતા તેઓશ્રીનું ખૂબ ધ્યાનપૂર્વક દર્શન કર્યું છે: અવલોકનની દૃષ્ટિએ જોયું છે છતાં કોઈ દહાડો એ રાજયોગી રસાસ્વાદને વશ વર્ત્યા હોય એવું અનુભવાયું નથી. ફલાહારની જુદી જુદી વાનીઓથી ભરેલો થાળ સન્મુખ હોય છતાં એ વસ્તુઓપ્રતિ જરાપણ આકર્ષણ નહિ, હાથમાં ચંચલતા નહિ. હાથ પ્રત્યેકગ્રાસ બહુજ સાવધાનતાથી, બહુજ સંયમતાથી મુખમાં મૂકતો જાય. મુખ એટલીજ ધીરજથી, એટલીજ શાંતિથી એ ગ્રાસ ચાવતું જાય. જાણે ફલાહારનું કાર્ય એ પ્રાણપોષણનું કાર્ય હોય એમ જણાય. એ ક્રિયામાં પરોવાયા છતાં એ ક્રિયાથી જુદા હોય એમ લાગે. એક યંત્ર નિયમબદ્ધરીતે કાર્ય કરતું હોય તેમ હાથ પ્રશાંતરીતે કાર્ય કરી રહ્યો હોય. ભોજન ફલાહાર ફક્ત પ્રાણપોષણમાટેજ છે એવી તેઓશ્રીના જીવનની ઉત્કટસ્થિતિ વર્ષોસુધી નિહાળી છે. પુસ્તકોમાં વાંચેલા રાજયોગનું મૂર્તસ્વરૂપ નિજમંદિરમાં નિહાળ્યું છે. આ લેશ પણ અતિશયોક્તિ નથી, લેશ પણ શ્લાઘા નથી; પરંતુ સત્ય વસ્તુનું યથોચિત સ્ફોટન છે. જાણે મહાયોગી પ્રાણપોષણ કરી રહ્યા હોય તેમ તેઓશ્રી ફલાહાર આરોગી રહ્યા હોય. રસનાએ પણ રસાસ્વાદ છોડી દીધો હોય તેમ થાળમાં આવેલા સ્વાદુ પદાર્થોના બાહ્ય સ્વરૂપમાં મોહ પામ્યાવગર એ અચલ ને સ્થિર સ્થિતપ્રજ્ઞની જેમ નિર્લેપરીતે એ કાર્ય કરી રહ્યા હોય. એ થાળમાંથી માત્ર ગણ્યાજ ગ્રાસો લેવાય અને થાળ આવ્યો હોય તેમ પાછો જાય. આ દૃશ્યનું સ્મરણ થાય છે ત્યારે મહાપુરુષની મહત્તા બરાબર સમજાય છે. વસ્તુના અભાવમાં સંયમ રહી

શકે, પરંતુ વસ્તુના સદ્‌ભાવમાં-વસ્તુ સાંનિધ્યમાં હોય ત્યારે-વસ્તુ સન્મુખ પડી હોય ત્યારે-સંયમ રાખવો એ શક્તિની કસોટીનો પ્રસંગ છે. બાધા રાખવી સહેલ છે; વ્રતે કરવું સહેલ છે, પરંતુ વસ્તુ સામી પડી હોય ત્યારે મધ્યમમાર્ગથી તેનો ઉપભોગ કરવો ત્યાં સંયમની કસોટી છે. સન્મુખ પડેલા પદાર્થોથી ન ખેંચાવું એ ઉત્કૃષ્ટ તપ છે. વ્યવહારમાં સુખરૂપ જણાતા પદાર્થોથી રાજા જનકની પેઠે લવલેશ ન લોભાવુ તે સામાન્ય કાર્ય નથી. જીવન્મુક્તિની અંતિમસ્થિતિ પ્રાપ્ત થયા પછી "रसो वै सः" એમ 'રસરૂપ બ્રહ્માનુભવ થયા પછી-રસનાનો રમાસ્વાદ કેટલો નીરસ લાગે? ફલાહાર પૂરું થાય. થાળ લાવનાર થાળ લઈ ચાલ્યો જાય. મુખશુદ્ધિ કરી મુખવાસ લઇ તેઓશ્રી સ્વકાર્યમાં પ્રવૃત્ત થાય. સાંજરે આવેલી ટપાલ શયનમાં પધાર્યા પહેલાં વાંચી લેવાય. પુસ્તક છપાતું હોય તેનું પ્રૂફ તપાસાય અથવા લખવા-લખાવવાનું કે વાંચવાનું કાર્ય થતું રહે.

છેલ્લું દૃશ્ય શયનમાં પધારે ત્યારે ઉપસ્થિત થતું. રાત્રિના સ્ટા. ૧૦II નો સમય થવા આવ્યો હોય ત્યારે ચાલતું કાર્ય બંધ કરી તેઓ શ્રીઆનંદાશ્રમનો દૈનિકહિસાબ તપાસી જાય. તે પછી તેઓશ્રી સ્નાનગૃહમાં લઘુશંકામાટે પધારે એકત્ર થયેલા સાધકો એ સમયે ભજનધૂન શરુ કરે અથવા પરસ્પર આધ્યાત્મિક ચર્ચા શરુ કરે, અથવા સદ્‌ગુરુશ્રીના જીવનપ્રસંગો વિચારે. એક પ્રસંગ યાદ આવે છે કે ભાવનગરવાળા સદ્‌ગત પૂજ્ય હરગોવિંદભાઈએ પૂજ્યપાદશ્રીના મેઈપર પડેલી એક નાની રોજનિશિ હાથમાં લીધી. શું સુંદર અને મોતીના દાણાજેવા તેમાંના હસ્તાક્ષર, જાણે કેમ છાપેલા ન હોય! ઊડીને આખે ચોંટે તેવા. એ રોજનિશિ તેઓ વાંચવા લાગ્યા. આ રોજનિશિ શી હતી? બન્ધુઓ! એ હતી વિવેકરૂપી સૂર્યકિરણોની માલા. પ્રત્યેક દિવસે પ્રાતઃકાલનાં સંધ્યોપાસનાદિ કર્યાપછી તેઓશ્રી એક એક જ્ઞાનકિરણ આ રોજનિશિમાં ફેંકતા એ જ્ઞાનકિરણોનો સંગ્રહ આ રોજનિશિમાં એકઠો થતો હતો. આ રોજનિશિએ જગત્ સમક્ષ જ્ઞાનભંડારના બે અદ્વિતીય ગ્રંથો મૂક્યા છે. તેમનાં નામો છે તે "શ્રીવિવેકભાસ્કર" પ્રથમ રશ્મિ અને "શ્રીવિવેકભાસ્કર" દ્વિતીય રશ્મિ. આ બંને પુસ્તકોને પૂજ્ય માણિક્યવર્માએ પૂજ્યપાદ કૃપાનાથકૃત "મુમુક્ષુપ્રતિ અંતર્યામીના આદેશો"ની પેઠે "શ્રીનાથગીતા" વા "શ્રીનાથસંહિતા"નું નામ આપ્યું છે, અને તે યથોચિત છે. આ રોજનિશિના સુંદર અક્ષરોમાં રહેલા જ્ઞાનામૃતને પી રહ્યા હતા ત્યાં સ્નાનગૃહમાંથી નિજમંદિરભણી પધારતા તેઓશ્રીનાં પાદુકાઓનો ધ્વનિ સાંભળી એ રોજનિશિ મૂળ સ્થાને મૂકી સૌ સાવધાન થયા. તેઓશ્રી નિજમંદિરના મધ્યભાગમાં પધાર્યા. હાથરૂમાલવડે તેઓશ્રી ચક્ષુઓ અને મુખ સાફ કરતા હોય. એક પછી એક શિષ્ય આશીર્વાદ મેળવવા તેઓશ્રીના પાદારવિંદમાં સાષ્ટાંગ પ્રણિપાત કરી રહ્યા હોય આ સમયે તેઓશ્રી, પ્રસન્નવદને કોઇને કાંઈ સૂચન કરી રહ્યા હોય, કોઈને કાંઈ પ્રશ્ન પૂછી રહ્યા હોય અથવા કોઈના પ્રશ્નનો ખુલાસો કરી રહ્યા હોય. દિવસભરના માનસિક પરિશ્રમપછી પણ રાત્રિએ, એ પણ ઠેક શયનપ્રસંગે પ્રસન્નવદને શાસ્ત્રીયચર્ચા કર્યા કરવી એ કપરું કામ છે. દયાલુતાની પણ હદ હોવી જોઈએ, કારુણ્યનું પણ પ્રમાણ હોવું જોઈએ, ઔદાર્યને પણ મર્યાદા હોવી જોઈએ. આ મહાસંતનું જીવન તો કરુણાથી છલકતું ભરેલું હતું. દયા તો તેઓશ્રીનું સ્વરૂપ હતી. ઔદાર્યનું તો શું પૂછવું! પ્રત્યેક જીવાત્મા સુખસ્વરૂપ બને એ માટેજ તેઓશ્રીનું જીવન હતું ત્યાં પછી કરુણાને મર્યાદા ક્યાં બાંધી શકાય! આ દૃશ્ય જોનાર હજુ તેને ભૂલ્યા નથી, અરે! ભૂલી ક્યાંથી શકે! આ દૃશ્યના વિચારથી હજુ

દૂર હોવા છતાં દિવસે રાત્રિનું ભાન થાય છે, જુદા સ્થાનમાં નિજમંદિરનું દર્શન થાય છે? તેમાં ઊભેલા એ સમર્થ મહાપુરુષનાં દર્શન થાય છે. ઊભેલા શિષ્યસમૂહની ઝાંખી થાય છે. મુખપરનું એ સ્મિત, આંખોની એ મીઠાશ, શબ્દોનું એ અમૃત તે દિવસોજેવાંજ ભાસે છે. આવું દર્શન સદોદિત રહ્યા કરે તો પછી બીજું શું જોઈએ? ભક્તિ, યોગ ને જ્ઞાનનું જે દિશાસૂચન છે તે આપોઆપ અફલ બની જાય, અને શિષ્યજીવન કે સાધકજીવનનું સાફલ્ય થઈ જાય. સાન્નિધ્યમાંથી દૂર થવું ન રુચે એવું સાધુજીવનનું શું જાદુ હશે! છતાં દૂર થવું પડે છે. સૌ શિષ્યો નિજમંદિરની બહાર નીકળી જાય છે. મંદગતિથી તેઓશ્રી પ્રવેશદ્વાર-સમક્ષ આવે છે. પ્રભુસૂર્ય અસ્તાચલે બિરાજતાં જગતને થાય તેમ સાધકોને થાય છે. "શ્રીસદ્‌ગુરુદેવકી જય" શિષ્યોએ કરેલા આ જયઘોષવચ્ચે નિજમંદિરનાં દ્વાર બંધ થાય છે અને જીવનપર જેમ પડદો પડે તેમ નિજમંદિરના છેલ્લા દશ્યપર પડદો પડે છે.

બીલખામાં જેમ આનંદાશ્રમ મુખ્યસ્થાન છે તેમ આનંદાશ્રમમાં નિજમંદિર મુખ્યસ્થાન છે. આ નિજમંદિર એટલે બીલખાના સંતશ્રીની પર્ણકુટી. આ નિજમંદિરે અહોનિશ અલખની ધૂન કર્ણગોચર કરી છે. આ નિજમંદિરે વર્ષોસુધી વેદાંતના અદ્વૈતસિદ્ધાંતનું પારાયણ સાંભળ્યું છે. આ નિજમંદિરે મહાયોગીનો આત્મસંયમ નિહાળ્યો છે. રાતદિવસ એકજ પરમસત્યનું આવું અખંડઉપાસન બહુ ઓછી જગ્યાએ થયું હશે. જીવબ્રહ્મની એકતાનું આવું અભંગ ગાન બહુ ઓછી જગ્યાએ સંભળાયું હશે. જેમ આદર્શ ચિત્રકાર ચિત્રાલેખનમાં નિમગ્ન બની જગતને વિસરી જાય છે, જેમ આદર્શકવિ કવિતાદેવીના સ્તવનમાં એકાગ્ર બની બધું વિસારે પાડે છે, તેમ વિશ્વના પ્રત્યેક અણુમાં બ્રહ્મદર્શન કરનાર આ મહાજ્ઞાની જગતસમક્ષ અદ્વૈતસિદ્ધાંતનુંજ પ્રતિપાદન કર્યા કરતા. મુમુક્ષુ મુક્ત બને તે સિવાય બીજી વાત નહિ. સાધક સિદ્ધ બને તે સિવાય બીજો બોધ નહિ. જીવ શિવ બને એ સિવાય બીજું લેખન નહિ. મનસા વાચા કર્મણા તેઓશ્રી એ જીવનસંદેશ પ્રવર્તાવી રહ્યા હતા. તેમાં કોઈપણ વસ્તુ અંતરાયરૂપ બની શકતી નહિ. તેઓશ્રીની સામાન્ય વાતોમાં પણ પરમાર્થ, તેઓશ્રીનાં સામાન્ય સૂચનોમાં પણ પરમાર્થ, તેઓશ્રીનાં નિર્મલ હાસ્યવિનોદમાં પણ બોધ. જ્યાં અભેદ-વાદની ભસ્મથી રંગાયેલું જીવન હોય ત્યાં કચાશ શી હોય? જ્યાં બ્રહ્મભાવની ઉન્નતસ્થિતિએ પહોંચેલું જીવન હોય ત્યાં ક્ષતિ શી હોય!

આમ આ નિજમંદિર પ્રભુતાનું નિવાસસ્થાન બન્યું હતું. આ નિજમંદિરના આંદોલનોમાં એવું કાંઇ જાદુ રહેતું ને અત્યારે પણ રહે છે કે ત્યાં પ્રવેશતાં, ત્યાં પ્રવેશી થોડો સમય બેસતાં વિચારપ્રવાહ બદલાય છે. બંગાળાના ખારા ઉપસાગરમાં ગંગાનું મધુરજલ નવો પ્રવાહ પાડે તેમ શુદ્ધ ભાવે આવેલ સાધકના સંસારપ્રવણ મનમાં મધુરતા અનુભવાય છે. કોઇ શીતલ જલના ઝરામાં પડ્યા હોઇએ એવી શીતલતા ઇન્દ્રિયો અને મનને અનુભવાય છે. આવું પવિત્ર સ્થલ તીર્થ ખરું કે નહિ? આવું પવિત્ર સ્થલ પ્રકટાવનાર તેઓશ્રી સાચા સાધુ ખરા કે નહિ? આ નિજમંદિરમાં "સાકી લીયે સાગરે, મસ્ક બૂ હૈ" ગુરુશ્રી કસ્તૂરીની સુગંધથી ભરેલો (ભક્તિરસનો) પ્યાલો તૈયાર લઇ ઊભેલા રહેતા અને હજુ સૂક્ષ્મ સ્વરૂપે છે. ભક્તિરસનો પ્યાલો પી જે સાધક નીચેના શબ્દોને જીવનમાં અનુભવગમ્ય કરે તો તેનું આ નિજમંદિરમાં આવવું સાર્થક મનાય:—

સમાયા હૈ જબસે તૂ યહ આંખોંમેં મેરી,
જીધર દેખતા હું ઉધર તુંહી તુંહી હૈ;
ગુલીસ્તાંમેં જાકે, મયને હર ગુલકું દેખા;
ન તેરીસી રંગ હૈ, ખૂ ન તેરીસી હૈ.
નીકલ જાય, એજી, તેરે કદમોંકી ઉપર;
યહી દીલકી હસરત, યહી આરજુ હૈ.

**ભાવાર્થઃ**—જ્યારથી આપની મૂર્તિ મારી આંખોમાં રમી રહી ત્યારથી જ્યાં જોઉં છું ત્યાં આપનાંજ દર્શન થાય છે

બાગમાં જઇ મેં બધાં પુષ્પો નિહાળ્યાં પણ તેમાં આપના જેવાં રૂપરંગ કે સુગંધ નથી.

ઓ પ્રિય પ્રભુ! આપનાં ચરણોના સ્પર્શથી અથવા તે ચરણોઉપર કુરબાન થઈ જાઉં તો મારા હૃદયની વ્યથા દૂર થાય એજ એક ઉમેદ છે.

નિજમંદિરની યાત્રાનું આવું પરિણામ મેળવવા સાધકે પ્રયત્ન કરવો અને એમ કરી પોતાના મનુષ્યજીવનને ધન્ય કરવું. આથી અધિક શી પ્રાપ્તિ હોઇ શકે? આથી અધિક શો લાભ હોઈ શકે? આથી અધિક શો લ્હાવો હોઇ શકે?

× × ×

## પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી

[ લેખકઃ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૭થી )

આ સ્થળે મારે નમ્રતાથી જણાવવું જોઇએ કે શ્રી.પોપટલાલભાઈના ઘરનું મંડળ પ્રેમી, શ્રદ્ધાળુ, અને ધર્મના વિચારમાં એકરમ છે. તેમનું પૂજ્યપાદશ્રીનુ મદિર જોઇએ તો સાત્ત્વિકતાથી ભરપૂર અને મન સહજ ધ્યાનસ્થ થાય તેવુ છે. શ્રી પોપટલાલભાઈ દરરોજ આશરે ચારથી પાંચ કલાક નિત્યકર્મ-સંધ્યાવંદન, પૂજનઅર્ચન, ભજન કીર્તન આદિમાં ગાળે છે. શ્રીસદ્‌ગુરુઉપરની તેમની સાત્ત્વિકી શ્રદ્ધા અવર્ણનીય છે

જામનગરથી ગાડીમાં બેઠા પછી વિચાર કર્યો કે વાંકાનેર પૂજ્ય પાદુકાજીને પધરાવી ત્યાંના ભક્તોને લાભ આપવો. શ્રીઅંતર્યામીની પ્રેરણાથી નિશ્ચય થતાં રાજકોટથી વાંકાનેર જવું થયું. વૈ. વ. ત્રીજ રવિવારે રાત્રિના ૧૧ા વાગે મારે ઘેર પહોંચતાં શરીરશુદ્ધિ કરી બ્રહ્મચારી દલપતરામભાઈએ પૂ પાદુકાજીની ધૂપ દીપ કરી આરતી ઊતારી નૈવેદ્ય ધર્યું. થોડીવાર ધૂન કરી પછી સાયંસંધ્યાવંદન કરી શ્રીપ્રભુમાં મન જોડી યથાસ્થાને સૂતા.

વૈ. વ. ૪ સોમવારે મારા મોટા પુત્ર કેશવલાલને ઘેર પૂજ્ય પાદુકાજી પધરાવતાં તેનું કુટુંબ ખૂબ ખુશી થયું ચિ. વસંતરાયને સવારના નવ વાગે નોકરીનો સમય હોવાથી તેણે પોતાને ઘેર પૂજન કરવાની માગણી કરી, જેથી તેને ત્યાં પૂજ્ય પાદુકાજીની પધરામણી કરી. પૂજનસામગ્રી તૈયાર હતી શ્રી. પૂજારીએ યથામિલિત ઉપચારવડે શાસ્ત્રીય પદ્ધતિપ્રમાણે પૂજન કરાવ્યું. ચિ વસંતરાયનું કુટુંબ અને શ્રી. કેશવલાલનાં બાળકો એ પૂજનમાં જોડાયાં. શ્રદ્ધાભક્તિથી પૂજન કરી ભેટ નૈવેદ્ય ધર્યાં. ચરણામૃત અને પ્રસાદનો લાભ સૌએ લીધો.

ત્યાર પછી સવારના દશને સુમારે પૂ. પાદુકાજી શ્રી. કેશવલાલને ત્યાં પધરાવી પતિપત્નીએ અને બાળકોએ ભાવપૂર્વક પૂજન કર્યું. ત્યાં પણ ભેટ નૈવેદ્ય થયાં અને મધ્યાહ્નોત્તર થાળ ધરાવ્યો. ચરણામૃત, અને પ્રસાદ ત્યાં લીધાં.

ગુરુબંધુ શ્રી. રાજસીભાઇને કેશવલાલે પોતાને ઘેર આમંત્રણ આપતાં હરખભર્યાં પ્રસન્નતાપૂર્વક દંપતી દર્શને આવ્યાં. દર્શન કરી ભેટ ધરી શાસ્ત્રીય વાતો સાંભળી સંભળાવી. બંને ભાઈઓનાં મકાનો જોઈ બંને ખૂબ ખુશી થયાં અને આશીર્વાદ આપ્યો. ગાડી લઇને આવેલાં હોવાથી પોતાને ઘેર જતાં પૂ. પાદુકાજીને પોતાને ઘેર પધરાવવાનું કહેતાં તેમ કરવા હા પાડી. રાત્રિએ બ્રહ્મચારી દલપતરામભાઇએ બંને ભાઇઓનાં ઘરનાં માણસોને એકત્ર કરી ધૂન લેવરાવી હતી.

વૈશાખ વદિ ચોથ સોમવારે સવારના નવ વાગે ગુરુભક્ત શ્રી. રાજસીભાઇને ત્યાં પૂ. પાદુકાજી પધરાવતાં તેમણે ભાવપૂર્વક સત્કાર કર્યો. પધરાવવાની જગા ગાયના છાણથી લીંપી પવિત્રતા અને સ્વચ્છતા જાળવી હતી. પૂજનસામગ્રી તૈયાર હતી. સાડા નવ વાગે પૂજારીએ પૂજન કરાવવું શરુ કર્યું. એક કલાકે પૂજન પૂરું થતાં ચરણામૃત અને પ્રસાદ લીધો. તેમની ઇચ્છા જાણી શ્રીસદ્‌ગુરુમાહાત્મ્ય સંભળાવ્યું. મનુષ્યજન્મની ઉત્તમતા બતાવી. હૃદયમાં સાચો સંતોષ, સાચી શાન્તિ અને સાચું સુખ મેળવવું હોય તો શ્રીસદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરી વિવેક વૈરાગ્ય સેવી હૃદયમાં સત્ત્વગુણને ધારણ કરી સત્સંગ કરવાની જરૂરીઆત જણાવી હતી. શ્રીસદ્‌ગુરુજીનાં એક પાદુકાજી સાત્ત્વિક આચાર પાળવાનું જણાવે છે, ત્યારે બીજાં પાદુકાજી સાત્ત્વિક વિચાર કેળવવાનું જણાવે છે. જે મનુષ્ય આચાર અને વિચારને શાસ્ત્રીય રીતે કેળવે છે, તે આ સંસારમાં સ્વર્ગસમાન સુખ ભોગવી આયુષ્ય પૂરું થયે શ્રીસદ્‌ગુરુના લોકમાં જઈ શાશ્વતી શાન્તિનો અનુભવ કરે છે. ઇત્યાદિ સાંભળી સૌ પ્રસન્ન થઈ યથા-સ્થાને ગયા.

શ્રી રાજસીભાઇતરફથી થાળ વૈ. વ. ૫ મંગળવારે મારે ઘેર ધરાવ્યો હતો. વૈ. વ. ૪ સોમવારે ચિ. વસંતરાયને ત્યાં થાળ ધરાવવાનો હોઇ પૂજ્ય પાદુકાજી ત્યાં પધાર્યાં હતાં ત્યાં સૌએ પ્રસાદ લીધો હતો.

વૈશાખ વદિ ૫ મંગળવારે બંને ભાઇઓએ પોતપોતાના મકાનના દરેક ખંડમાં પૂ. પાદુકાજીને પધરાવી માનભરી વિદાય આપી હતી. વૈ. વ. ૫ મંગળવારે પૂજ્ય પાદુકાજી મારે ઘેર સવારના નવ વાગે પધારતાં પૂજનસામગ્રી તૈયાર હતી તેથી બરાબર દશ વાગે પૂજન શરુ કર્યું. પૂજારી બહુ પ્રેમથી સર્વ સ્થળે પૂજન કરાવતા હતા. તે પ્રમાણે અહીં પણ પૂજન કરાવ્યું. મેં મારા દૌહિત્ર ચિ. છોટાલાલે અને ઓઝા દેવશંકર ઈશ્વરલાલના પુત્ર ચિ. રમણિકલાલે પૂજન કર્યું. મારી શેરીમાંથી મારા કુટુંબી-ઓએ અને પાડોશીઓએ દર્શનપૂજનનો લાભ લીધો હતો. ચરણામૃત અને પ્રસાદ લઇ સૌ. પ્રેમસાથે છૂટાં પડ્યાં.

મારે ઘેર થાળ ધરાવી સૌએ પ્રસાદ લીધો. આજે રાજકોટ જવાનું હોવાથી મધ્યાહ્નોત્તર ચાર વાગે ખટારામાં બેઠા. સૌએ આવી માનભરી-ભાવભરી વિદાય આપી, આશરે ૬॥ વાગે ખટારો રાજકોટ પહોંચતાં ત્યાં પ્રિયભાઇ રમણિકલાલ ત્રિભુવન દવે ગાડી લઇ હાજર હતા. પ્રેમથી આવકાર આપી પોતાની ગાડીમાં સૌને લઇ પોતાની દુકાને લઇ ગયા, ત્યાં માનપૂર્વક પૂ. પાદુકાજી અને છબીજીને પધરાવી આમંત્રણ કરેલા



ગૃહસ્થોને દર્શનનો લાભ આપ્યો. ભાઈ રમણિકલાલનો આનંદ સમાતો નહોતો. બે દિવસ અગાઉ ખબર ન આપ્યા બદલ ઘોખો કરતા હતા. દુકાનમાં અને દુકાનપાસે માણસ સમાતું નહોતું. સુગંધી ફૂલોનો જામનગરમાં પાર નહોતો, તેમ અહીં પણ જામનગરથી સુગંધી માળા મંગાવી શ્રી છબીજીને તથા શ્રી પાદુકાજીને ધરાવી. દુકાનમાં બિરાજતાં છબીજી અને પાદુકાજીની શોભા અગણિત વધી. બેન્ડ વાજું અને મોટર હાજર હોવાથી મોટરમાં એક સુંદર આસન પાથરી શ્રી છબીજી અને શ્રી પાદુકાજીને પધરાવી આગળ બેન્ડ વાજાંવાળા, તેપછી આમત્રણ આપેલા સદ્ગૃહસ્થો અને પછી મોટર બજારમાં ધીમે ધીમે ચાલતાં ભાવિક જનોને દર્શનનો લાભ સારો મળ્યો. બજાર પૂરી થતાં શેરીનાં સૌ માણસો દર્શને ઊભરાતાં હતાં ભાઇ રમણિકલાલ પ્રેમને વશ થઇ ઘેલા ઘેલા થતા હતા, અને બોલ્યા "જ્યારે પૂજ્યપાદ કૃપાનાથ બિરાજતા હતા, ત્યારે હું નાનો અણસમજણો હતો અને ભણતો હતો, અત્યારે જ્યારે મારે પૂજ્યપાદશ્રીને પધરાવવાનો સમય છે, ત્યારે આપશ્રી સ્વરૂપાવસ્થાનને પામ્યા છે, તોપણ આજે મને અલભ્ય લાભ મળ્યો છે." એમ કહી પ્રેમાશ્રુ વહેવડાવ્યાં.

શ્રી ભાઈ રમણિકલાલ અને તેમના મિત્ર તથા ભાગીદાર ઉત્તમરામનું ઘર આવ્યું. ઘરમાં પણ જે મેડીઉપર પધરાવ્યા ત્યાં ધાર્મિક શણગાર નમુનાદાર કર્યો હતો. પ્રશસ્તિ બોલતાં બ. દલપતરામભાઈએ યાત્રામંદિર પધરાવી સૌએ છબીજીનાં અને પાદુકાજીનાં દર્શન કર્યાં. સૌ યથાસ્થાને ગોઠવાઈ ગયાં. પૂજનસામગ્રી તૈયાર હતી. બંને ભાગીદાર સ્નાન કરી રેશમી-મુગટા પહેરી પૂજનમાટે તૈયાર થયા, શ્રીપૂજારીએ ભાવપૂર્વક વિધિવત્ પૂજા કરાવી અને બંને ભાઈઓએ શ્રદ્ધાપૂર્વક પૂજા કરી. સૌએ ચરણામૃત અને પ્રસાદ લીધો. ધૂન થઇ.

શ્રી. રમણિકલાલની ઇચ્છા જાણી સૌ ભાઈઓને મેં નમ્રતાથી કહ્યું: આજે શ્રી. રમણિકલાલ અને ઉત્તમરામે સૌને દર્શન પૂજનનો અલભ્ય લાભ આપ્યો છે, તેથી આપણે તેમને ધન્યવાદ દઇએ. શ્રી સદ્ગુરુજીનું પૂજન કરવાનું કારણ સંકલ્પમાં કહેવાયું છે કે ત્રેવું પ્રકારનાં દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ. બીજી રીતે કહીએ તો શ્રીસદ્ગુરુજીનું દર્શન પૂજન અને સેવન સત્સંગતિ પ્રાપ્ત કરાવી મોક્ષસુખ આપે છે. મોક્ષ સુખની ઇચ્છા રાખનાર મુમુક્ષુ કહેવાય છે. મુમુક્ષુ મોક્ષ મેળવવાનાં સાધન સાધે છે, ત્યારે સાધક પણ કહેવાય છે. પોતાના આત્મા કિંવા બ્રહ્મનું દર્શન કરવાની ઇચ્છા રાખનારે ચાર સાધન—વિવેક વૈરાગ્ય ષટ્ સંપત્તિ ને મોક્ષેચ્છા—નો પરિપાક કરવો જોઇએ. શાસ્ત્ર, સદ્ગુરુ અને સંત એ જિજ્ઞાસુના તારણહાર છે. આપણામાં પ્રથમ સાત્વિકી શ્રદ્ધા પ્રગટવી જોઇએ, શાસ્ત્ર, સદ્ગુરુ અને સંતઉપર પૂર્ણ વિશ્વાસ જોઇએ અને અસાર, ક્ષણભંગુર અને દુઃખદ એવા નામરૂપાત્મક, સંસારનો મોહ મનમાંથી દૂર કરતા રહેવાની શુભ પ્રવૃત્તિ આપણે સેવવી જોઇએ. આમ થાય તોજ મોક્ષસુખ હાંસલ થાય.

* જ્વર, ઉધરસ, દમ, ખસ, ગડગુમડ, પ્રમેહ, કોઢ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, સ્નેહી, સગાં અને સંબંધીઓનાં મરણ, જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, શરીરનું ક્ષણભંગુરપણું, પરાધીનતા, સર્પ વીંછી દુર્જન ચોર આદિથી થતાં દુઃખ, દુષ્કાળ, અતિવૃષ્ટિ, વીજળી પડવી, ધરતીકંપ થવો, અસંતોષ આ દુઃખોથી બચવાસારુ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ અને કરૂણાળુ સદ્ગુરુની ખાસ આવશ્યકતા છે.

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ પ્રથમ જ્યેષ્ઠ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ. સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પૂજ્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથાપછી સમાધિમંદિરઆગળ ભગવદ્ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ. સાયંસંધ્યા જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.]

શ્રીસદ્ગુરુપૂજનઃ—શ્રીપુરુષોત્તમમાસની સમાપ્તિને દિવસ-અમાસને દિવસ-આનંદાશ્રમવાસીઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

રુદ્રાભિષેકઃ—લીંબડીવાળા શ્રી. ઈશ્વરલાલ ધનેશ્વરે આ માસમાં એક રુદ્રાભિષેક કરાવ્યો હતો.

મુખ્યભેટઃ—આ માસમાં રૂ. ૧૦] અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવી છેઃ—રૂ. ૧૦-૦-૦ શ્રી. અરજણ કરમણ મીસ્ત્રી-મુંબઈ. રૂ. ૧૧-૦-૦ શ્રી. કૃષ્ણદાસ સ્યામજી-કરાંચી. રૂ. ૭૭-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીઆ.

રૂ. ૬૫૭-૦-૦ સદ્ગત મોનજી જાદવજીનાં વિધવા શ્રીમતી પ્રેમબાઇએ નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાટે શ્રીઆનંદાશ્રમને અર્પણ કર્યા છેઃ—

રૂ. ૨૦૧] મકાન બંધાવવામાટે, જે મકાન ખીલખા-આનંદાશ્રમમાં બંધાઈ ગયું છે.

રૂ. ૨૦૧] ના વ્યાજમાંથી કરાચી આનંદાશ્રમમાં શ્રીશંકરના મંદિરમાં શ્રીમહેશ્વરને પ્રત્યેક કાર્તિકસુદિ ૧ ને દિવસ થાળ રૂ. ૧૧ નો ધરાવવો, શ્રાવણમાસમાં શ્રીશંકરની પૂજા કરાવવી તેમાં રૂ. ૨] વાપરવા, ને મહાશિવરાત્રીને દિવસ રાત્રિના ચાર પહોરની પૂજા કરાવવી તેમાં રૂ. ૧૧ વાપરવો.

રૂા. ૫૧] નિત્યદાનનિમિત્તે. રૂા. ૫૧] નું વ્યાજ અખંડદીપકનિમિત્તે.
રૂા. ૫૧] ના વ્યાજમાંથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીને પ્રત્યેક કાર્તિકવદિ ૧ મે થાળ ધરાવવો.
રૂા. ૫૧] સ્ત્રીઓનું નિત્યકર્મ નામની પુસ્તિકા છપાવવી.
રૂા. ૫૧] કૂતરાંને રોટલા નખાવવાનિમિત્તે.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂા. ૧૦–૧૧–૯ શ્રી. જટાશંકર રેવાશંકર જાની–રાજકોટ. રૂા. ૭–૧૧–૦ શ્રી. શામજી રણછોડ જાની–કુતિયાણા. (વૈશાખમાસના ભોજનના.) રૂા. ૭–૮–૦ શ્રીમતી બહેન લીલાવતી ગોરધનદાસ–ખાર. (મુંબઈ.) રૂા. ૭–૦–૦ શ્રી. જયરામ જીવરામ તથા શ્રી. મોરારજી છગનલાલ–કરાંચી. રૂા. ૧૯–૨–૦ સદ્‌ગત શ્રી. માણેકલાલ દયાશંકર ઓઝા–જામનગરવાળાના કલ્યાણાર્થે હા. શ્રી. જયસુખલાલ હરિશંકર ઓઝા. (વૈશાખના ભોજનના) રૂા. ૧૦–૦–૦ શ્રીમતી જયગંગાબહેન–સુરત. રૂા. ૧૮–૦–૦ શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ આદિ સાદરાના સાધકોતરફથી.

**થાળ:**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧ા શ્રી. રતિલાલ કાનજી દવે–વંથળી. રૂા. ૧ા શ્રી. ઇશ્વરલાલ ધનેશ્વર–લીંબડી. રૂા. ૧ા શ્રી. લક્ષ્મીશંકર નરભેરામ–દેવળીઆ. રૂા ૧ા. શ્રી. પ્રતાપસિંહ માનસિંહજી–કુતિયાણા. રૂા. ૧ા શ્રીમતી અમૃતબહેન રામજી–કોટડી. રૂા. ૧ા ભક્ત કરશન મૂળજી–લીંબુડાવાળાનાં પત્ની શ્રીમતી ગોમતીબાઈ હા. સાધ્વી શ્રી. ગંગાબહેન–લીંબુડા. રૂા. ૫] શ્રીમતી મહાલક્ષ્મી નરભેરામ જોશી–રાજકોટ. રૂા. ૧ા શ્રીમતી પ્રાણકુંવરબહેન ચકુભાઈ–રાજકોટ. રૂા. ૧ા શ્રીમતી મણિબહેન વલ્લભરામ–રાજકોટ. રૂા ૫] અ. સૌ. મણિબહેન–બીલખા. રૂા. ૫] ગં. સ્વ. શ્રીમતી લક્ષ્મીબાઈ દામજી ત્રિકમજી–નાસિક. રૂા. ૫ા શેઠ રાજસી જીવરાજ–મુંબઈ. રૂા ૧ા અ. સૌ. ડાહીબહેન પ્રાગજી–વાંકાનેર. રૂા. ૩ાા શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. (ત્રણ થાળ.) રૂા. ૨ાા શ્રી માણેકલાલ નાનજી ચંદારાણા, આનંદાશ્રમ–બીલખા. (બે થાળ.) રૂા. ૧ા સદ્‌ગત મોનજી જાદવજીનાં પત્ની શ્રીમતી પ્રેમબાઈ–મોરબી. રૂા ૨ાા શ્રી મોરારજી ઓધવજી અઢીઆ–બીલખા (બે થાળ.) રૂા. ૩ાા શ્રી. પોપટલાલ શામજી–કોલકી. (ત્રણ થાળ.) રૂા. ૧ા શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ. રૂા. ૫ા શ્રી. છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ–રાજકોટ. રૂા ૧ા શ્રીમતી લીલાવતીબહેન ગોરધનદાસ–ખાર. (મુંબઈ.) રૂા. ૧ા શ્રી. મોહનસિંહ નારણસિંહજી રાણા–મુંબઈ. રૂા. ૧ા વિદ્યાર્થી જીવણલાલ અમૃતલાલ. રૂા. ૨ાા શેઠ પ્રાગજી દેવજી–કરાંચી. (બે થાળ.) રૂા. ૧ા શ્રી. હરગોવિંદ પીતાંબર ત્રવાડી–ટંકારા. રૂા. ૨ાા શ્રીમતી અજવાળીબહેન માવજી–પોરબંદર. રૂા. ૨ાા શ્રી. ધરમશી ઘેલાભાઈ હા. શ્રીમતી મોતીબાઈ મદનજી–પોરબંદર. રૂા. ૧ા શ્રી. લાલજી ડાહ્યાભાઈ–પોરબંદર. રૂા. ૧ા બહેન સાકરબાઈ, હા. શ્રી. કૃષ્ણદાસ શ્યામજી–કરાંચી. રૂા. ૨ાા શ્રીમતી બહેન જડીબાઈ તથા શ્રીમતી બહેન સવિતા તે સદ્‌ગત ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદીનાં પત્નીઓ–જોરાવરનગર. (બે થાળ) રૂા. ૧ા ભાઈ મહેશ ચંદુલાલ ત્રિવેદી–જોરાવરનગર. રૂા. ૧ા શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–જોરાવરનગર. રૂા. ૧ા શ્રી. રઘુનાથ-

સિંહ નથુસિંહજી–બેંગલોર. રૂ. ૨ાા શ્રી. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ–ધોરાજી. (બે થાળ.) રૂ. ૧ા શ્રી. ચત્રભુજ ભીમજી દવે–પોરબંદર. રૂ. ૬ા શ્રીમતી દેવબાઈ દામજી–બાંટવા. (પાંચ થાળ.) હા. સાધ્વી શ્રી ગંગાબહેન. રૂ. ૧ા શ્રી. છોટાલાલ પ્રાણશંકર ત્રિવેદી–ભાવનગર. હા. શ્રી. કરશનજીભાઈ. રૂ. ૧ા શ્રી. દુર્ગાશંકર કાળીદાસ–આનંદાશ્રમ. રૂ. ૧ા. શ્રી. વિદ્યારામ પીતાંબર ત્રવાડી–આનંદાશ્રમ. રૂ. ૧ા શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ. રૂ. ૧ા શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે–વ્યવસ્થાપક, આનંદાશ્રમ. રૂ. ૩ાા શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહજી–મુંબઈ. (ત્રણ થાળ.) રૂ. ૧ા શ્રી. બહેચરલાલ દલપતરામ મહેતા–વર્ધા. રૂ. ૧ા શ્રી. મૂળશંકર કાનજી વકીલ–ખીલખા. રૂ. ૧ા શ્રી. મધુવનદાસ ચંદુલાલ–ગોધરા. રૂ. ૫) શ્રીમતી લાધીબહેન કરશન–જૂનાગઢ. (ચાર થાળ.)

**અખંડદીપકખાતેઃ**—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડ દીપનિમિત્તે નીચે પ્રમાણે રકમો જમા આવી છેઃ—

રૂ. ાા અ. સૌ. પાર્વતીબાઈ દુર્લભજી–વંથળી. રૂ. ાા શ્રી. ઈશ્વરલાલ ધનેશ્વર લીંબડી. રૂ. ાા શ્રી. શાંતિલાલ દેવશંકર–ઢાંક. રૂ. ાા= રાવળ ઉમિયાશંકર જગન્નાથ–કુંથારીઆ. રૂ. ાા શ્રી. પ્રતાપસિંહ માનસિંહજી–કુતિયાણા રૂ. ાા ભાઈ નરેંદ્રસિંહ દયાળસિંહજી–જૂનાગઢ. રૂ. ાા અ. સૌ. ઉષાબહેન પ્રતાપસિંહજી–જૂનાગઢ. રૂ. ૧ા સદ્‌ગત ભક્ત કરશન મૂળજી–લીંબુડા, હા. સાધ્વી શ્રી. ગંગાબહેન. રૂ. ૧૦) શ્રીમતી મહાલક્ષ્મીબહેન નરભેરામ જોશી–રાજકોટ. રૂ. ૫ સાધ્વી શ્રીમતીષાદેવી–નાસિક. રૂ. ૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાનાં પત્ની અ. સૌ. મણિબહેન. રૂ. ાા= શ્રી. પ્રાણજીવન વિઠ્ઠલદાસ ધ્રુવ–મુંબઈ. (ધૂપસાથે) રૂ. ૧ા શ્રી. છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ–રાજકોટ. રૂ. ૧ા શ્રીમતી લીલાવતીબહેન ગોરધનદાસ–મુંબઈ. રૂ. ૫) શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. રૂ. ૧ા શ્રીમતી સાકરબહેન–કરાંચી. રૂ. ાા શ્રી. ચત્રભુજ ભીમજી દવે–પોરબંદર. રૂ. ાા શ્રીમતી દેવબાઈ દામજી–બાંટવા. ાા શ્રી. છોટાલાલ પ્રાણજીવન ત્રવાડી–ભાવનગર. હા. શ્રી. કરશનજીભાઈ. રૂ. ૧) ચિ. બહેન પ્રવીણા કેશવલાલ ચંદારાણા–રાજકોટ. રૂ. ૧) શ્રી. નરશી ભાણજી–કોલકી.

સિવાય રૂ. ૨) શ્રીમતી દેવબાઈ દામજી બાંટવાવાળાંતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીને વસ્ત્ર ધરવાનિમિત્તે જમા આવ્યા છે.

**શ્રીઆનંદાશ્રમ**તરફથી ચાલતા નીચેના ગામના સંધ્યાદિના વર્ગોનું નિરીક્ષણ, વર્ગોના નિરીક્ષક શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા કરી આવ્યા છેઃ—

૧ ધોરાજી. ૨ કુતિયાણા. ૩ પોરબંદર. ૪ ધ્રાફા. ૫ વંથળી–સોરઠ. ૬ માણાવદર.

પૂજ્યપાદ કૃપાનાથને ધરવામાટે નીચેના ગૃહસ્થોતરફથી કેરીના કંડીઆ ગયા માસમાં આવ્યા હતાઃ—

૧ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–માંગરોળ. ૨ શેઠ રાજસી જીવરાજ–મુંબઈ. ૩ શ્રી.રવજી દેવજી ગાંધીની પેઢી તરફથી–મુંબઈ. ૪ શેઠ ચત્રભુજ કાળીદાસ–મુંબઈ. ગં. સ્વ. શ્રીમતી ફૂલકુંવરબહેનતરફથી કેરીનિમિત્તે રૂ. ૫) આવ્યા હતા.

———:૦:———

**મુંબઈમાં શ્રીસદ્‌ગુરુપૂજનઃ—શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ**—મુંબઈના સાધકોએ ગયા પુરુષોત્તમમાસનિમિત્તે અધિક જ્યેષ્ઠસુદિ પૂનમને દિવસ શેઠ ચત્રભુજ કાળીદાસને ત્યાં એકત્ર થઈ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

———:૦:———

# ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

(પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાન્‌ના જીવનચરિત્રનો બીજો ભાગ)

છાપવાની શરૂઆત થઇ ગઇ છે

—:o.—

## અતિ અગત્યની સૂચના

પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાન્‌ના હસ્તલિખિત દોહરાનો મોટો સંગ્રહ અપ્રસિદ્ધ છે તે છપાવવાનો છે; તો જે ગુરુબંધુને પૂજ્યપાદ સદ્ગુરુશ્રીએ **હસ્તલિખિત દોહરાની નોટ** પ્રસાદરૂપે આપવા કૃપા કરી હોય તેમણે તે નોટ **વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા**–કાઠિયાવાડ. આ શિરનામે વેળાસર મોકલી આપવા શ્રમ લેવો, કે જેથી છાપવામાં તેનો ઉપયોગ થઇ શકે. ઉપયોગ થઇ રહેથી તે નોટ મોકલનાર બંધુને પાછી મોકલવામાં આવશે.

---

# श्रीवेदांतदर्शन

**આવૃત્તિ બીજી** —:o·— **પડતમૂલ્ય રૂ. ૨–૦–૦**

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીએ આ ગ્રંથનું રહસ્ય સરલતાથી સમજી શકાય માટે મૂળસૂત્રોની નીચે અન્વય ને અન્વયાર્થ આપેલા છે; તથા કેવલાદ્વૈતસિદ્ધાંતનું સ્ફોટન કરનારી તાત્પર્યબોધિનીનામની સરલ ગુજરાતી ટીકા રચેલી છે. અભ્યાસીઓને અતિઉપયોગી છે.

આ ગ્રંથમાં પરિશિષ્ટરૂપે પૂજ્યપાદ મહાત્માશ્રીના કેવલાદ્વૈતસિદ્ધાંતદ્યોતક "**ब्रह्मसूत्रोनो सिद्धांत**" તથા "**ब्रह्मवेत्ता**" નામના બે લેખો ઉમેરવામાં આવ્યા છે, જે મનનીય છે.

ઉપરાંત ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિ ને સનકાદિ શિષ્યોનું, શ્રીવ્યાસભગવાન્ ને વૈશંપાયનાદિ શિષ્યોનું, શ્રીશંકરાચાર્યભગવાન્ અને પદ્મપાદાદિ શિષ્યોનું તથા પૂ. મહાત્માશ્રીનું એમ પાંચ સુંદર ચિત્રો મૂકવામાં આવ્યા છે.

— ∘ —

શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ–મુંબઇનગરથી શ્રી પ્રાણજીવન વિઠ્ઠલદાસ ધ્રુવ લખે છે:—

"અહીંના મુમુક્ષુમંડળમાં રસપૂર્વક ભાગ લેનાર અને પૂજ્યપાદ પ્રભુશ્રીની સ્થિતિપ્રત્યે સાક્ષાત્ જેમણે ઘણી સારી સેવાઓ કરેલી તે શ્રીમાન્ કેશવનાથ દયાળજી રહેવાસી ભાવનગરના, બીજા જેઠસુદી ૮ ને સોમવારે સદ્ગત થયા છે, જે માટે તેમના કુટુંબીઓપ્રત્યે દિલસોજી દર્શાવી તેમના આત્માને પ્રભુશ્રી પોતાની સ્વરૂપસ્થિતિ આપો એવી અત્રના મંડળમાં બીજા જેઠસુદિ ૧૫ રવિવારે ભાવના કરવામાં આવી હતી."

—:o·—

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ જુલાઈ.

**પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.**

**પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.**

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી
ભેટ અંક માસિક પત્ર
(Kathiawar–India)
P. O. Bilkha
આનંદાશ્રમ

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

આનંદાશ્રમમાં યજ્ઞયાગ, ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારા-ઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતા પ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

વર્ષ ૧૧ મું

શ્રાવણ

અંક ૩ જો

સંવત ૧૯૮૮


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥







વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ. ૧-૦-૦.

પરદેશમાટે

શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।

विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા, જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથપ્રાર્થના: | ૫૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૫૮ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્ | ૫૯ |
| ૪ | મદાલસા. | ૬૧ |
| ૫ | આષાઢી પૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ. | ૬૩ |
| ૬ | શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળે થયેલ પૂજન. | ૬૪ |
| ૭ | શ્રીનાથસંવત્સર ૮૪ ની આષાઢી પૂર્ણિમાના મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ. | ૬૫ |
| ૮ | જ્ઞાન, ભક્તિ, કર્મ અને માયા. | ૬૮ |
| ૯ | એક દશ્ય. | ૭૩ |
| ૧૦ | પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી. | ૭૪ |
| ૧૧ | વિવેકવિચાર. | ૭૫ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૭૬ |
| ૧૩ | પરચુરણ ભેટ. | ૮૦ |

---

 ખાસ વાંચો 

## લવાજમસંબંધી જરૂરી નોંધ

ચાલુ ૧૧મા વર્ષનો આ ૩જો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબ્હેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા–(કાઠિયાવાડ)

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---

**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ–પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો ઍન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક–પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૮—શ્રાવણ [ અંક ૩

ૐ

## શ્રીનાથપ્રાર્થના

( રાગ—સોઈ રામ ભમરો રે મારી આતમના આધાર )

નાથ ગુરુ મારા રે, ભવતારણ છો ભગવાન,
અહો કર મારો રે, દીનબન્ધુ કૃપાનિધાન ટેક.
અશરણ—શરણ અનાથ—નાથ છો, દીનબન્ધુ ભગવાન,
પ્રણતપાલ પરિપૂર્ણ કૃપાળુ દિયો અભયપદ દાન,
પાઇને પ્યાલો રે, કાંઈ બ્રહ્મરસ—અમૃતપાન નાથ ૧
આ ભવસાગરભટકણ ભાંગો, શરણ પડ્યો દીનનાથ,
દીનદયાળ નિજબિર્દ પાળજો, અહો દીન ગણી હાથ,
નાથ—પદ નામુ રે, ગુરુ સદા કરું ગુણગાન નાથ ૨
આપવિના નથી અધિક દયાળુ, અન્ય વિશ્વની માય,
મળ્યું કલ્પતરુ ચરણકમલ તે, મનવાંછિત મળી છાંય,
ભજન કરું ભાવે રે, પ્રભુ બની મગન મસ્તાન નાથ ૩
ક્રૂર દસાઈતણે કર પડીઆ, ભરે કાળ શિર ફાળ,
મહાજન ,છો મહારાજ છોડાવો, ગણી બિર્દ પ્રતિપાળ,
પાળજો પ્રીતે રે, પ્રભુ પૂર્ણ કરી નિદાન નાથ ૪.

અંબાશંકર અખિલ ભુવનમાં, અન્ય નથી આધાર;
આશપૂરણ અવિનાશ સુખનું, આ જગમાં દેનાર;
આપસમ વિરલા રે, નવ મળે સંત સુજાણ. નાથ. ૫

——[o]——

## શ્રીનાથવચનામૃત

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

જ્યાંસુધી જીવના અંતઃકરણમાં અજ્ઞાન છે ત્યાંસુધી તેના અંતઃકરણાદિમાં અજ્ઞાનના કાર્યરૂપ દોષો હોવાનાજ, અને તેનો આત્મા તો કેવલ નિર્દોષ ને સચ્ચિદાનંદઘન છે આમ વિચારી પરના દોષોભણી દૃષ્ટિ નહિ કરતાં માત્ર તેના ગુણોભણીજ દૃષ્ટિ કરવાનો સ્વભાવ રાખવો જોઇએ.

વ્યવહારપરમાર્થના નાનામોટા પ્રત્યેક કામમાં મનને વધારે જાગ્રત્ રાખવાથી અને લોભને વશ વર્તાવવાથી મનુષ્ય વ્યવહારમાં સુખી થાય છે, ને પરમાર્થમાં આગળ વધી શકે છે.

—: દોહરા :—

જે સંભારે સુખ બહુ, તેને સદા સંભાર;
જે સંભારે દુઃખ બહુ, તેને સદા વિસાર. ૧
જન્મ જીવન ને મરણના, સાક્ષી પ્રભુને જાણ;
તેને સમરી જગ ભૂલી, થા તું સુખી સુજાણ! ૨
કુસંગને મહાવિષ ગણી, તેનો કરવો ત્યાગ;
સુસંગને અમૃત ગણી, કરવો અતિ અનુરાગ. ૩
ક્ષણે ક્ષણે જાગ્રત્ રહી, ધરવું પ્રભુનું ધ્યાન;
દેહ ઘર સંબંધીનું, ત્યજી દેવું દુર્ધ્યાન. ૪

સ્વધર્મ પાળવાના, ઉદ્યોગી રહેવાના, સ્મૃતિ સુધારવાના, શુભ કામ તુરત કરવાના, મધુર ને સરલ બોલવાના, ધીરજથી સારા અક્ષરે પત્રાદિ લખવાના ને વ્યવસ્થાથી કર્તવ્ય કરવાના લાભો સમજવા પ્રયત્ન કરવાથી તથા તે પ્રમાણે વર્તવાથી મનુષ્ય અભ્યુદય ને નિઃશ્રેયસનો અધિકારી થાય છે.

ભણવાના કરતાં અંતઃકરણમાં સત્ત્વગુણના શુભ ધર્મોનો આવિર્ભાવ કરવાની તથા તે શુભ ધર્મોને અંતઃકરણમાં સ્થિર કરવાની વધારે અગત્ય છે.

પ્રભુની સ્તુતિ, પ્રભુને પ્રણામ, પ્રભુનું સ્મરણ ને પ્રભુનું ધ્યાન કરવાથી જીવનાં સર્વે દુઃખો તેમની અમોઘ કૃપાવડે દૂર થાય છે.

પુણ્ય કરે સુખ થાય છે, પાપ કરે દુઃખ થાય;
માટે પાપ ત્યજી પુણ્યને, કરવું ઘટે સદાય.

અંતઃકરણની સ્થિરતામાં, શાંતિમાં, કર્તવ્યનિષ્ઠામાં, સહનશીલતામાં, સ્વધર્મપાલકતામાં, પરિણામદર્શિતામાં ને સ્મૃતિમાં વધારો કરવાનો સ્વભાવ પાડવાથી મનુષ્ય પોતાના બંને લોક સુધારી શકે છે.

વ્યવહારના નાનામોટા કામમાં શુદ્ધબુદ્ધિથી ને વિવેકથી વર્તવાથી એવા મનુષ્યના ઉપર બહુધા કોઈનો અણગમો રહેતો નથી.

બીજાના દોષો જોવાના સ્વભાવનો પરિત્યાગ કરી જો માણસ પોતાના દોષો જોવાનો સ્વભાવ રાખી તેનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરે તો તેથી તેને સારો લાભ થાય છે.

ઈશ્વરની, સત્શાસ્ત્રની ને સદ્ગુરુની શુદ્ધ ભાવથી સેવા કરવાનો સ્વભાવ રાખવાથી જિજ્ઞાસુના તનમનની સ્થિતિ સુધરવા સંભવ મનાય છે. (ચાલુ)

---:o:---

## श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦ થી )

द्वादशपूगाः सरितो देवरक्षिताः। मध्वीशते तदनुविधायिनः॥
तदा संचरन्ति घोरं। योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं॥ ८॥

પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન અને બુદ્ધિ એમ બાર ઇંદ્રિયો અને તે પ્રત્યેક ઇંદ્રિયના જુદા જુદા ભોગના વિષયોનું પરમેશ્વરે નિર્માણ કરેલું છે.

પ્રત્યેક ઇંદ્રિયને પોતપોતાના વિષયોનો ભોગ મધજેવો મીઠો લાગતો હોવાથી પ્રત્યેક ઇંદ્રિયના વિષયોને જુદા જુદા પ્રકારના મધની ઉપમા આપવામાં આવી છે. પ્રત્યેક ઇંદ્રિયના વિષયોરૂપ મધ જાણે સર્વદા વહેતું રહેતું હોવાથી જુદા જુદા તે બાર પ્રકારના મધની બાર નદીઓ જાણે નિરંતર વહેતી રહે છે એમ કહેલું છે, અને તે પ્રત્યેક નદી તેના જે મૂલમાંથી વહે છે તે પ્રત્યેક મૂળને એકેક મધપૂડાની ઉપમા આપેલી છે, તેથી જાણે બાર પ્રકારના જુદા જુદા મધપૂડામાંથી બાર પ્રકારના જુદા જુદા વિષયોરૂપ મધની બાર નદીઓ સદા વહેતી રહે છે એમ કહેલું છે.

આ બાર ઇંદ્રિયો તથા તે પ્રત્યેકના જુદા જુદા વિષયોરૂપ મધ પરમેશ્વરે નિર્માણ કરેલાં હોવાથી તે સર્વનું ખરું સ્વામિત્વ પરમેશ્વરનું છે તેથી તેમની વ્યવસ્થા પરમેશ્વરને અધીન છે; પણ જે જીવોને અવિવેકવડે તે બાર ઇંદ્રિયો તથા તેમના વિષયોઉપર પોતાનું સ્વામિત્વ સૂઝે છે તે ખરું ન હોવાથી તેઓ તેમની ધારણા પ્રમાણે વિષયોનો ભોગ કરી શકતા નથી, ને તેથી મોહ તથા શોકને વશ વર્તતા તેઓ સંસરણને પામ્યા કરે છે. તેમના તે સંસરણનો સહજમાં આરો દેખાતો નહિ હોવાથી તેમના તે સંસરણને ઘોર સંસરણ કહેલું છે.

આમ હોવાથી જે જીવો ઇંદ્રિયો અને તેમના વિષયોમાં પોતાનું સ્વામિત્વ કરીને ભોગને પરાયણ રહે છે તેઓ પરિણામે ઘોર સંસારને પામે છે.

અને જે જીવો વિવેકવડે પરિસ્થિતિને જેમ છે તેમ જાણે છે તથા તેથી

જેઓ ઇંદ્રિયો તથા તેમના વિષયોમાં પોતાનું સ્વામિત્વ કરતા નથી, પણ પરમેશ્વરે કરેલા વિધાનને અનુસરીનેજ વિષયોનો ભોગ કરે છે; વા ભોગથી કેવળ ઉપરામ પામી રહે છે તેઓ પરિણામે પરમેશ્વરના યોગવડે પરમેશ્વરને પામી રહે છે તથા તેથી તેઓ કૃતકૃત્ય થઇ રહે છે.

જે વિવેકી જીવો વિષયોને ખરું મધ જાણતા નથી પણ પરમેશ્વરનેજ ખરું મધ જાણે છે અને તેથી જેઓ વિષયના ભોગને પરાયણ રહેતા નથી, પણ બારે ઇંદ્રિયોના નિરોધવડે પોતાના આત્મારૂપે રહેલા પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી જાણે છે તે વિરલ જીવોજ ઘોર સંસારમાંથી મુક્તિ મેળવીને સનાતન પરમેશ્વરને પામી રહે છે. ૮

श्रीशांकरभाष्यम् ॥

इदानीमिन्द्रियाणां विषयेषु प्रवृत्तिरनर्थायेत्याह द्वादशेति હવે દ્વાદશ૦ એમ આ શ્લોકવડે ઇંદ્રિયોની વિષયોમાં પ્રવૃત્તિ અનર્થનેજ ઉપજાવે છે એમ કહે છે.

ये द्वादशपूगाः कर्मज्ञानेन्द्रियाण्येकादश मनोबुद्धिस्तेषामनेकपुरुषापेक्षयैकैकस्य पूगत्वमुच्यते।

પાંચ કર્મેન્દ્રિયોને પાંચ જ્ઞાનેન્દ્રિયો એમ દશ તથા મન અને બુદ્ધિ એમ બાર ઇંદ્રિયો છે તેઓ અનેક પુરુષોની અપેક્ષાએ એકેક પુરુષની બાર ઇંદ્રિયોને મધપૂડા કહેલા છે.

सरितः सरणशीलाः।

સર્યા કરવાના શીલવાળા હોવાથી એમને સરિતા કહેલા છે.

देवरक्षिता देवेन परमात्मना रक्षिताः।

દેવવડે એટલે પરમાત્માવડે તેઓ રક્ષાયેલા હોવાથી તેમને દેવવડે રક્ષાયેલા કહેલા છે.

मधु विषयं मधु।

મધ એટલે વિષયને મધ કહેલું છે.

ईशते नियमन्ति असांकर्येण स्वं स्वं विषयमनुभवन्तीत्यर्थः।

મધનું ઈશન કરે છે એટલે તેનું નિયમન કરે છે, એટલે પ્રત્યેક ઇંદ્રિય પોતપોતાના વિષયોનો મધજેવો મીઠો લાગતો ભોગ કરે છે.

यद्येवमनुभवन्ति तदापि तदनुविधायिनो विषयपराः संचरन्ति घोरं संसारं।

જ્યારે ઇંદ્રિયો પોતપોતાના વિષયનો ભોગ કરે છે ત્યારે પણ તે ઇંદ્રિયોને અનુસરી રહેનારા એટલે ઇંદ્રિયોદ્વારા જાણે તે તે વિષયોનો પોતે ભોગ કરે છે એવું માની રહેનારા વિષયપરાયણ જીવો જેનો આરો દેખાય નહિ એવા ઘોર સંસારમાં સંચરે છે.

तस्मादिन्द्रियाणि विषयेभ्य उपसंहृत्य स्वात्मन्येव वशं नयेदित्यर्थः।

માટે ઇંદ્રિયોને વિષયોના ભોગમાંથી પાછી વાળીને આત્મામાં તન્મય થઇ રહે એવી રીતે તેમને વશ વર્તાવવી જોઇએ.

येन रक्षिता मध्वीशते तं देवं योगिन एव पश्यन्ति ॥ ८ ॥

જે પરમેશ્વરવડે રક્ષાયેલી ઇંદ્રિયો વિષયોરૂપ મધનો ભોગ કરે છે તે પરમેશ્વરને વિષેજ તે ઇંદ્રિયોની તન્મયતા સાધી રહેનારા યોગીઓજ તે સનાતન પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી કૃતકૃત્ય થાય છે. (ચાલુ)

———:o:———

## मदालसा

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૨થી)

कुर्याच्चाहरहः श्राद्धमन्नाद्येनोदकेन च ।
पितृनुद्दिश्य विप्रांश्च भोजयेद्विप्रमेव वा ॥

પિતૃઓને ઉદ્દેશીને અન્ન આદિવડે તથા જળવડે પ્રતિદિન શ્રાદ્ધ કરવુ, તથા પિતૃઓને ઉદ્દેશીને વિપ્રોને જમાડવા વા એકજ વિપ્રને જમાડવો.

अन्नस्याग्रं तदुद्धृत्य ब्राह्मणायोपपादयेत् ।
भिक्षां च याचितां दद्यात् परिव्राड् ब्रह्मचारिणां ॥

સિદ્ધ અન્નનો અગ્ર ભાગ જુદો પાડીને તે બ્રાહ્મણને જમાડવો, અને સન્યાસી તથા બ્રહ્મચારી ભિક્ષા માગે તેને ભિક્ષા દેવી

ग्रासप्रमाणा भिक्षा स्यादग्रं ग्रासचतुष्टयं ।
अग्रं चतुर्गुणं प्राहुर्हंतकारं द्विजोत्तमाः ॥

ઉત્તમ બ્રાહ્મણોએ એક ગ્રાસના પ્રમાણપુરતા અન્નને ભિક્ષા કહેલી છે ચાર ગ્રાસના પ્રમાણપુરતા અન્નને અગ્ર કહેલો છે અને ચાર અગ્રના પ્રમાણપુરતા અન્નને હંતકાર કહેલો છે

भोजनं हंतकारं वा अग्रं भिक्षामथापि वा ।
अदत्वा तु न भोक्तव्यं यथा विभवमात्मनः ॥

પોતાના વૈભવને અનુસરીને ભિક્ષા, અગ્ર, હતકાર વા ભોજનનું દાન કરવુ જોઇએ તેવું કોઈ દાન દીધાવિના ગૃહસ્થ પુરુષે પોતે ભોજન ન કરવુ જોઇએ.

पूजयित्वातिथीनिष्टान् ज्ञातिबन्धूंस्तथार्थिनः ।
विकलान् बालवृद्धांश्च भोजयेच्चातुरांस्तथा ॥

અતિથિઓનો સત્કાર કરીને ગૃહસ્થ પુરુષે પોતાના વહાલા જ્ઞાતિબંધુઓને, તેમજ ભોજન મળવાની ઇચ્છાવાળાઓને, વિકલ જનોને, બાળકોને, વૃદ્ધોને અને ભોજનાતુર જનોને ભોજન દેવુ જોઇએ

वांछते क्षुत्परीतात्मा यच्चान्योऽन्नमकिंचनः ।
कुटुंबिना भोजनीयः स्वसमं विभवे सति ॥

બીજો પણ જે કોઇ અકિંચન મનુષ્ય ક્ષુધાવડે ઘેરાયેલો ભોજનની વાછના કરે તેને કુટુંબવાળા ગૃહસ્થ પુરુષે ભોજન કરાવવુ અને વિભવ હોય તો પોતે જે ભોજન કરે તેજ ભોજન તેને કરાવવુ

श्रीमन्तं ज्ञातिमासाद्य यो ज्ञाति रवसीदति ।
सीदता यत्कृतं तेन तत्पापं स समश्नुते ॥

શ્રીમંત સગાને પામીને જે સગો ભુખે મરે તે સગો ભુખે મરવાથી જે કાંઇ પાપ કરે તે પાપ શ્રીમંત સગાને ભોગવવું પડે છે. તાત્પર્ય કે શ્રીમંત સગાએ ભુખે મરતા પોતાના સગાને પણ જમાડવો જોઇએ.

सायं चैष विधिः कार्यः पूर्वोक्तं तत्रचातिथिं।
पूजयेच्च यथाशक्ति शयनासनभोजनैः॥

ઉપરમાં જે વિધિ કહ્યો તે વિધિ સાંજે પણ કરવો જોઇએ, અને ગૃહસ્થના આશ્રમમાં જો કોઇ અતિથિ રાત રહેલો હોય તો તેનો પોતાની શક્તિને અનુસરીને સૂવા બેસવા તથા જમાડવાની ગોઠવણવડે સત્કાર કરવો જોઇએ.

एवमुद्वहतस्तात गार्हस्थ्यं भारमास्थितं।
स्कन्धे विधाता देवाश्च पितरश्च महर्षयः॥
श्रेयोऽभिवर्षिणः सर्वे भवन्त्यतिथिबान्धवाः।
पशुपक्षी मृगास्तृप्ता ये चान्ये सूक्ष्मकीटकाः॥

ગૃહસ્થના સ્કંધપર આવેલો ગૃહસ્થાશ્રમનો ભાર આવી રીતે જે ગૃહસ્થ વહેતો રહે છે તેના ઉપર આ વિશ્વના વિધાતા પરમેશ્વર દેવો પિતૃઓ મહર્ષિઓ સર્વે તેના કલ્યાણનો વરસાદ વરસાવનારા થાય છે, તેમજ અતિથિઓ બંધુઓ પશુઓ પક્ષીઓ મૃગો તથા જે બીજા નાના કીડાઓ તેનાથી તૃપ્તિને પામ્યા હોય છે તેઓ પણ તેના ઉપર આશીર્વાદનો વરસાદ વરસાવનારા થાય છે.

गाथाश्चात्र महाभाग स्वयमत्रिरगायत।
ताः शृणुश्व महाभाग गृहस्थाश्रमसंस्थिताः॥

હે મોટા ભાગ્યવાળા! આ વિષયઉપર અત્રિઋષિએ પોતે ગાથાઓ ગાયેલી છે. ગૃહસ્થાશ્રમના સંબંધવાળી તે ગાથાઓ હે મોટા ભાગ્યવાળા! તું સાંભળજે.

देवान् पितॄंश्चातिथींश्च तद्वत्संपूज्य बान्धवान्।
जामयश्च गुरूंश्चैव गृहस्थो विभवे सति॥
श्वभ्यश्च श्वपचेभ्यश्च वयोभ्यश्चावपेद् भुवि।
वैश्वदेवं हि नामैतत् कुर्यात् सायं तथा दिने॥

વૈભવવાળા ગૃહસ્થપુરુષે પ્રતિદિન સાંજે તથા દિવસે દેવોની પિતૃઓની અતિથિઓની તેમજ બાંધવોની અને દીકરીઓ બેનો તથા બંધુઓની તેમજ ગુરુજનોની જેની જેમ ઘટે તેમ પૂજા તથા તૃપ્તિ કરીને કૂતરાંઓ, ચાંડાળો અને પક્ષીઓપર્યંત સર્વને માટે પૃથ્વીપર અન્ન વેરવું.

આ વિશ્વના સંબંધનું ગૃહસ્થ પુરુષના કર્તવ્ય કર્મનું નામ વૈશ્વદેવ છે.

मांसमन्नं तथा शाकं गृहे यच्चोपसाधितं।
न च तत्स्वयमश्नीयाद्विधिवद्यन्न निर्वपेत्॥

માંસ અન્ન તથા શાક એવું ગૃહસ્થના ઘરમાં જે કાંઇ રાંધેલું હોય તેનો જેનો તેને વિધિપ્રમાણે ભાગ આપ્યાવિના કે વેર્યાવિના ગૃહસ્થ પુરુષે પોતે ખાવું નહિ જોઇએ.

( ચાલુ )

———:o:———

# આષાઢી પૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ

[ સ્થલ: શ્રીઆનંદાશ્રમ-બીલખા ]

ગયા જ્યેષ્ઠમાસના અંકમાં જણાવ્યાપ્રમાણે આષાઢસુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળપ્રસંગનો લાભ લેવામાટે મુંબઈ, કરાંચી તથા ગુજરાતકાઠિયાવાડમાંથી આશરે ૩૦૦ બંધુબહેનો આવ્યાં હતાં.

આષાઢસુદિ ૧૩ ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયતસમયે સૌ એકત્ર થયાં હતાં, અને શ્રી.મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ, એમણે મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ વાંચી સંભળાવ્યો હતો જે આ અંકમાં અન્યત્ર આપવામાં આવેલ છે.

પાછળના કેટલાક આધ્યાત્મિકસાધનક્રમની યોજનાપ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપ-ધારણા-ધ્યાન, વ્યાખ્યાનપ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુ-બહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

આષાઢસુદિ ૧૫ સોમવારને દિવસે ૯૫ વાગે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા શાસ્ત્રીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. સારબાદ શ્રીસદ્ગુરુ પરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલાતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રીમાન્ મહારાણીદાસભાઈએ લખેલા ને તેમના પુત્ર શ્રી. ઉર્વિદરાયે છપાવી પ્રસિદ્ધ કરેલા **શ્રીઉપદેશગ્રંથાવલિના "ધર્મ" નામના ૧૦૧ મા અંકના** કેટલાક ભાગનું તથા પૂજ્યપાદ સદ્ગુરુશ્રીપ્રણીત દોહરા **"શ્રીનાથસુબોધમાળા"**ના કેટલાક ભાગનું વાચન કર્યું હતું, અવશિષ્ટ ભાગના અંકનું તથા દોહરાનું વાચન સાંજરે કર્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદ સદ્ગુરુદેવના નિજમંદિરમાં ઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્નભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપસાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.

પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી મહારાજે પધારી સાધનક્રમના દિવસોદરમ્યાન ભિન્ન ભિન્ન સમયે શ્રીમદ્ ભાગવતમાંના ભક્તવર પ્રહ્લાદના આખ્યાનને અનુલક્ષીને રહસ્યમય સદુપદેશનો લાભ આપવા કૃપા કરી હતી. જેમાંના વિષયોની લેખમાલા પોતે શરૂ કરી છે, ને તે "આનંદાશ્રમ"ના આ અંકમાં આપવામાં આવી છે, ને અનુક્રમે શરૂ રહેશે.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્નભિન્ન વિષયોપર વ્યાખ્યાન કર્યાં હતાં:—

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૧ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ. | મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ. શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૧૦૧માનું તથા શ્રીમન્નાથસુબોધમાલાનું વાચન. |
| ૨ પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી. | જ્ઞાન, ભક્તિ, કર્મ અને માયા. |

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૩ શ્રી. ભાઈશંકર ધનજી દવે. | આનંદાશ્રમનો આચાર. |
| ૪ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ. | આપણો ( આર્યોનો ) ખોરાક. |
| ૫ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે. | નાથનું સ્વરૂપ. |

શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસોદરમ્યાન નીચેના ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ શ્રી સદ્‌ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા પૂજનમહોત્સવનો લાભ લેવા આવેલ સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં.

૧ આષાઢ સુદિ ૧૪ રવિવાર. એક ભક્તજન–મુંબઈ.

૨ આષાઢ સુદિ ૧૫ સોમવાર. શ્રી. હરજીવન કેશવજી શાહ તથા તેમનાં ધર્મપત્ની સમજુ બહેન–નાગનેશ. (હાલ મુંબઈ.)

૩ આષાઢ વદિ ૧ સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર. હા. શ્રી. ઈંદુકુમાર ભાયાલાલ–ભાવનગર.

શ્રીપૂજનમહોત્સવપ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી હતીઃ—

સદ્‌ગત શેઠ રવજી દેવજી હા. શ્રી. છગનલાલ વાલજીભાઈ જામનગર એમના તરફથી ભોજનમાં વપરાતો સર્વ પ્રકારનો મસાલો, તથા એલચી, કેશર–કપૂર.

શ્રી૦ ચતુરભાઈ આશાભાઈ પટેલ–અમદાવાદ, એમના તરફથી ચાહ રતલ ૧૦ તથા કોફી રતલ ૫.

શ્રી૦ જ્યેષ્ઠારામ પીતાંબર ભટ્ટ સાણંદ–હાલ અમદાવાદ, એમના તરફથી ચેવડા-માટે મોળા મમરા મણ ૧.

———:o:———

## શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળે થયેલ પૂજન

શ્રીઆનંદાશ્રમ–પોરબંદર, શ્રીઆનંદાશ્રમ–મોજીદડ, શ્રીઆનંદાશ્રમ–લીંબુડા, શ્રીઆનંદાશ્રમ–પ્રાક્ષ, શ્રીઆનંદાશ્રમ–કરાંચી ને શ્રીઆનંદાશ્રમ–અમદાવાદમાં અને શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુ-મંડળ–મુંબઈ તથા લીંબડીમાં શ્રી૦દુર્ગાશંકરભાઈ ઉપાધ્યાયને ત્યાં, જંબુસરમાં, જામજોધપુરમાં, સાણંદમાં, ધોરાજીમાં, ને ભાવનગરમાં શ્રી. શામજી ગોપાલજી ઔદીચ્યવિદ્યાર્થિભવનમાં એમ ભિન્ન ભિન્ન સ્થળે આષાઢી પૂર્ણિમાને દિવસ ગુરુબંધુઓએ તથા ગુરુભગિનીઓએ મળી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું.

**શ્રીપોરબંદર**—આનંદાશ્રમમાં પૂજનમાં ૫૦ થી ૬૦ બંધુ ભગિનીઓએ લાભ લીધો હતો.

**શ્રીલીંબુડા**—આનંદાશ્રમમાં પૂજનમાં ૫૦ થી ૬૦ માણસોએ લાભ લીધો હતો, શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૧મા અંકનું વાચન થયું હતું, ને ભીંડોરાની ભજનમંડળીએ લગભગ ૧॥થી ૨ કલાક એકસરખી ધૂન કરી ભજનાનંદ આપ્યો હતો.

**શ્રીમોજીદડ**—આનંદાશ્રમમાં પૂજનમાં લગભગ ૩૦૦ માણસોએ લાભ લીધો હતો. પૂજન થયા બાદ વક્તાઓએ "ગુરુપૂર્ણિમારહસ્ય," "શ્રીસદ્‌ગુરુભક્તિ," ને "શ્રીસદ્‌ગુરુ-માહાત્મ્ય" આ વિષયોપર વ્યાખ્યાન કર્યાં હતાં.

શ્રીઅમદાવાદ—આનંદાશ્રમમાં શ્રીસદ્ગુરુ મહાપુજનપ્રસંગે અમદાવાદનિવાસી પૂ. સદ્ગુરુશ્રીના શિષ્યમંડળપૈકી ૬૦–૭૦ બંધુબ્હેનોએ ભાગ લીધો હતો, જેમાં શ્રીમાન્ જ્યેઠારામ નાનાભાઈ ભટ્ટ, ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી. રવિશંકર મ. રાવળ, શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ, શ્રી. જયેષ્ઠારામ પીતાંબર ભટ્ટ, શ્રી. મોહનલાલ મૂળશંકર ભટ્ટ આદિ મુખ્ય મુખ્ય બંધુઓ તથા વેદાંતનિષ્ઠ વૈદ્યરાજ શ્રી. વલ્લભરામ વિશ્વનાથ અને પૂ. શ્રીમનથુરામશર્માઔદીચ્યવિદ્યાર્થીભવનના વિદ્યાર્થિઓએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. મંગલાચરણપછી વૈદ્યરાજ શ્રીવલ્લભરામભાઈએ સંગીતદ્વારા શ્રીઈશ્વરસ્તવન કર્યું હતું. ત્યારપછી વિધિપૂર્વક પૂજન કરવામાં આવ્યું હતું.

પૂજન થઈ રહ્યાપછી ભજન ધૂન ને વ્યાખ્યાનો થયાં હતાં. પૂર્ણિમાની રાત્રે પણ સભા રાખવામાં આવી હતી. વ્યાખ્યાતા શ્રી. રવિશંકર મ. રાવળે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનાં સંસ્મરણો ને સ્વાનુભવ લગભગ દોઢેક કલાક વર્ણવ્યાં હતાં, તથા વૈદ્યરાજ શ્રીવલ્લભરામભાઈએ વૈદિકવિષયઉપર વિદ્વત્તાપૂર્ણ વિવેચન કર્યું હતું ને પૂજ્યપાદશ્રીની મહત્તાવિષે ઘણુંજ સુંદર વિવેચન કર્યું હતું, તેમજ પોતાની મંડળીસાથે સંગીતવાદ્યોદ્વારા ભજનાનંદ આપ્યો હતો. શ્રી. ચતુરભાઈ પટેલે તથા ભાઈ ભાનુપ્રસાદ ગોસળીઆએ પણ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની ભાવપૂર્વક સ્તુતિ ગાઈ હતી.

મુંબઈમાં શ્રીગુરુપૂર્ણિમાનું શ્રીસદ્ગુરુમહાપૂજન શેઠ મગનલાલ ડાહ્યાભાઈને ત્યાં થયું હતું.

———[*]———

॥ ૐ ॥

## શ્રીનાથસંવત્સર ૮૪ ની

## આષાઢી પૂર્ણિમાના મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ

**જય નાથ ! જય મહેશ્વર ! જય સદ્ગુરુદેવ !**

આ ઘોર કળિયુગને વિષે પણ અધિકારી જનતાને વસ્તુની વાસ્તવિકતાના સ્વરૂપનો તથા સ્વધર્મનો નિરંતર બોધ કર્યા કરવામાં સદા જાગ્રત્ રહેવાના એકજ વ્રતનું સ્વેચ્છાથી પાલન કરી રહેનારા સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના મંગલમયસ્વરૂપવડે સદા આનંદમય એવા આનંદાશ્રમમાં વિરાજી રહેલા આપ ભગવાનનું સામુદાયિક મહાપૂજન કરવાના આ આષાઢી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગથી અહીં આપ ભગવાનના આનંદાશ્રમમાં વિરાજી રહેલા આપ ભગવાનના આનંદાશ્રમમાં આવી મળેલાં અમે સર્વે આપ ભગવાનની ચરણપાદુકાનો અમારાં નેત્ર મસ્તક તથા હૃદયને અને હસ્તવડે આખા શરીરને સ્પર્શ કરાવીને અમારા આ મહોત્સવપર્વપ્રસંગના મંગલાચરણની સિદ્ધિ સાધીએ છીએ.

અમને આપભગવાનના અનન્ય શરણાગતજાણીને, હે શરણાગતવત્સલ ! અમારી ઉપર કરુણાની જે દૃષ્ટિએ જોતા રહેલા છો તેજ દૃષ્ટિએ સદા જોતા રહેજો એવી, હે દીનઉપર દયા કરનારા ! આપ ભગવાનના ચરણકમળનોજ આશ્રય કરી રહેનારા અમારી દીનભાવે પ્રાર્થના છે.

જય નાથ ! જય દેવ ! જય ! જય !

વહાલાં બંધુઓ અને બ્હેનો ! અનેકવિધ અડચણોને હડસેલીને આ મહોત્સવપ્રસંગે અહીં આવી મળેલાં આપણને હું મારા હાર્દિક અભિનંદન અર્પું છું.

જો કે આજકાલ લોકો નહિ એવી ક્ષુલ્લક વાતોમાટે પણ ભેગાં મળી જાણે કોઈ મોટા

કાર્યમાટે ભેગાં મળેલાં હોય એવા ઉલ્લાસની ચેષ્ટાથી પરસ્પર અભિનંદનની આપલે કરતાં જોવામાં આવે છે, એ જોતાં અભિનંદનની પણ આજ જોઇએ એવી ગણના રહી નથી.

પણ આપણે જે કાર્યમાટે અહીં ભેગાં મળેલાં છીએ તે કાર્યની મહત્તા તથા કલ્યાણકારકતા આપણને સુસ્પષ્ટ હોવાથી મેં આપેલા અભિનંદનની ગણના જરા પણ ઓછી અંકાય એમ નથી.

આજકાલ પૃથ્વીના પટપર ઘોરસંગ્રામો ચાલી રહેલા છે એ કારણે જનતાઓનાં જીવન પ્રતિક્ષણ ભય અને ત્રાસના વાતાવરણમાં પસાર થાય છે.

એવા વિકટ સમયમાં આપણા ઇષ્ટદેવ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્‌ નાથભગવાન્‌ના મહા-પૂજનમહોત્સવમાં ભાગ લેવા આપણે અહીં આવી શક્યાં છીએ એ ખરેખર આ વિશ્વની વ્યવસ્થામાં જે સર્વે દેવો તથા દેવીઓ અધિકાર ભોગવનારાં છે તે સર્વે દેવોની તથા દેવીઓની આપણા ઉપર અનુકૂલદૃષ્ટિ હોવાનું ભાન કરાવનારું છે, અને જેના ઉપર આપણા ઇષ્ટ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની અનુકૂલતા હોય તેની ઉપર વિશ્વની વ્યવસ્થામાં અધિકાર ભોગવનારાં દેવદેવીઓની અનુકૂલદૃષ્ટિ હોયજ એ પણ સહજ સ્વાભાવિક છે.

કારણ કે જે પરમેશ્વર આ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ તથા લય કરનારા છે તથા તેથી જે એક પરમેશ્વરજ આ વિશ્વની સ્થિતિસમયે પણ તેની યથાયોગ્ય વ્યવસ્થા કરનારા છે તે પરમેશ્વર પોતે સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના સદ્‌ગુરુસ્વરૂપમાં અધિકારી જનતાને કલિયુગને વિષે પણ વસ્તુની વાસ્તવિકતાના સ્વરૂપનો તથા સ્વધર્મનો બોધ પ્રવર્તાવતા વસ્તુના વાસ્તવિક સ્વરૂપના આનંદવડે સદા આનંદમય રહેનારા આનંદાશ્રમમાં સદા પ્રત્યક્ષ વિરાજી રહેલા છે.

આજકાલ પૃથ્વીના પટપર વિવિધ સ્થલે ચાલી રહેલા ભીષણ સંગ્રામોથી સર્વત્ર ઉપજી રહેલા ભય તથા ત્રાસના વાતાવરણની અવગણના કરીને સદ્‌ગુરુપરમાત્માના મહા-પૂજનમહોત્સવને અભિમુખ થનારા આપણી સદ્‌ગુરુપરમાત્માના પૂજનના સર્વોત્કૃષ્ટ ફલથી અનભિજ્ઞ રહેલાં મનુષ્યો તથા સદ્‌ગુરુપરમાત્માની પરમેશ્વરતાથી અનભિજ્ઞ રહેલાં મનુષ્યો મૂઢમાં કે મૂર્ખમાં ગણના કરે એ આજ અસંભવિત નથી.

પણ દશે દિશામાંથી વિનાશનો ભય ઘેરાઈ રહ્યો હોય એવા અવસરે પણ વ્યા-વહારિક પરિસ્થિતિને અનુસરીને આપણું થતું તાત્કાલિક કર્તવ્ય કરી લઇને ખરું કર્તવ્ય તો પરમેશ્વરનું શરણ વા સદ્‌ગુરુપરમાત્માના ચરણનો આશ્રયજ છે. એ આર્યસંસ્કૃતિથી સંસ્કૃત થયેલાં આપણાં શિષ્ટજનોનો જૂનો પણ ખરા કલ્યાણને સાધનારો સિદ્ધાંત છે તેનું અનુસરણ કરવામાં નથી મૂઢતા કે નથી મૂર્ખતા. તેનું અનુસરણ કરવામાંજ ખરું કલ્યાણ છે અને ખરું કર્તવ્ય કરેલું થાય છે.

આજની અર્વાચીન સંસ્કૃતિના સંસ્કારવાળી પણ જે જનતાઓ પરમેશ્વરમાં માનનારી છે તેઓ તો આજ પણ તેમની વ્યાવહારિક પરિસ્થિતિને અનુસરીને તેમના થતા તાત્કાલિક કર્તવ્યને કર્યે જવા ઉપરાંત ભય તથા ત્રાસના સમયમાં ભયને તથા ત્રાસને દૂર કરવાનું ખરું કર્તવ્ય પરમેશ્વરની પ્રાર્થના કરવાનું માને છે.

પણ આજની અર્વાચીન સંસ્કૃતિના સંસ્કારવાળી ઘણી જનતાઓ તો આજ પરમેશ્વરમાં માનનારી નથી અને જે જનતાઓ પરમેશ્વરમાં માનનારી છે તેઓ પણ પરમેશ્વરમાં નિઃશંકપણે માનનારી હોતી નથી. સશંકપણે પરમેશ્વરમાં માનનારી જનતાઓ ભયે અને

ત્રાસને દૂર કરવામાં પરમેશ્વરના શરણુની અપેક્ષાએ પોતાના પુરુષપ્રયત્નપર અધિક અવલંબન રાખી રહેનારી હોય છે.

એવી પરિસ્થિતિમાં આજ એવી કોઇ જનતાની દૃષ્ટિમાં આપણું સદ્ગુરુ પરમાત્માના, મહાપૂજનમહોત્સવનું કાર્ય સર્વોત્કૃષ્ટ અને ખરું કર્તવ્ય હોવા છતાં સર્વોત્કૃષ્ટ અને ખરું કર્તવ્ય ન દેખાય તેથી યથાતથ વિવેકવાળા આપણે અલ્પ પણ અસંતુષ્ટ થવાનું ખરું કારણુ નથી.

ભય તથા ત્રાસનું વાતાવરણુ ખરી રીતે જોતાં આપણી ઉપર આપણી યોગ્યતા નહિ છતાં કોઇએ લાદેલું છે એવું નથી.

આ વિશ્વમાં વ્યવસ્થાપક સત્તા એક પરમેશ્વરની છે અને પરમેશ્વર દૈવી ન્યાયના દાતા છે. એમની સત્તામાં ખરી યોગ્યતાવિના કોઇને સુખશાંતિ જેમ મળતાં નથી તેમ ખરી યોગ્યતાવિના કોઇને ભયત્રાસ પણુ થતા નથી, એટલે ભય તથા ત્રાસના વાતાવરણુમાટે પણુ જવાબદારી આપણી પોતાની છે.

આ વિશ્વની વ્યવસ્થામાં જે દેવદેવીઓ જૂદા જૂદા કાર્યમાટે અધિકાર ભોગવે છે તેમને વિવિધ શાસ્ત્રીય ક્રિયાઓવડે સંતોષવાનું આપણું કર્તવ્ય આપણે જ્યારથી વિસારે પાડેલું છે ત્યારથી ભય તથા ત્રાસના વાતાવરણુનીજ આપણે વાટ જોવી રહી છે. એજ રીતે આ લોકમાં આપણા ઊતરચડના પરમેશ્વરે નિર્માણુ કરેલા સંબધવાળાં સંબંધીઓસાથે જે રીતના વ્યવહાર કરવાનું આપણે માટે પરમેશ્વરે શાસ્ત્ર તથા સદ્ગુરુદ્વારા નિર્માણુ સૂચવેલું છે તે રીતના વ્યવહાર કરવામાં જ્યારથી આપણે પ્રમાદ કરતા થયા છીએ ત્યારથી આપણે ભય તથા ત્રાસનાજ વાતાવરણુની વાટ જોવી રહી છે.

. હજી પણુ દેવદેવીઓસાથેના વ્યવહારમાં તથા પરસ્પરના વ્યવહારમાં વા વિપરીત વ્યવહારમાં શાસ્ત્રે કહેલો સુધારો કરી લેવામા ન આવે ત્યાંસુધી કદાચ ભય-ત્રાસનું એક વાતાવરણુ શમશે તો બીજું તેવું ઊભુ થશે પણુ સુખશાંતિના વાતાવરણુની વાટ નથી. સુખશાંતિના વાતાવરણુમાટેના મનુષ્યોના કર્તવ્યના બંધારણુને કહેનારાં શાસ્ત્રોમાં આજ જનતાઓને શાસ્ત્રની બુદ્ધિ રહી નથી, અને પોતપોતાની બુદ્ધિઉપર આધાર રાખતી થઈ છે તેમાં જે કોઈ વાણી વ્યાપારની છૂટવાળા ને ધાપલીયા હોય છે તેઓ જનતાઓને પોતાની યોજનાઓને જબરજસ્તીથી અનુસરવાની ફરજ પાડે છે અને જનતા તેને અધીન વર્તે છે. આ ક્રમ જ્યાંસુધી ચાલુ રહેશે ત્યાંસુધી સુખશાંતિના વાતાવરણુની આશા કેમ રાખવી ?

પણુ જ્યારે ક્યારે પણુ ભય તથા ત્રાસનું વાતાવરણુ વરતી રહ્યું હોય ત્યારે તાત્કાલિક અગત્યનું વ્યાવહારિક કર્તવ્ય કરી લઇને ખરુ કર્તવ્ય તો પરમેશ્વરનુ વા પરમેશ્વરથી અભિન્ન સદ્ગુરુપરમાત્માના ચરણુનુ શરણુજ છે એમ આપણી સંસ્કૃતિના સંસ્કારસંપન્ન શિષ્ટજનોનું તો માનવું છે.

આપણા આ મહાપૂજનના મહોત્સવના અંગમાં એ કાર્ય પણ સર્વોત્કૃષ્ટ રીતે સ્વયં સધાતું હોવાથી આપણે આપણા મહાપૂજનમહોત્સવને ઉજવીએ તેજ અવસરે એટલે ભય તથા ત્રાસના વાતાવરણુનું નિવારક છે એવી સુજ્ઞ સજ્જનને તો સહજ પ્રતીતિ છે.

અને સદ્ગુરુપરમાત્માપ્રતિના ભક્તિભાવનો ઉદ્રેક થાય તથા તેના પરિણામે એમનું મુખ્ય સ્વરૂપ જે આપણા ખરા સ્વરૂપથી અભિન્ન છે તેમાં અવસ્થાન કરી રહીએ એ મહાપૂજનના મહોત્સવનું મુખ્ય ફળ પામીએ એ આપણો મહાપૂજનના મહોત્સવનો મુખ્ય

ઉદ્દેશ છે એ તો આપણને સુવિજ્ઞાત છે.

એમ મુખ્ય તથા ગૌણ ઉદ્દેશ સઘળા પાર પડે એ રીતે આવતી કાલની ઉષાના સમયથી આપણામાટે નિયત કરેલા કાર્યક્રમને આપણે ભેગાં મળી પાર ઊતારીએ અને અંતમાં સદ્‌ગુરુપરમાત્માની અમોઘ કૃપાના આપણે ભાગી થઇએ એમ ઇચ્છી આ સમયનો પ્રાસંગિક પ્રસ્તાવ પૂરો કરું છું. ૐ

——[*]——

## જ્ઞાન, ભક્તિ, કર્મ અને માયા

### (આષાઢી પૂર્ણિમાએ આપેલ વ્યાખ્યાનોનો સાર)

### [વ્યાખ્યાતા: પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી]

ગીતામાં ભક્તિયોગ વચલા છ અધ્યાયોમાં મૂકેલો છે, તેનું કારણ એ છે કે ભક્તિ, જ્ઞાન અને કર્મ બન્ને ઉપર અજવાળું પાડે છે અને બન્નેને સહાયક છે. તેથી ભક્તિનું તત્ત્વ પહેલાં સમજવાથી સાધકને ઘણી સગવડતા થાય છે.

જીવ ભગવાનથી જુદો રહી ભગવાનની ભક્તિ કરે તો તે વખતના જે ભગવાન તેની માન્યતામાં હોય તે અપૂર્ણ છે (કારણ કે ભગવાનથી જુદું કોઈ રહી શકે નહિ) તેથી તે વખતે સાચા ભગવાનની ભક્તિ થતી નથી અને જીવ ભગવાનથી જુદો નથી એમ માનીને ભક્તિ કરે તો એવો અભેદ તરત થઈ જાય છે કે પછી ભક્તિ કરવા-જેવું કાંઈ રહેતું નથી.

છતાં જે ભગવાને અનંતપ્રકારના પ્રેમ, અનંતપ્રકારના આનંદ અને અનંતપ્રકારનાં સૌંદર્ય જગતમાં ઉત્પન્ન કરેલ છે તેના પોતાના સ્વરૂપમાં અનંતપ્રકારનો પ્રેમ, અનંતપ્રકારનો આનંદ અને અનંતપ્રકારનું સૌંદર્ય જરૂર રહેલું છે અને તેનો અનુભવ કોઈપણ રીતે જરૂર મળવો જોઇએ. તેને માટે અનેક પ્રકારનાં સાધન અનેક મહાત્માઓએ બતાવેલાં છે. તે બરાબર સમજાય તો સાધક આનંદ-આશ્રમમાં રહેવાનું શીખી શકે.

વીજળીની શક્તિ ઘણી જગ્યાએ રહેલી છે, પણ તેનો positive ભાવ (અસ્તિત્વ) વ્યક્ત કરવામાટે કાંઇક negative તત્ત્વ (નિષેધજેવું) લેવું પડે છે. જ્યાં વીજળીનો positive છેડો હોય ત્યાં કાંઇક negative જોડવું જોઇએ અને negative હોય ત્યાં positive તત્ત્વ જોડવું જોઇએ. એ સિદ્ધાંતને આધારેજ ગ્રામોફોન જડ છતાં અવાજ કરે છે અને રેડીઓ તેજ આપે છે અને અવાજ કરે છે.

તેવીજ રીતે જો જ્ઞાનદૃષ્ટિએ "હું બ્રહ્મ છું" એવો અનુભવ લેવો હોય તો બીજા જીવજગતનો એટલે ઇદંતાનો અત્યંત અભાવ કરવો જોઈએ, એટલે કે જીવજગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ હોવાથી તેનું કલ્પિત સ્વરૂપ (નામરૂપવાળું) નિષેધ કરવું જોઈએ. તેમ કરવાથી જીવની સામે કોઈ ન રહેવાથી જીવ વ્યાપક થાય છે અને તે વ્યાપક થવાથી **यो वै भूमा तत्सुखम्** એ ઉપનિષદ્‌ના સિદ્ધાંતની માફક બ્રહ્મનો આનંદ પ્રગટ થશે અને નિર્વિઘ્ને તે આનંદ મળ્યા કરશે.

જેને જીવ અને જગત સાચાં લાગે છે તેમને માટે નામરૂપસહિત અને તેના અધિષ્ઠાન સહીત પૂર્ણ બ્રહ્મ નજર આગળ છે. તેથી તે વીજળીના positive તત્ત્વજેવું થઈ જવાથી, તે બ્રહ્મ આગળ, જોનારે પોતાના જીવભાવની સત્તાનો નિષેધ કરી શરણ-

ભાવથી ત્યાં negative દશા ઉત્પન્ન કરવી જોઇએ. એ રીતે પણ એકજ સત્તા રહે છે અને ભગવાનના પ્રેમનો લાભ મળ્યા કરે છે. ભોક્તાનો પ્રેમ વ્યક્ત કરવા-માટે ભોગ્ય જોઇએ, અને ભોગ્યની સત્તા લઈ લેવી જોઇએ; પછી ભોક્તાભોગ્ય એક થઈ જાય છે.

ઉપરના બન્ને પ્રકારના સાધનમાં માત્ર એક સત્તા રહે છે અને બીજી સત્તાનો અત્યંત અભાવ થઈ જાય છે. જ્યાંસુધી બીજી કોઈ સત્તા કલ્પનામાં રહેશે ત્યાંસુધી બે positive ભાવ રહેવાથી ખોટુ દ્વંદ્વ ઉત્પન્ન થશે, અને સ્વપ્નાની માફક એ ભગવાન-જેવું જાગ્રતમાં થઈ જશે, અને તેથી સાચા ભગવાનનો આનંદ સર્વત્ર પ્રાપ્ત હોવા છતાં તે અનુભવમાં આવશે નહિ.

ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ બન્નેમાં એક સત્તા માનેલી છે તેથી ભક્તિમાર્ગવાળા શરણભાવથી જીવની સત્તાનો નિષેધ કરી માત્ર ભગવાનની સત્તા માને છે અને જ્ઞાન-માર્ગવાળા જીવના વાચ્યાર્થનો ત્યાગ કરવાનો ઉપદેશ આપી, ભાગ-ત્યાગ લક્ષણાથી, જે ભાગરૂપ-અંશરૂપ જીવ છે તેની સત્તાનો અને તેના અસ્તિત્વનો ત્યાગ કરવાનું કહી, અંતે એક બ્રહ્મ-સત્તામાં જીવના લક્ષ્યાર્થને લાવી મૂકે છે. બન્નેમા ખાસ ફેર એટલો છે કે ભક્તિમાર્ગમાં સત્તા એક છે પણ વસ્તુ અનેક છે છતાં ભગવાનથી ભિન્ન નથી જ્ઞાનમાર્ગમાં સત્તા એક છે અને વસ્તુ પણ એક છે. વેદાંતમાં એમ માનેલુ છે કે જેમાં સત્તા નથી એ કોઈ વસ્તુ નથી. માયામાં કાંઈ સત્તા ન હોવાથી માયા એ કોઈ વસ્તુ નથી. તેથી માયાના કાર્ય જીવ-જગતમાં સત્તા ન હોવાથી જીવ-જગત કોઈ વસ્તુ નથી એ માત્ર બ્રહ્મનાં વિવર્ત છે. જ્યાં વસ્તુ અનેક હોય ત્યાં એક સત્તા માનવી મુશ્કેલ છે તેથી વેદાન્તમાં કેટલેક અંશે બુદ્ધિની સમજણ વધારે ચોકખી રહે છે. જો કે આપણા શરીરમાં અનેક વસ્તુ છે અને તે વિરુદ્ધ સ્વભાવવાળી છે. કાનનું કામ અને આંખનું કામ જુદુ રહે છે છતાં તે બધાં એક સત્તાને આધારે રહે છે, તેમ વિરાટ્ શરીરમાં પણ વિરુદ્ધભાવનું રહેવું બની શકે છે; તોપણ તેમાં એક પ્રકારનો સ્વગત ભેદ થતો હોવાથી જ્ઞાની પુરુષો તેવો ભેદ માન્ય કરતા નથી, કારણ કે જાગ્રતની માફક સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય દશાના અનુભવનો વિચાર કરતાં સ્વગત ભેદ પણ બની શકતો નથી. જો એવો ભેદ સાચો હોય તો સુષુપ્તિ અને સમાધિમાં પણ અનુભવમાં આવવો જોઇએ.

છતાં બન્ને મતમાં એટલે ભક્તિમાર્ગમાં અને જ્ઞાનમાર્ગમાં બધું એક સત્તાથી ચાલે છે અને બીજા કોઇની સત્તા નથી એવો અદ્વૈતભાવ સ્પષ્ટપણે માનવામાં આવેલ છે.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે જો બધુ એક સત્તાથી ચાલે છે તો વિરુદ્ધસ્વભાવ એટલે અજ્ઞાન અને દુઃખ વિગેરે જગતમાં ક્યાંથી આવ્યાં? જો એક ભગવાનેજ બધું ઉત્પન્ન કર્યું છે અને તેની એક્નીજ સત્તાથી બધુ ચાલે છે તો સચ્ચિદાનંદમાંથી સચ્ચિદાનંદ નીકળવા જોઇએ. જેમ બાજરો વાવીએ તો બાજરો ઉત્પન્ન થાય અને ઘઉં વાવીએ તો ઘઉં ઉત્પન્ન થાય તેમ ભગવાનમાથી ભગવાન નીકળવા જોઇએ. તેને બદલે ભગવાનથી વિરુદ્ધસ્વભાવવાળું જગત કેમ જોવામાં આવે છે?

ભગવાનમાથી નીકળેલા જગતમાં સર્વત્ર પ્રેમ અને આનંદ રહેવો જોઇએ. જે વસ્તુ કારણમાં હોય તેજ કાર્યમાં આવી શકે. બી હોય તેવુ ઝાડ થવું જોઇએ તેને બદલે

લડાઈ, દુકાળ, કજીઆ, ધરતીકંપ, અસહકાર, કુસંપ, રોગ અને ઝગડા કેમ જોવામાં આવે છે? આ બાબતનો સ્પષ્ટ ઉત્તર મળવો જોઈએ અને તે આપણાં શાસ્ત્રોમાં સ્પષ્ટરીતે આપવામાં આવેલ છે. પણ તે સ્પષ્ટરીતે સમજવામાં અંતઃકરણ બહુ શુદ્ધ જોઈએ અને જીવન પણ બહુ શુદ્ધ જોઈએ. જો શાસ્ત્રના બોધ પ્રમાણે જીવન ગાળતાં ન આવડે તો જેવું જીવન હોય તેવો બોધ થઈ જાય છે અને પછી સાચો બોધ સમજાતો નથી, માટે અંતઃકરણની શુદ્ધિ શાસ્ત્ર પ્રમાણે જીવન રાખવાથી થાય છે.

ઉપર જે પ્રકારના પ્રશ્ન આપવામાં આવેલ છે, તેવોજ પ્રશ્ન શ્રીમદ્‌ભાગવતના સાતમા સ્કંધની શરૂઆતમાં પરીક્ષિત રાજાએ શુકદેવજીને પૂછેલ છે. રાજા પૂછે છે કેઃ—

**समः प्रियः सुहृद्ब्रह्मन्भूतानां भगवान्स्वयम्।**
**इन्द्रस्यार्थे कथं दैत्यानवधीद्विषमो यथा॥** ૭-૧-૧

હે બ્રહ્મન્! ભગવાન તો સ્વભાવથીજ સમદર્શી અને સમસ્ત પ્રાણીઓના પ્રિયમિત્ર છે, છતાં તેમણે વિષમ દૃષ્ટિવાળા પુરુષોની માફક ઈંદ્રનો પક્ષ લઈને દૈત્યોનો વધ શામાટે કરાવ્યો?

આ પ્રશ્ન પૂછવાનું કારણ એ હતું કે છઠ્ઠા સ્કંધમાં એમ કહેલ છે કે ભગવાને ઈંદ્રને અને દેવોને મદદ આપી વૃત્રાસુરના મરણનું સાધન બતાવ્યું. એ એક દૃષ્ટિએ ભગવાનમાં પક્ષપાત હોવાજેવું પરીક્ષિત રાજાને જણાયું હતું. વળી બીજી અનેક જગ્યાએ એવી વાતો આવે છે કે દેવોનો પક્ષ લઈ ભગવાને દૈત્યોને માર્યા છે. ગીતામાં પણ ભગવાન કહે છે કે સાધુઓના રક્ષણમાટે અને દુષ્કર્મીઓના નાશમાટે હું વારંવાર અવતાર લઉં છું; તો પછી ભગવાન દુષ્કર્મીઓના હૃદયમાં સમરૂપે છે કે નહિ? અને છે તો વિરુદ્ધ સ્વભાવ આવ્યો ક્યાંથી?

એવા પ્રકારના ઘણા પ્રશ્નો હાલના જીજ્ઞાસુઓ પણ પૂછે છે. તેમનું કહેવું એવું છે કે ભગવાને આવું જગત રચ્યું શામાટે? એવા પક્ષપાતી ભગવાન હજી શું કરશે અને શું નહિ કરે તે કહી શકાતું નથી. તો એવું ભગવાન શામાટે કરતા હશે? શાસ્ત્રો કહે છે અને મહાત્મા પુરુષોનો અનુભવ પણ એવો છે કે બધું એક સત્તાથી એટલે ભગવત્‌-સત્તાથી ચાલે છે તો આવા વિરુદ્ધધર્મ શામાટે ઉત્પન્ન થતા હશે? મા અને દીકરા વચ્ચે બહુ પ્રેમ હોય પણ દીકરો પરણે એટલે ઘણીવાર સ્ત્રીને વશ થઈ જાય છે અને સાસુવહુની વચ્ચે ઝગડો શરૂ થાય છે, એ કોણ કરાવે છે? મીરાંબાઈને પતિસાથે ઝગડો કોણે કરાવ્યો? વિભીષણે ભાઈનું કહેવું માન્યું નહિ, ભરતે કૈકયીનું કહેવું માન્યું નહિ, પ્રહ્લાદે બાપનું કહેવું માન્યું નહિ, બુદ્ધે રાજ્ય અને કુટુંબ છોડયું, આ બધા પ્રશ્નો લગભગ એકજ પ્રકારના છે અને તેનો સાર એ છે કે જે સ્વભાવ ભગવાનમાં ન હોવો જોઈએ તે સ્વભાવ ભગવાનમાં કેમ દેખાય છે?

પરીક્ષિત રાજા શુકદેવજીને વધારામાં પૂછે છે કે "ભગવાન સાક્ષાત્‌ કલ્યાણરૂપ છે, તેને દેવોને મદદ કરવાથી કાંઈ પ્રયોજન સિદ્ધ થતું નથી અને પોતે નિર્ગુણ હોવાથી દૈત્યોતરફ દ્વેષ કે ઉદ્વેગ રાખવાનું તેને કારણ નથી."

તેના જવાબમાં શુકદેવજી કહે છે કેઃ—

**निर्गुणोऽपि ह्यजोऽव्यक्तो भगवान्प्रकृतेः परः।**
**स्वमायागुणमाविश्य बाध्यबाधकतां गतः॥** ૭-૧-૬

"અર્થ:—શ્રીહરિ વાસ્તવમાં નિર્ગુણ, અજન્મા, અવ્યક્ત અને પ્રકૃતિથી અતીત છે તોપણ પોતાની માયાના ગુણોનો આશ્રય લઇને પોતેજ બાધ્યબાધક ભાવને પામે છે.

તો ભગવાનકરતાં વધારે જબરી એવી માયા આવી ક્યાંથી?

માયાના ત્રણ ગુણ છે. સત્ત્વ, રજ અને તમ. એ આત્માના ગુણ નથી. એ ત્રણે ગુણોની વૃદ્ધિ અને ક્ષય એકસાથે થતાં નથી. જ્યારે સત્ત્વગુણનો જય થાય ત્યારે સત્ત્વગુણની પ્રધાનતાથી દેવો અને ઋષિઓ ઉત્પન્ન થાય છે, રજોગુણ વધે ત્યારે અસુરો ભગવાનના શરીરમાં પ્રવેશ કરી વધે છે અને તમોગુણ જોરમાં આવે ત્યારે રાક્ષસો વધે છે. એ બધાની ઉત્પત્તિ, લય અને સ્થિતિમાટે કાળ જોઇએ અને કાળ એ સ્થાનધર્મ છે, વસ્તુધર્મ નથી; એમ હાલના સાયન્સવાળાએ Theory of Relativity, (સાપેક્ષવાદ)થી સિદ્ધ કરેલ છે; એટલે કે મૂળ આત્મા બ્રહ્મરૂપ હોવાથી સર્વ-વ્યાપક છે, છતાં કોઈ જીવમાં તે વિષેનું અજ્ઞાન હોય ત્યારે તે પોતાને એક જગ્યાએ રહેલો કલ્પે છે, ત્યારે તે કાળની સત્તાનીચે આવે છે, અને જ્યારે તે કાળ સત્ત્વગુણની વૃદ્ધિ કરે છે ત્યારે ભગવાન જાણે કે દેવસમાજનો ઉત્કર્ષ કરતા હોય અને તેના વિરોધી રજોગુણ અને તમોગુણી અસુરો અને રાક્ષસોનો જાણે કે સંહાર કરતા હોય એવું માણસની દૃષ્ટિથી જણાય છે; અને છતાં માણસની દૃષ્ટિ સાચી નથી.

માણસની દૃષ્ટિથી એવું જણાય છે તેનું કારણ એ છે કે ભગવાનના સાચા સ્વરૂપની દૃષ્ટિથી કાંઈ બનતું નથી; અને બગડતું નથી; કારણકે તત્ત્વદૃષ્ટિએ હમેશાં ભગવાનસિવાય બીજું કાંઈ છેજ નહિ. કલ્પિત વિરુદ્ધધર્મ સાથે રહે તેમાં કાંઈ અયોગ્ય લાગતું નથી. જેમ દિવસે ઘુવડને અંધારૂં લાગે છે અને માણસને અજવાળું લાગે છે, તેમ. ઘુવડને અંધારૂં લાગવાથી કાગડા તેને મારવા આવે છે તેનું કારણ જ્યાં અંધારૂં નથી ત્યાં ઘુવડ અંધારૂં દેખે છે, તેથી ઘુવડનું અંધારૂં અને માણસનું અજવાળું અને કાગડાનું અજવાળું એકજ સાથે એકજ વખતે સાથે રહે તેમાં ભગવાનની ભૂલ નથી. ઘુવડને જે અંધારૂં દેખાય છે તે ભગવાને રચ્યું નથી. જો ભગવાને તે રચેલું હોય તો બધાને અંધારૂં દેખાવું જોઇએ. તેજ પ્રમાણે માણસને "હું અને મારૂં" વિગેરેનાં દ્વંદ્વ દેખાય છે તે ભગવાનમાં નથી અને મહાત્માઓમાં નથી, છતાં માણસની કલ્પનામાં તેવા વિરોધીભાવ દેખાય તો તેવા કલ્પિત અને સાપેક્ષ વિરોધીભાવનો અનુભવ ભગવાનના આનંદસ્વરૂપની સાથે સર્વત્ર અને સર્વદા રહી શકે છે માત્ર જેઓની દૃષ્ટિ તે આનંદતરફ જવાને બદલે વિરોધી રાગદ્વેષવાળા સ્વભાવમાં જાય છે તેઓને તે આનંદનો લાભ મળતો નથી. જો ભગવાનમાં ખરેખરો દ્વેષ હોય તો શિશુપાળે રાજસભામાં ભગવાનને ઘણી ગાળો દીધી છતાં ભગવાને તેને મુક્તિ કેમ આપી? પૂતનાજેવી રાક્ષસી ભગવાનને ઝેર પાવા આવી છતાં ભગવાને તેને માતાની ગતિ કેમ આપી? તે ઉપરથી જણાઈ આવે છે કે ભગવાનના મૂળ સ્વભાવમાં પ્રેમ અને આનંદજ છે અને તે સર્વત્ર સર્વદા રહેલ છે. એવું છે છતાં જેમ સ્વપ્નમાં ભૂલથી ઘણી વસ્તુ અને ઘણી સત્તા દેખાય છે અને જાગ્રત્ થતાં એક વસ્તુ અને એક સત્તા દેખાય છે, તેમ જાગ્રતદશામાં પણ આત્મજ્ઞાનીને એક સત્તા દેખાય છે અને અજ્ઞાનીને અનેક સત્તા દેખાય છે અને અજ્ઞાનીના એવા કલ્પિત ભાવ તેજ જગ્યાએ રહે તેમાં વિરોધ આવતો નથી. દોરડીમાં ભૂલથી કોઇને સર્પ દેખાય, કોઇને માળા, કોઇને પાણીનો રેલો, કોઇને જમીનની ફાટ વિગેરે દેખાય ત્યારે મૂળ દોરડીનો સ્વભાવ ત્યાં એવોને એવોજ રહે છે.

તેથી કલ્પિતસત્તાનો નિષેધ કર્યા વગર અધિષ્ઠાનનો સ્વતંત્ર પ્રકાશ મળતો નથી.

માટે જ્ઞાન વધતું નથી પણ ખોટું જ્ઞાન વારંવાર ફેરવવું પડે છે અને તે જ્ઞાનનો વારંવાર નિષેધ કરવો પડે છે તેથી જ્ઞાન વધે છે એમ બોલાય છે.

વેદાન્તમાં એમ પણ માનેલું છે કે સામાન્ય સર્વ વ્યાપક ચેતન અજ્ઞાનનું વિરોધી નથી, પણ વિશેષ ચેતન એટલે વૃત્તિમાં આરૂઢ થયેલું ચેતન એટલે બ્રહ્માકારવૃત્તિયુક્ત ચેતન અજ્ઞાનનું વિરોધી છે. સામાન્ય વૃત્તિ કે જે અધિષ્ઠાનના જ્ઞાનવગર વિષયોમાં રખડે છે તે વિષયાકાર થવાથી જડજેવી થઇ જતાં આવરણ ઉત્પન્ન કરે છે. જેવી વસ્તુ છે તેવી વૃત્તિ ન થવાથી આવરણભંગ થતો નથી. તે વૃત્તિ negative હોવાથી વિધવાજેવી છે અને ઘણે ઠેકાણે રખડતાં પણ પ્રેમ ઉત્પન્ન કરી શકતી નથી, પણ જે વૃત્તિ અધિષ્ઠાનના જ્ઞાન-સહિત શ્રવણાદિકના સાધનથી બ્રહ્માકાર થાય છે તે સધવા હોવાથી પતિસાથે રહી positive ભાવથી આવરણભંગ કરે છે, એટલે કે અજ્ઞાન અને તેનું કાર્ય જીવ-જગતનો નિષેધ કરી સ્વતંત્ર રીતે એકાંત મળવાથી (એટલે બીજું કાંઈ ન હોવાથી) નિરાવરણ આનંદ લઇ શકે છે. તે ભોક્તા ભોગ્ય અને ભોગને એક બનાવી તેમાં લીન થઈ જાય છે, અને પછી વૃત્તિજેવું કાંઇ રહેતું નથી. તે એકડાઉપર મીંડાજેવી થઈ જાય છે. તેનાથી એકની કિંમત વધે છે અને મીંડાની કિંમત પણ વધે છે.

ગંજીપાની રમતમાં સરનો એકો બીજાને જીતીને હરાવે ત્યારે રમનારને સુખ મળે છે. ખરી રીતે બધા પાનાની માલિકી એક માણસની હોય છે, છતાં તે પાનાં વ્હેંચાઈ જાય અને પોતાને જોઈએ તેવાં પાનાં ન મળે ત્યારે તે કહે છે કે મને ખરાબ પાનાં આવ્યાં અને હું હવે હારી જઈશ, પણ જો તે, તે વખતે રમત બંધ કરે તો બધાં પાનાં તેનાં છે અને તેમાં સારા નરસાજેવું કાંઈ રહેતું નથી.

તેથી કાંઇક નિષેધ કરવાજેવું છે. ખોટા જ્ઞાનથી થતી ખોટી રમત કે જે દુઃખ ઉત્પન્ન કરે છે તે બંધ કરવાની જરૂર છે. તેનો ઉપયોગ સમજવામાં આવે તો તેની કિંમત ઘણી છે. સામાન્ય માણસનું સામાન્ય જ્ઞાન એ અજ્ઞાન છે, તેનાથી ભૂલમાં એકની જગ્યાએ અનેક સત્તા દેખાય છે. તે જ્ઞાન અને તે સત્તાનો નિષેધ બધાં શાસ્ત્રોમાં સ્વીકારેલો છે. રાજદ્વારી માણસોને પણ બીજી સત્તા પોતાની સામે ગમતી નથી તેથી તે સત્તા દૂર કરવા-માટે લડે છે. ભક્તો પણ બીજી સત્તાને માનતા નથી. તેનાથી મળતા લાભમાટે જે સંકટ આવે તે ખમવામાટે ભક્તો હમેશાં તૈયાર રહે છે. આર્યાવર્તના માણસો બહાદૂર છે, મરણસુધી લડે તેવા છે; જે સુખ તેમને સાચું લાગે તે માટે બધાં જોખમ ખેડવા તૈયાર છે, પણ તેમને કાયમ રહે તેવું સુખ જોઈએ છે અને બીજાને માયાનું સુખ જોઇએ છે, તેથી જ્યારે માયાનું સુખ માંગનારાની સંખ્યા વધી પડે છે ત્યારે સાત્ત્વિક માણસોને ઘણી અગવડ ભોગવવી પડે છે અને અજ્ઞાનનું જોર વધી જાય છે, પણ એ પૂનમનું શરૂઆતનું અંધારૂં છે. પૂર્ણિમાનો ચંદ્ર ઉગતાંજ તે અંધારૂં દૂર થવા લાગે છે. અંધારૂં આવવું અને અંધારૂં દૂર થવું એ સૂર્યમાં નથી, અને ચંદ્રમાં પણ નથી. તે ઘુવડના જન્મમાંથી માણસના જન્મમાં આવવાજેવું છે. વસ્તુતાએ જોતાં મૂળમાં અંધારૂં હતુંજ નહિ, તેમ પરમાત્મામાં અજ્ઞાન કે દુઃખ કે ભેદ છેજ નહિ. માત્ર દૃષ્ટિભેદથી આવા અનેક પ્રકારના ભ્રમ ઉત્પન્ન થાય છે. (અપૂર્ણ)

———:o:———

# एक दृश्य

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર ]

શરદ્પૂનમની મધ્યરાત્રિ હતી. સર્વત્ર શાંતિ હતી. આ સમયે શ્રીભીલખા–આનંદાશ્રમના પશ્ચિમ પ્રદેશમાં આવેલા શ્રીભીડભંજન મહાદેવના મંદિરની પરોશની એક પર્ણકુટિમાં કોઇએક શ્રીનાથપ્રભુના ભક્તવર ધ્યાનસ્થ બેઠા હતા...એટલામાં એકાએક એ ભક્તવરના અંતઃકરણના ઉંડાણુમાંથી એક દિવ્યધ્વનિ ઊઠયો અને હૃદયપદ્મસ્થિત શ્રીઅંતર્યામીમાં અગ-પાયેલી એમની વૃત્તિ દર્શનેંદ્રિયદ્વારા સન્મુખ બિરાજેલા શ્રીનાથપ્રભુનાં પરમપૂજ્ય પ્રતિમાજી-પર આવી ચોંટી.

પળવારમાં એ ભક્તવરનું હૃદય ભરાઇ આવ્યું ને અત્રુટ અશ્રુધારા ચાલી... એટલામાં ત્યાં બળતો ઘીનો દીપક દિવ્યજ્યોતિયુક્ત થયો અને પ્રભુનાં પ્રતિમાજીમાં પણ મંદ મંદ ચૈતન્યનો સંચાર શરુ થયો... પ્રભુનું એ મુખારવિંદ સ્થિરસ્મિતયુક્ત થયું અને પ્રભુના એ વરદ હસ્તકમળે આશીર્વાદ વર્ષ્યા... !

પછી પ્રભુના મુખારવિંદમાંથી આ રહસ્યમય સૂત્ર સરી પડયુંઃ—

"મુહ દેખેકી મોહોબ્બત હૈ સબીકો, મૈં જાનું મેરી બાદ મેરા ધ્યાન રહે."

[ ભાવાર્થઃ—પ્રત્યક્ષ તો સૌ સ્નેહ દર્શાવે છે, પરંતુ પરોક્ષમાં એ સ્નેહને ટકાવી રાખવો એમાંજ સ્નેહની કસોટી છે. ]

પ્રભુનું આ રહસ્યપૂર્ણ વચન પોતાના કર્ણપટપર પડયું કે તરતજ એ ભક્તવરે પ્રભુના પરમપાવન પાદપદ્મમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા...એટલે એ સ્થિતિમાં એ ભક્તવરને વિચાર–સમાધિ લાગી ગઇઃ—

"પ્રભુના આશ્રમો પાંચે ખંડમાં હોય...આ આશ્રમો પ્રાણિમાત્રનાં શાંતિસ્થાનો થાય... પ્રભુનો સદુપદેશ પાંચે ખંડમાં પ્રસરે (પ્રભુના સદુપદેશમાં પ્રાણિમાત્રનું પરમકલ્યાણ રહેલું છે)...પ્રભુના પૂજારીઓ પાંચે ખંડમાં પરિભ્રમણ કર્યા કરે ને પ્રભુનો મહિમા ગાયા કરે. સાચું સુખ ને સાચી શાંતિ સૌ અનુભવે સાંભળી ગાયા કરે."

આમ વિચાર–સમાધિનો પ્રવાહ ચાલતો હતો ત્યાં અલૌકિક એવો આંતરધ્વનિ ઊઠયો ને દિવ્યપરાગ પમરી રહ્યો...આથી એ ભક્તવરનું વિચાર–સમાધિમાંથી અપહૃતભાવે વ્યુત્થાન થયું...ત્યાં એનાં એ અચેતન એવાં પ્રભુનાં પ્રતિમાજી દીઠાં... !

આથી એ ભક્તવર આભા બન્યાઃ બાવરાપેઠે બહાર દોડ્યાઃ "વકુગંગા"ને કાંઠે આવ્યા. એ "વકુગંગા"ના મંદપ્રવાહમાં જ્ઞાનનું પ્રસન્ન ગર્જન સાંભળ્યું...દૂરદૂર ગિરિવર ગિરનારનાં શિખરોમાં યોગની ઝળક ભાળી...ઉંચે હિમાંશુમાં ભક્તિની નિર્મળતા નિહાળી.

એવામાં નાથપ્રભુનું શુભ્ર સમાધિમંદિર શુભ્રાકાશે આવી સ્થિત થયું...એમાં એક શુભ્ર સિંહાસનમાં નાથપ્રભુ બિરાજ્યા હતા.

આથી આખું જગત્ એ નાથપ્રભુનાં દર્શનસ્પર્શનસારુ ઉમટી પડયું. આ અદ્ભુત દૃશ્ય જોઇને એ ભક્તવરના મુખમાંથી આ આનંદોદ્‌ગાર સાશ્ચર્ય સરી પડ્યાઃ—

"મન્નાથઃ શ્રીજગન્નાથઃ, મદ્‌ગુરુઃ શ્રીજગદ્‌ગુરુઃ"

જયનાથ ! જયપ્રભુ !

—[૦]—

# પૂજ્યપાદ કૃપાનાથનાં પાદુકાજીની પધરામણી

[ લેખકઃ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ પર થી )

ઇચ્છિત વસ્તુનો લાભ થવાથી અથવા ખરી સમજણ મળવાથી ચિત્તની ચંચળતા દૂર થઇ ચિત્ત સંતોષ, પ્રસન્નતા અને આનંદ અનુભવે છે, તે સુખ કહેવાય છે. આપણે સમજવું જોઇએ કે આ સંસારનું સુખ તે વિષયસુખ કહેવાય છે. તે વિષયસુખ પરાધીન છે, એટલે અન્ય પ્રાણિ કે પદાર્થને અવલંબી રહે છે. આ વિષયસુખ પરાધીન હોવાથી દુઃખરૂપ છે. સ્વર્ગ વગેરે અન્ય લોકનાં સુખ પણ પુણ્ય સમાપ્ત થયે સમાપ્ત થાય છે, માટે એ પણ ક્લેશરૂપ છે. જે વાસ્તવિક સુખ છે, તેજ ખરું સુખ છે. તે જાણ્યા પછી દૂર થતું નથી. ખરૂં સુખ એ પરાધીન નથી, ખરા સુખને બ્રહ્મસુખ કહે છે. તે બ્રહ્મસુખ નિત્ય એકરૂપે રહેનારું છે. વળી એમાં દુઃખનો લેશ પણ નથી. આવું આત્મસુખ પ્રાપ્ત કરાવનાર શ્રીસદ્‌ગુરુનું પૂજન તે આપણું વાસ્તવિક કર્તવ્ય છે. ખરી રીતે શ્રીસદ્‌ગુરુ પોતાની પારમેશ્વરી શક્તિવડે શિષ્યનાં અજ્ઞાન-મોહ-સંશય-વિપર્યય, ઇર્ષ્યા, સંતાપ, રાગદ્વેષ આદિને દૂર કરી અંતઃકરણને નિર્મળ, પવિત્ર અને એકાગ્ર બનાવરાવી પોતાની સાનવડે આત્મસ્વરૂપનું ભાન કરાવી કૃતાર્થ કરે છે.

આપણે આ શરીર છતાં સંતોષ મેળવવો છે? શાન્તિ મેળવવી છે? અને નિર્વિષયી આનંદ અનુભવવો છે? જો એમ કરવું હોય તો આપણે આપણો વ્યવહાર શુદ્ધ રાખવો જોઇએ. શ્રીસદ્‌ગુરુના ઉપદેશ પ્રમાણે સંધ્યાવંદનાદિ નિત્યકર્મ કરવામાં ઉમંગ રાખવો જોઈએ, સત્‌શાસ્ત્રમાં પ્રેમ રાખવો જોઈએ. ભક્તિ, જ્ઞાન અને યોગમાં અભિરુચિ રાખી તેનાં સાધનો સાધવાનો પ્રયત્ન સેવવો જોઈએ.

શાસ્ત્રો, સદ્‌ગુરુ અને સંતજનો આ સંસારને અસાર, અપવિત્ર, અસ્થાયી અને પ્રતીતિકાળમાં દેખાનારો અને જન્મમરણની પરંપરા આપનારો કહે છે, તો તેનાથી દૂર થવામાટે પ્રયત્નવડે આ સંસારભણી જનારી ઇન્દ્રિયોને પાછી વાળી પોતાના આત્મામાં જોડવી જોઈએ. ઇન્દ્રિયો અને અંતઃકરણને સંસારભણી દોડવાની ટેવ છે એ મૂકાવવી જોઇએ. જો આપણે શુભ ઇચ્છા, શુભ વિચાર અને શુભ પ્રવૃત્તિવડે ધર્મશાસ્ત્રના સંસ્કાર ઇન્દ્રિયો-અંતઃકરણઉપર પાડીશું તો જરૂર આપણું શ્રીસદ્‌ગુરુ કલ્યાણ કરશે. એમ કહી શાન્તિ ઇચ્છી. ત્યારબાદ પ્રસાદ લઇ શ્રીસદ્‌ગુરુદેવની જય બોલી સૌ પોતપોતાને સ્થાને ગયા. ત્યારબાદ શરીર શુદ્ધ કરી સંધ્યાવંદનાદિ કરી ભાઈ રમણિકલાલે અને ભાઈ ઉત્તમરામે અતિઆગ્રહથી ઉપાહાર કરાવી ભાવભીની વિદાય આપી. અમે રાજકોટ જંકશને રાત્રિના સવા અગીયારે આવ્યા. ત્યાંથી રવાના થઈ જૂનાગઢ સ્ટેશને આવતાં વૈ. વ. ૬ બુધવારે બીલખાની પ્રથમ ગાડી ઉપડી જવાથી શ્રી. ગુલાબરાયભાઈ બાબુ સાહેબને ત્યાં જઈ, શૌચસ્નાનાદિ કરી, શ્રીસદ્‌ગુરુપૂજન ધૂપ આરતી કરી, ચરણામૃત લઈ, દૂધ આદિ પી, દશવાગે જૂનાગઢ જંકશને આવ્યા. બીલખા સ્ટેશને આવતાં આનંદાશ્રમમાંથી સીગરામસાથે શ્રી. રામસિંહ અને પૂ. માણેકલાલભાઈના પૌત્ર સ્વાગતમાટે આવ્યા હતા. સ્ટેશનેથી અમે સૌ પૂજ્યપાદુકાજીસાથે શ્રીઆનંદાશ્રમે આવી પહોંચ્યા. શ્રીઆનંદાશ્રમમાં પ્રભુનાં દર્શન કર્યાં. સૌને મળ્યા ને સ્વસ્થ થયા-સેવાનો સંતોષ ને સેવાની શાંતિ અનુભવ્યાં. ઇતિ શિવમ્.



# विवेकविचार

[ લેખકઃ—શ્રી માણિક્યવર્મા ]

( અનુસંધાન વર્ષ ૧૦ના અંક ૪થાના પૃષ્ઠ ૮૯થી )

॥ हिंदी दोहरा ॥

જિસકું જલદી છોડનાં, મિલના નહિ ફિર આઈ,
ઈસમેં કયા દિલ રખ રહો, જો હૈ અતિ દુઃખદાઈ ૧
બૈઠ જાઓ અબ સ્વરૂપમેં, બહિર્ ભ્રમણકુ છોડ,
જબ મન આનંદ પાયગા, તબ છૂટેગી દોડ ૨
જડ મૂકવત્ હો રહો, કર લો અપનાં કામ,
બોલ બોલ કયા કર સકે, જન મૂરખકે જામ ૩
પલ એક બિસરો નહિ, છિન છિન સમરો રામ,
કયા જાને ઈસ દેહકા, પલમેં કયા પરિનામ. ૪
પક્કા નિશ્ચય દિલ ધરો, મિથ્યા યહ સંસાર,
સ્વરૂપ અપનાં સત્ય હે, તો સબ જાત બિકાર. ૫
વો દિનકું તું યાદ રખ, જિસદિન આતા મોત,
ચલનાં પાઉં પસારકે, ફિર આનાં નહિ હોત. ૬
ગાફિલ મૂઢ ગમાર ઓ! કયા કરતા તુમ? દેખ;
નિંદ તુઝે કયું આતી હે? જબ તક ઠોર ન પેખ. ૭
ઓ નાદાન! ઓ મૂર્ખનર! ચલ જાનાં કિસ ઠોર?
કિયા ન નિશ્ચય તો અરે! ઈધરઉધર કયા દોર? ૮
કયાંસે આયા કોણ હમ, જાનાં હે કિસ ઠોર;
જિસકુ ઈતની ખબર નહિ, વો પાગલ કમજોર, ૯
ઠામ ઠિકાનાં માર્ગકી, હૈ નહિ શુદ્ધિ અલ્પ;
કિધર જાઓગે કિસ બિધિ, બિચાર કર લો સ્વલ્પ ૧૦
જાનાં ઠીક હે, મગર જાના કિધર?
રહનાં ઠીક હૈ, મગર રહનાં કિધર? ૧૧
ખાનાં ઠીક હૈ, મગર ખાનાં કિધર?
આનાં ઠીક હે, મગર આનાં કિધર? ૧૨
સબ જીવન નિજ બુદ્ધિસેં, સમુઝત કરત વિચાર;
કિયા કર્મભિ હોત હૈ, નિજ મતિકે અનુસાર ૧૩
જિસ્કા બિકાર મર ગયે, જો હૈ પરમ હિ શાંત,
સોઈ ઉત્તમ પુરુષ જી, સ્વરૂપમેં નિર્ભ્રાંત ૧૪
કિતની જીંદગી ચલ ગઈ, કિતના કિય સતકામ,
કિતનાં સ્મરણ કર લીયા, અંતનકે બિશ્રામ ૧૫
સાર ખિંચકે સબ જગે, પી લો સારામૃત,
અસાર વિષવત્ છોડ દો, કયા અપને મતલબ? ૧૬

દૂસરા ધંધા ધારકે, દૂસરા કરનાં કામ;
દોમેં એક ભી નાં બને, તૂટહીં તાલ તમામ. ૧૭
ઉઠ જાનાં હૈ ઈશ્વરસેં, પલમેં મેરે મિત;
સુમરન કર લો સાંઈકા, રખો રેન દિન ચિત. ૧૮
જો હમ તત્ત્વસ્વરૂપ હૈ, જો હમ પરમાનંદ;
શોચ કરે અબ કાહેકું, જો જગ મિથ્યા ફંદ. ૧૯

x x x x

જો આયે સો જાયેંગે, રહનહાર ન કોઈ;
આયે નહિ સો રેહેંગે, અચરજ બાતાં સોઈ. ૨૦
જીવ જગતસેં ઉઠ ગયા, શોધે ઉસ્કા મૂલ;
રેન દિન ચિંતા લગી, હોત હૃદયમેં શૂલ. ૨૧
છોડ સબેં બકવાદ, ધ્યાન લગાદે બ્રહ્મમેં;
મિટે સબી ફરિયાદ, બહુત કાલકે દુઃખકી. ૨૨
વિષયનરકમેં કીટવત્, ખદબદતેં સબલોક;
શ્રીગુરુચરનપ્રતાપતેં, ઉગરત સુભાગી કોક. ૨૩
ઉપાધિ ઔ આપત્તિકા, ગૃહ પૂરેં ભંડાર;
શ્રીગુરુચરન કૃપાહુતેં, નીકસત સુભાગી બહાર. ૨૪
સત્ય પ્રભુકી ગોદ હૈ, અસત્ય સિંહકા મુખ;
બહુત સુખ પ્રભુગોદમેં, સિંહ મુખમેં અતિ દુઃખ. ૨૫
એ ગાફિલ કયા ભુગ રહે? દશ્યકું ધરકે પ્રીત;
ચહત મુક્તિ બંધન પડે, વો હે કયાંકી રીત? ૨૬

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ દ્વિતીય જયેષ્ઠ-આષાઢ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શકય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથ-મંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ. સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથાપછી સમાધિ-મંદિરઆગળ ભગવદ્ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ. સાયંસંધ્યા જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.]

શ્રીસદ્ગુરુમહાપૂજનઃ આષાઢીપૂર્ણિમા એ શ્રીવ્યાસપૂર્ણિમા-ગુરુપૂર્ણિમા હોઈ પ્રત્યેક વર્ષની પેઠે આ વર્ષે પણ આષાઢસુદિ પૂર્ણિમાને દિવસ શ્રીસદ્ગુરુમહાપૂજન થયું હતું, ને આધ્યાત્મિક સાધનક્રમ પણ રાખવામાં આવ્યો હતો, જેના સવિસ્તર સમાચાર અન્યત્ર આપવામાં આવ્યા છે.

ટ્રસ્ટીમંડળની મીટીંગઃ—પૂર્ણિમાના દિવસોમાં જનરલ ટ્રસ્ટીમંડળની તથા વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળની મીટીંગ મળી હતી, ને તેમાં કેટલાંક આવશ્યક કાર્યો કરવામાં આવ્યાં હતાં.

રુદ્રાભિષેકઃ આ મહિનામાં આનંદાશ્રમમાં નીચેના ગૃહસ્થોતરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા:—

શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા, લઘુરુદ્ર બે, શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી, લઘુરુદ્ર ૧, ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા, લઘુરુદ્ર ૧, શ્રી. કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી, લઘુરુદ્ર ૧, શ્રી. અરજણ કરમણ મીસ્ત્રી-કુંડલા લઘુરુદ્ર ૧, એક ભક્તજન-મુંબઈ. લઘુરુદ્ર ૧.

શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોગવરનગર, રુદ્રાભિષેક ૨, શ્રી. પુરુષોત્તમ ભીમજી કેશોદ, રુદ્રાભિષેક ૧, શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-આનંદાશ્રમ, રુદ્રાભિષેક ૧, સદ્ગત શ્રી. રવજી દેવજી તરફથી હા. શ્રી છગનલાલભાઈ રુદ્રાભિષેક ૫ તથા એક આનંદાશ્રમવાસીતરફથી રુદ્રાભિષેક ૧, એક ભક્તજન-મુંબઈ. રુદ્રાભિષેક ૧.

મુખ્યભેટઃ આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છે:—

રૂા. ૫૧) મેસર્સ આર. પરીખની કંપની-કાગળના વેપારી-અમદાવાદ. રૂા. ૧૧। શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીઆ. રૂા. ૧૧। શ્રી.તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી. રૂા. ૧૧) સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ હા. ભાઈ ઈંદુકુમાર ભાયાલાલ-ભાવનગર. રૂા. ૧૫૧) શેઠ છગનલાલ વાલજી જામનગરવાળાના પુત્ર ભાઈ મનસુખલાલના લગ્નનિમિત્તે. રૂા. ૧૦૧) શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-ગરેજ, પોતાના સદ્ગત પુત્ર જગદીશચંદ્રના આત્મકલ્યાણાર્થે વ્યાજમાંથી પૂજ્યપાદશ્રીને થાળ ધરવામાટે. રૂા. ૧૩) શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા રૂા. ૧૧) શ્રી. રણછોડદાસ નારણજી ઠક્કર-પોરબંદર. હા. શ્રીવહુબેન. રૂા. ૧૦) શ્રીમતી ગંગાબહેન-લીંબડા. રૂા. ૨૫) શેઠ પીરોજશાહ એરચશાહ દાયવાય, ડૉક્ટર-એમને ત્યાં માહીમમાં ગુરુબંધુઓએ મળી શ્રી. સદ્ગુરુપૂજન કરતાં ભેટના આવેલા તે. (ઉપરાંત એક પોતીઉં પણ ધરાયું હતું) રૂા. ૧૦। બાશ્રી સરદારકુંવરબા-મહેલોલ. રૂા. ૧૧) ભાઈ મનસુખલાલ છગનલાલ-જામનગર. રૂા. ૨૬॥ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

ઉપરાંત રૂા. ૨૯૮॥ સદ્ગત શ્રીમતી શિવકુંવરબહેન વરતેજવાળાંના નામે આનંદાશ્રમમાં એક મકાન બંધાવવામાટે શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાહસ્તુ ભેટ આવ્યા છે, તથા રૂા.

૧૫૦] જૂનાગઢવાળા શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ ઠાકોરહસ્તુ આનંદાશ્રમમાં એક મકાન બંધાવવા ભેટ આવ્યા છે, જેવડે બંને મકાનો બંધાઇ ગયાં છે. તેમજ મુંબઈ-નિવાસી એક ભક્તજનતરફથી રૂા. ૩૫૦] ખર્ચી આનંદાશ્રમના બહારના કંપાઉંડમાં એક બોરીંગ તથા સ્ત્રીઓમાટે સ્નાનગૃહ કરાવવામાં આવ્યું છે. રૂા. ૧૦૦] શેઠ પ્રાગજી દેવજી-કરાંચીવાળતરફથી પણ આનંદાશ્રમમાં મકાન બંધાવવાપેટે મળ્યા છે.

**ભોજન અને થાળ:** આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું:—

રૂા. ૧૩-૧૧-૯ શ્રી. ગૌરીશંકર નાગજી-ઈંગોરાળા, રૂા. ૨૦-૪-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી. રૂા. ૧૫-૮-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા. રૂા. ૨૫-૧૪-૯ અ. સૌ. ગોદાવરીબહેન લાલસિંહજી-કુંતિયાણા. (વટસાવિત્રી વ્રતનિમિત્તે ભોજન તથા ફલાહારના.) રૂા. ૧૭-૧૦-૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી-કેશોદ. રૂા. ૭-૮-૦ શ્રી. પ્રભાશંકર કાલીદાસ વ્યાસ-શાહપુર. (વિદ્યાર્થીઓનું ભોજન.) રૂા. ૧૦-૦-૦ શ્રી. પુરુષોત્તમદાસ ત્રિભુવનદાસ-ઢાંક. રૂા. ૨૭-૮-૬ સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ હા. ભાઈ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર-ભાવનગર. રૂા. ૫-૦-૦ શ્રી. કુરજી પ્રાગજી-માંગરોળ. (વિદ્યાર્થીઓને સાદું ભોજન.) રૂા. ૧૪-૦-૦ (ચૈત્રના ભોજનના) તથા રૂા. ૨૩-૨-૯ (આષાઢના ભોજનના) સદ્ગત શ્રી. રવજી દેવજી ગાંધી. હા. શ્રી. છગનલાલભાઈ-જામનગર. રૂા. ૨૪-૦-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ ઠક્કર-કુંડલા.

રૂા. ૮] શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચીવાળાતરફથી પૂજ્યપાદશ્રીને ચાતુર્માસમાટે દૂધ ધરવાનિમિત્તે.

સિવાય નીચેની રકમો વિદ્યાર્થીઓનિમિત્તે જમા આવી છે.

રૂા. ૧-૧૪-૯ શ્રી. માનસિંહ નથુસિંહ-કુંતિયાણા. (ત્રણ વિદ્યાર્થીઓના ભોજનનિમિત્ત.) રૂા. ૩-૮-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા. (૧૧ વિદ્યાર્થીઓના સાદા ભોજનના.) રૂા. ૨-૮-૦ શ્રીમતી પ્રેમબાઈ રામજી-કરાંચી. રૂા. ૨-૧૨-૦ એક ગૃહસ્થતરફથી વિદ્યાર્થીઓના ભોજનના. રૂા. ૧-૧૨-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય-માંગરોળ. (ત્રણ વિદ્યાર્થીઓના ભોજનનિમિત્ત.) રૂા. ૨-૦-૦ શ્રી. મૂળજી પ્રાગજી-કરાંચી. દૂધનિમિત્તે. રૂા. ૧-૮-૦ શ્રી. શાંતિલાલ નરોત્તમદાસ-મુંબઈ-વિદ્યાર્થીઓને દૂધનિમિત્તે.

રૂા. ૫] શ્રી. રામજી વિશ્રામ કરાંચીવાળાતરફથી તેમના પિતાના કલ્યાણાર્થે પૂજ્યપાદશ્રીકૃત પુસ્તકો વિદ્યાર્થીઓને આપવાનિમિત્તે.

**થાળ:**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧I શ્રી. કરસનદાસ હરજી-જૂનાગઢ. રૂા. ૧I એક આનંદાશ્રમવાસી. રૂા. ૨II શ્રીમતી બહેન પ્રેમબાઈ રામજી-કરાંચી. રૂા. ૫II શ્રી. કનૈયાલાલ ચંદુલાલ ત્રિવેદી-મુંબઈ. રૂા. ૫) ભટ્ટ વાસુદેવ પુરુષોત્તમ-અમદાવાદ. રૂા. ૧I શ્રી. રામજી વિશ્રામ-કરાંચી. રૂા. ૧I શ્રી. મણિશંકર કરશનજી ઓઝા-અમદાવાદ. રૂા. ૨II શ્રી. કાનજી મેપા-નૈરોબી. (બે થાળ) રૂા. ૧I શ્રી. વલ્લભસિંહ માનસિંહ ઠાકોર-કુંતિયાણા. રૂા. ૧I શ્રી. માનસિંહ નથુસિંહ-ઠાકોર. રૂા. ૨II શ્રી. શાંતિલાલ નરોત્તમદાસ-મુંબઈ. (બે થાળ.) રૂા. ૧I શ્રીમતી ગંગાબહેન હીરાલાલ-પ્રાંતીજ. રૂા. ૨II શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-માંગરોળ. રૂા. ૨II શ્રી. કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી. રૂા. ૧I શ્રી. સુંદરજી ખેચર તન્ના-માંગરોળ. રૂા. ૩II શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-

કરાંચી. ( ૩ થાળ. ) રૂ. ૧. શ્રી. લીલાધર ખટાઉ–કરાંચી. રૂ. ૫) શ્રી. રતિલાલ ભાણજી–ભાવનગર. રૂ. ૧ા શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧ા શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ–કુંતિયાણા. રૂ. ૧ા શ્રી. વશરામ જેઠા. રૂ. ૫) શ્રી. લાભશંકર ભવાનીશંકર–માંગરોળ. રૂ. ૫) શ્રી. કુરજી પ્રાગજી–માંગરોળ (ચાર થાળ.) રૂ. ૧ા શ્રી. અમૃતલાલ પરમાનંદ–દામનગર. રૂ. ૧ા શ્રીમતી દોલતબેન–પોરબંદર. રૂ ૧ા શ્રી. વીરેશ્વર પદમાનંદ–મોટી ધસારી. રૂ. ૧ા શ્રી. ભાણજી મૂળજી–જામજોધપુર. રૂ ૧ા શ્રી. રણછોડદાસ નારણજી–પોરબંદર. રૂ. ૧ા શ્રીમતી બહેન સતોકબેન. રૂ. ૨ા શ્રી પ્રાગજી દેવજી તથા તેમનાં પત્ની–કરાંચી. રૂ. ૧ા શ્રી. ઠાકરશી નાથાલાલ–કુંતિયાણા. રૂ. ૧ા શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ. રૂ. ૧ા શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર. રૂ. ૨૧) શ્રી. ઈંદુકુમાર ભાયાલાલ છોટાલાલ ઠક્કર ભાવનગર–તરફથી હા. શ્રી. ભાઇશંકર ધ. દવે. રૂ. ૧ા શ્રી. દુર્લભજી નાગજી–કુંડલા. રૂ. ૧ા શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય–માંગરોળ. રૂ. ૧ા શ્રી મનવંતરાય કરશનજી ઓઝા–ઉધના. રૂ. ૧ા દરજી લાલજી જેઠાભાઈ–કરેજ. રૂ. ૧ા શેઠ રાજસી જીવરાજ–વાંકાનેર. સદ્‌ગત શ્રી. ગૌરીશંકર ભાઇશંકરત્રિવેદી–જોરાવરનગરવાળાતરફથી આનંદાશ્રમને અર્પણ થયેલી રકમમાંથી થાળ ૧. રૂ. ૭ા એક ભક્તજન–મુંબઈ. ( થાળ ૬. ) રૂ ૭ા શ્રી રૂગનાથ જાદવજી ગાંધી–રાજકોટ. (થાળ ૬. ) રૂ. ૧ા શ્રી અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ.

અખંડદીપકખાતેઃ—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે નીચે પ્રમાણે રકમો જમા આવી છેઃ—

રૂ. ૧) શ્રી. રામજી વિશ્રામ–કરાંચી. રૂ. ૦ા અ. સૌ. બહેન ગોદાવરીબાઈ–કુંતિયાણા. રૂ. ૦ા શ્રી. રતિલાલ ભાણજી–ભાવનગર રૂ. ૦ા શ્રી. વલ્લભસિંહ માનસિંહ–કુંતિયાણા. રૂ. ૦ા શ્રી. માનસિંહ નથુસિંહ–કુંતિયાણા. રૂ. ૨ા શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. રૂ. ૦ાા શ્રી. સુંદરજી બેચર તન્ના–માંગરોળ. રૂ. ૦ા શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૦ા બહેન મણિબાઈ રૂ. ૦ા શ્રી કૃષ્ણદાસ શ્યામજી–કરાંચી રૂ. ૧ા શ્રી. ભાણજી મૂળજી–જામજોધપુર. રૂ. ૧–૦–૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. રૂ. ૦ા શ્રી. તાપીશંકર જયશંકર–જંબુસર. રૂ ૨–૦–૦ શેઠ પ્રાગજી દેવજી તથા તેમનાં પત્ની–કરાંચી. રૂ. ૨ા શ્રી. ઠાકરશી નાથાલાલ–કુંતિયાણા. રૂ. ૧–૦–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ–કુંતિયાણા. રૂ. ૦ાા શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર રૂ. ૦ાા શ્રી દુર્લભજી નાગજી–કુંડલા. રૂ. ૨ા શ્રી. રૂગનાથ જાદવજી ગાંધી–રાજકોટ. રૂ ૧ા શ્રી ચંદ્રકાંત વિઠ્ઠલદાસ–મુંબઈ. રૂ. ૧) શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદીનાં પત્ની–જોરાવરનગર.

પોરબંદરના રહીશ સદ્‌ગત રણછોડદાસ નારણજી ઠક્કરતરફથી. શ્રી० આણંદલાલભાઈ હસ્તુ નીચેની વસ્તુઓ શ્રી. આનંદાશ્રમમાં ભેટ આવી છેઃ—

ચાંદીનાં વાસણોઃ ૧ લોટો તોલા ૨૬, ૧ પ્યાલો તોલા ૫, ૧ રકાબી તોલા ૯, ૧ વાટકી તોલા ૨, ૧ નાની ઝારી તોલા ૩. તથા ગાલીચો ૧, ધોતીઉં ૧, સતાર ૧ ને પૂજ્યપાદશ્રીની છબી ૧.

———:૦:———

સુધારોઃ—" આનંદાશ્રમ "ના ગયા અંકના પૃષ્ઠ ૫૬ની ૭મી લીટીમાં શ્રી. બહેચરલાલ દલપતરામ. મહેતા છપાયું છે ત્યાં શ્રી. દલપતરામ બહેચરલાલ એમ વાંચવાનું છે.

———:૦:———

# પરચુરણ ભેટ

## (પ્રથમ દ્વિતીય જ્યેષ્ઠ તથા આષાઢ)

૩-૦-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથલી
૧-૦-૦ અ. સૌ. પાર્વતીબાઈ દુર્લભજી ,,
૧-૦-૦ શ્રી. ઇશ્વરલાલ ધનેશ્વર ભટ્ટ-લીંબડી
૦-૨-૯ પરચુરણ
૧-૦-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૭-૮-૦ શ્રી. રામસિંહજી સબળસિંહજી-કુંતિયાણા
૦-૫-૩ ,, અમૃતલાલ ગોવર્ધન દેશાઈ-બરડીઆ
૧-૦-૦ શ્રી રાવતેશ્વર ધર્મશાળાના અધ્યક્ષ તરફથી
૧-૦-૦ શ્રી નરેંદ્રસિંહજી દયાળસિંહજી-જૂનાગઢ
૧-૦-૦ અ. સૌ. ઉષાબહેન પ્રતાપસિંહજી ,,
૪-૦-૦ અ. સૌ. બંસીબહેન પ્રતાપસિંહજી ,,
૩-૦-૦ શ્રીમતી અવલબહેન ,,
૨-૧૨-૦ અ. સૌ. હરિબાબહેન લાલસિંહજી-કુંતિયાણા
૨-૮-૦ અ. સૌ. બચીબહેન-જૂનાગઢ
૦-૪-૦ શ્રી. પ્રાણશંકર ભીમશંકર-મોજીદડ
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૨-૦ શ્રીમતી તારાબહેન
૦-૨-૦ શ્રી. તુલજાશંકર પોપટલાલ
૦-૨-૦ ,, ઇચ્છાશંકર ઉમયાશંકર
૦-૨-૦ ,, નવીનચંદ્ર ગુણવંતરાય
૦-૪-૦ ,, મૂળજી ગોકળ-કોલકી
૦-૪-૦ અ. સૌ. મણિબહેન-ખીલખા
૫-૦-૦ શ્રી. પ્રાણકુંવરબહેન ચકુભાઈ મહેતા રાજકોટ
૫-૦-૦ શ્રી. મહાલક્ષ્મી નરભેરામ જોશી રાજકોટ
૩-૪-૦ ,, મણિબહેન વલ્લભરામ ,,
૫-૦-૦ ,, વિજયાબહેન વસનજી દેશાઈ-વડોદરા. હ. નારણજી મગનલાલ દેશાઈ
૦-૧-૦ અ. સૌ. મણિબહેન
૦-૮-૦ શ્રી. પ્રેમજી રાઘવ-જૂનાગઢ
૦-૫-૦ શ્રી. મેઘજી રૂડા-જૂનાગઢ
૦-૨-૦ ,, નાનબાઈબહેન (દૂધનિમિત્તે)
૧-૦-૦ ,, પોપટલાલ ગોવિંદજી લાખાણી હ. અનંતપ્રસાદ
૦-૧-૦ શ્રી. છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ-રાજકોટ
૦-૩-૭ પરચુરણ.
૧-૦-૦ શ્રી. મૂળશંકર માવજી-સરદારગઢ
૦-૨-૦ શ્રીમતી અમૃતબાઈ રામજી-કોટડી
૧-૦-૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ પંડ્યા-સ (આષાઢી પૂનમની ભેટ)
૦-૦-૩ પરચુરણ
૧-૪-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ લાખાણી-પોરબંદર
૦-૫-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજ'
૦-૪-૦ ચિ. નારાયણ રમણિકલાલ દવે
૨-૮-૦ કરાંચી આનંદાશ્રમમાં પરચુરણભેટના
૦-૯-૦ શ્રી. સોમજી વાલજી-ખડીઆ
૧-૦-૦ શ્રી. ભાનુલાલ પોપટલાલ-જૂનાગઢ
૨-૦-૦ ,, રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૦-૮-૦ ,, ,, ,, (નિત્યદાન)
૦-૪-૦ ,, ચંપકલાલ મૂળશંકર-મેંદરડા
૦-૪-૦ ,, રણછોડદાસ ,,
૦-૪-૦ ,, હરજીવનદાસ છગનલાલ ,,
૦-૧-૧ પરચુરણ
૦-૮-૦ શ્રી દેવબાઈ દામજી-બાંટવા હા. શ્રી ગંગાબહેન
૨-૦-૦ શ્રી. અ. સૌ. પ્રભાકુંવર ત્રિકમરાય-પોરબંદર
૦-૧-૮॥ પરચુરણ ભેટ
૦-૨-૦ અ. સૌ. મણિબહેન
૮-૦-૩ પુરુષોત્તમ માસની ૩૦ની પૂજનભેટ
૧-૦-૦ શ્રી. માણેકલાલ ના. ચંદારાણા
૧-૦-૦ ,, કરશનદાસ હરજી
૧-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ.

૦-૪-૦ શ્રી. દયારામ મૂળજી- શાસ્ત્રી
૦-૨-૦ ,, પંડિત રઘુનંદન ઓ.
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ ધ. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિ. દવે
૦-૧-૦ ,, પુરુષોત્તમ રાઘવ
૧-૦-૦ શ્રીમતી ગંગાબહેન
૦-૨-૦ ભાઈ ભગવાનજી મનુભાઈ
૦-૨-૦ અ. સૌ. મણિબહેન
૦-૨-૦ શ્રીમતી તારાબહેન
૦-૧-૩ પરચુરણ
૦-૪-૦ શ્રી. શામજી રૂડા
૧-૪-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૦-૪-૦ અ. સૌ. મણિબહેન
૦-૨-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ કુમારી કાંતા બેચરલાલ
૦-૨-૦ શ્રીમતી કસ્તૂરબાઈ જેશંકર

૮-૦-૩

૦-૪-૦ શ્રી. નરશી ભાણજી-રાવકી. દૂધનિમિત્તે.
૧-૪-૦ ,, શામજી રૂડા-જૂનાગઢ
૧-૪-૦ ,, પુરુષોત્તમ રાઘવ-શીશુડા
૧-૪-૦ ,, જયંતીલાલ દુર્લભજી-અમરેલી
૩-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ
૧-૦-૦ બહેન વસંતગૌરી દુર્લભજી-નાસિક
૦-૪-૦ શ્રી. ધરમશી લખમણ-અમરેલી
૧-૨-૦ ,, મધુવનદાસ ચંદુલાલ-પરચુરણદાન
૫-૦-૦ ,, ,, ,, નિત્યદાન
૦-૪-૦ ,, ભગવાનજી મનુભાઈ-ભાવનગર
૧-૪-૦ શ્રી. ગૌરીશંકર નાગજી-ઇંગોરાળા
૨-૮-૦ ચિ. શશિકુમાર દયાળસિંહજી-જૂનાગઢ
૨-૮-૦ ભાઈ ઘનશ્યામ-પોરબંદર
૨-૮-૦ ભાઈ અરવિંદકુમાર ,,
૦-૪-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજકોટ
૦-૧-૦ ચિ. નારાયણ રમણિકલાલ દવે ,,
૦-૨-૪ પરચુરણ

૫-૪-૦ શેઠ મૂળજી પ્રાગજી-કરાંચી
૫-૪-૦ શેઠ મૂળજી પ્રાગજી ,,
૪-૪-૦ શ્રી. પ્રાણશંકર વાલજી પંડ્યા-ધોરાજી
૫-૪-૦ શ્રી. કાનજી મેપા-નેરોબી
૦-૪-૦ બહેન મુખજીબા-બીલખા
૦-૪-૦ બહેન કસ્તુરબાઈ ,,
૦-૨-૦ શ્રીમતી મણિબહેન ,,
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૧-૦-૦ ,, જેચંદ બહેચર ઝવેરી ,,
૦-૮-૦ ,, પ્રાણશંકર પ્રભાશંકર-ચાંપરડા
૧-૦-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ ઠાકોર કુતિયાણા
૧-૦-૦ અ. સૌ. બહેન ગોદાવરીબાઈ (વટસાવિત્રીવ્રતનિમિત્તે પૂજનભેટના)
૨-૦-૦ અ. સૌ. પ્રભાવતીબહેન-જૂનાગઢ
૦-૮-૦ બહેન નર્મદા સબળસિંહ
૦-૪-૦ શ્રી. નિર્મળસિંહ રઘુનાથસિંહ
૦-૧-૦ પરચુરણ
૨-૦-૦ શ્રી. રતિલાલ ભાણજી-ભાવનગર
૦-૪-૦ ,, ચંદુલાલ પ્રાણલાલ
૦-૧-૩ પરચુરણ
૦-૧-૬ શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ-ભાવનગર
૨-૮-૦ ,, શંકરલાલ રામસ્વરૂપ-બાંટવા
૦-૨-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી-બીલખા
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા વૈશાખ તથા પ્રથમજેઠના નિત્યદાનના
૦-૨-૦ ચિ. ભગવતી અંબાશંકર જોશી
૦-૧-૩ પરચુરણ
૬-૦-૦ શ્રી. ત્રિભુવનદાસ ધનજી રાજા-કરાંચી
૧-૪-૦ બહેન અમુલાંબાઈ કાળાવાળા-બીલખા
૮-૪-૦ પરચુરણ
૧-૧૨-૦ શ્રી. નાગશર્મા-જસદણ
૨-૪-૦ ,, તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી

૫-૪-૦ શ્રી. લીલાધર ખટાઉ કરાંચી
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૨-૦ ,, જટાશંકર રેવાશંકરનાં પત્ની
૦-૫-૩ ,, તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી
૦-૪-૩ બ્હેન ધનકુંવર તુલસીદાસ ,,
૧-૪-૦ શ્રી. મેરગ પુંજા-મોટી ધસારી
૨-૦-૦ ,, દામોદર રામજી નથવાણી-કેશોદ
૧-૦-૦ ,, રઘુનાથ જાદવજી-મેંદરડા
૦-૧૪-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ નિસ-
દાનના
૨-૦-૦ ,, રામજી ગીગા નારી હા. શ્રી. ભા.
ધ. દવે
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીઆ
મુંબઈ
૧-૦-૦ પુરુષોત્તમદાસ નારાયણદાસ-સનાવદ
૧-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી
૨-૦-૦ શ્રી. સકનજીભાઈ-જામનગર
૨-૦-૦ શ્રી. પોપટલાલ વાલજી ,,
૦-૮-૦ શ્રી. ઉછરંગલાલ શંભુલાલ વોરા-
અમદાવાદ. દૂધ ધરવાનિમિત્તે
૦-૪-૦ શ્રી. મૂળશંકર હરિરામ-ગાંફ
૧-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ
ભાવનગર
૦-૨-૦ ,, મણિબહેન
૧-૦-૩ ,, દેવશંકર મોરારજી-દેવરાણા
૦-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
માંગરોળ
-૧-૦ ,, મોતીલાલ વલ્લભજી
૧-૮-૦ ,, દ્વારકાદાસ ખેતસી જોડીઆ
૦-૮-૦ ,, ડુંગરશી ખેતસી ,,
૧-૦-૦ ,, નર્મદાબહેન , કુંડલા
૨-૦-૦ ,, ગિરધરલાલ વિઠ્ઠલદાસ ,,
૧-૦-૦ ,, અરજણ કરમણનાં પત્ની ,,
૨-૦-૦ ,, દુર્લભજી નાગજી ,,
૧-૦-૦ ,, લાલજી નાગજી ,,
૦-૧-૦ ,, જટાશંકર ભાઈનાં માતુશ્રી
૦-૨-૦ ,, ,, ,, માસી
૦-૩-૩ પરચુરણ
૦-૬-૦ બેન મણિબાઈ-દેવરાણા
૧-૦-૦ શેઠ પ્રાગજી દેવજી-કરાંચી
૧-૦-૦ ,, મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ
૧-૦-૦ ,, રતિલાલ ,, ,,
૦-૪-૦ શ્રી લીલાધરભાઈ
૧-૦-૦ ,, નારણદાસ જમનાદાસ-જામનગર
૦-૮-૦ ,, રૂપશી કાળા રાજકોટ
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી
પોરબંદર
૧-૦-૦ ,, ,, નાં પત્ની
૧-૦-૦ ,, વહુબેન ગોવિંદજીભાઈ
પોરબંદર
૧-૦-૦ ચિ. મંગળાગૌરી આણંદલાલ ,,
૨-૦-૦ બેન દમયંતી આણંદલાલ ,,
૩-૦-૦ ચી. લાભશંકર ભવાનીશંકર માંકડ
શ્રાવણ, ભાદરવા ને આસોની ભેટના
૪-૦-૦ કરાંચી આનંદાશ્રમમાં પરચુરણ ભેટના
આવેલા હા. શ્રી. કૃષ્ણદાસ સ્વામજી
૨-૪-૦ શ્રી. કૃષ્ણદાસ સ્વામજી-કરાંચી
૬-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ-પોરબંદર
(ફાગણથી આષાઢસુધીની ભેટના)
૧-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી-
(પ્રથમ જેઠ માસની ભેટના) પોરબંદર
૦-૫-૦ પોરબંદર આનંદાશ્રમમાં પરચુરણ ભેટ
૦-૪-૬ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-
પોરબંદર
૨-૮-૦ ,, લાલજી ડાહ્યાભાઈ લાખાણી ,,
૨-૦-૦ ,, બેન અજવાળીબાઈ માવજી ,,
૦-૮-૦ ,, મોતીબાઈ સારસ્વત ,,
૧-૯-૩ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી ,,
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૪-૦ ,, નાથા ડાહ્યા-લુણીવાવ
૧-૪-૦ ,, કાનજી વજાભી-ગોંડલ
૧-૪-૦ ,, બેન દીવાળી જીવન-જૂનાગઢ
૧-૦-૦ ,, શ્રી. મગનલાલ આણંદજી-કુંડલા
૧-૪-૦ બેન નંદુ કેશવજી ,,

૨-૦-૦ શ્રી. દેવચંદ હંસરાજ-ગરેજ
૧-૦-૦ ,, ગિરધર હંસરાજ ,,
૨-૦-૦ ,, લક્ષ્મીદાસ ,, ,,
૨-૦-૦ ,, જમનાદાસ રામજી-ખડીઆ
૦-૫-૩ ,, પ્રેમજી મૂળશંકર-અગતરાઈ
૧-૦-૦ ,, મંગળજી માવજી-રાજકોટ
હા. રૂપશીભાઈ
૦-૮-૦ ,, વીરેશ્વર પરમાનંદ દૂધનિમિત્તે
૧-૦-૦ ,, ઈશ્વરલાલ અંબારામ-માદરા
૨-૦-૦ બેન રેવાબાઈ-સાદરા
૧-૦-૦ આનંદાશ્રમ-સાદરા
૫-૦-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહજી
૧-૦-૦ ,, ભટસિંહજી પ્રતાપસિંહજી
૧-૦-૦ ,, રમણસિંહજી ગુણવંતસિંહજી
૧-૪-૦ ,, પ્રફુલ્લચંદ્ર શંકરલાલ-મેસાણા
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર હરગનજી-કુંડલા
૧-૦-૦ ,, શિવશંકર શંકરલાલ વોરા-માંગરોળ
૧-૦-૦ ,, હરસુખરાય નગદાસ શુક્લ ,,
૦-૪-૦ શ્રી નંદુબેનતરફથી
૧-૦-૦ ,, જેચંદ બહેચર ઝવેરી
૧-૪-૦ ,, શકરશી નાથાલાલ
૦-૮-૦ ,, ભગવાનજી હરદેવ-જાળીઆ
૧-૦-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા
૦-૪-૦ ,, ગોપાલજી ગૌરીશંકર-અમરેલી
૧-૦-૦ ,, ભાનુશંકર વૃંદાવન-જૂનાગઢ
૧-૪-૦ ,, નરશીદાસ રૂગનાથ-કરાંચી
૧-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી-જોડીઆ
૨-૦-૦ ,, મગનલાલ ડાલાભાઈ-રાજકોટ
૧-૦-૦ ,, રતિલાલ ,, ,,
૦-૮-૦ એક બહેન
૦-૧૨-૦ શ્રી. વલ્લભજી પરમાનંદ-ખડીયા
૧-૪-૦ શ્રી. પીતાંબર કરશનજી-કરાંચી
૦-૧૦-ાા પરચુરણ
૧-૦-૦ શ્રી. ગોવિંદજી કાળાભાઈ-વીસાવદર
૧-૦-૦ ,, પુરુષોત્તમ લાલજી-શાહપુર
૦-૪-૦ ,, હરજી ટીડા-જૂનાગઢ
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર લાલજી વ્યાસ-ધોરાજી

૧-૦-૦ ,, પ્રાગજી દેવજી-કરાંચી
૦-૪-૦ ,, ચત્રભુજ ભીમજી-પોરબંદર
૦-૪-૦ ,, શાંતિલાલ ચત્રભુજ
૦-૨-૦ મણિબહેન અમથાલાલ
૧-૦-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી
૫-૦-૦ ,, વજીબહેન ,, ,,
૧-૦-૦ ,, આણંદલાલભાઈનાં પત્ની
૧-૪-૦ ,, કલ્યાણજી ગોવિંદજીભાઈનાં પત્ની
૧-૦-૦ ચિ મંગળાગૌરી આણંદલાલ
૧-૪-૦ વજીબહેન નારણજી-પોરબંદર
૦-૮-૦ શ્રી ત્રિભુવન જૂઠાભાઈ-બંદરડા
૦-૨-૦ ,, વાલજી રામજી-ડેગીદ
૧-૦-૦ બહેન વિજયાલક્ષ્મી લક્ષ્મીશંકર-ધંધુકા
૧-૪-૦ શ્રી. નારાયણ પાડુરંગ દેવપાંડે-માંડવી
૨-૦-૦ ,, માણેકલાલ દામોદર-ઉમરેઠ
૨-૪-૦ ,, ચંદનગૌરી ફકીરભાઈ સરથાણા
૧-૪-૦ ,, રૂક્ષ્મણીબેન ,,
૧-૦-૦ ,, જેશંકર દેરાવજી-ભાણવડ
૧-૪-૦ મગનલાલ વનમાળી-દહાણુ
૦-૪-૦ શિવશંકર દયાળજી વ્યાસ
૦-૪-૦ બેન જમનાબાઈ રાજારામ-બાંટવા
૩-૪-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૨-૦-૦ ,, ,, આષાઢ સુદ ૧૫થી શ્રા.સુ ૧૫સુધીના નિત્ય-દાનના
૫-૦-૦ શ્રી. રામલાલ ત્રિકમલાલ-લીમડી
૧-૦-૦ ,, કરમનદાસ જૂઠાભાઈ-ગવનપુર
૮-૦-૦ શ્રીમતી નાનીબેન, પાર્વતીબેન, મહાલક્ષ્મી બેન ને શ્રી હરિવલ્લભ ખાતી સુરત
૧-૦-૦ શ્રી. શારદાબેન-સુરત
૧-૦-૦ ,, છોટુભાઈ નિલારામ-સુરત
૨-૦-૦ ,, ભગવાનજી કાનજી-ભાણવડ
૧-૪-૦ ,, પીતાંબર કાનજી-રાજકોટ
૦-૧-૯ પરચુરણ ભેટ
૧-૦-૦ શ્રી. વશરામ જેઠા
૧-૦-૦ ,, રતનશી લખુ ઉમરાળા

૨-૮-૦ ,, દુર્લભજી નાગજી કુંડલા
૦-૪-૦ શ્રી મણિબાઈ ચત્રભુજ ભાવનગર
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ જૂનાગઢ
૧-૦-૦ ,, નાથાલાલ કબુ કુતિયાણા
૦-૮-૦ ,, કાનજી પુરુષોત્તમ વંથળી
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર માંગરોળ
૦-૪-૦ ,, પ્રાણશંકર ગોરાભાઈ વોરા
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
૩-૧-૦ ,, કેવળચંદ કાનજીભાઈ ગોંડલ
૧-૪-૦ ,, સોમનાથ ત્રિકમલાલ પાઠક અમદાવાદ
૨-૦-૦ બેન પ્રભાલક્ષ્મી જયેંદ્રપ્રસાદ શ્રી ગણપતરામ નાનાભાઈ ભટ્ટની વતી અમદાવાદ
૧-૦-૦ શ્રી. વિઠ્ઠલદાસ હરગોવિંદદાસ જાની મેસાણા
૨-૦-૦ બેન જયગંગા દયારામ મુંબઈ
૧-૦-૦ શ્રી નર્મદાબહેન કુંડલા
૧-૦-૦ ,, અરજણ કરસણનાં પત્ની કુંડલા
૧-૦-૦ ,, આનંદાશ્રમ કુંડલા હા. નર્મદાબેન
૨-૦-૦ ,, કરશનદાસ હરજી જૂનાગઢ
૧-૦-૦ ,, નારણ રવજી ઠક્કર કરાંચી
૧-૦-૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી બોટાદ
૧-૪-૦ ,, હરિહર ધીરજરામ જોશી અમદાવાદ
૧-૦-૦ ,, સંગળજી મોતીભાઈ ટંકારા
૬-૧૩-૦ લીંબડીમાં શ્રી દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાયને ત્યાં પૂજનભેટના
૩-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ
૧-૪-૦ ,, જડાવબેન-ભાવનગર
૧-૦-૦ ,, પ્રેમશંકર હરગોવિંદ ઠાકર-સિદ્ધપુર
૦-૮-૦ દરબારશ્રી જીવાવાળા સ્ટેટના મેનેજર સા.
૦-૨-૦ ,, ,, ,, વહીવટદાર સા.
૫-૦-૦ શ્રી. મહાશંકર છગનલાલ રાવળ-ભાવનગર
૩-૦-૦ ,, ભાઈશંકર ધનજી દવે ,,
૧-૦-૦ ,, બળવંત કાનજી

૫-૧૧-૬ મોજીદડ આનંદાશ્રમમાં થયેલ પૂજન વેળા ભેટના આવેલા તે. હા. શ્રી. હરદત્ત રેવાશંકર જોશી.
૧-૦-૦ બેન કમળાબાઈ રામજી-પડધરી
૫-૦-૦ સુતાર દેવજી રૂડા-દેવલાલી
૨-૦-૦ શ્રી. રામભદ્ર પીતાંબર વૈદ્ય-વડતાલ
૧-૦-૦ ,, રામજી જૂઠાભાઈ-ઉપલેટા
૫-૩-૦ ,, સવાઈલાલ રણછોડદાસ-ઈડર
૨-૦-૦ ,, હરજીવન કેશવજી
૫-૦-૦ માંડળમાં શ્રીસદ્‌ગુરુપૂજન થયું ભેટના. હા. શ્રી. બાલાભાઈ
૧-૪-૦ શ્રી. હીરાલાલ મગનલાલ-અમદાવાદ
૧-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ચંદારાણા
૧-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ-ગ્વાલીઅર
૧-૪-૦ ,, કેશવલાલ કરશનજી ઓઝા
૦-૪-૦ ,, મૂળશંકર ભવાનીશંકર-જસદણ
૦-૪-૦ ,, મુગટરાય જગજીવન
૧-૪-૦ ,, મનસુખલાલ છગનલાલના સસરા તરફથી
૨-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી
૦-૫-૦ બહેનશ્રી સુબજીમા
૦-૦-૩ પરચુરણ
૧-૦-૦ શ્રી. હરિલાલ જીવરામ [
૧-૦-૦ ,, મંચ્છાલક્ષ્મી શંકરલાલ ત્રિવેદી ,,
૧-૦-૦ ,, ગોપાળભાઈ નરશીભાઈ '
૩-૬-૦ ,, મણિશંકર ત્રિભુવન
૦-૮-૦ ,, મનવંતરાય કરશનજી-ઓઝા
૭-૧૨-૦ ,, લાલજી જેઠાભાઈ-કરદેજ
૬-૮-૦ જામજોધપુરમાં ગુરુબંધુઓએ પૂજન કરતાં ભેટના હા. શ્રી. ચત્રભુજભાઈ
૮-૮-૦ સાણંદના ગુરુબંધુઓતરફથી પૂજન-ભેટના હા. હરિશંકર ભટ્ટ
૬-૨-૦ દીવામાં પૂજન થતાં આવેલી ભેટના હા. શ્રી. મૂળજીભાઈ તુળશીભાઈ
૧૦-૯-૦ જંબુસરના ગુરુબંધુઓતરફથી પૂજન-ભેટના
૫-૦-૦ શેઠ રાજશી જીવરાજ-વાંકાનેર

૧-૪-૦ શ્રી. મગનલાલ પુનમચંદદાસ-અમદાવાદ
- હા. મા ના. ચનગાખા
૦-૪-૦ શ્રીમતી મોતીબાઈ-બીલખા
૦-૧-૩ પરચુરણ
૨-૦-૦ શ્રી ભાનુશંકર કાશીરામ-સુપેડી
૫-૦-૦ શ્રી મગનલાલ ડાહ્યાભાઈ
૨-૦-૦ ,, મહાગૌરીદાસ ગોકુળદાસ-દેશાઈ
૨-૦-૦ ,, દુર્લભજી કેશવજી
૧-૦-૦ ,, જયેંદ્રકુમાર મગનલાલ
૫-૪-૦ ,, પ્રાગજી દેવજી
૫-૦-૦ ,, રતિલાલ ડાહ્યાભાઈ
૫-૪-૦ ,, દ્વારકાદાસ ખેતસી
૨-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ
૧-૦-૦ ,, ઓધવજી હીરજી બધેકા
૦-૪-૦ ,, જીવણરામ આણંદાસ
૦-૪-૦ ,, ધરમશી ખોડા
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર લાલજી વ્યાસ
૧-૦-૦ ,, હરિશંકર કાળીદાસ
૧-૦-૦ ,, મૂળશંકર હરિરામ
૧-૦-૦ ,, ઔદીચ્ય વિદ્યાર્થિભુવન-જૂનાગઢ
૦-૮-૦ ,, સ્ટેશન માસ્તર-બીલખા
૨-૦-૦ ,, જીવનરામ મકનજી ભટ્ટ
૧-૦-૦ ,, હીરાબહેન
૧-૦-૦ ,, ત્રિવેણીબહેન
૧-૦-૦ ,, જટાશંકર ત્રિભુવન
૧-૦-૦ ,, મૂળશંકર મોહનલાલ
૧-૦-૦ ,, રતિલાલ કાનજી
૨-૦-૦ ,, પોપટલાલ તારાચંદ
૧-૦-૦ ,, દેવશંકર ગગારામ
૧-૦-૦ ,, છોટાલાલ પ્રાણશંકર
૦-૮-૦ ,, ગોરધન રામજી હરજી
૧-૦-૦ ,, મોહનલાલ હીરજી
૧-૦-૦ ,, ગુલાબરાય અંબાશંકર રાવળ
૦-૪-૦ ,, રામશંકર મણિશંકર
૫-૪-૦ ,, રઘુનાથ જાદવજી
૧-૦-૦ ,, વેણીશંકર દયાળજી
૧-૦-૦ ,, રામનારાયણ દેવશંકર

૧-૦-૦ શ્રી. મૂળશંકર માવજી
૧-૦-૦ ,, ભગવાનજી રાઘવજી
૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, પ્રેમશંકર અંબાશંકર ,,
૧-૦-૦ ,, ચકુલાલ અંબાશંકર
૧-૦-૦ શ્રી બાલાશંકર દયાનંદ રાવળ
૧-૦-૦ ,, નટવરલાલ જેશંકર ત્રિવેદી
૦-૮-૦ ,, મધુજી શાલિગ્રામજી
૨-૦-૦ ,, કેશવચંદ કાનજીભાઈ પારેખ
૧-૦-૦ ,, રતનશી લલુભાઈ
૧-૦-૦ ,, રામકૃષ્ણ નવલશંકર દવે
૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે
૧-૦-૦ ,, મણિશંકર હરજીવન
૧-૪-૦ ,, મીસ્ત્રી ગીગા વસ્તા
૧-૪-૦ ,, મનસુખરામ નવલશંકર
૨-૦-૦ ,, ડુંગરશી ખેતશી
૧-૦-૦ ,, શિવશંકર દયારામ
૦-૮-૦ ,, ચીમનલાલ જયશંકર વ્યાસ
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી અઢીઆ
૦-૮-૦ ,, ગીરધરલાલ લક્ષ્મીચંદ ગાંધી
૧-૦-૦ ,, મવજી ડાગા
૧-૦-૦ ,, નરભેરામ ઓધવજી અઢીઆ
૧-૦-૦ ,, અમૃતલાલ કરસનદાસ
૧-૦-૦ ,, લાલજી મોરારજી
૫-૦-૦ ,, જટાશંકર રેવાશંકર જાની
૧-૦-૦ ,, ધનેશ્વર દેવકૃષ્ણ
૧-૦-૦ ,, રૂપનરામ ગોરધન
૧-૦-૦ ,, વ્રજલાલ ગૌરીશંકર
૧-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર ત્રવાડી
૦-૨-૦ ,, ગિરજાશંકર
૪-૦-૦ ,, નારણરામ જમનાદાસ
૧-૦-૦ ,, ગોવિંદજી કાળાભાઈ
૦-૪-૦ ,, રતિલાલ ગિરધર
૦-૪-૦ ,, છોગાલાલ ગોરધનદાસ
૦-૪-૦ ,, હરજીવનલાલ
૧-૪-૦ ,, દામોદરદાસ ઠાકરશી
૦-૮-૦ ,, જટાશંકર ગોકુળજી દવે

૦-૮-૦ શ્રી. લક્ષ્મીશંકર કરશનજી

૧-૦-૦ ,, જટાશંકર જગજીવન

૦-૮-૦ ,, વસનજી રઘુરામ પંડ્યા

૧-૪-૦ ,, રાઘવજી વસ્તા

૦-૪-૦ ,, અનંતરાય મણિશંકર

૧-૦-૦ ,, દેવચંદ હંસરાજ

૧-૦-૦ ,, કનૈયાલાલ મંગળદાસ

૧-૦-૦ ,, લક્ષ્મીદાસ હંસરાજ

૨-૦-૦ ,, મંગળદાસ માધવલાલ

૧-૦-૦ ,, જટાશંકર રઘુરામ

૦-૮-૦ ,, અંબારામ દેવકૃષ્ણ

૦-૫-૦ ,, ચંપકલાલ

૦-૪-૦ ,, મૂળશંકર અંબારામ

૦-૮-૦ ,, સૂર્યશંકર મહાશંકર

૦-૮-૦ ,, પ્રાગજી મૂળજી

૦-૮-૦ ,, પ્રભાશંકર

૨-૦-૦ ,, ગોરધનદાસ જેઠાલાલ

૧-૪-૦ ,, ગિરધરલાલ વિઠ્ઠલદાસ

૧-૦-૦ ,, ચત્રભુજ ભીમજી દવે

૦-૪-૦ ,, ,, ,, નાં પત્ની

૧-૦-૦ ,, રસિકલાલ મફતલાલ

૧-૦-૦ ,, દેવચંદ પાનાચંદ

૧-૦-૦ ,, શાંતિલાલ ચત્રભુજ

૧-૦-૦ ,, નારણ રવજી

૧-૪-૦ ,, ચત્રભુજ લાલજી

૧-૦-૦ ,, લાલજી નાગજી

૦-૨-૦ ,, રતિલાલ

૧-૦-૦ ,, દુર્લભજી નાગજી

૧-૦-૦ ,, લીલાધર હરજીવન

૧-૦-૦ ,, ડાહ્યા કરશન

૦-૪-૦ ,, લાભશંકર જટાશંકર

૦-૪-૦ ,, નરોત્તમ જટાશંકર

૧-૦-૦ ,, મોરારજી ઓધવજી અઢીયા

૧-૦-૦ ,, ઓધવજી વાઘજી ,,

૧-૪-૦ ,, જટાશંકર મયારામ

૧-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી

૧-૦-૦ બ્રહ્મચારી શ્રીબ્રહ્મપ્રકાશજી

૧-૦-૦ શ્રી. ડાહ્યાલાલ અંબારામ

૧-૦-૦ ,, ચંદુલાલ માવજી

૧-૦-૦ ,, કરણસિંહ વજાભી

૧-૦-૦ ,, નાથા ડાહ્યાભાઈ

૦-૮-૦ ,, લાલજી મૂળજી

૧-૦-૦ ,, ગોવિંદ નારણ મીસ્ત્રી

૧-૦-૦ ,, ત્રિભુવન શંકર દવે

૧-૪-૦ ,, છગનલાલ ગોરધન

૧-૦-૦ ,, ખીમા કેશવ

૦-૮-૦ ,, ભાઈશંકર ત્રિભુવન

૦-૮-૦ ,, રામજી હરખજી

૧-૦-૦ ,, પોસ્ટ માસ્તર-બીલખા

૦-૪-૦ ,, દુર્લભજી પુરુષોત્તમ

૦-૪-૦ ,, જેઠાલાલ વજેરામ

૧-૦-૦ ,, બેચરલાલ ભવાન

૦-૪-૦ ,, મગનલાલ આણંદજી

૧-૦-૦ ,, હરિશંકર ગાંગજી

૧-૦-૦ ,, દેવજી કલ્યાણજી

૦-૮-૦ ,, નવનીતરાય ઈચ્છાશંકર

૧-૦-૦ ,, પોપટલાલ બેચર

૧-૦-૦ ,, મોંઘીબાઈ ધનેશ્વર

૦-૮-૦ ,, ગોરધનદાસ પરમાનંદ

૧-૪-૦ ,, મનુભાઈ લક્ષ્મીશંકર

૧-૦-૦ ,, લક્ષ્મીશંકર રઘુરામ

૧-૦-૦ ,, ચંદ્રશંકર મહાશંકર

૧-૦-૦ ,, દુર્લભજી હરિશંકર

૦-૮-૦ ,, વજેશંકર બેચર

૦-૮-૦ ,, શિવલાલ કાનજી

૧-૦-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ

૧-૦-૦ ,, નરભેરામ બેચરલાલ

૦-૮-૦ ,, વાઘજી રામજી

૦-૮-૦ ,, પ્રભાશંકર વાઘજી

૧-૦-૦ ,, ચંપકલાલ મૂળશંકર

૧-૦-૦ ,, ડાહ્યાલાલ કાનજી

૧-૦-૦ ,, મેઘજી માવજી

૨-૦-૦ ,, જેચંદ બેચર ઝવેરી

૦-૮-૦ ,, નાથા કશુ

| | |
|---|---|
| ૧-૦-૦ | શ્રી. ઓધવજી ખીમજી |
| ૧-૦-૦ | ચિ. શશિકુમાર |
| ૦-૪-૦ | શ્રી નિર્ભયસિંહ રઘુનાથસિંહ |
| ૦-૮-૦ | ,, લક્ષ્મણ મેરામ |
| ૦-૮-૦ | ,, ગોવિંદ માણસુર |
| ૦-૮-૦ | ,, વીરસિંહ કલ્યાણસિંહ |
| ૧-૦-૦ | ,, મૂળશંકર કાનજી |
| ૧-૦-૦ | ,, મોહનલાલ રામપ્રસાદ |
| ૦-૨-૦ | ,, રણછોડદાસ મૂળદાસ |
| ૨-૦-૦ | ,, કરમણ નાથા |
| ૧-૦-૦ | ,, રૂપશી ડાળા |
| ૦-૮-૦ | ,, મોતીલાલ વલ્લભજી |
| ૧-૦-૦ | ,, વશરામ જેઠા |
| ૧-૦-૦ | ,, લાભશંકર ભવાનીશંકર માંકડ |
| ૧-૦-૦ | ,, ભાસ્કરરાય લાભશંકર |
| ૧-૦-૦ | ,, ઉમિયાશંકર વલ્લભજી |
| ૧-૦-૦ | ,, સુંદરજી બેચર |
| ૦-૪-૦ | ,, નાથાલાલ ખીમજી |
| ૨-૦-૦ | ,, કુરજી પ્રાગજી |
| ૦-૮-૦ | ,, નથુ મેતા |
| ૦-૮-૦ | ,, કરશન ત્રિકમ દરજી |
| ૦-૮-૦ | ,, મેરામ વાલજી |
| ૧-૦-૦ | ,, જાદવ મેવા |
| ૧-૦-૦ | ,, રામજી વીરજી |
| ૧-૦-૦ | ,, ગૌરીશંકર |
| ૦-૮-૦ | ,, વિજયકુમાર ઉપેન્દ્ર |
| ૧-૦-૦ | ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ |
| ૧-૦-૦ | ,, ગૌરીશંકર મોનજી ભટ્ટ |
| ૧-૦-૦ | ,, એક આનંદાશ્રમવાસી |
| ૨-૦-૦ | બ્રહ્મચારી ગહનસ્વરૂપજી |
| ૧-૦-૦ | ,, રમણિકલાલ ત્રિભુવન દવે |
| ૧-૦-૦ | ,, સુમનલાલ બાવાભાઈ |
| ૧-૪-૦ | ,, વ્રજલાલ વીરેશ્વર |
| ૦-૮-૦ | ,, દેવશંકર મોરારજી |
| ૦-૮-૦ | ,, રતિશંકર ઓધવજી |
| ૦-૪-૦ | ,, ચુનીલાલ દેવશંકર |
| ૧-૦-૦ | ,, દામોદરદાસ પ્રેમદાસ |
| ૧-૦-૦ | શ્રી ત્રિભુવન દેવશંકર |
| ૦-૮-૦ | ,, રામજી દયારામ |
| ૧-૦-૦ | અ સૌ ભાનુમતી બહેન |
| ૦-૪-૦ | ,, જયાગૌરી જીવરામ |
| ૧-૦-૦ | ,, નર્મદાબહેન |
| ૦-૪-૦ | ,, કાશીબહેન |
| ૦-૨-૦ | ,, નજસી દેવુર |
| ૦-૮-૦ | ,, સનોક બહેન |
| ૦-૨-૦ | ,, મૂળીબા |
| ૧-૪-૦ | ,, મણિ બહેન વનિતાવિશ્રામ |
| ૨-૦-૦ | ,, પ્રાણકુંવર બહેન |
| ૧-૪-૦ | ,, મહાલક્ષ્મી બહેન |
| ૨-૦-૦ | માતુશ્રી મોતી બાઈ |
| ૨-૦-૦ | શ્રી રતિબેન હરજીવન |
| ૧-૦-૦ | ,, મણિબેન રણછોડદાસ |
| ૧-૦-૦ | ,, ઝવેરબાઈ |
| ૧-૦-૦ | ,, જડાવબેન |
| ૧-૦-૦ | ,, ચંચળબહેન |
| ૧-૦-૦ | ,, મગનદાસ માધવરામ હા. કાશીબેન |
| ૧-૦-૦ | ,, કાશીબેન |
| ૦-૪-૦ | ,, સતોકબેન |
| ૧-૦-૦ | ,, ચંચળબેન |
| ૧-૦-૦ | ,, મેનાબેન બેચરદાસ |
| ૦-૪-૦ | ,, ત્રિ વિ દવેના ધર્મપત્ની |
| ૨-૦-૦ | ,, ઉમિયાશંકર ભદ્રશંકર |
| ૧-૦-૦ | ,, સંતોકબેન મૂળચંદ |
| ૧-૦-૦ | ,, ગીગુબેન ગોરધનરામ |
| ૧-૦-૦ | ,, ચંચળબેન જમનાદાસ |
| ૧-૦-૦ | ,, જડાવબેન લલ્લુરામ |
| ૧-૦-૦ | ,, ચંચળબેન મણિલાલ |
| ૧-૦-૦ | ,, આમોદબેન ભૂધરરામ |
| ૧-૦-૦ | ,, બેન જીવીબાઈ |
| ૧-૦-૦ | ,, વીજીબેન |
| ૧-૦-૦ | ,, ગંગાબેન |
| ૧-૦-૦ | ,, મણિબેન અમૃતલાલ લાખાણી |
| ૧-૦-૦ | ,, વજીબેન |
| ૧-૦-૦ | ,, દયારાબેન |

૦-૮-૦ શ્રી. મણિબેન
૦-૪-૦ ,, તારાબેન
૧-૦-૦ ,, કાન્તાબેન
૧-૦-૦ ,, મહાલક્ષ્મી આણંદલાલ
૧-૦-૦ ,, જયાગૌરી ચુનીલાલ
૦-૪-૦ ,, દીવાળીબેન
૦-૪-૦ ,, અવલબાઈ
૦-૪-૦ ,, પાર્વતીબેન
૧-૦-૦ ,, મણિબેન
૧-૦-૦ ,, જડીબેન
૧-૦-૦ ,, સવિતાબેન
૧-૦-૦ ,, નિર્મળાબેન
૦-૨-૦ ,, ઈંદુબાળા કરશનદાસ
૧-૪-૦ ,, અરજાણ કરમણ
૧-૦-૦ ,, વિજયાબેન
૧-૪-૦ ,, ગિરધરલાલ વિઠ્ઠલદાસ
૧-૦-૦ ,, સંતોકબેન
૦-૮-૦ ,, મણિબેન
૦-૮-૦ શ્રી. ગલાલબેન
૧-૦-૦ ,, સુમરીબેન કાળાવાળા
૧-૦-૦ ,, કમબાઈ
૧-૦-૦ ,, રાણદેમા
૧-૦-૦ ,, અમુલાબેન કાળાવાળા
૧-૦-૦ ,, રાધાબાઈ ભગુભાઈ
૧-૦-૦ ,, બેન શ્રી ફઈબા
૧-૦-૦ ,, પંથુભા દોલતસિંહ
૧-૦-૦ ,, મણિબેન ચત્રભુજ
૦-૮-૦ ,, માનકુંવર બહેન
૧-૦-૦ ,, વનમાળીભાઈ વૈદ્ય
૧-૦-૦ ,, ઇચ્છાબેન
૧-૦-૦ ,, બેન કુંવરબેન
૧-૦-૦ ,, અનસૂયાબેન
૦-૪-૦ ,, રામપ્રસાદ
૦-૩-૦ ,, કમળાબેન હરિશંકર
૦-૩-૦ ,, મણિબેન પ્રાગજી
૦-૪-૦ ,, નાનીબેન લક્ષ્મીરામ
૦-૪-૦ ,, નિર્મળા સવજી.

૦-૪-૦ શ્રી. કેશવલાલભાઈ
૧-૨-૦ ,, નંદુબેન
૦-૨-૩ ,, વિઠ્ઠલદાસ
૦-૫-૩ ,, શાંતાબેન
૦-૪-૦ ,, નંદુબેન મણિશંકર
૦-૮-૩ ,, કસ્તુરબેન
૦-૨-૦ ,, મણિબેન મનજી
૧-૦-૦ ,, જયેંદ્રબાળા લાભશંકર
૦-૪-૦ ,, રમાગૌરી કૃષ્ણારામ ભટ્ટ
૧-૪-૦ ,, મોરારજી ઓધવજી
૦-૪-૦ ,, ઝવેરબેન કાનજી
૦-૪-૦ ,, કુસુમબેન વસંતરાય
૦-૨-૦ ,, ભાનુભાઈ માસ્તર
૦-૪-૦ ,, લાભુબેન પોપટલાલ
૧-૪-૦ ,, નંદુબેન
૦-૪-૦ ,, લાભુબેન
૦-૨-૦ ,, કેશરબેન
૦-૦-૬ પરચુરણ
૧૨-૦-૦ શેઠ ભાયાલાલ છોટાલાલનું કુટુંબ
ભાવનગર હા. શ્રી. ભાઈશંકર ધનજી
૧-૪-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે
૨-૦-૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૦-૮-૦ ,, રણછોડ જેઠા પટેલ
૦-૪-૦ ,, વિઠ્ઠલજી સવજી
૦-૮-૦ ,, વીરજી શામા પટેલ
૧-૦-૦ ,, પ્રેમજી રાઘવ
૦-૪-૦ ,, મેઘજી રૂડા
૦-૪-૦ ,, પ્રેમજી કરશન
૦-૪-૦ ,, મનજી હરજી
૦-૪-૦ ,, શાંતિલાલ કરશનદાસ
૧-૪-૦ ,, કરશનદાસ હરજી
૧-૦-૦ ,, હરજી ટીડા
૧-૦-૦ ,, વિઠ્ઠલજી વાલજી
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર
૧-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, કરણસિંહજી ,, ,,
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહ કરણસિંહ ઠાકોર
૦-૮-૦ ,, ભાઈશંકર જયરામ

( બાકીનાં નામો હવે પછીના અંકમાં આવશે. )

## ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

**( પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના જીવનચરિત્રનો બીજો ભાગ)**

**છાપવાની શરૂઆત થઇ ગઇ છે.**

———:o:———

### અતિ અગત્યની સૂચના

પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના હસ્તલિખિત દોહરાનો મોટો સંગ્રહ અપ્રસિદ્ધ છે તે છપાવવાનો છે; તો જે ગુરુબંધુને પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીએ **હસ્તલિખિત દોહરાની નોટ** પ્રસાદરૂપે આપવા કૃપા કરી હોય તેમણે તે નોટ **વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા**–કાઠિયાવાડ. આ શિરનામે વેળાસર મોકલી આપવા શ્રમ લેવો, કે જેથી છાપવામાં તેનો ઉપયોગ થઇ શકે ઉપયોગ થઇ રહેથી તે નોટ મોકલનાર બંધુને પાછી મોકલવામાં આવશે.

———oooo———

## श्रीवेदांतदर्शन

આવૃત્તિ બીજી ———:o:——— પડતમૂલ્ય રૂા. ૨–૦–૦

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીએ આ ગ્રંથનું રહસ્ય સરલતાથી સમજી શકાય માટે મૂળસૂત્રોની નીચે અન્વય ને અન્વયાર્થ આપેલા છે; તથા કેવલાદ્વૈતસિદ્ધાંતનું સ્ફોટન કરનારી તાત્પર્યબોધિનીનામની સરલ ગુજરાતી ટીકા રચેલી છે. અભ્યાસીઓને અતિઉપયોગી છે.

આ ગ્રંથમાં પરિશિષ્ટરૂપે પૂજ્યપાદ મહાત્માશ્રીના કેવલાદ્વૈતસિદ્ધાંતદ્યોતક **"ब्रह्मसूत्रोनो सिद्धांत"** તથા **"ब्रह्मवेत्ता"** નામના બે લેખો ઉમેરવામાં આવ્યા છે, જે મનનીય છે.

ઉપરાંત ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિ ને સનકાદિ શિષ્યોનું, શ્રીવ્યાસભગવાન્ ને વૈશંપાયનાદિ શિષ્યોનું, શ્રીશંકરાચાર્યભગવાન્ અને પદ્મપાદાદિ શિષ્યોનું તથા પૂ મહાત્માશ્રીનું એમ પાંચ સુંદર ચિત્રો મૂકવામાં આવ્યા છે

——— o:———

**એક ખેદજનક અવસાન:** જૂનાગઢનિવાસી ગુરુબંધુ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહના પુત્રનું મુંબઈમાં અકસ્માતરીતે દુઃખદ અવસાન થઈ ગયું પરમાત્મા તેના આત્માને શાંતિ આપવા કૃપા કરો। તેની નાની વયમાં તેણે જ્ઞાતિજનોનો ને આપ્તોનો સારો પ્રેમ સંપાદન કર્યો હતો. તેના કલ્યાણાર્થે જ્ઞાતિની સભામાં **"શ્રીરામનામની ધૂન"** થોડો સમય બોલાતી હતી.

———:o:———



**Reg. No. B. 3087.**

**સને ૧૯૪૨ તા. ૨૫ ઓગસ્ટ**

**પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.**

**પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.**

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम
૭૭

૭૬૧ શ્રી ફોર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતા પ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

વર્ષ ૧૧ મું
ભાદ્રપદ
અંક ૪ થો
સંવત્ ૧૯૯૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવા૦
પોસ્ટેજસાથે
રૂ। ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપનાર પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રણમું નાથ-હરિ. | ૮૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૯૦ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્ | ૯૧ |
| ૪ | મદાલસા. | ૯૩ |
| ૫ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૯૭ |
| ૬ | બ્રહ્મવાદ. | ૯૯ |
| ૭ | જ્ઞાન, ભક્તિ, કર્મ અને માયા. | ૧૦૦ |
| ૮ | સેવાનો આદર્શ. | ૧૦૬ |
| ૯ | શ્રીકર્તવ્યબોધ. | ૧૦૭ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૧૧ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૧૧૪ |

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

ચાલુ ૧૧મા વર્ષનો આ ૪થો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિઆવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકાર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવત્સિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-... બ કેવળચંદ કાનજીભાઈએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૮-ભાદ્રપદ [ અંક ૪


## प्रणमुं नाथ—हरि

પ્રણમુ નાથ હરિ- ટેક
સદ્ધર્મપ્રવર્તકનાથ, પ્રણમુ પ્યાર ધરી;
ગંગાજળમાં સ્નાન કર્યાથી, પાતક સૌ દૂર થાય રે,
ગુરુદષ્ટિ જળમાં નાહ્યાથી, તાપ ત્રિવિધ દૂર થાય પ્રણમુ૦ ૧
પીયૂષનું જયમ પાન કર્યાથી, જન્મમરણ સૌ ટળશે રે,
સદ્ગુરુનું વચનામૃત પીધે, બ્રહ્માનંદજ મળશે પ્રણમુ૦ ૨
ગાઢારણ્યમાં ભૂલો પડેલો, જન કો' બહુ મુંઝાય રે;
રક્ષક આવી માર્ગ બતાવે, તો તે નિજ ગૃહ જાય પ્રણમું૦ ૩
ભવાટવીના પરિભ્રમકને, સદ્ગુરુ પાથ બતાવે રે,
નિર્ભય સ્થાને દોરી જઈ, પરમાનંદ પ્રાપ્તિ કરાવે પ્રણમું૦ ૪
સ્પર્શમણિના સ્પર્શવડે તો, લોહ તજે નિજ રૂપ રે,
સર્વ ખનિજપર રાજ્ય કરંતું, બને સુવર્ણ અનૂપ પ્રણમું૦ ૫
નાથચરણના સ્પર્શવડે તો, માનવ નિજરૂપ તજશે રે,
ષડ્રિપુનો નાશ થવાથી, નાથસ્વરૂપે ભળશે પ્રણમું૦ ૬
જ્ઞાન નાથથી, ભક્તિ નાથથી, નાથથી મુક્તિ સધાય રે,
દયાશંકર-સુત જે ઇચ્છે તે, ધી[1]રજ[2]માથી પમાય પ્રણમું૦ ૭

૧ ધી=બુદ્ધિ ૨ રજ=ચરણરજ

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

અંતઃકરણની એકાગ્રતા ને ગ્રહણધારણશક્તિ વધારવાનો સતત ઘણો પ્રયત્ન ઉત્સાહપૂર્વક કર્યાવિના કોઈ વિદ્યાર્થીને માટે ગમે તેવો સારો શિક્ષક રાખવામાં આવે તોપણ તે વિદ્યાર્થીને તેથી યોગ્ય લાભ થતો નથી.

ભણાવેલું સ્મરણમાં રાખવું, ને જ્યાં જ્યાં પુનઃ તેની અગત્ય જણાય ત્યાં ત્યાં તેનો યથાયોગ્ય ઉપયોગ કરવો એ કામ વિદ્યાર્થીએ કરવાનું છે, શિક્ષકે કરવાનું નથી.

ઈશ્વરમાં, શાસ્ત્રમાં ને સદ્ગુરુમાં ઊંડી શ્રદ્ધા રાખ્યાવિના તથા શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ વર્તાવવાનો પ્રયત્ન કર્યાવિના મનુષ્ય વિદ્યા ને સદ્ગુણો મેળવવા સમર્થ થઈ શકતો નથી.

પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને મુમુક્ષુએ ઓળખવા, અને દઢદોષદર્શનવડે તે દોષોને ત્યજવાનો તેણે કંટાળ્યાવિના પ્રયત્ન કરવો.

ક્રોધ, ઈર્ષ્યા, અસૂયા ને ઉશ્કેરાઈ જવાનો દોષ મંત્રજપ ને સાવધાનતાથી દૂર કરી શકાય છે.

શિવ, રામ, કૃષ્ણ ને વિષ્ણુ આદિ પરમાત્માનાંજ નામો છે. પોતાના સદ્ગુરુએ પરમાત્માના સ્મરણમાટે જે મંત્ર આપ્યો હોય તેનું સ્મરણ સ્થિરમને શ્રદ્ધાભક્તિપૂર્વક કરવાથી તે મનુષ્ય પરમાર્થમાં આગળ વધે છે, ને વ્યવહારમાં સુખી થાય છે.

ઇષ્ટમંત્રનો જો સંશય ને ભ્રમણાના ત્યાગપૂર્વક શ્રદ્ધાપ્રીતિથી જપ થાય તો તેથી મનના દોષો શમી તેની એકાગ્રતા, સૂક્ષ્મતા, શાંતિ ને સુખાનુભવ વધે છે.

મનુષ્યના મનની આતુરતા ને ભ્રમણા તેને દુઃખી કરે છે. એકનિષ્ઠા રાખી ધૈર્ય ને સાવધાનતા રાખી પોતાના સદ્ગુરુના ઉપદેશપ્રમાણે વર્તવાથી મનુષ્યને શાંતિનો ને સુખનો લાભ થાય છે.

કામનારહિત બુદ્ધિથી પ્રભુનું ભજન કરવામાં આવે તો તેથી પણ પ્રભુની કૃપાથી તે ભક્તનું વ્યાવહારિક દુઃખ શમે છે. તેણે અતિતૃષ્ણાને વશ ન થવું જોઇએ.

રાગદ્વેષની નિવૃત્તિ ને વાણીનો નિગ્રહ પ્રભુના સ્મરણધ્યાનમાં મન રાખવાથી પ્રાપ્ત થાય છે.

પરમાત્માનું તીવ્ર શુભભાવથી સ્મરણધ્યાન કરનારને ભક્તવત્સલ પરમાત્મા અવશ્ય સાહાય્ય કરવા કૃપા કરે છે.

અદ્વૈત પરમાનંદમાં, નહિ દુઃખનો ગંધ;
એ સ્વરૂપમાં સ્થિર થતાં, છૂટે દુઃખરૂપ બંધ. ૧

જેમનું ચિત્ત ઉપયોગપૂરતું શુદ્ધ હોય, અને જેમણે વિવેકાદિ ચાર સાધનો એકઅંશે પ્રાપ્ત કર્યાં હોય તેઓ બ્રહ્મવિચારવડે બ્રહ્મસાક્ષાત્કાર કરી જીવન્મુક્તપદ પ્રાપ્ત કરી શકે છે.

જેમનું ચિત્ત બ્રહ્મવિચાર કરવાના સામર્થ્યવાળું ન હોય તેમણે પોતાના સદ્ગુરુના ઉપદેશપ્રમાણે બ્રહ્મધ્યાન કરવું, એ પણ બ્રહ્મસાક્ષાત્કારનું સાધન ગણાય છે.

મનુષ્યનું અંતઃકરણ જ્યારે કાંઈક અંશે અંતર્મુખ થાય ત્યારેજ તે પરમાત્માંના આદેશો સાંભળવામાટે અધિકારી ગણાય છે.

જે મનુષ્યનું અંતઃકરણ કાંઈક અંશે અંતર્મુખ થાય તે મનુષ્યનું અંતઃકરણ સત્ત્વગુણના વધારાવાળું થવાથી તે શાંતપ્રકાશના ને સુખદ નાદના અનુભવવાળું થઈ શકે છે.

ચિત્તની શુદ્ધિમાટે તથા તેની સ્થિરતામાટે જે જિજ્ઞાસુ પ્રયત્ન કરતો હોય તેને ઈષ્ટમંત્રનો જપ ને ઈષ્ટદેવનું ધ્યાન કર્તવ્ય છે.

———:o:——— (ચાલુ)

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[અનુવાદક: મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૧થી)

तदर्धमासं पिबति संचितं भ्रमरो मधु ।
ईशानः सर्वभूतानां हविर्भूतमकल्पयत् ।
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनं ॥ ९ ॥

મધ કરનારો ભમરો જેમ એક પખવાડિયામાં મધ ભેગું કરે છે અને બીજા પખવાડિયામાં પી જાય છે તેમ જીવો એક ભવમાં કર્મનો સંચય કરે છે ને બીજા ભવમાં ભોગવે છે.

ભોગ તથા કર્મ કરવાના કારણભૂત ઇંદ્રિયોના આયતનભૂત દેહમાં અવિવેકથી પોતાપણું કરી સર્વે જીવો કર્મના કરનારા અને ભોગના ભોગવનારા થાય છે.

પણ હવિષ્‌ના હોમવિના જેમ અગ્નિનો નિર્વાહ તથા પ્રવાહ અશક્ય થાય તેમ ભોગ્યના ભોગવિના દેહનો નિર્વાહ તથા પ્રવાહ પણ અશક્ય થાય.

તેથી વિશ્વનું નિર્માણ કરનારા પરમેશ્વરે જીવોના ભોગનું પણ નિર્માણ કરેલું છે.

પણ આખું વિશ્વ પરમેશ્વરે દ્વંદ્વાત્મક એટલે દ્વંદ્વરૂપનું નિર્માણ કરેલું છે તેમાં ભોગ પણ અનુકૂળ તથા પ્રતિકૂળ એવા દ્વંદ્વરૂપનો નિર્માણ કરેલો છે તેથી જો પરમેશ્વર પોતાથીજ જીવોને ભોગ ભોગવાવે તો પ્રતિકૂળ ભોગની જીવોને આપત્તિના સમયે પરમેશ્વરને નિર્દયતાનો દોષ લાગુ થાય અને ભોગ ઊતરચડની કોટિનો નિર્માણ કરેલો હોવાથી સર્વે જીવોને એકજ સમયે એક સરખો ભોગ સોંપડે એ શક્ય નથી. તેથી પરમેશ્વરને વિષે વિષમતાનો દોષ પણ લાગુ થાય.

એવો કોઈ દોષ પોતાને વિષે લાગુ થવા ન પામે એમાટે પ્રત્યેક

જીવને તેના પોતાના કર્મને અનુસરતો ભોગ સાંપડે એવીજ વ્યવસ્થા પરમેશ્વરે કરેલી છે, એટલે પ્રત્યેક જીવને જે કંઈ ભોગ મળે તે તેના પોતાનાજ પુણ્ય તથા પાપકર્મના ફળરૂપે મળે એવુંજ પરમેશ્વરે નિર્માણ કરેલું છે.

પણ અન્ન જેમ મૂળથીજ અન્નના રૂપનું હોતું નથી, તેનાં બીને વાવ્યા પછી ઊગીને કેટલેક સમયે અન્નના રૂપનું થાય છે, તેમ ભોગ પણ કોઈ મૂળથીજ ભોગના રૂપનો હોતો નથી. કર્મ કરવારૂપ તેનું બી વાવ્યા પછી કેટલેક સમયે તેનો પરિપોક થતાં ભોગના રૂપનો થાય છે.

આમ હોવાથી પહેલાંના જે કર્મનું ફળ ભોગવવામાટે તે ફળ ભોગવવાની યોગ્યતાવાળો હમણાંનો દેહ જીવને મળેલો હોય છે તે દેહ ચાલુ હોય ત્યાં-સુધી બીજા કોઈ કર્મના ફળનો ભોગ ભોગવવાનું શકય ન થાય એ કારણે પહેલાંના જે કર્મનું ફળ ભોગવવામાટે હમણાંનો દેહ મળેલો હોય તે કર્મનું ફળ ભોગવાઈ રહેથી હમણાંના દેહનું આયુષ્ પૂરું થતાં જ્યારે હમણાંના દેહનો જીવને વિયોગ થાય ત્યારે પછીજ બીજા કર્મનું ફળ ભોગવવામાટે તે ફળ ભોગવવાની યોગ્યતાવાળો બીજો દેહ તેને સાંપડે ત્યારેજ પછી બીજા કર્મના ફળનો ભોગ ભોગવવાનું શકય થાય.

એમ હોવાથી હમણાંના કોઈ કર્મનું ફળ હમણાંનાજ દેહથી ભોગવવાનું બહુધા શકય નથી પણ એક ભવમાં કરેલા કર્મનું ફળ બહુધા બીજા ભવમાંજ ભોગવાય છે.

આથી જીવ તેના કોઈ એક ભવમાં પહેલાંના ભવમાં કરેલા કર્મનું ફળ ભોગવે તે સાથે બીજાં કર્મો કરે તેનો બીજરૂપે કર્માશયમાં સંચય કરે, તેના ફળનો ભોગ બીજા ભવમાં કરે તે સાથે વળી બીજાં કર્મો કરે તેનો કર્માશયમાં બીજરૂપે સંચય કરે, તેના ફળનો ભોગ ત્રીજા ભવમાં કરે અને તે સાથે વળી બીજાં કર્મો કરે તેનો કર્માશયમાં સંચય કરે, તેના ફળનો ભોગ ચોથા ભવમાં કરે એમ કર્મ અને ભોગની પરંપરાથી જીવને એક ભવમાંથી બીજા ભવમાં સંસરણ ચાલુ રહે ને તેના સંસારનો અંત ન આવે અને સંસારનો અંત ન આવે ત્યાંસુધી જીવને ખરા સુખનો કે ખરી શાંતિનો અવસર થાય નહિ; કારણ કે જીવને કર્મ ભોગ કે સંસાર સ્વાભાવિક નથી પણ અસ્વાભાવિક છે. તે દેહના યોગથી તેને આવી મળેલ છે, છતાં પોતાના ખરા સ્વરૂપના અજ્ઞાનથી જીવને તે પોતાનાં લાગે છે તે જ્યારે જીવને પોતાના ખરા સ્વરૂપનું ભાન થાય ત્યારે ટળે એમ છે. જો જીવને પોતાના ખરા સ્વરૂપનું ભાન થાય તો જે પોતે પોતાના સ્વરૂપને ભૂલવાથી જીવ થયેલો છે અને જે પોતાના સ્વરૂપને નહિ ભૂલવાથી ઈશ્વર થયેલા છે તે બંને એકજ પરમાત્મા છે એમ તેને વાસ્તવિક સ્થિતિ જેમ છે તેમ જણાઈ આવે અને પોતાના પરમાત્મસ્વરૂપમાં અવસ્થાન પામી રહેતાં સ્વાભાવિક સુખ તથા સ્વાભાવિક શાંતિને પામી રહે.

પણ સર્વે જીવોને પોતાનું ખરું સ્વરૂપ અનાયાસ જણાતું નથી. જે પોતાના ખરા સ્વરૂપને જાણવાનો યોગ કરી જાણે છે તેજ પોતાના સનાતન

સ્વરૂપને જાણી શકે છે.

અને ભદ્ર પુણ્યકર્મના પરિપાકવિના કોઇ જીવને પોતાના સનાતન સ્વરૂપને જાણવાનો યોગ સાંપડે એ શકય પણ નથી.

માટે પોતાના સનાતન સાચા સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળાએ ભદ્ર એવાં પુણ્ય કર્મો કરવાં એ ઘણું આવશ્યક છે.

श्रीशांकरभाष्यम्

किं च दृष्टान्तदार्ष्टान्तिकयोस्तनाभिधानं तदर्थेति–

અને વળી તદર્થં૦ એમ આ શ્લોકવડે દૃષ્ટાંત અને દાર્ષ્ટાંતને કહે છે

यथा मधुकरो भ्रमरोऽर्धमासोपार्जितं मध्वर्धमासं पिबति–

જેમ મધ કરનારો ભમરો અર્ધા માસમાં ઉપાર્જન કરેલું મધ બીજા અર્ધા માસમાં પીએ છે,

पूर्वजन्मसंचितं कर्म अन्यस्मिन् जन्मनि भुंक्ते इति यावत्–

તેમ જીવ એક જન્મમાં સંચિત કરેલા કર્મને બીજા જન્મમાં ભોગવે છે એમ કહેવાનો ભાવ છે

भवेदप्यैहिकफलात् कर्मणः फलसिद्धिः कर्मानन्तरं भावित्वात् कथं पुनरामुष्मिकफलात् कर्मणः फलसिद्धिः कर्मणो विनाशित्वादिति शंकयाह ईशान इति–

કર્મ કરી લીધા પછી કર્મનો સદ્ભાવ રહેતો દેખાતો ન હોવાથી કર્મ અહિં એટલે આ ભવમાં કરેલું હોય તેના ફળની સિદ્ધિ પણ આ ભવમાંજ થવી જોઇએ. એક ભવમાં કરેલા કર્મના ફળની સિદ્ધિ બીજા ભવમાં થવી કેમ સંભવે? નજ સંભવે કેમકે કર્મ તો કરાઈ ચૂક્યું એટલે નાશ પામ્યું એવી શંકા કરીને તેના સમાધાનમાટે ઈશાન૦ એ વાકય કહે છે

भवेदयं दोषो यदि केवलात् कर्मण फलसिद्धिः स्यात्–

જો એકલા કર્મથીજ ફળની સિદ્ધિ થતી હોય તો આ દોષ લાગુ પડે.

ईशानः परमेश्वरः कृतप्रयत्नापेक्ष सन् सर्वेषु प्राणेषु प्राणाग्निहोत्रस्येतरस्य च तत्कर्मानुसारेण हविर्भूतमन्नादिकमकल्पयत्–

પણ ઇશાન એટલે પરમેશ્વરે જીવે કરેલાં કર્મની અપેક્ષાથી પ્રાણાગ્નિહોત્ર અને બીજાં કર્મનું તે તે કર્મને અનુસરતું સર્વે પ્રાણીઓના હવિષ્ભૂત અન્નઆદિનું સર્જન કરેલું છે.

य ईशानः सर्वभूतेषु हविर्भूतमकल्पयत् तं योगिन एव पश्यन्ति ॥ ९ ॥

જે પરમેશ્વરે સર્વ ભૂતોનું હવિષ્ સર્જેલું છે તે પરમેશ્વરને યોગીઓજ જોઈ શકે છે, બીજાઓ જોઇ શકતા નથી (ચાલુ)

———o:———

## मदालसा

[ અનુવાદક: મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૬૨થી )

मदालसोवाच ।

મદાલસા આગળ કહે છે—

नित्यं नैमित्तिकं चैव नित्यनैमित्तिकं तथा।
गृहस्थस्य त्रिधा कर्म तन्निशामय पुत्रक॥

હે પુત્ર! ગૃહસ્થે નિત્ય, નૈમિત્તિક તથા નિત્ય અને નૈમિત્તિકમિશ્ર એમ ત્રણ પ્રકારનાં કર્મ કરવાનાં છે તે સાંભળ.

पंचयज्ञाश्रितं नित्यं यदेतत् कथितं तव।
नैमित्तिकं तथा चान्यत् पुत्रजन्मक्रियादिकं॥

પાંચ પ્રકારના યજ્ઞવાળું જે નિત્યકર્મ છે આ તો મેં તને કહ્યું. બીજું એવું પુત્રના જન્મઆદિના નિમિત્તથી કરવાનું જે કર્મ છે તે નૈમિત્તિક કર્મ છે.

नित्यनैमित्तिकं ज्ञेयं पर्वश्राद्धादि पंडितैः।
तत्र नैमित्तिकं वक्ष्ये श्राद्धमाभ्युदयं तव॥

પર્વમાં કરવાના શ્રાદ્ધઆદિને પંડિત પુરુષોએ નિત્ય તથા નૈમિત્તિકમિશ્ર કહેલું છે. આ ત્રણમાંના નૈમિત્તિકશ્રાદ્ધને હું તારી પાસે કહું છું.

આ નૈમિત્તિક શ્રાદ્ધ તેના કરનારનો સત્વર અભ્યુદય કરનારું અથવા અભ્યુદયના નિમિત્તથી કરવાનું છે, માટે તે આભ્યુદયશ્રાદ્ધ કહેવાય છે.

पुत्रजन्मनि यत्कार्यं जातकर्मसमं नरैः।
विवाहादौ च कर्तव्यं सर्वं सम्यक् क्रमोदितं॥

તે આભ્યુદયશ્રાદ્ધ પુત્રના જન્મસમયે મનુષ્યોએ જાતકર્મની સાથેજ કરવું જોઇએ, તેમજ વિવાહઆદિના સમયે પણ જે ક્રમથી તે કરવાનું વિધાન છે તેજ ક્રમે સંપૂર્ણપણે કરવું જોઇએ.

पितरश्चात्र संपूज्याः ख्याता नान्दीमुखास्तु ये।
पिण्डांश्च दधिसंमिश्रान् दद्याद् यवसमन्वितान्॥

આ અભ્યુદય શ્રાદ્ધમાં નાન્દીમુખનામના પિતૃઓનું સારી પેઠે પૂજન કરવાનું છે, અને યવ તથા દહિંસાથેના પિંડો તેમને દેવા જોઇએ.

उदङ्मुखो प्राङ्मुखो वा यजमानः समाहितः।
वैश्वदेवविहीनं तत् केचिदिच्छन्ति मानवाः॥

એ શ્રાદ્ધમાં યજમાને ઉત્તરભણી વા પૂર્વભણી મુખ રાખીને બેસવું.
આ શ્રાદ્ધ કરવાને દિવસે પણ વૈશ્વદેવ ન કરવો એવો કેટલાકનો મત છે.

युग्माश्चात्र द्विजाः कार्यास्ते पूज्याश्च प्रदक्षिणं।
एवं नैमित्तिकं वृद्धौ तथान्यच्चौर्ध्वदैहिकं॥

આ શ્રાદ્ધણે બેકી બ્રાહ્મણો જમાડવા, તેમની પૂજા કરવી, આ નૈમિત્તિક શ્રાદ્ધ જન ધન આદિની વૃદ્ધિના નિમિત્તથી કરવાનું છે. મરણોત્તર કરવાનું શ્રાદ્ધ બીજી રીતનું છે.

मृताहनि तु कर्तव्यमेकोद्दिष्टं शृणुष्व तत्।
दैवहीनं तथैकार्घ्यं तथैवैकपवित्रकं॥

મરણોત્તર કરવાનું શ્રાદ્ધ મરવાને દિવસેજ કરવાનું છે. એ શ્રાદ્ધ મરનારને એકનેજ ઉદ્દેશીને કરવાનું છે. તે કેમ કરવાનું છે તે સાંભળ. એ શ્રાદ્ધમાં વૈશ્વદેવ કરવાનો નથી. એકજ અર્ઘ્ય એ શ્રાદ્ધમાં દેવાનો છે. તેમજ પવિત્રું પણ એ શ્રાદ્ધમાં એકજ કરવાનું છે.

आवाहनं न कर्तव्यमग्नौ करणवर्जितं ।
प्रेतस्य पिण्डमेकं च दद्यादुच्छिष्टसन्निधौ ॥

એ શ્રાદ્ધમા પ્રેતનું આવાહન કરવાનું નથી એ શ્રાદ્ધમાં અગ્નિમા હોમ કરવાનો નથી રાખની પાસે પ્રેતનો એક પિંડ દેવાનો છે

तिलोदकं चापसव्यं तन्नामस्मरणान्वितं ।
अक्षय्यममुकस्येति स्थले विप्रविसर्जने ॥
अभिरम्यतामिति ब्रूयाद् ब्रूयुस्तेऽभिरता स्म ह ॥

એ પિંડ તલ તથા જળસાથેનો દેવો ઉપવીતને અપસવ્ય કરીને દેવો, અને મરનારનું નામ સભારીને તેને આ અખૂટ થાઓ એમ કહીને દેવો પિંડને તેને ઠેકાણે છોડી દેવાસમયે પ્રસન્ન થાઓ એમ બોલવુ અને સામે ઊભેલા બ્રાહ્મણોએ એમ ખરેખર પ્રસન્ન થયા છીએ એમ કહેવુ

प्रतिमासं भवेदेतत् कार्यमावत्सरान्नरै ॥

પછી એક વત્સરપર્યંત પ્રત્યેક મહિને આ શ્રાદ્ધ કરવુ જોઈએ

अथ संवत्सरे पूर्णे यदा वा क्रियते नरैः ।
सपिण्डीकरणं कार्यं तस्यापि विधिरुच्यते ॥

પછી એક સવત્સર પૂરો થયે અથવા જ્યારે વરશી વાળવામા આવે ત્યારે સપિંડીકરણ કરવુ જોઈએ. તેનો પણ વિધિ કહુ છુ

तत्रापि दैवरहितमेकार्घैकपवित्रकं ।
नैवाग्नौकरणं तत्र तच्चावाहनवर्जितं ॥

સપિંડીકરણમા દેવાનો પિંડ પણ યવ તથા દક્ષિણાવિનાનો એકજ અર્ઘ્યવાળો તથા એકજ પવિત્રાવાળો, સાદો અને આવાહનવિનાનોજ દેવાનો છે એ પિંડ અગ્નિમાં દેવાનો નથીજ.

अपसव्यं च तत्रापि भोजयेदयुजो द्विजान् ॥

એ પિંડ પણ અપસવ્ય કરીને દેવાનો છે તથા એ પિંડ દઈને પણ એકી બ્રાહ્મણ જમાડવાના છે

विशेषस्तत्र चान्योऽस्ति प्रतिमासं क्रियाधिकः ।
तं कथ्यमानमेकाग्रो वदन्त्या मे निशामय ॥

આ સપિંડકરણના પિંડદાનમા અને પ્રત્યેક માસે દેવાના પિંડદાનમા જે ક્રિયા વધારે કરવાનો બીજો વિશેષ છે તે હું તારી પાસે કહું છુ તે તું એકાગ્ર થઈને સાભળ

तिलगंधोदकैर्युक्तं कुर्यात् पात्रचतुष्टयं ।
कुर्यात् पितॄणां त्रितयमेकं प्रेतस्य पुत्रक ॥

હે પુત્ર! તલ તથા સુગધવાળુ જળ ભરેલા ચાર પાત્રો કરવાં, તેમાના ત્રણ પિતૃઓને માટેનાં રાખવાં ને એક મરનારમાટેનું ચિતવવુ

पात्रत्रये प्रेतपात्रमर्घ्यं चैव प्रसेचयेत् ।
ये समाना इति जपन् पूर्ववच्छेषमाचरेत् ॥

મરનારને માટેના પાત્રમા અર્ઘ્ય લઈને પિતૃઓના ત્રણે પાત્રમાં ક્રમે કરીને દેવો. એ અર્ઘ્ય દેવાસમયે **ये समाना०** એ મત્રનો જપ કરતા કરતા દેવો બીજુ બધુ પ્રથમ પ્રમાણે તેજ પ્રમાણે કરવાનું છે

स्त्रीणामप्येवमेवैतदेकोद्दिष्टमुदाहृतं ।
सपिण्डीकरणं तासां पुत्राभावे न विद्यते ॥

સ્ત્રીઓનું પણ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ તો પુરુષોના તે શ્રાદ્ધના જેવુંજ કરવાનું કહેલું છે. પુત્રના અભાવમાં સ્ત્રીઓનું સપિંડીકરણનું શ્રાદ્ધ કરવાનું નથી એટલો વિશેષ છે.

प्रतिसंवत्सरं कार्यमेकोद्दिष्टं नरैः स्त्रियाः ।
मृताहनि यथान्यायं नृणां यद्वदिहोदितं ॥

પુરુષોનું મરવાને દિવસે જે ક્રમથી એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવાનું કહ્યું છે તેવું એકોદ્દિષ્ટ શ્રાદ્ધ પુત્રવિનાની સ્ત્રિયોનું પુરુષોએ પ્રત્યેક સંવત્સરીને દિવસે કરવું જોઇએ.

पुत्राभावे सपिण्डास्तु तदभावे सहोदकाः ।
मातुः सपिण्डा ये च स्युर्येऽन्ये मातुः सहोदकाः ॥

પુત્રવિનાની સ્ત્રીનો પતિ જીવે ત્યાંસુધી પ્રત્યેક સંવત્સરીએ પતિએ તેનું એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું.

પતિ મરણ પામે પછી પતિના સપિંડ પુરુષે કરવું.

સપિંડ પુરુષના અભાવે પતિના સહોદક પુરુષે કરવું.

પતિના સહોદક પુરુષના અભાવે પિતાના સપિંડ પુરુષે કરવું.

પિતાના સપિંડ પુરુષના અભાવે પિતાના સહોદક પુરુષે કરવું.

પિતાના સહોદક પુરુષના અભાવે માતાના સપિંડ પુરુષે કરવું.

અને માતાના સપિંડ પુરુષના અભાવે માતાના સહોદક પુરુષે કરવું.

कुर्युर्मातामहायैवं पुत्रिकातनयास्तथा ।
द्व्यामुष्यायणसंज्ञास्तु मातामहपितामहान् ॥
पूजयेयुर्यथान्यायं श्राद्धैर्नैमित्तिकैरपि ॥

એ પ્રમાણે પુરુષને પુત્રના અભાવે પુત્રીના પુત્રોએ તેનું શ્રાદ્ધ કરવું જોઇએ.

માતાના તથા પિતાના કુલોની કુલીનતાથી પુરુષ દ્વ્યામુષ્યાયણ એટલે બંને કુલોની કુલીનતાવાળો કહેવાય છે.

માટે પુરુષે નૈમિત્તિક શ્રાદ્ધવડે જેમ પોતાના પિતાના પિતાની આરાધના કરવી ઘટે છે તેજ પ્રમાણે પોતાની માતાના પિતાની આરાધના કરવી ઘટે છે.

सर्वाभावे स्त्रियः कुर्युः स्वभर्तृणाममन्त्रकं ।
तदभावे च नृपतिः कारयेत् स्वकुटुम्बिना ।
तज्जातीयैर्नरैः सम्यग् दाहाद्याः सकलाः क्रियाः ।
सर्वेषामेव वर्णानां बान्धवो नृपतिर्यतः ॥

જે પુરુષનું કોઈ પુરુષપરિવાર ન હોય તેનું શ્રાદ્ધ મંત્રરહિતનું તેની પત્નીએ કરવું જોઇએ.

જેને પત્ની પણ ન હોય તેનું શ્રાદ્ધ રાજાએ મરનારના કુટુંબીપાસે કરાવવું જોઇએ.

જેને કુટુંબી પણ કોઈ ન હોય તેની દાહઆદિ સઘળી ક્રિયાઓ રાજાએ તેની જાતના કોઈપણ માણસપાસે કરાવવી જોઇએ; કારણ કે રાજા સર્વ વર્ણોનો બંધુ છે.

एतास्ते कथिता वत्स नित्या नैमित्तकाः क्रियाः ।
क्रियां श्राद्धाश्रयामन्यां नित्यनैमित्तिकीं शृ

હે વત્સ! આ તને નિત્ય તથા નૈમિત્તિક કરવાની ક્રિયાઓ કહી.

હવે શ્રાદ્ધના સંબંધવાળી બીજી નિત્ય તથા નૈમિત્તિકમિશ્ર એવી ક્રિયા કહું છું તે સાંભળ.

दर्शस्तत्र निमित्तं वै कालश्चन्द्रः क्षयात्मकः।
नित्यतां नियतः कालः तस्य संसूचयत्यथ॥

ક્ષીણચંદ્રની અમાસનો દિવસ એ શ્રાદ્ધના નિમિત્તનો કાળ છે અને તે કાળ નિયતપણે આવ્યા કરનારો હોઈને નિમિત્તની નિત્યતાને પણ સૂચવનારો છે તેથી તે દિવસે કરવાનું શ્રાદ્ધ નિત્યનૈમિત્તિકમિશ્ર કોટિનું ગણાય છે.

(ચાલુ)

---:o:---

## શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ

[અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ]

(અનુસંધાન ગત વર્ષ ૯ના અંક ૬ના પૃષ્ઠ ૧૩૩થી)

[ગત વર્ષ ૯ના અંક ૬ના પૃષ્ઠ ૧૩૨મે શ્લોક ૩૦નો જે ભાવાર્થ લખેલો છે તે ભૂલવાળો હોવાથી તેને સ્થાને નીચેનો ભાવાર્થ વાંચવાનો છેઃ—

"બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય બ્રહ્મચારીએ ક્રમથી આદિ, મધ્ય અને અંતમાં 'भवत्' શબ્દના ઉપલક્ષણવડે ભિક્ષાની ચર્યા કરવી.

ભિક્ષા માગતાં બ્રાહ્મણ બ્રહ્મચારીએ 'भवती भिक्षां देहि' ક્ષત્રિય બ્રહ્મચારીએ 'भिक्षां भवती देहि' અને વૈશ્ય બ્રહ્મચારીએ 'भिक्षां देहि भवती' એમ સંબોધન કરીને ભિક્ષા માગવી."]

प्रतिवेदं ब्रह्मचर्यं द्वादशाब्दानि पंच वा।
ग्रहणान्तिकमित्येके केशान्तश्चैव षोडशे ॥ ३६ ॥

પ્રત્યેક વેદનું અધ્યયન કરવામાં બ્રહ્મચારીએ બાર વર્ષનું બ્રહ્મચર્ય પાળવું, અથવા પાંચ વર્ષનું બ્રહ્મચર્ય પાળવું. કોઈ આચાર્યોનો મત એવો છે કે પ્રત્યેક વેદ ભણતાં જેટલો સમય લાગે તેટલો સમય તે વેદનું બ્રહ્મચર્ય બ્રહ્મચારીએ પાળવુ, અને બ્રાહ્મણ બ્રહ્મચારીએ સોળમે વર્ષે કેશાન્તનામનો સંસ્કાર કરવો.

आषोडशाद्द्वाविंशाच्चतुर्विंशाच्च वत्सरात्।
ब्रह्मक्षत्रविशांकाल औपनायनिकः परः ॥ ३७ ॥

ઉપનયનસંસ્કાર કરવાનો વધુમાં વધુ સમય બ્રાહ્મણને માટે સોળ વર્ષનો છે, ક્ષત્રિયને માટે બાવીશ વર્ષનો છે, અને વૈશ્યને માટે ચોવીશ વર્ષનો છે.

अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः।
सावित्रीपतिता व्रात्या व्रात्यस्तोमाद् ऋते क्रतोः॥ ३८ ॥

ઉપર કહેલા સમયપછી એટલે બ્રાહ્મણને સોળ વર્ષસુધીમાં, ક્ષત્રિયને બાવીશ વર્ષસુધીમાં તથા વૈશ્યને ચોવીશ વર્ષસુધીમાં જો ઉપનયનસંસ્કાર ન થયો હોય તો તેમણે ત્રણેએ વ્રાત્યસ્તોમનામનો યજ્ઞ જે તેમના પ્રાયશ્ચિત્તરૂપે છે તે કરવો અને પછી ઉપનયનસંસ્કાર લેવો.

તેઓ જો તેમને માટેના પ્રાયશ્ચિતરૂપે વ્રાત્યસ્તોમનામનો યજ્ઞ ન કરે તો ત્રણેય એટલે બ્રાહ્મણસુદ્ધાં તેઓ સાવિત્રીપતિત એવી વ્રાત્ય સંજ્ઞાને પાત્ર થાય.

मातुर्यदग्रे जायन्ते द्वितीयं मौंजिबन्धनात् ।
ब्राह्मणक्षत्रियविशस्तस्मादेते द्विजाः स्मृताः ॥ ३९ ॥

માતાના ઉદરમાંથી જે એક જન્મ થાય છે તે તો પ્રસિદ્ધ છે, અને બીજો જન્મ મૌંજીબંધન એટલે ઉપનયનસંસ્કારવડે થાય છે તે વૈદિક જન્મ કહેવાય છે.

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને આ બંને જન્મ થતા હોવાથી તેઓની દ્વિજ એટલે બે જન્મવાળા એવી વૈદિક સંજ્ઞા છે.

यज्ञानां तपसां चैव शुभानां चैव कर्मणां ।
वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः ॥ ४० ॥

યજ્ઞ તપ અને બીજાં ઘણાં એવાં શુભ કર્મો દ્વિજને માટે વેદે કહેલાં છે,

પણ તેથી એવાં કલ્યાણ કરનારાં કર્મોને કહેનારો વેદજ દ્વિજનું કલ્યાણ કરનારાઓમાં સર્વશ્રેષ્ઠ છે.

मधुना पयसा चैव स देवांस्तर्पयेद् द्विजः ।
पितॄन् मधुघृताभ्यां च ऋचोऽधीते हि योऽन्वहम् ॥ ४१ ॥

દેવોને મધ અને દૂધવડે જે તૃપ્તિ થાય છે તે તૃપ્તિ દ્વિજ પ્રતિદિન ઋગ્વેદ ભણે તેથી થાય છે..

એવી રીતે પિતૃઓને મધ અને ઘીવડે જે તૃપ્તિ થાય છે તે તૃપ્તિ દ્વિજ પ્રતિદિન ઋગ્વેદ ભણે તેથી થાય છે, એટલે કે દ્વિજ પ્રતિદિન ઋગ્વેદ ભણે તેથી દેવોને મધ અને દૂધવડે જે તૃપ્તિ થાય તે તૃપ્તિ થાય છે અને પિતૃઓને જે તૃપ્તિ ઘીવડે થાય તે તૃપ્તિ દ્વિજ પ્રતિદિન વેદ ભણે તેથી થાય છે.

यजूंषि शक्तितोऽधीते योऽन्वहं च घृतामृतैः ।
प्रीणाति देवानाज्येन पितॄंश्च मधुना द्विजः ॥ ४२ ॥

જે દ્વિજ શક્તિજેટલો પ્રતિદિન યજુર્વેદ ભણે છે, તે દેવોને ઘી અને અમૃતવડે તૃપ્ત કરે છે, અને પિતૃઓને ઘી અને મધવડે તૃપ્ત કરે છે.

એટલે દ્વિજ પ્રતિદિન યજુર્વેદ ભણે તેથી દેવોને ઘી અને અમૃતવડે જે તૃપ્તિ થાય તે તૃપ્તિ થાય છે અને ઘી તથા મધવડે જે તૃપ્તિ પિતૃઓને થાય તે તૃપ્તિ પિતૃઓને થાય છે.

स तु सोमघृतैर्देवाँस्तर्पयेद्योऽन्वहं पठेत् ।
सामानि तृप्तिं कुर्याच्च पितॄणां मधुसर्पिषा ॥ ४३ ॥

દ્વિજ પ્રતિદિન સામવેદ ભણે તેથી દેવોને સોમરસ અને ઘીવડે જે તૃપ્તિ થાય છે, અને મધ અને ઘીવડે જે તૃપ્તિ પિતૃઓને થાય તે તૃપ્તિ પિતૃઓને થાય છે.

मेदसा तर्पयेद्देवान् पितॄंश्च मधुसर्पिषा ।
संतर्पयेद् यथाशक्ति योऽथर्वांगीरसीः पठेत् ॥ ४४ ॥

દ્વિજ યથાશક્તિ અથર્વવેદ ભણે તેથી મેદવડે દેવોને જે તૃપ્તિ થાય તે તૃપ્તિ દેવોને થાય છે અને ઘી તથા મધવડે જે તૃપ્તિ પિતૃઓને થાય તે તૃપ્તિ પિતૃઓને થાય છે.

वाकोवाक्यं पुराणं च नाराशंसीश्च गाथिकाः ।
इतिहासांस्तथा विद्यां योऽधीते शक्तितोऽन्वहम् ॥ ४५ ॥
मांसक्षीरोदनमधुतर्पणं सदिवौकसाम् ।
करोति तृप्तिं च तथा पितॄणां मधुसर्पिषा ॥ ४६ ॥

દ્વિજ પ્રતિદિન યથાશક્તિ વાકોવાક્ય એટલે વેદનો જે પ્રશ્નપ્રતિપ્રશ્નનો ભાગ છે તે, પુરાણ, ઋગ્વેદની નારાશસ નામની અમુક ત્રણ ઋચાઓ અને ગાથાઓ ભણે તેવી માંસ ક્ષીર ભાત અને મધવડે જે તૃપ્તિ દેવોને થાય તે તૃપ્તિ દેવોને થાય છે, અને ઘી તથા મધવડે જે તૃપ્તિ પિતૃઓને થાય તે તૃપ્તિ પિતૃઓને થાય છે.

———·०·———

(ચાલુ)

## ब्रह्मवाद

[અનુવાદક—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ]

(અનુસંધાન વર્ષ ૯ ના અંક ૬ ના પૃષ્ઠ ૧૩૪થી)

अतो ऋपयो दधुस्त्वयि मनोवचनाचरितं।
कथमयथा भवन्ति भुवि दत्तपदानि नृणाम् ॥

આ માટે ઋષિઓ એટલે ખરું જ્ઞાન આપોઆપ સ્ફુરવાની યોગ્યતાયુક્ત અંત:કરણવાળા પુરુષો પોતાના મન વાણી અને શરીરવડે થનારાં સંપૂર્ણ આચરણનો આપનેજ વિષે નિયોગ કરે છે એટલે જેના પરિણામમા આપ ભગવાનનો સાક્ષાત્કાર થાય એવાજ આચરણ પોતાના મન વાણી અને શરીરવડે થયા કરે એવી ગોઠવણ કરે છે.

અને આગેવાન માણસોએ પોતાના પગલા પાડી અરણ્યમાં પાડેલી કેડીઉપર પછી બીજા માણસો ચાલ્યા કરે છે, તો ઋષિજેવા પુરુષોએ કરેલી એ ગોઠવણને બીજા અધિકારી પુરુષો કેમ ન અનુસરે? અવશ્ય અનુસરે, એટલે કે ઋષિઓએ પાડેલો એ માર્ગ નિરર્થક થતો નથી પણ સાર્થક થાય છે, એટલે કે જગતનાં સુખોને સંપાદન કરવાના પ્રવૃત્તિના માર્ગને ઋષિઓ તથા તેમને અનુસરનારા અન્ય પુરુષો ગ્રહણ કરતા નથી પણ તેઓ તો આપ ભગવાનને પામવાના નિવૃત્તિનાજ માર્ગનું ગ્રહણ કરે છે એમ એ માર્ગ ચાલુ રહે છે.

જગતનાં સુખો મન વચન અને શરીરની બહિર્મુખ પ્રવૃત્તિવડેજ સંપાદન થતાં હોવાથી જગતનાં સુખોને સંપાદન કરવાને પ્રવૃત્તિ કહેવામાં આવે છે અને તેના માર્ગને પ્રવૃત્તિનો માર્ગ કહેવામાં આવે છે.

અને પરમાત્માને પામવામાટે મન વાણી અને શરીરનો સંયમ કરવાનો હોય છે એટલે કે બહિર્મુખ પ્રવૃત્તિ કરતા તેમને રોકીને તેમના ગોલકમા અંતર્મુખપણે સ્થિર રાખવાનાં હોય છે, માટે પરમાત્માને પામવાની સ્થિતિને નિવૃત્તિ કહેવામાં આવે છે, અને તેના માર્ગને નિવૃત્તિનો માર્ગ કહેવામાં આવે છે

જગતનાં સુખો વાસ્તવિક નહિ હોવાથી ઋષિઓ અને તેમને પગલે ચાલનારાઓ પ્રવૃત્તિનો માર્ગ પકડતા નથી

આપ ભગવાન વાસ્તવિક સુખભૂત હોવાથી ઋષિઓ અને તેમને પગલે પગલું મૂકનારાઓ નિવૃત્તિનોજ માર્ગ પકડે છે

इति तव सूरयस्त्र्यधिपतेऽखिललोकमलक्षपण-
कथामृताब्धिमवगाह्य तपांसि जहुः।
किमुत पुन स्वधामविधुताशयकालगुणाः,
परम भजन्ति ये पदमजस्रसुखानुभवम् ॥

એમ હે ત્રણ ભુવનના અધિપતિ! સંપૂર્ણ લોકોના મલને ધોઈ નાંખનારી આપ ભગવાનની કથારૂપ અમૃતના સમુદ્રમાં સ્નાન કરીને તત્ત્વપ્રવણમતિવાળા પુરુષો જગતનાં સુખો અને જેવડે તેમનું સંપાદન થાય એવાં તપઆદિ કર્મોનો સત્વર ત્યાગ કરે છે.

તો પછી હે પરમ! એટલે જગતના ઉદયપહેલાં હોનારા તથા જગતના અંતે રહેનારા! આપ ભગવાનના સ્વરૂપપ્રકાશવડે જેમના કર્માશય, કાળ અને ગુણો ધોવાઈ ગયા છે અને તેથી જેઓ સ્વાભાવિક સુખસ્વરૂપ તથા સ્વાભાવિક અનુભવરૂપ એવા આપ ભગવાનના પદનું એટલે ચરણનું વા આપ ભગવાનના સ્વરૂપનું ભજન કરનારા છે તેઓ જગત-સંબંધી સુખોને તથા તેમને સંપાદન કરાવનારાં તપ આદિ કર્મોનો ત્યાગ કરે તેમાં શુંજ કહેવું? કંઈજ નહિ. તેઓ તો ત્યાગ કરેજ તેમાં કાંઈ કહેવાપણું હોય નહિ.

(ચાલુ)

———:૦:———

## ज्ञान, भक्ति, कर्म अने माया

### (આષાઢી પૂર્ણિમાએ આપેલ વ્યાખ્યાનોનો સાર)

[લેખકઃ પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી]

ગયા અંકમાં જણાવ્યું તે પ્રમાણે પરીક્ષિત રાજાનો મુખ્ય પ્રશ્ન એ હતો કે ભગવાન તો સ્વભાવથીજ સમદર્શી છે, અને સમસ્ત પ્રાણીઓના મિત્ર છે અને તેમના સિવાય બીજું કાંઈ નથી તો વિષમ દૃષ્ટિવાળા પુરુષોની માફક તે દેવોનો પક્ષ લઇને દૈત્યોનો વધ શામાટે કરાવે છે? અથવા હાલના સંજોગોની ભાષામાં કહીએ તો યુદ્ધ, રમખાણ, વેર, ધરતીકંપ વિગેરે ઉત્પન્ન કરી ભગવાન જીવોને દુઃખી શામાટે કરે છે?

તે પ્રશ્નનો થોડોક ખુલાસો ગયા અંકમાં કરેલ છે. વિશેષમાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કેઃ—આવોજ પ્રશ્ન યુધિષ્ઠિરે એક વખત નારદજીપાસે કર્યો હતો ત્યારે નારદજીએ કહ્યું હતું કે,—"પ્રકૃતિપુરુષના અવિવેકથી નિંદા, સ્તુતિ, સત્કાર અને તિરસ્કારના આશ્રયભૂત અને અનેક પ્રકારના દુઃખના આશ્રયભૂત શરીરની રચના થઈ છે. એ શરીરના અભિમાનથી જીવોમાં અહંતા અને મમતારૂપ વિષમતા થાય છે. જે દેહમાં એવું અભિમાન થઈ જાય છે તેના વધથી પ્રાણીઓનો વધ માનવામાં આવે છે. આવું અભિમાન જે પ્રકારે જીવોમાં છે તે પ્રકારનું શ્રીહરિમાં નથી; કારણકે તે અદ્વિતીય છે, તેથી બીજાનું કલ્યાણ કરવામાટે તેનું દમન કરવાવાળા શ્રીહરિમાં હિંસા વગેરેનો આરોપ શી રીતે થઈ શકે?"

હિંદુધર્મવાળા તો પુનર્જન્મમાં માને છે, તેથી હાલ જે લડાઈઓ પોતાના દેશની સ્વતંત્રતામાટે લડવામાં આવે છે, તેમાં મરેલાં માણસો તેજ દેશમાં જન્મે એવો સંભવ નથી, તેથી તેનો દેશ બદલી જતાં વાર લાગતી નથી. પણ યુરોપઅમેરિકાની પ્રજા અને મુસલમાની પ્રજા હિંદુઓની માફક પુનર્જન્મમાં માનતી નથી, તેથી હાલ જે દેશમાં તે જન્મ્યા તેજ દેશ પોતાનો હમેશને માટે માની લે છે. તેઓ ભવિષ્યની પ્રજાના સુખમાટે હાલની પ્રજાનો ભોગ આપે છે. જે દેશની જેવી માન્યતા હોય ત્યાં તેવું જીવન ઉત્પન્ન થાય છે. જે દેશમાં જે પ્રકારના માણસો પૂજાય છે ત્યાં તેવા થવાનું લોકોને મન થાય છે. ઈંગ્લાંડ અને અમેરીકામાં ધનવાન પૂજાય છે. જર્મનીમાં શૂરવીર પૂજાય છે. હિંદુસ્થાનમાં બ્રહ્મજ્ઞાની પૂજાતા પણ હાલ ધનવાન અથવા અસહકારી પૂજાય છે. વળી નેતાઓ પોતાના મત પ્રમાણે પ્રજાના જુવાનોને વાળવા માટે ન્યુસપેપરો, સીનેમા, અને રેડીઓ વિગેરેનો ઉપયોગ કરી તેમની સ્વતંત્ર વિચારશક્તિ હરી લે છે. તેથી માત્ર દેહ જ્યાં જન્મ્યો તેજ મારો દેશ, દેહના

માનથી માન, દેહના તિરસ્કારથી અપમાન, એવી ચાર્વાકની વિદ્યાજેવી અવિદ્યા ચારે તરફ ઉત્પન્ન થવા લાગી છે.

જેમ-પોતાના દેશવિષે ખોટી માન્યતા બંધાઈ જાય છે તેમ પોતાના કાળવિષે પણ ખોટી માન્યતા બંધાઈ જાય છે. માણસનું જીવન ઘોડીઆમાં શરૂ થતું નથી અને સ્મશાને પૂરું થતું નથી, પણ અજ્ઞાનથી શરૂ થાય છે અને જ્ઞાનથી સમાપ્ત થાય છે. જે સમ છે એટલે બ્રહ્મ છે તે આપ્ત થાય ત્યારે સમાપ્ત થાય.

માણસ જેને મરણ કહે છે તે મરણ નથી. કર્મની દૃષ્ટિએ જોઈએ તો તે પાછો થાય છે. મરી ગયેલો માણસ પાછો થયો એમ પણ બોલાય છે,' અને જ્ઞાનની દૃષ્ટિએ જોઈએ તો માણસનો જન્મ નથી તેમ તેનું મરણ પણ નથી; પણ ભૂલથી પોતાને દેહજેટલો માની દેહનો કાળ આવી જાય ત્યારે પોતાનો કાળ આવી ગયો એમ માની બેસે છે પણ કાળ કોઈ વસ્તુ નથી.

સૂર્યઉપર રાતદિવસ નથી, ચંદ્રઉપર બીજ ત્રીજ ચોથ નથી અને ભગવાન્-પાસે ઘડીઆળ નથી. માણસપાસે પણ સાચી ઘડીઆળ નથી.

કોઈના શરીરનો જન્મ થાય ત્યારે તેની જગ્યાનો કાળ કાઢ્યા પછી તેના જન્માક્ષરની કુંડળી નીકળી શકે છે હાલ પહેલી સપ્ટેમ્બરથી ઘડીઆળ એક કલાક આગળ મુકી દેવામાં આવી છે, એટલે હિંદુસ્થાનનો કાળ સરકારી હુકમથી ફેરવી નાંખવામા આવેલ છે; તેથી કેટલાકને અમુક કામ અમુક વખતે કરવાની જે ટેવ હતી તે કરવામાં કેટલીક અગવડ આવશે, પણ ધીરે ધીરે ટેવ પડી જશે એટલે નવો વખત પણ સાચાજેવો થઈ જશે. તેવીજ રીતે માણસના શરીરમાં આવી જીવ માણસજેવો થઈ ગયો, એટલે પછી માણસના કલ્પિત દેશ અને કલ્પિતકાળની ભૂલની તેને ખબર રહેતી નથી.

સ્વર્ગમાં સ્વર્ગનો કાળ રહે છે, નરકમાં નરકનો કાળ, બ્રહ્મલોકમાં બ્રહ્મલોકનો કાળ, પશુપક્ષીના જીવનમાં તેનો કાળ એમ જગ્યાઉપર કાળ નક્કી થાય છે. અહીં એક કલાકનો ફેરફાર હોવા છતાં રેલ્વે, તાર અને સરકારી ઓફીસોએ ટાઈમ ફેરવેલ નથી.

જેઓ વહેલા ઊઠી શકતા નહોતા તેમણે ઊતાવળ કરવી પડશે. ઉંઘવામાટે પણ એક કલાક વહેલા ઉંઘવાની ટેવ પાડવી જોશે. એવી રીતે કામકાજમાં કેટલોક ફેરફાર કરવો પડશે. તેથી જે કામ કરવું હોય તેને માટે જે ટાઈમની જરૂર હોય તે, ટાઈમ લેવો પડશે તેવીજ રીતે જે જીવનાં જે કર્મ બાકી રહેલાં હોય તે કર્મ ભોગવવામાટે જે શરીર અને જે કાળ લેવાની જરૂર હોય છે સા તે જીવ નવું શરીર ધારણ કરે છે, પણ શરીર ધારણ કરવાથી તેના આત્માનો જન્મ થતો નથી અને શરીર જવાથી તેનું મરણ થતું નથી, પણ હિરણ્યકશિપુજેવા ઘણા અજ્ઞાની માણસો દેહના ધર્મ એ પોતાના ધર્મ માની લે છે. જેને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન નથી એવા માણસોના અજ્ઞાનથી માયાવાળું જીવન ઉત્પન્ન થાય છે, તે પ્રકૃતિનું કાર્ય છે. **गुणा गुणेषु वर्तन्ते ।** ગુણો ગુણોમાં વર્તે છે. એ પ્રકૃતિ પરમાત્માના નિજ સ્વભાવમાં નથી, પણ જીવના અજ્ઞાનમાં રહેલી છે. જીવ પોતે પણ અજ્ઞાનનું કાર્ય છે, તેથી પ્રકૃતિના ક્ષેત્રમાં બાધ્યબાધકભાવ ઉત્પન્ન થાય છે; જેમકે કોઈ દેડકાએ એક માખીને પકડી તો ત્યાં દેડકાની પ્રકૃતિ બાધકભાવવાળી દેખાય છે અને માખીની પ્રકૃતિ બાધ્યભાવવાળી દેખાય છે. તે દેડકાને પકડવા કોઈ સર્પ આવે તો ત્યાં સર્પની પ્રકૃતિ બાધકભાવવાળી દેખાય છે અને દેડકાની પ્રકૃતિ બાધ્યભાવવાળી દેખાય છે; તે

સર્પને મારવા ત્યાં કોઈ મોર આવે તો મોરની પ્રકૃતિ તે વખતે બાધકભાવવાળી દેખાય છે અને સર્પની પ્રકૃતિ બાધ્યભાવવાળી જણાય છે; એ પ્રમાણે તે મોરને પણ જો કોઈ મારવા આવે તો મોરની પ્રકૃતિ બાધ્ય થઈ જાય છે. એવા મારવાના અને મરવાના બનાવોમાં કોઈ પ્રાણીનો આત્મા મરતો નથી, પણ જેને દેહનું અભિમાન છે તે દેહના વધથી પ્રાણીઓનો વધ માની બેસે છે, અને એવી માયાની દૃષ્ટિથી જોતાં ભગવાન આવું કેમ કરવા દે છે એવા ખોટા પ્રશ્નો માણસના મનમાં ઉત્પન્ન થાય છે. આવી ભૂલ કાઢવામાટેજ ભગવાને અર્જુનને ગીતાના બીજા અધ્યાયમાં કહેલ છે કે:—

य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ २–१९

એટલે જે આ આત્માને મારનાર માને છે અને જે તેને મરનાર માને છે તેઓને આત્માના સ્વરૂપનું જ્ઞાન નથી. જેઓને અજ્ઞાન છે તેજ એમ માને છે કે આત્માને જન્મ છે અને મરણ છે.

ઉપર જણાવ્યું તે પ્રમાણે બાધ્યબાધકભાવ એ પ્રકૃતિમાં છે અને પ્રકૃતિ કલ્પિત હોવાથી આપણે રાખીએ ત્યાંસુધી રહે છે. દેડકો મરીને સર્પ થાય તો તે બાધ્ય પ્રકૃતિમાંથી નીકળી અમુક અંશે બાધક દેશમાં આવે છે, છતાં તે પ્રકૃતિ મોરની પ્રકૃતિપાસે બાધ્ય થઈ જાય છે. તેવીજ રીતે એક આધુનિક પશ્ચિમની પ્રજાની પ્રકૃતિ લગભગ ગયા સો વર્ષસુધી બાધકભાવમાં હતી, પણ હમણાં ત્રણ વર્ષ થયાં તે બાધ્ય થવા લાગી છે. તેથી કઈ પ્રકૃતિ સારી તે પહેલાં નક્કી કરવાની બહુ જરૂર છે.

પ્રકૃતિના ક્ષેત્રના પ્રશ્નો આજકાલના નથી. જ્યારે ભગવાને હિરણ્યાક્ષને માર્યો ત્યારે તેના ભાઈ હિરણ્યકશિપુને ઘણો ક્રોધ આવ્યો હતો, તે એવું બોલી ઉઠ્યો હતો કે:—

तस्य त्यक्तस्वभावस्य घृणेर्मायावनौकसः ।
भजन्तं भजमानस्य बालस्येवास्थिरात्मनः ॥ ७–२–७

જે ભગવાન શુદ્ધ હોવા છતાં પોતાનો સ્વભાવ છોડી દે છે તે માયા વરાહરૂપ, બાળકની સમાન અસ્થિર ચિત્તવાળા અને માત્ર પોતાના ભક્તોઉપરજ પ્રેમ કરવાળા જરૂર પક્ષપાતી છે. તેને હું ત્રિશૂળથી મારી જ્યારે તેના લોહીથી મારા ભાઈનું તર્પણ કરીશ ત્યારેજ મારા મનની વ્યથા દૂર થશે. આવા ભાવથી હિરણ્યકશિપુએ ભગવાનને શત્રુ માની તેની સત્તા તોડવામાટે જ્યાં જ્યાં, તપ, સ્વાધ્યાય, વ્રત, દાન વિગેરે શુભ કર્મ થતાં હતાં તે કરવાવાળાનો વધ કરવાની આજ્ઞા આપી. બ્રાહ્મણ, ગાય, વેદ, યજ્ઞ વિગેરે ધર્મના આશ્રયી હોવાથી તેનો નાશ કરવાની આજ્ઞા તેના નોકરોને મળી.

સ્વામીની આજ્ઞા આદરપૂર્વક સ્વીકારી તેની સેનાએ પુર, ગામ, વ્રજ, ઉદ્યાન, બગીચા, આશ્રમ, ખેતર વિગેરેમાં આગ લગાવી દીધી અને લોકોની આજીવિકાનાં ઝાડ પણ કોદાળીઓથી ખોદી નાંખ્યાં. જેને હાલના કાળમાં scorched earth policy (ધીખતી ધરા) કહે છે તેવું હિરણ્યકશિપુએ કરવા માંડ્યું, તેથી મનુષ્યો અને દેવતાઓ બહુ પીડા પામવા લાગ્યા. ટુંકામાં, હાલના ડીક્ટેટરો પ્રજાની જેવી દશા કરી મૂકે છે તેવી દશા ઉત્પન્ન થઈ. તેઓ કોઈ પણ રીતે પોતાના અન્યાયી પગલાસાથે બહુમતિ મેળવી લે છે અને પછી પોતાને ગમે તેવી રીતે વર્તે છે.

લોકોઉપર આ પ્રમાણે ઘણા પ્રકારની પરાધીનતા આવી જાય છે, અને તેમાંથી

કેમ નીકળવું એ તેઓને સુજવું નથી અને વિચારશક્તિ મંદ થવાથી જે માણસો જેમ કહે તેમ માની લેવામાં આવે છે. તેથી ન્યુસપેપરોએ ગીતાની જગ્યા લીધી છે. એક-વાર એક માન્યતા સાબીતરીતે મનમાં ઠસી ગઈ તો તેને માટે પ્રાણ આપવાને પણ હજારો માણસો તૈયાર થઈ જાય છે. દેશની મુક્તિ કે જીવની મુક્તિ કેને કહેવાય તેની વ્યાખ્યા પૂરેપૂરી રીતે દેશના નેતા અને ધર્મગુરુઓ બરાબર ઘણીવાર સમજાવતા નથી. જો બરાબર સમજાવે તો તેમને ઘણા શિષ્યો મળે નહિ; કારણ કે જો સત્યની દૃષ્ટિ ખુલ્લી થઈ જાય તો બધે પરમાત્મા દેખાવા લાગે અને માયાનો રસ જતો રહે. હાલના માણસોનાં મન બહાર શું ચાલે છે તેનો વિચાર કરવામાં રોકાઈ રહે છે પણ પોતાની દૃષ્ટિમાં કે પોતાની વિચારશક્તિમાં કોઈ ભૂલ છે કે નહિ તેનો વિચાર કરતા નથી. માણસ શું જાણે છે અને શું જાણતો નથી એ જાણવુ એ તેની પહેલી ફરજ છે. જાણનારને જાણતો નથી તેથી જાણેલું જાણતો નથી. આવા માણસોઉપર બીજા રાજ્ય કરી શકે છે. જે પોતાને વશ રાખી શક્તા નથી તેને વશ રાખવામાટે બીજાની જરૂર પડે છે, માછલાં અને જીવડાં એકબીજાને મારે છે તેની સૃષ્ટિનો આપણે વિચાર કરતા નથી ભગવાનના જ્ઞાનમાં પણ જન્મમરણનો ખ્યાલ નથી. માણસ પોતાનું સ્વરૂપ સમજે તો તેના જ્ઞાનમાંથી પણ ખોટા વિચાર જતા રહે

સામાન્ય માણસને મુક્તિની સ્વતંત્રતાની અથવા દેશની સ્વતંત્રતાની પૂરી ખબર નથી. તેથી બીજાના કહેવા પ્રમાણે દોરાય છે. કોઈ રાજ્ય અપાવી દે તો ઠીક એમ તૈયાર કપડાં પહેરી લેવાની તેની વૃત્તિ રહે છે. તેવીજ રીતે ધર્મના ક્ષેત્રમાં પણ કોઈ ગુરુ કે કોઈ મહાત્મા માથે હાથ મૂકીને મોક્ષ આપી દે તો ઠીક એવી ઘણા માણસોની ભાવના રહે છે, અથવા આ દેશમાં લડવાનું કામ ફક્ત ક્ષત્રીઓમાટે રાખેલ હોવાથી, આખા દેશે એ બાબત કદી વિચાર કરેલ નથી. જ્યાં આખી પ્રજાને રાજ્યતંત્રના વિચાર કરવા પડે તે દેશમાં વધારે ઉંચો પુરુષાર્થ, કે આત્મજ્ઞાનનાં સાધન ઉત્પન્ન થતાં નથી. વળી બધા દેશોમા વસ્તી વધી ગઈ છે, તે સયમવાળા વિવાહથી ઉત્પન્ન થઈ નથી. ૨૫ વર્ષપહેલાંની લડાઈમાં મરેલા પાછા આવ્યા હોય તેવું જણાય છે. તેઓને બીજું કાંઈ સારુ કામ આવડતું નથી જર્મનીની નિશાળોમાં પણ લડાયકભાવનું શિક્ષણ આપવામાં આવે છે. બધા દેશોમાં લગભગ એવી સ્થિતિ છે. કુંભારને જેવા ઘડા બનાવવા હોય તેવા બનાવે છે, તેથી માણસોના દુઃખનું કારણ માણસનું અજ્ઞાન છે. એવું અજ્ઞાન ભગવાનમાં નથી. પણ જે જીવ દેહના સુખનો પુજારી બને છે તે માયાની જાળમાંથી બચી શક્તો નથી. રાજદ્વારી ક્ષેત્રમાં અને ધાર્મિક ક્ષેત્રમાં બન્નેમાં તે બીજાની દોરવણી પ્રમાણે ચાલે છે. આગળ પ્રગતિ કરવામાં ગુરુની જરૂર છે પણ જે ગુરુ શિષ્યને આત્મસાક્ષાત્કારનો માર્ગ ન બતાવી શકે તે ખરો ગુરુ નથી. જે શિષ્યને ઈશ્વર પોતાથી જુદા લાગે છે તેને ખરો ગુરુ મળેલ નથી જેને ઈશ્વર પોતાથી જુદા લાગે છે તેને જગત પણ પોતાથી જુદું લાગે છે, અને જ્યારે જીવ જગત કે ઈશ્વરનું તત્ત્વ સમજાતું નથી ત્યારે ભગવાને આવુ જગત શામાટે રચ્યું, લડાઈઓ, કજીઆ, વિગેરે શામાટે ઉત્પન્ન કર્યા એવા અનેક જાતના સંકલ્પો ઉત્પન્ન થાય છે.

માયાના ત્રણ ગુણ છે. તેથી બધાને માટે એક સાધન ચાલી શકે નહિ. તમોગુણી માણસો ફક્ત ભયાનક સાધનથી સુધરી શકે તેથી તેમને માટે લડાઈઓ જરૂરની છે. રજોગુણીને માટે રોચક સાધન રાખેલ છે અને સત્ત્વગુણીને માટે યથાર્થ સાધન રાખેલાં છે. સત્ત્વગુણી માણસો જેટલે દરજ્જે શાસ્ત્રની વાતો સમજી શકે છે તેટલે અંશે તમોગુણી સમજી શકતાં નથી. તેથીજ

ભગવાન ગીતામાં કહે છે કે:—

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

જે આત્મિક દશા સર્વે પ્રાણીમાત્રને અંધારાજેવી લાગે છે તે દશામાં સંયમી પુરુષો જાગે છે અને જે દશામાં સામાન્ય માણસ જાગે છે તેને જ્ઞાની પુરુષો રાત્રી માને છે. સામાન્ય માણસો "અહં ઇદં" એટલે "હું અને મારું" એ જાતની માયામાં જાગે છે. જ્યાં બધું એક સત્તાથી ચાલે છે ત્યાં એવો ભાવ રાખવો એ માયા છે, પણ માણસના ભેગા રહીને એ માયા જીતવી મુશ્કેલ છે. ભૂલવાળાની સાથે રહીને ભૂલમાંથી નીકળવું મુશ્કેલ છે. ઘુવડના ભેગા રહીને ઘુવડથી દિવસે સૂર્ય જોઈ શકાતો નથી. સરકસનો સિંહ બકરા ભેગો રહીને બકરાજેવો બીકણ થઇ જાય છે. તેથીજ ભગવાન ગીતાના પંદરમા અધ્યાયમાં કહે છે કે:—

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः** એટલે જીવ મારોજ અંશ છે, સનાતન છે, પણ જીવલોકમાં જીવજેવો બની ગયો છે. જેમ હજામ રસ્તે ચાલતા માણસોની માત્ર દાઢીજ જુએ છે, મોચી રસ્તે ચાલતા માણસોના પગરખાંજ ફક્ત જુએ છે, તેમ સામાન્ય માણસ અધિષ્ઠાનને છોડીને જીવજગત જુએ છે અને તેથી તેમને સત્ય મળતું નથી, એટલુંજ નહિ પણ તે અસત્ય જીવનને સાચું માને છે, અને તેથી માણસના જીવનમાં લડાઇ કે ઝઘડા કદી બંધ થઇ શકેજ નહિ. જેને પોતાને સુધરવું હોય તો તેમને માટે ભગવાનના અનુગ્રહની જરૂર માનેલી છે. અનુગ્રહ એટલે અનુ to follow એટલે પાછળ ચાલવું, એટલે સર્વત્ર અધિષ્ઠાનરૂપે રહેલ ભગવાનનું અનુસંધાન રાખીને તેની સત્તાથી રહેલ જીવ જગતને જોવા કે જેથી બધા તેના સ્વરૂપે જોઈ શકાય.

ભગવાનનું રહેવું સર્વત્ર સર્વદા છે તેથી તેને આદિ કે અંત નથી તેમ તેમાં પરિવર્તન પણ બનતું નથી, છતાં તેમાં ભેદની કલ્પનાથી ભિન્નતાના આરોપથી પૃથક્ પૃથક્ અંશનું રહેવું માનતી વખત, સામાન્ય માણસની દૃષ્ટિ ભિન્નભાવમાં ચાલી જાય છે અને જે સર્વદા સર્વત્ર રહે છે તેમાં દૃષ્ટિ સ્થિર રહેતી નથી અને એ ભૂલ પકડવી મુશ્કેલ પડે છે. તેનું કારણ એ છે કે જગતને મિથ્યા માનવું એ જેટલું સહેલું છે તેટલું જીવને મિથ્યા માનવું એ સહેલું નથી. તેથીજ વૈષ્ણવોએ જીવને મિથ્યા માનવાને બદલે જીવની સત્તાને મિથ્યા માનેલ છે.

છતાં બધાનું રહેવું જરૂર ભગવાનની અંદર છે. હવે જો ભગવાન સર્વત્ર સર્વદા છે તો તેને મળવામાટે ઘણા પરિશ્રમની જરૂર જ્યાં માની છે તેમાં કાંઇક ભૂલ છે; કારણકે જે સર્વત્ર છે તે તરત કેમ ન મળે? તેની જરૂર નથી એમ કહેવું જોઇએ. ચીજોની જરૂરીઆત સમજીને રહેતાં ચીજોની જરૂર માની છે, તેથી ગુણમાં દૃષ્ટિ છે, તેની સાથે રહેવાવાળા અધિષ્ઠાનમાં દૃષ્ટિ નથી તેથી ચીજ મળે છે અને તેથી ભગવાનને માટે પરિશ્રમ કરવો પડે છે. ભગવાન કોઈ ક્રિયાનું ફળ નથી; કારણકે તે હમેશાં આપણી સાથેજ છે. તેનું આપણી સાથે સદા રહેવું છે એ પ્રમાણિત કરવું એ આપણો ધર્મ છે. ભગવાન મળતા નથી એમ કહેવાય નહિ, તે સદા મળી રહેલ છે, તેની સાથે આપણો નિત્ય સંબંધ છે, તેની ખબર નથી; આપણે બધા આનંદ આશ્રમમાં હમેશાં છીએ છતાં બધાને આનંદ કેમ આવતો નથી?

અજ્ઞાનને લઇને અનેક પ્રકારનું અન્યથા જ્ઞાન થાય છે. માંડૂક્ય ઉપનિષદમાં કહેલ છે કે સુષુપ્તિમાં અગ્રહણ રહે છે એટલે આત્મા જેવો છે તેવો ગ્રહણ થઈ શકતો નથી અને તેજ કારણથી સ્વપ્નામાં અને જાગ્રતમાં અગ્રહણથી અન્યથા ગ્રહણ થઈ જાય છે એટલે કે બનતી

જગ્યાએ જીવજગત્ જોવામાં આવે છે. રજ્જુ અજ્ઞાત હોય ત્યારે તેમાં સર્પ, ધારા, માળા, વિગેરેની કલ્પના ઊઠે છે તેમ અજ્ઞાત બ્રહ્મ એ ખોટી કલ્પનાઓને જગ્યા આપે છે. તેથી માણસો જેને સામાન્ય દૃષ્ટિથી સત્ય માને છે તે સત્ય નથી પણ જુઠાણું છે વિચારશક્તિના અભાવે તે જેવું તેવું કહેલું માની બેસે છે, સમાજમાં એક પણ સાચો વિચારક હોય તો તેનો ઘણો લાભ સમાજને મળે છે. વળી નાની ઉમરમા, સત્ય શુ છે તેનો પરિચય મળી જાય તો મોટી ઉમરે પોતાનું જીવન સુધારવામાટે ઘણો આધાર મળે છે: આ કારણને લઈનેજ આશ્રમોમાં નાની ઉમરમાં પરોક્ષજ્ઞાન આપી દેવામા આવતુ હતુ તેને લઈને માણસો ગૃહસ્થાશ્રમમાં પણ સયમથી રહેતા હતા અને તે આશ્રમમા સયમથી રહી શકાય તો તો તેમાથી વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમમાં પણ જઈ શકાય હિંદુ ધર્મમા બધા આશ્રમોમા નિયમ અને સયમથી રહેવાનું કહેલું છે પણ હાલમાં વર્ણાશ્રમધર્મની એ પદ્ધતિ તુટી ગઈ છે તેથી ગમે માણસ ગમે તેનું ખાઈ લે છે અને ગમે તેને પરણી લે છે. એ પ્રમાણે માણસનુ બી બગડી જવાથી અને બ્રહ્મચર્યનો અભાવ થવાથી વ્યાસ અને વસિષ્ઠજેવા નરરત્ન હિંદુસમાજમા નીકળી શકતા નથી. હાલની કેળવણી માણસને માણસ બનાવવા મહેનત કરે છે. આર્યોની વિદ્યામા માણસને પ્રભુ બનાવવાની યુક્તિઓ હતી હાલમાં સચાની શોધથી સચાનો સગ વધ્યો છે અને તેથી માણસ સંચાજેવાં બનવા લાગ્યા છે. સચાથી જરૂરીઆતની વસ્તુઓ વધારે ઉત્પન્ન કરી શકાય તેવુ છે પણ તેનાથી જરૂરીઆતો વધી ગઈ છે, એટલુજ નહિ પણ સાચી કેળવણીના અભાવથી સ્વાર્થવૃત્તિ વધી ગઈ છે.

જ્યારે એવી વૃત્તિ જગતમાં બહુ વધી જાય છે ત્યારે તેનો ઉપાય પણ તરત તૈયાર થાય છે. હિરણ્યકશિપુએ ભગવાનની સામે થવામાટે અને પોતાનુંજ રાજ્ય આખી પૃથ્વી-ઉપર નિષ્કંટકપણે રહે તેટલામાટે તપ કરી બ્રહ્માપાસેથી એવુ વરદાન લીધુ કે "તમારા રચેલ જગતમાં ઉત્પન્ન થયેલ કોઈ પ્રાણીથી હુ મરૂ નહિ, દિવસે મરૂ નહિ, રાત્રે મરૂં નહિ, અંદર મરૂં નહિ, બહાર મરૂં નહિ" વિગેરે બ્રહ્માએ તેને એવુ વરદાન આપ્યુ. પછી હિરણ્ય-કશિપુએ એટલો રંજાડ માડચો કે બધા લોકો ત્રાસ ત્રાસ પામી ગયા, છેવટે દેવો વિગેરે વિષ્ણુપાસે ગયા ત્યારે ભગવાને કહ્યુ કે જ્યારે તે તેના પુત્ર પ્રહ્લાદ(કે જે મારા ભક્ત છે તે)-નો દ્વેષ કરશે ત્યારે હું અવતાર લઈ હિરણ્યકશિપુનો નાશ કરીશ.

હિરણ્યકશિપુને ચાર પુત્ર હતા. તેમા ગુણના કારણથી પ્રહ્લાદ બધા કરતા મોટા હતા. તે મહાપુરુષોની સેવા કરવાવાળા, બ્રાહ્મણભક્ત, સદાચારી, સત્યપ્રતિજ્ઞાવાળા અને જિતેન્દ્રિય હતા સમાન વયવાળાસાથે મિત્રભાવ રાખતા, મોટાપાસે દાસભાવ રાખતા અને ગર્વરહિત હતા. કોઈપણ વિપત્તિથી ગભરાતા નહોતા અને સાંભળેલા અને જોયેલા બધા વિષયોને મિથ્યા સમજી માત્ર અધિષ્ઠાનમાજ પ્રીતિ રાખતા અને બધુ અધિષ્ઠાનરૂપેજ જોતા હતા. તે અસુર-કુળમાં જન્મેલા હોવા છતાં તેનામાં અસુરતા ન હતી. જ્યારે તે બાળક હતા ત્યારે પણ ખેલવા કુદવાનું છોડી ભગવાનના ધ્યાનમા એવા લીન થઈ જતા હતા કે તે જડવત્ લાગતા હતા. આ સામે જગત દેખાય છે એવુ તેને ભાન ન હતુ તેને બધે પરમાત્માજ દેખાતા હતા.

માણસનું રહેવુ પરમાત્માને માટેજ છે. કામ કરવાની જગ્યા એ આપણી વિશેષતા છે. તેથી ક્રમે ક્રમે તેના સબધથી રહેવાની અવસ્થા રાખી સર્વભાવથી તેનો પરિચય આપી શકાય તોજ આપણે ભગવાનને ચાહીએ છીએ એમ કહી શકાય તે ભાવ આચરણથી પ્રગટ થવો જોઈએ એવા આચરણવાળાનું દષ્ટાંત એ પ્રહ્લાદનું જીવન છે.

ભગવાનની સેવામા બીજી સત્તાનું ભાન પણ ન રહે તો જે સાચુ ભાન રહે તે ભાનનો

આધારની નિષ્ઠામાં રહી વ્યવહાર કરવાથી તે પ્રાપ્ત રહેવાથી તેનીજ સેવા થાય છે. જેમાંથી એ થતા નથી એવી જ્ઞાનશક્તિથી યુક્ત વ્યવહાર કરવો એ જિજ્ઞાસુ મનુષ્યમાટે જરૂરનું છે. જે સાધનમાં અધિષ્ઠાનનું ભાન ન રહે તે દશામાં કન્યાને પરણાવવાની તૈયારી ચાલે છે અને વરની હિંસા થતી હોય તેવો દેખાવ થાય છે.

તેથી માત્ર ચીજોના પરિચયમાં આપણી શક્તિનો ઉપયોગ થવો ન જોઈએ. સાધારણભાવથી રહેતાં ચીજોના સંબંધથી ચીજોની જરૂરીઆત રહે છે તેથી આપણી શક્તિ ચીજો બનાવવામાં ઉપયોગી થઈ રહે છે. આપણે જે કામને લાયક થઈએ તેવું કામ મળે છે. ભગવાનના વિશેષભાવનો સંબંધ જે આપણને નિત્ય પ્રાપ્ત છે તેનો ઉપયોગ વ્યવહારમાં કરવો એ જરૂરી કામ છે, ત્યારેજ આપણે નિત્ય સેવક થઈ શકીએ, ત્યારેજ તેનો પરિચય મળશે. જે ભગવાનને વાસ્તે આ બધાં કામ છે તે આપણા કામમાં આપણા કામસાથે ન રહે એ કેમ બને ? જે બાબતની ચેતના ચિત્તમાં જાગ્રત હોય છે, તેને અનુસારજ વ્યવહાર થાય છે.

હિરણ્યકશિપુનું અંતઃકરણ મલિન હોવાથી તેને ભગવાનમાં દોષ દેખાતા હતા અને પ્રહ્લાદની ચેતના શુદ્ધ હોવાથી તેને દોષવાળા માણસોમાં પણ ભગવાન દેખાતા હતા. જગતની રચનાજ એવા પ્રકારની છે કે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાય છે. જ્યારે ભગવાન કંસને મારવા ગયા ત્યારે મલ્લને મલ્લજેવા લાગ્યા, કંસને કાળરૂપ, ગોપીઓને કામદેવરૂપ અને યોગીઓને પરમતત્ત્વરૂપ જણાયા હતા. તેથી જેની દૃષ્ટિ માયાવાળી છે તેને ભગવાન દર્શન દેવા આવે તો તેને તે સામાન્ય માણસતરીકે જોશે, અને જેની દૃષ્ટિ પ્રહ્લાદની માફક ભગવદ્‌મય થઈ ગઈ હોય છે તેમને માણસમાં ભગવાન દેખાય છે.

ભગવાને આવું ગોટાળાવાળું જગત કેમ કર્યું એવો પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થતો નથી. દૂરથી પર્વતનું જે શિખર દેખાય છે તે શિખરઉપર ચડ્યા પછી તે શિખરતરીકે રહેતું નથી. માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચું છે, પણ માણસની દૃષ્ટિ સાચી નથી, તેથી દૃષ્ટિમાર્જનમાટે વધારે વિચાર કરવાની જરૂર રહે છે. (અપૂર્ણ)

—:o:—

## સેવાનો આદર્શ

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર ]

સંધ્યા આરતી થઈ રહી હતી. **શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરનો** ઘંટારવ વાતાવરણમાં સાત્ત્વિકતા પૂરી રહ્યો હતો. રજનીની શિશુ શ્યામિકાને ઉંચે ઉંચે દૂરથી તારાઓ ડોકિયાં કરી કરીને નિરખી રહ્યા હતા.

આ સમયે કોઈ એક **સેવાવ્રતચારી** રાજમાર્ગપરથી ફંટાયા અને **નાથસેતુ**પર થઈને **નાથઘાટ**પર આવ્યા. અહીં નજદીકજ **શુભ્રરેખા**નાં નિર્મળ નીર મંદમંદ વહી રહ્યાં હતાં અને **આનંદસ્વરૂપ આત્માકાર** વૃત્તિઓના અખંડ પ્રવાહને અનુકૂલ એવું અનેરું વાતાવરણ રચી રહ્યાં હતાં. અહીં એક શાંત **સેવાવૃક્ષ**નીચે એક **સેવાશિલા**પર એ **સેવાવ્રતચારી** સ્વસ્થ થઈને બેઠા.

જેમ જેમ એ **સેવાવ્રતચારી** અંતરમાં ઉંડા ઉતરતા ગયા તેમ તેમ **ગિરિવર**ની છાયામાં **આનંદાશ્રમ**ની ગોદે **શ્રીનાથસેવાશ્રમ** ઉદ્‌ભવતો ગયો... !

આ **નાથસેવાશ્રમ** શુભ્ર ને સાત્ત્વિક હતો. **નાથપ્રભુ**ની સેવાના આજીવન વ્રતચારીઓજ આ આશ્રમમાં નિવાસ કરી રહ્યા હતા. **નાથપ્રભુ**ના આદેશ ને ઉપદેશને સ્વ-

જીવનમાં ઓતપ્રોત કરવામાટે એ વ્રતચારીઓની જીવનચર્યા હતી અને સાથેસાથે **નાથપ્રભુના** એ **સર્વતોભદ્ર** સદુપદેશનો લાભ બીજાઓને પણ મળે એ માટે એ વ્રતચારીઓની ક્રિયાત્મક ભાવના પણ હતી

સેવ્યનું સ્વરૂપ તથા સેવાનું સ્વરૂપ બુદ્ધિપૂર્વક સમજીને પછી આ વ્રતચારીઓ સેવામા શ્રદ્ધાપૂર્વક પરોવાઈ ગયા હતા

પોતાના અહભાવઉપર પગ મૂકીને સેવ્યસેવાના સ્વરૂપમા સર્વભાવે રગાઈ જવા આ વ્રતચારીઓ મથી રહ્યા હતા

ત્યાગીજીવનવાળા આ સેવાસંન્યાસીઓની મમભાવવાળી સેવાનિષ્ઠા વિમલભાવે વિલસી રહી હતી

આ વ્રતચારીઓ શરીરને સ્વસ્થ રાખવા, વાણીને શુદ્ધ રાખવા પ્રાણને સયમિત રાખવા, મનને શાંત રાખવા ને બુદ્ધિને સૂક્ષ્મ રાખવા સર્વદા સાવધાન રહેતા હતા

બ્રાહ્મમુહૂર્તના પ્રાતરુત્થાનથી માંડી રાત્રિના શયનપર્યંતની પ્રત્યેક જીવનચર્યામા "ઈશ્વર-પ્રણિધાન" ની અખડ ભાવના આ સેવાસન્યાસીઓ આદરપૂર્વક સેવી રહ્યા હતા

આ સેવાસન્યાસીઓની સેવાશ્રદ્ધા ને સેવાઉત્સાહ પોતપોતાની પ્રસન્નમુખમુદ્રાઓપર સુદૃઢભાવે ને સુરમ્યભાવે પ્રકાશી રહ્યા હતા

પરમસેવ્યની સેવામા શાંતિ છે સુખ છે, સાર છે એવો સ્વાનુભવ બીજાઓ આગળ પણ આ સેવાસન્યાસીઓ પોતાના વર્તનવડે વાણીવડે ને લેખનવડે મૂકે જતા હતા

સેવાની સાચી ભાવના ખીલવવા ને સેવાની સાચી દૃષ્ટિ ને સાચી રુચિ પ્રગટાવવા આ વ્રતચારીઓ યથાશક્ય પ્રવૃત્તિ પણ કરે જતા હતા

આ સેવાસન્યાસીઓની સેવાસાધનાને અનુકૂળ એવા શાંતિસ્થાનો, સયમસ્થાનો, સશોધનાલયો, સગ્રહાલયો, સેવાકુંજો ને સુખાસનો આ સેવાશ્રમમાં ઠેર ઠેર હતા

વિશ્વભરના સેવાશ્રમો શનૈ શનૈ આ સેવાશ્રમતરફ આકર્ષાયે જતા હતા અને વિશ્વભરની વિદ્યાપીઠો પણ નાથપ્રભુના સદુપદેશને સમજવા ને સમજાવવામાટે ઉચિત એવાં વ્યાસસ્થાનો ને વ્યાખ્યાનમાલાઓનો પ્રબધ કર્યે જતી હતી

આ સેવાશ્રમના આચાર્ય તો એ તા નાથપ્રભુજ સદૈવ રહેવાના જય નાથ! જય પ્રભુ!

એવામા નાથપ્રભુના મદિરની ઉપ ભાળની આરતી થવા લાગી, એટલે એ સેવાવ્રત-ચારી શનૈ શનૈ અંતરમાથી ઉપર આવવા લાગ્યા • અને સામે દૃષ્ટિ કરી તો...

.. આનંદાશ્રમના સેવાયજ્ઞમા સ્વાહાભર થઈ રહ્યા હતા અને એ સેવાયજ્ઞના યાજ્ઞિકો સેવાવેદીપર સ્વજીવનની આહુતિઓ આપી રહ્યા હતા અને -

.. આનંદાશ્રમની આથે ઉત્સવેનો એ સેવાશ્રમ આનંદાશ્રમના આનંદમય વિરાટસ્વરૂપમા શિશુભાવે સમાઈ જવા લાગ્યો હતો •

—o—

## શ્રીકર્તવ્યબોધ.

[ લેખકઃ સ્વર્ગત શ્રી૦ પીતાંબર ગોવિંદરામ ભટ્ટ ]



ॐ नमः श्रीसद्गुरुपरमात्मने

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

આધારની નિષ્ઠામાં રહી વ્યવહાર કરવાથી તે પ્રાપ્ત રહેવાથી તેનીજ સેવા થાય
થતા નથી એવી જ્ઞાનશક્તિથી યુક્ત વ્યવહાર કરવો એ જિજ્ઞાસુ મનુષ્યમાટે
સાધનમાં અધિષ્ઠાનનું ભાન ન રહે તે દશામાં કન્યાને પરણાવવાની તૈયારી ચાલે
હિંસા થતી હોય તેવો દેખાવ થાય છે.

તેથી માત્ર ચીજોના પરિચયમાં આપણી શક્તિનો ઉપયોગ થવો ન જોઇએ. સાધ
રહેતાં ચીજોના સંબંધથી ચીજોની જરૂરીઆત રહે છે તેથી આપણી શક્તિ ચીજો બનાવવામ
થઇ રહે છે. આપણે જે કામને લાયક થઇએ તેવું કામ મળે છે. ભગવાનના વિશેષભાવ
જે આપણને નિત્ય પ્રાપ્ત છે તેનો ઉપયોગ વ્યવહારમાં કરવો એ જરૂરી કામ છે, ત્યારેજ
નિત્ય સેવક થઇ શકીએ. ત્યારેજ તેનો પરિચય મળશે. જો ભગવાનને વાસ્તે આ બધાં
તે આપણા કામમાં આપણા કામસાથે ન રહે એ કેમ બને ? જે બાબતની ચેતના
હોય છે, તેને અનુસારજ વ્યવહાર થાય છે.

હિરણ્યકશિપુનું અંતઃકરણ મલિન હોવાથી તેને ભગવાનમાં દોષ દેખાતા
ચેતના શુદ્ધ હોવાથી તેને દોષવાળા માણસોમાં પણ ભગવાન દેખ
પ્રકારની છે કે જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ દેખાય છે. જ્યારે ભગવા
મલ્લજેવા લાગ્યા, કંસને કાળરૂપ, ગોપીઓને કામદેવરૂપ અ
હતા. તેથી જેની દૃષ્ટિ માયાવાળી છે તેને ભગવાન દર્શન દેવા
તરીકે જોશે, અને જેની દૃષ્ટિ પ્રહ્‌લાદની માફક ભગવદ્‌મય થ
ભગવાન દેખાય છે.

ભગવાને આવું ગોટાળાવાળું જગત કેમ કર્યું એવો પ્ર
દૂરથી પર્વતનું જે શિખર દેખાય છે તે શિખરઉપર ચડ્યા પ
માણસની દૃષ્ટિથી માણસનું જગત સાચું છે, પણ માણસની દ
માટે વધારે વિચાર કરવાની જરૂર રહે છે.

———:o:———

## સેવાનો આદર્શ

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી

સંધ્યા આરતી થઇ રહી હતી. શ્રીઆનંદાશ્રમના
ઘંટારવ વાતાવરણમાં સાત્ત્વિકતા પૂરી રહ્યો હતો. રજનીની શિ
રથી તારાઓ ડોકિયાં કરી કરીને નિરખી રહ્યા હતા.

આ સમયે કોઇ એક સેવાવ્રતધારી રાજમાર્ગપરથી
નાથઘાટપર આવ્યા. અહીં નજદીકજ શુભ્રરેખાનાં નિર્મળ ની
આનંદસ્વરૂપ આત્માકાર વૃત્તિઓના અખંડ પ્રવાહને અનુકૂલ
રહ્યાં હતાં. અહીં એક શાંત સેવાવૃક્ષનીચે એક સેવાશિલાપર
થઇને બેઠા.

જેમ જેમ એ સેવાવ્રતધારી અંતરમાં ઉંડા ઉતરતા
છાયામાં આનંદાશ્રમની ઓથે શ્રીનાથસેવાશ્રમ ઉદ્‌ભવતો
આ નાથસેવાશ્રમ શુભ્ર ને સાત્વિક હતો. નાથપ્રભુ
ચારીઓજ આ આશ્રમમાં નિવાસ કરી રહ્યા હતા. નાથપ્રભુના

જીવનમાં ઓતપ્રોત કરવામાટે એ વ્રતચારીઓની જીવનચર્યા હતી અને સાથેસાથે નાથપ્રભુના એ સર્વતોભદ્ર સદુપદેશનો લાભ બીજાઓને પણ મળે એ માટે એ વ્રતચારીઓની ક્રિયાત્મક ભાવના પણ હતી.

સેવ્યનું સ્વરૂપ તથા સેવાનું સ્વરૂપ બુદ્ધિપૂર્વક સમજીને પછી આ વ્રતચારીઓ સેવામાં શ્રદ્ધાપૂર્વક પરોવાઈ ગયા હતા.

પોતાના અહંભાવઉપર પગ મૂકીને સેવ્યસેવાના સ્વરૂપમાં સર્વભાવે અર્પાઈ જવા આ વ્રતચારીઓ મથી રહ્યા હતા.

ત્યાગીજીવનવાળા આ સેવાસંન્યાસીઓની સમભાવવાળી સેવાનિષ્ઠા વિમલભાવે વિલસી રહી હતી.

આ વ્રતચારીઓ શરીરને સ્વ... રાખવા, વાણીને શુદ્ધ રાખવા, પ્રાણને સંયમિત રાખવા, મનને શાંત રાખવા ને બુદ્ધિને ...સૂક્ષ્મ રાખવા સર્વદા સાવધાન રહેતા હતા.

બ્રાહ્મમુહૂર્તના પ્રા...તરુત્થાનથી માંડી રાત્રિના શયનપર્યંતની પ્રત્યેક જીવનચર્યામાં "ઈશ્વરપ્રણિધાન"ની અ...ખંડ ભાવના આ સેવાસંન્યાસીઓ સત્કારપૂર્વક સેવી રહ્યા હતા.

આ સે...વાસંન્યાસીઓની સેવાશ્રદ્ધા ને સેવાઉત્સાહ પોતપોતાની પ્રસન્નમુખમુદ્રાઓપર સુદૃઢભાવે ને ...સુરમ્યભાવે પ્રકાશી રહ્યાં હતાં.

પર...મસેવ્યની સેવામાં શાંતિ છે, સુખ છે, સાર છે, એવો સ્વાનુભવ બીજાઓ આગળ પણ આ સેવાસંન્યાસીઓ પોતાના વર્તનવડે, વાણીવડે ને લેખનવડે મૂકે જતાં હતા.

સેવાની સાચી ભાવના ખીલવવા ને સેવાની સાચી દૃષ્ટિ ને સાચી રીતિ પ્રકટાવવા આ વ્રતચારીઓ યથાશક્ય પ્રવૃત્તિ પણ કરે જતા હતા.

આ સેવાસંન્યાસીઓની સેવાસાધનાને અનુકૂલ એવાં શાંતિસ્થાનો, સંયમસ્થાનો, શોધનાલયો, સંગ્રહાલયો, સેવાકુંજો ને સુખાસનો આ સેવાશ્રમમાં ઠેર ઠેર હતાં.

વિશ્વભરનાં સેવાશ્રમો શનૈઃ શનૈઃ આ સેવાશ્રમતરફ આકર્ષાયે જતા હતા અને વિશ્વભરની વિદ્યાપીઠો પણ નાથપ્રભુના સદુપદેશને સમજવા ને સમજાવવામાટે ઉચિત એવાં વ્યાસસ્થાનો ને વ્યાખ્યાનમાલાઓનો પ્રબંધ કર્યે જતી હતી.

આ સેવાશ્રમના આચાર્ય તો એકલા નાથપ્રભુજ સદૈવ રહેતાના...જય નાથ!...જય પ્રભુ!

...એવામાં નાથપ્રભુના મંદિરની ઉષઃકાળની આરતી થવા લાગી...એટલે એ સેવાવ્રતચારી શનૈઃ શનૈઃ અંતરમાંથી ઉપર આવવા લાગ્યા...અને...સામે દૃષ્ટિ કરી તો...

...આનંદાશ્રમના સેવાયજ્ઞમાં સ્વાહાકાર થઈ રહ્યા હતા અને એ સેવાયજ્ઞના યાજ્ઞિકો સેવાવેદીપર સ્વજીવનની આહુતિઓ આપી રહ્યા હતા...અને...

...આનંદાશ્રમની ઓથે ઉદ્‌ભવેલો એ સેવાશ્રમ આનંદાશ્રમના આનંદમય વિરાટ્‌સ્વરૂપમાં શિશુભાવે સમાઈ જવા લાગ્યો હતો...

—:o:—

## શ્રીકર્તવ્યબોધ.

[ લેખકઃ સદ્‌ગત શ્રી૦ પીતાંબર ગોવિંદરામ ભટ્ટ. ]



ॐ नमः श्रीसद्गुरुपरमात्मने

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

०-८-० શ્રી. રૂગનાથદાસ પુરુષોત્તમ
०-४-० ,, હરિદાસ હીરજી
०-४-० ,, રતનજી રામજી
१-०-० ,, ચત્રભુજ કાળીદાસ
१-०-० ભાઈ ભગવાનદાસ ચત્રભુજ

१४-०-०

१५-४-० મુંબઈમાં અધિકમાસનિમિત્ત શ્રીસદ્-
શુરુપૂજનભેટના
११-०-० એક ભક્તજન
१-०-० શ્રી. ચત્રભુજ કાળીદાસ
१-०-० ,, ભગવાનદાસ ચત્રભુજ
१-०-० ,, અરજણ કરમણ મીસ્ત્રી
०-८-० ,, રૂગનાથદાસ પુરુષોત્તમ
०-४-० ,, હરિદાસ હીરજી
०-४-० ,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ
०-४-० ,, રતનજી રામજી લાખાણી

१५-४-०

४५-१२-० મુંબઈમાં શ્રીગુરુપૂર્ણિમાને દિવસે
થયેલ શ્રીસદ્‌ગુરુપૂજનભેટના
५-०-० શેઠ મગનલાલ ડાહ્યાભાઇ
११-०-० એક ભક્તજન
१-४-० શ્રી. ચત્રભુજ કાળીદાસ
१-४-० ,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ
१-०-० ,, રતનજી રામજી
५-०-० ,, રાજસી જીવરાજ
१-०-० ,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ
०-८-० ,, અમથાલાલ જગજીવન
१-४-० ,, મૂળચંદ હરજીવન પારેખ
१-४-० ,, જમનાદાસ હરખજી
સંઘવી
१-०-० ,, ભાણજીભાઈ પરમાનંદ
०-८-० ,, ચત્રભુજ લીલાધર
१-०-० ,, ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી
१-०-० ,, રૂપસિંહજી હરિસિંહજી
१-४-० ,, ભગવાનદાસ ચત્રભુજ

१-०-० શ્રી. શિવસિંહજી પ્રતાપસિંહજી
१-४-० ,, મોરારજી લાલજી
०-८-० ,, હરિદાસ હીરજી
१-४-० ,, તુલસીદાસ ખેતસી
१-४-० ,, જયંતીલાલ જગજીવન
०-८-० ,, સૂર્યચંદ્ર હિંમતલાલ ભટ્ટ
१-०-० ,, ગોકળદાસ શિવશંકર
०-८-० ,, મણિશંકર સોમનાથ
१-०-० ,, રૂગનાથદાસ પુરૂષોત્તમદાસ
२-०-० ,, દેવકૃષ્ણ તેજમલ
१-०-० ,, ગિરિધારીલાલ વ્યાસ
१-०-० ,, ભૅવરલાલ કેવળિયા

४५-१२-०

२-४-० શ્રી. દેવશંકર શ્યામજી રાવળતરફથી
१-४-० ,, જગમોહનદાસ રમણિકલાલ કેશાણું
०-४-५ પરચુરણભેટ
१-०-० ત્રવાડી પ્રાગજી ધનેશ્વર-પાલડી
१-०-० શ્રી. પોપટલાલભાઈ તારાચંદ વકીલ-
જૂનાગઢ
०-२-० શ્રી. શંકરલાલ નરભેરામ દવે-ચિતળ
१-०-० કરસનદાસ હરજી-જૂનાગઢ
१-४-० શ્રી. દામોદર છગનલાલ ઠક્કર-કરાંચી
०-१-० શ્રી. સુખજીબેન-ખીલખા
७२-१०-० સં. १९९७ના જયંતી પૂજનભેટના
ડરબનથી હા. પુરુષોત્તમ વલ્લભ
६-११-० શ્રી. કલ્યાણજી ભાણાભાઈ
६-११-० ,, મણિલાલ પુરુષોત્તમ
६-११-० ,, મોતીરામ ડાયાભાઈ
६-११-० ,, ઠાકોરદાસ રતનજી
६-११-० ,, ગોવિંદજી દયારામ
६-११-० ,, રામલાલ ગોવિંદજી
६- ८-० ,, કાશીરામ ગંગારામ
६- ८-० ,, ભગવાનદાસ ગંગારામ
६- ८-० ,, ભાઈલાલ મથુરભાઈ
६ -८-० ,, ચુનીલાલ જગજીવન
६ -८-० ,, હરગોવિંદ ભાણાભાઈ

७२-१०-०

( બાકીનાં ભેટનાં તથા લવાજમનાં નામો હવે પછીના અંકમાં આવશે. )

# ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

( પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના જીવનચરિત્રનો બીજો ભાગ )
છાપવાની શરૂઆત થઇ ગઇ છે.

———:०:———

## અતિ અગત્યની સૂચના

પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના હસ્તલિખિત દોહરાનો મોટો સંગ્રહ અપ્રસિદ્ધ છે તે છપાવવાનો છે; તો જે ગુરુબંધુને પૂજ્યપાદ સદ્ગુરુશ્રીએ **હસ્તલિખિત દોહરાની નોટ** પ્રસાદરૂપે આપવા કૃપા કરી હોય તેમણે તે નોટ **વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા**–કાઠિયાવાડ. આ શિરનામે વેલ્યુપેબલ મોકલી આપવા શ્રમ લેવો, કે જેથી છાપવામાં તેનો ઉપયોગ થઇ શકે. ઉપયોગ થઇ રહેથી તે નોટ મોકલનાર બંધુને પાછી મોકલવામાં આવશે.

———

# श्रीवेदांतदर्शन

આવૃત્તિ બીજી ———:०:——— પડતમૂલ્ય રૂા. ૨–૦–૦

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીએ આ ગ્રંથનું રહસ્ય સરલતાથી સમજી શકાય માટે મૂળસૂત્રોની નીચે અન્વય ને અન્વયાર્થ આપેલા છે; તથા કેવલાદ્વૈતસિદ્ધાંતનું સ્ફોટન કરનારી તાત્પર્યબોધિનીનામની સરલ ગુજરાતી ટીકા રચેલી છે. અભ્યાસીઓને અતિઉપયોગી છે.

આ ગ્રંથમાં પરિશિષ્ટરૂપે પૂજ્યપાદ મહાત્માશ્રીના કેવલાદ્વૈતસિદ્ધાંતદ્યોતક "બ્રહ્મસૂત્રોનો સિદ્ધાંત" તથા "બ્રહ્મવેત્તા" નામના બે લેખો ઉમેરવામાં આવ્યા છે, જે મનનીય છે.

ઉપરાંત ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિ ને સનકાદિ શિષ્યોનું, શ્રીવ્યાસભગવાન્ ને વૈશંપાયનાદિ શિષ્યોનું, શ્રીશંકરાચાર્યભગવાન્ અને પદ્મપાદાદિ શિષ્યોનું તથા પૂ. મહાત્માશ્રીનું એમ પાંચ સુંદર ચિત્રો મૂકવામાં આવ્યાં છે.

———:०:———

**Reg. No. B. 3087.**

**સને ૧૯૪૨ તા. ૨૫ સપ્ટેમ્બર**

**પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.**

**પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.**



શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
**આનંદાશ્રમ**
P. O. Bilkha (Kathiawar–India)

## विज्ञप्ति

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઇ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતા પ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

વર્ષ ૧૧ મું
આશ્વિન
અંક ૫ મો
સંવત ૧૯૮૯

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
ફોરેનમાટે
શિલિંગ ૨

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



## श्रीनाथजयंतीअंक

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથસદુપદેશ. | ૧૧૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૧૯ |
| ૩ | विजयतां सन्या जयंतीतिथि | ૧૨૦ |
| ૪ | શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનની પચાશીમી જન્મજયન્તીના પર્વપ્રસંગનું પ્રવચન | ૧૨૦ |
| ૫ | સદ્ગુરુશ્રીનું સ્મરણમહિમા. | ૧૨૧ |
| ૬ | બે સમશ્લો | ૧૩૨ |
| ૭ | કાર્તિકી પૂર્ણિમાના મહામહોત્સવાન્તર્ગત આધ્યાત્મિક સાધનક્રમ. | ૧૩૩ |
| ૮ | શ્રીમન્નાથસુબોધમાળા | ૧૩૪ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૩૫ |
| ૧૦ | શ્રીનાથજયન્તીમહોત્સવ. | ૧૩૭ |
| ૧૧ | મહોત્સવપર આનંદાશ્રમમાં આવનાર સજ્જનોના કર્તવ્યવિષે. | ૧૩૯ |
| ૧૨ | પત્રપુષ્પ ભેટ. | ૧૪૦ |
| ૧૩ | માસિકના લવાજમની પહોંચ. | ૧૪૩ |

## બીલખા-આનંદાશ્રમ-સનાતનધર્મના શિક્ષણની યોજના

પૂ. મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીના ટ્રસ્ટડીડપ્રમાણે ગુજરાતીઅંગ્રેજીશાળાના ઉચ્ચવર્ણના જે હિંદુ શિક્ષકો તથા ટ્રેનિંગકોલેજના હિંદુ વિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોને જાણી, ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરી, જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી તેઓને ધર્મનીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા (કાઠિયાવાડ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિયાળાની ને ઊનાળાની રજાના સમયમાં એક ખાસ ધાર્મિકવર્ગ ચલાવવામાં આવે છે. એ ધાર્મિકવર્ગમાં સંધ્યા દેવપૂજન આદિ નિત્યકર્મ, આસન, પ્રાણાયામાદિ યોગનાં સાધનો અને ભક્તિ જ્ઞાન તથા યોગના ભગવદ્‌ગીતાદિ ગ્રંથોનું યથાધિકાર શિક્ષણ આપવામાં આવે છે. આ યોજનાનો લાભ લેવા આવનાર પુરુષમાં દુર્વ્યસનોનો અભાવ, સરળતા, શ્રદ્ધા, માતાપિતાપ્રતિ ભક્તિભાવ, ગુરુભક્તિ ને પોતે શીખેલ વિદ્યાનો લાભ પોતાના શિષ્યોને આપવાની ઉત્કંઠા એ શુભ ગુણો બહુધા હોવા જોઇએ વા તેમાં અભિરુચિ હોવી જોઇએ.

આવવા ઇચ્છનારે ઓછામાં ઓછા દશ દિવસ તો રહેવુંજ પડશે. પ્રતિવર્ષ આવો લાભ અમુક સંખ્યાને મળશે. ધાર્મિક વર્ગનો લાભ લેવા આવનારને ભોજન, પાગરણ, દીવાબત્તી તથા રહેવાની સગવડ શ્રીઆનંદાશ્રમતરફથી કાંઇપણ દ્રવ્ય લીધા વિના કરી આપવામાં આવશે.

આવવા ઇચ્છનારે મંત્રી, મેનેજિંગ ટ્રસ્ટીમંડળ આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે રિપ્લાય પત્તાથી આગળથી પૂછીને જવાબ મળેથી આવવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ-બીલખા

---

**☞ ખાસ વાંચો ☜**

### લવાજમસંબંધી જરૂરી નોંધ

ચાલુ ૧૧મા વર્ષનો આ ૫મો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---

**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો ઍન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું-ગોંડલ.



श्रीआनंदाश्रम

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथःस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનાર પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટીંગ પ્રેસ-ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥

श्रीनाथजयंतीअंक




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું] સંવત ૧૯૯૮-આશ્વિન [અંક ૫

## શ્રીનાથસદુપદેશ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

દોહરા

વિશ્વેશ્વરના સ્મરણની, નોબત મન મોઝાર;
દમ દયા ને દાનયુત, વગાડજો ધરી પ્યાર. ૧
પ્રભુ ભક્તવત્સલ બને, ભક્તે ભક્તિ ન થાય;
એવું વિપરીત જે બને, કારણ શું કહેવાય? ૨
પ્રભુને પ્રિયતમ માનીને, કુટેવ જો ન તજાય;
તો પછી ભક્ત-અભક્તમાં, શાથી ભેદ ગણાય? ૩
પ્રભુને વશ વર્તે નહિ, સ્વભાવને વશ થાય;
તે સુખને પામે નહિ, કોનો દોષ ગણાય? ૪
જે ગામે જાવું નહિ, તેની પૂછે વાટ;
ગંતવ્ય ગામની વાટનો, મનમાં નહિ ઉચાટ. ૫
તે ગામે પહોંચે નહિ, જીવન પૂરું થાય;
અધવચ તે રખડી પડે, કોનો વાંક ગણાય? ૬
રાત બધી જાગ્રત રહી, કુશકા ખાંડે ફોક;
ગણશે તેને મૂર્ખ કે, સમજુ શાણા લોક? ૭

પળ પછી પળ જાય છે, ઘડી પછી ઘડી જાય;
દિન પછી દિન જાય છે, પક્ષ વ્યતીત થઈ જાય. ૮
માસ પછી માસો વીતે, વર્ષો પણ વહી જાય;
સાધન જો સાધે નહિ, તે કેવો કે'વાય? ૯
ઉત્તરમાં જાવા તણી, મુખથી કહે છે વાત;
જાય સદા દક્ષિણભણી, કહો ક્યાંથી કુશળાત? ૧૦
માણસ ચાલી નવ શકે, દેવો પણ ગભરાય;
એવા અગમમાર્ગમાં, પશુથી કેમ ચલાય? ૧૧
અગમ અગોચર પંથ જે, ભયપ્રદ આડે જામ;
શૂરવીર ચાલી શકે, કાયરનું નહિ કામ. ૧૨
જીવન ચાલ્યું જાય છે, જેમ પાણીનું પૂર;
જાગ્યા વિણ કેમ પામશો, અખંડ સુખ ભરપૂર? ૧૩
મનને જાગ્રત્ રાખીને, કરવું કામ તમામ;
ક્ષણે ક્ષણે સંભારવા, મનમોહન ઘનશ્યામ. ૧૪
મુખ્ય કાર્યમાં વૃત્તિને, સતત રાખવી સ્થિર;
અકાર્ય નવ સંભારવું, મનમાં ધારી ધીર. ૧૫
સ્વધર્મ સંભારે નહિ, મનને વશ જે થાય;
પરમધામનો તે કહો, અધિકારી કેમ થાય? ૧૬
મન છે ગળિયા બળદસમ, નિજ દેશ બહુ દૂર;
ઇચ્છા જો જાવા તણી, કરો ઉપાય જરૂર. ૧૭
હોંશ શીઘ્ર જાવા તણી, પણ સાધન નવ થાય;
કારણ તેનું શોધીને, કરજો સદ્ય ઉપાય. ૧૮
પરમપદની પ્રાપ્તિના, જે જે મુખ્ય ઉપાય;
તે તે સર્વે સાધજો, જેથી ત્યાં પહોંચાય. ૧૯
નિત્ય નિત્ય આજ્ઞા વાંચજો, મનમાં રાખી પ્યાર;
તે પરમાણે વરતજો, દૂર થાય સંસાર. ૨૦
પ્રતિ ગુરુવારે વાંચજો, સુખપ્રદ શુભ સંવાદ;
કર્તવ્યનિષ્ઠા દૃઢ થતાં, છૂટે સર્વ વિષાદ. ૨૧
"મારું તે મારુંજ છે, અન્યનું નહિ થનાર;
અન્યનું મારું નહિ બને," એવો કરો વિચાર. ૨૨
એકજ નિષ્ઠા રાખજો, પૂરો કરી વિચાર;
તે વિના સુખ નહિ મળે, સૂચવ્યું વારંવાર. ૨૩
પ્રભુના અનન્ય ભક્તની, ચાતકજેવી ટેક;
દુઃખ સહે અન્ય નવ ભજે, ઇચ્છે પ્રિયતમ એક. ૨૪
ઉપયોગી સાધનવિષે ઉંડો કરે પ્રવેશ;
તે વિણ પહોંચાશે નહિ, અતિ સુખમય એ દેશ. ૨૫

પૃથિવિ ગિરિ ને વૃક્ષની, પેઠ સહનશીળ થાય;
આ જગમાં સુખિયો રહી, અચળપદે તે જાય. ૨૬
અતિ પવિત્ર ને સૂક્ષ્મ જો, સ્વચિત્ત કરી શકાય;
દુ:ખમય આ સંસારમાં, ફરવું અટકી જાય. ૨૭
ભક્તિતણી જે ભૂમિકા, તેનો કરો વિવેક;
નક્કી કરી નિજ ભૂમિકા, વધવાની લ્યો ટેક. ૨૮

———[*]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્ નાથભગવાન્ ]

શ્રદ્ધા, એકાગ્રતા, અને પ્રીતિ રાખી ઇષ્ટમંત્રનો જપ કરવાથી તે પુણ્યના પરિપાકે જપ કરનારના વ્યવહારની સ્થિતિ સુધરે છે.

પરમાત્માને સર્વથી ઉત્તમ માનવા, અને બીજું સર્વ ગૌણ માનવું તે એકાંતિક અને અવ્યભિચારિણી ભક્તિ કહેવાય.

ગીતાજીમાં બધા ધર્મો મૂકીને પોતાને શરણે આવવાનું ભગવાને કહ્યું છે તેનો અર્થ વર્ણના અને આશ્રમના ધર્મોનું અભિમાન મૂકીને શુદ્ધભાવે પરમાત્માને શરણે જવું એવો છે.

ઘણામાં ઘણી શ્રદ્ધા અને ઘણામાં ઘણી ભક્તિથી ભગવાનની અને સદ્ગુરુની આજ્ઞાનું પરિપાલન કરે તો તે જીવોઉપર તેઓ કૃપા કરે.

સર્વ સંશયોનો ત્યાગ કરી પોતાના કર્તવ્યમાં મંડ્યા રહેવાથી મનુષ્યને લાભ થાય છે. મનના ભ્રમણને વશ થવાથી મનુષ્યના વ્યવહારપરમાર્થ બંને બગડે છે.

જે મનુષ્ય અંત:કરણના ઉંડાણમાં વધારેમાં વધારે સાત્ત્વિકી શ્રદ્ધા રાખે તેને તેનું શુભ ફળ મળ્યાવિના રહેતું નથી.

મહાપુરુષ સુપ્રયત્ન કરનારને સુપ્રયત્ન કરવાની શીઘ્ર અને ઉત્તમ ફલ આપનારી કલા શીખવે છે. જેમ ટુંકો માર્ગ જાણનાર માણસ મનુષ્યને વેલાસર ઇચ્છિત સ્થાનમાં પહોંચાડે તેમ તે પુરુષપ્રયત્ન કરનાર માણસને મહાપુરુષ વેલાસર ટુંકા માર્ગે એના ઇચ્છિતને પ્રાપ્ત કરાવે છે.

સાધનાદિનું માહાત્મ્યજ્ઞાન, સાત્ત્વિકી શ્રદ્ધા, સાધનાભ્યાસમાં ઉમંગ, સદ્ગુરુનો આશ્રય ને એકનિષ્ઠા રાખવાથી પોતાના મનોવિકારોથી મનુષ્ય બચી શકે છે.

મનુષ્ય જેમ જેમ પોતાના ચિત્તની શ્રદ્ધાભક્તિમાં વધારો કરે છે તેમ તેમ તેને દ્રવ્યલાભ, આરોગ્ય ને અંત:કરણની યોગ્યતામાં વૃદ્ધિ થયાનો અનુભવ થાય છે.

દોહરો

પરમાનંદરૂપ બ્રહ્મ જે, વ્યાપક અંતરબા'ર;
તેમાં મનને સ્થિર કરી, પામો સુખ અપાર.

અસાધારણ શ્રદ્ધા, અસ્ખલિત ઉમંગ ને અવિચલ પ્રયત્ન કરવાથીજ મનુષ્ય પોતાના અંત:કરણમાં સત્ત્વગુણનો વધારો કરી રાજસતામસ વૃત્તિઓને દબાવી

શકવા ભાગ્યશાલી થાય છે.

અંતઃકરણનું સદાગ્રહપૂર્વક શોધન પરમાત્માની પ્રાર્થનાપૂર્વક કરવાથીજ મનુષ્ય પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણને બલહીન કરી શકે છે, અન્યથા કરી શકતો નથી.

સમજણ ને આવડ મનુષ્યને શાંતિ ને સુખ આપનાર થાય છે.

પરમાત્માનું વિસ્મરણ થવાથીજ મનુષ્યને દૃશ્યમાં સત્યતાનું ભાન ને તત્સંબંધી રાગદ્વેષનો ઉદય તથા સ્થિરતા થાય છે, માટે પરમાત્માનું પરમપ્રીતિથી સ્મરણ કર્યા કરવું, તેમનું કદીપણ વિસ્મરણ નજ કરવું. (ચાલુ)

———[૦]———

## विजयतां भव्या जयंतीतिथिः ॥

या गंगेव समस्तपावनकरी शंभोर्जटालङ्करी,
या विद्येव परात्मबोधनकरी सद्भावनासङ्करी।
या मातेव समस्तसौख्यकरणी तापत्रयोन्मूलिनी,
श्रीनाथस्य सतस्तिथिर्विजयतां भव्या जयंतीतिथिः ॥ १ ॥

पंडित रघुनन्दन झा—न्यायव्याकरणाचार्य

જે શ્રીશંભુની જટાના અલંકારરૂપ ગંગાની પેઠે સર્વને પવિત્ર કરનારી છે, જે પરમાત્માનું દર્શન કરાવનારી બ્રહ્મવિદ્યાની પેઠે બ્રહ્મભાવનાને ઉપજાવનારી છે તથા જે સઘળાં સુખોને આપનારી માતાની પેઠે ત્રણે તાપનો વિનાશ કરનારી છે તે બ્રહ્મને પ્રાપ્ત કરાવનારી શ્રીનાથભગવાનની કલ્યાણકારિણી જયંતી તિથિ વિજય પામો. ૧

———:૦:———

## श्रीसद्गुरुपरमात्मा श्रीमन्नाथभगवाननी पंचाशीमी जन्मजयन्तीना पर्वप्रसंगनुं प्रपदन

(મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ)

જય ભક્તવત્સલ!

જય ભવભીતિભંજક!

શ્રીમન્નાથસ્વરૂપે આપ ભગવાનના આ લોકમાં થયેલા અપૂર્વ આવિષ્કારની જન્મજયંતીનું આજ મંગલ પર્વ છે.

અજન્મા એવા આપ ભગવાનનો જન્મ દિવ્ય છે.

તેનું યથાવત્ સ્વરૂપ લૌકિક નેત્રને વા અધિકારહીન નેત્રને અગમ્ય છે.

અકર્તા એવા આપ ભગવાનનું કર્મ પણ દિવ્ય છે.

અને અભોક્તા એવા આપ ભગવાનનો ભોગ પણ દિવ્ય છે.

અધિકારહીન નેત્રને તેનું સ્વરૂપ યથાવત્ ગમ્ય નથી.

આથી તો આપ ભગવાનનું ભગવત્સ્વરૂપ અધિકારી જનતાનેજ ભગવત્સ્વરૂપ જણાય છે.

અન્યને તો લૌકિક સ્વરૂપજ જણાય છે.

જનતાના અધિકારમાં ભેદ રહેવામાં એકજ છતાં અનેકાકાર થવાનું આપ ભગવાનનું

પ્રક્ષિણુજ મુખ્ય હેતુ છે.

વસ્તુસ્થિતિમાં એકજ આપ ભગવાન્ અનેકાકાર થઈ રહેલા હોવાથી વિવિધ જનતાઓ વસ્તુતાએ વિવિધ જનતાઓ નથી, પણ એક આપ ભગવાનજ છો;

પણ આપ ભગવાનની મહામાયાદેવીના અદ્ભુત પ્રભાવથી વિવિધ જનતાઓનું પ્રત્યેક જન આપ ભગવાનથી તથા અન્ય જનોથી ભિન્ન અને નિરપેક્ષપણે જાણે પોતે કોઈ સ્વતંત્ર જન હોય એમ જાણે છે.

કેવા આચારવિચારનું સેવન કરી રહેવાથી આ ભેદનો અનુકૂલ નિર્વાહ થાય અને તેથી જનતાઓ વિવિધ પ્રકારના સુખનું સંપાદન કરે તેનો જનતાઓને પ્રબોધ કરનારાં જે શાસ્ત્રો આપ ભગવાને જનતાઓના જનનસમયથીજ પ્રવર્તાવેલાં છે તે શાસ્ત્રોનો આજ જનતાઓને આધાર રહેલો નથી.

તેથી જનતાઓ પોતપોતાની બુદ્ધિને અનુસરીને એક બાજુથી પરસ્પર પ્રતિપક્ષભાવના વેગને પ્રબળરૂપમાં પ્રવર્તાવી પરસ્પરનો સર્વનો વિનાશ કરવાને સમુદ્યુક્ત થયેલી છે.

અને બીજી બાજુ રાષ્ટ્રીય તથા આંતર્ રાષ્ટ્રીય એકતા સાધવાના વેગને વશ વર્તીને જનતાઓના પ્રત્યેક જનમાં પ્રવર્તી રહેલા સ્વાભાવિક ભેદની અવગણના કરી વિનાશને પથે પ્રયાણ કરાવનારા સાંકર્યને ઉપજાવવા વિવિધ જનતાઓ આજ વિચાર કરી રહેલી છે.

આ વિશ્વ તો જાણે કોઈ ધણીધોરીવિનાનું રેઢું છે અને પોતે કરશે તેમજ થશે એવા ભ્રમમાં આજ વિવિધજનતાઓ વિનાશના વંટોળિયામાં અટવાતી થઈ છે.

આવી વિષમ સ્થિતિમાં હે વિશ્વેશ્વર! આપ ભગવાન્ આ વિશ્વના સાચા સ્વામી છો એમ જાણીને આ વિનાશના વંટોળિયામાંથી ઊગરવામાટે અમે તો આપ ભગવાનનેજ પ્રપન્ન થઈ રહીએ છીએ.

આપ ભગવાન્ અમારી જે વ્યવસ્થા કરશો તે અમારા હિતનીજ હશે એવા વિશ્વાસથી હે પ્રપન્નની આર્ત્તિને હરનારા! અમે વિષમ સ્થિતિમાં પણ સદા નિર્ભય રહીએ છીએ.

આજની આ વિષમ સ્થિતિનો સત્વર અંત આવે એવું શક્ય હોય તો હે કૃપાનાથ! એવું કંઈ કરવાની આપ ભગવાન અવશ્ય કૃપા કરશો.

બીજા કયા કુશળની પ્રાર્થના કરીને આજ અમે શોભા પામીએ એમ છે?

જય નાથ!

જય વિશ્વેશ્વર!

---:o:---

॥ ૐ ॥

## સદ્ગુરુશ્રીનું શ્રવણમંદિર

[ લેખકઃ—શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ. ]

શ્રીબીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતાશ્રી પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીને તેઓશ્રીનો શિષ્યસમૂહ ભિન્નભિન્ન નામોથી સંબોધતો અને અત્યારે પણ એજ સંબોધનોનો ઉપયોગ કરે છે. તેમાંનું એક અભિધાન "સદ્ગુરુશ્રી" છે. તેઓશ્રીએ શાસ્ત્રોના સારરૂપ તત્ત્વનો અપરોક્ષાનુભવ કરી જિજ્ઞાસુઓને એ અનુભવ કરાવવા વર્ષોસુધી શાસ્ત્રશ્રવણ

કરાવેલું. આ લઘુલેખમાં એ સદ્ગુરુશ્રીની અને જે શ્રવણમંદિરમાં તેઓશ્રી જિજ્ઞાસુજનોને કથામૃતનું પાન કરાવતા તે સ્થાનની અલ્પસ્વલ્પ ઝાંખી કરાવવાનો પ્રયત્ન થશે.

શ્રવણમંદિર નિજમંદિરની ઉત્તરભણી છે. નિજમંદિર, સંયમમંદિર, તથા સ્નાનગૃહની પેઠે શ્રવણમંદિર પણ બીલખા આનંદાશ્રમનું મુખ્ય અંગ છે. આખો આનંદાશ્રમ રચનામાં સાદો ને આંખને ગમે એવો સ્વચ્છ-સુઘડ-છે, એટલે શ્રવણમંદિર પણ તેવુંજ હોય તેમાં શું આશ્ચર્ય ? શ્રવણમંદિર શ્રવણમાટે બંધબેસતું સ્થાન છે-ઉંચું, પહોળું અને લગભગ સમચોરસ-જેવું. તેમાં પ્રવેશ કરવામાટે એક પૂર્વભણી, બીજું ઉત્તરભણી અને ત્રીજું પશ્ચિમભણી એમ ત્રણ દ્વાર છે. પૂર્વભણીનું દ્વાર મુખ્ય પ્રવેશદ્વાર છે. આ દ્વારવાટે ફરસપર થઈ શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરનાં દર્શને સુલભતાથી જવાય છે. ઉત્તરભણીના દ્વારવાટે સુલભતાથી સમાધિમંદિરનાં દર્શને તથા સાંજની કથાપછી તેની સન્મુખ ગીતાપાઠમાટે જઈ શકાય છે. પશ્ચિમભણીનું ત્રીજું દ્વાર તો ફક્ત આષાઢી ને કાર્તિકી ગુરુપૂર્ણિમાના પૂજનમહોત્સવ-પ્રસંગે ઉપયોગમાં આવે છે. દક્ષિણભણી પણ એક દ્વાર છે તે બહુ ઓછું વપરાય છે. તે વાટે સ્નાનગૃહમાં જઈ શકાય છે. એ તરફ જવાની ચાલીમાં સંયમમંદિર તથા નિજમંદિરની બારીઓ પડે છે. તેમાંથી સંયમમંદિરનાં તથા નિજમંદિરનાં દર્શન કરી શકાય છે. શ્રીદક્ષિણામૂર્તિપુસ્તકાલયનું પશ્ચિમભણીનું દ્વાર પણ આ ચાલીમાં પડે છે. શ્રીદક્ષિણામૂર્તિપુસ્તકાલય, નિજમંદિર તથા સંયમમંદિરની પૂર્વભણીની ઓશરીદ્વારા પણ શ્રવણમંદિરમાં આવી શકાય છે. આ રીતે શ્રવણમંદિરમાં સઘળી તરફથી પ્રવેશવાની વ્યવસ્થા છે. આ દ્વારો ઉપરાંત બારીઓ પણ છે, એટલે શ્રવણમંદિરમાં પ્રકાશ અને હવા પૂરતા પ્રમાણમાં હોય છે. શ્રવણમંદિરની આ સ્થૂલરચના.

શ્રવણમંદિરમાં પ્રવેશ કરતાં પ્રથમ દૃષ્ટિ સદ્ગુરુશ્રીને બિરાજવાના સિંહાસનપર પડે છે. સિંહાસન દક્ષિણાભિમુખ છે. શ્રવણમંદિરની ચારે ભીંતોપર બીલખાના સંતશિરોમણિ શ્રીનાથભગવાન્‌ની તથા ધર્મભાવના જગાડે એવી બીજી છબીઓ છે અને ચિત્તપર શુભસંસ્કાર પાડે એવાં શાસ્ત્રવાક્યો છે. તેઓશ્રીના સ્થૂલશરીરની શિષ્યોતરફથી લેવાયેલી જુદી જુદી છબીઓ છે. નિરીક્ષણ કરનારને એ પ્રત્યેક છબીજીમાં કાંઈક કાંઈક નવીનતા લાગશે. સ્વરૂપમાં અને ખાસકરીને મુખાકૃતિમાં ભિન્નતા ભાસશે. એકજ મહાપુરુષની ભિન્ન ભિન્ન છબીઓમાં પ્રતીત થતા આવા સૂક્ષ્મભેદનું રહસ્ય તો કુશલ કલાકારજ દાખવી શકે. એકજ સ્વરૂપનાં ભિન્ન ભિન્નજેવાં જણાતાં ચિત્રોમાં સાધુતાની એકસરખી છાપ છે. એ બધી છબીઓમાં આંતરજીવનનો પ્રકાશ છલકી રહ્યો હોય છે. મુખપરની મૌનવ્યાખ્યા બધાને પ્રબોધે છે; આંખોનાં અમી બધાને આકર્ષે છે. શ્રવણમંદિરની દક્ષિણભણીની દીવાલપર "જ્ઞાનદર્પણ"નો કાચમાં મઢેલો મોટો નકશો છે. મુંબઈનિવાસી એક ગુરુબંધુ-પારસી બંધુ-એ આ નકશો તૈયાર કરી પોતાને ખર્ચે છપાવી શ્રીઆનંદાશ્રમને અર્પણ કર્યો છે. આ નકશાની ઉપરના ભાગમાં ભગવાન્ શંભુ અને શ્રીનાથપ્રભુનાં છબીજીઓ છે. આ બન્ને છબીજીઓ દર્શનીય છે. બન્નેની આંખોમાં નિજાનંદની ખુમારી છે. ભગવાન્ શંકર ધ્યાનસ્થદશામાં છે. બીલખાના સંત જાગ્રતદશામાં છે. ખીલેલાં કમલસમાં એ બન્ને મુખો સ્મિતથી ઉભરાય છે. બન્નેને રોમે રોમે યોગપ્રભા પમરી રહી છે. એકજ મહેશ્વરનાં આ બન્ને રૂપો છે. એક છે ભગવાન્ શંકર અને બીજા છે તેમના અવતારરૂપ શ્રીનાથપ્રભુઃ સ્વરૂપ એકજ દેવ બન્નેમાં બિરાજી રહ્યા છે.

તેઓશ્રીના જીવનદર્શનમાં જેમ નિજમંદિર, સંયમમંદિર તથા સ્નાનગૃહનો ફાળો છે તેમ શ્રવણમંદિરનો પણ છે. આ સ્થાનોની જડ દીવાલોએ એ સંતની જીવનચર્યા વર્ષો-સુધી નિહાળી ચેતના મેળવી છે. એ સ્થાનોનાં જડ રજકણો સરી પડ્યાં છે અને તેમાં તીર્થભાવના પ્રકટી છેઃ એટલેજ ત્યાં જતાં શાતા વળે છે-શાંતિ મળે છે.

શ્રવણમંદિર એટલે શ્રોતાઓમાટે વેદાંતશ્રવણનું સ્થાન. તેઓશ્રીએ વર્ષોસુધી સાધકોને આ સ્થાનમાં વેદાંતશ્રવણ કરાવેલું અને અત્યારે પણ એ શ્રવણ ચાલુ છે. કૈવલ્યનું સ્વરૂપ અને તેને સંપાદન કરવાનાં સાધનોનું અહીં શ્રવણ કરાવવામાં આવતું. "કૈવલ્ય (માયા ને માયાનાં કાર્યોથી પૃથક્પણું) સંપાદન કરવાના ત્રણ ઉપાય છે. બ્રહ્માનુભવ એટલે બ્રહ્મ-સ્વરૂપનું યથાર્થ અપરોક્ષજ્ઞાન, માહાત્મ્યજ્ઞાનસહિત પરમાત્માની અનન્યભક્તિ, ને ચિત્તનો નિરોધ. વૈરાગ્ય અને સ્વધર્મપાલન તેમના સાધનરૂપ છે. કૈવલ્ય સંપાદન કરવા ઇચ્છનારે અધિકાર પ્રમાણે પ્રથમના ત્રણમાંનું કોઈ એક સાધન સારીરીતે સંપાદન કરવું જોઈએ." *

"સ્વધર્મપાલનવિના ચિત્તશુદ્ધિ થતી નથી, અને ચિત્તશુદ્ધિવિના વૈરાગ્ય ઉપજતો નથી, તો જ્ઞાન, ભક્તિ, કે ચિત્તનિરોધની પ્રાપ્તિ તો ક્યાંથી થાય? શ્રીસદ્ગુરુનું યથાર્થ શરણગ્રહણ તથા શાસ્ત્રશ્રવણ એ સાધન સર્વસાધનના મૂળરૂપ હોવાથી તેમનો અત્ર નિર્દેશ કર્યો નથી, ત્યારપછીના સાધનનુંજ માત્ર અત્ર કથન કર્યું છે." *

શ્રવણમંદિર એટલે શ્રવણમાટેનું મંદિર; શ્રવણભક્તિ નવધાભક્તિમાંની પ્રથમપ્રકારની ભક્તિ છે. શ્રવણ એ વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્ સંપત્તિ ને મુમુક્ષુતા નામક ચાર સાધન સિદ્ધ કર્યાપછીનું વેદાંતજ્ઞાનનું પ્રથમ અંગ છે. વેદાંતના યથાયોગ્ય શ્રવણપછી શ્રવણ કરેલા વિષયનું મનન કરવું પડે છે અને મનન કરેલા વિષયનું નિદિધ્યાસન કરવું પડે છે. આના પરિપાકપછી વેદાંતના અદ્વૈતજ્ઞાનનો અપરોક્ષાનુભવ થાય છે. વેદાંતનું શ્રવણ કરનાર જિજ્ઞાસુને જેમ ઉપરોક્ત ચાર સાધન સિદ્ધ કરવાની આવશ્યકતા છે તેમ વેદાંતનું શ્રવણ કરાવનાર આચાર્ય પણ શ્રોત્રિય ("સચ્છાસ્ત્રના સિદ્ધાંતને જાણનારા ને યુક્તિપ્રયુક્તિવડે જિજ્ઞાસુના મનના સંદેહોનું નિવારણ કરવાના સામર્થ્યવાળા") ને બ્રહ્મનિષ્ઠ ("વ્યાપક ચિદાત્માના સાક્ષાત્કારવાળા તથા તેનેજ સર્વોત્તમ માનનારા") જોઈએ. તેઓશ્રી આવા સમર્થ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ આચાર્ય હતા, સાચા સદ્ગુરુ હતા.

"સત્ એટલે ત્રણે કાળમાં વિનાશરહિત એકરૂપ રહેનાર જે બ્રહ્મતત્ત્વ તેનો, અધિકારી શિષ્યને કારુણ્યભાવથી ઉપદેશ કરીને ગુ એટલે તેના અંતઃકરણમાં રહેલું બ્રહ્મતત્ત્વનું અજ્ઞાન તેને રુ એટલે અત્યંત નિવૃત્ત કરનાર તે સદ્ગુરુ કહેવાય છે; અથવા જે સત્ એટલે ત્રિકાલાબાધ્ય ને ગુરુ એટલે નિરતિશયવ્યાપક થયા હોય તે સદ્ગુરુ કહેવાય છે." ×

આવા સમર્થ સદ્ગુરુના અનુભવબોલ આ શ્રવણમંદિરે ઝીલ્યા છે. આ સ્થાનમાં વેદાંતનું સિંહગર્જન થતું, અનન્ય ભક્તિના રસ તરંગો ઊછળતા, યોગની ગહન વાતો વ્યક્ત થતી. ગંગા, યમુના, ને સરસ્વતીના ત્રિવેણીસંગમપર ઊભેલા તીર્થરાજ પ્રયાગસમું આ શ્રવણમંદિર, જ્ઞાન, ભક્તિ ને યોગના ત્રિવેણીસંગમપર ઊભું છેઃ ત્યાં ઊભું ઊભું માનવ-

---

* બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીમન્નથુરામશર્માપ્રણીત "શ્રીસુબોધકલ્પલતા".-પર્ણ ૧૩ મું પાનું ૬૧.

× પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ પ્રણીત-"શ્રીઉપદેશ-ગ્રંથાવલિ" અંક ચોત્રીશમો-"શ્રીસદ્-ગુરુથી અભેદ."

માત્રને એ તીર્થત્રિવેણીમાં સ્નાન કરવા નિમંત્રણ આપી રહ્યું છે. પ્રયાગસ્નાન માણસને પાપમુક્ત કરે છે, આ સ્નાન માણસને જીવન્મુક્ત કરે છે. અમરજીવન આપનાર આવું સ્નાન કોને પ્રિય ન બને ?

આ શ્રવણમંદિરે આષાઢીપૂનમ એટલે વ્યાસપૂર્ણિમાનો ગુરુપૂજનમહોત્સવ તથા કાર્તિકી-પૂનમ એટલે ત્રિપુરીપૂર્ણિમાનો ગુરુપૂજનમહોત્સવ વર્ષોસુધી જોયો છે. આ શ્રવણમંદિરે બીલખાના સંત શ્રીમન્નાથપ્રભુનો આશ્વિનસુદિ ચોથનો જયંતી મહોત્સવ વર્ષોસુધી જોયો છે. આ ઉત્સવ એટલે રાજસતામસ ઠાઠનું પ્રદર્શન નહિ. આ ઉત્સવ એટલે મનુષ્યના પશુભાવને પોષે એવી ખાલી ધામધૂમ નહિ. આ ઉત્સવમાં તો આવતા જગતના બાહ્ય ઠાઠથી કંટાળેલા—આ ઉત્સવમાં આવતા સંસારની ધામધૂમથી ગુંગળાયેલા. ઉનાળાના અસહ્ય તાપમાં રણની સફર કરનારને જલાશય મળતાં તૃપ્તિ થાય તેમ જગતથી મુંઝાયેલા મનને અહીં શાતા વળતી. આ ઉત્સવો એટલે શાંતરસથી છલકતી જ્ઞાનગંગા. આ ઉત્સવો એટલે અજ્ઞહૃદયોમાં પ્રકટાવાતી જ્ઞાનદીપોત્સવી. આવા ઉત્સવનું મૂલ્યાંકન કેટલું થાય? આ ઉત્સવની યોજના ધર્મમૂલક હતી. સાધકોને ધર્મ પ્રબોધવો, તેમને ધર્મમાં પ્રેરવા અને તેમનું જીવન ધર્મમય કરવું: એ આ ઉત્સવોનું ધ્યેય હતું ને છે. આ ઉત્સવમાં આવનાર પોતાનો સંસારભાર ઓછો કરતો. અહીં આવનાર મનવડે, વાણીવડે ને ક્રિયાવડે શુભક્રિયામાં પ્રેરાતો. અત્ર આવનારના મનનો મેલ ઓછો થતો. અહીં આવનારને આનંદ સાંપડતો, પણ જગતના આનંદભણી અણગમો પ્રકટાવે તેવો.

આ બધી શાંતિ—આ બધા આનંદનું મૂલ તપાસીએ તો આ સ્થાનના અધિષ્ઠાતાશ્રીનું તપોમય જીવન હતું. આ શ્રવણમંદિર આવું પ્રશાંત ને પવિત્ર બન્યું હોય તો તેઓશ્રીના જીવનપ્રભાવને લઇને, અહીં શાંતિ સાંપડતી હોય તો તે એ મહાશક્તિને પ્રતાપે. જેમ પ્રાણિમાત્ર પ્રકાશ ને ઉષ્મામાટે શ્રીસૂર્યનારાયણને આભારી છે તેમ આનંદાશ્રમનું શુભ વાતાવરણ તેઓશ્રીની મહાનુભાવતાને લઇને છે. સૂર્ય પ્રકટે છે ને રાત્રિના અંધકારને ટાળે છે. સંત પ્રકટે છે ને અજ્ઞાન અંધકારને ટાળે છે. નહિતર એકાંતમાં પ્રકટેલા આનંદાશ્રમમાં આવવા કોને રુચિ થાય? શહેરી જીવનનો આનંદ છોડી દૂર દૂર આવેલા અને એકાંતમાં ઊભેલા આ સ્થાનમાં મનુષ્યો ક્યાંથી ખેંચાય?

**શ્રવણમંદિરનું પહેલું દશ્ય:**—ગુરુપૂજનમહોત્સવનો મંગલદિન ઊગ્યો છે. દૂર દૂરથી જિજ્ઞાસુજનો એકત્ર થયા છે. આશ્રમના ઋષિવરે બાંધેલા નિયમાનુસાર સાધકો બ્રાહ્મમુહૂર્તમાં ઊઠે છે. શુદ્ધ પ્રાણવાયુથી સભર ભરેલું વાતાવરણ સૌને નવું ચેતન આપે છે. પવન મંદમંદ વાતો હોય. ઝાડોની ડાળીઓ ને પાનો કોઈ દિવ્યસૂરને તાલ દઈ ન રહ્યાં હોય એમ હલી રહ્યાં હોય છે. સૌ સાધકો પોતપોતાના દેહધર્મમાં પડ્યા હોય છે ત્યાં શ્રીદક્ષિણામૂર્તિપુસ્તકાલયમાંથી પાદુકાનો ધ્વનિ સંભળાય છે. એ ધ્વનિ પાસે આવતાં સાધકો પોતપોતાનું કાર્ય છોડી ઊભા થઈ જાય છે. પાદુકાપર ચઢેલા શ્વેતવસ્ત્રધારી, શરીરે શ્વેત ઉપવસ્ત્ર ઓઢ્યું છે એવા તથા યોગરીતિએ મસ્તકની આસપાસ એક શ્વેતવસ્ત્ર વીંટ્યું છે એવા યોગીરાજ નજરે પડે છે. ઊભેલા સાધકો તેઓશ્રીના ચરણમાં સાષ્ટાંગ દંડવતપ્રણામ કરે છે. તેઓશ્રી અભયમુદ્રાવડે આશિષ્ આપી આગળ પધારે છે: શૌચે પધારવાના આખે રસ્તે ઊભેલા સૌ દર્શનનો લાભ મેળવે છે. તે પછી જેવા તેઓશ્રી સ્નાનગૃહમાં પધારે છે કે ત્યાં પણ કેટલાક જિજ્ઞાસુઓ આવી પહોંચે છે અને તેઓશ્રી હસ્તપ્રક્ષાલન,-દંતધાવન,

ને સ્નાનાદિથી પરવારી નિજમંદિરમાં પધારે છે ત્યાંસુધી એ સ્થાનમાં બેસી સત્સંગનો લાભ મેળવે છે. સૌ પોતપોતાના દેહધર્મથી નિવૃત થઈ એટલે કે શૌચ, દંતધાવન, સ્નાનથી તથા સંધ્યાદિથી પરવારી ગુરુપૂજનનો સમય થતાં શ્રવણમંદિરમાં આવી પહોંચે છે. પૂજનનો સમય થતાં નિજમંદિરમાંથી પાદુકાનો અવાજ સંભળાય છે. પાદુકાના મંગલસ્વરો ધીમે ધીમે શ્રવણમંદિરભણી આવતા જાય છે. સૂર્યની નેકી પોકારવા અરુણ પ્રથમ આવે છે તેમ આ સ્વરો તેઓશ્રીના આગમનને સૂચવે છે. વીજળી સૌને ખેંચે એમ આ શબ્દો સાંભળી સૌ ઊભા થઈ જાય છે ને એકી નજરે જોઈ રહે છે. કોનાં દર્શન થાય છે? બીલખાના મહાસંતનાં. તેઓશ્રીએ શ્વેતવસ્ત્ર પહેર્યું હોય છે, શ્વેત ઉપવસ્ત્ર ઓઢયું હોય છે, જમણા હાથને કાંડે બેરખો શોભી રહ્યો હોય છે. લલાટમાં ભસ્મનાં શ્વેત ને સુરેખ ત્રિપુંડ્ર હોય છે. છડી ને ચામરધારી શિષ્યો પડછાયો શરીરને અનુસરે તેમ પાછળ ચાલી રહ્યા હોય છે. પ્રભુ સૂર્ય ઉદયાચલે પધારતાં આખું જગત્ પ્રકાશમાં તરબોળ બને છે; તેઓશ્રી શ્રવણમંદિરમાં પધારતાં આખું સ્થાન દીપી ઊઠે છે. બહુજ સ્વસ્થતાથી, બહુજ ગાંભીર્યથી, બહુજ ધૈર્યથી તેઓશ્રી દક્ષિણાભિમુખ સિંહાસનપર બિરાજે છે. સૌ સાધકો સાષ્ટાંગ પ્રણિપાત કરી સ્વસ્વસ્થાને બેસે છે. આખું શ્રવણમંદિર અદ્ભુત શાંતિ અનુભવે છે. પૂજન કરનારા શાસ્ત્રીઓ શ્રીસદ્‌ગુરુપૂજનપદ્ધતિના શાસ્ત્રીયક્રમપ્રમાણે પૂજનના વૈદિક મંત્રો ઉચ્ચારી રહ્યા હોય છે. સ્વરપ્રમાણે બોલતા એ મંત્રોમાંથી મંજુલ ધ્વનિતરંગો ઊઠે છે. સૌ સિંહાસનભણી નિહાળી રહ્યા હોય છે. પદ્માસને બિરાજેલા તેઓશ્રી ધ્યાનમગ્ન જણાય છે.

અવિદ્યાની બધી અશુદ્ધિઓથી પર થઈ બ્રહ્મથી અભિન્ન આત્માનો અપરોક્ષાનુભવ કરનાર મહાપુરુષ જીવનની કેટલી ઉચ્ચતમ સ્થિતિએ બિરાજતા હોવા જોઈએ! બ્રહ્મ અથવા આત્મતત્ત્વ પવિત્રતમ પદાર્થ છે. આવા પરમ પાવન તત્ત્વને જાણનાર મનસા, વાચા ને કર્મણા પરમ પાવન બન્યા હોય છે. આવું તત્ત્વદર્શન જીવનવિકાસની છેલ્લી સ્થિતિ છે. બીલખાના સંત સાચા તત્ત્વદર્શી હતા. આવા તત્ત્વદર્શીને પૂજવા કોણ તત્પર ન થાય?

બીજી રીતે વિચારીએ તો પરમાત્મા અથવા બ્રહ્મતત્ત્વ મનબુદ્ધિથી પર છે, ઇન્દ્રિયો અને વાણીનો અવિષય છે. આવા અગોચર ઈશતત્ત્વનું અસ્તિત્વ સિદ્ધ કરનારા આ જગતમાં કોઈ હોય તો આવા સતજ છે. આ જગતમાં ઇશ્વરના સાચા પ્રતિનિધિ હોય તો આવા મહાપુરુષજ છે. આ જગતમાં ઇશ્વરની ઓળખાણ કરાવી શકે એવા જો કોઈ હોય તો આવા સાધુપુરુષજ છે. આટલામાટે ભક્તરાજ તુલસીદાસને કહેવું પડેલું કે:—

ગુરુ ગોવિંદ દોનુ ખડે, કિસકું લાગું પાય;
બલિહારી ગુરુદેવકી, જિન ગોવિંદ દિયો બતાય.

આ જગતમાં ગોવિંદનો પરિચય કરાવનાર સદ્‌ગુરુજ છે અને તેટલામાટે પરમપૂજ્ય એટલુંજ નહિ, પણ આરાધ્ય છે. ઇશ્વરથી અભિન્ન હોવાને કારણે ધ્યાન કરવાયોગ્ય અને ઇશ્વરસ્વરૂપ હોવાથી પ્રાપ્ત કરવાયોગ્ય પણ છે. આ કારણને લઈનેજ શાસ્ત્રકારોએ ગુરુપૂજન યોજ્યું છે. તે પૂજન સદ્‌ગુરુમાં વિરાજેલા પ્રભુનું પૂજન છે. આ પૂજનનો ધ્યેય પૂજકને પૂજ્યપુરુષજેવો બનાવવાનો છે-તેમાં સાધકને સિદ્ધ બનાવવાનો ક્રમ છે.

આવા સમર્થ બ્રહ્મદર્શી મહાપુરુષનું પૂજન કરવા સાધકો એકત્ર થાય તેમાં શું આશ્ચર્ય? તે પ્રગતિ ઇષ્ટ છે; માનવમાત્ર વિકાસને ઇચ્છે છે. તો જીવનવિકાસની અંતિમ

સ્થિતિએ પહોંચેલા સંતજીવનને કોણ ન પૂજે? આવા પૂજનદ્વારા અંતિમવિકાસ પ્રાપ્ત કરવા કોણ ન મથે? ઝેરી સર્પસાથે યુદ્ધ ખેલવા નોળિયું જેમ નોળવેલ સુંઘવા દોડી જાય તેમ સંસારરૂપી મહાઝેરી સર્પસાથે યુદ્ધ કરવા અથવા અવિદ્યાના ઝેરથી મોકળા થવા મુમુક્ષુઓ આ સ્થાનમાં દોડી આવતા અને નવું જોમ મેળવતા.

પૂજન ચાલતું રહે છે. વચ્ચે વચ્ચે ભજનો સ્તુતિઓ તથા પ્રશસ્તિઓ બોલાતાં જતાં હોય છે. મહાપૂજનમા પ્રતિનિધિરૂપે બેસનારાઓ અમુકઅંશે પૂજન પૂરું કરે તે પછી શ્રવણમંદિરમાં હાજર રહેનાર શિષ્યઅશિષ્ય સૌને પૂજન કરવાની તક મળે છે. પૂજન કરવાની સામગ્રીનો થાળ લઈ એક સાધક ઉપસ્થિત હોય છે. પૂજન કરનાર પ્રત્યેક પ્રથમ તેઓશ્રીના ભાલમાં ચંદન કરે પછી અક્ષત અને પછી મસ્તકપર પુષ્પ ધરે અથવા કંઠમાં પુષ્પમાલા ધરાવે. જ્યારે તે પૂજન કરી લે ત્યારે બીજો શરુ કરે. આ પ્રમાણે બધા પૂજન કરી લે તે પછી પૂજનનો શેષ વિધિ પૂરો કરવામાં આવે. લગભગ સ્ટા. ટા. ૧૧ વાગે ગુરુપૂજન સમાપ્ત થાય. તે પછી અરધો કલાક શ્રીઉપદેશગ્રંથાવલિનો અંક વાંચવાનું ચાલે.

સંવત્ ૧૯૪૮ના વર્ષની આષાઢી પૂનમથી શ્રીઉપદેશગ્રંથાવલિના અંકની શરુઆત થઈ હતી. ત્યારથી માંડી અવિરતપણે તેઓશ્રી સ્વરૂપાવસ્થાન પામ્યા ત્યાંસુધી એ કાર્ય ચાલુ રહેલું. સંવત્ ૧૯૮૮ ના કાર્તિકીગુરુપૂજનમહોત્સવમાટેનો અંક પણ તેઓશ્રીએ તૈયાર કરી રાખેલો.+

તેઓશ્રી કોઈપણ શાસ્ત્રીયવિષયપર એક એક અંક લખવાનો શ્રમ લેતા. આ પ્રત્યેક અંક એક નાનો સુંદર સંપૂર્ણ નિબંધજ છે. આમ તેઓશ્રીએ નિબંધસાહિત્ય પણ લખ્યું છે. "લઘુબોધમાળા" નામક પ્રથમ અંક અને તેઓશ્રીરચિત અંતિમ અંક "શ્રીવ્યાસભગવાનનો સિદ્ધાંત"–અંક એકાશીમો. આ અંકોનું નિબંધસાહિત્ય એટલું ઉત્કૃષ્ટ છે કે તે વાંચવાથીજ અનુભવગમ્ય થાય. આમાં શાસ્ત્રના પ્રત્યેક અંગપર પ્રકાશ પાડ્યો છે. સંધ્યા, ઉપનયન, વર્ણ, આશ્રમ, કર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન, વૈરાગ્ય...વગેરે. એ પ્રત્યેક અંક એક સંપૂર્ણ પુસ્તિકા છે. આ અંકોમાં શાસ્ત્રજ્ઞાનનો ભંડાર છે, તેમજ મનની શાંતિની કૂંચી છે. એ અંકો સૌને વિનામૂલ્યે અપાતા અને અત્યારે પણ એમજ અપાય છે. એ અંકો સૌને વહેંચી આપ્યા પછી તેઓશ્રીએ બાંધેલા નિયમપ્રમાણે "ૐ સત્યં જ્ઞાનમનંતં"થી શરુ થતું શ્રવણનું મંગલાચરણ બોલાય અને તે પછી અંકનું વાચન થાય. સમય પૂરો થતાં વાચન બંધ થાય અને શ્રવણની સમાપ્તિનું "ૐ નમસ્તે સતે તે જગત્કારણાય"થી શરુ થતું મંગલાચરણ બોલાય. તે પૂરું થતાં તેઓશ્રી પાદુકા પહેરે અને જે ગાંભીર્યથી શ્રવણમંદિરમાં પધાર્યા હતા તે ગાંભીર્યથી નિજમંદિરમાં પધારે. આ સમયે શ્રવણમંદિર ગાજી ઊઠે એવા "શ્રીસદ્ગુરુદેવકી જય"ના મંગલઘોષો થઇ રહ્યા હોય.

**શ્રવણમંદિરનું બીજું દશ્યઃ—**

"બાલખા આનંદાશ્રમમાં હાલ જેમ વેદાંતાદિના શ્રવણની વ્યવસ્થા (ચાલે છે તે પ્રમાણે જો બની શકે તો ચાલુ રાખવી.) આચાર્યદ્વારા અથવા સારા સાત્ત્વિક ધર્મનિષ્ઠ વિદ્વાન્ બ્રાહ્મણદ્વારા ચાલુ રખાવવી, અને બીજાં આનંદાશ્રમોમાં પણ શ્રવણની યોગ્ય વ્યવસ્થા બની શકે તો રાખવી." *

---

+ તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનપછી તેઓશ્રીના જૂના શિષ્ય શ્રી. મહારાણીદાસભાઈ શ્રીઉપદેશગ્રંથાવલિના અંક લખવાનું . કરે છે, અને અદ્યાપિ તે ચાલુ છે. અંક સંખ્યા ૧૦૧ સુધી પહોચી છે.

* પૂજ્યપાદ બ્રહ્મ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમનથુરામશર્મા આચાર્યજીના આનંદાશ્રમોનું દશ્યકોડ પાનું ૧૧ મું.

તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનપછી પ્રસિદ્ધ થયેલા દ્રસ્ટડીડમાં ઉપરોક્ત શબ્દો નજરે પડ્યા એટલે કે સંવત્ ૧૯૮૭ના વર્ષના આશ્વિન વદિ અગીઆરશના સુપ્રભાતમાં તેઓશ્રીનું સ્વરૂપાવસ્થાન થયુ તે પછી. પરંતુ, કથાશ્રવણ કરાવવાનો ઉપરોક્ત ક્રમ તો તેઓશ્રી લીંબડીમાં શિક્ષકપદે સ્થિત હતા ત્યારથી શરુ હતુ. એ હતુ સંવત્ ૧૯૩૬નુ વર્ષ. આ દૃષ્ટિએ વિચારીએ તો કથાશ્રવણનો ક્રમ બરાબર અરધી સદીસુધી ચાલ્યો ગણાય. તેઓશ્રી આચાર્ય-જીવનમા બિરાજ્યા પછી તેઓશ્રીની જ્યા જ્યા સ્થિતિ હોય–પ્રવાસમા કે ખીલખા આનંદા-શ્રમમાં–ત્યાં ત્યા તેઓશ્રી કથાશ્રવણ અવિચ્છિન્નપણે કરાવતા. તેઓશ્રી પ્રવાસમા પધારતા ત્યારે તો કથાશ્રવણમાટેનો સમય અને શાસ્ત્રીયવિષય પણ શિષ્યોની ઇચ્છાપ્રમાણે રાખવામા આવતા. કેટલેક સ્થળે તો જિજ્ઞાસુજનોના આગ્રહને લઇને તેઓશ્રી કથાશ્રવણ સવાર, સાંજ અને રાત્રિ એમ ત્રણ સમય કરાવવાનો શ્રમ લેતા. જાણે પોતાશ્રીનુ સ્થૂલશરીર જગતકલ્યાણમાટેજ ન હોય તેમ શ્રમને ગણ્યાવગર એ પ્રવૃત્તિ કરતા પ્રવાસનો શ્રમ હોય–અસ્વાસ્થ્ય હોય તોપણ નિયતસમયે પ્રસન્નચિત્તે તે કાર્યમાં જોડાતા…કેટલી ઉદારતા! કેટલો નિઃસ્વાર્થ ત્યાગ!

આજે ગુરુપૂજનમહોત્સવનો સુદિન છે. બપોરનાં સ્નાન, સંધ્યા, ભોજન, વિશ્રાંતિ આદિથી પરવારી સાધકો સાંજના શ્રવણની રાહ જોઈ રહ્યા હોય. ચાતકને શું પ્રિય હોય? જલકણ. ચકોરને શું પ્રિય હોય? ચંદ્રિકા. સુશિષ્યોને શું પ્રિય હોય? સદ્ગુરુદેવનાં બોધ-વચનો. સાંજના સ્ટા. ટા. પા ના સમય થતા સવારની પેઠે શ્રવણમંદિર જિજ્ઞાસુજનોથી ભરચક બની જાય છે. સૌ શ્રોતાઓ તેઓશ્રીના આગમનની રાહ જોઈ રહ્યા હોય છે. શ્રીસૂર્યનારાયણ ઉદય અસ્તમા જેટલા નિયમબદ્ધ છે તેટલાજ નિયમપાલક તેઓશ્રી પ્રત્યેક પ્રવૃત્તિમાં હતા. નિયમિતતા ને સમયપાલકતા તો તેઓશ્રીનું જીવન. જેમ ઘડીઆળનો કાંટો નિયમસર ફર્યા કરે તેમ તેઓશ્રીના જીવનની સમસ્તક્રિયાઓ નિયમસર થયા કરે. સમય થતાંજ તુરત નિજમંદિરમાથી પાદુકાના પડઘા કાને પડે છે. તેઓશ્રી મંદ મંદ પગલે શ્રવણમંદિરમા પધારી રહેલા હોય. ગતિ મંદ છતા સ્ફૂર્તિવાળી, સ્ફૂર્તિવાળી છતાં ચપળતારહિત. ઉતાવળ હોય તોય પગલુ એટલુજ એકધારુ ને ક્રમબદ્ધ જણાય. ઉતાવળનો પ્રસંગ એ ગતિમાં ચાંચલ્ય ન આણી શકતો. ઉતાવળનો એ પ્રસંગ એ ગતિમા તમોગુણજન્ય ગતિમંદતા ન આણી શકતો. હઠયોગની છાપ જેમ તેઓશ્રીના સમસ્તજીવનપર હતી એટલે હલનચલનજેવી સામાન્યક્રિયામા પણ યોગીનો સંયમ જણાતો.

તેઓશ્રી સિંહાસનપર બિરાજતા કે તુરત સૌ સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી સ્વસ્વ-સ્થાને બેસી જતા. તેઓશ્રી વગરવિલંબે શ્રવણના મંગલાચરણનો આરંભ કરતા અને સૌ સાધકો પણ અનુસરતા. તે પૂરુ થયા પછી સવારના પૂર્ણિમાના મહોત્સવપછી અપૂર્ણ રહેલા શ્રીઉપદેશગ્રંથાવલિના અંકનું વાચન થતુ. વાચન એટલે લખેલા વિષયને વાચી જવાનું કાર્ય નહિ, પણ તેપર ક્રમબદ્ધ વિસ્તૃત વિવેચન. પ્રસ્તુત વિષયપર એટલું સુસ્પષ્ટ વિવેચન થાય કે એકત્ર થયેલાં આબાલવૃદ્ધ વિદ્વાન્ અવિદ્વાન્ સૌ એ વિષય બરાબર સમજી શકે જેમ પારદર્શક કાચમાથી બધુ સ્પષ્ટ દેખાય તેમ તે અંકમાની ઝીણીમોટી બધી વાત સુસ્પષ્ટ બની જાય. તેઓશ્રી સમર્થ શ્રોત્રિય હતા તે કથાશ્રવણપ્રસંગે વહેતા તેઓશ્રીના અગાધશાસ્ત્રીય જ્ઞાનપરથી સમજાતુ. તેઓશ્રી સમર્થ બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ હતા એ પણ શાસ્ત્રજ્ઞાનમાં ઓતપ્રોત થયેલા અને તેને બલ આપતા તેઓશ્રીના અનુભવ-

બોલથી સમજાતું. વાણીવિલાસમાં પ્રવીણ કથાકાર તો ઘણા સાંપડે. એ કથાકાર બુદ્ધિવૈભવથી શ્રોતાને આંજે પણ આકર્ષે નહિ. તેઓશ્રી સાચા કથાકાર હતા. કારણકે, કથાશ્રવણ કરાવ્યા પહેલાં તેઓશ્રીએ શાસ્ત્રરહસ્યને જીવનમાં ઉતારી લીધું હતું: અને તેથીજ તેઓશ્રી કથાશ્રવણ કરાવી શ્રોતાઓના અશાંતચિત્તને પ્રશાંત કરી શકતા: એટલેજ તેઓશ્રીના કથાશ્રવણમાં સાધકોને હૂંફ મળતી અને એટલેજ તેઓશ્રીના કથાશ્રવણમાટે સૌને આકર્ષણ રહેતું.

તેઓશ્રી બ્રહ્મદર્શી વેદાંતી હતા અને યોગસિદ્ધ યોગાચાર્ય હતા: એટલેજ તેઓશ્રીની કથામાંની વેદાંતચર્ચા ને યોગચર્ચા શુષ્ક ન બનતી, કંટાળો ઉત્પન્ન કરે એવી રસહીન ન બનતી. ગંગોત્રીમાંથી વહેતી ગંગાઝરણીની જેમ તેઓશ્રીના મુખમાંથી જ્ઞાનઝરણી ઝરતી. પ્રથમ એ શબ્દપ્રવાહ મંદ, પછી જરા અધિક, પછી જરા અધિક એમ શ્રોતાઓની સંખ્યાના પ્રમાણમાં એ વ્યાપક બને. એના રસમાં કર્ણેંદ્રિય તન્મય થાય. એ શબ્દો ન હતા પણ શબ્દોના રૂપમાં પ્રભુસ્વરૂપ બનેલા સંતના અનુભવબોલ હતા. શાસ્ત્રની વાતો કરનારાની વાણી સાંભળનારના કાનસુધીજ પહોંચે છે. આ મહાતત્ત્વજ્ઞાનીની વાણી તો ઠેઠ હૃદયસુધી પહોંચી જતી. એ વાણીના નિર્મલ રસમાં ઇન્દ્રિયોનો મેલ ધોવાતો, મનનો મેલ ધોવાતો. એ વાણીમાં મનને જોમ આપવાનું બલ હતું. મદાલસાના હાલરડાથી તેના પુત્રો જ્ઞાનયોગી બનેલા તેમ આ મહાસંતના અનુભવ બોલ સાંભળી ઘણાને સંસાર ખારોઝેરજેવો જણાયેલો. ઘણા એ વાણીના કેફમાં મસ્ત બની સંસારથી ઉપરામ પામી મહાસત્યપ્રતિ પ્રયાણ કરવા લાગેલા; અને ઘણાને સંસારમાં રહ્યા છતાં સંસારના અધિષ્ઠાનની ઝાંખી થવા લાગેલી. આનું નામ કથા કે જે સાંભળ્યા પછી કથાશ્રવણની ભૂખ મટી જાય. આનું નામ કથા કે જે સાંભળ્યાપછી કાનોનો શબ્દરાગ ટળી જાય. આવા કથાકારની કથા સાંભળવી એ સુભાગ્ય હતું.

તેઓશ્રી શ્રીઉપદેશગ્રંથાવલિના અંકનું કથાશ્રવણ કરાવતા હોય ત્યારે ફણીધર મોરલીપર નાચે તેમ ચિત્ત એ સમયે નાચતું ને તન્મય થતું. શબ્દોની જ્ઞાનચમક કાનો સાંભળી શકતા. એ જ્ઞાનચમક હૃદયમાં દીવો પ્રકટાવતી. એ કથાનો આનંદ અનુભવગમ્ય હતો. શબ્દોવડે એનું સ્વરૂપ કથવું એ સૂર્યપ્રકાશને આગિયાના પ્રકાશવડે પ્રકાશવાજેવું અશક્ય છે. શબ્દોપછી શબ્દો સરતા જાય. એ જીભની વાચા ન હતી—એ હતું આત્માનું અમૃત પરાવાણીમાંથી ઝરતો એ શબ્દપ્રવાહ કાનને મીઠો લાગતો, વિષયપ્રવણ ઇન્દ્રિયોને પોતાભણી ખેંચતો, અને રજોગુણને ઉછાળે ચઢેલું મન એ પ્રવાહમાં ટાઢું પડતું. એ શબ્દો કાને પડતા અને સંસાર વિસારે પડતો. એ શબ્દો કાને પડતા અને શ્રોતા સિદ્ધ લોકનાં સ્વપ્ન સેવતો. આ કથા શ્રવણ કરનાર આજ પણ પોતાને ધન્ય માને છે. એ કથાશ્રવણ કરનાર આજે પણ એ ધન્યપળોને સંભારે છે, ગદ્ગદ્ બને છે: અને પ્રેમાશ્રુમાં તરબોળ થાય છે. ભાગવતના કથાકાર શુકદેવજીનું નામ કોને જ્ઞાત નથી? એ કથાકારને સાંભળી રાજા પરીક્ષિત્ જ્ઞાનપ્રસાદ પામ્યા હતા એ પણ કોને જ્ઞાત નથી? પૂર્વકાલના ભારતમાં આવા કથાકારો હતા. બીલખા—આનંદાશ્રમમાં આવા ઋષિકથાકારનાં દર્શન જિજ્ઞાસુ જગતને છેક હમણાંસુધી થતાં.

તેઓશ્રીની કથામાં અદ્વૈતનો અભેદવાદ ગાજતો. તેઓશ્રીની કથામાં યોગના આદિપ્રવર્તક ભગવાન્ શંભુનાં દર્શન થતાં. એ કથામાં શું ન હતું? સઘળું હતું. એ વાણીમાં

જ્ઞાસુઓને કર્મકાંડમાં પ્રેર્યા છે, ભક્તિમાં પ્રેર્યા છે, યોગમાં પ્રેર્યા છે, જ્ઞાનમાં પ્રેર્યા છે, મૂંગે બહેરા ગોળની મીઠાશ ક્યાંથી કહી શકે ? એમ એ કથામહિમાનું પણ સમજવું. ફક્ત એટલું ી શકાય કે એ કથા અમૃતસંજીવની હતીઃ નહિતર સંસારી, અસંસારી થવાનું કેમ ઈચ્છે ? કથા જીવનપ્રેરણા હતીઃ નહિતર, અવિદ્યાથી કચરાયેલા જીવાત્માને અવિદ્યાસામે યુદ્ધ કરવાનું ક ક્યાંથી સાંપડે ? જેમ સ્નાનથી શરીર શુદ્ધ થાય તેમ એ કથાથી વાસનાનો મેલ ગો પડતો. ભગવાન્ કૃષ્ણચંદ્રે અર્જુનને મોહનિદ્રામાંથી જગાડયા તેમ એ આચાર્યપ્રવરે નેક સંસારીઓને કથામૃતનું પાન કરાવી અકર્મણ્યતામાંથી જગાડ્યા છે ને કર્તવ્યનિષ્ઠ બનાવ્યા છે.

આ કથાને શેની ઉપમા આપું ? આજે પણ દૂરદૂરથી જ્યારે જ્યારે શ્રવણમંદિર ભરી આવે છે ત્યારે ત્યારે ગુરુપૂજનમહોત્સવ યાદ આવે છે ત્યારે ત્યારે બીલખાના સમર્થ ગુરુની દિવ્ય છબી દર્શન દે છે. ત્યારે ત્યારે તેઓશ્રીની કથાના પડઘા સંભળાય છે. આ ાં સ્મરણોના ભારથી હૃદયના તાર ઝણઝણે છે. કંપ, પ્રસ્વેદ અને , આંસુવડે હૃદય થાય છે. એમ થઈ જાય છે કે એ કથાશ્રવણ ફરી ક્યારે સંભળાશે ? એમ થઈ જાય છે —ા કથાકારનાં ફરી ક્યારે દર્શન સાંપડશે ? એમ થઈ જાય છે કે પરીક્ષિતની પેઠે શ્રવણમંદિરમાં બેસી સદાકાલ એ કથા સાંભળ્યાજ કરીએ ? આવું શ્રવણ સતત ચાલુ રહે તો બીજું કરવાનુંજ રહે નહિ. આવા કથાકાર સાંપડે તો જિજ્ઞાસુ જગતને બીજા કથાની , ન પડે. આવા કથાકાર સાંપડે તો મુમુક્ષુઓમાં આત્મભાન પ્રકટે.

કથાનો સમય બહુધા એક કલાક રહેતો. એક એટલે એકજ કલાક. એથી વધુ ક મિનિટ નહિ, એથી ઓછી એક મિનિટ નહિ. સ્ટા. ટા. ૫ાા વાગે શરુ થયેલી કથા બરાબર ા. ટા. ૬ાા એ પૂરી થાય. આટલા સમયમાં કથાનો વિષય બરાબર પૂરો થાય. કથાનો ેા ઉપક્રમ થાય એવોજ ઉપસંહાર થાય. ઘડીઆળનો કાંટો સ્ટા. ટા. ૬ાા પર વે કે ઉપસંહાર થઈ ચૂક્યો હોય. આપણે કથાકારો અને વ્યાખ્યાતાઓ સાંભળ્યા છે. કથા ાનો પણ રસ હોય છે. એ રસમાં કથા કરનારાઓ અવશ્ય તણાય છે અને સમયનું ભાન છે, વિષયનું લંબાણ થાય છે ને સાંભળનારાઓ કંટાળે છે, પરંતુ આ સંત કથાકાર કહેવાના રસમાં જરાપણ ન તણાતા. વાણીપરનો સંયમ ત્યારે દેખાતો. સમય પૂરો પછી વાણીમાંથી એક શબ્દ પણ ન સરે. તેઓશ્રીમાં પરિપક્વ હઠયોગીનો સંયમ એટલેજ કથાસમયે વાણીમાં આવેશ નહિ તેમ કથા સમાપ્ત કરવામાં કથાકારોની ાવધાનતા નહિ, કથા લંબાવવાનો મોહ નહિ, કથાના ગુણગાન સાંભળવાની અભિરુચિ . મહાગારુડી જેમ વેશપાલટો કરે તેમ આ મહાયોગી કથાકારનો વેશ પાલટી નાંખે. ચાર્યજીના અદ્વૈતનું સિંહગર્જન કરનાર વાણી શ્રીદક્ષિણામૂર્તિદેવની મૌનવ્યાખ્યા ધારણ કરી લે. મતત્ત્વ વાણીનો અવિષય છે એવું દાખવવા જાણે મૌન ધારણ ન કર્યું હોય ! તુરત શ્રવણની ાપ્તિનું મંગલાચરણ બોલાય અને તે પૂરું થતાં તેઓશ્રીના ચરણ પાદુકાપર પડે. યંત્રજેટલી યમબદ્ધતાથી તેઓશ્રીનું સ્થૂલશરીર પ્રત્યેક પ્રવૃત્તિ કરી રહ્યું હોય. જેમ શ્રવણમંદિરમાં ાર્યા હતા તેમ તેઓશ્રી ફરી નિજમંદિરમાં પધારી જાય; અને શ્રવણમંદિર મંગલધ્વનિથી ભ રહે. તેઓશ્રી નિજમંદિરમાંથી સાયંસ્નાનમાટે સ્નાનગૃહમાં પધારે અને સ્નાનાદિથી વારી સાયંનિત્યકર્મમાટે ફરી નિજમંદિરમાં પધારે.

કથાશ્રવણનું સ્વપ્ન સરી પડતાં સૌ પરસ્પર આનંદઉર્મિઓની આપલે કરે, કથાના

માહાત્મ્યની અંદર અંદર ચર્ચા કરે, કથાકારના મહિમાનો વિચાર કરે. જેમ સાકરનાં રમકડાંમાં બધે મીઠાશ હોય તેમ કથાના અંગપ્રત્યંગમાં રહેલી મીઠાશની વાતો કરે. સામાન્ય કથાકાર અને તેઓશ્રીની તુલના કરે અને "ધન્યોઽહમ્ ધન્યોઽહમ્" શબ્દોના ઉચ્ચાર કરતા સાંજના સ્નાનસંધ્યાદિ કાર્યમાં પ્રવૃત્ત થાય.

શ્રવણમંદિરનું ત્રીજું દૃશ્ય:—સાયંસ્નાનસંધ્યાધ્યાનાદિથી પરવારી, ફલાહાર લઈ તેઓશ્રી નિજમંદિરમાં બિરાજમાન હોય. રાત્રિના સ્ટા. ટા. ૯ ને સમય થવા આવ્યો હોય. ફરી શ્રવણમંદિર સાધકોથી ઊભરાવા માંડે. તેઓશ્રી શ્રવણમંદિરના સિંહાસનપર બિરાજે. સૌ જિજ્ઞાસુજનો સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી પોતપોતાને સ્થાને બેસે.

આષાઢી પૂનમની રાત્રિ હોય તો આકાશ મેઘમાલાથી છવાયું હોય, ઝરમર ઝરમર વરસાદ પડી રહ્યો હોય, ક્વચિત્ ક્વચિત્ ચંદ્રદેવ વાદળાંઓના અવકાશમાંથી આનંદાશ્રમની શ્વેતતામાં ઊમેરો કરી રહ્યા હોય. કાર્તિકીપૂનમની રાત્રિ હોય તો નિર્મલ આકાશમાં ચંદ્રમા બધી કલાએ પ્રકાશી રહ્યા હોય અને ચંદ્રિકાની સફેદ ચાદરમાં આખું જગત્ ઢંકાયેલું ભાસે. આમ જ્યારે વર્ષામાં પ્રકૃતિએ નવું રૂપ ધર્યું હોય ત્યારે શ્રવણમંદિરમાં જ્ઞાનચંદ્ર પ્રકાશી રહ્યો હોય. સિંહાસનપર આરૂઢ આશ્રમના અધિષ્ઠાતાશ્રીના મુખપરથી ઝરતાં જ્ઞાનકિરણો અને ચક્ષુઓમાંથી ઝરતો નિર્વિકલ્પ સમાધિનો આનંદ અને લલાટે ચર્ચેલી ભસ્મની રેખાઓમાં ચમકતી અવધૂતની મસ્તી: આ બધું અદ્ભુત જણાતું. શ્રવણમંદિરનો પ્રકાશ શ્રવણમંદિરને પ્રકાશે છે. તેઓશ્રીનો પ્રકાશ હૃદયમંદિરને પ્રકાશે છે. તેઓશ્રીમાં કૈલાસેથી પધારેલા ભગવાન્ શિવનાં દર્શન થતાં. આ સમયે શ્રવણમંદિર ગંગાતીરપર ઊભેલી પર્ણકુટિસમું જણાતું અને શ્વેતવસ્ત્રધારી તેઓશ્રી પૂર્વકાલના જ્ઞાનનિષ્ઠ વસિષ્ઠ, વામદેવ કે યાજ્ઞવલ્ક્યસમા શોભતા.

સાંજની પેઠે કથાના મંગલાચરણથી કથાનું કાર્ય શરુ થાય. કેટલાક સાધકો કથાશ્રવણના રસમાં તરબોળ બની જાય, કેટલાક સાધકો કથાના સારરૂપ તેઓશ્રીના મુખદર્શનમાં મગ્ન થઈ જાય, કેટલાક તેઓશ્રીના મુખદર્શનના કેફમાં ધ્યાનમગ્ન બની જાય. દેવલોકને, સૂર્યલોકને, શૌરિપુંજના લોકને, વિદ્યુતલોકને, વરુણલોકને, ઇન્દ્રલોકને, અને વિરાટ્લોકને વટાવ્યા પછી વિરજાનદી આવે છે અને એ પછી એક દિવ્ય દેશ આવે છે તેમાં "અર અને ણ્ય એ નામના સમુદ્રસમાન અમૃતના બે હ્રદ છે, અન્નના વિકારરૂપ હર્ષ ઊપજાવનારું સરોવર છે, અમૃતની વૃષ્ટિ કરનારો અશ્વત્થ છે, અપરાજિતાપુરી છે અને હિરણ્યમય ગૃહ છે." આ સ્થાનના સભાગૃહના સિંહાસનપર વિશ્વના આદિ કારણરૂપ સદાશિવ જાણે બિરાજી રહ્યા હોય, તેમની આસપાસ અનેક ધ્યાનમગ્ન એવા મુનિઓ જાણે દૃષ્ટિએ પડે: ભદ્રામુદ્રા ધારી એવા સદાશિવની મૌનવ્યાખ્યામાંથી જાણે જ્ઞાનીઓ તૃપ્તિ પામતા હોય. અનાહત નાદસમો દિવ્યસૂર ઝણઝણી રહેલો હોય. એ સૂર સ્વરૂપનિષ્ઠામાં મદદરૂપ બને. એ સૂર બંધ પડતાં સાધકોનું એ દૃશ્ય સરી જાય.

કથાશ્રવણપછીનો ભજનધૂનનો ક્રમ ચાલી રહે. તેઓશ્રી સિંહાસનપર ધ્યાનસ્થદશામાં હોય. સાધકો ભજનધૂનમાં તન્મય હોય. રાગની મધુરતાથી અને ભજનની સુંદર ભાવનાથી શિષ્યહૃદય નાચી ઊઠે, પરંતુ સમુદ્ર માઝા ન મૂકે તેમ સ્વરૂપમાં સ્થિત એવા એ અવધૂતશ્રીના મુખપર કદી ઊર્મિ ન ઊઠે: તેને સ્થાને ગંભીર પ્રસન્નતા ને સ્વરૂપઆનંદની લહરીઓ ભાસે. તેઓશ્રીના રોમેરોમથી પ્રસરતો શુદ્ધ સત્ત્વરસ બેઠેલા સૌને રસમગ્ન કરી

૨૯. જ્ઞાનનિષ્ઠાના પરિપાકની ઉન્નતસ્થિતિની સ્વરૂપ ઝાંખી સૌને થાય તેઓશ્રીનું જીવન શું છે તે ત્યારે સમજાતું ત્યારે એમ થઇ જતું કે સદ્ગુરુસ્વરૂપમાં દેવાધિદેવ પ્રકટ્યા છે. નહિતર, માનવશરીરમાં આટલો પ્રકાશ ક્યાંથી હોય ? નહિતર, માનવશરીરમાં આટલો પ્રતાપ ક્યાંથી હોય ? નહિતર, માનવશરીરમાં આટલો સંયમ ક્યાંથી હોય ? તેઓશ્રી માનવસ્વરૂપમાં હતા છતાં માનવથી ભિન્ન જણાતા. તેઓશ્રી માનવસ્વરૂપમાં હતા છતાં માનવદેહની ત્રુટીઓ તેમાં ન હતી. તેઓશ્રી માનવસ્વરૂપમાં હતા છતાં માનવશરીરની ઉપાધિઓ તેઓશ્રીને સ્પર્શી ન શકતી માનવશરીરધારી છતાં માનવસમૂહ તેઓશ્રીને પૂજતો. જિજ્ઞાસુઓ તેઓશ્રીના દર્શનસમાગમમાં રાચતા. સાધકો તેઓશ્રીના અનુસંધાનથી સિદ્ધ થવા મથતા.

ભજનધૂન પૂરાં થતાં શ્રવણમંદિર પૂર્વવત્ શાંત બને છે તેઓશ્રી ધ્યાનસ્થિતિમાંથી વ્યુત્થાન કરે છે. પૂર્ણિમાનો ચંદ્ર ગગનમાં વિહરે છે. ગુરુપૂજનમહોત્સવનું આ ઉલ્લુ દશ્ય પૂરું થાય છે. ત્રીજે અંકે નાટક પૂરું થાય તેમ આ મહાજીવનના સુભગ દશ્યપર પડદો પડવાની તૈયારી છે. નિયતસમય થાય છે અને તેઓશ્રીના ચરણ પાદુકાપર પડે છે પાદુકાનું કર્ણમધુર સંગીત શરુ થાય છે અને તેઓશ્રી શયનમાટે નિજમંદિરમાં પધારે છે.

ગુરુપૂજનના આ મહોત્સવ અજોડ ઉત્સવપ્રસંગો હતા: જેમણે જોયેલા છે એજ જાણે છે, જેમણે અવલોકયા છે તેમનેજ અનુભવ છે આ વાતને આજે એક દાયકાના વહાણાં વાઇ ચૂકયાં છે અને મહાકાલ પોતાની ગતિ આગળ ધપાવે જાય છે: તોય અનુભવી સાધકોનાં એ સ્મરણો એટલાંજ તાજાં છે અને જીવનભર તાજાં રહેશે. બીલખાગામને પાદર આનંદાશ્રમ ઊભો છે. આ આનંદાશ્રમમાં શ્રવણમંદિર ઊભું છે. આ શ્રવણમંદિરમાં એ કથાકારની જ્ઞાનવીણા વાગે છે, એ જ્ઞાનવીણાના સ્વરો ભલે ન સંભળાય, પણ એ સ્વરોમાંથી નીકળતું એક સ્પંદન, એક નાદ, એક ધ્વનિ સંભળાય છે:

“ગુરુસ્વરૂપમાં પ્રીતિ રાખો, તેના કૃપાકટાક્ષનો રસ ચાખો,
નિજ મનથી અન્ય ઉતારી નાખો...”.

બંધુઓ ! આ શબ્દોનું બરાબર શ્રવણ કરવાનું છે. આ શબ્દોના રહસ્યને બરાબર સમજવાનું છે. શ્રવણમંદિરમાં બેસી આ મંજુલ શબ્દપ્રવાહમાં જો ચિત્ત જોડ્યા કરીએ એ શબ્દોના ગહનગાંભીર્યનો વિચાર કર્યા કરીએ, એ શબ્દોની આજ્ઞાપ્રમાણે જીવન ઘડ્યા કરીએ તોજ શ્રવણમંદિરની યાત્રા સફલ ગણાય. તો પછી સ્વરૂપાવસ્થાન પામેલા સદ્ગુરુદેવનો વિયોગ ન સાલે. સાચું કહીએ તો વિયોગ વિયોગરૂપે ન રહી શકે. પછી જ્યારે ઇચ્છીએ ત્યારે આનંદાશ્રમના એ કથાકારની કૃષ્ણની મોરલીસમી મધુરવાણી સાંભળ્યાજ કરીએ અને એ મુખદર્શનવડે આત્મતૃપ્તિ મેળવ્યાજ કરીએ આપણા જીવનમાં આથી અધિક શું પ્રાપ્તવ્ય હોઇ શકે ? વધારે શું મૂલ્યવતું હોઇ શકે ? વધારે શું કરવાયોગ્ય હોઇ શકે ? આવાં સુયોગમાટે ક્યારે ઘેલડા આવશે ? અને એ સુયોગ મેળવી ક્યારે દેહભાન ભૂલાશે ? શ્રવણમંદિરની યાત્રાની આ પૂર્ણાહુતિ: આપણા જીવનનું આ સાફલ્ય: “શ્રીસદ્ગુરુદેવકી જય.”...... !

× × × ×

——:o:——

# બે સ્મરણો

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર. ]

**કૃપાનાથે** ત્યાગીજીવન ધારણ કર્યાપછી પણ શરૂઆતમાં કૃપાનાથને પોતાને ત્યાં પધરાવવાની કોઈ શિષ્યની બહુ ઇચ્છા થતી તો કૃપાનાથ પરોઢિયે પધારતા એવો ક્રમ હતો: એટલે **બાંટવામાં ભીમનાથ**ની જગ્યામાં કૃપાનાથનો ઉતારો હતો ત્યાંથી લાલસિંહજીને ત્યાં (અમારે ત્યાં) કૃપાનાથ પરોઢિયામાં પધારવાના હતા.

**પ્રભુ** પોતેજ પોતાને ત્યાં પધારવાના છે એવા ઉલ્લાસથી લાલસિંહજી સાત્વિક એવી પૂર્વતૈયારી મસ્તભાવે કરી રહ્યા હતા…પરંતુ પોતાના પુત્રની આ મસ્તભક્તિ લાલસિંહજીનાં માતુશ્રી પ્રેમબાઈ માપી ન શક્યાં એટલે મુંઝાયાં…અને એ મુંઝવણમાંથી અરુચિ પ્રકટી.

પોતાનાં માતુશ્રીની એ અરુચિ એ પ્રતાપી ક્ષત્રિયમાતાના દક્ષ એવા ભક્તપુત્ર લાલસિંહજી કળી ગયા એટલે વધ્યાં કેઃ—

"મા, આપણે ત્યાં પધારે છે એ સામાન્ય બ્રાહ્મણ નથી…જો, જો, તો ખરાં…!"

પછી તો લાલસિંહજીને ત્યાં કૃપાનાથ નિયમપ્રમાણે પધાર્યા અને લાલસિંહજીએ કૃપાનાથનું—પોતાના પ્રભુનું પૂજન સ્વાર્પણભાવે કરીને સ્વજીવન ધન્ય કર્યું…તે પુણ્ય પળે લાલસિંહજીનાં માતુશ્રી પ્રેમબાઇને પ્રભુના પાદારવિંદમાં **પરમજ્યોત**નું દર્શન થયું…અને એ પરમજ્યોતિના દર્શનથી પ્રેમબાઈના અંતઃકરણનું આવરણ દૂર થઈ ત્યાં **પ્રેમભક્તિ** પ્રકટી…અને પછી પ્રભુનાં ભજનો સુમધુરકંઠે ને સૌમ્યભાવે ગાતાં એવાં એ પ્રેમબાઈને જેમણે નિહાળેલાં તેમને તેમની એ પ્રેમભક્તિનાં દર્શન પણ થયેલાં… ?

× × × ×

"આપણા લીંબુડામાં મહેતાજી હતા તે અહીં **ભીમનાથ**માં ઉતર્યા છે એમ સાંભળ્યું છે…તે આપણને મળે ખરા…?" આમ એકવાર બાંટવાના ઉદારદીલ એવા વિવેકી બાબી મુસલમાન દરબારસાહેબે લાલસિંહજીને બોલાવીને પૂછી જોયું.

"બાપુ, હવે એ મહેતાજી નથી રહ્યા…આપણે એમની પાસે જવું જોઇએ… ?" લાલસિંહજીએ શાંતિથી સ્પષ્ટભાવે કહી દીધું.

આ ઉપરથી સાદા ને સરળ એવા દરબાર સાહેબ લાલસિંહજીને સાથે લઇને ભીમનાથમાં જ્યાં કૃપાનાથ બિરાજતા હતા ત્યાં આવ્યા.

કૃપાનાથનાં દર્શન થતાં દરબારસાહેબથી સ્વાભાવિકરીતે કૃપાનાથને સલામ થઈ ગઈ અને કૃપાનાથે પ્રસન્નવદને હસ્તકમળવડે આશીર્વાદ આપ્યા.

કૃપાનાથના સાંનિધ્યમાં રાજાતરીકેનું માન મૂકીને વિનયશીલ એવા દરબારસાહેબ નીચે સામાન્ય આસનપર બેસી ગયા. કૃપાનાથને સાષ્ટાંગ દંડવતપ્રણામ કરીને આજ્ઞા થતાં લાલ-સિંહજી પણ બેઠા.

કુશળસમાચાર પૂછવાનો સામાન્ય શિષ્ટાચાર કર્યા પછી "કુરાને શરીફ," "હદીસ" આદિમાંનાં ને એને લગતાં કે મળતાં બોધવચનો તેમજ રાજાતરીકેના કર્તવ્યસંબંધી ઉપદેશ-વચનો પણ સંક્ષેપમાં સત્ય, પ્રિય ને હિતકર વાણીમાં કૃપાનાથે દરબારસાહેબને શ્રવણ કરાવ્યાં.

કૃપાનાથના સદુપદેશશ્રવણસમયે દરબારસાહેબના સરળ અંતઃકરણમાં જે સાત્વિક ભાવો અવ્યક્તપણે ઉભરાઈ રહ્યા હતા તે દરબારસાહેબની મુખમુદ્રાપરની પ્રસન્નગંભીર એવી

સૂક્ષ્મ રેખાઓદ્વારા લાલસિંહજી જોઈ શક્યા હતા.

કૃપાનાથપાસેથી ઊઠ્યાપછી રસ્તે ચાલતાં દરબારસાહેબથી લાલસિંહભાઈપ્રતિ પ્રસન્નભાવે બોલી જવાયું કેઃ–

"ખરેખર, એ ઓલિયા છે…!"

———:o:———

## कार्तिकी पूर्णिमाना महापूजनोत्सवान्तर्गत आध्यात्मिक साधनक्रम

[ સ્થલઃ શ્રીઆનંદાશ્રમ-બીલખા ]

( સંવત્ ૧૯૯૯ની કાર્તિકી પૂર્ણિમા-ત્રિપુરી પૂર્ણિમા )

પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનઅંગે ચાલતા આધ્યાત્મિક સાધનક્રમની યોજના આવતી કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે પણ રાખવામાં આવી છે, જેનું સમયપત્રક આ નીચે આપવામાં આવ્યું છે. કાર્તિકસુદિ ચૌદશ શનિવાર, પૂનમ રવિવાર ને વદિ એકમ સોમવાર એ ત્રણ આધ્યાત્મિક સાધનક્રમના દિવસો છે. સર્વ બંધુઓએ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો ને સાધનક્રમનો લાભ લેવામાટે અનુકૂલતાપ્રમાણે કાર્તિકસુદિ ૧૩ શુક્રવારની સાંજસુધીમાં આનંદાશ્રમમાં આવી પહોંચવું જોઈએ. આવી રીતે સર્વે બંધુઓ એકત્ર થઈ ધાર્મિક લાભ લે, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધે એ બહુ આવશ્યક વસ્તુ છે, એ વિષે કાંઈ વિશેષ કહેવાની આવશ્યકતા નથી; જિજ્ઞાસુબહેનો પણ આ યોજનામાં ભાગ લઈ શકે.

કાર્તિકસુદિ ૧૩ શુક્રવાર રાત્રિએ આધ્યાત્મિક સાધનક્રમનું વ્યાખ્યાન થશે, અને સુદિ ૧૪ શનિવારના બ્રાહ્મમુહૂર્તથી સાધનક્રમનો આરંભ થશે.

### साधनक्रमना त्रणे दिवसोनुं समयपत्रक

( નવા સમયપ્રમાણે )

**કાર્તિકસુદિ ૧૪ શનિવાર**

સવારના ૬ ઉત્થાન– ઊઠવું.
૬ થી ૬॥ મુખશુદ્ધિ ઇત્યાદિ.
૬॥ થી ૭ પ્રાતઃસ્મરણસ્તોત્રો–સમૂહપ્રાર્થના–યોગાસનો આદિ.
૭ થી ૧૦ પ્રાતઃસ્નાનસંધ્યાદિ નિત્યકર્મ.
૧૦ થી ૧૧ સંયમ. ( જપ, ધારણા, ધ્યાન. )
૧૧ થી ૧૨ વેદપાઠ, ભજનધૂન.
૧૨ થી ૫॥ માધ્યાહ્ન સ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.
૫॥ થી ૭ વ્યાખ્યાન ને કથાશ્રવણ.
૭ થી ૧૦ ગીતાપાઠ, આરતી, સાયંસંધ્યાદિ નિત્યકર્મ.
૧૦ થી ૧૧ ભજન–ધૂન.

**શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવઃ કાર્તિકસુદિ ૧૫ રવિવાર**

સવારના ૯॥ થી ૧૦ મહાપૂજનની તૈયારી.
૧૦ થી ૧૨॥ શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીનાથસુબોધમાલા અને શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૨ મા ગ્રંથનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં વંદન.

બાકીનો ક્રમ સુદિ ૧૪ પ્રમાણે

કાર્તિકવદિ ૧ સોમવાર—સુદિ ૧૪ ના કાર્યક્રમપ્રમાણે

**ઇષ્ટમંત્રનો જપઃ**—સાધનક્રમના ત્રણે દિવસોમાં એટલે સુદિ ૧૪, ૧૫ ને વદિ ૧ મે પૂજ્યપાદ કૃપાનાથના નિજમંદિરમાં અખંડ ધૂપદીપસાથે ઇષ્ટમંત્રનો અખંડજપ બંધુઓ સવારના ૭ થી ૧ સુધી અને સાંજના ૫ થી રાત્રિના ૧૧ પર્યંત ક્રમે ક્રમે કલાક કલાક હાજર રહીને ચાલુ રાખી શકે એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. જે બંધુઓને તેનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે અગાઉથી પોતાનાં નામ વ્યવસ્થાપકને જણાવવાં.

**સાધનક્રમમાટેનાં વ્યાખ્યાનોઃ**—શાસ્ત્રવાચન તથા અભ્યાસમાં આગળ વધેલા બંધુઓએ નિષ્કામકર્મ, ઉપાસના, યોગ કે તત્ત્વજ્ઞાનના વિષયોમાંથી કોઈ એક વા અધિક વિષયપર કે પોતાની ઇચ્છાના અન્ય કોઈ ધાર્મિક વિષયપર વ્યાખ્યાન કાગળની એક બાજુએ સાફ લખી લાવવું જોઈએ. વ્યાખ્યાનનો સમય બહુધા અર્ધો કલાક રહેશે. વ્યાખ્યાન મોઢે કરવું કે લખેલું વાંચવું તે વક્તાની ઇચ્છાપર રહેશે, પણ વ્યાખ્યાન લખી લાવવું એ અનેક રીતે આવશ્યક વાત છે. એથી વ્યાખ્યાન માસિકમાં પ્રસિદ્ધ કરવામાટે પણ અનુકૂલતા થશે, માટે પુનઃ પણ વ્યાખ્યાન કરવા ઇચ્છનારાઓને વ્યાખ્યાન લખી લાવવાની ભલામણ કરવામાં આવે છે.

**અવશ્ય ધ્યાનમાં રાખવાયોગ્યઃ**—સૌ બંધુબહેનોએ પોતાના આગમનની મિતિ મોડામાં મોડી સુદિ ૧૦ સુધીમાં જણાવી દેવી જોઈએ, કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂલતા રહે.

**શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકોઃ**—જેઓ પૂર્ણિમાપર ન આવી શકે એમ હોય તેમણે ઉપદેશગ્રંથાવલિના જોઈતા અંકો પૂર્ણિમાપહેલાં ટપાલરસ્તે અથવા સાથયોગે મંગાવી લેવા જોઈએ.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કેઃ**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાર્તાથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારાઓએ અબોટિયું કે ધાબળી સાથે લાવવાં જોઈએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઈએ. ઓઢવાનું સાધન પણ સાથે લાવવું જરૂરનું છે.

———:o:———

## શ્રીમન્નાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો સદુપદેશ ]

( શ્રીકાર્તિકીપૂર્ણિમાના મહોત્સવપ્રસંગે )

સ્થૂળશરીરને મનવિષે, રાખો લીન સદાય;
ચિદ્વ્યોમે મન લીન કરો, જેથી દુઃખ વિલાય. ૫૨૭
જો દેહાદિ દૃશ્ય સૌ, મનમાં લીન કરાય;
કરાય લીન મન બ્રહ્મમાં, તો દુઃખ સર્વે વિલાય. ૫૨૮
વિશ્વ વપુ ને મનતણી, અવસ્થાત્રયનો ત્યાગ;
કરી બ્રહ્મને દેખવું, ગ્રહી વિવેક વિરાગ. ૫૨૯



અનાત્મવૃત્તિ રોકતાં, થાય સ્વરૂપનું ભાન;
દશ્ય સકલ બાધિત થઈ, થાય દુઃખનું દાન. ૫૩૦
બ્રહ્મરંધ્રમાં ચિદ્રૂપે, કરવો વાસ સદાય;
ચિદ્રૂપ સઘળે દેખવું, જોવું ન દશ્ય જરાય. ૫૩૧
બ્રહ્મસ્મરણ બ્રહ્મધ્યાનમાં, જો મનગિરા રખાય;
તો બ્રહ્મનું દર્શન થઈ, જીવ કૃતાર્થ થાય. ૫૩૨
ક્ષણ ક્ષણ બ્રહ્મ સંભારતાં, ક્ષણ ક્ષણ ધરતાં ધ્યાન;
ક્ષણ ક્ષણ દશ્ય વિસારતાં, થાય સુસુખનું ભાન. ૫૩૩
સત્યાલંબી ભયરહિત, તેને લેશ ન બીક;
ખોટું સાચું નવ કરે, ખોટું ઠરે અલીક. ૫૩૪
ચિદાકાશને દેખવું, કરી દશ્યનો બાધ;
ચિદાકાશરૂપે રહી, લેવી શાંતિ અગાધ. ૫૩૫
પ્રતિબિંબો મિથ્યા ગણી, જોવું દર્પણ જેમ;
નામરૂપ મિથ્યા ગણી, જોવું બ્રહ્મજ તેમ. ૫૩૬
જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિના, મનને કરવું દૂર;
તુરીયાયુત મન રાખીને, જોવું ચિદ્ ભરપૂર. ૫૩૭
અવિદ્યાના સદ્ભાવથી, જીવ ભૂલે નિજ ભાન;
કામાદિને વશ થઈ, કરે સ્વહિતનું દાન. ૫૩૮
ચિદાકાશને ભૂલ નહિ, દશ્યને નહિ સંભાર;
એ સાધનથી રહે સદા, શાંતિસુખ અપાર. ૫૩૯
કારણરૂપે ચિદ્ગગન, રહ્યું સર્વની માંય,
તે ચિદ્ગગન વિલોકવું, અન્ય ન જોવું કાંઈ. ૫૪૦

———[०]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ ભાદ્રપદ માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શકય તેટલા ઝીણામોય સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથ:

મંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ, સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથાપછી સમાધિમંદિરઆગળ ભગવદ્‌ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ, સાયંસંધ્યા, જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર. ]

પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી આશરે એક માસથી શ્રીઆનંદાશ્રમમાં નિવાસ કરે છે, ને નિત્ય શ્રીમાંડૂક્યોપનિષદ્‌નું કથામૃતપાન શ્રોતાઓને કરાવે છે, તેમજ અન્ય સમયમાં સત્સંગ-શાસ્ત્રચર્ચા પણ ચાલે છે.

**મુખ્યભેટઃ**—આ માસમાં રૂ. ૧૦) અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવી છેઃ—

રૂ. ૧૦-૭-૦ નામદાર દરબારશ્રી અમરૂવાળા સાહેબ-તાલુકે બરવાળા-એમનાં માતુશ્રી તથા રાજકુટુંબ દર્શને આવતાં. રૂ. ૨૫-૦-૦ નામદાર દરબાર શ્રીઅમરૂવાળા સાહેબ-તાલુકે બરવાળા-એમનાં અ. સૌ. રાણી સાહેબ શ્રીનનકુંવરબા. રૂ. ૭૧-૦-૦ શ્રીદ્વારકાદાસ ખેતસી-જોડીઆ. રૂ. ૧૦-૦-૦ ઠાકોર ભાસાહેબ રાયસિંહજી-સીગામ.

**દીનજનોને અન્નની સાહાય્યસાટે ભેટઃ**—મેસર્સ જાલ. ટી. દેશાઈ ગવર્નમેન્ટ સર્ટીફાઈડ ઓડીટર્સ-મુંબઈ. એમના તરફથી રૂ. ૩૧) ભેટ આવ્યા છે.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—આ માસમાં નીચેના ગૃહસ્થોતરફથી શ્રીઆનંદાશ્રમમાં લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતાઃ—

શ્રી.પુરુષોત્તમ વલ્લભ ટેઈલર, નવસારી-હાલ ડર્બન-નાતાલ એમના તરફથી એક લઘુરુદ્ર ને શ્રી.કલ્યાણજી કાલીદાસ રાડીઆ, ભાણવડ-હાલ ટ્રાંસવાલ, એમના તરફથી એક લઘુરુદ્ર એમ બે લઘુરુદ્ર કરાવવામાં આવ્યા હતા, તથા શ્રી.દ્વારકાદાસ ખેતસી-જોડીઆ એમના તરફથી રુદ્રાભિષેક બે, શ્રી.પદ્માશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર એમના તરફથી રુદ્રાભિષેક એક, શ્રી.જમનાદાસ પરમાનંદદાસ એમના તરફથી રુદ્રાભિષેક એક, શ્રી. રાજસી જીવરાજ-વાંકાનેર એમના તરફથી એક, તથા શ્રી.જયરામ જીવરાજ-કરાંચી-તરફથી એક એમ ૭ રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા.

**ભોજન અને થાળઃ**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાંઃ—

રૂ. ૧૮-૮-૦ સદ્ગત શ્રી. ગણપતરામ નાનાભાઈ ભટ્ટ-અમદાવાદ. હા. તેમનાં પુત્રવધૂ શ્રીમતી પ્રભાલક્ષ્મી બહેન. રૂ. ૧૯-૨-૯ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ-જુનાગઢ. રૂ. ૧૫-૦-૦ + રૂ. ૮-૦-૦ શ્રી કલ્યાણજી કાલીદાસ રાડીઆ-ભાણવડ,હાલ ટ્રાન્સવાલ-એમના તરફથી બે ભોજન, તેમાં એક વિદ્યાર્થીઓનું ભોજન. રૂ. ૧૪-૮-૦ સદ્ગત શેઠ રવજી દેવજી-જામનગર. હા. શ્રી છગનલાલ વાલજીભાઈ. રૂ. ૧૩-૧-૦ શ્રી. નાથાલાલ કસુભાઈ-કુતિયાણા રૂ. ૧૮-૧૨-૦ શ્રી. પ્રતાપસિંહ બાબુસિંહ ઠાકોર-પંચતી. રૂ. ૭-૮-૦ શ્રી. પ્રાગજી દેવજી-ગોરખી. રૂ. ૭-૧૫-૮ શ્રીમતી વિજયાબહેન તે સદ્ગત ગૃહસ્થ મોજારામ નંદરામનાં વિધવા-ધંધુકા. રૂ. ૫-૧૫-૮ શ્રી. માનસિંહ નથુસિંહ-કુતિયાણા. મિષ્ટાન્નભોજન એક અમદાવાદનિવાસી સદ્ગત શ્રી. મણિશંકર

પૂર્ણાનંદ તથા શ્રીઉજમબાતરફથી શ્રીઆનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી.

**થાળ:** આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧। શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ. રૂા. ૧। શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી-દહાણું. રૂા. ૨॥ શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીઆ. (બે થાળ) રૂા. ૬। શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-આનંદાશ્રમ-બીલખા. (પાંચ થાળ.) રૂા. ૧। શ્રી. મૂળજી પ્રાગજી-કરાચી. રૂા. ૨॥ એક શ્રીબીલખાઆનંદાશ્રમવાસી. રૂા. ૧। શ્રી. જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા-હુમસ. રૂા. ૧। સદ્‌ગત શ્રી. ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદી-હા. તેમનાં પત્ની શ્રીમતી જડીબહેન તથા સવિતાબહેન-જામજોધપુર. રૂા. ૧। શ્રી. જયકુમારસિંહ લાલસિંહ-કુંતિયાણા. રૂા. ૧। શ્રી. દેવશંકર રણછોડ જાની-કુંતિયાણા. રૂા. ૧। શ્રી. રતનસી લક્ષ્મુભાઈ-ઉમરાળા. રૂા. ૩-૧૨-૦ એક ભક્ત બોરીવલી. (ત્રણ થાળ.) રૂા. ૧। શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂા. ૧। શ્રી. સોમજી વાલજી-ખડીઆ. રૂા. ૧। શ્રી. હરજી ટીંડા-જૂનાગઢ. રૂા. ૧। શ્રી. પ્રાગજી દેવજી-મોરબી. રૂા. ૧। શ્રીમતી પ્રેમબાઈ રામજી-કરાચી.

સિવાય લુશાળાવાળા શ્રી.જમનાદાસ પોપટ ઠક્કર એમના તરફથી પૂજ્યપાદશ્રીને દૂધ ધરવામાટે રૂા. ૧) તથા શ્રી જમનાદાસ પરમાનંદદાસ ભટ્ટ-પોરબંદર એમના તરફથી આસો-વદિ ૧૪ને દિવસ વિદ્યાર્થીઓને દૂધ પાવાનિમિત્ત રૂા ૧) જમા આવેલ છે.

**અખંડદીપકખાતે:** આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતનો અખંડદીપક-નિમિત્તે નીચે પ્રમાણે રકમો જમા આવી છે:-

રૂા. ૨। શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ. રૂા. ૧॥ શ્રી કલ્યાણજી કાળીદાસ રાડીઆ ભાણવડ, હાલ ટ્રાન્સવાલ. રૂા. ०। શ્રી. જયકુમારસિંહ લાલસિંહ-કુંતિયાણા. રૂા ૧। શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂા. ૧૫) શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ એમના તરફથી આશ્વિનસુદિ ૧ થી કાર્તિકસુદિ ૧૫ સુધી અખંડદીપનિમિત્તે રૂા. ०॥०। શેઠ પ્રાગજી દેવજી-મોરબી. રૂા. ०। શ્રી.જમનાદાસ પરમાનંદદાસ-પોરબંદર. રૂા ०॥ શ્રી.પીતાંબર પુરષોત્તમ દવે-ફીરોઝપુર. રૂા. ०। શ્રી. જયરામ જીવરાજ-કરાચી ઘી શેર ૧। શ્રી.મૂળશંકર કાનજી વકીલ-બીલખા રૂા ०। શ્રી. રાજસી જીવરાજ-વાંકાનેર.

સિવાય શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ. એમના તરફથી શ્રીભીડભંજનનાં શિવાલયમાં આશ્વિનસુદિ ૧ થી કાર્તિકસુદિ પૂનમસુધી ઘૃતનો અખંડદીપક રાખવામાટે રૂા. ૧૫) પંદર આવ્યા છે.

**મંત્રાનુષ્ઠાન:** માંગરોળનિવાસી શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈતરફથી વૈશાખવદિ ૧થી નિત્ય મંગળ, સૂર્ય, રાહુ, કેતુ, ને શનિના મન્ત્રોનું અનુષ્ઠાન ચાલુ છે.

**શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે** મુંબઈમાં શેઠ ચત્રભુજ કાળીદાસને ત્યાં શ્રી જન્માષ્ટમીને દિવસ તથા શ્રીવામનદ્વાદશીને દિવસ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું.

——[*]——

## શ્રીનાથજયંતિમહોત્સવ

### [ શ્રીઆનંદાશ્રમ-બીલખા ]

આશ્વિનસુદિ ૪ એ પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમન્નાથભગવાનની મંગલમય જન્મતિથી હોઈ તે દિવસે પ્રતિવર્ષ આનંદાશ્રમમાં જયંતીમહોત્સવ ઉજવાય છે. તે પ્રમાણે આવર્ષે પણ આ મંગલ મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો.

સવારના ૭॥ વાગે મહાપૂજનના નિયત થયેલા સમયે શ્રવણમંદિરમાં સુંદરરીતે શણગારેલા હીંડોળાઉપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબીજીને, તથા એક સુંદર પાટલાઉપર પાદુકાજીને પધરાવી, આરંભમાં શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિએ મંગલોચ્ચારરૂપે વેદપાઠ કર્યાપછી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચારવિધિથી મહાપૂજન કરવામાં આવ્યું હતું. જેમાં આનંદાશ્રમવાસીઓ, બહારગામથી આવેલાં બંધુબહેનો અને બીલખાનાં બંધુબહેનો મળી આશરે સોએક માણસોએ લાભ લીધો હતો. પૂજનવેળાએ વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ બોલાતી હતી.

ત્યારપછી સવારના ૯ વાગે બીલખા સ્ટેટતરફથી આવેલ બે ઘોડાની ગાડીમાં પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજી પધરાવી છડી, ચામર, છત્ર, ઘોડેસ્વારો, પોલીસપાર્ટી ને બેંડસાથે ધામધૂમથી બીલખાગામમાં ને બરવાળાતાલુકાના નવાગામમાં વરણાગી ફેરવવામાં આવી હતી. માર્ગમાં ભાવિકોએ ભાવભીના હૃદયે પૂજ્યપાદશ્રીનું પૂજન કર્યું હતું.

વરણાગીમાં પૂજ્ય સ્વામી શ્રીમાધવતીર્થજી તથા બહારગામથી આવેલા શ્રી.મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, શ્રી.પોપટલાલ તારાચંદ ગોસળીયા, શ્રી.જયચંદ બહેચર ઝવેરી, શ્રીમાન્ દામોદરદાસ માધવજી શેઠ અને તેમનું કુટુંબ આદિ બંધુબહેનો આનંદાશ્રમમાં નિવાસ કરતા સ્થાનિક ટ્રસ્ટીઓ આદિ તથા અન્ય સાધકબંધુઓ અને શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના શાસ્ત્રીજીઓ તથા વિદ્યાર્થીઓ, તેમજ બીલખાગામના કેટલાક ગુરુબંધુઓ પૂજ્યપાદશ્રીની ઘોડાગાડીઆગળ ચાલતા હતા. માર્ગમાં શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ, જયધ્વનિઓ, જયશંકરમહિમ્નસ્તોત્રાદિ ને ધૂન બોલાતાં હતાં. આવી રીતે ભાવિકજનોનાં પૂજનસત્કાર ગ્રહણ કરતાં કરતાં ગામના મુખ્યમાર્ગે ફરીને આશરે બે કલાકે વરણાગી આનંદાશ્રમમાં આવી હતી.

આજના દિવસે નવાગામની ગુજરાતી નિશાળ, બીલખાની ગુજરાતી નિશાળ, અંગ્રેજી નિશાળ ને કન્યાશાળામાં અભ્યાસ કરતાં આશરે ૧૦૦૦ બાલકબાલિકાઓને શ્રીઆનંદાશ્રમતરફથી પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં. દરેક નિશાળમાં રજા પાડવામાં આવી હતી.

આ મહોત્સવમાં ભાગલેવા આવેલા જિજ્ઞાસુઓ, વિદ્યાર્થીઓ, આનંદાશ્રમમાં વસતા ા તથા આનંદાશ્રમવાસીઓ આદિએ આજે ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું. તે સર્વને .ણનિવાસી શ્રી.વામનરાય જટાશંકર વસાવડાતરફથી ફલાહાર કરાવવામાં આવ્યું હતું.

સાંજના શ્રવણવેળાએ પૂજ્ય સ્વામી શ્રીમાધવતીર્થજી મહારાજે પૂજ્યપાદશ્રીના જીવનસંબંધી કેટલુંક સ્વાનુભવયુક્ત વિવેચન કર્યું હતું. ત્યારપછી શ્રી.માણેકલાલ નાનજી ચંદારાણાએ પૂજ્યપાદશ્રીનો જયંતીપ્રસંગનો ઉપદેશ વાંચ્યો હતો અને **શ્રીનાથચરિતામૃત દ્વિતીયપ્રવાહમાંથી** પૂજ્યપાદશ્રીના જીવનસંબંધીના કેટલાક પરિચય–પરચા–સંબંધી પ્રસંગોનું શ્રવણ કરાવ્યું હતું.

રાત્રિએ એક હરિકથાકારે "પાંડવગર્વહરણ"એ વિષયઉપર તથા બીજે દિવસે રાત્રે "અનસૂયા"એ વિષયઉપર હરિકીર્તન કર્યું હતું.

બીજે દિવસે એટલે શ્રીમન્નાથજયંતીના પારણાને દિવસે બીલખા[illegible] શ્રમતરફથી જમાડવામાં આવી હતી, અને આનંદાશ્રમવાસી સાધકો [illegible] વિદ્યાર્થીઓ આદિને શ્રી.વામનરાય જટાશંકર વસાવડા–પાટણ, એ[illegible] આપવામાં આવ્યું હતું.

**મુંબઈમાં પણ શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે** શ્રીમાધવબાગ[illegible] ઉત્સાહપૂર્વક ઉજવ્યો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવા[illegible]

૧ વેદઘોષ. સવારના ૯ થી ૧૦
૨ શ્રીસદ્‌ગુરુમહાપૂજન. ,, ૧૦ થી ૧૧॥
૩ શ્રીજગન્નાથપંડિતજીનાંવ્યાખ્યાન ને ભજનો. સાંજના ૫॥ થી ૬॥
૪ પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માઆચાર્યજીના જીવનપરિચય-સંબંધમાં વક્તાઓનું કથન. ,, ૬॥ થી ૭॥
૫ વે. શા. સં. શ્રીમાન્ યશવંત નીલકંઠ કવીશ્વરબુવાનું શ્રીસદ્‌ગુરુમહિમાઉપર હરિકીર્તન. ,, ૭॥ થી ૯॥
૬ શ્રીનામસંકીર્તન. (કલ્યાણકાર્યાલયના સત્સંગમંડળ તરફથી) ,, ૯॥ થી

**પોરબંદર–આનંદાશ્રમમાં** શ્રીઆનંદાશ્રમમંડળે શ્રીનાથજયંતીમહોત્સવ ઉજવ્યો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો:—

૧ વેદઘોષ. સવારે ૯ થી ૯॥ ૨ સદ્‌ગુરુપૂજન સવારના ૯॥ થી ૧૧
૩ ભજન ધૂન તથા વ્યાખ્યાન રાત્રે ૮ થી ૧૦

**લીંબુડા–આનંદાશ્રમમાં, ભાવનગરમાં ને લીંબડીમાં પણ શ્રીનાથજયંતીમહોત્સવ** ઉજવાયો હતો.

———[○]———

॥ ૐ ॥

## महोत्सवपर आनंदाश्रममां आवनार सज्जनोना कर्तव्यविषे

પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞાનુસાર જે કેટલીક સૂચનાઓ મહોત્સવસમયે સંભળાવવામાં આવે છે તેને લગતી નોંધ પ્રથમથીજ સૌના ખ્યાલમાં રહેવામાટે આ નીચે આપી છે:-

૧ આવનાર સૌએ સમયપત્રકને અનુસરીને વર્તવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.
૨ દેહધર્મસિવાય બાકીનો બધો સમય બને ત્યાંસુધી પરમાર્થકાર્યમાં વ્યતીત થાય તેવી સંભાળ રહેવી જોઇએ.
૩ મહાપૂજન તથા શ્રવણાદિમાટેના સમયઉપરાંતનો અન્ય સમય બ્રહ્મવિચાર, ધ્યાન, જપ, શાસ્ત્રવાચન, પરસ્પર સત્સંગ કે ભજનકીર્તનમાં વ્યતીત થવો જોઇએ. નકામી વ્યવહારવાર્તા આનંદાશ્રમમાં ન ઘટે.
૪ "શ્રીગુરુસેવારૂપ મારું કર્તવ્ય સમજીને મહોત્સવના કાર્યમાં ઉત્સાહથી ભાગ લઈ હું બનતી સેવા કરીને પુણ્ય સંપાદન કરું" એવી પરમાર્થભાવના ને તદનુસાર વર્તન આવનાર બંધુઓમાં યથાશક્તિ રહેવાં જોઇએ.
૫ પૂજાનાં વાસણ, પૂજાનું આસન, ગૌમુખી-માળા, ભસ્મની ડાબલી ને પૂજાની અન્ય સામગ્રી, લોટો, પ્યાલો તથા ઓઢવાનું સાધન એ અવશ્ય સાથે લાવવાં જોઇએ.
૬ મહાપૂજનવેળા તથા અન્ય સમયે–હાલતાં ચાલતાં પણ અને જ્યારે જ્યારે અવકાશ હોય ત્યારે ત્યારે દીક્ષિતમંત્રનો જપ ચાલુ રાખવામાટે આપણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. (ખેરખાવડે જપ કરવાસંબંધે શ્રીઆનંદાશ્રમ માસિક વર્ષ ૪ થું પૃ.૧૮૮, ૨૦૮, ૨૩૨ જુઓ.)
૭ આનંદાશ્રમમાં શાંતિ રક્ષાય તેને માટે પ્રત્યેક સજ્જને સંભાળ રાખવી જોઇએ. બાળકો તોફાન કે કોલાહલ ન કરે, અથવા કોઈ ચીજ બગાડે નહિ તેની કાળજી રાખવી તે

બાળકોને સાથે લાવનારનું કર્તવ્ય છે.

૮ ભોજનવેળા સૌ ભૂદેવોએ ( બ્રાહ્મણોએ ) રેશમી મુગટો, કતાન, ( શણીઉં, ) કે ધાબળી પહેરીને ભોજન કરવા બેસવું જોઇએ. સૂતરાઉ વસ્ત્ર તે સમયે ન પહેરવું જોઇએ.

તેમણે માધ્યાહ્ન સ્નાનસંધ્યા કરીને ભોજન કરવા બેસવું જોઇએ. ( સ્નાનમાટે ઉષ્ણજળ તૈયાર રહેશે. ) બ્રાહ્મણ વિદ્યાર્થીઓએ અને મુખ્ય પંક્તિમાં બેસનાર બાળકોએ પણ ભોજનવેળા સૂતરાઉ વસ્ત્ર ન પહેરવું જોઇએ.

જે ભૂદેવ ભોજનવેળા સૂતરાઉ વસ્ત્ર પહેરીને આવશે તેમને દરવાજાપર અટકવું પડશે. તેમનાથી બ્રાહ્મણોની મુખ્ય પંક્તિમાં ભોજન કરવા નહિ બેસી શકાય.

બ્રાહ્મણોની મુખ્ય પંક્તિમાં ભોજન કરવા બેસવાનો જેમને વ્યવહાર ન હોય તેવા ભૂદેવોએ પોતે પોતાથીજ જૂદી પંક્તિમાં બેસવાનું રાખવું જોઇએ.

૯ મહોત્સવવેળા પૂજ્યપાદશ્રીનું મહાપૂજન કરીને તથા તેઓશ્રીના ઉપદેશનું શ્રવણમનન કરીને ઉત્તમોત્તમ પ્રેરણાઓ ને પવિત્ર વિચારો પ્રાપ્ત કરવાનો જેમ આપણો હેતુ છે તેમ પવિત્ર આચારનું ગ્રહણ કરી તેનું પાલન કરવાનો પણ આપણો હેતુ છે એ વાત આપણા ખ્યાલમાં રહેવી જોઇએ.

જેમ ભૂદેવોએ તેમ ક્ષત્રિયવૈશ્ય બંધુઓએ પણ એ વાત લક્ષમાં રાખવી જોઇએ. તેમણે પણ ભોજનવેળા પહેરણ કે ગંજીફરાક ન પહેરવું જોઇએ.

૧૦ શૂદ્રબંધુઓએ પણ બને તેટલી પવિત્રતા પાળવી જોઇએ.

૧૧ ઉત્સવમાં ભાગ લેવા આવનાર બાઇઓ બહેનોએ પણ ઉપરની બાબતોનું બની શક્યા પ્રમાણે પાલન કરવું જોઇએ.

૧૨ પૂજ્યપાદશ્રીના સમયથી ચાલ્યા આવતા, આનંદાશ્રમમાં નિવાસ કરનાર સજ્જનોએ પાળવાના નિયમો, જે પૂજ્યપાદશ્રીની આજ્ઞારૂપ ગણાય તે પાળવામાટે આગ્રહ સેવવો એ આપણુ સૌનું કર્તવ્ય છે.

સૌએ પાગરણનો ઉપયોગ તે બગડે નહિ તેની સંભાળ રાખીને કરવો જોઇએ. જતી વેળા પાગરણ, વાસણ તાળું વગેરે લીધેલો સામાન પાછો સોંપીને જવું જોઇએ.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા**

——[ ० ]——

## परचुरण भेट

### [ શ્રાવણ-ભાદ્રપદ ]

૧-૦-૦ શ્રી. ગિરધરલાલ જયશંકર વ્યાસ-બીલખા

૧-૦-૦ બ્રહ્મયુવક સેવાસમાજ-ધોરાજી હા. શ્રી. છોટાલાલ મણિશંકર

૧-૦-૦ શ્રી. જમનાદાસ રામજી ચંદારાણા-ખડીઆ

૨-૦-૦ ,, હરજીવન કેશવજી શાહ-મુંબઈ

૦-૪-૦ શ્રી. મણિબહેન.

૧-૪-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ

૧-૪-૦ બાઈ પાંચુબાઈ નાગભાઈ-દરબાર શ્રી. કાંચડવાળાનાં વિધવા-બીલખા

૧-૪-૦ બાઈ કમબાઈ-કુતાણાવાળા

૦-૧-૩ બેન અમુલાંબાઈ ટાળાવાળા

૦-૧-૦ શ્રી. મણિબહેન

૧-૪-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા કરાંચી

૧૧-૧૦-૪ શ્રાવણ સુદિ ૧૫ના શ્રીસદ્‌ગુરુપૂજનભેટના
૨-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ પ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા
૦-૮-૦ ,, ,, ,, ,, બે પુત્રો
૦-૧-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી.
૦-૧-૪ પરચુરણભેટ
૧-૦-૦ શ્રી. લક્ષ્મીશંકર જેશંકર જોશી હા. હરિશંકર ભવાનીશંકર
૦-૮-૦ શ્રી. રવિશંકર ભવાનીશંકર
૦-૨-૦ ,, ચત્રભુજ લાલજી
૧-૦-૦ ,, જીવાભાઈ કાંથડભાઈ ધાધલ
૦-૨-૦ ,, કસ્તૂરબેન
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૨-૦ શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ
૧-૦-૦ દરબારશ્રી હાપીભાઈ રામભાઇ
૧-૦-૦ એક આનંદાશ્રમવાસી

૧૧-૧૦-૪

૧-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી—આનંદાશ્રમ
૦-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર નરભેરામ—દેવળીઆ
૫-૪-૦ ,, ટોકરશી ગોવિંદજી ચંદારાણા
૦-૨-૦ પરચુરણ
૨-૦-૦ શ્રી. હરજીવન કેશવજી—મુંબઈ
૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીનાં પત્ની અ. સૌ. મણિબહેન
૦-૧૨-૦ અ. સૌ. ભાનુમતી અંબાશંકર ત્રિવેદી
૦-૪-૦ શ્રી. મણિલાલ કરસનદાસ મોરવાડીયા
૦-૪-૦ ,, ચંદુલાલ ભાવજી—વંથલી
૪-૪-૦ ,, દયાશંકરભાઈ વકીલ જૂનાગઢ
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાભાઈ મજીઠીયા—મુંબાઈ
૦-૦-૬ પરચુરણ

૧૪-૦-૦ સાદરાથી સાધકાતરફની ભેટના. હા. શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ
૨-૦-૦ શા. દેવચંદ પાનાચંદ
૧-૦-૦ ગોવરધનદાસ જેઠાદાસ
૧-૦-૦ શ્રી સાંકુબેન
૧-૦-૦ ,, અનુભાઇ મફતલાલ
૧-૦-૦ ,, જીવીબેન બેચરદાસ
૧-૦-૦ ,, વીજુબેન અંબાલાલ
૧-૦-૦ ,, ચંચળબેન
૧-૦-૦ ,, મેનાબેન
૧-૦-૦ ,, સંતોકબેન
૧-૦-૦ ,, ઇચ્છાબેન
૧-૦-૦ ,, કાશીબેન.
૧-૦-૦ ,, જડાવબેન
૧-૦-૦ ,, જીવીબેન

૧૪-૦-૦

૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ—જૂનાગઢ
૧-૦-૦ ,, કેશવલાલ કલ્યાણજી—કુતિયાણા હા. લક્ષ્મીશંકર
૦-૮-૦ શ્રી ચત્રભુજ ભીમજી દવે—પોરબંદર
૬-૮-૦ શ્રાવણીને દિવસે શ્રીસદ્‌ગુરુપૂજનની ભેટના મુંબાઈથી
૧-૦-૦ શ્રી. ચત્રભુજ કાળીદાસ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચત્રભુજ
૦-૮-૦ ,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ
૦-૮-૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ
૦-૮-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ
૦-૮-૦ ,, વાસુદેવ
૦-૮-૦ ,, મહાશંકર લાલજી
૦-૮-૦ ,, છગનલાલ શિવજી
૦-૮-૦ ,, અમથાલાલ જગજીવનદાસ
૦-૮-૦ ,, હરિલાલ હીરજી
૦-૮-૦ ,, મણિશંકર સોમનાથ

૬-૮-૦

## ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

( પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના જીવનચરિત્રનો બીજો ભાગ)

લગભગ અર્ધો છપાઈ ગયો છે.

———:o:———

### અતિ અગત્યની સૂચના

પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના હસ્તલિખિત દોહરાનો મોટો સમૂહ અપ્રસિદ્ધ છે તે છપાવવાનો છે; તો જે ગુરુબંધુને પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીએ હસ્તલિખિત દોહરાની નોટ પ્રસાદરૂપે આપવા કૃપા કરી હોય તેમણે તે નોટ વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા–કાઠિયાવાડ. આ શિરનામે વેળાસર મોકલી આપવા શ્રમ લેવો, કે જેથી છાપવામાં તેનો ઉપયોગ થઈ શકે. ઉપયોગ થઈ રહેથી તે નોટ મોકલનાર બંધુને પાછી મોકલવામાં આવશે.

———

## श्रीनैमित्तिककर्मप्रकाश

આવૃત્તિ ચોથી. પડતમૂલ્ય રૂા. ૧–૧૪–૦ ટપાલખર્ચ રૂા. ૦–૧૧–૦

આ ગ્રંથ છપાતો હતો તે તૈયાર થઈ ગયો છે. તેની પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધસહિત જોઈતી પ્રતો મંગાવનારે પુસ્તકદીઠ રૂા. ૨–૯–૦ મનીઓર્ડરથી મોકલી તે મંગાવી લેવી. વધારે પ્રતો મંગાવનારે રેલ્વેપાર્સલથી મંગાવવાથી ખર્ચમાં ફાયદો થશે કિંમતપૂરતી રકમ મનીઓર્ડરથી મોકલવાથી વી. પે. રેલ્વેપાર્સલથી મોકલવામાં આવશે.

શિરનામુઃ

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા (કાઠિયાવાડ)

———:o:———

### खास विज्ञप्ति

ગુરુપૂર્ણિમાનો પૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનોજ મહોત્સવ છે. આ મંગલપ્રસંગે લાભ લેવા આવનારાં એવાં આપણ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ બહુ જરૂરનું છે, અને એટલામાટે આપણે સૌએ પરસ્પર સહકાર સાધવાની ખાસ આવશ્યકતા છે. આ આવશ્યકતાને વિશેષરૂપે પહોંચી વળવામાટે સશક્ત ને સેવાભાવી બંધુઓને ખાસ વિજ્ઞપ્તિ કરવાની કે તેઓ સેવાનો લાભ લેવામાટે પોતાનાં નામ અગાઉથી નીચેના શિરનામે લખી મોકલાવે વા રૂબરૂ નોંધાવે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા–( કાઠિયાવાડ )

**Reg. No. B. 3087.**

**સને ૧૯૪૨ તા. ૨૫ અકટોબર**



**પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે. પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.**

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

૭૭

૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતાપ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

|| ॐ ||

|| यतो धर्मस्ततो जयः ||


૧૧ મુ

તિક

૬ ઠો

૧૯૯૯

વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂા ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨









શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथः स्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં રાજે છે તે આ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પરમાત્મસ્તુતિ. | ૧૪૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૪૬ |
| ૩ | શ્રીનાથપ્રભુની ભક્તવત્સલતા. | ૧૪૭ |
| ૪ | શ્રીસનત્સુજાતીયમ્ | ૧૪૭ |
| ૫ | મદાલસા. | ૧૫૦ |
| ૬ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૧૫૪ |
| ૭ | પ્રહ્લાદ. | ૧૫૫ |
| ૮ | જ્ઞાન, ભક્તિ, કર્મ અને માયા. | ૧૫૭ |
| ૯ | કૃપાપ્રસંગ. | ૧૬૩ |
| ૧૦ | બુદ્ધિવૃત્તિપ્રતિ જીવાત્માની ઉક્તિ. | ૧૬૬ |
| ૧૧ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૬૬ |
| ૧૨ | પરચુરણ ભેટ. | ૧૬૮ |
| ૧૩ | માસિકના લવાજમની પહોંચ. | ૧૭૨ |


☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

આનુ ૧૧મા વર્ષનો આ ૬ ઠ્ઠો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુઓનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોરટ **બીલખા**-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોરટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહાશંકરદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ
સહતંત્રી: શ્રી. રણજીતસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોરટ **બીલખા.**

શ્રીજશવંતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ દેવળચંદ દાનજીભાઈએ છાપ્યું-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત ૧૯૯૯-કાર્તિક [ અંક ૬

## परमात्मस्तुति

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ગરબી

દયા કરો દીનનાથ ! મારા ઉપરે રે;
ભૂલી ભૂલી મારા સર્વે અપરાધ. મારા રાજ ! દયા૦ ૧

હૃદય રંગાતું નથી પૂરા રંગમાં રે;
નથી સમજાતું માહાત્મ્ય અપાર. મારા રાજ ! દયા૦ ૨

અડગ શ્રદ્ધા પ્રકટે નહિ મનવિષે રે;
મન ભટકણનો ન કરે ત્યાગ. મારા રાજ ! દયા૦ ૩

સતત સ્મરણ રહેતું નથી આપનું રે;
નથી રહેતો સતત આપવિચાર. મારા રાજ ! દયા૦ ૪

મન રંગાજો આપતણા રંગમાં રે;
નેત્રવાણીમાં વસજો સદા આપ. મારા રાજ ! દયા૦ ૫

——[*]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીસન્નાથભગવાન્ ]

પુણ્યસંસ્કારોની વૃદ્ધિવિના, પૂરતા માહાત્મ્યજ્ઞાનવિના, સાત્વિકી શ્રદ્ધાવિના ને સદાગ્રહવાળા સતત પ્રયત્નવિના મનુષ્યથી પરમાર્થમાં આગળ વધાતું નથી.

દુઃખની પ્રાપ્તિ કોઇ પણ પ્રકારના દુષ્ટ સંસ્કારોનો ઉદય થવાથી થાય છે. દુઃખના સમયમાં વધારે શ્રદ્ધાભક્તિથી પુણ્યકર્મ કર્યાં કરવાં જોઇએ કે જેથી તેનો પરિપાક થયે દુઃખ દૂર થઇ સુખની પ્રાપ્તિ થાય.

નિત્યકર્મ ચાલુ કરી તેમાં બની શકે તેટલો વધારે સમય લેશો કે જેથી મનનો શોક ક્રમથી દૂર થવા માંડે.

વાણીનો નિગ્રહ રાખવાથી ને મનને શાંત રાખવાથી જીવાત્માને સુખાનુભવ થયા કરશે, જીવભાવ શમવા લાગશે, ને કોઇના અયોગ્ય વચનથી તમારા મનમાં માઠું નહિ લાગે. બીજાના બોલ્યા સામું નહિ જોતાં વિનયથી શુભ કામ આદરપૂર્વક કર્યાં કરવું. એવા શુભકામથી પણ મનનો સત્વગુણ ને ભક્તિ વધે છે.

તીવ્ર શુભભાવના ને યોગ્ય સદાચારના સેવનથી મનને તથા સ્થૂલશરીરને સતત સ્વસ્થ રાખવા પ્રયત્નશીલ રહેશો.

પરમાત્માના પરમપ્રસન્ન ને પરમ શાંતસ્વરૂપનું પરમાદરપૂર્વક સતત સ્મરણધ્યાન ચાલુ રાખવાથી મનની પ્રસન્નતા ને શાંતિ સુસ્થિર રહેશે. વાચન પણ તેનું પોષણ કરનારું રાખવું.

આત્માનું અસંગપણું ને દૃશ્યનું મિથ્યાપણું વારંવાર આદરપૂર્વક વિચાર્યા કરવાથી જીવાત્મા નિર્લેપ રહી શકશે.

અંતઃકરણના ઉંડાણમાં દૃશ્યમાં ઉદાસીનતા રાખી બહારથી પોતાના પ્રાપ્તવ્યવહારને કૃત્રિમ આસ્થા રાખી સમભાવથી નભાવવો.

પ્રારબ્ધકર્મને લીધે શરીર ગમે તે દેશમાં રહે, છતાં મનને પરમાત્માની સમીપમાં રાખી તેમની પ્રાપ્તિનાં શુભ સાધનો શ્રદ્ધા, ઉમંગ ને સાવધાનતાથી સાધ્યા કરવાં.

હૃદયની ઉંડામાં ઉંડી શુભ લાગણી અને તદનુકૂલ નિશ્ચય તથા પ્રવૃત્તિ થવાથી જીવ ઉત્તરોત્તર વધારે વધારે સુપથગામી થઇ કૃતાર્થ થાય છે.

પ્રભુ પોતાના અનન્ય ભક્તોની શુભાશાઓને સફલ કરવા સર્વદા સર્વથા સમર્થ છે.

હૃદયના ઉંડાણમાંથી આવિર્ભાવ પામતી શાંતિ ને આવિર્ભાવ પામતા અપૂર્વ આનંદને અંતર્મુખવૃત્તિવડે અનુભવતા રહો. (ક્રમશઃ)

ૐ

## શ્રીનાથપ્રભુની ભક્તવત્સલતા

(લેખકઃ ટોકરસી ગોવિંદજી ચંદારાણા)

વગરમાગ્યું ઇષ્ટ આપતા, શ્રીનાથપ્રભુ, વગરમાગ્યું ઇષ્ટ આપતા;
તેથી આશ્રિતજન મહાલતા, આનંદસુધા, પાન કરીને સદા મહાલતા. ટેક.
આવો, આવો, સહુ શરણ લ્યો નાથનું, પાપ સમૂલ જેઓ કાપતા. શ્રીનાથ૦ ૧
પ્રેમે પૂજે જેઓ નાથપાદાંબુજ, ભવરોગ તેમનો મટાડતા. શ્રીનાથ૦ ૨
સત્વાદિ ત્રણ ગુણ પાર કરીને, પરમપદમાં સ્થાપતા. શ્રીનાથ૦ ૩
દુઃખ, શોક, ભયનું મૂળજ બાળી, નિશ્ચિંત સાચા બનાવતા. શ્રીનાથ૦ ૪
નિજ અધિકારાનુસાર શુદ્ધ[1] સેવા, કરનારપર અતિ રીઝતા. શ્રીનાથ૦ ૫
મિથ્યા સુખોની આસક્તિ ટાળી, સત્ય સુખે ભક્તને નિવાજતા. શ્રીનાથ૦ ૬
અતિ ઉદાર શ્રીનાથસમ સદ્‌ગુરુ, વિવેકી ક્યાંહી ન ભાળતા. શ્રીનાથ૦ ૭
શ્રદ્ધાપ્રીતિથી આજ્ઞા જે પાળતા, નક્કી પ્રભુશ્રી ઉદ્ધારતા. શ્રીનાથ૦ ૮

———:o:———

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ]

(અનુસંધાન ચોથા અંકના પૃષ્ઠ ૯૩થી)

हिरण्यपर्णमश्वत्थमभिपद्य ह्यपक्षकाः।
तत्रैव पक्षिणो भूत्वा प्रपतन्ति यथासुखं।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १० ॥

સર્વે જીવો તેમના મૂળસ્વરૂપે એકજ અને અદ્વિતીય બ્રહ્મ હોવાથી તેમના તે સ્વરૂપે તેમને જગતના દ્વંદ્વભાવની પાંખો હોતી નથી.

પોતાના તે બ્રહ્મસ્વરૂપને અલક્ષમાં મૂકીને પ્રમાદવડે જ્યારે તેઓ જગતનું ભાન કરે છે ત્યારે પછી જગત્‌ગત દ્વંદ્વભાવની પાંખો તેમને લાગુ થતી હોવાથી મૂળે અપક્ષ એટલે પાંખવિનાના તેઓ પક્ષી એટલે પાંખવાળા થાય છે.

જગતરૂપી પીપળાનાં પર્ણ એટલે વિષયોરૂપી પાંદડાં અવિવેકી જીવોને હિરણ્ય એટલે લલચાવનારાં છે તેથી પોતાના બ્રહ્મસ્વરૂપને અલક્ષમાં મૂકીને પ્રમાદવડે સહેજ પણ જગતનું ભાન કરતાં તેને ખરું માનીને મૂઢ પંખીઓ જેમ આગળપાછળનો કાંઈ વિચાર કર્યાવિના અંતરના વેગને અનુસરીને વૃક્ષમાં એક ડાળઉપરથી બીજી ડાળઉપર અથવા પાંદડાના એક સમૂહમાંથી બીજા સમૂહમાં ઊડતાં રહી આનંદ માને છે તેમ જીવો પણ પછી આગળપાછળનો કાંઈ વિચાર કર્યાવિનાજ જગતના એક વિષયમાંથી બીજા વિષયમાં તથા એક

1 નિષ્કામ

ભવમાંથી બીજા ભવમાં એમ અંતરથી મળતા વેગને અનુસરીને ભમતા રહી તેમાં આનંદ માને છે.

જ્યાંસુધી પોતાના મૂળસ્વરૂપભૂત એવું બ્રહ્મસ્વરૂપ જીવોને પાછું લક્ષમાં ન આવે ત્યાંસુધી તેમનું આ ભવભ્રમણ ચાલુજ રહે છે.

માટે પોતાના મૂળસ્વરૂપભૂત એવા બ્રહ્મસ્વરૂપને જાણવાનો શાસ્ત્રોએ તથા સદ્ગુરુઓએ કહેલો યોગ સર્વે ભવભ્રમણમાંથી છૂટવાની ઈચ્છાવાળા જીવોએ સાધવો જોઈએ છે.

કારણકે એવો યોગ સાધનારા જીવોજ પોતાના મૂળસ્વરૂપભૂત તે સનાતન બ્રહ્મસ્વરૂપને જાણી શકે છે.

એવો યોગ નહિ સાધનારા જીવો પોતાના મૂળસ્વરૂપભૂત તે સનાતન બ્રહ્મસ્વરૂપને જાણવા અસમર્થ રહે છે.

બીજા પક્ષથી જોતાં જીવો પ્રમાદવડે પોતાના મૂળસ્વરૂપભૂત બ્રહ્મસ્વરૂપને અલક્ષમાં મૂકી જેમ જગતમાં મોહ પામી રહે છે તેમ જીવોને લલચાવનારા પાંદડાંરૂપ વિષયોવાળા આ જગતરૂપી વૃક્ષનું નિર્માણ કરનારા તથા તે જગતરૂપી વૃક્ષની અને તેમાં મોહ પામી રહેનારા જીવોની સર્વથા વ્યવસ્થા કરનારા જીવોથી ભિન્ન એવા ઈશ્વર છે.

જગતરૂપી વૃક્ષનું નિર્માણ કરવા છતાં તથા તેની અને તેમાં મોહ પામી રહેનારા એવા જીવોની સર્વથા વ્યવસ્થા કરી રહેનારા છતાં ઈશ્વરને પોતાનું બ્રહ્મસ્વરૂપ અલક્ષમાં મૂકાતું નથી એ જીવોથી ઈશ્વરની ભિન્નતા જણાવનારું એક મુખ્ય લિંગ છે, પણ જીવોને લલચાવનારા વિષયોવાળા આ જગતનું નિર્માણ કરનારા તથા આ સંપૂર્ણ જગતની અને તેમાં મોહ પામી રહેનારા સંપૂર્ણ સર્વે જીવોની સર્વથા વ્યવસ્થા કરનારા એ ઈશ્વર હોવાથી જે જીવોને આ ભવભ્રમણ અવિવેકરૂપ મૂળવાળું અને બહુધા દુઃખ દેનારું જણાતું હોય અને તેથી જેઓ તેમાંથી છૂટવા માગતા હોય તેમણે એ માટે ઈશ્વરનો અનુગ્રહ મેળવવા ઈશ્વરને શરણે થઈ રહેવું એ પણ એક મુખ્ય ઉપાય છે, પણ જીવોને પોતાનું મૂળસ્વરૂપભૂત બ્રહ્મસ્વરૂપ જેમ તેના દર્શનમાટે નિર્માણ કરેલો યોગ સાધ્યાવિના જાણવું દુર્લભ છે તેમ ઈશ્વરના દર્શનમાટે પણ નિર્માણ કરેલો યોગ સાધ્યાવિના કોઈ જીવ ઈશ્વરનું પણ દર્શન સહસા પામી શકતો નથી.

એમ છતાં બ્રહ્મસ્વરૂપને જાણવામાટેના યોગની દુષ્કરતાની અપેક્ષાએ ઈશ્વરને પામવાના યોગની સુકરતા હોવાથી ભવભ્રમણથી છૂટવા માગતા જીવોએ પ્રથમ ઈશ્વરને પામવાનો યોગ તો અવશ્ય સાધવો જોઈએ.

ત્રીજા પક્ષથી જોતાં જગતને રૂપકમાં अश्वत्थः કહેલું છે.

અશ્વત્થનો રૂઢ અર્થ તો પીપળો થાય છે.

અને પ્રસ્તુત રૂપકમાં એજ અર્થ બંધબેસતો છે.

પણ अश्वः स्थः એમ અશ્વત્થ શબ્દના વિભાગ પાડી તેનો અર્થ કરતાં श्वः એટલે કાલે स्थः એટલે સ્થિર રહેનારો अ એટલે નહિ એમ આવતી કાલે સ્થિર રહેનારો નહિ એવો જગતરૂપ પીપળો અશાશ્વત છે એમ પણ

એ શબ્દવડે સૂચવેલું છે.

જીવને સનાતનજેવો જણાતો જગતરૂપી પીપળો ખરીરીતે શાશ્વત્ નથી પણ અશાશ્વત છે એમ પણ એજ શબ્દથી સૂચવેલું છે.

વળી અશ્વે સ્થઃ એટલે અશ્વમાં સ્થિત એવો પણ એનો અર્થ થાય શ્વિ ધાતુ વધવાના અર્થમાં છે.

બ્રહ્મ તત્ત્વભૂત પદાર્થ હોવાથી તેમાં ખરેખરી કાંઈ વધ કે ઘટ થવી શકય નથી.

તોપણ બ્રહ્મમાંથી જગતનો જન્મ થાય છે એમ શાસ્ત્રો કહે છે તે એક રીતે બ્રહ્મનોજ વધારો છે.

અને તત્ત્વભૂત જે પદાર્થમાંથી જગતનો જન્મ થાય છે તે તેના બૃંહણ એટલે વધવાથીજ થાય છે એટલે કે તેનું બૃંહણ એજ જગત્ છે, ને તેથી તો તે તત્ત્વભૂત પદાર્થ બ્રહ્મ કહેવાય છે એમ પણ શાસ્ત્રો કહે છે. પણ તત્ત્વભૂત પદાર્થને ખરેખરું બૃંહણ હોય નહિ એમ જણાવવા બ્રહ્મને અશ્વન્ એટલે વધે નહિ એવું કહેલું છે.

અને જે વધવું જણાય છે તે માયિક છે એમ જણાવવા જગતને अश्वत्थ એટલે નહિ વધનારા બ્રહ્મમાં રહેલા વધારારૂપે કહેલું છે. અશ્વત્થના આ અર્થને અનુસરીને વ્યસ્ત તથા સમસ્ત સંપૂર્ણ જગતનું તત્ત્વભૂત અધિષ્ઠાન બ્રહ્મ છે એવો નિર્ધાર થાય છે અને તેથી માયિક એવા જગત્ના તત્ત્વભૂત અધિષ્ઠાન બ્રહ્મના દર્શનવડે માયિક એવા જગત્ના મોહને દૂર કરી ભવભ્રમણથી જીવે છૂટવું જોઇએ એવો તેમાંથી ઉપદેશ મળે છે.

પણ જગત્ના તત્ત્વભૂત અધિષ્ઠાનરૂપે બ્રહ્મનું દર્શન પણ તેને માટે નિર્માણ કરેલા યોગને સાધનારા યોગીઓજ પામી શકે એમ હોવાથી ભવભ્રમણથી છૂટવા માગતા જીવોએ જગત્ના અધિષ્ઠાનરૂપે બ્રહ્મના દર્શનમાટેનો પણ યોગ સાધવો જોઇએ એમ પણ એવડે કહેલું છે.

श्रीशांकरभाष्यम् ।

किंच किमेते मध्वाशिनो यंभ्रम्यमाणाः परिवर्तन्त एव सर्वदा किंवा ज्ञानं लब्ध्वा मुक्ता भवन्तीत्याशंक्याह हिरण्यपर्णमिति

અને વળી ઉપરના શ્લોકમાં દર્શાવેલા મધનો ભોગ કરનારા જીવો ભવ-ભ્રમણ કર્યા કરતા સર્વદા ફરતાજ રહે છે કે પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન પામી પાછા ભવભ્રમણથી છૂટે છે એવી શંકા કરીને हिरण्यपर्णं० એમ આ શ્લોકવડે તેનું સમાધાન કરે છે.

हितं च रमणीयं च भवति तेन हिरण्यमित्याचक्षते

જગતરૂપી પીંપળાનાં વિષયોરૂપી પાંદડાં જીવોના વ્યવહારરૂપ હિતને સાધનારાં તથા રમણીય લાગે એવાં હોવાથી જગતરૂપી પીંપળાનાં વિષયોરૂપી પાંદડાંને હિરણ્ય કહેલાં છે:

येऽपक्षका ज्ञानपक्षरहिता मध्वाशिनः परिवर्तन्ते हिरण्यपर्णमश्वत्थमभिपद्य

પાંખવિનાના એટલે જ્ઞાનરૂપી પાંખવિનાના મધનો ભોગ કરનારા જે જીવો

હિરણ્ય પાંદડાંવાળા પીંપળાને પામીને ફર્યા કરે છે.

हितं च रमणीयं चेति

હિત કરનારાં અને રમણીય હોવાથી હિરણ્ય

हितं च रमणीयं च पर्णं यस्याश्वत्थस्य

જે જગતરૂપી પીંપળાનું પાંદડું હિત કરનારું અને રમણીય હોવાથી હિરણ્ય છે.

तथा चाह भगवान् वासुदेवः छंदांसि यस्य पर्णानीति

વિશ્વરૂપ જે પીંપળાનાં પાંદડાં વેદો છે એમ ભગવાન્ વાસુદેવે પણ એવુંજ કહેલું છે.

हिरण्यपर्णमश्वत्थमभिपद्यारुह्य च वेदसंयोगि ब्राह्मणादि देहं प्राप्येत्यर्थः

હિરણ્યપાંદડાંવાળા જગતરૂપી પીંપળાને પામીને એટલે એ પીંપળાપર ચડીને અને વેદની સાથે જોડનારા બ્રાહ્મણઆદિના દેહને પામીને જ્ઞાનરૂપ પાંખને જીવો પામે છે એમ કહેવાનો ભાવ છે.

तत्रैव ब्राह्मणादि देहे पक्षिणो ज्ञानिनो भूत्वा

ત્યાંજ એટલે જગતરૂપી પીંપળાઉપરજ બ્રાહ્મણ આદિના દેહમાં પક્ષી થઈને એટલે જ્ઞાની થઈને જીવો જ્ઞાનરૂપ પાંખોવડે ઉડીને સુખપૂર્વક પોતાના બ્રહ્મસ્વરૂપને પામી રહે છે.

तथा च ब्राह्मणा ये वै विद्वांसस्ते पक्षिणो येऽविद्वांसस्तेऽपक्षा इति

જેઓ નિશ્ચય વિદ્વાન્ છે તેઓ પક્ષિ એટલે પાંખવાળા છે અને જેઓ અવિદ્વાન્ છે તેઓ અપક્ષ એટલે પાંખવિનાના છે એમ બ્રાહ્મણો પણ એવુંજ કહે છે.

प्रपतन्ति यथासुखं प्रयत्नं कृत्वा मुक्ता भवन्तीत्यर्थः

જ્ઞાનરૂપી પાંખવડે ઉડીને સુખપૂર્વક પોતાના બ્રહ્મસ્વરૂપને પાછા પામી રહે છે. એટલે પ્રયત્ન કરીને ભવભ્રમણથી છૂટે છે એમ કહેવાનો ભાવ છે.

यं ज्ञात्वा प्रपतन्ति तं योगिन एव पश्यन्ति ॥ १० ॥

જેને જાણીને જીવો ભવભ્રમણથી છૂટે છે તે સનાતન પરમાત્માનું યોગીઓજ દર્શન કરી શકે છે બીજાઓ તેનું દર્શન પામી શકતા નથી. (ચાલુ)

———:o:———

## मदालसा

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ૪થા અંકના પૃષ્ટ ૯૭થી )

मदालसोवाच

મદાલસા કહે છેઃ—

सपिण्डीकरणादूर्ध्वं पितुर्यः प्रपितामहः ।
स तु लेपभुजो याति प्रलुप्तपितृपिंडकः ॥

પિતાનું સપિંડીકરણ થયા પછી જે પિતાનો દાદો હોય તે માત્ર લેપનો ભાગી

થાય. પિતૃપદના પિંડનો તેને લોપ થાય

तेषामन्यश्चतुर्थो यः पुत्रलेपभुजान्नभुक् ।
सोऽपि संबंधतो हीनमुपभोगं प्रपद्यते ॥

તે ત્રણથી એટલે પિતાનો દાદો તેના પિતા તથા તેના પિતા એ ત્રણથી ઉપરનો એટલે પિતાના દાદાના દાદાની ઉપરનો જે ચોથો હોય તથા જે પુત્રના અન્નના લેપનો ભોગ કરનારાઓના અન્નનો ભોગ કરવાનો અધિકારી હોય તે પણ પછી સંબંધથી ઓછા ઉપભોગનો અધિકારી થાય છે.

पिता पितामहश्चैव तथैव प्रपितामहः ।
पिंडसंबंधिनो ह्येते विज्ञेयाः पुरुषास्त्रयः ॥

બાપ દાદો ને દાદાનો બાપ આ ત્રણ પુરુષો પિંડના મુખ્ય અધિકારી સંબંધી જાણવા.

लेपसंबंधिनश्चान्ये पितामहपितामहात् ।
प्रभृत्युक्तास्त्रयस्तेषां यजमानश्च सप्तमः ॥

દાદાના દાદાથી માંડીને ત્રણ પુરુષો એટલે દાદાના દાદા તેના બાપ અને તેના બાપ એમ ત્રણ પુરુષો અન્નના લેપનો ભોગ કરવાના અધિકારપુરતા સંબંધી જાણવા.

એમ યજમાનથી ગણતાં યજમાનના પિતા પિતામહ અને પ્રપિતામહ એમ ત્રણ પુરુષો પિતૃપિંડના અધિકારી જાણવા. પ્રપિતામહથી ઉપરના ત્રણ લેપના અધિકારી જાણવા.

એ રીતે યજમાનસુધીના સાત સંબંધી જાણવા.

અથવા યજમાનથી માંડીને ત્રણ યજમાનના પિતૃપિંડના અધિકારી અને બીજા ત્રણ લેપના અધિકારી એમ કુલ સાત સંબંધીઓ જાણવા.

इत्येष मुनिभिः प्रोक्तः संबंधः साप्तपौरुषः ॥

આવી રીતનો આ સાત પુરુષને લગતો સંબંધ મુનિઓએ કહેલો છે.

यजमानात् प्रभृत्यूर्ध्वमनुलेपभुजस्तथा ।
ततोऽन्ये पूर्वजाः स्वर्गे ये चान्ये नरकौकसः ।
ये च तिर्यक्त्वमापन्ना ये च भूतादिसंस्थिताः ।
तान् सर्वान् यजमानो वै श्राद्धं कुर्वन् यथाविधि ।
समाप्यायते वत्स येन येन शृणुष्व तत् ॥

યજમાનથી માંડીને ઉપરના અનુલેપના જેઓ અધિકારી છે તથા તેમની ઉપરના જે પૂર્વજો સ્વર્ગમાં હોય તથા જે બીજા નરકમાં હોય તથા જેઓ પશુપક્ષીપણાને પામેલા હોય તથા જેઓ ભૂતઆદિરૂપે સ્થિતિ પામી રહેલા હોય તે સર્વેને યજમાન યથાવિધિ શ્રાદ્ધ કરીને હે વત્સ! જેવડે તૃપ્ત કરે છે તે સાંભળ.

अन्नप्रकिरणं यत्तु मनुष्यैः क्रियते भुवि ।
तेन तृप्तिमुपायांति ये पिशाचत्वमागताः ॥

માણસો જે અન્નને વેરે છે તેવડે પિશાચપણાને પામેલાઓ તૃપ્ત થાય છે.

यदंबु स्नानवस्त्रोत्थं भूमौ पतति पुत्रक ।
तेन ये तरुतां प्राप्तास्तेषां तृप्तिः प्रजायते ॥

સ્નાન કર્યા પછી વસ્ત્રનો છેડો નીચોવતા જે પાણી ભૂમિઉપર પડે તેવડે હે પુત્રક! જેઓ વૃક્ષપણાને પામેલા હોય તેઓને તૃપ્તિ થાય છે.

यास्तु गात्राम्बुकणिकाः पतन्ति धरणीतले ।
ताभिराप्यायनं तेषां ये देवत्वं कुले गताः ॥

સ્નાન કર્યા પછી ગાત્રોમાંથી જળના જે કણ પૃથ્વીના તળપર પડે તેવડે જેઓ કુળમાં દેવપણાને પામેલા હોય તેઓ તૃપ્ત થાય.

उद्धृतेष्वथ पिंडेषु याश्चान्नकणिका भुवि ।
ताभिराप्यायनं तेषां ये तिर्यक्त्वं कुले गताः ॥

પિંડ ઉપાડતાં અન્નની જે કણિકાઓ પૃથ્વીપર વેરાય તે કણિકાઓવડે જેઓ પશુપક્ષીપણાને પામેલા હોય તેઓ તૃપ્ત થાય.

ये वा दग्धाः कुले बालाः क्रियायोग्या ह्यसंस्कृताः ।
विपन्नास्तेऽन्नविकिरसंमार्जनजलाशिनः ॥

અથવા કુલમાં જે બાળકો દાઝીને મરણ પામેલા હોય, સંસ્કારને યોગ્ય થયા છતાં સંસ્કાર પામ્યા વિનાજ જેઓ મરણ પામેલા હોય તથા જેઓ વિપત્તિમાં આવીને મરણ પામેલા હોય, તેઓ સઘળા વેરાએલ અન્ન વાળી કાઢવાના જળવડે તૃપ્ત થાય છે.

भुक्त्वा चाचामतां यच्च जलं यच्चांघ्रिशोधने ।
ब्राह्मणानां तथैवान्ये तेन तृप्तिं प्रयान्ति वै ॥

તથા બીજાઓ બ્રાહ્મણો જમીને આચમન કરે તેના જળથી તેમજ તેમના ચરણ ધોતાં જે જળ પૃથ્વીપર પસરે તે જળથી તૃપ્તિને પામે.

पिशाचत्वमनुप्राप्ताः कृमिकीटत्वमेव ये ॥

જેઓ પિશાચપણાને પામ્યા હોય તથા જેઓ કૃમિ કે કીડાના ભાવને પામ્યા તેઓ સર્વે ઉપર કહ્યું તેમ બ્રાહ્મણોના આચમનમાંથી તથા ચરણપ્રક્ષાલનથી જે જળ પૃથ્વીપર પસરે તેવડે તૃપ્તિને પામે છે.

एवं यो यजमानस्य यश्च तेषां द्विजन्मनां ।
कश्चिज्जलान्नविक्षेपः शुचिरुच्छिष्ट एव वा ॥
तेन तेन कुले तत्र तत्तद्योन्यंतरंगताः ।
प्रयान्त्याप्यायनं वत्स सम्यक् श्राद्धक्रियावतां ॥

એ પ્રમાણે યજમાનપાસેથી તથા તે બ્રાહ્મણોપાસેથી જે જે કાંઈ જળ તથા અન્ન પૃથ્વીપર પડે તે પવિત્ર હોય કે ઉચ્છિષ્ટ હોય પણ વિધિપૂર્વક ને શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધ કરનારાઓના તે અન્ન તથા તે જળવડે કુળના જે પૂર્વજો ઉપર કહી તે તે યોનિઓને પામેલા હોય તેઓ સઘળા હે વત્સ! તૃપ્ત થાય છે.

अन्यायोपार्जितैरर्थैर्यच्छ्राद्धं क्रियते नरैः ।
तृप्यन्ते तेन चाण्डालपुल्कसाद्यासु योनिषु ॥

માણસો જે શ્રાદ્ધ અન્યાયવડે ઉપાર્જન કરેલા દ્રવ્યવડે કરે છે તેવડે તેમના કુલના જેઓ ચાંડાળ તથા પુલ્કસઆદિ યોનિઓને પામેલા હોય તેઓ તૃપ્ત થાય છે.

एवमाप्यायनं वत्स बहूनामपि बान्धवैः ।
श्राद्धं कुर्वद्भिरन्नाम्बुशाकैरपि हि जायते ॥

એમ બાંધવો શ્રાદ્ધ કરે તેના જળ અને શાકથી પણ હે વત્સ! ઘણાને તૃપ્તિ થાય છે.

तस्माच्छ्राद्धं नरो भक्त्या शाकैरपि यथाविधि।
कुर्वीत कुर्वतः श्राद्धं कुले कश्चिन्न सीदति ॥

માટે પુરુષે એકલાં શાકોવડે પણ શ્રાદ્ધ કરવું જોઇએ. શ્રાદ્ધ કરનારના કુલમાં કોઇ સીદાતું નથી.

तस्य कालानहं वक्ष्ये नित्यनैमित्तिकात्मकान्।
विधिना येन च नरैः क्रियते तन्निबोध मे ॥

હવે શ્રાદ્ધ કરવાના નિત્યનૈમિત્તિક સમયો તથા જે વિધિથી મનુષ્યોએ શ્રાદ્ધ કરવુ જોઇએ તે સાંભળ.

कार्यं श्राद्धममावास्यां मासि मास्युडुपक्षये।
तथाष्टकास्वप्यवश्यमिष्टकालान् निबोध मे ॥

પ્રત્યેક માસની અમાવાસ્યાને દિવસે ચંદ્ર ક્ષીણ થતાં તથા અષ્ટકાતિથિઓને વિષે અવશ્ય શ્રાદ્ધ કરવું જોઇએ.

બીજા ઇષ્ટ સમયો શ્રાદ્ધ કરવાના સાંભળ.

विशिष्टब्राह्मणप्राप्तौ सूर्येन्दुग्रहणेऽयने।
विषुवद्रविसंक्रान्तिव्यतिपातेषु पुत्रक ॥
श्राद्धार्हद्रव्यसंपत्तौ तथा दुःस्वप्नदर्शने।
जन्मर्क्षे ग्रहपीडासु श्राद्धं कुर्वीत चेच्छया ॥

વિશિષ્ટ વિદ્યાગુણસંપન્ન બ્રાહ્મણ ઘેર પધારે ત્યારે, સૂર્યચંદ્રના ગ્રહણને દિવસે, અયન બદલાય ત્યારે, વિષુવત્, સૂર્યની સંક્રાંતિ તથા વ્યતિપાતના દિવસે, શ્રાદ્ધને યોગ્ય દ્રવ્યનો મેળ થાય ત્યારે, ખરાબ સ્વપ્ન દર્શનને દિવસે, જન્મનક્ષત્રને દિવસે અને ગ્રહોની પીડાના પ્રસંગોમાં મનુષ્યે ઇચ્છા કરીને શ્રાદ્ધ કરવુ જોઇએ.

विशिष्टः श्रोत्रियो योगी वेदविज्ज्येष्ठसामगः।
त्रिणाचिकेतः श्रुतवान् विहितव्रतकारकः ॥
त्रिणाचिकेतस्त्रिमधुस्त्रिसुपर्णः षडंगवित्।
दौहित्र ऋत्विग् जामाता स्वस्रीयः श्वशुरस्तथा ॥
पंचाग्निकर्मनिष्ठश्च तपोनिष्ठोऽथ मातुलः।
मातृपितृपराश्चैव शिष्यसंबंधिबान्धवाः।
एते द्विजोत्तमाः श्राद्धे समस्ताः केतनक्षमाः ॥

વિશિષ્ટ, શ્રોત્રિય, યોગી, વેદવિત્, જ્યેષ્ઠસામનુ ગાન કરનારો, ત્રિણાચિકેત, ત્રિમધુ, ત્રિસુપર્ણ, ૭ અંગને જાણનારો, દીકરીનો દીકરો, ઋત્વિક્, જમાઈ, ભાણેજ, સસરો, પંચાગ્નિકર્મમાં નિષ્ઠાવાળો, તપમાં નિષ્ઠાવાળો, મામો, માતાપિતાપરાયણ પુત્રો, શિષ્ય, સબંધિ, બાંધવ આ સર્વે બ્રાહ્મણો શ્રાદ્ધમાં આમંત્રણ આપવાપાત્ર છે.

अवकीर्णी तथा रोगी न्यूनांगस्त्वधिकांगकः।
पौनर्भवस्तथा काणः कुण्डो गोलोऽथ पुत्रक ॥
मित्रध्रुक् कुनखी कुष्ठी श्यावदंतो निराकृतिः।
अभिशस्तस्तथास्तेयः पिशुनः सोमविक्रयी ॥

कन्यादूषयिता वैद्यो गुरुपित्रो स्तथोज्झकः ।
भृतकाध्यापकोऽमित्रं परदुष्टपतिस्तथा ॥
वेदोज्झश्चाग्निसंत्यागी वृषलापत्यदूषितः ।
तथान्ये च विकर्मस्था वर्ज्याः पैत्र्येषु वै द्विजाः ॥

અવકીર્ણી એટલે બ્રહ્મચારી થઈને વીર્યને વિખેરી નાંખે તેને, રોગીને, ઓછા અંગવાળાને, અદકા અંગવાળાને, વિધવાના પુત્રને, કાણાને, કુંડને એટલે પતિથી ભિન્ન અન્યવડે વ્યભિચારથી ઉપજેલ પુત્રને, પરણ્યા વિના કન્યાને ઉપજેલા પુત્રને, પછી હે પુત્રક! મિત્રનો દ્રોહ કરનારાને, ખરાબ નખવાળાને, કોઢવાળાને, કાળા દાંતવાળાને, કદ્રૂપાને, શાપિષ્ટને, ચોરને, ચાડીયાને, સોમરસ વેચનારાને, કન્યાને દૂષિત કરનારાને, વૈદ્યને, ગુરુ તથા પિતાનો ત્યાગ કરનારાને, પગાર લઈને ભણાવનારાને, શત્રુને, પારકાએ દૂષિત કરેલ પત્નીના પતિને, વેદોનો ત્યાગ કરનારાને, અગ્નિનો ત્યાગ કરનારાને, અધાર્મિકને, દુષ્ટ પ્રજાવાળાને તથા બીજા પણ જેઓ અવળાં કર્મો કરવાના અવળે માર્ગે ચાલનારા હોય તેમને કોઈને પિતૃના સંબંધવાળા કોઈ કર્મમાં આમંત્રણ ન આપવું એટલે એવા બ્રાહ્મણોને વર્જવા. (ચાલુ)

——[ ० ]——

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ૪થા અંકના પૃષ્ઠ ૯૯થી )

ते तृप्तास्तर्पयन्त्येनं सर्वै कामफलैः शुभैः ॥ ४७ ॥

એ પ્રમાણે તૃપ્ત થયેલા દેવો તથા પિતૃઓ એને એટલે વેદનું અધ્યયન કરીને તેમને તૃપ્ત કરનારને તેની સર્વે મનઃકામનાઓ સફળ કરીને તૃપ્ત કરે છે.

यं यं क्रतुमधीयीत तस्य तस्याप्नुयात् फलं ।
त्रिर्वित्तपूर्णपृथिवीदानस्यफलमश्नुते
तपसश्च परस्येह नित्यं स्वाध्यायवान् द्विजः ॥ ४८ ॥

જે જે યજ્ઞનું પ્રતિપાદન કરનારા વેદભાગનું અધ્યયન કરવામાં આવે તે તે યજ્ઞનું તે તે વેદભાગના અધ્યયનથી ફળ મળે છે.

વેદોનું ત્રણવાર અધ્યયન કરવામાં આવે તો દ્રવ્યથી પરિપૂર્ણ કરેલી પૃથ્વીનું દાન કરવાનું ફળ મળે છે.

જે દ્વિજ વેદોનો નિત્ય સ્વાધ્યાય કરવાનું રાખે તે શ્રેષ્ઠ તપનું ફળ જે પરમાત્મદર્શન તેને અહીંજ પામે છે.

नैष्ठिको ब्रह्मचारी च वसेदाचार्यसंनिधौ ।
तदभावे तस्य तनये पत्न्यां वैश्वानरेऽपि वा ॥ ४९ ॥

નૈષ્ઠિક બ્રહ્મચારીએ એટલે મરણપર્યંત બ્રહ્મચારી રહેવાના સંકલ્પવાળાએ પોતાના આચાર્યનીજ સંનિધિમાં વસવું જોઈએ. આચાર્ય ન હોય ત્યારે આચાર્યના પુત્રની સંનિધિમાં વસવું જોઈએ.

આચાર્યનો પુત્ર ન હોય તો આચાર્યનાં પત્નીની સંનિધિમાં વસવું જોઈએ.

અને પત્ની પણ ન હોય તો આચાર્યના અગ્નિની સંનિધિમાંજ વસવું જોઈએ.

અને એ રીતે વસીને પોતાના બ્રહ્મચારીના ધર્મોનું યથાવત્ આચરણ કરતાં

રહેવું જોઈએ.

अनेन विधिना देहं साधयन् विजितेन्द्रियः।
ब्रह्मलोकमवाप्नोति न चेहाजायते पुनः॥ ५०॥

બ્રહ્મચારી આ રીતે મરણપર્યંત ઇંદ્રિયોનો જય કરીને દેહને સાધે તે મરીને બ્રહ્મલોકને પામે અને અહીં ફરીને જન્મ પામે નહિ.

——[*]——

## ब्रह्मवाद

[ અનુવાદક:-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ૪થા અંકના પૃષ્ઠ ૧૦૦ થી )

दृतय इव श्वसन्त्यसुभृतो यदि तेऽनुविधा-
महदहमादयोऽण्डमसृजन् यदनुग्रहतः।
पुरुषविधोऽन्वयोऽत्र चरमोऽन्नमयादिषु यः
सदसतः परं त्वमथ यदेष्ववशेषमृतम्॥

પ્રાણનું ધારણ કરવાવાળાં પ્રાણીઓ અહીં શ્વાસોચ્છ્વાસ કરે છે પણ તેમ કરવાથી તેઓ આપ ભગવાનથી નિરપેક્ષ સ્વતંત્ર પ્રાણીઓ છે એમ કોઈ જાણે તો તે તેની ભૂલ છે. તેઓ તો લુહારઆદિએ ભરેલા પવનવડે જેમ ધમણો શ્વાસોચ્છ્વાસ કરે છે તેમ આપ ભગવાને પૂરેલા પ્રાણવડે શ્વાસોચ્છ્વાસ કરે છે તેથી ધમણો જેમ લુહારઆદિને પરતંત્ર છે તેમ પ્રાણીઓ સર્વે આપ ભગવાનને પરતંત્ર છે. લુહારઆદિના વિધાનથી જેમ ધમણો પરતંત્રપણે શ્વાસોચ્છ્વાસ કરે છે, તેમ આપ ભગવાનના વિધાનને અનુસરીને પ્રાણીઓ પરતંત્રપણે શ્વાસોચ્છ્વાસ કરે છે, તેથી ધમણો જેમ લુહારઆદિથી નિરપેક્ષ સ્વતંત્ર પદાર્થો નથી પણ લુહારઆદિનાં યંત્રો છે તેમ પ્રાણીઓ આપ ભગવાનથી નિરપેક્ષ સ્વતંત્ર પ્રાણીઓ નથી પણ આપ ભગવાનનાં યંત્રો છે.

આ બ્રહ્માંડ બુદ્ધિ તથા અહંકાર આદિ સૂક્ષ્મ તથા સ્થૂલ મહાભૂતોનું કાર્ય છે અને બુદ્ધિ તથા અહંકાર આદિ સૂક્ષ્મ તથા સ્થૂલ મહાભૂતો આ બ્રહ્માંડના કારણભૂત છે પણ તેથી તે મહાભૂતો આપ ભગવાનથી નિરપેક્ષ સ્વતત્ર પદાર્થો છે એમ કોઈ જાણે તો તે તેની ભૂલ છે.

તેઓ તો જો કે બ્રહ્માંડરૂપ કાર્યના કારણભૂત છે પણ બ્રહ્માંડની કોટિનાજ પદાર્થો હોઈને બ્રહ્માંડ જેમ તત્ત્વભૂત સ્વતંત્ર પદાર્થ નથી તેમ તેઓ પણ કોઈ તત્ત્વભૂત સ્વતંત્ર પદાર્થો નથી.

આપ ભગવાનના પ્રસિદ્ધ ઈક્ષણવડેજ જેમ કાર્યભૂત બ્રહ્માંડનાં જન્મઆદિ થાય છે તેમ આપ ભગવાનના તે પ્રસિદ્ધ ઈક્ષણવડેજ કારણભૂત સૂક્ષ્મ તથા સ્થૂલ મહાભૂતોનાં પણ જન્મઆદિ થાય છે તથા આપ ભગવાનના તે પ્રસિદ્ધ ઈક્ષણને અનુસરીને આપ ભગવાનના સામર્થ્યથી તેઓ કાર્યભૂત બ્રહ્માંડનું સર્જન કરવા સમર્થ થાય છે, એટલે કાર્યભૂત બ્રહ્માંડના કારણભૂત મહાભૂતો પણ કોઈ સ્વયં તત્ત્વભૂત પદાર્થ નથી.

કાર્યભૂત તથા કારણભૂત સંપૂર્ણ સર્વ પદાર્થોનો જેમાં સમાવેશ છે એવું આ વિશ્વ તેને જન્મઆદિ હોવાથી સ્વયં તત્ત્વભૂત પદાર્થ નથી.

આપ ભગવાનને જન્મઆદિ ન હોવાથી આપ ભગવાન્ એકજ તત્ત્વભૂત છે.

અને તેથી આ વિશ્વનું તત્ત્વભૂત કારણ એક આપ ભગવાનજ છો.

એવા આપ ભગવાન્ અનેકાકાર થવાના ઈક્ષણવડે આ વિશ્વના જે કાંઈ કાર્યભૂત તથા કારણભૂત પદાર્થોનું સર્જન કરો છો તે સર્વમાં તત્ત્વરૂપે આપ ભગવાન્ ગૂઢભાવે અન્વય કરી રહેલા હો છો.

અને પુરુષના અન્નમયઆદિ પુરુષરૂપોમાં તો ઉત્તરોત્તર આપ ભગવાનનો અન્વય પ્રકટરૂપમાં ભાસે છે.

છતાં તે ગૂઢ હોઇને અવિવેકી પુરુષને પોતાનું પુરુષરૂપ આપ ભગવાનથી ભિન્ન ભાસે છે.

અને આપ ભગવાને પૂરેલા પ્રાણવડે શ્વાસોચ્છવાસ કરતાં છતાં પ્રાણીઓ જેમ અવિવેકવડે આપ ભગવાનથી નિરપેક્ષ સ્વતંત્રપણે પોતાને શ્વાસોચ્છવાસ કરનારાં પ્રાણીઓ માને છે તેમ આપ ભગવાને પ્રકટાવેલું પોતાપણું અવિવેકવડે પોતાનું માની પોતાપણાના અભિમાનથી પુરુષ યોગ્ય અયોગ્ય અનેક વ્યવહારો કરે છે તથા તેના આપ ભગવાને નિર્માણ કરેલા ફળનો પણ ભોગ કરે છે

અનેકાકારમાંથી પાછા એકાકાર થવાના આપ ભગવાનના ઈક્ષણવડે સંપૂર્ણ વિશ્વના વિલાઈ જવા સમયે પણ તત્ત્વભૂત હોવાથી આપ ભગવાન્ એકજ તેના અવશેષરૂપે વિદ્યમાન રહો છો.

આ વિશ્વના જન્મ પહેલાં જેમ આપ ભગવાન્ સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મસ્વરૂપે વિદ્યમાન હો છે, તથા જેમ આ વિશ્વના વિલયપછી આપ ભગવાન્ સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મસ્વરૂપે વિદ્યમાન હો છો તેમ આ વિશ્વનાં જન્મઆદિ સમયે પણ આપ ભગવાન્ તો સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મસ્વરૂપેજ વિદ્યમાન હો છો.

આ વિશ્વનાં જન્મ આદિ તો આપ ભગવાનના બ્રહ્મસ્વરૂપમાં આપ ભગવાનના ઈક્ષણવડે આળેખાય છે તેથી તેમાં એક રીતે આપ ભગવાનનો અન્વય સ્વાભાવિક હોય છે પણ ખરી રીતે તે સમયે પણ આપ વિશ્વથી અસંશ્લિષ્ટ એટલે પર હો છો.

એમ એક રીતે વિશ્વમાં આપ ભગવાનનો અન્વય હોય છે છતાં આપ ભગવાન્ વિશ્વથી પર હો છો.

અને વિશ્વના જન્મ પહેલાં તથા વિલયપછી તો આપ ભગવાન્ વિશ્વથી પ્રસિદ્ધ રીતે પર હો છો.

વિશ્વના જન્મ આદિનો આધાર આપ ભગવાનના ઈક્ષણઉપર હોવાથી આપ ભગવાન્ આ વિશ્વના એક રીતે નિમિત્તકારણ છો.

તથા વિશ્વ આપ ભગવાનના બ્રહ્મસ્વરૂપમાં આળેખાતું હોવાથી એક રીતે વિશ્વના તત્ત્વભૂત ઉપાદાનકારણ પણ આપ ભગવાન્ પોતેજ છો.

એવી રીતે વિશ્વનું નિમિત્ત તથા ઉપાદાનકારણ થવા છતાં આપ ભગવાનના સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મસ્વરૂપમાં કાંઇ વિક્રિયા થતી નથી તેથી તો આપ ભગવાન્ તત્ત્વભૂત પદાર્થ છો,

અને આ વિશ્વનું નિમિત્ત તથા ઉપાદનકારણ થવા છતાં આપ ભગવાનના સદા અવિકૃત એકરૂપે રહેનારા બ્રહ્મસ્વરૂપમાં કાંઇ વિક્રિયા થતી નથી તેથી તો આ વિશ્વ માયિક છે.

( ચાલુ )

——[૦]——

# ज्ञान, भक्ति, कर्म अने माया

## (આષાઢી પૂર્ણિમાએ આપેલ વ્યાખ્યાનોનો સાર)

### [પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજી]

(અનુસંધાન અંક ૪ થાના પૃષ્ઠ ૧૦૬ થી)

પ્રહ્લાદ નાની ઉમરના હતા ત્યારથીજ રમત ગમત છોડી ભગવદ્ધ્યાનમાં એવા તલ્લીન થઇ જતા હતા કે તેને તેના શરીરનું કે જગતનું ભાન રહેતું નહિ તેને બેસતાં, ચાલતાં, ખાતાં, પીતાં, શયન કરતાં, બોલતાં, તે તે ક્રિયાનું ભાન રહેતું નહોતું પ્રહ્લાદે જે સત્યાગ્રહ કર્યો હતો તે સત્ય જાણ્યા પછીનો હતો.

પ્રહ્લાદ કોઇ વિપત્તિથી ગભરાતા નહોતા, અને સાંભળેલા અને જોયેલા બધા વિષયોને મિથ્યા સમજી તેની ઇચ્છા કરતા નહોતા. તેની ઇંદ્રિયો, પ્રાણ, શરીર અને મન બધાં સંયમી હતાં અને તેને કોઇપણ પ્રકારની કામના નહોતી તે અસુરના કુળમાં જન્મેલા હોવા છતાં તેનામાં અસુરતા નહોતી. તેની ભક્તિનાં વખાણ દેવલોકમાં પણ થતાં હતાં, સાધુઓ પણ સત્સંગમંડળીમાં તેનું દષ્ટાંત આપતા હતા.

પણ પ્રહ્લાદના જેવા ગુણ ધારણ કરવા બહુ મુશ્કેલ છે. બધે પરમાત્માને જોવા, દુશ્મનમાં પણ પરમાત્માને જોવા એ કામ કેટલું અઘરૂં છે! જ્યારે વર્તનનો વખત આવે છે ત્યારે એ ભાવની પરીક્ષા થાય છે જે દુશ્મનમાં પણ પરમાત્માને જોઇ શકે છે, જે પોતાને મારવા આવે તેમાં પણ પરમાત્માને જોઇ શકે છે તે મરતો નથી અને મરે છે તો તે ભગવાનને હાથે મરે છે તેથી મરનારની સદ્ગતિ થાય છે.

ભગવાન બધે છે પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી. મહાત્માઓના આશ્રમો અને વેશ્યાનાં ઘર, અને રાજદ્વારી માણસોના કેટલાક પ્રપંચો બધુ એક સત્તાથી ચાલે છે છતાં તે બધાની સાથે રહેલું સુખ એ ભગવાનનું સુખ નથી. પરિચ્છિન્ન ભાવનું સુખ એ માયાનું સુખ છે. તેથી સંસારનાં સુખ જેને ગમે છે તેને બધે ભગવાન છે એવો અનુભવ થશે નહિ. બધે ભગવાન છે એવું જ્ઞાન જેને બરાબર થયું હોય છે તેને તે ભાવથી ઉત્પન્ન થતી પૂર્ણતાનું સુખ મળે છે. તેનામાં પ્રહ્લાદના જેવું જ્ઞાન અને પ્રહ્લાદના જેવો વૈરાગ્ય આવે છે. જેને એમ લાગે છે કે ભગવાનસિવાય બીજું કંઇ છે નહિ તે કોઇ જાતની ઇચ્છા કરતો નથી, તેને કોઇ સાથે વૈર થતુ નથી, અને તે કોઇનો દ્વેષ કરતો નથી. સત્યમાં નાનાત્વ એટલે ભેદ બનતો નથી. જ્યારે એ વાત બરાબર સમજાતી નથી ત્યારે સત્ય જાણવામાટે પ્રયોગ કરવા પડે છે.

જ્યારે વસ્તી બહુ વધે છે ત્યારે માયાની વાતો બહુ વધે છે અને સત્ય જાણવામાં વધારે મુશ્કેલી ઉભી થાય છે. વળી જેવી રાજ કરનારની મનોવૃત્તિ હોય છે તેવી કેળવણી પ્રજાને મળે છે અને જેવી કેળવણી પ્રજાને મળે તેવું પ્રજાનું વર્તન થાય છે. યુરોપની કેળવણી આ દેશમાં ૧૨૫ વર્ષ થયાં દાખલ થઈ ગઈ છે. તે કેળવણીમાં ૪-૫ મોટી ભૂલો છે. એ લોકો પુનર્જન્મમાં માનતા નથી, બ્રહ્મજ્ઞાનકરતાં સ્થૂલ શક્તિની કિંમત વધારે માને છે, માણસના જીવનમાં સુખ કેટલા પ્રકારનાં છે તેનો ચોખો વિચાર નથી, ત્રણ પ્રકારનાં દુઃખની એટલે આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખની આત્યંતિક નિવૃત્તિ કેમ કરવી તેની એમને ખબર નથી, તેઓ માને છે કે માણસમાં જન્મથી

પશુના જેવી વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તેથી માણસ ગયા જન્મમાં પશુ હોવો જોઈએ, એવા ડારવીનના ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતે પશ્ચિમના લોકોનું જીવન બગાડી નાંખેલ છે, અને તેની અસર ઘણે અંશે અહીં પણ થઇ છે.

એવું આસુરી પ્રકૃતિવાળું જ્ઞાન હિરણ્યકશિપુએ પ્રહ્લાદને આપવામાટે નિશાળના શિક્ષકો શંડ અને અમર્કને કહેલ હતું, પણ પ્રહ્લાદને ગર્ભમાં નારદજીએ સાચું જ્ઞાન આપેલું હતું તેથી તે નિશાળનું જ્ઞાન યાદ રાખતા નહોતા. જે શિક્ષણમાં સ્વ અને પરની વાતો આવતી તે પ્રહ્લાદ ભણતા નહોતા. ભગવાનસિવાય બીજું કાંઇ નથી એ વાત તેણે પાકી કરી લીધી હતી.

જે ભગવાન સર્વમય છે, નિત્ય વર્તમાન રહેવું એજ જેનું રહેવું છે એવો વિશ્વાસ બરાબર થાય તો આપણો વ્યવહાર એ તેની લીલાભૂમિ બની જશે. આપણો સંસાર એ તેનું પવિત્ર ધામ છે, અહીં તેને પ્રગટ રહેવાની જગ્યા છે, તેને ભગવાન કહી પોકારવાની જગ્યા પણ અહીં છે. તેને આપણા સંબંધથી અહીં રહેવું પડે છે એજ સ્થિતિ પસંદ કરવાજેવી છે. આ જગત તેની ક્રીડાભૂમિ છે, તેમાં ક્રીડા કરનાર આપણે છીએ છતાં સત્તા એકની છે, તે ક્ષણભર આપણને છોડી શકતા નથી. તેથી આપણે હમેશાં આનંદ આશ્રમમાં છીએ. જો આપણને દૂર કરવાની ઇચ્છા ભગવાનની હોય તો જ્યાં તે ન હોય ત્યાં આપણને મૂકવા જોઇએ પણ તેમ બનતું નથી. નિત્ય સાથે રહેવું એ જેમનું વ્રત છે. તેથી વધારે સુઅવસર આપણને બીજે કયાં મળશે!

The least reversion to ego-thought, ego-will, ego-action brings such consciousness as the Bhakta may have attained into the falsehood of the divided mind.

જરાપણ અહંકારી વિચાર, કે અહંકારી ક્રિયા આવી કે તરત જ્ઞાનમાંથી અજ્ઞાન ઉત્પન્ન થતાં વાર લાગતી નથી.

તેથી જો બરાબર સિદ્ધાંત સમજી તેને અનુસાર ચાલવાનો નિશ્ચય થયો અને ભગવાનના પ્રેમથી જીવિત રહેવાનો પરિચય દેવો છે તો જે જે કામ થાય તે બધાં તેમના સંબંધથી રહેતાંજ થવાં જોઈએ. તેમનો પરિચય દેવો એજ ધર્મ છે, ત્યારેજ ભગવાન પ્રગટ રહેશે.

જેવી માન્યતા હશે તેવું આચરણ થશે અને દરેક માન્યતામાં કોઈક સિદ્ધાંત પકડેલો હોય છે અને સિદ્ધાંતમાં તત્ત્વનો સમાવેશ થાય છે અને તત્ત્વ કહ્યું એટલે પરમ અવ્યય શાશ્વત સત્યને લેવું પડશે. તેના આધારે આચરણ થાય એજ શિષ્ટાચાર છે.

આધારસિવાય કોઈ કામ થતું નથી, એ વાત સ્પષ્ટ છે તો આધાર પ્રગટ રહેવો જોઈએ. એ નિશ્ચય કરવો એ પહેલું જરૂરી કામ છે. એ નિશ્ચય થયા પછી નિજ-ભાવને પ્રગટ કરવામાં સહજ યત્ન થશે.

અપ્રાપ્તની પ્રાપ્તિ નથી. પ્રાપ્તની પ્રાપ્તિ છે અને પ્રાપ્તનો વ્યવહાર છે. રહેવું એ ધર્મ આધારનો છે અને અધિષ્ઠાનનો છે. વાસ્તવમાં આધાર આધેય અને તેનો સંબંધ એકજ છે તેથી જો ભિન્ન સત્તા માનીને કોઈ કાર્યનો આરંભ થશે તો પરિણામે ભિન્નતાનો અનુભવ થશે અને કેવળ એક સત્તા સ્વીકારી કોઈ કામનો આરંભ થશે તો પરિણામમાં એકજ સત્તા રહેશે.

આ બાબત જ્યારે બરાબર સમજાતી નથી ત્યારે માણસોના મનમાં અનેક જાતના

જાતના સંકલ્પવિકલ્પ થાય છે, અને ભગવાન આવી લડાઈઓ અને ઝગડા શા માટે કરે છે અને કરાવે છે એવા ખોટા વિચારો હિરણ્યકશિપુની માફક ઉત્પન્ન થાય છે, એટલુજ નહિ પણ પોતાની કલ્પના પ્રમાણે ભગવાને જગત ચલાવવુ જોઇએ એમ માની બેસે છે, ભગવાનના જ્ઞાનને આધારે રહેવાને બદલે ભગવાને જીવના જ્ઞાનને આધારે રહેવુ જોઈએ એમ માની લેવામાં આવે છે,

એટલે કે ભગવાનના સેવક થવાને બદલે ભગવાનને સેવક બનાવવાનો પ્રયત્ન માણસો કરે છે. પ્રહ્‌લાદની ઇચ્છા ભગવાનના સેવક થઇને રહેવાની હતી અને હિરણ્યકશિપુની ઇચ્છા ભગવાનને સેવક બનાવવાની હતી.

લડાઈ, ઝગડા, કુસપ, બડ વિગેરે માયાના ધર્મો ભગવાનમા નથી છતાં ભગવાનમાં હોય તેમ ભૂલથી અજ્ઞાની માણસો આરોપે છે. જેમ અગ્નિની આસપાસ ફૂલ, ઘી અને દારૂ પડ્યા હોય, ત્યારે ફૂલ કરમાય છ, ઘી પીગળે છ અને દારૂ ફુટે છે. એ અગ્નિની સત્તાથી થાય છે છતા અગ્નિનો સ્વભાવ જો કરમાવવાનો હોય તો ઘી અને દારૂ પણ કરમાઈ જવાં જોઈએ. અગ્નિનો સ્વભાવ ગરમી અને તેજ આપવાનો છ અને બાકીના જે ધર્મ અગ્નિમા આરોપાય છે તે સાપેક્ષ છે એટલે કે માયિક છે.

તેવીજ રીતે નિંદા, સ્તુતિ, સત્કાર અને તિરસ્કાર વિગેરે ધર્મ ભગવાનના શુદ્ધસ્વરૂપની સમજવિના ઉત્પન્ન થાય છે, અને જે દેહમા જે પ્રકારનુ અભિમાન થાય છે તેના વધથી પ્રાણીઓનો વધ માની લેવામા આવે છે. આપણી પ્રકૃતિ બાધ્ય થાય એવા રાખીએ તો તે બીજી કોઇ બાધક પ્રકૃતિથી બાધ્ય થઈ જાય છ પણ આત્માના નિજસ્વભાવમા રહીએ, સ્વરૂપલક્ષણમા રમતા રહીએ તો તે પ્રકૃતિનો કોઈ બાધક ન હોવાથી લડાઈ કે ઝગડાનો વખત ન આવે અથવા તેનાથી ભક્તને કોઈ પ્રકારનું નુકશાન થાય નહિ.

પ્રહ્‌લાદને નિશાળમા તેના ગુરુ પાઠ્ય વિષય સમજાવતા હતા. એટલે રાજવિદ્યા વિગેરે ભણાવતા હતા. તેમા ઉપયોગી ભાગ પ્રહ્‌લાદને યાદ રહેતો હતો પણ જ્યા "આ મારુ છે અને આ પારકુ છે" એવુ શિક્ષણ આવતુ હતુ ત્યા એ પાઠ પ્રહ્‌લાદને સારો લાગતો નહિ.

એક દિવસ હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદને ખોળામા લઈ પૂછ્યુ કે બેટા, તને શુ સારું લાગે છે?

પ્રહ્‌લાદ—અહંતામમતારૂપ અસદ્‌ના અભિનિવેશથી જેની બુદ્ધિ સદા ઉદ્વિગ્ન રહે છે તેવા પ્રાણીઓને માટે તો આ આત્મપતનના હેતુરૂપ ઘરરૂપી અંધારાકૂવામાંથી નીકળવુ અને વનમાં જઈ શ્રીહરિનો આશ્રય લેવો એજ હું ઉત્તમ જીવન માનું છુ.

આ સાભળી તેનો બાપ હસ્યો. તેણે કુળગુરુને કહ્યું—"બાળકોની બુદ્ધિ આવી રીતે બીજા માણસો બગાડી નાખે છે, માટે તમે તેના ઉપર ખૂબ દેખરેખ રાખો કે જેથી ગુપ્ત વિચરવાવાળા વિષ્ણુના દૂત એટલે સાધુસન્યાસી આની બુદ્ધિને બગાડી ન નાખે.

પછી ઘેર જઈ ગુરુએ પ્રહ્‌લાદને પૂછ્યુ કે—"બેટા! તારું કલ્યાણ થાઓ! તું બરાબર મને જવાબ દે કે તારી બુદ્ધિમા બીજા વિદ્યાર્થી બાળકોથી જુદા પ્રકારનો બુદ્ધિભેદ કેવી રીતે થયો?

પ્રહ્‌લાદ—જેની બુદ્ધિ મોહથી અંધ બની ગઇ છે તે પુરુષોને માયાની અસર લાગે છે. તેને "આ મારું અને આ પારકુ" એવુ લાગ્યા કરે છે, જ્યારે ભગવાનનો જીવો

ઉપર અનુગ્રહ થાય છે ત્યારે આવી મિથ્યાબુદ્ધિ નષ્ટ થઇ જાય છે. જે ભગવાનની માયામાં બ્રહ્મા વિગેરે મોહ પામી ગયા છે તે ભગવાને મારી બુદ્ધિ ઠીક રાખેલ છે. જેમ લોહચુંબકની પાસે લોઢું ખેંચાઇને આવે છે તેમ ભગવાનની ઇચ્છાથી મારામાં બુદ્ધિભેદ થયો છે.

આ જવાબથી ગુરુને બહુ ક્રોધ આવ્યો અને લાકડી લઇ અનેક પ્રકારની બીક બતાવી પ્રહ્લાદને ધર્મ, અર્થ અને કામ એટલે economics, sociology અને politics વિગેરે ભણાવવાનું શરૂ કર્યું, પણ પ્રહ્લાદને તે કાંઇ યાદ રહેતું નહોતું.

હાલના વિદ્યાર્થીઓ તો મોટી મોટી ફી ખરચીને, પરદેશ જઇને ડીગ્રીઓ મેળવવા આસુરી વિદ્યા ભણવા જાય છે. તેથી જીંદગીની આખરસુધી જીંદગીનું ધ્યેય શું છે તેની ખબર પડતી નથી. જેવી વિદ્યા લે છે તેવું જીવન થાય છે અને જેવું જીવન થાય છે તે પ્રકારનું જ્ઞાનજ પછી સાચું લાગવા માંડે છે. ગીતાને બદલે સવારમાં ન્યુસપેપર વાંચવાં ગમે છે અને આચમની, તરભાણું અને પંચપાત્રને બદલે કપ, રકાબી અને ચમચાનાં દર્શન સવારમાં પહેલાં કરવા મન લલચાય છે.

જ્યાંસુધી દૃષ્ટિનું માર્જન કરવામાં નથી આવતું ત્યાંસુધી તત્ત્વ પકડી શકાતું નથી. ખોટી દૃષ્ટિ એકમાં અનેકત્વ બતાવે છે. જેમ વરસાદના દિવસોમાં આકાશમાં વાદળાંનો ગડગડાટ અને વિજળીનો ચમકારો એકજ વખતે થાય છે, છતાં આપણને વીજળીનો ચમકારો પહેલાં દેખાય છે અને વાદળાનો ગડગડાટ પછી સંભળાય છે તેવીજ રીતે સ્થાનભેદથી દેહભાવે આપણને એક જગ્યાએ રહેલા માની લેવાથી ઘણા માયિક ધર્મ ઉત્પન્ન થાય છે અને પછી તેમાંથી કેમ નીકળવું એ સુઝતું નથી.

એક દિવસે હિરણ્યકશિપુએ ફરીથી પ્રહ્લાદને બોલાવી પૂછ્યું કે—બેટા! આજ દિનસુધી તેં જે જે કાંઈ સારું શિક્ષણ ગુરુપુત્રપાસેથી લીધું હોય તે મને સંભળાવ.

પ્રહ્લાદ—પિતાજી, ભગવાન વિષ્ણુના ગુણકર્મનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિનું આચરણ કોઈ કરે તો તેણે ખરો અભ્યાસ કર્યો એમ હું સમજું છું.

એ સાંભળી હિરણ્યકશિપુના હોઠ ક્રોધથી ફરકવા લાગ્યા અને ગુરુપુત્ર શંડામર્કને કહ્યું:— અરે! અધમ દુર્બુદ્ધિવાળા બ્રાહ્મણ, તેં મારી કાંઇપણ પરવા કર્યાવગર મારા શત્રુનો પક્ષ લેવાવાળી આવી સારહીન શિક્ષા શા માટે આપી?

ગુરુપુત્ર—તમે ગમે તેમ કહો પણ આ શિક્ષણ મેં અથવા બીજા કોઇએ તેને શિખવેલું નથી. એ તેની સ્વાભાવિક બુદ્ધિમાંથી આવે છે, માટે આપ આપનો ક્રોધ શાંત રાખો.

આ ઉપરથી હિરણ્યકશિપુએ પ્રહ્લાદને કહ્યું કે તારામાં આવી ખોટી બુદ્ધિ જો ગુરુના ઉપદેશથી નથી થઈ તો તે ક્યાંથી આવી?

પ્રહ્લાદ—જેઓએ ઇંદ્રિયો જિતેલી નથી તેમની બુદ્ધિ ભગવાનમાં લાગેલી નથી. જે બહારના વિષયોને મોટા માને છે અને જે માત્ર આંધળાએ દોરેલા આંધળાની માફક વેદના કર્મકાંડમાંજ ખૂંચી ગયા હોય છે તેમને પણ પરમ પુરુષાર્થરૂપ અદ્વૈતબુદ્ધિ પ્રાપ્ત થતી નથી. આવા પુરુષો જ્યાંસુધી નિશ્ચિંત અને જ્ઞાની મહાપુરુષોના ચરણરજથી પવિત્ર ન થાય ત્યાંસુધી તેઓની બુદ્ધિ સંસારના બધા અનર્થનો નાશ કરે એવા ભગવાનના ચરણારવિંદમાં લાગતી નથી.

આવો જવાબ જડભરતે પણ રહૂગણને આપેલો છે શ્રીમદ્‌ભાગવત એ પરમહંસોની સંહિતા છે. તે કહેનારા પરમહંસ છે, તેમાં જે જે કથા આવે છે તેમાં ઘણી પરમહંસોના જીવનને મળતી કથા આવે છે. જ્યારે શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ બેસે છે ત્યારે પહેલે દિવસે સાંજે કપિલનો જન્મ અને કપિલાખ્યાન આવે છે તેથી તે દિવસે કપિલના જેટલું જ્ઞાન થઈ જવું જોઈએ. બીજે દિવસે જડભરતનું આખ્યાન આવે તે વખતે જડભરતજેટલો વૈરાગ્ય અને તેના જેટલું જ્ઞાન થઈ જવું જોઈએ. ત્રીજે દિવસે પ્રહ્‌લાદનું ચારિત્ર આવે છે, તે વખતે તેના જેટલાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ સપ્તાહ સાંભળનારમાં આવવાં જોઈએ, એવીજ રીતે સાતમે દિવસે પરીક્ષિતરાજાને જ્ઞાન થયું તેટલું જ્ઞાન થઈ જાય તો જેમ પરીક્ષિતરાજાનો મોક્ષ સાત દિવસમાં થયો તેમ ભાગવતની સપ્તાહ સાંભળનારનો મોક્ષ પણ થવો જોઈએ. પણ છેલા દિવસોની કથામાં એટલે એકાદશ સ્કંધમાં જ્યારે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યના સારા સારા પ્રસંગો આવે છે તેજ વખતે બહારનો વ્યવહાર એટલો બધો વધી પડે છે કે તે સારો ઉપદેશ એકાગ્રચિત્તથી સંભળાવવાવાળા સંભળાવી શકતા નથી અને સાંભળવાવાળા સાંભળી શકતા નથી. તેથી જે હેતુસારૂ સપ્તાહ કરવામાં આવેલી હોય તે સિદ્ધ થતો નથી તેથી ઘણે ભાગે હવેના વખતમાં માત્ર બૈરાંઓ ઘણી સંખ્યામાં સાંભળવા આવે છે અને તે જ્ઞાન ગ્રહણ કરી શકે નહિ તેથી ભટ્ટજી માત્ર કથાનો ભાગ વાંચીને ભાગવત પૂરું કરે છે.

આ કારણથી જ્યાં કથા ચાલતી હોય ત્યાં જડભરત, પ્રહ્‌લાદ, અંબરીષ વગેરે પરમહંસોની કથા સાંભળવા છતાં કોઈ પરમહંસજેવા થતા નથી.

જો કથા બરાબર થાય અને સાંભળનાર ભાવથી સાંભળે તો જીવનમાં ઘણો ફેરફાર પડી જાય. આત્મજ્ઞાનમાં અપ્રાપ્તની પ્રાપ્તિ નથી, પ્રાપ્તની પ્રાપ્તિ છે અને પ્રાપ્તનો વ્યવહાર છે. આધારસિવાય કોઈ કામ થતું નથી એ વાત સ્પષ્ટ છે તો આધારરૂપે–અધિષ્ઠાન-રૂપે સર્વત્ર રહેલા ભગવાનને વ્યવહારમાં પણ પ્રગટ રાખવા જોઈએ. એ નિશ્ચય કરવો એ પહેલું જરૂરી કામ છે. નિશ્ચય થયા પછી નિજભાવને પ્રકટ કરવામાં સહજ યત્ન થશે, જ્યારે એવો પરિચય વ્યવહારમાં આપી શકાતો નથી અને લઇ શકતો નથી ત્યારે સંસાર છોડવાની ઇચ્છા થાય છે પણ તેવો પરિચય થઈ શકે તો સંસારમાં ભગવાનની લીલાનો અનુભવ થઈ શકે; માટે પ્રહ્‌લાદની માફક નવી ટેવ પાડવી જોઇએ. ભગવાન એક જગ્યાએ હોય અને સસાર બીજી જગ્યાએ હોય એવું તો કંઈ બનતું નથી. માત્ર જેવી દૃષ્ટિથી વસ્તુનો અનુભવ લેવો જોઇએ તેવી રીતે આવડવું જોઇએ ભગવાન બધે છે પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી એ બાબત બરાબર સમજી લેવી જોઇએ.

કપૂરને સુંઘવાથી જુદો અનુભવ મળે છે, આંખ તેનો જુદો અનુભવ આપે છે, જીભ જુદો અનુભવ આપે છે અને સ્પર્શથી જુદો અનુભવ થાય છે છતાં વસ્તુ એકજ મળે છે. એ એક વસ્તુને જુદા જુદા માપથી જોતાં જુદા સ્વભાવની જણાય છે, છતાં એ પૃથક્ ધર્મ માપમાંથી આવેલો છે તેથી સાપેક્ષ છે તેમ ભગવાનની જગ્યાએ જગત દેખાય તો તે ભૂલ માપમાં છે તેથી પ્રમાણ અને પ્રમાતાને પહેલાં શુદ્ધ કરવાની જરૂર છે. જ્યાંસુધી પ્રમાતા અને પ્રમાણની શુદ્ધિ નહિ થાય ત્યાંસુધી સાચું પ્રમેય મળી શકશે નહિ.

કેટલાક અરિસા એવા વાંકા હોય છે કે તેમાં આપણું શરીર જોઇએ તો બમણું મોટું થઈ ગયેલું લાગે છે. તે વખતે આપણે અરિસામાં દેખાતા માણસને પૂછીએ, કે

"તું આવો લાંબો કેમ દેખાય છે?" અને તેનામાં જવાબ દેવાની શક્તિ હોય તો તે કહે કે તમારા હાથમાં એક ફૂટ રાખીને પછી પ્રશ્ન કરો. આપણા હાથમાં ફૂટ રાખ્યા પછી અરિસામાં જોતાં ફૂટ પણ બમણો મોટો થઈ ગયો હોય છે તેથી અરિસાના ફૂટથી અરિસાનો માણસ માપતાં તે મોટો થઈ ગયો હોય તેવું લાગતું નથી પણ એવોને એવોજ હોય છે. તેવીજ રીતે તત્ત્વ એક છે પણ તેને માપવામાટે માપ ઘણાં હોવાથી એટલે માયાના પ્રકાર ઘણા હોવાથી એક તત્ત્વમાં અનંત સાપેક્ષ ધર્મ જોવામાં આવે છે. તે બધા કલ્પિત છે, તેથી કલ્પિત ધર્મ નિવૃત્ત કરી શકાય તો વસ્તુનો ખરો ધર્મ અનુભવમાં આવી શકે.

શ્રીકૃષ્ણભગવાન ૧૬૧૦૮ સ્ત્રીઓસાથે એકી સાથે કેમ રહેતા હશે તે જોવાની નારદજીની ઇચ્છા થઈ અને તે દરેક ઘેરે જોવા ગયા તો કોઈ જગ્યાએ ભગવાને તેમને પૂછ્યું કે અમે તમારી શી સેવા કરીએ તે કહો. બીજે ઘેર તરત જતાં ત્યાં ભગવાને પૂછ્યું કે "નારદજી તમે ક્યારે આવ્યા? અમે અપૂર્ણ છીએ અને તમે પૂર્ણ છો તો અમે શું કામ કરીએ તે કહો." કોઈ ઘેર ભગવાન્ જમતા હતા, ક્યાંક ન્હાતા હતા, ક્યાંક બાળકોને ભણાવતા હતા, કોઈ ઠેકાણે રથઉપર બેસી ફરવા જતા હતા, કોઈ ઠેકાણે રાજદ્વારી બાબતની ચર્ચા કરતા હતા, કોઈ ઠેકાણે ઇતિહાસ–પુરાણો વાંચતા હતા, અને કોઈ ઠેકાણે સાંભળતા હતા, કોઈ ઠેકાણે ધ્યાન કરતા હતા અને કોઈ ઠેકાણે યુદ્ધ પણ કરતા હતા. આ બધા ધર્મમાં વસ્તુ એક હતી છતાં સાપેક્ષભાવે જાણે કે અનેક હોય એવું અજ્ઞાની માણસને જણાય, કારણકે એ લીલામાં ભગવાન અજ્ઞાન અને યુદ્ધ અને રાગદ્વેષ પણ પોતામાં હોય તેવું જણાવતા હતા એ પ્રકૃતિની સાથે રહેલા ભગવાનમાં પ્રકૃતિની અપેક્ષા વાળા ધર્મ હતા તેવા કલ્પિતધર્મ ભગવાનમાં રહે તેમાં ભગવાનના સ્વરૂપને કાંઈ થતું નથી. ભગવાન પોતાના સ્વરૂપના સુખથી પૂર્ણ હતા. બધા પ્રકારનાં યુદ્ધ શ્રીકૃષ્ણે કરી લીધા પછી ભાગવતમાં ૧૦–૭૮–૧૬માં કહેલ છે કેઃ—

**एवं योगेश्वरः कृष्णो भगवाञ्जगदीश्वरः।**
**ईयते पशुदृष्टीनां निर्जितो जयतीति सः॥**

એટલે યોગેશ્વર જગત્પતિ ભગવાન આ પ્રકારે અનેક લીલા કરે તેમાં અજ્ઞાનીઓની પશુજેવી દૃષ્ટિમાં તે જીતતા અને હારતા માનવામાં આવે છે. વાસ્તવમાં એ ધર્મ ભગવાનમાં નથી.

તેથી જો ભગવાવાનની માયા સમજવી હોય તો પહેલાં એટલું સમજવાની ખાસ જરૂર છે કે જેની દૃષ્ટિમાં માયા હશે તેને ભગવાન દર્શન આપવા આવશે. તોપણ તે સાધારણ મનુષ્યજેવા લાગશે અને જેની દૃષ્ટિ બ્રહ્મદૃષ્ટિજેવી થઈ ગઈ હશે તેમને માણસ અને બધા જીવ જગત બ્રહ્મરૂપે દેખાશે. જગતની રચનાજ એવા પ્રકારની છે, એ વાત હાલના નવા સાયન્સવાળા સાપેક્ષવાદથી એટલે theory of relativityથી પણ સિદ્ધ કરે છે.

તેજ સિદ્ધાંત હિરણ્યકશિપુ અને પ્રહ્‌લાદના જીવનમાંથી મળી શકે છે. હિરણ્યકશિપુ એ પ્રહ્‌લાદનો જવાબ સાંભળી તેને પોતાના ખોળામાંથી નીચે ફેંકી દીધો અને તેને મારવામાટે અનેક જાતના ઉપાય યોજ્યા છતાં પ્રહ્‌લાદને તેની કાંઈ અસર થઈ નહિ, કારણકે પ્રહ્‌લાદની દૃષ્ટિમાં જગતજ નહોતું, એક ભગવાનના અસ્તિત્વ સિવાય તે બીજા કોઈનું અસ્તિત્વ માનતા નહોતા. તેણે બ્રહ્મજ્ઞાન બરાબર દૃઢ કરી વ્યવહારમાં ઉતારી તે પ્રમાણે વર્તવાનો

નિશ્ચય કર્યો હતો. ખરા ભક્તો ભગવાનના જ્ઞાનથી અને તેના પ્રેમથી રહી તેની શક્તિનો પરિચય આપે છે અને તેજ ખરો ધર્મ છે.

જ્યારે ખરો ધર્મ સમજાતો નથી ત્યારે ભગવદ્‌ભાવ અપ્રગટ રહે છે અને અહંકાર પ્રગટ રહે છે. અહંકાર પ્રગટ રહે છે ત્યારે માયા કોઈ ગુપ્ત જગ્યાએથી પણ જોર કરી પ્રગટ થઈ જાય છે. માયાની શક્તિ જીતવામાટે નાની ઉમરથીજ સંસ્કાર તરફ ધ્યાન આપવું જોઇએ, નહિતર હાલ યુરોપની પ્રજાની જેવી દશા થઇ છે તેવી દશા ઉત્પન્ન થાય છે. એવો એક પ્રસંગ મહાભારતમાં જોવામાં આવે છે. હિરણ્યકશિપુના વંશમાં સુન્દ અને ઉપસુન્દ નામના બે દૈત્યો હતા. તે બન્ને ભાઇઓએ તપ કરી બ્રહ્માપાસે એવું વરદાન માગ્યું કે "અમે મરીએ નહિ એવું વરદાન આપો." બ્રહ્માએ કહ્યું એવું વરદાન આપવું બહુ મુશ્કેલ છે, બીજું કાંઇ માગો "એટલે તે દૈત્યોએ એવું માગ્યું કે 'અમારા બન્નેવચ્ચે ઘણો પ્રેમ છે તેથી જ્યાંસુધી બન્ને વચ્ચે ઝગડો ન થાય અને અમે બન્ને એક બીજાને મારીએ નહિ ત્યાંસુધી અમને બીજા કોઇ મારે નહિ." બ્રહ્માએ તેવું વરદાન આપ્યું. તે પછી એ બન્ને ભાઇઓ પ્રજાઉપર અને દેવોઉપર બહુ જુલમ કરવા લાગ્યા. એ જુલમ સહન ન થઇ શકવાથી દેવો બ્રહ્માપાસે ગયા. બ્રહ્માએ "તિલોત્તમા" નામની અપ્સરાને કહ્યું કે તું જઇને એમને મોહમાં નાંખ." એ આજ્ઞા પ્રમાણે તિલોત્તમા ત્યાં ગઇ એટલે એક ભાઇએ તેનો હાથ ઝાલી બીજાને કહ્યું કે "આ મારી સ્ત્રી છે, તારી તો ભાભી થાય" એટલે નાના ભાઇએ તે અપ્સરાનો બીજો હાથ ઝાલીને કહ્યું કે "આ તો મારી સ્ત્રી છે." એ પ્રમાણે બન્ને ભાઇ લડવા લાગ્યા અને તેમાંથી બન્નેનું મરણ થયું.

જ્યાં નાની ઉમરથી સારા સંસ્કાર પ્રજામાં પાડવામાં આવતા નથી ત્યાં થોડા થોડા વર્ષને અંતરે લડાઇઓ જાગ્યા કરે. છે શ્રીમદ્ ભાગવતમાં કહેલ છે કે જે રાજા પ્રજાને ધર્મનું શિક્ષણ આપતો નથી અને કર ઉઘરાવે છે તે પોતાનું ઐશ્વર્ય ખૂએ છે અને પ્રજાના પાપનો ભાગી થાય છે.

———:o:———

## કૃપાપ્રસંગ

[લેખકઃ—શ્રી૦ દયાળસિંહ લાલસિંહજી ઠાકોર]

"આવતી કાલે મળસકામાં આપણે રસોડે જોવા કૃપાનાથ પધારશે......"

એમ અમારાં માતુશ્રી ઝવેરબાઇને અમારા પિતાશ્રી લાલસિંહજીએ કહ્યું.

એ વખતે કૃપાનાથ બાંટવામાં બિરાજતા હતાઃ અને ઉતારો "નવલખા"માં હતો.

અમે ત્યારે "ઘેલી" નદીની સડકપરના મકાનમાં રહેતાં હતાં.

શરૂ શરૂમાં કૃપાનાથ મળસકામાં બહાર ફરવા પધારતાઃ એટલે બહાર પધારતી વખતે અમારે ઘેર પધાર્યા.

તે વખતે કૃપાનાથે હસ્તકમલમાં બ્રહ્મદંડ ધારણ કરેલો અને કૃપાનાથના સખા-ભક્ત "સિંહ" એવા અમારા પિતાશ્રીએ હાથમાં પ્રકાશમાટે "વાલસટ", ધરેલી.

કૃપાનાથ બાંટવામાં બિરાજતા ત્યારે કૃપાનાથના ઉતારે રાત્રિએ ખાસ અમારા પિતાશ્રી રહેતાઃ અમારા પિતાશ્રીનો એવો નિયમ હતો...અને આવો નિયમ પાળવો એ ગૃહસ્થ-સાધકને બહુ ઉપકારક છે.

"કૃપાનાથ રસોડું જોવા મળસકામાં પધારવાના છે..." એ અમારા પિતાશ્રીના શબ્દોના શ્રવણમાત્રથી અમારાં માતુશ્રી જાગી ઊઠ્યાં...ગંભીર બની ગયાં...**પવિત્રતા**ની પ્રેરણાઓ અંતરમાં અકળપણે અનુભવવા લાગ્યાં...**શુદ્ધતા** સ્વતઃ સ્ફુરવા લાગી......!

આખી રાત્રિ અમારાં માતુશ્રી સૂતાં નહિ...આખું ઘર સાફસૂફ કર્યું...**રસોડું** શાસ્ત્રીય-રીતે શુદ્ધ કર્યું...વાસણો બરાબર માંજીને વ્યવસ્થાથી ગોઠવ્યાં...!

પ્રભુ પધારવાના હતા એટલે અમારા ઘરમાં સ્વચ્છતા ને સુઘડતાનું વાતાવરણ અનાયાસે બંધાવા લાગ્યું હતું...પ્રભુપ્રેર્યા એ શુદ્ધ વાતાવરણમાં પ્રભુની પ્રતીક્ષા કરતાં અમારાં માતુશ્રી આત્મભાન ભૂલી મહાલી રહ્યાં હતાં...ઘીનો દીવો પ્રકાશી રહ્યો હતો...સુગંધી ધૂપ પમરી રહ્યો હતો...!

પ્રભુ પધારે તે પહેલાં પ્રભુપ્રેરી પવિત્રતાની ભાવના એકાગ્ર ને એકનિષ્ઠ એવાં અમારાં માતુશ્રીનાં અંતઃકરણમાં ઓતપ્રોત થઇ રહી હતી...અને...પ્રભુ પધાર્યા પછી પ્રભુપ્રેરી એ પવિત્રતા એમના જીવનમાં સદાને માટે ગૂંથાઇ ગઇ...ને...પછી પ્રભુપ્રેરી એ પવિત્રતાવડે અમારાં માતુશ્રીને "**દેવી**" સંબોધન સાંપડ્યું...એ પ્રભુકૃપાનું ફલ...!

"**શરણાગતિ**" સેવનારાં સૌને આવી પ્રભુકૃપા અનુભવાય છે.

કૃપાનાથ અમારા મકાનના ખંડેખંડમાં વિચરતા જાય ને અમારા પિતાશ્રીસામું નિહાળીને સ્મિત કરતા જાય...અમારાં માતુશ્રી ને અમારામાંના તે વખતે હતાં તે ભાંડરડાં પાછળ-પાછળ હાથ જોડીને શાંતિથી ફરતાં જાય...આમ વિચરતાં કૃપાનાથ "રસોડા" પાસે પધાર્યા..."રસોડા"ને સૂક્ષ્મરીતે અવલોક્યું...ને...સંતોષ દાખવ્યો...!

**આહારની શુદ્ધિ** ને **આચારની શુદ્ધિ** એ આપણી **આર્યસંસ્કૃતિ**નાં પ્રધાન અંગો છે એટલુંજ નહિ, પરંતુ માનવમાત્રને **માનવતા** સંરક્ષવામાટે ને **આત્મભાવ** પ્રગટાવવામાટે બહુ જરૂરનાં છે.

પોતાશ્રીના શરણમાં આવેલાં એવાં અમો સૌમાં **આચારધર્મ** પ્રગટાવવાના કારુણ્યરૂપ હેતુથીજ કૃપાના નાથ એવા **નાથપ્રભુ** અમારે ત્યાં ખાસ પધાર્યા હતા...કારણ પોતાશ્રી સાચા **સદ્‌ગુરુ** હતા...અને...સદ્‌ગુરુ હોય એ **બ્રહ્મનિષ્ઠ, શ્રોત્રિય** ને **કરુણાળુ** હોવા જોઇએ.

કૃપાનાથના **સદ્‌ગુરુજીવનમાં** નિર્હેતુક કારુણ્યના અનેક **કૃપાપ્રસંગો** મળી આવે એમ છે...એ કૃપાપ્રસંગોનું પરિશીલન કર્યા કરવું એ આપણું કર્તવ્ય છે...!

પોતાશ્રીના પરમપાવન **ચરણકમળ**વડે અમારા ઘરને પાવન કરીને અને અમને સૌને પોતાશ્રીની **કૃપાદૃષ્ટિ**વડે પોષીને પછી **નાથપ્રભુ** અમારા ઘરમાં બિરાજ્યા...!

**નાથપ્રભુ**ના ચરણારવિંદમાં અમારા પિતાશ્રીએ સવિનય **સાષ્ટાંગ** દંડવત્‌પ્રણામ કર્યા...અમારાં માતુશ્રીએ **પંચાંગ** પ્રણામ કર્યા...તે વખતે અમારામાંનાં જે ભાંડરડાં હતાં તેઓ સૌ પ્રભુચરણમાં **આળોટ્યાં**...અને...એ પ્રમાણે અમે સૌ **ધન્યજીવન** થયાં...!

———:o:———

## શ્રીનાથજયંતીમહોત્સવ

**શ્રીમોજીદડ–આનંદાશ્રમમાં** ગત આશ્વિન સુદિ ૪ના મંગલ દિવસે પૂજ્યપાદ કૃપાનાથનો જયંતીમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું વિધિપૂર્વક મહાપૂજન થઈ રહ્યા પછી બ્ર. શ્રીઆત્મપ્રકાશજીએ "શ્રીસદ્‌ગુરુદેવનો મહિમા" એ વિષયપર અને શ્રી. હરદત્ત રેવાશંકર જોશીએ "સદ્‌ગુરુદેવના જીવનપ્રસંગો" એ વિષયસબંધે અસરકારક વ્યાખ્યાન



કર્યું હતું. ત્યારબાદ સૌને પ્રસાદ તથા ચરણામૃત અપાયાં હતાં. સાંજે પણ વ્યાખ્યાન તથા ભજનધૂન આદિ થયાં હતાં.

આ પ્રસંગનિમિત્તે પાઠશાળાના ઉંચા નંબરના વિદ્યાર્થીઓને શ્રી.જયંતીલાલ ગોકુળદાસ ચંદારાણાતરફથી રૂ. ૫) ઇનામરૂપે વહેંચવામાં આવ્યા હતા, તથા પાઠશાળાના ને નિશાળના સર્વે વિદ્યાર્થીઓને પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં, તથા ગામના બ્રાહ્મણાદિને મગજના લાડુ પ્રસાદતરીકે આપવામાં આવ્યા હતા.

**મુંબઈમાં** શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળે શ્રીમાધવબાગમાં શ્રીનાથજયંતીમહોત્સવ ગતાંકમાં જણાવેલા કાર્યક્રમ પ્રમાણે ઉત્સાહપૂર્વક ઉજવ્યો હતો.

માધવબાગના વિશાળ ભુવનને સુંદરરીતે શણગારવામાં આવ્યું હતું. એક સુંદર સિંહાસનપર પૂજ્યપાદશ્રીનાં પ્રતિમાજી પધરાવી રાજોપચારવિધિથી વૈદિકમંત્રોદ્વારા સર્વે ગુરુબંધુઓ તથા બહેનોએ પૂજન કર્યું હતું.

આ સમારંભપ્રસંગે નીચેના વક્તાઓએ પૂ.શ્રીના જીવનસંબંધે વ્યાખ્યાનો કર્યાં હતાં:—
શ્રી.જગન્નાથપંડિત, શ્રી. પ્રાણજીવનદાસભાઈ, શ્રીમતી જયગંગાબહેન, શ્રી.મણીશંકર સોમનાથ રાવળ, શાસ્ત્રી શ્રી.રેવાશંકર મેઘજી, ને શ્રીભારતીમંદિરના અધ્યાપક.

શ્રી.મોરારજી લાલજીએ ભજનકીર્તન કર્યાં હતાં, તથા રાત્રે શ્રી કવીશ્વરબુવાએ "શ્રીગુરુમહિમા" ઉપર હરિકીર્તન કર્યું હતું.

**કરાંચીમાં** શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળતરફથી પણ શ્રીનાથજયંતી મહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો:—

**કાર્યક્રમ**

| પ્રાતઃકાલ | | સાયંકાલ | |
|---|---|---|---|
| ૮॥ થી ૯ | સયમ | ૫ થી ૭ | વરઘોડો |
| ૯ થી ૯॥ | મહાપૂજન | ૭ થી ૭॥ | સભાની વ્યવસ્થા તથા મંત્રીનું નિવેદન |
| ૯॥ થી ૯॥। | શ્રીનાથવચનામૃતનું પાન | ૭॥ થી ૮ | શ્રીસ્વામી સિદ્ધનાથજીનું વ્યાખ્યાન |
| ૯॥। થી ૧૦। | શ્રીસ્વામીજીનું વ્યાખ્યાન | ૮ થી ૮॥ | કીર્તનો |
| ૧૦। થી ૧૦॥ | કીર્તનો | ૮॥ થી ૯ | આરતી-પ્રસાદ |
| ૧૦॥થી ૧૧ | આરતી-પ્રસાદ | | |

## स्वरूपावस्थानतिथि

આશ્વિન વદિ ૧૧ એ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના સ્વરૂપાવસ્થાનની પુણ્યતિથિ હોઇ તે દિવસે આરાધનારૂપે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું સર્વે આનંદાશ્રમવાસીઓએ તથા બીલખા-ગામનાં જિજ્ઞાસુ બંધુબહેનોએ એકત્ર થઇ સવારના ૧૦॥ વાગે વિધિપૂર્વક ષોડશોપચારપૂજન કર્યું હતું. પૂજન સમાપ્ત થયા પછી શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૫મા અધ્યાયનો પાઠ સૌએ સાથે કર્યો હતો. ને પછી જૂનાગઢનિવાસી શ્રી. પોપટલાલ તારાચંદ વકીલે રચી મોકલેલું પ્રભુશ્રીના વિરહને પ્રકટ કરતું પદ શ્રી. શાસ્ત્રી દયારામ મૂળજીએ વાંચી સંભળાવ્યું હતું. જે આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયું છે. સૌને પ્રસાદ ને ચરણામૃત અપાયા બાદ સૌ બંધુઓએ યથાશક્તિ શ્રીગીતાજી આદિના પાઠ ને જપધ્યાનાદિ કર્યાં હતાં. આ પ્રસંગનો લાભ લેવા માટે જૂનાગઢથી ગુરુબંધુ શ્રી. કરણસિંહજી લાલસિંહજી, શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ, શ્રી. કેશવજી ઝીણાભાઇ આવ્યા હતા.

સાંજે શ્રવણવેળાએ શ્રી. કરણસિંહજીભાઇએ પૂજ્યપાદશ્રીના અવતારી જીવનસંબંધે સુંદર પ્રવચન કર્યું હતું, ત્યારબાદ શ્રી. માણિક્યવર્માએ પણ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

આજના પુણ્યદિને સૌ આનંદાશ્રમવાસીઓએ અને મહેમાનોએ ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું; તથા બ્રાહ્મણવિદ્યાર્થીઓ, બાળકો આદિને મિષ્ટાન્નભોજન અપાયું હતું.

**શ્રીપોરબંદર-આનંદાશ્રમમાં મુમુક્ષુમંડળે, મુંબઈ-આનંદાશ્રમમુમુક્ષુમંડળે** તથા વંથળીના ગુરુબંધુઓએ આજે પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાનનિમિત્તે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

——[ ० ]——

## બુદ્ધિવૃત્તિપ્રતિ જીવાત્માની ઉક્તિ

"સૌ કોઈ સેવો સદ્‌ગુરુ સંતને રે" એ પદને મળતો રાગ

[ રચનારઃ—શ્રી. પોપટલાલ તારાચંદ ગોશળીયા-જૂનાગઢ ]

**સજની! નાથ પ્રભુ મને સાંભરે રે, વિરહે મનડું વ્યાકુળ થાય. સજની૦ ટેક**
**મુખની શોભા સજની! શું કહું રે, જોતાં લાજે કોટિક કામ. સજની૦ ૧**
**ભાલે બાલવિધુ ઓપી રહ્યો રે, છે ત્રિપુંડ્ર શોભાનું ધામ. સજની૦ ૨**
**નેત્રોમાંથી તો અમૃત વહે રે, ધોતા જનસજનમનાં પાપ. સજની૦ ૩**
**દૃષ્ટિ દયાભરીથી વિલોકતા રે, હરતા ત્રિવિધતણા તો તાપ. સજની૦ ૪**
**કંઠે રુદ્રાક્ષ અનુપમ ઓપતી રે, ઉપવીત શોભા અપરંપાર. સજની૦ ૫**
**સર્વાંગે બ્રહ્મતેજ અંગોઅંગે દીપતું રે, પ્રભુ છે નિરીહ નિર્વિકાર. સજની૦ ૬**
**વદનસરોજે વસતાં ભારતી રે, છે વાણીમાં ચારે વેદ. સજની૦ ૭**
**જ્ઞાનામૃતજ્ઞાનું પાન કરાવતા રે, ટાળે જીવઈશ્વરનો ભેદ. સજની૦ ૮**
**ભૃકુટીવિલાસે ભુવનો રચે રે, ઉપદેશે સૌનો બાધ. સજની૦ ૯**
**અન્વય સમ કરતા સૌ શાસ્ત્રનો રે, પ્રભુની વાણી સદા નિર્બાધ. સજની૦ ૧૦**
**મૂકી મસ્તક હસ્ત વરદને રે, નિર્ભય કરતા દીનાનાથ. સજની૦ ૧૧**
**સુષ્ઠુ ચરણામૃતના સ્વાદથી રે, ગણતો મુજને નિત્ય સનાથ. સજની૦ ૧૨**
**આપો દર્શન ધૈર્ય રહે નહિ રે, વ્હાલા! વીત્યાં વર્ષ અગ્યાર. સજની૦ ૧૩**
**વિરહે હૃદય બળે છે માહરું રે, નયને વહે આંસુની ધાર. સજની૦ ૧૪**
**કરુણા કરી કરુણાળુ કાઢજો રે, મુજમાં ભર્યું હજી અહમેવ. સજની૦ ૧૫**
**નિજનો ગણીને નરહરિ તારજો રે, વિનવે બાળક આ શુકદેવ. સજની૦ ૧૬**

——[ ० ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ આશ્વિનમાસ ]

**[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.**

**લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી**

આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઇ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ, સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથાપછી સમાધિમંદિરઆગળ ભગવદ્‌ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ, સાયંસંધ્યા, જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.]

શ્રીસદ્‌ગુરુપૂજન:—ગત આશ્વિન સુદિ ૧૫-શરદ્‌પૂનમની રાત્રિએ શ્રીઆનંદાશ્રમમાં પૂજ્યપાદશ્રીના નિજમંદિરસમીપની ફરસમા ગોઠવેલ સિંહાસનપર પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજી પધરાવી સૌ આનંદાશ્રમવાસીઓએ વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું. ત્યારબાદ પૂજ્ય સ્વામીશ્રી માધવતીર્થજીએ "અનન્યભક્તિયોગ" અને રાસપંચાધ્યાયીને લગતું સુંદર પ્રવચન કર્યું હતું, પશ્ચાત્ સૌને દૂધ પહુવાનો પ્રસાદ તથા ચરણામૃત આપવામાં આવ્યાં હતાં.

કાર્તિક સુદિ ૧ ને દિવસ બેસતા નવા વર્ષનિમિત્તે સૌ આનંદાશ્રમવાસીઓ તથા ગામનાં જિજ્ઞાસુ ગુરુબંધુઓ તથા બહેનોએ મળી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું. ત્યારબાદ સૌને ચરણામૃત તથા પ્રસાદ વહેંચવામાં આવ્યાં હતાં.

સાંજરે શ્રી. માણિક્યવર્માએ પૂજ્યપાદ કૃપાનાથનો સં. ૧૯૬૮ના નવા વર્ષનો સદુપદેશ વિવેચનપૂર્વક વાંચી સંભળાવ્યો હતો.

મુખ્યભેટ:—આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવેલી છે:—

રૂા. ૫૧-૦-૦ શ્રી. રઘુનાથ જાદવજી ગાંધી-રાજકોટ, રૂા. ૩૮-૧૨-૦ શ્રી. કેવળચંદ ક્ષનજીભાઈ પારેખ-ગોંડલ, ૧૦-૦-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ-મુબઈ.

લઘુરુદ્ર:—આ માસમાં નીચેના બંધુઓતરફથી એક એક લઘુરુદ્ર કરવામાં આવેલ છે:—

શ્રી. હરજીવન કેશવજી શાહ-મુબઈ, ડૉ. શ્રી. બહાદુરભાઈ-બાબરા.

રુદ્રાભિષેક—આ માસમાં નીચેના બંધુઓતરફથી એકેક રુદ્રાભિષેક કરવામાં આવ્યો છે:—

શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી, શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર, શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી-પોરબંદર, શ્રી. મોરારજી છગનલાલ-કરાંચી.

ભોજન:—આ માસમાં નીચે પ્રમાણે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમના વિદ્યાર્થીઓઆદિને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂા. ૧૩-૧૨-૦ શ્રીમતી નર્મદાબહેન-કુંડલા, (ગયા માસનું) હા. શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ,

રૂ. ૫૯-૪-૯ + ૧૧-૦-૦ એક ભક્તજન-મુંબઇ ( જેઠ માસના ), રૂ. ૧૪-૮-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઇ, રૂ. ૨૯-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઇ, ( ગયા માસના ) રૂ. ૫-૦-૦ બાઇ નાનીબાઇ તે સદ્ગત મણિલાલ મગનલાલનાં વિધવા-અમદાવાદ તરફથી બ્રહ્મભોજનનિમિત્તે, રૂ. ૫-૨-૦ ડૉક્ટર બહાદુરભાઇ-બાબરા. ૧૧ વિદ્યાર્થીઓના ભોજનના, રૂ. ૮-૧૨-૦ શ્રી. હરિલાલ બહેચર વ્યાસ-વીસાવદર ( વિદ્યાર્થીઓને ભોજન), રૂ. ૪૮-૧૫-૯ એક ભક્ત-મુંબઇ, રૂ. ૮-૧૨-૦ શ્રી. મણિશંકર પૂર્ણાનંદ તથા બહેન ઉજમબાઇ-અમદાવાદ, શ્રી. વિષ્ણુલક્ષ્મીબહેન-અમદાવાદ ત્રણ મિષ્ટાન્નભોજન વિદ્યાર્થીઓને. અર્પણ કરેલા રકમના વ્યાજમાંથી.

**થાળઃ**—આ માસમાં નીચે પ્રમાણે પૂજ્યપાદશ્રીની સેવામાં થાળ ધરાવવામાં આવ્યા છેઃ—
૧-૪-૦ બહેન નર્મદાબાઈ-કુંડલા-રૂ. ૨-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ જૂનાગઢ ૨ થાળ. રૂ. ૧-૪-૦ વિદ્યાર્થી જીવનલાલ અમૃતલાલ-બરડીયા. રૂ. ૧-૪-૦ શ્રી. રાજસી જીવરાજ-વાંકાનેર. રૂ. ૧-૪-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર-બોટાદ. ૧-૪-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂ. ૫-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ ચાર થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. હરિલાલ બહેચર વ્યાસ-વીસાવદર. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ભીલખા. ૧-૪-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ-પોરબંદર. રૂ. ૧-૪-૦ શ્રી. કરશનદાસ હરજી-જૂનાગઢ. રૂ. ૫-૦-૦ બહેન રૂક્ષ્મણી ગોરધનદાસ-મુંબઈ તરફથી સદ્ગત ભાઈ કાકુની તિથિનિમિત્તે ૧-૪-૦ શ્રી. ઓધવજી વાઘજી-ભીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. ૧-૪-૦ શ્રી. ભાનુશંકર હરિશંકર-રાજકોટ ૨-૪-૦ શ્રી. ઉછરંગલાલ શંભુલાલ વોરા-(બે થાળ). ૧-૪-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર. ૫-૦-૦ શ્રી. એક ભક્ત-મુંબઈ (ચારથાળ). શ્રી. મથુરાદાસ પરમાનંદદાસ-પોરબંદર એક થાળ. અર્પણ કરેલા રકમના વ્યાજમાંથી.

**અખંડદીપકખાતેઃ**—રૂ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ.

———[*]———

## પરચુરણ ભેટ

આ માસમાં નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

૧-૪-૦ શ્રી. તખુભા પથુભા-ભીલખા
૧-૦-૦ ,, જટાશંકર બહેચર-જૂનાગઢ
૦-૪-૦ ,, જયાશંકર ગોકુલજી-ઉપલેટા
૦-૪-૦ ,, અમૃતલાલ લવજી-ગોંડલ
૩-૦-૦ ,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-માંગરોળ
૦-૮-૦ ,, કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ
૦-૪-૦ ,, લાલજી ઝીણાભાઈ ,,
૫-૪-૦ ,, દ્વારકાદાસ ખેતસી-કરાંચી
૦-૧૩-૦ ,, વિઠ્ઠલદાસ ગોરધનદાસ-મુંબઈ
૦-૪-૦ ,, લાલજી ઝીણા-જૂનાગઢ
૧-૦-૦ ,, ઉમયાશંકર મહાશંકર-આવળા

૧-૦-૦ શ્રી ચિ. કવીંદ્રરાય હર્ષદરાય-માંગરોળ
૧-૦-૦ ,, પૂ. બ્ર. શ્રી. આત્મપ્રકાશજી-મોજીદડ
૨-૧૦-૯ ચિ. હરિદાસ મુકુંદદાસ-મુંબઈ
૨-૧૦-૬ ,, દ્વારકાદાસ સીતારામ ,,

લીંબડીમાં શ્રીનાથજયંતીમહોત્સવમાં આવેલી ભેટઃ
૧-૦-૦ શ્રી. મણિશંકર મહાશંકર-લીંબડી
૧-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર ,,
૧-૦-૦ સૌ. બહેન ઉજમબાઈ
૧-૦-૦ ગં. સ્વ. ,, મુક્તા બહેન
૧-૦-૦ ,, ,, ,, સાવિત્રી બહેન
૦-૪-૦ શ્રી. પ્રાણલાલ રવિશંકર
૦-૪-૦ સૌ. બહેન જસુમતી બહેન

૦-૪-૦ શ્રી. મહુભાઈ પ્રભાશંકર
૦-૪-૦ ,, કાંતિલાલ કેશવલાલ
૦-૨-૦ ,, નર્મદાશંકર રાવલ
૦-૨-૦ ,, ચંદ્રકાંત ગૌરીશંકર
૧-૦-૦ શ્રી શંભુશંકર પુરુષોત્તમ-જૂનાગઢ
૧-૦-૦ ,, ગોવિંદજી કાળાભાઈ-તાલાળા
૧-૦-૦ ,, માધવજી ગોવિંદજી-પીમતરૂ
૬-૧-૬ ચિ. પ્રતાપરાય ભગવાનલાલ વનમાળી વગેરે દેવળતરફથી ૧૩ માસના નિભાવના
૦-૨-૬ ચિ. પ્રતાપરાયતરફથી પ્રસાદ ધરવામાટે
૦-૪-૦ મેર નાથા ખરશી-આનંદાશ્રમ
૧-૦-૦ શ્રી. વસંતભાઇ મોહનભાઇ-રાણા
૦-૪-૦ બહેન રંભાબાઇ-પોરબંદર
૦-૪-૦ એક ભક્ત
૦-૮-૦ શ્રી. શાંતિલાલ દેવશંકર-ઠાંઠ અખંડદીપનિમિત્તે
૦-૧-૦ બહેન મણિબાઈ-બીલખા
૦-૦-૬ પરચુરણ
૦-૨-૦ શ્રી. મનુભાઇ દોલતસિંહ
૦-૨-૦ બહેન કસ્તુરબાઇ-બીલખા
૧-૦-૦ શ્રી. કેશવલાલ મોહનલાલ મુંબાઇ-અખંડદીપનિમિત્તે
૧-૫-૩ વકીલ બાબુલાલ ગોવિંદજી-પોરબંદર
૧-૦-૦ શ્રી. પ્રાણજીવન બાબુલાલ ,,
૨-૦-૦ ,, વામનરાય જટાશંકર-પાટણ
૫-૫-૩ ચિ. હરિદાસ સીતારામ-મુંબઇ
૧-૦-૦ શ્રી. બાલાભાઇ દયારામ રાવળ-વીલપુર
૧-૦-૦ ,, ગોવિંદરામ અંબારામ ,,
૦-૪-૦ ,, મણિશંકર મહેરાવજી ,,
૦-૪-૦ પરચુરણ ભેટ
૧-૧-૦ શાહગાના સાધ્વીતરફથી ભેટ દા. શ્રી. મગનલાલ માધવલાલ વ્યાસ
૨-૨-૦ જંબુસરના સાધ્વીતરફથી શ્રીનાથજીની ભેટના રા. શ્રી. અંબાલાલભાઇ
૪-૦-૦ કુતિયાણાના સાધ્વીતરફથી શ્રીનાથજીની ભેટના નીચે પ્રમાણે.—
૦-૯-૦ શ્રી. માનસિંહ નથુસિંહ
૦-૮-૦ ,, હરજીવન ઇશ્વરજી
૦-૮-૦ ,, રામપ્રસાદ પુરુષોત્તમ
૦-૪-૦ ,, માવજી મગજી
૦-૪-૦ ,, કેશવલાલ કલ્યાણજી
૦-૪-૦ ,, શ્યામજી રણછોડ જાની
૦-૪-૦ ,, દેવશંકર રણછોડ જાની
૦-૪-૦ ,, રઘુનાથસિંહ ભગવાનસિંહ
૦-૪-૦ ,, રૂપસિંહ કલ્યાણસિંહ
૦-૪-૦ ,, સમરસિંહ ભવાનસિંહ
૦-૪-૦ ,, પ્રેમશંકર વશરજી
૦-૪-૦ ,, વીરસિંહ કલ્યાણસિંહ
૦-૩-૦ ,, રામસિંહ નારણસિંહ
૦-૨-૦ ,, કરસનજી માણેકજીવન ઓઝા

૧૨-૧૦-૩ શ્રીશરદ્પૂર્ણિમાનિમિત્તે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન થતાં આનંદાશ્રમમાં આવેલી ભેટ.
૧-૦-૦ શ્રી દોલતસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, બ. શ્રીઆત્મપ્રકાશજી
૧-૦-૦ ,, વકીલ બાબુલાલ ગોવિંદજી લાખાણી
૧-૦-૦ ,, પ્રાણજીવન બાબુલાલ લાખાણી
૦-૮-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૦-૨-૦ ,, ભગવાનજી મનુભાઇ મહારાણા
૦-૪-૦ ,, એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ ,, બ. શ્રીજ્ઞાનપ્રકાશજી
૦-૪-૦ ,, દયારામ નાગજી
૦-૨-૦ શ્રી ચતુર્ભુજ લાલજી
૦-૨-૦ ,, કરસનદાસ હરજી
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૨-૩ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ,, પંડિત રઘુનંદન નથુજી
૫-૦-૦ ,, એક ભક્ત
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી મહારાણા
૦-૪-૦ બહેન મણિબહેન
૦-૨-૦ ,, તારાબહેન.

# मासिकना लवाजमनी पहोंच

શ્રી. ગિરિજાશંકર રતનજી પાઠક-શીહોર વર્ષ ૧૧

,, મણિલાલ હરખજી-ખીજડીયા ,, ૧૧

,, ગિરિજાશંકર ગીગાભાઈ વકીલ-શીહોર ,, ૧૦-૧૧

,, છોટાલાલ જુઠાભાઈ ,, ,, ૧૦-૧૧

,, જટાશંકર ભાણજી ડૉકટર-ચોરવાડ ,, ૧૧

,, કરણસિંહજી લાલસિંહજી-જૂનાગઢ ,, ૧૧

શ્રીરાણાફોજદાર ગુજરાતી નિશાળ

હા. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી-બખરલા ,, ૧૧

શ્રી. રતિલાલ રામજી-લાખણકા ,, ૧૧

,, જેસુખલાલ શંભુલાલ વોરા-અમદાવાદ ,, ૧૧

,, મોહનલાલ રામપ્રસાદ-ધાંટવડ ,, ૧૧

,, વિનાયકરાવ સીતારામ-કોડીનાર ,, ૧૧

શ્રી. લભ્યાશંકર ભગવાનજી-પીપળી વર્ષ ૧૧

,, જમનાદાસ સકનજી ઠાકર-દ્વારકા ,, ૧૧

,, નથુભાઈ કરશનજી ઉપાધ્યાય ,, ,, ૧૧

,, ચત્રભુજ લાલજી-બરવાળા ,, ૧૧

,, કપિલરાય ભાઇશંકર ભટ્ટ-ભાવનગર ,, ૧૧

,, લાભશંકર ભવાનીશંકર-માંગરોળ ,, ૧૧

,, ઉમિયાશંકર વલ્લભજી ,, ,, ૧૧

,, કુરજી પ્રાગજી ,, ,, ૧૧

,, ભગવાનજી દેવજી પંડ્યા ,, ૧૧

,, નાથાલાલ ખીમજી ,, ૧૧

,, વશરામ જેઠા-વાલોત્રી ,, ૧૧

,, દ્વારકાદાસ ભગવાનલાલ-સાદરા ,, ૧૧

,, હરજી ટીડા-જૂનાગઢ ,, ૧૧

નારણદાસ જમનાદાસ-જામજોધપુર ,, ૧૧

ભાણજી મૂળજી ,, ,, ૧૧-૧૨

,, દોલતશંકર મૂળશંકર ,, ,, ૧૨

,, પરમાનંદ લાલજી દેવરાજ ,, ,, ૧૧

,, મંગળદાસ માધવલાલ વ્યાસ-સાદરા ,, ૧૦-૧૧

,, ઇશ્વરલાલ અંબાશંકર ,, ,, ૧૦-૧૧

,, સોમજી વાલજી ખડીયા વર્ષ ૧૧

,, ભીમશંકર ભવાનીશંકર વાંકાનેર વર્ષ ૧૦-૧૧

,, જોઇતારામ જીવરામ સાદરા ,, ૧૦-૧૧

,, રવચંદ હરગોવિંદદાસ ,, ,, ૧૦-૧૧

શ્રી નટવરલાલ નર્મદાશંકર ખોડુ ,, ૮-૯-૧૦

,, ગૌરીશંકર પ્રભુરામ અનીડા ,, ૧૦

,, પ્રેમજી રાઘવ જૂનાગઢ ,, ૧૧

,, મેઘજી રૂડા ,, ,, ૧૧

,, જટાશંકર ત્રિભુવન ચણાકા ,, ૧૧

,, ગોવિંદરામ પરમાણંદદાસ માંગરોળ વર્ષ ૧૦

,, વિઠ્ઠલજી પ્રભુરામ અમરેલી વર્ષ ૧૦

,, લક્ષ્મીશંકર લાલજી વ્યાસ ધોરાજી વર્ષ ૧૨

,, પ્રાગજી દેવજી કરાંચી વર્ષ ૧૧

,, કરશનદાસ વસનજી પોરબંદર વર્ષ ૧૧

,, કરશનદાસ વસનજી ,, ,, ૧૧

,, ગોકુલદાસ રાઘવજી ,, ,, ૧૧-૧૨-૧૩

,, વિશ્વનાથ માધવજી ,, ,, ૧૧

,, હિમતલાલ ચતુર્ભુજ ,, ,, ૧૧

બ્હેન વિજયાલક્ષ્મી લક્ષ્મીશંકર ધંધુકા વર્ષ ૧૦

,, ચંદનગૌરી ફકીરભાઇ સરથાણા ,, ૧૧

શ્રી. માણેકલાલ દામોદર ઉમરેઠ ,, ૧૦

,, પ્રેમજી ઓધવજી ભાણવડ ,, ૧૧

,, જેશંકર કેશવજી ,, ,, ૧૧

,, વ્રજલાલ વનમાળી દહાણું ,, ૧૧

,, પરમાણંદ ગોપાલજી ,, ,, ૧૧

,, શિવશંકર દયાળજી પીલવાઈ ,, ૧૧

બેન જમનાબાઈ રાજારામ બાંટવા ,, ૧૨

શ્રી. લાલજી નાગજી કુંડલા ,, ૧૧

,, કરશનદાસ જુઠાભાઇ રાધનપુર ,, ૧૧

,, મનસુખરામ જેશંકર ,, ,, ૧૧

,, ભગવાનજી કાનજી ભાણવડ ,, ૧૧

,, કાલિદાસ ઉકાભાઈ ઊના ,, ૧૧

બ્હેન નર્મદાબાઈ કુંડલા ,, ૧૧

,, જડાવબાઈ લલુભાઈ ભાવનગર ,, ૧૧

શ્રી. પ્રેમશંકર હરગોવિંદ સિદ્ધપુર ,, ૧૧

,, વિઠ્ઠલજી નારણજી વડોદરા ,, ૧૧

,, રામજી જુઠાભાઈ ઉપલેટા ,, ૧૧

,, મણિલાલ દેવચંદ ભાવનગર ,, ૧૨

,, સવાઈલાલ રણછોડલાલ અમદાવાદ

હા. શ્રી. મા. ના. ચંદારાણા વર્ષ ૧૦-૧૧

(બાકીનાં નામો હવે પછી છપાશે.)

## ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

( પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના જીવનચરિત્રનો બીજો ભાગ )

અર્ધો ઉપરાંત છપાઈ ગયો છે.

———:०:———

### અતિ અગત્યની સૂચના

પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના હસ્તલિખિત દોહરાનો મોટો સંગ્રહ અપ્રસિદ્ધ છે તે છપાવવાનો છે; તો જે ગુરુબંધુને પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીએ હસ્તલિખિત દોહરાની નોટ પ્રસાદરૂપે આપવા કૃપા કરી હોય તેમણે તે નોટ વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા–કાઠિયાવાડ. આ શિરનામે વેળાસર મોકલી આપવા શ્રમ લેવો, કે જેથી છાપવામાં તેનો ઉપયોગ થઇ શકે. ઉપયોગ થઇ રહેથી તે નોટ મોકલનાર બન્ધુને પાછી મોકલવામાં આવશે.

———

## श्रीनैमित्तिककर्मप्रकाश

આવૃત્તિ ચોથી. પડતમૂલ્ય રૂા. ૧–૧૪–૦ ટપાલખર્ચ રૂા. ૦–૧૧–૦

આ ગ્રંથ છપાતો હતો તે તૈયાર થઈ ગયો છે. તેની પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધસહિત જોઇતી પ્રતો મંગાવનારે પુસ્તકદીઠ રૂા. ૨–૯–૦ મનીઑર્ડરથી મોકલી તે મંગાવી લેવી. વધારે પ્રતો મંગાવનારે રેલ્વેપાર્સલથી મંગાવવાથી ખર્ચમાં ફાયદો થશે કિંમતપૂરતી રકમ મનીઑર્ડરથી મોકલવાથી વી. પી. રેલ્વેપાર્સલથી મોકલવામાં આવશે.

શિરનામું:

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા ( કાઠિયાવાડ )

———:०:———

### ખાસ વિજ્ઞપ્તિ

ગુરુપૂર્ણિમાનો પૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનોજ મહોત્સવ છે. આ મંગલપ્રસંગે લાભ લેવા આવનારાં એવાં આપણ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ બહુ જરૂરનું છે, અને એટલામાટે આપણે સૌએ પરસ્પર સહકાર સાધવાની ખાસ આવશ્યકતા છે. આ આવશ્યકતાને વિશેષરૂપે પહોંચી વળવામાટે સશક્ત ને સેવાભાવી બંધુઓને ખાસ વિજ્ઞપ્તિ કરવાની કે તેઓ સેવાનો લાભ લેવામાટે પોતાનાં નામ અગાઉથી નીચેના શિરનામે લખી મોકલાવે વા રૂબરૂ નોંધાવે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા–( કાઠિયાવાડ )





રજી. નં. ડ. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ નવેમ્બર

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર

आनंदाश्रम

P. O. Bilkha (Kathiawar-India).

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા-આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઇ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારા-ઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતાપ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયાં કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

ી ૧૧ મું
ર્ગશીર્ષ
ક ૭ મો
ત ૧૯૯૯


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम


વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथः स्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે.

## જરૂરી નોંધ

"આનંદાશ્રમ" માસિક ધર્મપ્રચારની દૃષ્ટિએ પોતાના ધ્યેયપ્રમાણે પ્રસિદ્ધ થયા કરે છે. લડાઈ શરૂ થયા પછી ઉત્તરોત્તર કાગળોના ભાવો વધતા ચાલ્યા છે. આવી મોંઘવારી વેઠીને પણ આવતી ખોટ સહન કરીને લવાજમ વધાર્યાવિના સંસ્થાતરફથી તેનું પ્રકાશન ચાલુ છે, અને હજુ પણ લવાજમ તો નજ વધારવું એવો સંચાલકમંડળનો નિશ્ચય છે. વર્તમાનમાં કાગળોના ભાવ લગભગ સાતથી આઠ ગણા વધી ગયા છે, એટલે સંસ્થાને વધારે ખોટ ન ખમવી પડે ને ધર્મનો પ્રચાર ચાલુ રહે એ દૃષ્ટિથી આ માસથી "આનંદાશ્રમ" નું વાચન ત્રણ ફૉર્મ-૨૪ પૃષ્ઠને બદલે બે ફૉર્મ-૧૬ પૃષ્ઠમાં આવશે. ધોળા ગ્લેઝ કાગળને બદલે રંગીન કાગળોમાં છપાશે. આશા રાખીએ છીએ કે "આનંદાશ્રમ" નો વાચકવર્ગ આટલામાં સંતોષ પામે.

વ્યવસ્થાપક-આનંદાશ્રમ

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથપ્રાર્થના. | ૧૭૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૭૪ |
| ૩ | કાર્તિકી પૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ. | ૧૭૫ |
| ૪ | શ્રીનાથસંવત્સર ૮૫ની કાર્તિકીપૂર્ણિમાના પર્વપ્રસંગના મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ. | ૧૭૭ |
| ૫ | કૃતાર્થતા અને કૃતજ્ઞતા. | ૧૮૧ |
| ૬ | જીવનમાં ઉતારવાજેવું. | ૧૮૨ |
| ૭ | વિશ્વશાંતિઅર્થે શ્રીનાથપ્રભુપ્રતિ પ્રાર્થના. | ૧૮૨ |
| ૮ | એક સમર્પણ. | ૧૮૩ |
| ૯ | ચક્ષુદાન. | ૧૮૩ |
| ૧૦ | ભગવત્કૃપા અને ભક્ત. | ૧૮૪ |
| ૧૧ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૮૭ |
| ૧૨ | હાલની તાવની બીમારીમાટે અકસીર ઉપાય. | ૧૯૦ |
| ૧૩ | પરચુરણ ભેટ. | ૧૯૦ |
| ૧૪ | સં. ૧૯૯૯ની કાર્તિકીપૂનમના મહાપૂજનની ભેટ. | ૧૯૭ |


જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ મોતીલાલ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઈએ છાપ્યું-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૯-માર્ગશીર્ષ [ અંક ૭

## श्रीनाथप्रार्थना[1]

( वंगाली )

नाथ तुमि सर्वस्व आमार, प्राणाधार सारात्सार;
नाहीं तोमा विने केह त्रिभुवने, वोलिवार आपनार. नाथ० १

तुमि सुख शांति सहाय संवल, संपद ऐश्वर्य ज्ञान बुद्धिवल;
तुमि वासगृह आरामेर स्थल, आत्मीय वंधु परिवार. नाथ० २

तुमि इहकाल तुमि परित्राण, तुमि परकाल तुमि स्वर्गधाम;
तुमि शास्त्रविधि गुरु कल्पतरु, अनंत सुखेर आधार. नाथ० ३

तुमि हे उपाय तुमि हे उद्देश्य, स्रष्टा पाता तुमि हे उपास्य;
दंडदाता पिता स्नेहमयी माता, भवार्णवेर कर्णधार. नाथ० ४

---

ટીપ કેહ=કોઈ. સંબલ=સાધનમાર્ગમાં નિર્વાહક.

૧ ભાવાર્થઃ—હે નાથ! આપ અમારા સર્વસ્વરૂપ, પ્રાણના આધારસ્વરૂપ ને સારના પણ સારરૂપ—સર્વોત્કૃષ્ટ તત્વસ્વરૂપ—છો. ત્રણે લોકમાં 'અમારા' એમ કહેવામાટે આપના વિના કોઈ નથી એવી યોગ્યતા એક આપમાં છે, આપના વિના બીજાને અમારા કહેવા જઈએ તો તે સદા અમારા રહી શકે એમ નથી, કેમકે તે વિનાશી છે; ને આપ તો નિત્ય-ત્રિકાલાબાધ્ય-છો. આપ સુખરૂપ

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

તમારું માનેલું સર્વસ્વ ત્યજી દેતાં તમે ધ્યેય કે જ્ઞેયરૂપેજ અવશ્ય રહેશો.

પરમાત્માભિમુખવૃત્તિ આરૂઢ થતાં પરમાત્મદર્શન થઈ જીવનો વિરહાગ્નિ સદાને માટે શાંત થાય છે.

હૃદય પવિત્ર ને સુસ્થિર થતાં તેમાં પરમાત્માનો આવિર્ભાવ થવો સુલભ છે એમ પ્રાજ્ઞો કહે છે.

હૃદયને વિશેષ શુદ્ધ, વિશેષ સ્થિર, વિશેષ સૂક્ષ્મ ને વિશેષ શાંત કરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની તેમાં યોગ્યતા આવશે.

પૂર્વાપરનો વિચાર કર્યાવિના વ્યવહાર બહુ વધારવો નહિ. પ્રત્યેક કામમાં બની શકે તેટલું પરિણામ વિચારીને વર્તવાનો સ્વભાવ રાખવો.

સંસારના સર્વ વિષયોમાં રહેલાં દુઃખોને તથા દોષોને તીવ્ર વિવેકવડે વારંવાર જોયા કરવાં, ને પોતાના હૃદયમાં સુવૈરાગ્યને વધારવો.

જનસંગ રાગદ્વેષને વધારનાર છે, અને જનસંગનો પરિત્યાગ રાખી શુદ્ધભાવથી એકાંતમાં પરમાત્માનું સ્મરણધ્યાન તથા શાસ્ત્રવાચનાદિ કરવાથી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો થાય છે, તથા અંતઃકરણની યોગ્યતા ને પ્રતિષ્ઠા વધે છે.

પરદોષ જોવા નહિ, ને કોઇની આગળ તે કહેવા નહિ.

કોઇ નિમિત્તથી મનને ખેદને કે રીસને વશ ન થવા દેવું.

સરલતા ને સાદાઈ રાખવાં. સહનશીલતા રાખવી.

સૂક્ષ્મદૃષ્ટિવડે પોતાના મનના ને ઇંદ્રિયોના દોષો જોવા, અને તેનો પરિત્યાગ કરવા ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી પ્રયત્ન કરવો, તથા મનને સર્વદા કર્તવ્યપરાયણ રાખવું. આમ વર્તવાથી ચિત્તની યોગ્યતામાં વધારો થાય છે.

દૃશ્યવિષયોમાં દોષદર્શન કરી તેમાં રહેલા રાગદ્વેષ શમાવવાથી તથા પ્રિયતમ પરમાત્માનું ધ્યાન પ્રીતિપૂર્વક કર્યા કરવાથી મનની સ્થિરતા થાય છે.

વૃક્ષાસનથી પ્રાણનો નિરોધ કરવાનું સામર્થ્ય વધે છે, બ્રહ્મચર્ય પાળવામાં તે સાહાય્ય કરે છે, ને શરીરનું આરોગ્ય સુધારે છે.

સામાન્ય કેવળકુંભકમાં અનાહતચક્રમાં કે મનશ્ચક્રમાં પ્રાણવાયુ સ્થિર થાય

---

શાંતિસ્વરૂપ, મદદ કરનાર, અમારા સાધનમાર્ગમાં નિર્વાહક, સંપદ્રૂપ, ઐશ્વર્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ ને બુદ્ધિના બલસ્વરૂપ છો. આપ આરામના સ્થાન એવા નિવાસગૃહરૂપ છો. અમારા નિકટના બંધુ ને પરિવારસ્વરૂપ છો. આપ વર્તમાનકાલસ્વરૂપ છો, ને રક્ષણ પણ આપ છો. આપ ભવિષ્યકાલરૂપ છો, ને સ્વર્ગધામરૂપ પણ આપ છો. શાસ્ત્રવિધિરૂપે પણ આપ છો ને કલ્પતરુસમાન સદ્ગુરુ પણ આપજ છો. વળી અનંત સુખના આધારરૂપ પણ આપજ છો. આપ ઉપાયરૂપ-સાધનરૂપ-છો ને સાધનવડે પ્રાપ્ત થવાયોગ્ય ફલરૂપ પણ આપજ છો. સર્જક, પાલક ને ઉપાસના કરવાયોગ્ય આપ છો. અમારા હિતમાટે આવશ્યક દંડ આપનાર પિતાસ્વરૂપ, અમારી જીવનવલ્લીને પોષનાર સ્નેહાળ માતાસ્વરૂપ ને ભવસાગરના તારક નાવિકસ્વરૂપ-આચાર્ય-સદ્ગુરુ-એ દેવત્રયી-માતા પિતા ને આચાર્ય-રૂપ આપજ છો.

જય જય જય

છે, અને ઉત્તમપ્રકારના કેવલકુંભકમાં પ્રાણવાયુ હૃત્પદ્મમાં, ત્રિકુટીમાં કે બ્રહ્મરંધ્રમાં રહેલા બ્રહ્મમાં વિલીન થવાજેવો થાય છે.

શાસ્ત્રોક્ત કર્મ શાસ્ત્રવિધિથી કરવું તે હિતકર થાય છે.

બહારના સંન્યાસના કરતાં આંતરનો સંન્યાસ દેશકાલ જોતાં વધારે હિતકર જણાય છે.

ચિત્તનો જય ભૂમિકાપૂર્વક કરાય છે નીચલી ભૂમિકાનો જય કર્યાવિના જો ઉપલી ભૂમિકાનો અભ્યાસ કરવામાં આવે તો તે અભ્યાસીનો અભ્યાસ સફલ થતો નથી, પણ તેને રોગ, ભય, મૂર્છા કે અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

નેત્રની વૃત્તિ સામાન્યપણે નિમેષોન્મેષરહિત નાસાગ્રપર રાખી મનોવૃત્તિ હૃદય કે બ્રહ્મરંધ્રમાં સ્થિત બ્રહ્મમાં સ્થિર રખાય તે ઉત્તમ પ્રકાર ગણાય છે.

( ચાલુ )

——[*]——

# कार्तिकी पूर्णिमानो श्रीसद्गुरुमहापूजनमहोत्सव तथा आध्यात्मिक साधनक्रम

[ સ્થલ શ્રીઆનંદાશ્રમ–બીલખા ]

ગયા આશ્વિનમાસના અંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિકસુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો આ મંગળ પ્રસંગનો લાભ લેવામાટે મુંબઇ, કરાચી, તથા ગુજરાતકાઠિયાવાડમાંથી આશરે ૨૫૦ બંધુબહેનો આવ્યાં હતાં.

કાર્તિકસુદિ ૧૩ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયતસમયે સૌ એકત્ર થયાં હતાં, અને શ્રી.મહારાણીદાસભાઇએ મહાપૂજનમહોત્સવને લગતા પ્રસ્તાવને અનુલક્ષી ભાવવાહી વ્યાખ્યાન આપ્યું હતું, જે આ અંકમાં અન્યત્ર આપવામાં આવેલ છે.

પાછળના કેટલાક આધ્યાત્મિક સાધનક્રમની યોજનાપ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સંધ્યાદિનિત્યકર્મ, વેદપાઠ, જપ–ધારણા–ધ્યાન, વ્યાખ્યાનપ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુ-બહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

કાર્તિકસુદિ ૧૫ રવિવારને દિવસે ૧૦ વાગે પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો સમય હોઇ તે પહેલાં આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું ત્યારબાદ શ્રીસદ્ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વૈદિક વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય સ્તુતિપ્રાર્થનાનાં ભજનો બોલાતા હતા મહાપૂજનનું કાર્ય સમાપ્ત થયા પછી શ્રીમાન્ મહારાણીદાસભાઇએ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીપ્રણીત દોહરા–"श्रीनाथसुबोधमाला"–ના કેટલાક ભાગનું તથા પોતે લખેલા ને ભાવનગરવાળા શ્રી જીવનરામ મકનજી ભટ્ટે છપાવી પ્રસિદ્ધ કરેલા શ્રીઉપદેશગ્રંથાવલિના "कर्म अने तेनुं फल" નામના ૧૦૨મા અંકનું વાચન કર્યું હતું અવશિષ્ટ ભાગનું વાચન સાંજરે કર્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદ સદ્ગુરુદેવના નિજમંદિરમાં ઇષ્ટમંત્રના જપની યોજના

પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્ન ભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપસાથે જપ. કરવામાં યથાશકય લાભ લીધો હતો.

કરાચીથી કેટલાક ગુરુબંધુઓ સત્સંગનો લાભ આપવામાટે પૂજ્ય સ્વામી શ્રીસિદ્ધનાથજી-મહારાજને તેડી લાવ્યા હતા, જેમણે પોતાની મધુરવાણીવડે શાંતિપૂર્વક દૃષ્ટાંતોસાથે વેદાંતનાં રહસ્યમય વ્યાખ્યાનોનો લાભ આપ્યો હતો.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્ન ભિન્ન વિષયોપર વ્યાખ્યાન કર્યાં હતાં:—

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૧ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ. | મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ. શ્રીમનાથસુબોધ-માલાનું વાચન તથા શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૨મા અંકનું વાચન. |
| ૨ પૂજ્યપાદ સ્વામીશ્રી સિદ્ધનાથજી | વેદાંત. |
| ૩ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ | વનસ્પત્યાહાર. |
| ૪ શ્રી. દોલુભાઈ દવે | સાંખ્યસિદ્ધાંત. |
| ૫ ડૉ. શ્રી. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ | શ્રીમદ્ભાગવતસંબંધે. |

શ્રીકાર્તિકીપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસોદરમ્યાન નીચેના ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા પૂજનમહોત્સવનો લાભ લેવા આવેલ સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં.

| | | |
|---|---|---|
| ૧ | કાર્તિકસુદિ ૧૪ શનિવાર | એક ભક્તજન–મુંબઈ |
| ૨ | કાર્તિકસુદિ ૧૫ રવિવાર | સદ્ગત શેઠ શ્રી. રવજી દેવજી ગાંધી હા. છગનલાલ વાલજીભાઈ જામનગર, આનંદાશ્રમને અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી. |
| ૩ | કાર્તિકવદિ ૧ સોમવાર | સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર હા. શ્રી. ઈંદુકુમાર ભાયાલાલ ભાવનગર. |

શ્રીમહાપૂજનમહોત્સવપ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી હતી:—

૧ સદ્ગત શેઠ રવજી દેવજી હા. શ્રી. છગનલાલ વાલજીભાઈ–જામનગર એમના તરફથી ભોજનમાં વપરાતો સર્વ પ્રકારનો મસાલો, તથા એલચી, કેશર–કપૂર.

શ્રી. જયેષ્ઠારામ પીતાંબર ભટ્ટ–સાણંદ, હાલ અમદાવાદ, એમના તરફથી ચેવડામાટે મોળા મમરા મણ ૧

## કાર્તિકી પૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળે થયેલ શ્રીસદ્ગુરુપૂજન

પોરબંદર, મોજીદડ, લીંબુડા, કરાચી, પ્રાગ ને અમદાવાદનાં **આનંદાશ્રમોમાં** પૂજ્યપાદ કૃપાનાથનું કાર્તિકીપૂર્ણિમાને દિવસે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું.

સિવાય **મુંબઈમાં** શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે શેઠ ચત્રભુજ કાળીદાસને ત્યાં તથા શ્રી. મંગળદાસ ભક્તને ત્યાં બોરીવલીમાં એમ બંને સ્થળે વિધિપૂર્વક શ્રીસદ્ગુરુપૂજન કરવામાં આવ્યું હતું. લીંબડી ને જંબુસરમાં પણ ગુરુબંધુઓ તથા બહેનોએ મળી વિધિપૂર્વક શ્રીસદ્ગુરુપૂજન કર્યું હતું.

**કરાચી આનંદાશ્રમમાં ત્રિપુરીપૂર્ણિમા**—કરાચીના ગુરુબંધુઓએ આનંદાશ્રમમાં કાર્તિકી પૂર્ણિમાને દિવસે એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ ઉત્સાહપૂર્વક મહાપૂજન

ર્યું હતું., જેમાં ,આશરે ૨૦૦ બંધુબહેનોએ લાભ લીધો હતો.

મહાપૂજનપહેલાં સૌએ જપ-ધ્યાનાદિ કર્યાં હતાં. ત્યારપછી ભૂદેવોએ વેદમંત્રોના ઉચ્ચારવડે વાતાવરણને શાંત ને દિવ્ય બનાવ્યું હતું. પછી ષોડશોપચારવિધિથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું મહાપૂજન કરવામાં આવ્યું હતું. મહાપૂજન થઈ રહ્યા પછી ભિન્ન ભિન્ન બંધુઓએ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રવડે તથા અન્ય સંસ્કૃતગુજરાતીપદોવડે સ્તુતિપ્રાર્થના કરી હતી.

પછી શ્રી. મગળપ્રસાદ છાયાએ આપણી ફરજ તથા શ્રી.ટોકરશીભાઈ ચંદારાણાએ ઉપનિષદ્નો ઉપદેશ આ વિષયઉપર વ્યાખ્યાન કર્યાં હતાં.

ત્યારબાદ સર્વેએ સાથે મળી હોમ કર્યો હતો.

હોમક્રિયા પૂર્ણ થયાપછી બે બાળકોએ પૂજ્યપાદ કૃપાનાથે લખેલો “અંગદ ને હનુમાનનો ભક્તિપોષકસંવાદ” પરસ્પર ચર્ચી વાતાવરણ ભક્તિમય બનાવ્યું હતું.

પછી ભજનકીર્તન, ધૂન, આરતી, મંત્રપુષ્પાંજલિ આદિ કરી પ્રસાદ લઈ સૌ પોતપોતાના સ્થાને ગયા હતા. આમ સવારનો કાર્યક્રમ સવારના ૮॥ વાગ્યાથી શરૂ થઈ પાંચ કલાકસુધી ચાલ્યો હતો.

રાત્રિએ દેવદીવાળીના તહેવારની પણ વિશેષતા માની પૂજ્યપાદશ્રીના સિંહાસનની આસપાસ વીજળીની રોશની કરી હતી.

રાત્રિના કાર્યક્રમના આરંભમાં વૈદિક શાંતિપાઠ થયા બાદ બંધુબહેનોએ કીર્તનો કર્યાં હતાં, જેમાં શ્રેયસ્સાધક અધિકારિવર્ગના અગ્રગણ્ય કીર્તનકાર બંધુઓએ પણ સારો લાભ લીધો હતો ને આપ્યો હતો.

પછી શ્રી. મગનલાલભાઈ, શ્રી વલ્લભદાસભાઈ અને શ્રી. પુરુષોત્તમદાસભાઈએ પ્રાસંગિક વ્યાખ્યાનો કર્યાં હતાં. શ્રી રામજીભાઈના કિશોરપુત્ર ચિ. બાબુભાઈ પણ સ્પૃશ્યાસ્પૃશ્યના વિષયપર નીડરપણે ભાવપૂર્વક બોલ્યા હતા ત્યારબાદ સર્વેએ પૂજ્યપાદશ્રીની સમૂહપ્રાર્થના કરી હતી.

છેવટ સમાપ્તિમાં શ્રી હીરજીભાઈ ચદારાણાએ વ્યવસ્થાપકતરીકે પ્રસંગનો ઉપસંહાર કર્યો હતો. પછી સૌ પ્રસાદ લઈ વિદાય થયા હતા. આમ રાત્રિના ઉત્સવમાં ત્રણ કલાકનો કાર્યક્રમ યોજાયો હતો.

———[*]———

## શ્રીનાથસંવત્સર ૮૫ ની

## કાર્તિકીપૂર્ણિમાના પર્વપ્રસંગના મહાપૂજનમહોત્સવનો પ્રસ્તાવ

[લેખકઃ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

શ્રીમચ્છંકરાચાર્યભગવાન કહેલ છે કેઃ—

दुर्लभं त्रयमेवैतद् दैवानुग्रहहेतुकं।

मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः॥ १ ॥

તેનો અર્થ એ છે કે આ જીવલોકને વિષે જીવને આ ત્રણ વસ્તુનો લાભ મળવો મહા કઠિન છે. તે વસ્તુઓમાં પહેલી મનુષ્યપણું બીજી મુમુક્ષુપણું અને ત્રીજી મહાપુરુષનો સાચો આશ્રય છે.

સાધારણપણે કોઈપણ વસ્તુનો લાભ તેને અનુરૂપ પુણ્યકર્મો કર્યાથી તેમના ફળરૂપે મળી શકે.

જે વસ્તુનો લાભ મળવો કઠિન હોય તે વસ્તુના લાભમાટે કરવાનાં પુણ્યકર્મો કદાચ ભારે હોય.

પણ અનુરૂપ પુણ્યકર્મો કરવાથી જે વસ્તુનો લાભ કઠિન મનાતો હોય તે પણ મળી શકે ખરો.

અનુરૂપ પુણ્યકર્મો કર્યાથી પણ ઈશ્વરના અનુગ્રહવિના જેનો લાભ નજ મળી શકે એવી ત્રણ વસ્તુઓ મનુષ્યપણું, મુમુક્ષુપણું અને મહાપુરુષનો સાચો આશ્રય છે.

જીવને મનુષ્યપણું મળવું એ એ ત્રણમાં પહેલી દુર્લભ વસ્તુનો લાભ છે.

પછી મુમુક્ષપણું મળવું એ એ ત્રણમાંની બીજી દુર્લભ વસ્તુનો લાભ છે.

અને મહાપુરુષનો સાચો આશ્રય થવો એ એ ત્રણમાંની ત્રીજી દુર્લભ વસ્તુનો લાભ છે.

સારાસાર વિચાર કરવાના સામર્થ્યવાળી બુદ્ધિ બહુધા મનુષ્યનેજ ખીલે છે તેથી તેવી ખીલેલી બુદ્ધિવાળું મનુષ્યપણું મળવું તેને પહેલી દુર્લભ વસ્તુનો લાભ કહેલો છે.

એવી બુદ્ધિવડે સારાસારનો વિચાર કરી નિઃસાર છતાં સારવાળા જણાતા સંસારમાંથી છુટવાની ઈચ્છાવાળું મુમુક્ષુપણું મળવું એ પહેલી દુર્લભ વસ્તુથી ચઢિયાતી કોટિની બીજી દુર્લભ વસ્તુનો લાભ કહેલો છે.

આ બીજી કોટિની દુર્લભ વસ્તુનો લાભ થવા છતાં શ્રીઈશ્વરની વિશિષ્ટ કૃપાવિના જેનો લાભ અશક્ય છે તે સાચા મહાપુરુષના સમાગમનો છે.

ક્ષુધા લાગી હોય તેજ સમયે નિર્જન વનમાં જેમ અન્નફળનો લાભ દુર્લભ ગણાય છે તથા તૃષા લાગી હોય તે સમયે નિર્જન વનમાં જેમ જળનો લાભ દુર્લભ ગણાય છે તેમ મનુષ્યને મુમુક્ષા ઉપજી હોય તે સમયે આ સંસારારણ્યમાં સાચા મહાપુરુષનો ભેટો થવો મહાદુર્લભ છે.

પણ ખરી ક્ષુધા લાગી હોય તેનેજ સિદ્ધ અન્ન તથા ફળના લાભની ખરી કિંમત અંકાય છે તથા ખરી તૃષા લાગી હોય તેનેજ મિષ્ટ જળના લાભની ખરી કિંમત અંકાય છે તેમ ખરું જોતાં જેને ખરી મુમુક્ષા ઉપજી હોય તેનેજ ખરા મહાપુરુષના સમાગમની ખરી કિંમત અંકાય છે.

ખરા મહાપુરુષનું લક્ષણ વિચારતાં જીવમાત્રને પુરુષસંજ્ઞાની અપેક્ષાએ ઈશ્વરજ મહાપુરુષ છે.

તેથી લીલાવડે પુરુષશરીરને ધારણ કરી રહેનારા ઈશ્વરજ ખરી રીતે મહાપુરુષની સંજ્ઞાને યોગ્ય છે.

તથા જીવભાવથી છૂટી ઈશ્વરભાવને પામી રહેનારા પુરુષ પણ મહાપુરુષની સંજ્ઞાને યોગ્ય છે.

એવા મહાપુરુષનો સમાગમ થયા પછી તેને મહાપુરુષરૂપે જાણી તેનો ખરો આશ્રય થવો એ શ્રીશંકરાચાર્યભગવાને દુર્લભ કહેલી ત્રણમાંની ત્રીજી વસ્તુ છે, પણ એ ત્રીજી દુર્લભ વસ્તુના ક્રમનો વિચાર કરીને જો બે પેટાવિભાગ કરવામાં આવે તો પહેલા વિભાગમાં મહાપુરુષના સમાગમનો અને બીજા વિભાગમાં તેમના ખરા આશ્રયનો સમાવેશ થતાં તે એકજ વસ્તુમાં ખરી રીતે બે વસ્તુનો લાભ ગણવાજેવું છે.

પોતાની બુદ્ધિનું ડહાપણ છોડીને મહાપુરુષને વિષેના અત્યંત ભક્તિભાવ પુરઃસર તેઓ

આજ્ઞા કરે તેવાજ આચારવિચારને પોતાના કરી રહેવું એ મહાપુરુષનો ખરો આશ્રય વા શરણાગતિ છે.

જો કે આ ત્રણે લાભ શ્રીઈશ્વરના અનુગ્રહવિના એકલાં પુણ્યકર્મ કરવાથી મળે એવા નથી એમ શ્રીશંકરાચાર્યભગવાનને કહેવું છે.

પણ આ ત્રણમાંનો ત્રીજો લાભ તો શ્રીઈશ્વરની વિશિષ્ટ પ્રકારની અનુકંપા અનુગ્રહ કે કૃપાવિના નજ મળે એવો છે એમ હું માનું છું.

પણ આ તો સર્વે જીવોને લાગુ પડે એવો સર્વસામાન્ય નિર્દેશ છે.

આપણા પોતાના સંબંધમાં વિચાર કરીએ તો મહાપુરુષનો સમાગમ તો આપણને સર્વેને સહજ સાંપડેલો છે એ પ્રત્યક્ષ છે.

અને ઉપરતું મનુષ્યપણું છતાં સારાસારના નિશ્ચયવાળી જે બુદ્ધિને લીધે ખરું મનુષ્યત્વ ગણાય તે બુદ્ધિ અને મુમુક્ષુતાનું તો સ્વરૂપ પણ આપણને તો મહાપુરુષે સમજાવ્યું ત્યારે જાણ્યું એ પણ પ્રત્યક્ષ છે.

આ જોતાં આપણી માથેનો શ્રીઈશ્વરનો અનુગ્રહ પણ કોઈ વિશિષ્ટથી પણ વિશિષ્ટ પ્રકારનો છે એ પણ પ્રત્યક્ષ થયું છે.

પણ ખરી ક્ષુધાવિના નિર્જનવનમાં અન્નફળના લાભની ખરી કિમત અંકાય નહિ તથા ખરી તૃષાવિના નિર્જનવનમાં મિષ્ટજળના લાભની ખરી કિમત જેમ અંકાય નહિ તેમ ખરા મનુષ્યત્વવિના-તથા ખરી મુમુક્ષુતાવિના નિ:સહાય સંસારારણ્યમાં મહાપુરુષના સમાગમની પણ ખરી કિમત અંકાય નહિ આ વાતમાં કાંઈ સંદેહ કરવાસરખું નથી.

આમ હોવાથી ખરા મનુષ્યત્વના તથા ખરા મુમુક્ષુત્વના લાભવાળાને મહાપુરુષના સમાગમનો લાભ મળે ત્યારે તેને મહાપુરુષનો જેવો ખરો આશ્રય થાય છે તેવો ખરો આશ્રય આપણે કરી શક્યા ન હોઇએ તો આશ્ચર્યસરખું નથી.

પણ તેથી નિરાશાને વશ થવાની પણ અગત્ય નથી.

એઓશ્રીની વિશિષ્ટ કૃપાનો વિચાર કરતાં હજી આજ પણ આપણે ખરો આશ્રય કરશું તો હજી બાજી હાથથી છેક ગઈ નથી ત્યાંસુધીમાં આપણે કૃતાર્થતા મેળવી શકીશું.

મહાપુરુષનો ખરો આશ્રય કરી રહેવામાટે મહાપુરુષના શારીરિક સમાગમની જો કે પ્રથમ તો મુખ્ય અને ખરી અગત્ય છે.

પણ એક વાર પણ જો એવો સમાગમ મળી ચૂક્યો તો પછી તો મુખ્યપણે માનસ સમાગમનીજ ખરી અગત્ય છે.

એવો સમાગમ આપણી પોતપોતાના વર્તમાન શરીરમાં સ્થિતિ છે અને તેથી મહાપુરુષના સમાગમની સ્મૃતિ ઉપસ્થિત છે ત્યાંસુધીમાં જો આપણે સાધી રહેશું અને તેમ કરીને જો તેઓશ્રીનો ખરો આશ્રય પણ સાધી રહેશું તો હજી બાજી છેક હાથથી ગઇ નથી.

આમ કહીને-હું એમ તો કહી શકું એમ નથીજ કે જો આપણે તેમ નહિ કરીએ તો શ્રીઈશ્વરની વિશિષ્ટ પ્રકારની કૃપાના યોગે આપણે મેળવેલ મહાપુરુષના સમાગમનો લાભ આપણે કેવળ ગુમાવી બેઠા છીએ.

મહાપુરુષના સમાગમના લાભને યોગે આપણે એઓશ્રીનું જે કંઈ પૂજનઅર્ચન કરી શક્યા છીએ તથા હજી કરીએ છીએ તે આપણા પુણ્યકર્મનો જ્યારે પરિપાક થશે ત્યારે આપણને ચરમ કૃતાર્થતા સાંપડે એવા સંજોગો આપોઆપ ઉપસ્થિત થશેજ.

અથવા ખરા મનુષ્યત્વને અભાવે તથા ખરા મુમુક્ષુત્વને અભાવે પણ મહાપુરુષનો સમાગમ શ્રીઈશ્વરની જે વિશિષ્ટ કૃપાવડે આપણને વર્તમાન ક્ષણે સાંપડ્યો તે વિશિષ્ટ પ્રકારની કૃપાવડેજ આપણને કૃતાર્થતા સાંપડે એવાં સંજોગો હવે પછીની કોઈ ક્ષણે આપોઆપ ઉપસ્થિત થાય તો તે પણ સર્વથા શક્ય તથા સંભવિત છેજ.

પણ આ ક્ષણેજ એટલે વર્તમાન ભવમાંજ જો કૃતાર્થતાની ક્ષણ સાંપડવાનો આપણો મનોરથ હોય તો આપણે આપણા લક્ષથી પણ એઓશ્રીનો ખરો આશ્રય આ ભવમાંજ સાધી રહેવું જોઇએ એમ મારા કહેવાનો ભાવ છે.

જે મહાપુરુષનો સમાગમ શ્રીઈશ્વરની વિશિષ્ટ પ્રકારની કૃપાને યોગે આપણને સાંપડ્યો છે તે મહાપુરુષ ખરા મહાપુરુષ હોવા સંબંધમાં તો હું માનું છું કે એકવાર પણ એમનાં દર્શન જેમને સાંપડ્યાં હશે તેમના મનમાં શંકાનો પડછાયો પણ રહેવા પામ્યો નહિ હશે.

ઈશ્વરતા રગરગમાં વ્યાપી એમને
ચક્ષુવિષે તો પ્રસિદ્ધ એ પરખાય જો—

એટલે એ પક્ષે તો આપણા ભાગ્યની ધન્યતાનો કોઈ પાર નથી, પણ હું મારા પોતાના પરીક્ષણઉપરથી કહું છું કે એઓશ્રીનો ખરો આશ્રય આપણે સાધી રહેલા હોઇએ એ પક્ષમાં થોડોઘણો પક્ષ સંદેહ રહેવાજેવો અવસર દેખાય છે.

આનું કારણ તપાસતાં પ્રથમ કહ્યું છે તેમ આપણા ખરા મનુષ્યત્વનો તથા આપણા ખરા મુમુક્ષુત્વનો અભાવ એજ કારણ છે.

હજી પણ જેને આ બે વસ્તુનો અભાવ રહેવા પામ્યો હોય તેમણે આ બે વસ્તુને સત્વર સાધી લેવી ઘટે છે.

અને સાંસારિક સુખના ભોગની કામના જેમને અંતરાય કરી રહેલી હોય તેમણે તેની પ્રાપ્તિના શુદ્ધ સંકલ્પથી પણ ખરેખરું કરવાયોગ્ય સાધન એઓશ્રીનું પૂજનમાત્ર છે.

आत्मज्ञं ह्यर्चयेद् भूतिकामः। સાંસારિક સુખની કામનાવાળાએ પણ પોતાના આત્માને (ખરા સ્વરૂપને) જાણનારા પુરુષનું અર્ચન કરવું જોઈએ એવો શ્રુતિનો ઢંઢેરો છે.

પ્રથમ કહ્યું છે તેમ શ્રીઈશ્વર સ્વતઃ આત્મજ્ઞ છે અને જીવભાવથી છૂટીને ઈશ્વરભાવને પામેલા પુરુષ પણ આત્મજ્ઞ થયેલા હોય છે એ રીતે મહાપુરુષ આત્મજ્ઞ હોય છે.

આપણને આપણા સુભાગ્યવડે, સાંપડેલા મહાપુરુષનું આત્મજ્ઞાન તો

नानाच्छिद्रघटोदरस्थितमहादीपप्रभाभास्वरं,
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पन्दते।

એ શ્રીમદ્દક્ષિણામૂર્તિ મહેશ્વરમાટે શ્રીમચ્છંકરાચાર્યભગવાને ગાયેલું છે તેમ ઘણાં છિદ્રોવાળા ઘટ(ગરબા)ના મધ્યમાં રહેલા મોટા દીપની પ્રભાના તેજજેવું તેજસ્વી એઓશ્રીનાં ચક્ષુ નાસિકાઆદિ કરણોદ્વારા બહાર વહી આવતું પ્રસિદ્ધ દેખાતું હતું એટલે એ પક્ષે તો આપણે ખરેખરા ધન્ય છીએ.

એઓશ્રીના અર્ચનવડે સાંસારિક કામનાની સિદ્ધિ મેળવી એ અંતરાયને વેળાસર દૂર કરીને અને બની શકે તો ચિત્તના નિરોધવડેજ દૂર કરીને પછી ખરા મનુષ્યત્વને તથા મુમુક્ષુત્વને મેળવી આપણે સર્વેએ વેળાસર કૃતાર્થતા સાંપડી લેવી જોઈએ એ આપણા મનોગત નિશ્ચયનો આપણ સર્વેની સમાન અને સ્પષ્ટરૂપની જાણમાટે અહીં અવસર સાંપડેલ જાણી અનુવાદ કરેલો છે.

——[*]——

# કૃતાર્થતા અને કૃતજ્ઞતા

રાગ દીંડી–સાખી.

છે અપાર પારાવાર ઉપકારો, છુ હું અગાધ ઋણી નાથ! હે! તમારો;
દઈ દાન મહાન મહાન કષ્ટ કાપ્યું, જન્મમરણ દુઃખ દારિદ્રય ઉત્થાપ્યુ.

સાખી— સૂતો અનાદિ કાલથી, માયારૂપી મહાઘેનમાં;
પ્રબોધી પૂર્ણ પ્રેમથી, જગાડ્યો મહેજે સાનમાં;
વળી જ્ઞાનવારિથી કરી, મુજ નેત્રનું ક્ષાલન કર્યું;
રે! ઘેન માયાનું હતુ, જે શેષ તે પણ દૂર કર્યું ૧

દીંડી— ગયું દુઃખદ સર્વ સ્વપ્ન તો સમાઈ, રહ્યુ નિજરૂપ સર્વત્ર છવાઈ.

સાખી— અતિ ભય ધરી હ્રદયવિષે, નિહાળી જેને દૂર થતો;
મહા મણિધર વિષને, વગી જે સદા વરસાવતો;
વિકરાળ જેના રૂપથી, થરથર સદા વળી કંપતો;
અતિ દુઃખદ જેના સ્મરણથી, રે! શા જરા નહિ જંપતો ૨

દીંડી— દઇ જ્ઞાનદીપ ભ્રાંતિને વિદારી, અતિ દુઃખદ ભય હ્રદયનો નિવારી.

સાખી— તે દીપ કરવિષે ગ્રહી, સમ્યક્ જોયું તે દિશે;
નિરખી મહત્કૌતુકને, વિસ્મય થયો રે! મનવિષે;
વિવિધ પુષ્પોથી ભરી, અમલ પરિમલ યુક્ત જે;
જેને નિહાળી કંપતો, તે તો મનોહર માળ છે. ૩

દીંડી— મંદમંદ હાસ્યથી શ્રીનાથજી નિહાળી, અતિ સુખદ માળ બાલકંઠે ધારી.

( શ્રીગુરુપ્રબોધ )

સાખી— નથી અજ વિષ્ણુ શિવ કે, જ્યાં દેવ દાનવ માનવો;
નથી રાય કે નહિ રંક કો, નથી સેવ્ય કે સેવકજનો;
નહિ હું નહિ કે તું નહિ, નહિ દ્વૈત તો તારા વિષે;
સત્ ચિત્ આનંદ બ્રહ્મવિષે, કલ્પિત તેમાં સૌ દીસે. ૪

(સ્વાનુભવોદ્ગાર)

દીંડી— ભર્યું સભર સઘળે બ્રહ્મરૂપ વારિ, ઝીલાવી તપત તનમનની ટાળી.

સાખી— પ્રણમુ હું પ્રેમે આપને, પુનઃ પુનઃ હે મમ પ્રભો!
હું રંકકેરો રંક તે, ઉપકાર શું વાળું વિભો!

( કારણ ) તું અખિલ ઈશ્વર વિશ્વનો, શું તુચ્છ પ્રાણી અર્પીએ;
(સમર્પણ) અર્પેલ સઘળું આપનું, તો શું પ્રભો! અમે સમર્પીએ.

દીંડી— પ્રણતપાલ! બાલ પ્રણમુ વારી વારી, નિજ દાસ નાગ નાથ! લ્યો સ્વીકારી.

| | |
|---|---|
| શ્રીનાથજયંતી<br>૧૯૯૮<br>શ્રીઆનંદાશ્રમ–મોજીદડ | જન્મોજન્મનો ઋણી<br>"નાગ"ના<br>પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ. |

——[ ० ]——

## જીવનમાં ઉતારવાજેવું

[ સંગ્રાહકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર ]

એકવાર આપણા એક ત્યાગી ગુરુબંધુથી જરા અવિનયપૂર્વક એક વસ્તુ અન્યને અપાઈ: આથી કૃપાનાથ વદ્યા કેઃ—

"જડ વસ્તુનું પણ અપમાન ન કરવું."

× × × × ×

એકવાર કોઈથી નિજમંદિરનાં બારણાં ઉતાવળે જોરથી દેવાયાં: એટલે કૃપાનાથ વદ્યા કેઃ—

"આ પ્રમાણે કરવું એ સર્વત્ર વ્યાપક એવા **પરમાત્માપ્રતિ** અનાદર ગણાય: માટે **સાધકે** આવી નાની નાની બાબતમાં પણ બહુ સાવધાનતા રાખવી."

× × × × ×

એકવાર આપશ્રીનાં સ્વાધ્યાયનાં પુસ્તકો રાખવાનો પાટલો જરા વિષમ (જરા આડો) મૂકાયેલો: આથી કૃપાનાથે સૂચના આપી કેઃ—

"પરમાત્મા સમ હોવાથી સર્વે વસ્તુઓ સમ રાખવી."

———[ ० ]———

॥ ॐ ॥

## વિશ્વશાંતિઅર્થે શ્રીનાથપ્રભુપ્રતિ પ્રાર્થના

[ લેખકઃ—કાનજી પુરુષોત્તમ દવે-વંથલી-સોરઠ ]

હરિગીતછંદ

હે નાથ અમ આર્તતણી આ પ્રાર્થના હૃદયે ધરો,
હે નાથ વિશ્વવિષે કૃપાળુ સદ્ય અમીદષ્ટિ કરો;
હે વિશ્વપાલક નાથજી અમ આર્ત વાણી સાંભળો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૧
દીનબંધુ નાથ દિનેશ વિશ્વતણા પ્રણતપ્રતિપાળ છો,
જંગમ વળી સ્થાવરતણા જીવ જંત રક્ષણહાર છો;
હે નાથ! તમ માયા ઘણી દુસ્તર તમેય કહોજ છો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૨
સત્શાસ્ત્ર ને આગમ નિગમે સત્ય કથનો જે કહ્યાં,
જે સંત ભક્ત મહંત નિત્યે ગાતા અને વદતા હતા;
જે તત્ત્વદર્શી યોગીનો અનુભવ સદાય પ્રકાશતો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૩
ઈતિહાસ ને પુરાણની પ્રાચીન ગાથાઓ સુણી,
મતિમંદ ને નાસ્તિક જનોએ વાત જે મિથ્યા ગણી;
મહાભારતે રામાયણે મિથ્યા કથેલું માનતો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૪

વિશ્વમાં વ્યાપક બનેલી ત્રિગુણાત્મિકા માયા અરે,
કામાદિ દોષ વધી વિશેષે કૃપણ જગ વાધ્યું ખરે;
નિજ સ્વાર્થમાં અંધો બની જન દ્વેષદષ્ટિ દિખાવતો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૫
વિનમ્રભાવે ભ્રાતૃભાવે જે સદા સુખ ચાહતો,
સ્વવર્ગ વળી અપવર્ગને નિજનાં ગણી જે પાળતો;
માયા તણા તે ખેલના વમળે ચડી નિષ્ઠુર બન્યો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૬
હે પ્રણતપાળ પ્રજેશ મારા નાથ પ્રભુ વ્હારે ચડો,
વિકરાલ તાંડવ નૃત્ય કરતી કારમી માયા હરો;
અમ પ્રાર્થના દિલમાં ધરી સહુ વિશ્વમાં શાંતિ ભરો,
હે ત્રાહિ મામ્ પ્રભો ત્રાહિ મામ્ અશરણ શરણ રક્ષા કરો. ૭

———:o:———

## एक समर्पण

ભાવનગરનિવાસી શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ જી. બી વી. સી. એમણે **વનસ્પત્યાહાર** નામનું એક પુસ્તક લખ્યું છે જે પૂજ્યપાદ સદ્‌ગુરશ્રીને સમર્પણ કરેલું છે, તેમાં તેઓ લખે છે કેઃ—

પરમકૃપાળુ પરમાત્મસ્વરૂપ બ્રહ્મીભૂત ગુરવર્ય શ્રીમન્નાથશર્માજીની પરમપવિત્ર સેવામાં.

હે દક્ષિણામૂર્તિમહેશ્વરસ્વરૂપ! આપશ્રીની અમોઘકૃપાવડે મારા વ્યવહારપરમાર્થ બંને સુધર્યા છે. આપશ્રીના અમૃતમય સદુપદેશથી મારી આધ્યાત્મિક ઉન્નતિ થઈ છે અને મારા વ્યવસાયમાં અણધાર્યા ક્રમમયે અતિશાંતિ મળી છે. મુક્તકંઠે કહું તો પશુજીવન છૂટી મનુષ્ય-જીવનનો અનુપમ આશય સમજાયો છે. આવા ભવભયભંજન નાથની પરમપુનીત સેવામાં અનવધિ પ્રણિપાત

આપશ્રી વિદેહમુક્ત થયા છો, પરંતુ આપ પરમાત્મસ્વરૂપે સચ્ચિદાનંદસ્વરૂપે પ્રત્યગાત્મ-સ્વરૂપે અને સર્વાત્મસ્વરૂપે સર્વત્ર વ્યાપ્ત હોઇ, આ લઘુલેખ આપના પવિત્ર ચરણારવિંદમાં સવિનય માનસિક સાષ્ટાંગ દંડવત્ પ્રણામસહ અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

આત્માંકિત બાલક

જીવનરામ મ. ભટ્ટના સવિનય સા. દં. પ્રણામ.

———[ * ]———

## चक्षुदान

લેખકઃ "જય ૐ"

વિશ્વપિતાના આ રાજ્યમાં હતો એક અંધ;
ભાગ્યે, અભાગ્યે તેને, રહ્યો હતો એ નિર્ધન.
શિરે માટીમાટ ને કામળો જીર્ણ લટકે સ્કંધ;
ગયો એવો એ શુષ્ક વદને, મંદિર નિરંજન.
આણવા અંત શ્રમિત જીવન, તણો લીધું વચન;
'લઈશ ન અન્ન હું આજથી, કરીશ પ્રભુ ભજન.'

જોઈ ભક્તિ આ તેની, થયા પ્રભુ પ્રસન્ન.
'માગ, માગ' કહી, દીધાં તેને દિવ્ય દર્શન.
પૂછે અંધ, કહો, કહો, કોણ છો આપ-
વદે પ્રભુ, 'ઓ ભક્તરાજ! હું છું વિશ્વતાત.'
"ઓ દયાળુ! કેમ માનું હું પ્રભુ તમને-
-ન નિહાળું હું જ્યાંસુધી મુજ નયને?"
જોઈ રીત આ તેની, માગવા તણી વરદાન,
થઈ પ્રસન્ન, અર્પ્યું તેને પ્રભુએ ચક્ષુર્દાન.
નિહાળી મૂર્તિ આ પ્રેમ તણી, ચૂમ્યા તેણે દિવ્ય ચર્ણ;
ડહાપણભર્યાં વચનથકી, લબ્ધ ચક્ષુ જઈ પ્રભુ શર્ણ.*

——[ ॐ ]——

## भगवत्कृपा अने भक्त

ઘણા મનુષ્યોની એવી માન્યતા હોય છે કે જ્યારે ભગવાનની કૃપા થાય છે ત્યારે ધન, ઐશ્વર્ય, સ્ત્રીપુત્ર, માન, યશ અને શરીરસંબંધી અનેક ભોગોની પ્રાપ્તિ થાય છે, અને જે મનુષ્યોની પાસે ભોગોની વિપુલતા છે તેઓના ઉપરજ માત્ર શ્રીભગવાનની કૃપા છે, અથવા તો ભગવાન્ જેઓનાં દુઃખોને નિવૃત્ત કરે છે તેમના ઉપરજ ભગવાનની કૃપા છે. ભગવાનની કૃપાનો આવો ક્ષુદ્ર-સંકુચિત અર્થ કરનારા લોકો ખરેખર દયાનાં પાત્ર છે. આવા લોકોને ભગવાનની કૃપાનો વાસ્તવિકરીતે અનુભવજ નથી.

વાસ્તવિકરીતે ભોગોનાં સાધનોની પ્રાપ્તિથી કે તેના અભાવથી-દુઃખદારિદ્ર્યથી-ભગવાનની કૃપાનું રહસ્ય સમજી શકાતું નથી. ભગવાનની કૃપા તો નિત્ય અને અપાર છે. તેમની કૃપા સંસારનાં સમસ્ત પ્રાણીઓપર નિરંતર વર્ષી રહી છે. જે મનુષ્યો એ કૃપાનો યથાર્થ અનુભવ કર્યા વિના અર્થાત્ કૃપાનું વાસ્તવિક સ્વરૂપ સમજ્યાવિના ને તેનું વાસ્તવિક ફળ અનુભવ્યાવિના કેવળ વિષયોની પ્રાપ્તિનેજ ભગવાનની કૃપા સમજે છે, તે મનુષ્યોજ વિષયોનો નાશ થાય ત્યારે ભગવાનઉપર તેઓ પક્ષપાતી છે, અન્યાયી છે અને નિર્દય છે એવા આરોપો મૂકે છે. ખરી રીતે તો ભગવાનનું કોઈપણ કાર્ય કૃપાવિનાનું નથી હોતું. કૃપા કરવી એ તો તેઓશ્રીનો સ્વભાવજ છે. પાપી પ્રાણીઓને તેના પાપની શિક્ષા કરતી વેળા પણ તેઓશ્રીના હૃદયમાં કૃપાજ હોય છે, અર્થાત્ શિક્ષાદ્વારા પણ તેઓશ્રી કૃપાજ કરે છે.

ભગવાનની કૃપાનું સ્વરૂપ શું તે પણ અહીં વિચારવું જોઈએ. એ તો નિઃસંશય છે કે ભગવાનની કૃપાનું આંતરિક સ્વરૂપ તો સર્વદાજ સરસ, મનોહર ને સુમધુર છે; પરંતુ બહારથી તે કયારેક **सुन्दरं सुन्दराणां**—સુંદરથી પણ સુંદર પ્રતીત થાય છે, તો કયારેક **भीषणं भीषणानां**—ભયાનકથી પણ વધારે ભયાનક પ્રતીત થાય છે! કોઈ વેળા તેઓશ્રીની કૃપાનું સ્વરૂપ **मृदूनि कुसुमादपि**—પુષ્પથી પણ કોમલ હોય છે, તો કોઈ વેળા તે **वज्रादपि कठोराणि**—વજ્ર કરતાં પણ અતિકઠોર જણાય છે! જે વિવેકી અને કલ્યાણની કામનાવાળા મનુષ્યો ભગવાનને વિષયોની પ્રાપ્તિનું સાધન નથી માનતા, પણ સર્વ પ્રકારનાં દુઃખોની નિવૃત્તિના સ્થાનરૂપ ને પરમાનંદરૂપ માને છે, અને જેઓ સાચા ત્યાગી ને પ્રભુપ્રેમી છે, તેઓ

* અંગ્રેજીપરથી.

તો સુંદર અને ભયાનક તથા કોમલ ને અતિ કઠોર આ કૃપાનાં બંને સ્વરૂપોમાં તે કલ્યાણમય પરમાત્માની અદ્ભુત કૃપાનુંજ દર્શન કરીને કૃતાર્થ થાય છે; પરંતુ જે અલ્પબુદ્ધિવાળા મનુષ્યો કેવળ ઉપર ઉપરથી રમણીય જણાનાર વિષયોનેજ માત્ર સુખનું સાધન માને છે; તે પરિણામ નહિ સમજનારા અને અવિવેકી મનુષ્યો ભગવાનની કૃપાના મનોહર સ્વરૂપને જોઇને અર્થાત્ સુખસંપત્તિના સમયમાં અત્યંત પ્રસન્ન થાય છે, પણ ભગવાનની કૃપાના ભયાનકસ્વરૂપને જોઇને—દુઃખદારિદ્રયના સમયમાં—ભયથી કંપી ઊઠે છે.

આ ઉપરથી નિશ્ચય થાય છે કે મહાવિપત્તિના સમયમાં પણ જે પુણ્યશાળી ને પ્રભુના સાચા ભક્તો છે તેઓ તો પ્રાપ્ત થયેલી વિપત્તિ પણ પ્રભુના સંકેતથીજ આવી છે, ને તેમાં પ્રભુનો શુભ ઉદ્દેશ છે એમ સમજે છે. આવા ભક્તોજ પ્રભુની કૃપાના યથાર્થ સ્વરૂપને સમજનારા છે.

ભગવાનની કૃપાના આ રહસ્યને દૃષ્ટાંતપૂર્વક સમજીએ—કોઈ એક અણસમજુ બાળકને ઝેરી ગુમડું થયું હોય, ને તેની અસહ્ય પીડા તે બાળકને થતી હોય, તેથી તેની માતા ડૉક્ટરને તે ગુમડું બતાવે, અને ડૉક્ટર જોઇને કહે કે જો આ બાળકના ગુમડાને ચીરાવશો નહિ તો તે બહુ ઝેરી હોવાથી તેનું ઝેર આખા શરીરમાં પસરી જશે, અને તેથી તે બાળકનું મરણ થશે એવો સંભવ છે. આવા સંયોગમાં માતા બાળકનું હિત સમજીને ગુમડું ચીરાવે છે. આ વેળા બાળક ગુમડું ચીરવાથી તેમાંનો બગાડ નીકળી જઈ મને જલદી આરામ થઈ જશે એમ નહિ સમજતુ હોવાથી ગુમડું ચીરતાં થતી પીડાથી દુઃખી થઇને જોરથી રડવા લાગે છે, અને પોતાની માતાને પણ શત્રુસમાન સમજીને અયોગ્ય શબ્દો કહી દે છે; છતાં માતા બાળકના રડવાની કે બકવાદની કાંઇપણ પરવા કર્યા વિના ગુમડું ચીરાવે છે. સઘળો બગાડ નીકળી જવાથી બાળકની પીડા મટી જાય છે, ને બાળક સુખેથી ઊંઘી જાય છે. આમ બાળક પોતાની અણસમજથી ગુમડું ચીરાવતાં રડે છે, ત્યારે સમજુ મનુષ્ય સારું પરિણામ સમજીને સ્વેચ્છાથી ગુમડું ચીરાવે છે.

માતાએ બાલકને સુખ થાય એવા હેતુથીજ જેમ ગુમડું ચીરાવવામાં તેને દુઃખ આપ્યું તેમ ભગવાન્ પણ પોતાના ભક્તોને સાચું સુખ આપવાના હેતુથીજ દુઃખો આપે છે. ભક્તશિરોમણિ શ્રીતુલસીદાસજી કહે છે કે—

"तिमि रघुपति निज दासकर, हरहिं मान हितलागि।
तुलसिदास ऐसे प्रभुहिं, कस न भजहु भ्रम त्यागी॥"

(માતાએ બાલકના હિતમાટે જેમ તેને દુઃખ આપ્યું તેમ શ્રીરામચંદ્રજી પોતાના ભક્તોના હિતમાટે તેઓના માનનું હરણ કરે છે. તુલસીદાસ કહે છે કે આવા પ્રભુને અવિવેક છોડીને શા માટે ભજતા નથી?)

ભગવાન્ પણ પોતાના પ્રિય ભક્તોના અંતઃકરણમાંના સઘળા દોષોને કઢાવી નાંખવામાટે ભિન્ન ભિન્ન વેળાએ પ્રતિકૂલ પ્રસંગો ઉપસ્થિત કરે છે. એ સમયે એવાં એવાં સંકટો મૂકે છે કે જેમાં ભક્તની પૂરી કસોટી થઇ જાય. આમ કરવામાં કેવળ ભક્તનાં ઉત્કૃષ્ટ હિતનો વિચારજ તેઓશ્રીના હૃદયમાં હોય છે. જેવી રીતે દયાળુ માતા પોતાના પ્રિય બાળકના અંગના સડેલા ભાગને કપાવીને ફેંકી દે છે, તેવી રીતે પરમકૃપાળુ પરમાત્મા પણ પોતાના પ્રિય ભક્તોના હિતની ઇચ્છાથી તેઓના હૃદયમાં રહેલા વિષયવાસનારૂપ વિષને કઢાવીને ફેંકી દે છે. આવી દશામાં પરિણામદર્શી વિશ્વાસુ ભક્તોને આનંદ થાય છે, કેમકે તેઓ તો પોતાના હૃદયમાંના

દોષોને કાઢવામાટે પરમાત્માના અનુગ્રહને ઇચ્છતાજ હોય છે.

જે વેળા ભગવાન્ વામનજીએ અનુગ્રહપૂર્વક વિરાટ્સ્વરૂપ ધારણ કરીને ભક્ત બલિરાજાને વચનવડે બાંધી લીધા, અને બલિરાજાએ ભગવાને કરેલા વચનબંધનને પરમ અનુગ્રહરૂપ માન્યું, તે વેળા બલિરાજાના પિતામહ પરમભક્ત પ્રહ્લાદજી ત્યાં આવ્યા અને ભગવાન્ની કૃપાનું રહસ્ય જાણનારા તેમણે આવતાંવેંતજ ભગવાનને વિનતિપૂર્વક કહ્યું કે:—

"આપેજ આ બલિને સમૃદ્ધિવાળું ઇંદ્રપદ આપ્યું હતું, અને આ વેળા આપેજ તે પાછું લઈ લીધું, ને તેને રાજ્યલક્ષ્મીથી ભ્રષ્ટ કર્યો આથી હું તો તેના ઉપર આપની પરમકૃપા માનું છું. લક્ષ્મી પ્રાપ્ત કરીને મનુષ્ય પોતાને ભૂલી જાય છે. જે લક્ષ્મી મળવાથી વિદ્વાન્ અને સંયમી પુરુષો પણ મોહ પામી જાય છે તે લક્ષ્મીનો સંગ્રહ કરીને કયો પુરુષ આત્મતત્ત્વનો યથાર્થ અનુભવ કરી શકે? માટે આપે અમારા ઉપર આ મોટી કૃપા કરી છે." પરમાત્માની કૃપાનું રહસ્ય જાણનાર ભક્તની આવી વિશ્વાસમયી વાણી હોય છે! તેઓ અશુભમાં પણ આ રીતે શુભનું દર્શન કરી શકે છે!! અને પરમાત્માપર તેઓનો આવો દૃઢ ભરોસો હોય છે!!!

ભગવાને પણ પ્રહ્લાદનાં ઉપરોક્ત વચનોનું સમર્થન કરતાં કહ્યું કે:—"હું જેના ઉપર કૃપા કરું છું તેનાં ધનવૈભવ પહેલેથીજ હરી લઉં છું; કેમકે મનુષ્ય ધન, સંપત્તિ અને ઐશ્વર્યના મદથી ઉન્મત્ત થઇને સર્વ જીવોનું અને મારું અપમાન કરે છે."

ભગવાન્નાં આ વચનોવડે અશુભમાં શુભનું દર્શન કરનારા ને દુઃખમાં સુખ સમજનારા પરિણામદર્શી મનુષ્યોજ ભગવત્કૃપાનું યથાર્થ સ્વરૂપ સમજે છે એમ નિશ્ચિત થાય છે.

જે ધનસંપત્તિની પ્રાપ્તિથી ભગવાન્નું પણ અપમાન કરી બેસાય એવો અનર્થ થઈ જાય છે, તે ધનસંપત્તિની પ્રાપ્તિમાં પરમાત્માની કૃપા માનવી એ કેટલી ભયંકર ભૂલ છે! પરંતુ ભગવાન્નાં "હું જેના ઉપર કૃપા કરું છું તેનાં ધનવૈભવ હરી લઉં છું..." ઇત્યાદિવચનોઉપરથી કોઇ ભૂલથી પણ એમ ન માની લે કે ભગવાન્ તો પોતાના ભક્તોનાં ધન-ઐશ્વર્યનું હરણજ કર્યા કરે છે: એમ માનવાનું કારણ નથી; કેમકે વિભીષણને લંકાનું રાજ્ય, ધ્રુવને અચલ સંપત્તિ, અને દરિદ્ર સુદામાને અતુલ ઐશ્વર્ય એ ભગવાનેજ આપ્યાં હતાં. ભક્તના હૃદયની જેવી અવસ્થા હોય છે તેને અનુસરીનેજ ભગવાન્ વ્યવસ્થા કરે છે.

એક સુવૈદ્ય રોગીના રોગની ઉત્પત્તિનું કારણ જાણીને તેને એવું ઔષધ આપે છે કે જેવડે તેના રોગનો મૂલમાંથી નાશ થઈ જાય છે. તે વૈદ્ય આ દવા રોગીને કડવી લાગશે કે મીઠી, અથવા આ દવા તેના મનને અનુકૂલ જણાશે કે પ્રતિકૂલ; એ આદિ રોગીની ઇચ્છાની દરકાર રાખતા નથી. રોગી કુપથ્ય વસ્તુની ઇચ્છા કરે તો તે તેને ઠપકો આપે છે, પણ કુપથ્યસેવન કરવા દેતા નથી. રોગીને રુચતું ન થવાથી કોઈ રોગી કદાચ અનુચિત બકવાદ કરે તો તેના બકવાદપ્રતિ તે લેશપણ લક્ષ આપતા નથી, ઊલટું રોગીને ન રુચે એવો કડવો ઊકાળો તેને આપવાની ગોઠવણ કરે છે. તે બીજા દવા વેચનારાઓની પેઠે પોતાને પૈસા મળતા હોય તો રોગીની મોંમાગી દવા તેને આપી દેતા નથી; પરંતુ રોગીના હિતાહિતનો વિચાર લક્ષમાં રાખીનેજ તેઓ પ્રવૃત્તિ કરે છે. તેનો ઉદ્દેશ રોગીના રોગનો મૂલસહિત નાશ કરી દેવો એ એકજ હોય છે.

તેવી રીતે ભગવાન્ પણ પોતાના ભક્તોમાંથી જેના હૃદયમાં જે દોષો જુએ છે તેના હૃદયમાંથી તે દોષો નિર્મૂલ થાય તેવા ઉપાયનીજ યોજના કરે છે. અન્ય રાજસતામસ દેવોની પેઠે ભક્તનું મોંમાગ્યું વરદાન આપી દેતા નથી. ભક્તની ઇચ્છા કેવી છે તેના પ્રતિ

તેઓ ધ્યાન આપતા નથી, પણ કોઈ સમયે તો ઊલટું ભક્તની ઇચ્છાથી વિપરીત ફળ પણ તેને આપે છે.

એક વાર ભક્તવર નારદજીએ મોહને વશ થઈને વિવાહ કરવાની ઇચ્છા કરી, ને તેમાં સાહાય્ય કરવામાટે પ્રભુને પ્રાર્થના પણ કરી, પરંતુ પ્રભુ તો જાણતાજ હતા કે વિવાહ કરવાથી નારદજીનું અહિત થશે; વિવાહ એ તેને માટે કુપથ્ય છે, એટલા માટે તેમના વિવાહ ન થવા દીધા. આથી નારદજીને ક્રોધ થયો. ક્રોધાકુલ થઈને પ્રભુને પણ સારીનરસી બે વાતો સંભળાવી દીધી, ને શાપ પણ આપ્યો. પ્રભુએ પણ પ્રસન્નતાપૂર્વક ભક્તના એ શાપને સ્વીકારી લીધો, પરંતુ તેને કર્તવ્યભ્રષ્ટ ન થવા દીધા.

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ કાર્તિકમાસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ, સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથાપછી સમાધિમંદિરઆગળ ભગવદ્‌ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ, સાયંસંધ્યા, જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર. ]

શ્રીસદ્‌ગુરુપૂજન:—આ માસમાં કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનઉપરાંત શ્રીઆનંદાશ્રમમાં બેસતા વર્ષને દિવસે-કાર્તિકસુદિ ૧ ને દિવસે-આનંદાશ્રમવાસીઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પધરામણી:—જેરામનગરવાળા શ્રી. અંબાશંકર ભાઈ-

શંકર ત્રિવેદીના ભાઈ સદ્‌ગત ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની શ્રી. સવિતાબહેન તથા શ્રી. જડીબહેને અત્રે આનંદાશ્રમમાં બંધાવી શ્રીઆનંદાશ્રમને અર્પણ કરેલા મકાનમાં તેમણે પૂજ્યપાદશ્રીની પધરામણી તથા પૂજ્યઅર્ચનભજનધૂન કર્યાં હતાં તેમજ મુંબઈ નિવાસી એક ભક્તજને પોતાના નિવાસના મકાનમાં પૂજ્યપાદશ્રીની પધરામણી કરી એક લઘુરુદ્રદ્વારા પૂજ્યપાદશ્રીનું અભિષેકાત્મક પૂજન કર્યું હતું.

**મુખ્યભેટ:**—આ માસમાં નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવી છે:—

રૂ. ૬૬–૦–૦ એક ભક્તજન–મુંબઈ નીચેની વિગતે ભેટ:—

૧૧] સં. ૧૯૯૮ના જેઠ સુદિ ૧૦ની ભેટ. રૂ. ૧૧] જન્માષ્ટમીની ભેટ. રૂ. ૧૧] શ્રીવામનદ્વાદશીની ભેટ. રૂ. ૧૧] શ્રીનાથજયંતીનિમિત્તે ભેટ. રૂ. ૧૧] આશ્વિનવદિ ૧૧ સ્વરૂપાવસ્થાનતિથિનિમિત્તે ભેટ. રૂ. ૧૧] ૧૯૯૯ના કા. સુદિ ૧ બેસતાવર્ષની ભેટ. રૂ. ૧૦। શ્રીમતી બહેન સરદાર કુંવરબા રણમલસિંહજી–મહેલોલ. રૂ. ૧૦] શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઈ. રૂ. ૧૦૧] સદ્‌ગત શ્રીમતી બહેન ફૂલકુંવરબાઈ, કલ્યાણજી ચતુર્ભુજના સ્મરણાર્થે ભેટ. હા. શ્રી. નારણદાસ રણછોડદાસ કેટોલ–મુંબઈ. રૂ. ૨૫I શ્રીમતી બહેન ડાહીબાઈ પ્રાગજી–વાંકાનેર નિત્યદાનનિમિત્તે.

**મુખ્યભેટ:**—રૂ. ૧૨૬–૧૨–૦ એક ભક્તજન–મુંબઈ. રૂ. ૧૧–૧૧–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૧૦–૦–૦ શ્રી. રાજસી જીવરાજ–વાંકાનેર. રૂ. ૧૦–૮–૦ શ્રીમતી બહેન નિર્મલાબહેન ભાયાલાલ–ભાવનગર. હા. શ્રી. ભા. ધ. દવે, રૂ. ૨૫–૦–૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ–મુંબઈ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષક:**—એક ભક્તજન–મુંબઈ, નામદાર દરબારશ્રી અમરુવાળા સાહેબ–બરવાળા સ્ટેટ. સદ્‌ગત શ્રી. રવજી દેવજી ગાંધી–જામનગર. હા. શ્રી. ગનલાલભાઈ. શ્રી. હર્ષદરાય મહારાણીદાસ–માંગરોળ, અને શ્રી. હરિલાલ ભગવાનદાસ–તેયાણા. તથા ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા. એમના તરફથી એકેક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો ા. તેમજ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદીતરફથી એક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**ભોજન:**—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથને થાળ ધરાવવા ઉપરાંત શ્રી. દ. મૂ. સં. વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને નીચે પ્રમાણે મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૧૨–૦–૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી–કેશોદ. રૂ. ૨૭–૧૨–૦ શ્રી. વામનરાય જટાશંકર પાટણવાળાતરફથી સં. ૧૯૯૮ના આસોસુદિ ૪ના દિવસના ફલાહારના. રૂ. ૧૩–૦–૦ બહેન સવિતાગૌરી વિઠ્ઠલદાસ તે સદ્‌ગત ગૌરીશંકર ભાઈશંકરનાં પત્ની–જોરાવરનગર. રૂ. ૮–૦–૦ શ્રી. હરજીવન આણંદજી–કુંડલા, વિદ્યાર્થીના ભોજનનિમિત્તે. રૂ. ૧૬–૧૨–૯ શ્રી. રામપ્રસાદ તથા કેશવલાલ પુરુષોત્તમ સોની–કુંતિયાણા. રૂ. ૨૦–૯–૬ ઉપરોક્ત કુંતિયાણાના ગૃહસ્થતરફથી બે ભોજન. રૂ. ૧૦–૦–૦ શ્રી. કુરજી પ્રાગજી–માંગરોળ, વિદ્યાર્થીનું ભોજન. રૂ. ૧૦–૦–૦ શ્રીમતી બહેન રામકુંવર ભૂટાભાઈ–વેરાવળ, વિદ્યાર્થીઓને ભોજન. રૂ. ૧૯–૨–૬ શ્રી. હરિલાલ ભગવાનદાસ–કુંતિયાણા.

**થાળ:**—આ માસમાં નીચેની વિગતે પૂજ્યપાદશ્રીને થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧–૪–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. રૂ. ૧–૪–૦ મોહનલાલ પ્રાણજીવન–રાજસીતાપુર. રૂ. ૧૦–૮–૦ બહેન ભાગીરથીબહેન–ભાવનગર (બે થાળ.) હા. શ્રી. ભાઈશંકર ધનજી દવે. રૂ. ૨–૦–૦ વકીલ અંબાલાલ રવચંદનાં ધર્મપત્ની ડાહીગૌરી–સાદરા. રૂ. ૧–૪–૦ શ્રી.

ઈશ્વરજી શ્યામજી–કુતિયાણા. રૂા. ૧–૪–૦ શ્રી. કાકુભાઈ ભીમજી–કરાંચી. રૂા. ૧–૪–૦ શ્રી. ગોરધન જેરામ મિસ્ત્રી–સલાયા. રૂા. ૨–૮–૦ શ્રી. કુરજી પ્રાગજી–માંગરોળ. (બે થાળ.) રૂા. ૨–૦–૦ શ્રી. કેશવલાલ જયશંકર વ્યાસ–ખીલખા. (બે થાળ.) રૂા. ૧–૦–૦ શ્રી. શિવશંકર દયાળજી–લાડી. રૂા. ૨–૦–૦ શ્રીમતી કસ્તુરબહેન ગોરધનદાસ–મુંબઈ. (બે થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી. વેલજી સવજી–જામનગર. રૂા. ૫–૦–૦ શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ–રાજકોટ. માગસર સુદિ ૧૨, પોષ સુદિ ૧૨, માઘ સુદિ ૧૨ તથા ફા. સુદિ ૧૨ એમ ચાર થાળના. રૂા. ૧–૮–૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર–માંગરોળ. (બે થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી. ગઢવી ગોવિંદ ભોજા–જોડીઆ. રૂા. ૨–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. (બે થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી. મોહનસિંહ માનસિંહ. રૂા. ૧–૪–૦ શ્રી. રૂપસિંહજી કલ્યાણસિંહ. રૂા. ૧–૪–૦ શ્રીમતી મણિબહેન પ્રાગજી–ભુંભલી. રૂા. ૧–૪–૦ શ્રી જગમોહનદાસ રમણિકલાલ–મુંબઈ. રૂા. ૫–૦–૦ શેઠ વસનજી ઓધવજી–પોરબંદર. રૂા. ૨–૮–૦ શેઠ પ્રાગજી દેવજી–મોરબી (બે થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર. ૧–૪–૦ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ–ભાવનગર. ૧–૪–૦ શ્રી. દલપતરામ બદ્રેશ્વરલાલ વિદ્યાર્થી. રૂા. ૧–૪–૦ વિ. જીવનલાલ અમૃતલાલ. રૂા. ૧–૪–૦ શ્રી. ડાહ્યાભાઈ મગનદાસ–જંબુસર. રૂા ૧–૪–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે–રાજકોટ. રૂા. ૧–૪–૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. રૂા. ૦–૧૨–૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર–માંગરોળ. રૂા. ૧–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. રૂા. ૨–૮–૦ શ્રી. દામોદર છગનલાલ–કરાંચી (બે થાળ.)

અખંડદીપક:—આ માસમાં પૂ. શ્રીના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂા. ૦–૪–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. રૂા. ૦–૪–૦ બહેન મણિબહેન ત્રિવેદી–જોરાવરનગર. રૂા. ૧૧–૪–૦ શ્રી. શેઠ રાજસી જીવરાજ–વાંકાનેરવાળાતરફથી ૧ માસ અખંડદીપકનિમિત્તે. રૂા. ૦–૪–૦ બહેન ઉપાદેવી પ્રતાપસિંહજી. રૂા. ૦–૪–૦ શ્રી. કાકુભાઈ ભીમજી–કરાંચી. રૂા. ૦–૮–૦ શ્રી. ગોરધન જેરામ–જામસલાયા. રૂા. ૦–૮–૦ શ્રી. લાલજી દેવરાજ–જામજોધપુર. રૂા. ૦–૬–૦ શ્રી. હરસુખરાય વસંતરાય–પાટણ. રૂા. ૧–૪–૦ ભટ્ટ કુરજી પ્રાગજી–માંગરોળ. રૂા. ૦–૪–૦ શ્રી. શિવશંકર દયાળજી લાડી.

રૂા. ૬–૦–૦ શ્રી. મૂળજી પ્રાગજી–કરાંચી તરફથી પ્રભુશ્રીને ત્રણમાસ દૂધ ધરવાનિમિત્તે. રૂા. ૦–૪–૦ જયકુમાર લાલસિંહ. રૂા. ૧–૦–૦ શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ રાજકોટ. રૂા. ૦–૪–૦ શ્રીવામનરાય જટાશંકર–પાટણ. રૂા. ૦–૪–૦ શ્રી. મોહનસિંહ માનસિંહજી. રૂા. ૦–૪–૦ શ્રી. રૂપસિંહ કલ્યાણસિંહ. રૂા. ૦–૬–૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ ૦–૧૨–૦ બહેન ગંગાબાઈ મૂળજી–સીંધડા. રૂા. ૦–૮–૦ શ્રી. નંદલાલ પ્રેમજી–સીંધડા. રૂા. ૫–૦–૦ શેઠ વસનજી ઓધવજી–પોરબંદર. રૂા. ૦–૮–૦ શ્રી. પ્રાગજી દેવજી–કરાંચી. રૂા. ૦–૪–૦ ઠાકોર ગુણવંતસિંહ જાલમસિંહ. રૂા. ૦–૪–૦ શ્રી. તાપીશંકર જયશંકર. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. રૂા. ૦–૮–૦ શ્રી. હરિલાલ ભગવાનદાસ. રૂા. ૨–૮–૦ શ્રી. દામોદર - છગનલાલ–કરાંચી.

શ્રી. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ, ડૉ૦ ધોરાજી, એમના તરફથી રૂા. ૨૦૧] આનંદાશ્રમમાં એક મકાન બંધાવવાનિમિત્તે મળ્યા છે, તેમજ શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ,—માંગરોળ એમના તરફથી રૂા. ૧૦૦]ના વ્યાજમાંથી તેમનાં માતાપિતાના જીવાત્માના કલ્યાણાર્થે પૂજ્યપાદશ્રીને કાર્તિક વદિ ૩૦ તથા પોષ સુદિ ૧ ને દિવસ થાળ ધરાવવાનિમિત્તે મળ્યા છે.

શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ-મુંબઈતરફથી નીચેની વસ્તુઓ શ્રીઆનંદાશ્રમમાં ભેટ આવી છેઃ—

૧ સુખડનાં પાદુકાજી, કે જે એક ભક્તજને બનાવરાવ્યાં છે તથા શ્રી. કેશવલાલ દયાળજીએ ચાંદીના પતરાથી મઢાવેલાં છે. ૧ સુત્રાઉ રૂમાલ, ૧ કેતકીનો રંગીન રૂમાલ, ૧ પાદુકાજીમાટે ગાદી, ૧૫ ધોતીઆં જાડાં, ૨ ધોતીઆં ઝીણાં ને ૨ ખેસ સુત્રાઉ.

ગઈ કાર્તિકીપૂર્ણિમામહોત્સવપ્રસંગે ચાહ રતલ ૧૫ પટેલ ચતુરભાઈ આશાભાઈ-અમદાવાદ, એમના તરફથી આવેલ છે.

સુધારોઃ—અમદાવાદનિવાસી સદ્ગત શ્રી. મણિશંકર પૂર્ણાનંદ તથા બહેન ઉજમબાઈતરફથી શ્રીઆનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજવડે ભાદરવાવદિ ૩૦ ને દિવસ શ્રીઆનંદાશ્રમમાં ભોજન અપાયું હતું જેની નોંધ આશ્વિનના અંકમાં લેવામાં આવી હતી, છતાં કાર્તિકના અંકમાં પૃષ્ઠ ૧૬૮ ઉપર લેવાયેલી પુનઃ નોંધમાં રૂા. ૮–૧૨–૦ લખેલા છે ત્યાં રૂા. ૧૭–૮–૦ સમજવાના છે.

કુતિયાણાનિવાસી સદ્ગત પુરુષોત્તમ સુંદરજી સોનીના વતી એક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો.

——[*]——

## હાલની તાવની બીમારીમાટે અકસીર ઉપાય

### લેખકઃ—ડૉ. કાલિદાસ મોતીરામ દ્વિવેદી.

તાવ આવે ત્યારે પિત્તપાપડો, કાળીજીરી, કરીઆતું, હીમેજ, ઈન્દ્રજવ, કાંકચાં, લીંડીપીપર, કાલમ્બો, બહેડાંની છાલ. આ નવ ચીજ સરખે ભાગે લઈ તેને ખાંડી સારી રીતે વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, એ ચૂર્ણ સવારે, બપોરે અને સાંજે દરેક વખતે બે આનીભાર–ગરમ પાણીસાથે આપવું. આ દવા તાવ અટકયાપછી પણ એક અઠવાડીઉં ચાલુ રાખવી. તાવ અટકશે અને શરદી દૂર થશે. તાવ આવે ત્યારે લીંબડાનાં પાનને ઉકાળી તેનો નાસ આપવો, જેથી એ ડાયાફોરેટિક મીક્ષ્ચરજેવું કામ કરશે. તાવને લીધે પેટમાં આતશ બહુ થતી હોય તો જુના ગોળનું પાણી પચીશ પચીશ વખત ગળીને પાવું; અથવા કાળી દ્રાક્ષ અને ધાણાનું પાણી પાવું, જેથી પેટમાં ટાઢક થશે. તાવના દરદીએ બનતાંસુધી થોડું અનાજ ખાવું. ચોખા, ખીચડી, અગર મગની દાળનું પાણી અથવા કાંજી ખોરાકમાં લેવી. ઉપર લખેલું ચૂર્ણ લેવાથી ઝાડો સાફ આવશે. ઝાડો સાફ ન આવે તો હલકો જુલાબ લેવો.

આ તાવથી બચવામાટે તંદુરસ્ત માણસે ઉપર પ્રમાણે લખેલી દવા બે આનીભાર ઊના પાણીસાથે સવારમાં ઊઠીને લેવી જેથી તાવના ખરાબ વખતમાં તાવ આવવાની ધાસ્તી રહેશે નહિ. હાલમાં અંગ્રેજી દવા ક્વીનાઇન અતિ ઘણું મોંઘું થઈ ગયું છે, અને એક રતલના રૂા. ૨૫૦–૩૦૦ થઈ ગયા છે, ત્યારે આ દવા જરૂર ઉપકારક થઈ પડશે.

——[ ० ]——

## પરચુરણ ભેટ

૩૧–૧૩–૬ બેસતાવર્ષે પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં ભેટઃ—

૧–૦–૦ શ્રી. મૂળશંકર કાનજી
૧–૦–૦ ,, વ્રજલાલ નરભેરામ
૦–૨–૦ બેન નાનબાઈ લક્ષ્મીરામ
૧–૦–૦ શ્રી. ઓધવજી વાઘજી
૧–૪–૦ ,, નરભેરામ ઓધવજી
૫–૦–૦ એક ભક્તજન



૧—૦—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧—૦—૦ ,, અંબાશંકર ભાઈશંકર
૦—૪—૦ પ્ર. બ્રહ્મપ્રકાશજી
૧—૦—૦ શ્રી. પ્રાણજીવનદાસ આણંદલાલ
૦—૪—૦ એક આનંદાશ્રમવાસી
૦—૪—૦ શ્રી. દયારામ મૂળજી
૦—૪—૦ ,, નાનાલાલ જીવનભાઈ
૦—૫—૩ ,, રામપ્રસાદ કૃપાશંકર
૦—૪—૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦—૨—૦ ,, કાશીરામભાઈ
૦—૨—૦ ,, લક્ષ્મીશંકરભાઈ
૦—૨—૦. ,, જગન્નાથ નારણજી
૦—૨—૦ ,, જેઠાલાલ શિવશંકર
૦—૪—૦ ,, રણછોડ કાલિદાસ
૦—૨—૦ ,, પુરષોત્તમ ભીમજી
૦—૨—૦ ,, ભગવાનજી મનુભાઈ
૦—૪—૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૨—૦—૦ શ્રી. બહેન જાનબાઈ બહેન ખડખડ
૦—૮—૦ ,, બહેન સુખજીબા
૦—૪—૦ શ્રીમતી મણિબહેન
૦—૪—૦ ,, કસ્તુરબેન જયશંકર
૦—૧—૦ ,, બહેન સુમરીબાઈ
૧—૦—૦ ,, બેન મણિબહેન ત્રિવેદી
૦—૮—૦ ,, બેન સવિતા બહેન ”
૦—૪—૦ બેન જડીબાઈ ત્રિવેદી
૦—૧—૦ ,, ભગવતી
૦—૧—૬ ,, જયાબેન જીવરામ
૦—૪—૦ શ્રી. ચતુર્ભુજ લાલજી
૧—૦—૦ ધાધલ જીવાભાઈ કાંચડભાઈ
૦—૧—૯ આરતીમાં
૧—૦—૦ શ્રી. નરભેરામ ઓધવજી
૧—૦—૦ ,, પુરુષોતમ ભીમજી
૧—૪—૦ બેન સવિતાગૌરી ત્રિવેદી
૧—૪—૦ ,, જડીગૌરી ત્રિવેદી
૦—૮—૦ ,, મણિબાઈ ત્રિવેદી

૦—૦—૯ આરતીમાં.
૫—૪—૦ શેઠ દેવજી દેવજી ગાંધી

---

૩૧—૧૩—૬
૦—૪—૦ બેન સંતોકબાઈ
૦—૨—૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી
૦—૨—૦ એક ભક્તજન
૦—૨—૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી પૂજાપામાં.
૦—૧૨—૦ એક ભક્તજનતરફથી પૂજાપામાટે
૧—૦—૦ શ્રી પ્રાણજીવનદાસ આણંદલાલ
૦—૪—૦ ,, ભગવાનજી મનુભાઈ
૧—૦—૦ ,, વામનરાય જટાશંકર પાટણ
૦—૬—૦ શ્રી પુરષોત્તમ સુંદરજી સોની લઘુરુદ્ર ૧ ના પૂજાપાના
૦—૪—૦ ,, છગનલાલ કાનજી.
૦—૪—૩ ,, આત્મારામ દેવશંકર જોડીયા
૦—૧૦—૩ પરચુરણ
૦—૪—૦ શ્રી. ગિરધર અંબારામ
૫—૦—૦ શ્રી. હરજીવન કેશવજી મુંબઈ
૨—૦—૦ ,, ,, ,, ,,
૨—૮—૦ હરજી પુરુષોત્તમ ભીખાભાઈ મરોલી
૧—૮—૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે
૧—૦—૦ ,, જે. બી. પંડ્યાના માતુશ્રી મણિબાઈ હરજીવન દવે. હા શ્રી. ભા. ધ. દવે.
૧—૦—૦ પોચાભાઈ ગોપાળદાસ રાશીવાળા-સુરત
૦—૭—૪ પરચુરણ.
૧—૦—૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦—૮—૩॥ પરચુરણ
૨—૫—૩ વંથલીમાં પૂજ્યપાદ કૃપાનાથના સ્વરૂપાવસ્થાનના દિવસે પૂજન થતાં ભેટના હા. કાનજી પુરુષોત્તમ
૦—૪—૦ કાનજી પુરુષોત્તમ
૦—૪—૦ છગનલાલ મોરારજી
૦—૨—૩ શ્રી. હરિદાસ વીરજી
૦—૩—૦ ,, પાઠશાળાના વિદ્યાર્થીઓ
૦—૪—૦ ,, શામજી સોમજી

૦-૪-૦ બેન રેવાકુંવરબાઇ
૦-૪-૦ શ્રી. કાનજી કાલિદાસ
૦-૨-૦ ,, કરશનદાસ વિઠ્ઠલજી
૦-૨-૦ ,, ગોરધનદાસ કાનજી
૦-૨-૦ ,, ખેચરભાઈ કાનજી
૦-૨-૦ ,, છગનભાઈ સોમજી
૦-૨-૦ ,, રામકૃષ્ણ મણિશંકર
૦-૨-૦ ,, જીણાભાઈ ઠાકરશી

૨-૫-૬
૦-૮-૦ શ્રી. નંદલાલ રતનશી ઉમરાળા
૦-૮-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૮-૦ ,, મનસુખલાલ ગોપાળજી
૧-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૦-૪-૦ ,, હરિવરરાય હર્ષદરાય
૧-૪-૬ ,, ડૉ. સાહેબ કેતકર-માંગરોળ
૦-૪-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર
૧-૦-૦ ,, મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ
૭-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર-માંગરોળ તરફથી માગસરથી જેઠ માસ સુધીના નિત્યદાનના
૧-૦-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ
૧-૦-૦ સૌ. ઉર્મિલાદેવી
૦-૪-૦ શ્રી. કવિવરરાય હર્ષદરાય.
૦-૪-૦ બેન કલ્પલતા મહારાણીદાસ
૦-૪-૦ ,, કાદંબરી હર્ષદરાય
૦-૪-૦ ,, કુલિનચંદ્ર હર્ષદરાય
૦-૪-૦ ,, રઘુવરરાય દ્વારકાદાસ
૧-૪-૦ ,, નંદલાલ રતનશી ઉમરાળા
૦-૮-૦ ,, રસિકલાલ ચંદુલાલ
૧-૦-૦ બેન રામકુંવર ભૂધાભાઈ-વેરાવળ
૧-૦-૦ શ્રી. માણેકલાલ જીવનરામ-ભાવનગર
૨-૦-૦ ,, વામનરાય જટાશંકર-પાટણ
૧-૦-૦ ,, મનહરલાલભાઈ
૧-૦-૦ ,, વસંતરાય છબીલારામ ધોળકીયા
૧-૦-૦ ,, કુરજી પ્રાગજી-માંગરોળ
૧-૦-૦ શ્રી. ધનસુખરાય વસંતરાય-પાટણ
૧-૦-૦ બેન ગોદાવરી મોતીચંદ
૧-૦-૦ શ્રી. ગુલાબચંદ ગોકુલદાસ
૦-૮-૦ ,, ગુલાબચંદભાઈનાં પત્ની
૧-૦-૦ ,, કલ્યાણજી. મોરારજી
૨-૦-૦ ,, રાજશી જીવરાજ
૩-૦-૦ ,, પ્રેમજી જીણાભાઈ-બેડી
૦-૪-૦ બેન ડાહીબેન પ્રાગજી-વાંકાનેર
૦-૨-૦ ,, કરસનજી પ્રાણજીવન ,,
૦-૨-૦ બેન લાભુબહેન કરસનજી
૨-૦-૦ શ્રી. વેલજી સવજી ને તેમનાં પત્ની
૫-૦-૦ ,, રવજી દેવજી ગાંધી હા. શ્રી. શેઠ છગનભાઈ
૦-૪-૦ ,, ગોરધન જેરામ-સલાયા
૨-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી-જોડીયા
૦-૧-૦ પરચુરણ
૧-૦-૦ બેન જડીબેન-મુંબઈ
૨-૦-૦ શ્રી. અરજણ કરમણ-મુંબઈ
૦-૪-૦ બેન કમળાબાઈ લક્ષ્મણ-ડાકોર
૧-૦-૦ શ્રી. તુળસી હરજી-બાંટવા
૧-૪-૦ બેન શિવકુંવર ગંગારામ
૧-૦-૦ ,, સાકર કાના
૦-૫-૩ ,, સુબજીબા.
૧-૪-૦ ડા. કરશન જેરામ
૧-૦-૦ શ્રી. આણંદજી નાગજી
૧-૦-૦ ,, લક્ષ્મીશંકર મયારામ
૦-૫-૩ ,, વિઠ્ઠલ જસરાજ
૦-૦-૪ પરચુરણ
૧-૦-૦ સોની વલભજી જેરામ
૦-૪-૦ શ્રી. જગજીવન દુર્લભજી
૧-૪-૦ ,, મગનલાલ ઘેલાભાઈ
૫-૧-૦ ,, ગુણવંતસિંહજી જાલમસિંહ
૧-૦-૦ ,, છગન કાનજી પીપરીયા
૨-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય-માંગરોળ
૨-૦-૦ ,, હરિવરરાય હર્ષદરાય ,,
૧-૦-૦ ,, રઘુવીરરાય દ્વારકાદાસ ,,
૧-૪-૦ પટેલ ભાઈલાલ આત્મારામ સાણંદ
૦-૮-૦ શ્રી. રામજી નાગજી

૦-૪-૦ શ્રી. બાબુ પીસા
૦-૮-૦ ,, માધવજી હરિલાલ મોટાદેવળીયા
૦-૮-૦ ,, અમૃતલાલ હરિલાલ ,,
૧-૪-૦ ,, બળવંતરાય ચંપકલાલ
૧-૪-૦ બ્હેન નંદુબાઈ વિઠ્ઠલજી
૧-૪-૦ શ્રી. હેમરાજ શિવજી
૫-૪-૦ ભટ્ટ પ્રાગજી કાનજી માનખેતરા
૫-૪-૦ મહેતા ઝવેરભાઈ મોરારજી ,,
. હા. કુરજી પ્રાગજી
૩-૪-૦ ભટ્ટ કુરજી પ્રાગજી-માંગરોળ
૨-૪-૦ ,, પ્રેમજી કુરજી ,,
૧-૦-૦ બ્હેન રૂક્ષ્મણી ગોરધનદાસ
૧-૦-૦ વકીલ ગોવિંદજી કાળાભાઈ
૧-૦-૦ પૂ. પ્ર. શ્રી. આત્મપ્રકાશજી
૦-૫-૦ પરચુરણ
૩-૦-૦ શ્રી. વેલજી સવજી-જામનગર
૫-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી ને તેમનું કુટુંબ
૦-૮-૦ ,, કરમશી નારણ
૦-૮-૦ ,, શિવશંકર દયાળજી
૨-૮-૦ ,, મૂળજી પ્રાગજી-કરાંચી હા હેમરાજ શિવજી
૧-૦-૦ શ્રી. ગતનશી લલ્લુભાઈ
૨-૦-૦ ,, પ્રેમજી જુગાભાઈ-ખેડી
૦-૪-૦ ,, રતિલાલ ઓધવજી
૦-૪-૦ ,, પુરુષોત્તમ લાલજી
૧-૦-૦ ઠાકોર પ્રતાપસિંહ લાલસિંહજી
૧-૦-૦ ,, લાલસિંહ ગંગાસિંહ
૧-૦-૦ શ્રી. દેવશંકર ભાઈશંકર
૧-૦-૦ ,, કુરજી પ્રાગજી
૦-૮-૦ ,, મનસુખરાય વસંતરાય
૧-૦-૦ ,, વસંતરાય છબીલારામ
૧-૦-૦ ,, કુંડલા આનંદાશ્રમ
૧-૦-૦ બ્હેન નર્મદાબાઈ-કુંડલા
૩-૦-૦ શ્રી. મૂળશંકર ઈશ્વરજી-કુંતિયાણા
૪-૦-૦ ,, અરજણ રવજી
૨-૦-૦ સોની કરશન જેરામ
૧-૦-૦ શ્રી. હરિલાલ ચકુભાઈ
૦-૮-૦ ,, નથુ મનજી.

૦-૮-૦ શ્રી. વીરજી ડાહ્યા
૧-૪-૦ ,, પ્રેમશંકર રાજારામ
૧-૪-૦ ,, ભટ્ટ કુરજી પ્રાગજી-માંગરોળ તરફથી સાકર શ્રીફળ તથા પુષ્પ-હારનિમિત્તે
૫-૪-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-કરાંચી
૧-૦-૦ સાકરબાઈ લાલજી ,,
૫-૦-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજી ,,
૨-૮-૦ ,, કલ્યાણજી મોરારજી ,,
૫-૦-૦ ,, નરશીદાસ રૂગનાથ ,,
૨-૮-૦ ,, ડાહ્યાલાલ વેલજી ,,
૨-૮-૦ ,, હેમરાજ શામજી ,,
૧-૪-૦ ,, રતિલાલ નારણજી ,,
૧-૦-૦ ,, ગોરધન જેરામ-સલાયા
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૨-૦-૦ ,, રાજસી જીવરાજ
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઈ
૦-૪-૦ ,, મનસુખલાલ ગોપાળજી
૧-૦-૦ બ્હેન જડીબાઈ ત્રિવેદી
૧-૦-૦ ,, મણિબાઈ ,,
૧-૦-૦ ,, સવિતાબ્હેન ,,
૧-૦-૦ શ્રી. શેઠ મગનલાલ કાળાભાઈ
૧-૦-૦ બ્હેન સવિતાબાઈ
૦-૪-૦ ,, સંતોકબાઈ
૦-૨-૦ ,, દેવબાઈ
૦-૧-૦ ,, દિવાળીબાઈ
૩-૦-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર
૨-૦-૦ ,, પરમશંકર અંબાશંકર
૧-૦-૦ ,, પુરુષોત્તમરાય અનંતરાય
૧-૦-૦ ,, હરિવરરાય હર્ષદરાય
૧-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય
૧-૦-૦ ,, મનહરરાય મંગળપ્રસાદ
૧-૦-૦ ડૉ. કેતકર સાહેબ-માંગરોળ
૪-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર ને તેમનું કુટુંબ
૦-૪-૦ ,, પ્રાણશંકર ગોરાભાઈ
૨-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ
૧-૦-૦ ,, રઘુવીરરાય-દ્વારકાદાસ

૦-૪-૦ પરચુરણ
૨-૦-૦ બેન ઉર્મિલાબહેન હરિપ્રસાદ-માંગરોળ
૧-૦-૦ ,, કલ્પલતાબહેન મહારાણીદાસ ,,
૧-૦-૦ મીસીસ કેતકર સાહેબ ,,
૦-૮-૦ બેન કાદંબરી હર્ષદરાય ,,
૦-૮-૦ ચિ. કુલિનચંદ્ર હર્ષદરાય ,,
૧-૦-૦ બેન મંજુલા મનહરરાય ,,
૧-૦-૦ બેન કાવેરી મંગળપ્રસાદ ,,
૦-૮-૦ ,, ઉષાબહેન હર્ષદરાય ,,
૦-૮-૦ ,, કોકિલા સૂર્યકાંત ,,
૧-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર ,,
૨-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-માંગરોળ
૫-૦-૦ શ્રી. જ્યેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ
૫-૪-૦ ,, રવજી દેવજી ગાંધીનું કુટુંબ
૦-૪-૦ ,, પુરુષોત્તમ કાનજી
૦-૨-૦ ,, કુલશંકર ખીમજી વંથલી
૭-૧૦-૦ ,, એક ભક્તજન તરફથી ૬૦ રુદ્રાભિષેક તથા ૧ લઘુરુદ્રના ભેટના
૭-૧૪-૦ ઉપરોક્ત ગૃહસ્થ તરફથી ૬૦ રુદ્રાભિષેકના પૂજાપાના
૦-૬-૦ ના. દરબારશ્રી અમરુવાળા સાહેબ તરફથી લઘુરુદ્રના પૂજાપાના
૧-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ તરફથી વસ્ત્રનિમિત્તે.
૨-૦-૦ શ્રી અરજણ કરમણ-મુંબઈ
૫-૦-૦ ,, વસંત ભીખા ગોવિંદ-કરાંચી
૨-૦-૦ ,, પ્ર. કેશવશર્મા-ઉપલેટા
૧-૦-૦ ,, દ્વારકાદાસ ભગવાનલાલ સાદરા.
૫-૦-૦ ,, રઘુનાથ જાદવજી-મુંબઈ
૦-૪-૦ બેન જમનાબાઈ-બાંટવા સાકર શ્રીફળ માટે
૪-૦-૦ મુંબઈમાં સં. ૧૯૯૮ના જેઠ સુ. ૧૦ના દિવસે પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ:—
૧-૦-૦ શ્રી ચત્રભુજ કાલિદાસ
૧-૦-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ શ્રી. ભગવાનદાસ ચતુર્ભુજ
૦-૮-૦ ,, રૂગનાથ પુરુષોતમ
૦-૪-૦ ,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ
૦-૪-૦ ,, રતનજી રામજી

૪-૦-૦

૪-૦-૦ મુંબઈથી સં. ૧૯૯૮ના જન્માષ્ટમીની પૂજનભેટ:—
૧-૦-૦ શ્રી. ચતુર્ભુજ કાલિદાસ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૧-૦-૦ ,, રામજી ખીમજી કેશરવાળા
૦-૮-૦ ,, કલ્યાણજી નારણજી
૦-૪-૦ ,, રતનજી રામજી
૦-૨-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ
૦-૨-૦ પરચુરણ

૪-૦-૦

૫-૬-૦ સં. ૧૯૯૮ના વામનદ્વાદશીએ મુંબઈમાં પૂજનભેટના
૨-૦-૦ શ્રી. ચતુર્ભુજ લાલજી
૧-૦-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૦-૨-૦ ,, રતનજી રામજી
૧-૪-૦ ,, જગમોહનદાસ રમણિકલાલ
૧-૦-૦ ,, બાલાભાઈ દયારામ

૫-૬-૦

૪૫-૦-૦ સં. ૧૯૯૮ના આસો સુ. ૪ મુંબઈમાં નાથજયંતીના દિવસે પૂજનભેટ:—
૫-૦-૦ શ્રી. રાજસી બ્રધર્સ.
૫-૦-૦ ,, શેઠ મગનલાલ ડાહ્યાભાઈ
૧-૪-૦ ,, ચતુર્ભુજ કાલિદાસ
૧-૪-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૧-૦-૦ ,, દેવશંકર તેજપાળ
૧-૦-૦ શ્રી. પન્નાલાલ ઉમેદરામ
૨-૦-૦ ,, હરજીવન કેશવજી
૧-૦-૦ જીભાઈ ગિરજાશંકર
૨-૦-૦ બેન જયગંગા દયારામ

૨-૦-૦ શ્રી. રેવાશંકર દુર્લભજી
૧-૦-૦ ,, મૂળચંદ હરજીવન
૧-૦-૦ ,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ
૨-૦-૦ ,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ
૧-૦-૦ ,, અરજણ કરમણ
૨-૦-૦ ,, મૂળજી અરજણ
૧-૪-૦ ,, હરિલાલ હરકીશનદાસ
૦-૮-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૦-૮-૦ ,, મોહનસિંહ નારણસિંહ
૦-૮-૦ ,, મોહનલાલ લક્ષ્મીદાસ
૧-૦-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ
૦-૮-૦ ,, ઝીણાભાઈ આણંદજી
૧-૪-૦ ,, રઘુનાથદાસ પુરુષોત્તમદાસ
૧-૦-૦ શ્રી. શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, પુરુષોત્તમ કુરજી
૦-૮-૦ ,, મોરારજી લાલજી
૧-૪-૦ ,, લક્ષ્મણ મજલાલ
૧-૪-૦ ,, એકબંધુ
૧-૦-૦ ,, ભોધાભાઈ જીણાભાઈ
૧-૦-૦ ,, રતનજી રામજી
૧-૦-૦ પરચુરણ

૪૫-૦-૦

૫-૪-૦ સં. ૧૯૯૮ના આસોવદિ ૧૧ના સ્વરૂપાવસ્થાનની મિતિનિમિત્તે મુંબઈમાં પૂજનભેટના
૧-૦-૦ શ્રી. ચતુર્ભુજ કાલિદાસ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૧-૪-૦ ,, અરજણ કરમણ
૧-૪-૦ ,, હરિલાલ હરકીશનદાસ
૦-૪-૦ ,, રતનજી રામજી
૦-૮-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ

૫-૪-૦

૮-૮-૦ સં. ૧૯૯૯ના કા. સુ. ૧ બેસતા-વર્ષની ભેટ
૧-૦-૦ શ્રી. અરજણ કરમણ
૧-૪-૦ ,, ચતુર્ભુજ કાલિદાસ
૧-૪-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૧-૦-૦ ,, રામદાસ ભગવાનદાસ
૧-૦-૦ ,, રતનજી રામજી
૧-૪-૦ ,, હરિલાલ હરકીશનદાસ
૦-૮-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ
૧-૪-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ

૮-૮-૦

૮૮-૧૨-૦ એક ભક્તજનતરફથી સં. ૧૯૯૯ના કા. વ. ૧થી સં. ૨૦૦૦ના કા. સુ. ૧૫ સુધી દિવસ ૩૫૫ના દરરોજના બે આના લેખે રુદ્રાભિષેકમાં પૂજન-ભેટના તથા બે આના લેખે પૂજાપાના
૭-૪-૦ એક ભક્તજનતરફથી ૬૦ રુદ્રાભિષેકની ભેટના તથા પૂજાપાના
૧-૪-૦ શ્રીમતી બેન લાલકુંવર કરશનજી
૦-૮-૦ બેન મણિબાઈ
૧-૦-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી
૩૦-૦-૦ શેઠ પ્રાગજી દેવજી કરાંચી તરફથી શ્રાવણમાસનિમિત્તે
૨-૦-૦ શ્રી. પ્રાગજી દેવજી-કરાંચી
૫-૦-૦ શેઠ વસનજી ઓધવજી-પોરબંદર
૧૭-૧૩-૦ પોરબંદર આનંદાશ્રમમાં સં. ૧૯૯૮ના આષાઢથી આસો સુધીની ભેટના
૫-૦-૦ રવિબહેન હરજીવન
૧-૦-૦ મોતીબાઈ રણછોડજી
૦-૮-૦ પ્રભાબાઈ ત્રિકમરાય
૦-૮-૦ શ્રી. દોલતરાય ત્રિભુવનદાસ
૧-૦-૦ બેનબાઈ રણછોડજી
૫-૪-૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર-લીંબડી
૧-૦-૦ ,, રામજી જીણાભાઈ-લીંબડી
૦-૩-૧૧ પરચુરણ
૧-૦-૦ ઠાકોર નાનાભાઈ કાળીભાઈ પ્ર. પૂનમની ભેટના

| | |
|---|---|
| ૧-૦-૦ | પં. રઘુનંદન ઝા |
| ૧-૦-૦ | શ્રી. રતનશી ગોકુળદાસ |
| ૧-૦-૦ | ,, પ્રાણલાલ નરભેરામ |
| ૧-૦-૦ | ,, દયારામ મૂળજી |
| ૧-૦-૦ | ,, કાનજી કુંવરજી |
| ૧-૦-૦ | ,, વિઠ્ઠલજી વાલજી |
| ૫-૦-૦ | શેઠ રાજસી જીવરાજ |
| ૧-૦-૦ | શ્રી. કરશનજી પ્રાણજીવન |
| ૧-૦-૦ | શેઠ કરશનદાસ દામોદરદાસ |
| ૨-૦-૦ | શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા |
| ૧-૦-૦ | ,, કેશવલાલ માણેકલાલ ,, |
| ૨-૦-૦ | ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ |
| ૧-૦-૦ | ,, મધુવનદાસ ચંદુલાલ પરીખ |
| ૧-૦-૦ | ,, પથુભાઈ દોલતસિંહજી |
| ૧-૦-૦ | બહેન રાધાબાઈ ભગુભાઈ |
| ૧-૦-૦ | ,, અમુલાબહેન-કાળાવાળા |
| ૦-૮-૦ | ,, માકબાઈ બેન |
| ૦-૪-૦ | ,, ગંગાબાઈ |
| ૩-૦-૦ | શેઠ રવજી દેવજી ગાંધી |
| ૦-૪-૦ | બહેન પુનાબાઈ |
| ૧-૦-૦ | ,, મણિબહેન-જોરાવરનગર |
| ૧-૦-૦ | ,, સવિતાબેન ,, |
| -૪-૦ | ,, કુંદનબહેન |
| -૮-૦ | ,, મણિબહેન |
| -૪-૦ | ,, તારાબહેન |
| -૦-૦ | ,, નિર્મળા જયશંકર |
| ૧-૪-૦ | ,, મણિબહેન પ્રેમજી |
| ૧-૦-૦ | ,, ડાહીબહેન પ્રાગજી |
| ૧-૦-૦ | ,, લાભગૌરી કરશનજી |
| ૦-૪-૦ | ,, સુરજબહેન |
| ૦-૪-૦ | ચંચળબહેન |
| ૧-૦-૦ | ડાહીબહેન મૂળજી |
| ૧-૦-૦ | ચંપાબહેન રામજી |
| ૦-૪-૦ | ગુલાબચંદભાઈનાં પત્ની |
| ૦-૮-૦ | કાંતાબહેન |
| ૧-૦-૦ | ઉષાબહેન પ્રતાપસિંહ |
| ૧-૦-૦ | બહેન અવલબાઈ |
| ૧-૦-૦ | બહેન જડીબાઈ |
| ૧-૦-૦ | ,, નિર્મળાબહેન |
| ૧-૦-૦ | ,, બચીબહેન પ્રતાપસિંહ |
| ૦-૨-૦ | ,, જયાગૌરી જીવરામ |
| ૦-૨-૦ | ,, શાંતાબહેન |
| ૦-૪-૦ | ,, સાકરબહેન |
| ૧-૦-૦ | ,, જેકીબહેન |
| ૦-૮-૦ | ,, રામુબહેન |
| ૦-૪-૦ | ,, ભગવતીબેન |
| ૧-૦-૦ | શ્રી. કરશનદાસનાં પત્ની |
| ૦-૪-૦ | ઈંદુમતી કરશનદાસ |
| ૦-૪-૦ | જયંતીલાલ કરશનદાસ |
| ૦-૪-૦ | બચુભાઈ વાલજી |
| ૧-૦-૦ | શ્રી. રાઘવજી નથુભાઈ |
| ૨-૪-૦ | ,, જગજીવન પ્રધાન |
| ૨-૪-૦ | ,, જેઠારામ ભવાનજી |
| ૧-૪-૦ | ,, નટવરલાલ ગોવિંદરામ |
| ૧-૦-૦ | ,, અજિતરાય હરિદાસ પારેખ |
| ૦-૮-૦ | બહેન સંતોક જગજીવન |
| ૧-૪-૦ | શ્રી. ભાઈશંકર ધનજી દવે |
| ૨-૦-૦ | રા. સા. મહાશંકર છગનલાલ રાવળ |
| ૧-૦-૦ | શ્રી. ઓધવજી હીરજી-બધેકા |
| ૫-૦-૦ | શેઠ ભાયાલાલ છોટાલાલ |
| ૨-૦-૦ | ગં. સ્વ. ભાગીરથીબહેન |
| ૧-૦-૦ | બહેન આનંદબહેન |
| ૧-૦-૦ | કુમારી નિર્મળાદેવી |
| ૧-૦-૦ | બહેન મનહરબાળા ભાયાલાલ |
| ૧-૦-૦ | શેઠ ઈંદુકુમાર ભાયાલાલ |
| ૧-૦-૦ | ,, હરિકૃષ્ણ ભાયાલાલ |
| ૧-૦-૦ | સૌ. શારદાદેવી ઈંદુકુમાર |
| ૧-૦-૦ | કુમારી નાનીબહેન ભાયાલાલ |
| ૧-૦-૦ | ,, પુષ્પાબેન પરમાણંદદાસ |
| ૦-૪-૦ | શ્રી. શાંતિલાલ કરશનદાસ |
| ૦-૪-૦ | ,, ત્રિભુવન જીવાભાઈ |
| ૧-૦-૦ | ,, નારણદાસ જમનાદાસ |
| ૧-૦-૦ | બહેન વિજયાગૌરી નારણદાસ |
| ૦-૮-૦ | શ્રી. નાનાલાલ જીવનલાલ |

(બાકીનાં નામો આવતા અંકે.)

# ॥ श्रीनाथचरितामृत–द्वितीय प्रवाह ॥

(પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના જીવનચરિત્રનો બીજો ભાગ)
પોણાજેટલો છપાઈ ગયો છે.

———:o:———

# श्रीनैमित्तिककर्मप्रकाश

આવૃત્તિ ચોથી. પડતમૂલ્ય રૂા ૧–૧૪–૦ ટપાલખર્ચ રૂા ૦–૧૧–૦

આ ગ્રંથ છપાતો હતો તે તૈયાર થઈ ગયો છે તેની પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધસહિત જોઈતી પ્રતો મંગાવનારે પુસ્તકદીઠ રૂા ૨–૯–૦ મનીઓર્ડરથી મોકલી તે મગાવી લેવી વધારે પ્રતો મંગાવનારે રેલ્વેપાર્સલથી મંગાવવાથી ખર્ચમાં ફાયદો થશે કિંમતપૂરતી રકમ મનીઓર્ડરથી મોકલવાથી ટુ પે રેલ્વેપાર્સલથી મોકલવામાં આવશે.

શિરનામું:
વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ–બીલખા (કાઠિયાવાડ)

———:o:———

## खेदजनक अवसान

મૂળ પોરબંદર અને કેટલાક સમયથી મુંબઈમાં નિવાસ કરતાં સદ્ગત શેઠ શ્રી. કલ્યાણજી ચતુર્ભુજનાં ધર્મપત્ની ગં. સ્વ. ફુલકુંવરબહેન ગયા કાર્તિક માસમાં અવસાન પામ્યાં છે. પરમ-દયાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

બને સદ્ગત પતિપત્ની ધર્મ તથા પરોપકારમાં રુચિવાળાં હતાં તેમણે રૂા. ૧૨૦૦૦ ની રકમ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના ચરણારવિંદમાં અર્પણ કરેલી છે જેના વ્યાજમાંથી શ્રીબીલખા આનં-દાશ્રમની શ્રીદક્ષિણામૂર્તિસંસ્કૃતપાઠશાળાના વિદ્યાર્થીઓને ખીચડી તથા પ્રવાસીઓને સદાવ્રતમાં દાળીઆ આપવામાં આવે છે. પાઠશાળાનું મકાન પણ તેમણે બંધાવેલું છે.

સિવાય તેમણે સર્વવિદ્યાવિશારદ પૂ શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશી નામનું પુસ્તક કે જેની પૂજ્યપાદ સદ્ગુરુશ્રીએ ભાવાર્થદીપિકાનામની સાન્વયટીકા લખેલી છે તે પોતાના ખર્ચે પ્રસિદ્ધ કરાવેલું છે.

———

જામનગરનિવાસી શ્રી પોપટલાલ વાલજીભાઈ રંગરેજનું પણ ગયા કાર્તિકમાસમાં અવસાન થયું છે. પરમદયાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

સદ્ગત પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના પ્રેમી ભક્ત હતા તેમના કુટુંબની ખાસ વિશેષતા એ કે તેમના ઘરનું કોઈપણ મનુષ્ય ભવોદધિતારક સદ્ગુરુશ્રીની દીક્ષાવિનાનું નથી.

મુંબઈનિવાસી પારસીબહેન શ્રીમતી ધનબાઈ ફ–બનાજી આ માસમાં અવસાન પામ્યાં છે પરમદયાળુ પરમાત્મા તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો ! સદ્ગત સનાતન-ધર્મનાં પ્રેમી ને પૂજ્યપાદ સદ્ગુરુશ્રીપ્રતિ શ્રદ્ધાપ્રીતિ રાખનારાં હતાં.

લીંબડીનિવાસી શ્રી મણિશંકર કૃપાશંકર ઉપાધ્યાયે આ માસમાં શરીર છોડ્યું તેમની અંતિમ અવસ્થાના દિવસો પૂજ્યપાદશ્રીના અખંડસ્મરણમાં ગયા હતા–એમ તે સુપુત્ર શ્રી દુર્ગાશંકરભાઈ જણાવે છે. તેમના અવસાનથી આનંદાશ્રમમંડળને એક જૂના બંધુની ખોટ પડી છે. શ્રીસદ્ગુરુદેવ તેમનું કલ્યાણ કરવા કૃપા કરો.

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ ડિસેમ્બર

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર

आनंदाश्रम

P. O. Bilkha (Kathiawar-India).



## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા—આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પ્રહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઇ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતાપ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

—:o:—

| | | |
|---|---|---|
| ર્ષ ૧૧ મું | ॥ ॐ ॥ | વાર્ષિક લવાજમ |
| પોષ | ॥ यतो धर्मस्ततो जयः ॥ | પોસ્ટેજ સાથે |
| ંક ૮ મો | # आनंदाश्रम | રૂ. ૧-૦-૦ |
| ંવત ૧૯૯૯ | | પરદેશમાટે શિલિંગ ૨ |





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा।
विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને ધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં ાજે છે તે આ આનંદાશ્રમ છે.

## જરૂરી નોંધ

કાગળની અછત તથા મોંઘવારીના કારણે ભેટ તથા લવાજમ આદિની નોંધ લેવામાં આવી નથી.

"આનંદાશ્રમ" માસિક ધર્મપ્રચારની દૃષ્ટિએ પોતાના ધ્યેયપ્રમાણે પ્રસિદ્ધ થયા કરે છે. લડાઈ શરૂ થયા પછી ઉત્તરોત્તર કાગળોના ભાવો વધતા ચાલ્યા છે. આવી મોંઘવારી વેઠીને પણ આવતી ખોટ સહન કરીને લવાજમ વધાર્યા વિના સંસ્થાતરફથી તેનું પ્રકાશન ચાલુ છે, અને હજી પણ લવાજમ તો નજ વધારવું એવો સંચાલકમંડળનો નિશ્ચય છે. વર્તમાનમાં કાગળોના ભાવ લગભગ સાતથી આઠ ગણા વધી ગયા છે, એટલે સંસ્થાને વધારે ખોટ ન ખમવી પડે તે ધર્મનો પ્રચાર ચાલુ રહે એ દૃષ્ટિથી આ માસથી "આનંદાશ્રમ" નું વાચન ત્રણ ફોર્મ-૨૪ પૃષ્ઠને બદલે બે ફોર્મ-૧૬ પૃષ્ઠમાં આવશે. ધોળા ગ્લેઝ કાગળને બદલે રંગીન કાગળોમાં છપાશે. આશા રાખીએ છીએ કે "આનંદાશ્રમ" નો વાચકવર્ગ આટલામાં સંતોષ પામે.

વ્યવસ્થાપક-આનંદાશ્રમ.

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મુમુક્ષુને ઉપદેશ. | ૨૦૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૦૨ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૨૦૩ |
| ૪ | મદાલસા. | ૨૦૪ |
| ૫ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૨૦૫ |
| ૬ | જીવનમાં જાણવાજેવું. | ૨૦૭ |
| ૭ | સમુદ્રયાત્રા. | ૨૦૭ |
| ૮ | વનસ્પત્યાહારમાંથી. | ૨૧૦ |
| ૯ | "સાત્ત્વિક દાન." | ૨૧૨ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૧૩ |


જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ

સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

માલીક-પારેખ દેવળચંદ કાનજીભાઈએ છાપ્યું-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥






आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૯–પોષ [ અંક ૮

## मुमुक्षुने उपदेश

ગરબી

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રીતે ભજીએ ગુરુમહારાજ, આનંદ એ છે રે;
માયિક પદાર્થે શો લાભ? મિથ્યા જે છે રે પ્રીત૦ ૧

જેનાં ચરણ સેવે છે મુનીશ, ક્લેશને તરવા રે;
તેમાં સાધકે રાખવુ ચિત્ત, નિજ હિત કરવા રે પ્રીત૦ ૨

અહિંસાદિક પામીએ ધર્મ, જ્ઞાન પણ લઇએ રે;
વૈરાગ્યનો પામીને મર્મ, કૃતાર્થજ થઇએ રે પ્રીત૦ ૩

પાંચ વિષયકેરી પ્રીત, છોડીજ દઇએ રે;
મેળવી ઇંદ્રિયપર જિત, મન વશ કરીએ રે પ્રીત૦ ૪

પ્રાણચિત્તને કરીએ સ્થિર, અભ્યાસ વધારી રે;
વૃત્તિ ડૂબે પછી બ્રહ્મનીર, તાપ નિવારી રે. પ્રીત૦ ૫

કાચમાટે હીરાનો લાભ, શાને ખોઇએ? રે;
આ ઉત્તમ મનુષ્યાવતાર, જાગીને જોઇએ રે. પ્રીત૦ ૬

—[*]—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

તત્ત્વાનુસંધાન, મનોનાશ ને વાસનાક્ષયનો અભ્યાસ ઉત્તમપ્રકારે ચાલુ રાખવાથીજ સર્વવ્યાપક બ્રહ્મપરનું આવરણ દૂર થઈ મુમુક્ષુના અંતઃકરણની વૃત્તિ બ્રહ્માનુભવ કરવા સમર્થ થાય છે. આવા અભ્યાસમાં ભ્રમણાને વશ ન થતાં યથાર્થતા ઉપરજ બહુ ધ્યાન રાખવું જોઇએ.

હૃદયાકાશમાં સ્થિત બ્રહ્મમાં વા બ્રહ્મરંધ્રમાં સ્થિત બ્રહ્મમાં મુમુક્ષુ પોતાની ચિત્તવૃત્તિને બ્રહ્માકાર કરી વિલીન કરી શકે.

મનની ભ્રમણા, ચાંચલ્ય ને મિથ્યાભિમાન મુમુક્ષુના હાડવેરી છે, માટે પ્રત્યેક મુમુક્ષુએ તેનાથી બચીને શનૈઃ શનૈઃ પોતાના અભ્યાસનો વાસ્તવિક પરિપાક કરી જ્ઞાનનિષ્ઠ થવા પ્રયત્ન કરવો જોઇએ, નહિ તો "ભૂલનકી બહુ ભાંતિ ગલી હૈ" તેમાંની કોઈ ગલીમાં ભૂલથી પોતાને મુમુક્ષુ માનનાર ચાલ્યો જાય છે, ને તે ઇચ્છિતને પ્રાપ્ત કરી શકતો નથી.

ઊતાવળે સિદ્ધ થઈ જવાની લાલસાને બદલે મુમુક્ષુએ પોતાના અભ્યાસના પરિપાકની વધારે લાલસા રાખવી જોઇએ.

ધૈર્ય રાખી શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન પરમપ્રીતિથી કરવો. આતુરતાને વશ બહુ ન થવું.

શ્રદ્ધા, ઉત્સાહ, ધૈર્ય ને સાવધાનતા રાખી યોગ્ય પ્રયત્ન સતત ચાલુ રહેવાથી તમારા અવશેષ રહેલા આંતરશત્રુઓ નાશ પામશે.

સારું વાચન ને સુસંગ રાખો. જપાદિવડે મનની શાંતિ વધારો. વિવેકવૈરાગ્ય [illegible]રી વિષયોને અસત, તુચ્છ ને દુઃખદ સમજતા જાઓ.

મન પ્રસન્ન રાખશો. આહાર પરિમિત ને પથ્ય લેશો.

આંતરશત્રુઓનો પરાભવ કરવામાટે તેવી ઇચ્છાવાળા ભક્તે મદનારિ શ્રીશંકરનું અને દ્રવ્યની પ્રાપ્તિમાટે નવનિધિના અને અષ્ટમહાસિદ્ધિના સ્વામી શ્રીશંકરનું દ્રવ્યની ઇચ્છાવાળાએ પૂજન, સ્તુતિ, સ્મરણ, ધ્યાન ને નમસ્કારવડે ઉપાસન કરવું. મનુષ્યને તેની શ્રદ્ધાના ને પ્રીતિના પ્રમાણમાં તે ઉપાસના થોડે વિલંબે કે વધારે વિલંબે ફલદાતા થાય છે.

સાત્ત્વિક મનુષ્યને તંત્રના કરતાં મંત્ર, જો ઉત્તમભાવથી પવિત્રપણે જપવામાં આવે તો, ઊતાવળે ઇચ્છિત ફલ આપે છે.

મનુષ્યને પ્રાપ્ત દુઃખને લીધે તે દુઃખની શીઘ્ર નિવૃત્તિ કરવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે, પણ તેણે અયોગ્ય આતુરતા રાખીને દુઃખી થવું તે યોગ્ય નથી. તેણે એકનિષ્ઠા રાખી વિધિવત્ શુભ પ્રયત્ન ફલસિદ્ધિ થાય ત્યાંસુધી આદરપૂર્વક કર્યા કરવો તે તેને લાભ કરનાર થાય છે.

વ્યવહારપરમાર્થમાં વ્યવસ્થાથી વર્તશો, ને કોઇનું અનિષ્ટ ન ઇચ્છશો.

પોતાના અસંગ ને સચ્ચિદાનંદઘન આત્મસ્વરૂપનો વિચાર પણ બની શકે તેટલો કર્યા કરશો.



હૃદયમાં સાત્વિકી શ્રદ્ધા ને વેગવાળો ઉમંગ વધારે પ્રકટવાથી-જપવડે ને ધ્યાનવડે મન શાંત ને અપૂર્વ આનંદના અનુભવવાળું રહેવા લાગશે.

અંતઃકરણની સ્થિરતા વધવાથી સ્મરણશક્તિ પણ વધવા લાગશે.

સાંજની સંધ્યાવેલા સંધ્યાના અંગભૂત ગાયત્રીજપ પશ્ચિમાભિમુખે બેસીને કરવો, પણ ઇષ્ટમંત્રની માલા તો પૂર્વાભિમુખે બેસીનેજ ફેરવવી.

પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ નિરાકાર છે, છતાં તેઓ ભક્તોના ઉપર અનુગ્રહ કરવામાટે ને દુર્જનોનો નિગ્રહ કરવામાટે પોતાની માયાવડે સાકાર જેવા પ્રતીત થઇ શકે છે (ચાલુ)

——[ * ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દશાઇ વેદાંતભૂષણ ]

(અનુસંધાન અંક ૬ ના પૃષ્ઠ ૧૫૦ થી)

अपानं गिरति प्राणः प्राणं गिरति चंद्रमाः ।
आदित्यो गिरते चन्द्रं आदित्यं गिरते परः ॥
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ ११ ॥

અપાનને પ્રાણ ગળી જાય છે એટલે અપાન પ્રાણમાં વિલાઇ જાય છે.

પ્રાણને ચંદ્રદૈવતવાળું મન ગળી જાય છે એટલે પ્રાણ ચંદ્રદૈવતવાળા મનમાં વિલાઇ જાય છે.

ચંદ્ર છે દૈવત જેનું એવા મનને સૂર્યદૈવતવાળો અહંકાર ગળી જાય છે એટલે ચંદ્રદૈવતવાળું મન સૂર્યદૈવતવાળા અહંકારમાં વિલાઇ જાય છે

અને સૂર્યદૈવતવાળા અહંકારને તેનાથી પર સ્વયંદૈવતવાળો આત્મા ગળી જાય છે એટલે સૂર્યદૈવતવાળો અહંકાર તેનાથી પણ પર અને સ્વયંદૈવતવાળા આત્મામાં વિલાઇ જાય છે.

પણ આ બધું જેને તેને થતું નથી.

જે કોઇ તેમ થવાના ઉત્તરોત્તર ક્રમના યોગને જાણે છે તે યોગીનેજ તે થાય છે.

જે યોગીઓને તે ઉત્તરોત્તર ક્રમનો યોગ અધિગત છે એટલે સિદ્ધ છે તે યોગીઓજ પરમાર્થકોટિનો હોવાથી સનાતન અને વ્યવહારકોટિનો ઇશ્વર હોવાથી ભગવાન્ એવા આત્માનો યોગવડે અભેદરૂપે સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે

ભેદભાવે અંતરનાં કે બહારનાં કોઇ કરણોવડે તેનો સાક્ષાત્કાર અશક્ય છે.

श्रीशांकरभाष्यम् ।

इदानीं योगं दर्शयति अपानमिति

હવે અપાનં૦ । એમ આ શ્લોકવડે યોગને દેખાડે છે.

अपानं गिरति प्राण उपसंहरति

અપાનને પ્રાણ ગળી જાય છે એટલે પોતામાં શમાવી લે છે.

मनसश्चंद्रमा अधिदैवतं यस्माच्चंद्रशब्देन मन उच्यते

જેથી મનના ચંદ્રમા અધિદેવ છે તેથી ચંદ્રશબ્દવડે મનને કહેલું છે.

तं चन्द्रं मन आदित्यो बुद्धिर्गिरति

તે ચંદ્રને એટલે મનને આદિત્ય એટલે બુદ્ધિ ગળી જાય છે.

बुद्धेश्चाधिदैवतमादित्यः

કેમકે બુદ્ધિના અધિદેવ આદિત્ય છે.

तमादित्यं बुद्धिं गिरते परः परंब्रह्म

તે આદિત્યને એટલે બુદ્ધિને પર એટલે પરબ્રહ્મ ગળી જાય છે.

एतदुक्तं भवति

ઉપર જે કહ્યું તે વડે આ કહેલું થાય છે.

समाधिवेलायामपानं प्राण उपसंहृत्य प्राणं मनसि मनश्च बुद्धौ बुद्धिं परमात्मन्युपसंहृत्य स्वाभाविक चित्सदानंदाद्वितीयब्रह्मात्मनैवावतिष्ठत इत्यर्थः ॥ ११ ॥

સમાધિસમયે યોગી અપાનને પ્રાણમાં વિલાવીને પ્રાણને મનમાં મનને બુદ્ધિમાં અને બુદ્ધિને પરમાત્મામાં વિલાવીને સત્સ્વભાવવાળા ચિત્સ્વભાવવાળા અને સુખસ્વભાવવાળા અદ્વિતીય બ્રહ્માત્માના સ્વરૂપે અવસ્થાન કરી રહે છે એમ એનો અર્થ છે. (ચાલુ)

—[*]—

## મદાલસા

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૫૪ થી )

निमंत्रयेत पूर्वे द्युः पूर्वोक्तान् द्विजसत्तमान् ।
दैवे नियोगे पित्र्ये च तांस्तथैवोपकल्पयेत् ॥
तैश्च संयमिभिर्भाव्यं यश्च श्राद्धं करिष्यति ॥

શ્રાદ્ધમાં નોતરવા જેવા પ્રથમ કહ્યા તેવા ઉત્તમ બ્રાહ્મણોને શ્રાદ્ધ કરવાને આગલે દિવસે નોતરી રાખવા.

જે બીજાં પણ કર્મનો દેવના સંબંધમાં વિનિયોગ હોય તથા પિતૃના સંબંધમાં વિનિયોગ હોય તે કર્મમાં પણ નોતરવા જેવા પ્રથમ કહ્યા તેવાજ બ્રાહ્મણોને તે તે કર્મને આગલે દિવસેજ નોતરી રાખવા.

અને તે સંયમવાળા બ્રાહ્મણો પાસેથી શ્રાદ્ધ તથા તે કર્મ શાસ્ત્રે કહેલી વિધિ પ્રમાણે પરિપૂર્ણ થયાની જે શ્રાદ્ધ કરે વા તે તે કર્મ કરે તેણે ભાવના સંપાદન કરવી.

श्राद्धं दत्त्वा च भुक्त्वा च मैथुनं योऽनुगच्छति ।
पितरस्तु तयोर्मासं तस्मिन् रेतसि शेरते ॥

શ્રાદ્ધ જમાડી તથા શ્રાદ્ધ જમીને જે કોઇ મૈથુન ક્રિયા કરે એટલે સ્ત્રીસંભોગ કરે તે બંનેના પિતૃઓ એક માસ પર્યંત તે રેતસને વિષે વાસ કરે છે.

गत्वा च योषितं श्राद्धे यो भुंक्ते यस्तु गच्छति ।
रेतोमूत्रकृताहारास्तं मासं पितरस्तयोः ॥

યોષિતગમન કરીને એટલે સ્ત્રીસંભોગ કરીને જે શ્રાદ્ધમાં જમે તથા શ્રાદ્ધમાં જમીને જે યોષિતગમન કરે તે બંનેનાં પિતૃઓ તે એક માસપર્યંત રેત અને મૂત્રનો આહાર કરનારા થાય.

तस्मात् तु प्रथमं कार्यं प्राज्ञेनोपनिमंत्रणं ।
अप्राप्तौ तद्दिने चापि वर्ज्या योषित् प्रसंगिनः ॥

માટે તો ડાહ્યા પુરુષે શ્રાદ્ધને આગલે દિવસે સુપાત્ર બ્રાહ્મણોને નોતરૂં આપી રાખવાનું કામ પહેલું કરવું જોઇએ.

જો તેમ ન બની શકે તો શ્રાદ્ધને દિવસે જેમને નોતરવામાં આવે તેઓ જે સ્ત્રીસંભોગના પ્રસંગવાળા ન હોય એવાઓનેજ નોતરવા.

भिक्षार्थमागतान् चापि काले संयमिनो यतीन् ।
भोजयेत् प्रणिपाताद्यैः प्रसाद्य यतमानसः ॥

અથવા ભિક્ષા માગવાના સમયે જેઓ ભિક્ષાને માટે આવેલા હોય એવા સંયમવાળા સંન્યાસીઓને પણ ગૃહસ્થે પોતાના મનને નિયમમાં વર્તાવીને પ્રણિપાત આદિવડે પ્રસન્ન કરીને જમાડવા.

यथैव शुक्लपक्षाद् वै पितृणामसितः प्रियः ।
तथा पराह्णः पूर्वाह्णात् पितृणामतिरिच्यते ॥

જેમ શુક્લપક્ષ કરતાં કૃષ્ણપક્ષજ પિતૃઓને પ્રિય છે તેમ પિતૃઓને પૂર્વાહ્ણ કરતાં અપરાહ્ણ વધારે પ્રિય છે.

संपूज्य स्वागतेनैतानभ्युपेतान् गृहे द्विजान् ।
पवित्रपाणिराचान्तानासनेपूपवेशयेत् ॥

ઘેર આવેલા એ બ્રાહ્મણોને સ્વાગતવડે પૂજા કરીને પછી પવિત્ર હાથવાળા વા પવિત્રું પહેરેલા હાથવાળા ગૃહસ્થે તેમને આચમન કરાવીને આસનો ઉપર બેસાડવા. (ચાલુ)

——[ * ]——

## શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૬ના પૃષ્ઠ ૧૫૫થી )

गुरवे तु वरं दत्त्वा स्नायाद्वा तदनुज्ञया ।
वेदं व्रतानि वा पारं नीत्वा ह्यु भयमेव वा ॥ ५१ ॥

ગુરુને તેની માગેલી દક્ષિણા આપીને અથવા જો ગુરુની સંમતિ હોય તો તેને દક્ષિણા આપ્યા વિના અથવા ભણવા ધારેલા વેદ ભણી લઇને અથવા કરવા ધારેલાં વ્રતો કરી લઇને અથવા ભણવા ધારેલા વેદો ભણી લઇને તથા કરવા ધારેલાં વ્રતો

કરી લઇને એમ બંનેની એટલે વેદની તથા વ્રતની સમાપ્તિ કરીને બ્રહ્મચારીએ બ્રહ્મચર્યના આચરણની સમાપ્તિનું સ્નાન કરવું.

अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।
अनन्यपूर्विकां कान्तामसपिण्डां यवीयसीम् ॥ ५२ ॥
अरोगिणीं भ्रातृमतीमसमानार्षगोत्रजाम् ।
पंचमात् सप्तमादूर्ध्वं मातृतः पितृतस्तथा ॥ ५३ ॥
दशपूरुषविख्याताच्छ्रोत्रियाणां महाकुलात् ।
स्फीतादपि न संचारि रोगदोषसमन्वितात् ॥ ५४ ॥

બ્રહ્મચર્યનું અસ્ખલિતપણે પરિપાલન કરી લીધા પછી દ્વિજે સારાં લક્ષણવાળી, પહેલાં બીજા કોઇને નહિ પરણેલી, આકર્ષક, સપિંડ ન હોય એવી, પોતાના કરતાં નાની, રોગવિનાની, ભાઇવાળી, ઋષિના સમાન ગોત્રમાં નહિ જન્મેલી, માના પક્ષની પાંચ પેઢીની ઉપરની, તથા પિતાના પક્ષથી સાત પેઢીની ઉપરની, માના પક્ષમાં ઓછામાં ઓછા પાંચ પુરુષો અને પિતાના પક્ષમાં ઓછામાં ઓછા પાંચ પુરુષો પ્રસિદ્ધિ પામેલા હોય એવા તથા વારસામાં પણ ઉતરે એવા રોગ તથા દોષવિનાના શ્રોત્રિયોના મોટા કુલની કન્યાને પરણીને પોતાની પત્ની કરવી.

एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः ।
यत्नात् परीक्षितः पुंस्त्वे युवा धीमान् जनप्रियः ॥ ५५ ॥

ઉપર કહ્યા તેવાજ ગુણોવાળો, સમાન વર્ણવાળો, શ્રોત્રિય, પ્રયત્નવડે પુરુષપણાની ખાતરી કરેલો, યુવાન્ બુદ્ધિમાન્ અને લોકપ્રિય વર દ્વિજકન્યાએ વરવા જેવો જાણવો.

यदुच्यते द्विजातीनां शूद्रदारोपसंग्रहः ।
नैतन्मम मतं यस्मात् तत्रात्मा जायते स्वयम् ॥ ५६ ॥

દ્વિજોને માટે શૂદ્રની કન્યાનો પત્નીરૂપેનો સ્વીકાર વિહિત છે એવું જે કહેવાય છે તે પ્રસગમાં મારો મત એવો નથી. પત્નીને વિષે પુત્રરૂપે પુરુષ પોતેજ જન્મે છે એવું શાસ્ત્રમાં કહેલું હોવાથી શૂદ્રની કન્યાનો દ્વિજને માટે પત્નીરૂપે સ્વીકાર શાસ્ત્રમાં વિહિત કહેલો હોય એમ હું નથી માનતો.

तिस्रो वर्णानुपूर्व्येण द्वे तथैका यथाक्रमम् ।
ब्राह्मणक्षत्रियविशां भार्या स्वा शूद्रजन्मनः ॥ ५७ ॥

વર્ણોના પૂર્વપૂર્વના ક્રમમાં ત્રણ, બે ને એક, એમ બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્યને માટે પત્ની કહેલી છે એટલે બ્રાહ્મણને માટે ત્રણ, ક્ષત્રિયોને માટે બે, અને વૈશ્યને માટે એક પત્ની, વિહિત કહેલી છે એટલે બ્રાહ્મણ બ્રાહ્મણની ક્ષત્રિયની, તથા વૈશ્યની કન્યાને પરણી શકે, ક્ષત્રિય ક્ષત્રિયની, તથા વૈશ્યની કન્યાને પરણી શકે, અને વૈશ્ય વૈશ્યનીજ કન્યાને પરણી શકે, તેમજ શૂદ્ર પણ શૂદ્રનીજ કન્યાને પોતાની ભાર્યા કરી શકે. (ચાલુ)

———:૦:———

## જીવનમાં જાણવાજેવું

[ સંગ્રાહકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

એકવાર શ્રીભીલખા-આનંદાશ્રમમાં નિજમંદિરમાં ઊભાં ઊભાં પહેરેલી બંડીની કસ બાંધતા બાંધતાં કૃપાનાથ કૃપાયુક્ત દૃષ્ટિવડે સેવામાં ઊભેલા બ્ર. આત્મપ્રકાશજીતરફ નિહાળીને બોલ્યા કે—

**"પાસ ખડા નજરુમેં ના'વે, ઐસા રામ હમારારે,..."**

* * * * *

શ્રીભીલખા-આનંદાશ્રમમાં મહાપૂજનમહોત્સવનો લાભ લઈને વિદાયવેળાના વંદન કરવા મારા-આ સંગ્રાહકના મોટાભાઈ કરણસિંહજી નિજમંદિરમાં ગયા ત્યારે કૃપાનાથ પ્રાતઃસંધ્યા કરી સ્વાધ્યાય કરતા હતા. દંડવત્પ્રણામ કરી કરણસિંહજી ઊઠયા કે કૃપાનાથ પ્રસન્નગંભીર વાણી ઉચ્ચર્યા કે,—

**"સિંહ જેવા થવું..."**

* * * * *

એક પ્રસંગે સેવામાં બેઠેલા શ્રી. માણેકલાલભાઈપ્રતિ કૃપાનાથના મુખારવિંદમાંથી ગંભીરતાપૂર્વક રહસ્યવચન નીકળ્યું કે—

**"આ સંસારમાં ફરી આવવાજેવું નથી..."**

———[ ० ]———

## समुद्रयात्रा

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

છેલ્લા પ્રવાસમાં કૃપાનાથની સાથે સેવામાં રહેવાનું સદ્ભાગ્ય મને ( આ લેખકને ) સાંપડેલું.

વિક્રમસંવત્સર ૧૯૪૭થી કૃપાનાથના પ્રકટ આચાર્યરૂપે પ્રવાસો યોજાતા આવતા. પરોપકારાર્થે યોજાયેલા કૃપાનાથના આ પ્રવાસો વર્ષોસુધી અખંડ ચાલ્યા.

સં ૧૯૮૭માં થયેલો પ્રવાસ એ કૃપાનાથનો છેલ્લો પ્રવાસ હતો.

પોતાશ્રીના મુખ્યધામરૂપ આનંદાશ્રમ-ભીલખાથી લીંબુડા ( આનંદાશ્રમ ), બાંટવા, જેતલસર જંકશન, ખડખડ, ને રાજકોટ જંકશન આદિ સ્થળોમાં સદુપદેશાર્થે સ્થિતિ કરતા કરતા કૃપાનાથ મુંબઈ પધાર્યા.

મુંબઈથી સમુદ્રમાર્ગે કૃપાનાથ કરાચી પધારવાના હતા.

મુંબઈથી હું (આ લેખક) જૂનાગઢ ઘેર આવેલો એટલે મારે પોરબંદરથી પ્રવાસમાં પુનઃ જોડાવાનું હતું.

સં ૧૯૮૭ના ફાગણ વદિ અધિક બારશ ( તા. ૧૬–૩–૧૯૩૧ ) સોમવારે હું જૂનાગઢથી રેલવેટ્રેનમાં પોરબંદર આવી ગયો.

સં. ૧૯૮૭ના ફાગણ વદિ અધિક બારશ ( તા. ૧૬–૩–૧૯૩૧ ) સોમવારે સવારના આશરે દશ વાગે મુંબઈના બંદરથી ઉપડતી "વીટા" નામની સ્ટીમરમાં કૃપાનાથ બિરાજેલા.

આ "વીટા" સ્ટીમર સં. ૧૯૮૭ના ફાગણ વદિ તેરશ (તા.૧૭–૩–૧૯૩૧) મંગળવારે સવારના આશરે ૭ વાગે પોરબંદર આવી પહોંચી.

પોરબંદરનું બારું બાંધેલું ન હોવાથી સ્ટીમર કાંઠે આવી શકતી નથી, પણ બંદરથી

દૂર વચ્ચે સમુદ્રમાં નાંગરીને ઊભી રહે છેઃ આથી પ્રવાસીઓને સ્ટીમરમાં બેસવા માટે "સ્ટીમ લૉન્ચ" કે "હોડી"માં બેસીને જવું પડે છે.

મને વળાવવામાટે ને સાથે સાથે કૃપાનાથનાં દર્શન કરવા માટે જૂનાગઢથી મારી સાથે મારા ભત્રિજા ચંદ્રસિંહ ને તેના એક બ્રાહ્મણમિત્ર મોહનલાલ આવેલા હતા.

પોરબંદરમાંથી મને વળાવવામાટે ને કૃપાનાથનાં દર્શનમાટે મારા સદ્‌ગત કાકા જાલમસિંહજીનાં પુત્રી–મારાં બ્હેન ઉજમબ્હેનના વર કાંતિલાલ પણ આવેલા.

અમે ચારે જણ બીજા પ્રવાસીઓ સાથે "સ્ટીમ લૉન્ચ"માં બેઠા. સમય થયો એટલે અમારી "સ્ટીમ લૉન્ચ" ઉપડી ને "છૂક છૂક" કરતી સમુદ્રમાં નાંગરેલી **"વીટા"** સ્ટીમરની સમીપમાં આવી પહોંચી.

સ્ટીમર ઉપર ચડવાની સીડી પાસે આવીને અમારી "સ્ટીમ લૉન્ચ" અટકી. અમારું–પ્રવાસીઓનું સ્વાગત કરવા કેપ્ટન ને ખલાસીઓ સ્ટીમરના પ્રવેશદ્વારપર હાજર હતા. અમે બેસનારાઓ સ્ટીમરપર ગયા અને ઊતરનારાઓ ઊતરીને "સ્ટીમ લૉન્ચ"માં ગોઠવાઈ ગયાઃ એટલે સ્ટીમરે ઉપડવાની "વ્હિસલ" કરી. કારણ, નિયત સમય કરતાં સ્ટીમર મોડી આવેલી હોવાથી પોરબંદરના બારામાં થોભવું જોઈએ તેટલું થોભી શકી નહિ.

"સરર...સરર" લંગર સિંચાવાં લાગ્યાં અને સ્ટીમર સ્વમાર્ગે સરવા લાગી.

અમે સ્ટીમરમાં ઊભા ઊભા પોરબંદરના બારાભણી ગમન કરતી "સ્ટીમ લૉન્ચ"માં બેઠેલા સ્વજનોને ભીની આંખે જોઈ રહ્યા...!

સૌમ્ય ને સુંદર એવી ભગવાન્ કૃષ્ણના સખા **સુદામાજી**ની પુરી (પોરબંદર) મંદ મંદ ભાસતી ચાલી અને અમે **અરબી સમુદ્ર–રત્નાકર**ના ખોળે હીંચવા લાગ્યા.

પછી હું "અપર ડેક" પર ગયો અને ત્યાં "ફર્સ્ટ ક્લાસ કેબિન"માં બિરાજેલા કૃપાનાથની પરમપાવન સેવામાં મેં પ્રણિપાત કર્યા.

કૃપાનાથે હસ્તકમળવડે આશીર્વાદ આપ્યા અને કૃપાભાવે મારું ને અમારું સૌનું કુશળ પૂછ્યું.

અમારા મંગલપ્રસંગ દરમ્યાન અણધાર્યા ઉદ્‌ભવેલા અમંગલ પ્રસંગો અમંગલ ફળ આપ્યા વિના આપશ્રીના કૃપાપ્રસાદવડે કેવા આપોઆપ શમી ગયા એ આપશ્રીની સેવામાં મેં વિનમ્રભાવે વિદિત કર્યુંઃ એટલે આપશ્રી (કૃપાનાથ) પ્રસન્ન ગંભીર મુદ્રાપૂર્વક મૌનભાવમાં સ્થિત થયા.

સાચા સદ્‌ગુરુ ને સંત એવા સિદ્ધપુરુષ શ્રીનાથશર્માજી–નાથભગવાન્–કૃપાનાથનો પાવન સંગાથ હોવાથી આ મારો માત્ર સમુદ્રપ્રવાસ ન હતો, પરંતુ મારા જીવનને ઉજ્જવલ કરનાર સાચી **સમુદ્રયાત્રા** હતી...!

સામાન્ય સાગરને તરી જવામાટેની આ અમારી "વીટા" નામની **અગ્નિનૌકા** સાથે **ભવસાગર**નો પાર પમાડી શકે એવી "વિશ્વેશપાદાંબુજદીર્ઘનૌકા" પણ હતીઃ કેવો અદ્‌ભુત સંયોગ...!

કૃપાનાથની સેવામાં સાથે પ્ર. કેશવલાલ, પ્ર. વામનરામ, વ્યવસ્થાપક ત્રિભુવનભાઈ, રસોયા દુર્ગાશંકર ને પરિચારક રામજીભાઈ હતા. તેમને સૌને પણ હું "જય ગુરુદેવ" પૂર્વક મળ્યો.

મૂળ **નવસારી**ના વતની ને દક્ષિણ આફ્રિકાના **નાતાલ** વિભાગના **ડરબન શહેર**માં ધંધાર્થે વસતા દરજી ગુરુબંધુ **દુર્લભભાઈ** પણ આ પ્રવાસમાં મુંબઈથી સાથે હતા. તેમને પણ હું "જય ગુરુદેવ" પૂર્વક મળ્યો.

મુંબઈથી કરાચીનો સ્ટીમરનો પ્રવાસ બે દહાડાનો ગણાય એટલે તેટલા પૂરતું કૃપાનાથને સ્નાન કરવાનું ને પીવાનું પાણી સાથે રાખવામાં આવતું. વચ્ચે પોરબંદરથી પણ કૃપાનાથમાટે પાણી આદિ- સ્ટીમરમાં પહોંચાડવાની વ્યવસ્થા કૃપાનાથના મુખ્ય શિષ્યોમાંના એક સુપ્રસિદ્ધ વકીલ ગોવિંદજીભાઈ તરફથી થયેલી.

સ્ટીમરમાં કૃપાનાથ તો દૂધ ફળફળાદિ કે ફરાળી વસ્તુજ આરોગતા. સ્ટીમરમાં પણ કૃપાનાથનો સ્નાન સંધ્યા સ્વાધ્યાય આદિનો લોકસંગ્રહાર્થે થતો નિત્યક્રમ અખંડ ચાલુ રહેતો, સ્ટીમર કે રેલવેટ્રેન, ઋતુઓની તીવ્રતા કે પ્રવાસની પ્રતિકૂલતા, ઉતારાની અગવડતા કે શરીરની અસ્વસ્થતા ભાગ્યેજ કૃપાનાથના વર્ષોસુધી એકધારા ચાલેલા નિત્યક્રમમાં ભંગ પાડી શક્યાં હોય.

આ "વીટા" સ્ટીમરમાં પણ "પંચદશી"નાં "પ્રુફ" જોવાનું કાર્ય કૃપાનાથે ચાલુ રાખેલું.

"**પંચદશી**" એ સંસ્કૃત ભાષામાં લખાયેલો વેદાંતનો પ્રકરણ ગ્રંથ છે. આ ગ્રંથના રચયિતા **વિદ્યારણ્ય સ્વામી** એ દક્ષિણ ભારતમાં આવેલા **શૃંગેરીમઠના શંકરાચાર્ય** હતા. સંન્યસ્ત લીધા પહેલાં વિદ્યારણ્ય સ્વામી દક્ષિણ ભારતમાંના વિજયનગર રાજ્યના **માધવાચાર્ય** નામે મંત્રી હતા. દક્ષિણભારતમાં હુબળીથી ગુંટકલ તરફ જતી રેલવે-ટ્રેનના રસ્તામાં વચ્ચે હોસ્પેટ નામનું સ્ટેશન આવે છે ત્યાંથી આ વિજયનગરના અવશેષો હજુ જોવા જઈ શકાય છે.

વિદ્યારણ્ય સ્વામી શંકરનો અંશાવતાર હતા એમ કૃપાનાથના શ્રીમુખેથી પણ સાંભળેલું. આ વિદ્યારણ્ય સ્વામી વિરચિત "પંચદશી" પર કૃપાનાથે ગુજરાતી ભાષામાં "ભાવાર્થ-દીપિકા" ટીકા લખી છે. સ્વધામ પધાર્યા પહેલાં પોતાશ્રીપ્રણીત આ "પંચદશી" નામના ટીકા ગ્રંથનું છેલ્લું "પ્રુફ" પણ કૃપાનાથે જોયેલું.

પોતાના અરુણ સારથિવાળા સપ્તઅશ્વો જોડેલા રથમાં બેસીને સૂર્યનારાયણ જેમ જેમ ઉંચે આકાશમાં પશ્ચિમભણી ગમન કરવા લાગ્યા તેમ તેમ અમારી સ્ટીમર પણ નીચે સમુદ્રમાં મુંબઈથી પશ્ચિમ દિશાભણી આવેલ કરાચી તરફ જવા લાગી.

આ વખતે વસંત ઋતુ ચાલતી હતી એટલે સમુદ્રની આ અમારી સહેલગાહમાં ઓર આનંદ અનુભવાતો.

બપોરે કૃપાનાથે ફરાળ લીધા પછી અમે સૌએ પણ ખૂબ આનંદથી ઉપાહાર કર્યો.

સમુદ્રની હવા મને તો સ્ફુર્તિદાયક લાગી: ભૂખ ઉઘડી હોય એવું મને તો લાગ્યું: "ફેર" ચડયા કે એવું કશું મને ન જણાયું.

વાર્તાલાપ કર્યો ને વિશ્રાંતિ લીધી ત્યાં સાંજ પડવા આવી.

દૂર દ્વારકા ને દ્વારકાધીશનાં દર્શન સ્ટીમરમાંથી અમે કર્યાં. પછી આગળ કચ્છના અખાતમાં કચ્છના માંડવી બંદરે પહેલાં અમારી સ્ટીમર ગઈ. ત્યાં આગળ ઉતારુઓને મછવામાં ઉતારીને અને બેસારુઓને બેસાડીને અમારી સ્ટીમર પાછી ફરીને ઓખા પોર્ટ આવી.

ઓખા પોર્ટ એ કાઠિયાવાડમાં ઓખામંડળને કાંઠે આવેલું છે ને શ્રીમંત ગાયકવાડ સરકારનું છે.

ઓખાપોર્ટથી ઉપડેલી અમારી સ્ટીમર હવે સીધી કેરાચી પહોંચવાની હતી.

સમુદ્રમાં હવે અમારે માત્ર એક રાત્રિ કાઢવાની હતી.

અને એ રાત્રિ શિવરાત્રિ હતી.

શિવનું સામીપ્ય સધાય તો "શિવરાત્રિ"નું વ્રત સફળ ગણાય. અમોને તો અનાયાસે શિવસ્વરૂપ એવા કૃપાનાથનું સામીપ્ય સાંપડેલું હોવાથી અમારી એ શિવરાત્રિ સફળ થઈ.

શિવસ્વરૂપ એવા કૃપાનાથની સંશ્રયતાવડે અમે સૌ ધન્ય થયા...અમારી એ સ્ટીમર ધન્ય થઈ...અને...અમારો એ સમુદ્રપ્રવાસ પણ ધન્ય થયો...!

દિવસના ભાગમાં સ્ટીમરમાં ઉંચે નીચે અંદર બહાર એમ સઘળે ફરી વળ્યો: કેપ્ટનની કેબિન, ડૉકટરનું દવાઘર, ફર્સ્ટ ક્લાસ ને સેકન્ડ ક્લાસ કેબિનો, અપર ડેક ને લોઅર ડેક, ગ્રાઉન્ડ ફ્લોર, રસોઈ ઘર, સ્નાનગૃહ આદિ નિહાળ્યાં.

સમીપમાં ઉછળતા સાગરતરંગો ને દૂર દૂર દૃષ્ટિગોચર થતી સાગરની અપારતા અંતઃકરણમાં અવનવા આંદોલનો ઉપજાવતાં—અનેરો આનંદ અર્પતાં—ઈશ્વરની અગાધ શક્તિનું ઝાંખું એવું દર્શન કરાવતાં...!

અપર ડેકપર એક સ્વામીજીને મળવાનું થયું. એ સ્વામીજી બંગાળી હતા અને એમનું નામ ભાસ્કરાનંદ હતું. એઓ રંગુનથી આવતા હતા અને કરાચી જતા હતા. કરાચીમાં તે અરસામાં કોંગ્રેસ ભરાવાની હતી તેમાં ભાગ લેવાનો આ સ્વામીજીનો મનોભાવ હતો એમ તેમની સાથેની વાતચિતપરથી જાણવામાં આવેલું.

વાતચિતમાં કૃપાનાથનું નામ સાંભળતાં સ્વામીજીએ આતુરતાથી પૂછ્યું:—

"શું મહાત્માશ્રી નથુરામશર્માજી સાથે છે"? મેં હા પાડી.

એટલે સ્વામીજી બોલ્યા કે:—"મારે તેમને મળવું છે...મળી શકાય ખરું કે?"

મેં હા પાડી એટલે સમય ગોઠવવા મને તેમણે કહ્યું. કૃપાનાથપ્રણીત ગુજરાતી ટીકાવાળામાં "ગીતા", "ઉપનિષદો" આદિ ગ્રંથો સ્વામીજીએ વાંચ્યા હતા અને એ રીતે કૃપાનાથનો પરોક્ષ પરિચય સાધ્યો હતો એમ વાતચિતદરમ્યાન સ્વામીજીએ જણાવેલું. (ચાલુ)

——:o:——

## વનસ્પત્યાહારમાંથી

[લેખક: શ્રી. જીવનરામભાઈ ભટ્ટ જી. બી. વી. સી.
એક્સ વેટરીનરી ઓફિસર, કચ્છસ્ટેટ.
રિટાયર્ડ વેટરીનરી ઈન્સ્પેક્ટર સી. વી. ડી. સી. પી.
વાઈસ પ્રેસીડન્ટ શ્રીભાવનગર ગૌરક્ષક સભા–ભાવનગર.]

"સન ૧૯૦૫ની સાલની વાત યાદ આવે છે કે જ્યારે મારા મુંબઈ વેટરનરી કૉલેજના ગ્રેજ્યુએટ થવા પછી અને પ્રાતઃસ્મરણીય સદ્‌ગત પૂજ્ય મોટાભાઈ (હરગોવિંદ અજરામર પંડ્યા)ના કુટુંબ સાથે નિકટના સંબંધથી જોડાયા બાદ મહાશિવરાત્રિના પવિત્ર ઉત્સવ પ્રસંગે મને શ્રીબીલખાના આનંદાશ્રમમાં પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નાથશર્માનાં પ્રથમ દર્શન થયાં. તે વખતે પૂજ્ય મોટાભાઈ અને ચિરંગીબા સાથે હતાં. પૂજ્યપાદશ્રીની પ્રથમ મુલાકાતમાંજ તેઓશ્રીએ મને પૂછેલ કે, હું આર્યધર્મ અને ઈશ્વરમાં માનું છું કે કેમ? મારાતરફથી હકારમાં જવાબ મળતાં સ્મિત સાથે તેઓશ્રીએ ગમે તે પ્રશ્ન પૂછવા પરવાનગી

આપી. જેથી અપાયેલ બપોરના ત્રણ વાગતાને સમયે પૂજ્યપાદશ્રીની સાનિધ્યમાં અને સદ્ગત પૂજ્ય વિશ્વનાથભાઈ તથા હરગોવિંદભાઈની હાજરીમાં જે સવાલજવાબ થયા તેનો સાર આપું છું.

પશ્ચિમનાં વિજ્ઞાન અને હર્બર્ટ સ્પેન્સરના જડવાદના શુષ્ક સંસ્કારથી મારું મગજ ઉન્મત્ત હોવાથી મેં શરીરવિજ્ઞાનશાસ્ત્રના પ્રશ્નો કર્યા; એટલે જેને આપણે બ્રહ્મરંધ્ર કહીએ છીએ તેની બનાવટ કેવી છે, તેમાં શું શું કામ થાય છે, અને તે યોગીઓ અને જ્ઞાનીઓ શરીરની જીવિત સ્થિતિમાં જોઈ શકે છે કે કેમ વગેરે પૂછ્યું. અહીં મારે કહેવું જોઈએ કે શરીરને ચીરવાની ક્રિયા (Dissection) કરતી વખતે જેને બ્રહ્મરંધ્ર કહેવાય છે (Celestial Plexus) તેની બનાવટ તથા કામના સંબંધમાં મેં શરીરશાસ્ત્રીઓને અનેક પ્રશ્નો પૂછેલ પણ જવાબમાં કહેવામાં આવેલ કે જ્યાં પશ્ચિમનું વિજ્ઞાન પૂરું થાય છે ત્યાં પૂર્વનું વિજ્ઞાન શરુ થાય છે. વળી જે અવલોકનો પશ્ચિમના વિજ્ઞાનવિશારદો કરે છે તે શરીરને નિશ્ચેષ્ટ કરી અથવા મરણ થયા બાદ મૃતદેહપર થતાં હોઈ, પૂર્ણ હોઈ શકે નહિ, મારેજ પૂજ્યપાદશ્રીને મેં પ્રશ્ન કરેલ કે યોગી કે જ્ઞાની દેહની જીવિત અવસ્થામાં થતી શરીરવિજ્ઞાનની ક્રિયા જોઈ શકે છે કે કેમ ?

પૂજ્ય કૃપાનાથે જવાબમાં મને પોતાની સામે બેસાડી શાંત ચિત્ત કરવાની યોગીઓ પોતાના મનને સમાહિત કરી કેવી રીતે બધી કુંડલિની આસપાસ સર્પાકારે ભ્રમણ કરાવી બ્રહ્મરંધ્રમાં સ્થિર કરે છે તે સમજાવ્યું અને વિશેષ તો અનુભવગમ્ય હોઈ ત્યાંજ વિરમ્યા.

ત્યારબાદ રુધિરાભિસરણક્રિયા હલનચલનક્રિયા, પાચનક્રિયા વગેરેનું આબેહૂબ વર્ણન કર્યું જે મેં અગાઉ પુસ્તકોમાં વાંચ્યું હતું. શુષ્ક વૈજ્ઞાનિકો કરતાં યોગી અને જ્ઞાનીઓ કેવા ઉન્નત હોય તે મેં ત્યારેજ અનુભવ્યું, અને તેથી તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તેવું જ્ઞાન કેવી રીતે મળે તે પ્રશ્ન પૂછ્યો. જવાબમાં ધીમે ધીમે અભ્યાસ, શ્રદ્ધા અને ખંતથી બધુંજ પ્રાપ્ત થાય તેમ કહેવાતાં મેં શિષ્યત્વ સ્વીકારવા પ્રાર્થના કરી, અને પ્રત્યુત્તરમાં પુનઃ પુનઃ વિચાર કરી પગલું ભરવા સૂચવાયું. પૂર્ણ વિચાર કર્યા બાદ મેં દીક્ષા લીધી અને આજ્ઞામુજબ મારાથી બનતો પ્રયાસ કર્યો. સન ૧૯૦૫થી પૂજ્ય ગુરુદેવ વિદેહ થયા ત્યાંસુધી અનેક વખત હું પૂજ્યપાદશ્રીને મળ્યો, અનેકવાર શંકાનિવારણ થયું, અને મારા અધિકાર પ્રમાણે જ્ઞાતવ્ય જાણ્યું અને પ્રાપ્તવ્ય પ્રાપ્ત થયું. પૂજ્યપાદશ્રીના આખા જીવનમાં મને તો પૂર્વ અને પશ્ચિમનો સમન્વય થતોજ જણાયો છે, અને સમગ્ર વિશ્વની ઉન્નતિનાં મૂળ આર્યધર્મમાં હોવાનું સમજાયું છે. ગમે તેવી પ્રગતિ આવે, આંદોલનો ઊઠે પણ તે બધાનો સમન્વય આર્યધર્મથી થઈ શકે તે નિર્વિવાદ સમજાયું છે.

આધ્યાત્મિક ઉન્નતિ સાધનારે પ્રથમ લક્ષ આહારવિહાર પર રાખવું આવશ્યક હોઈ 'આર્યોનો ખોરાક' અથવા 'વનસ્પત્યાહાર' વિષય પર કંઈક લખવાની સ્ફૂરણા થતાં મેં પશ્ચિમ અને પૂર્વના વિચારોનો અભ્યાસ કર્યો, તેનો સમન્વય કર્યો અને પરિણામે એક લઘુ લેખ લખી પૂજ્યપાદશ્રીની પૂજ્ય પ્રતિમાજી સમક્ષ સંવત્ ૧૯૯૮ના અષાઢ સુદિ ૧૫ ને રોજ ઉપસ્થિત સજ્જનો અને સન્નારીઓ સમક્ષ વાંચી સંભળાવ્યો. તે લેખ પ્રમાણમાં મોટો થવાથી અને સાંભળનારની ઇચ્છાને માન આપી જુદી પુસ્તિકા રૂપે બહાર પાડવાની હિંમત કરું છું."

× × × ×

"કળિકાળના પરિબળે જડવાદનાં પૂર ચડયે જાય છે અને તેમાં આર્યસંતા ઘસડાતાં જઈ પરિણામે જન્મમરણના પંકમાં અટવાયે જાય છે. આ દુઃખદ પ્રસંગને ટાળ જ્ઞાનીઓ, ભક્તો અને નિષ્કામ કર્મયોગીઓ આર્યપ્રજાને અધ્યાત્મવાદ તરફ લઈ જ પ્રયત્ન કરે છે, અને આપણા દેશના દરેક પ્રાંતમાં સંતમહાત્માઓ પરોપકારાર્થે પ્રવૃત્તિ કર્યે જાય છે. આવી મહાન્ પ્રવૃત્તિ મુંબઈ ઈલાકામાં અને મુખ્યત્વે કરીને કાઠિયાવાડ છેલ્લાં સાઠ વર્ષથી સોરઠના સંત પૂજ્ય મહાત્મા શ્રીમન્નાથશર્માએ શરુ કરેલ, અનેક સંસ્કારી જીવોને પોતાની પરમ શુદ્ધ રહેણીકરણી, ગ્રંથ લેખન અને સ ઉપદેશથી આધ્યાત્મિક જીવન ગાળતાં શીખવ્યું છે. આધ્યાત્મિક જીવનની પ્રથમ સ તે અહિંસાવ્રત છે, અને તેના પર સ્થિર થયા વિના નિષ્કામ કર્મયોગ, ભક્તિ કે પ્રાપ્ત થતાં નથી. પ્રભુનું સ્વરૂપ પ્રેમ છે, પ્રેમનું ક્રિયાત્મક સ્વરૂપ અહિંસા છે; અને ક્રિયાત્મક સ્વરૂપ નિરામિષ આહાર છે, તે માટેજ આપણું ભોજન–ખોરાક એ વિષયપર લખાય છે."

———:૦:———

## "सात्त्विक दान"

દાનનો મહિમા શાસ્ત્રમાં બહુ બહુ વર્ણવ્યો છે. દાનથી પાપનું કાંઈ અંશે નિવાર થાય છે—બીજા શબ્દમાં પોતાના અશુભ સંસ્કારોનું બળ ઓછું થાય છે ને શુ સંસ્કારોનું બળ વધે છે એ ચોક્કસ છે. સાત્ત્વિક દાન કરનારની શુભ ભાવના થાય ગીતાજીના ૧૭મા અધ્યાયમાં પણ સાત્ત્વિક દાનનું મહત્ત્વ વર્ણવ્યું છે:—

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ १७/२०

"દાન કરવું એ આપણું કર્તવ્ય છે, એવા હેતુથી જે દાન પ્રત્યુપકાર ન કરનાર સુપાત્ર ને પુણ્યક્ષેત્રમાં અને પર્વકાળે આપવામાં આવે છે, તે સાત્ત્વિક દાન કહેલું છે. ાન કરનારે પોતે હું દાન કરું છું ને અમુકને દાન આપું છું એવી અહંત્વ ાિષ્કામભાવે દાન કરવું જોઈએ. વળી 'દેશે કાલે ચ પાત્રે ચ' એ પણ વિચારી ાવા કહ્યું છે. આ બધાનો ભાવ સાત્ત્વિકપણામાટે છે, જેથી દાન કરવા ન વધે એ માટે કોઈ સંસ્થાદ્વારા દાન મોકલવાથી ઉપરનો હેતુ સચવાય છે. દ પોતાને પ્રાપ્ત થતા ધનમાંથી અમુક અંશે સાત્ત્વિક દાન કરવું જોઈએ, કેમ આવક થાય છે તે બધીજ ચોખ્ખી ને શુદ્ધ નથી હોતી–સુવર્ણને જ્યારે તપા ત્યારે તે શુદ્ધ થાય છે–તેમ આવકનો અમુક અંશ દાનમાં વાપરવાથી બાકીનો ભા થાય છે. વળી ગીતાજીમાં એક ઠેકાણે કહ્યું છે કે "દેવોએ આપેલા ભોગોને જે ા અર્પણ કર્યા વિના પોતેજ ભોગવે છે, તે ચોર છે.–યજ્ઞનો અવશિષ્ટ પ્રસાદ ગ્રહણ કરે છે તે શ્રેષ્ઠ પુરુષ સર્વ પાપોથી મુક્ત થાય છે, અને જે પુરુષ કે પોતાને માટેજ અન્ન રાંધીને ખાય છે; તે પાપનુંજ ભક્ષણ કરે છે." ૩/૧૩ આમાં પ દાન ઉપરાંત વૈશ્વદેવ આદિ યજ્ઞનું નિરૂપણ છે, માટે ગૃહસ્થે ધર્મવડે સંપાદન કરેલા દ્રવ્યને દાન આદિ નિદિનમાર્ગે સદુપયોગ કરવાનો છે. આ બધાનું તાત્પર્ય એ છે કે મનુ કાંઈપણ રોજ નિત્યદાનમાં વાપરવું જોઈએ. દાન કરનારને આનંદ થાય છે એ દરેકન

અનુભવની વાત છે. આવકના પ્રમાણમાં રૂપીએ એક પૈસો કે અમુક દાનમાં ખર્ચવું જોઈએ. આરીતે મહીને ત્રીશ કે પચાશ રૂપિયા કમાનાર ઓછામાં ઓછું દરરોજ એક પૈસાનું તો દાન કરી શકે, અને રોજ પાંચ રૂપિયા કમાનાર તેનાથી વધુ દાન કરી શકે. મોટાં વ્યસન જેવાંકે બીડી સીગારેટ, કે પાનસોપારી, નાટક સીનેમા આદિમાં ઓછો ખર્ચ કરીને પણ મનુષ્ય રોજ એક બે પૈસા તો અવશ્ય સાત્વિક દાનમાં-વાપરીને પોતાના નબળા સંસ્કારો દૂર કરી શકે. દાન કરવાથી ધન ઘટી જતું નથી, પણ તેથી ઊલટું સાત્વિક ભાવ વધી વૃત્તિ સંતોષી થાય છે. પક્ષીઓના પીવાથી કાંઈ સરોવરનું જળ ઘટતું નથી; વ્હેતાપાણીનું જળ ઘટતું નથી પણ જે પાણી વ્હેતું નથી તેનું જળ વ્હેલું સૂકાઈ જાય છે. કોઈ સસ્થામારફતે દાન કરવાથી સાત્વિક ભાવ ઠીક સચવાય છે. એક વ્યક્તિ બીજી વ્યક્તિને દાન કરે તેમાં થોડો અહંભાવ આવે છે, માટે જે સંસ્થા બરાબર હિસાબ રાખી આવું દાન કરતી હોય તેવી સંસ્થાદ્વારા દાન મોકલવાથી પોતાની નેમ બરાબર સચવાય છે:—"આનંદાશ્રમ સંસ્થા-બીલખા" (કાઠિયાવાડ) આવું સુંદર કામ કરી રહી છે. વિદ્યાર્થીઓને વ્યાવહારિક ઉપરાંત પારમાર્થિક શિક્ષણ તેમાં અપાય છે—તેના ભોજન પુસ્તકો આદિનો ખર્ચ એ સંસ્થા કરે છે. વળી આ વર્ષે ગરીબ અને દીનજનોને અનાજ આપવા માટે રૂપિયા એક હજાર એ સંસ્થાના ટ્રસ્ટીમંડળે મંજુર કર્યા છે. ભાદ્રપદમાસના "આનંદાશ્રમ" માસિકમાં આ બાબતનું લખાણ છે. તેના સચાલકો નિસ્વાર્થભાવે કામ કરી રહ્યા છે, માટે આ કે આવી સંસ્થાદ્વારા દાન મોકલવું જોઈએ.

દરેકને સાત્વિક દાન કરવાની શુભ પ્રેરણા શ્રીઈશ્વરદ્વારા થાય એવું ઇચ્છતો—

વ્રજલાલ વનમાળી વસાણી-દદાણું.

———:o:———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### (માર્ગશીર્ષ માસ)

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફુલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથ-

## खेदजनक अवसान

શ્રી. સંઘવીજીના (અમદાવાદમાં પોતાને ત્યાં) દેહાવસાનના ખેદકારક સમાચાર સનાતની પ્રજાને ખેદ થાય એ સ્વાભાવિક છે. સદ્ગત સંઘવીજી ચુસ્ત અને સનાતનધર્મના પ્રખર હિમાયતી હતા. સદ્ગતે સનાતન ધર્મસંબંધીના પોતાના વિચારો ને મંતવ્યો અનેક પુસ્તકોમાં અને "ધર્મમંગલા" નામની સાપ્તાહિક પત્રિકામાં દર્શાવેલાં છે, જે વાંચવા વિચારવા જેવાં છે. સદ્ગતના જીવાત્માને શાંતિ મળો એવી શ્રીપ્રભુચરણમાં પ્રાર્થના છે!

———[ ० ]———

### "ગુજરાતી" સાપ્તાહિક

પુસ્તક ૬૩ — અંક ૫૧

મુંબઈ માર્ગશીર્ષ સુદિ ૧૩/૯૯, તા. ૨૦-૧૨-૪૨ના અંકમાં

### "પુષ્ટિમાર્ગ અને ગુજરાતી સાક્ષરો"

( સમીક્ષકઃ-રા. કહાન ચકુ ગાંધી મુ. હરદ્વાર )

" નાથગુરુ શ્રીમાન્ નથુરામશર્માએ ખૂબ તપ તપી યોગ સાધી, સંયમ સાચવી, વૈદિક પ્રક્રિયા, સંધ્યા આદિ નિત્યકર્મને ઘર ઘર રમતાં કરવા આહ્નિકો છપાવ્યાં. ઉપદેશગ્રંથાવલિદ્વારા ધર્મામૃત પાયાં, અને અનેક વૈદિક માર્ગના ગ્રંથોને ગુજરાતીમાં ઉતારી ગુજારતી ધાર્મિક સાહિત્યને સમૃદ્ધ કર્યું."

———[०]———



———:०:———

## स्वीकार

१ वनस्पत्याहार:—लेखक तथा प्रकाशक श्री. જીવનરામ મ. ભટ્ટ જી બી વી સી. ભાવનગર.

આ પુસ્તક પૂજ્યપાદ કૃપાનાથને લેખક મહાશયે સમર્પણ કર્યું છે. પ્રત્યેક સાધક આ પુસ્તક વાચવાવિચારવા જેવુ છે. આપણા આર્યોનો આહાર (વનસ્પતિઆહાર) ઉચ્ચ-કોટિનો છે એમ વિજ્ઞાનદષ્ટિથી લેખક મહાશયે પૂરવાર કર્યું છે.

૨ પરમામૃત —મૂળ મરાઠી ઓવી (કવિતા)મા લખનાર મહારાષ્ટ્રના સંત શ્રીમુકુંદરાજ. ગુજરાતીમા ઉતારનાર સ્વામી સ્વયંજ્યોતિતીર્થ, તંત્રી "ઉત્થાન" છોટાઉદેપુર (પૂર્વગુજરાત) પોતાના સદ્‌ગત માતાપિતાના પુણ્યકારીસ્મરણાર્થે ભેટઆપનાર શ્રી શેઠ રામજી ખીમજી કેશરવાડા-મુંબઈ

આ ગ્રંથ સતપુરુષની પ્રાસાદિક અનુભવવાણીરૂપ હોઈ સાધકને મનન કરવાયોગ્ય છે.

૩ હમારેમંદિરા—
૪ ગંગાજલ:—

} લેખક: મદનગોપાલસિંહલ, સંપાદક: "આદેશ"–મેરઠ (યુ પી.)

ધર્મવિજ્ઞાન ટ્રેક્ટમાલાના આ બને પુષ્પો વાંચવાવિચારવા જેવાં છે, બને પુસ્તકોની કિંમત માત્ર એક આનો છે.

ઉપરનાં પુસ્તકો શ્રીઆનંદાશ્રમને ભેટ મળ્યાં છે, ને તે શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમા રાખવામાં આવ્યાં છે.

પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીનથુરામશર્મા-આચાર્યજી પ્રણીત પુસ્તકોમાંની

## તુરતમાં પ્રસિદ્ધ થયેલી નવી આવૃત્તિઓ:—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ શ્રીનૈમિત્તિકકર્મપ્રકાશ: | આવૃત્તિ | ચોથી | પડતમૂલ્ય. | રૂ.૧-૧૪-૦ |
| ૨ શ્રીવેદાંતદર્શન: | " | બીજી | " " | " ૨-૦-૦ |
| ૩ યોગકૌસ્તુભ: | " | છઠ્ઠી | " " | " ૧-૦-૦ |
| ૪ પરમસુખીથવાના ઉપાય | " | ત્રીજી | " " | " ૦-૧૨-૦ |
| ૫ શ્રીનાથવચનામૃત ભાગ. ૧લો | " | પહેલી | " " | " ૦-૨-૬ |
| ૬ સદુપદેશમાળા ભાગ ૧લો | " | બીજી | " " | " ૦-૩-૦ |
| ૭ સદુપદેશમાળા ભાગ ૨જો | " | પહેલી | " " | " ૦-૪-૦ |

શ્રીનાથવચનામૃત પ્રથમભાગનાં ૧૧૦૦ પુસ્તકો પ્રકટ કરાવીને જૂનાગઢના શ્રી શેઠ હરખચદ લક્ષ્મીચંદ શાહે પોતાના સદ્‌ગત પુત્ર હરિલાલના આત્મકલ્યાણાર્થે કૃપાનાથની પાવનસેવામાં અર્પણ કર્યાં છે.

### સદ્‌ગુરુપૂજન:

"आत्मज्ञं हि अर्चयेत् भूतिकाम:" એ શ્રુતિવચન પ્રમાણે આત્મજ્ઞ એવા આપણા સદ્‌ગુરુપરમાત્માનું પૂજન (ષોડશોપચાર-વૈદિકવિધિપ્રમાણે) કરવાથી વા કરાવવાથી પણ ઐશ્વર્યનો લાભ થાય છે એટલે વ્યવહારમા સાધનસપત્તિ પણ સુલભતાથી મળી શકે છે.

Reg. No. B. 3087

સને [illegible]તા. ૨૫ જાન્યુઆરી



પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પીતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar–India).

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવસ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા–આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે; ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ"માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતાપ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે; છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

——:૦:——

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

વર્ષ ૧૧ મું

માઘ

અંક ૯ મો

સંવત્ ૧૯૯૯

વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।

विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે

## જરૂરી નોંધ

કાગળની અછત તથા મોંઘવારીના કારણે ભેટ તથા લવાજમ આદિની નોંધ લેવામાં આવતી નથી.

"આનંદાશ્રમ" માસિક ધર્મપ્રચારની દૃષ્ટિએ પોતાના ધ્યેયપ્રમાણે પ્રસિદ્ધ થયા કરે છે. લડાઈ શરૂ થયા પછી ઉત્તરોત્તર કાગળોના ભાવો વધતા ચાલ્યા છે. આવી મોંઘવારી વેઠીને પણ આવતી ખોટ સહન કરીને લવાજમ વધાર્યા-વિના સંસ્થાતરફથી તેનું પ્રકાશન ચાલુ છે, અને હજુ પણ લવાજમ તો નજ વધારવું એવો સંચાલકમંડળનો નિશ્ચય છે. વર્તમાનમાં કાગળોના ભાવ લગભગ સાતથી આઠ ગણા વધી ગયા છે, એટલે સંસ્થાને વધારે ખોટ ન ખમવી પડે ને ધર્મનો પ્રચાર ચાલુ રહે એ દૃષ્ટિથી "આનંદાશ્રમ" નું વાચન ત્રણ ફોર્મ-૨૪ પૃષ્ઠને બદલે બે ફોર્મ-૧૬ પૃષ્ઠમાં અપાય છે. ધોળા ગ્લેઝ કાગળને બદલે રંગીન કાગળોમાં છપાય છે. આશા રાખીએ છીએ કે "આનંદાશ્રમ" નો વાચકવર્ગ આટલામાં સંતોષ પામે.

વ્યવસ્થાપક—આનંદાશ્રમ.

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્ગુરુસંકીર્તન. | ૨૧૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૧૮ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૨૧૯ |
| ૪ | મદાલસા. | ૨૨૨ |
| ૫ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૨૨૩ |
| ૬ | બ્રહ્મવાદ. | ૨૨૫ |
| ૭ | સદ્ગુરુપૂજન. | ૨૨૬ |
| ૮ | સાત્ત્વિક વિનોદ. | ૨૩૦ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૩૨ |


જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલીક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૯૯–માઘ [ અંક ૯

## શ્રીસદ્ગુરુસંકીર્તન

રાગ દેશ

[ યોજકઃ શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ ]

મારા નાથ પ્રભુ મમ વિનતિ ઉરમાં ધારજો રે;
સેવકપરનાં સંકટ સર્વે, નાથ નિવારજો રે. મારા. ટેક.

જપ તપ સાધન કાંઈ ન કીધું, આપ ભક્તિમાં ચિત્ત ન દીધું;
ધર્મકર્મ નવ કીધું, તે વિસારજો રે. મારા. ૧

સેવા સ્મરણ ધ્યાન તમારું, નથી થયું દૃઢ ચિત્તે સારું;
તોપણ પ્રભુજી મારું દુઃખ નિવારજો રે. મારા. ૨

આપતણું શરણું એક સાચું, તે વિણ જગમાં સર્વે કાચું;
ચરણસેવા હું યાચું, ભવથી તારજો રે. મારા. ૩

ષડ્ શત્રુ કરજો દૂર મારા, જે છે નિત દુઃખને દેનારા;
સૌ સુખને દેનારા, ભયથી ઉગારજો રે. મારા. ૪

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમેશ્વર પોતાની માયાવડે ને ચેતનસ્વરૂપવડે સર્વ પ્રાણિપદાર્થમાં વ્યાપક છે, છતાં તેઓ તે પ્રાણિપદાર્થથી વ્યવહારપક્ષે ભિન્ન છે.

સૂક્ષ્મતમ ચેતનરૂપ બ્રહ્મ સર્વ પ્રાણિપદાર્થમાં વ્યાપક હોઈ તે સર્વ કલ્પિત પ્રાણિપદાર્થના વાસ્તવિક સ્વરૂપભૂત છે.

પરમેશ્વર સર્વ પ્રાણિપદાર્થમાં સરખી રીતે વ્યાપક છે. "समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरं" એ શ્રીગીતાજીનું વચન પણ એમજ કહે છે.

પરમેશ્વર માયાના સર્વ દેશમાં વ્યાપક છે, ને બ્રહ્મ માયાના પ્રદેશમાં ને તેથી બહાર સર્વત્ર વ્યાપક છે, તેમની વ્યાપકતાને અંતરાય કરનાર કોઈ પણ વસ્તુ આ વિશ્વમાં કે તેથી બહાર વિદ્યમાન નથી.

પરમેશ્વર જ્ઞાનમય નહિ, પણ જ્ઞાનસ્વરૂપ છે, તે અજ્ઞાનમય કે અજ્ઞાન-સ્વરૂપ નથી.

જ્ઞાન પ્રકાશની પેઠે પોતાથીજ બલવાન્ છે. અજ્ઞાન ચેતનથી સત્તા પામીને આપેક્ષિક ( તેનાં કાર્યોની અપેક્ષાએ ) બલવાન્ ગણાય છે.

વ્યવહારપક્ષમાં જીવ, ઈશ્વર ને માયા એ ત્રણ વસ્તુઓ અથવા માયા ને બ્રહ્મ એ બે વસ્તુઓ છે, અને પરમાર્થપક્ષમાં માત્ર એક બ્રહ્મજ છે.

અજ્ઞાની જીવોને અજ્ઞાનકાલે સત્યરૂપે જણાતું આ જગત્ વ્યવહારપક્ષે વ્યવહારપૂરતું સત્ય છે. પરમાર્થપક્ષે તે બ્રહ્મથી ભિન્ન સત્ય નથી.

પરમેશ્વર સર્વદા અચલ છતાં પણ પ્રસંગોપાત્ત તેઓ ભક્તોના ઉપર અનુગ્રહ કરવા તથા દુષ્ટોનો નિગ્રહ કરવા પોતાની માયાવડે ચલ જેવા પ્રતીત થાય છે.

દેહને વિષે એક દ્રષ્ટા ચૈતન્ય મુખ્ય છે, બીજું અંતઃકરણથી ભળેલાજેવું થયેલું વ્યાવહારિક જીવચૈતન્ય છે તે દેહમાં ગૌણ દ્રષ્ટા મનાય છે. કોઈ પણ દશ્ય વસ્તુ ચૈતન્ય હોઈ શકે નહિ માટે શરીરમાં દ્રષ્ટાચૈતન્ય ને દશ્યચૈતન્ય એવા બે વિભાગ નથી.

સુખદુઃખનો અનુભવ ચૈતન્ય જેવા જણાતા જડ અંતઃકરણને થાય છે, વા અંતઃકરણયુક્ત ચૈતન્ય જે જીવનામથી કહેવાય છે તેને થાય છે, અસંગ ને પૂર્ણકામ શુદ્ધ ચૈતન્યને સુખદુઃખનો અનુભવ થવો સંભવતો નથી.

સૂર્ય જ્યાંસુધી સૂર્યરૂપે હોય ત્યાંસુધી તેમાં અંધકાર સંભવે નહિ.

આત્મા ને બ્રહ્મ વસ્તુતાએ એકજ છે, પણ જીવ ને પરમાત્મા ( ઈશ્વર ) ઉપાધિના ભેદથી વ્યવહારપક્ષે ભિન્ન છે, એક નથી.

સર્વ જીવોનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છતાં પણ જેમને તે અસંગ, અવિકારી, અક્રિય, અચલ, સચ્ચિદાનંદઘન, અકર્તા, અભોક્તા, અખંડ, એકરસ, નિરામય, પૂર્ણકામ ને વિભુસ્વરૂપનો અભેદભાવે અનુભવ ન થાય તેમને પોતપોતાના અંતઃ-કરણની સ્થિતિ પ્રમાણે નિષ્કામકર્મ, ઉપાસના, વિવેકાદિનું સેવન, શ્રવણ, મનન કે નિદિધ્યાસન કરવાં પડે છે.

જેમનાં અંતઃકરણ મલદોષવાળાં હોય તેમને નિષ્કામકર્મ કર્તવ્ય છે, જેમનાં ચિત્ત ચંચલ હોય તેમને સગુણબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે, જેમને બ્રહ્મનું સ્વરૂપ જાણવા વેદાંતનું શ્રવણ કરવાની ઇચ્છા હોય એવા શુદ્ધ ને સ્થિર અંતઃકરણવાળા મનુષ્યને વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનો પ્રાપ્ત કરવાયોગ્ય મનાય છે.

જેમને વેદાંતશાસ્ત્રના દ્વૈતાદ્વૈતના પ્રતિપાદનના સંબંધમાં સંદેહ હોય તેમને વેદાંતશાસ્ત્રનું શ્રવણ કર્તવ્ય છે, જેમને વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા બ્રહ્માદિના સ્વરૂપમાં સંદેહ હોય તેમને વેદાંતશાસ્ત્રનું મનન કર્તવ્ય છે, અને જેમને દેહાદિમાં આત્માની બુદ્ધિ ને જગતમાં સત્યતાની બુદ્ધિ હોય તેમને નિદિધ્યાસન, એટલે બ્રહ્મ-વિચાર કે બ્રહ્મધ્યાન કર્તવ્ય છે.

એવી રીતે જીવન્મુક્તથી કે જ્ઞાનીથી ભિન્ન સર્વ અકૃતાર્થ મનુષ્યોને બ્રહ્મ-સાક્ષાત્કારમાટે શાસ્ત્રો ને સત્પુરુષો તેમના અંતઃકરણની યોગ્યતા પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપદેશ કરે છે.

શાસ્ત્રોમાં જે જે મોક્ષસાધનોનો ઉપદેશ કર્યો છે તે તે મોક્ષસાધનો તેના અધિકારીઓને ઉપકારક છે, ને સમજુ મનુષ્યો પોતપોતાના અધિકારપ્રમાણે તેનું સેવન કરે છે.

વેદાંતનો પૂર્વોક્ત સિદ્ધાંત ન્યાય, નીતિ, વિવેક ને વૈરાગ્યનો ઉચ્છેદક નથી, પણ ઉત્તમપ્રકારે તેમનો પોષક છે એ વાત દુરાગ્રહરહિત સુજ્ઞોને અજ્ઞાત હોવાનો સંભવ નથી. (ચાલુ)

——[ ० ]——

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ–મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૪થી)

एकं पादं नोत्क्षिपति सलिलाद्धंस उच्चरन्।
तं चेत्सततमृत्विजं न मृत्युनामृतं भवेत्।
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनं ॥ १२ ॥

સરોવરમાં ઉભેલા હંસને એક પગ પાણીમાંથી ઉંચો લેતો દેખીને જોનાર જાણે કે બીજો પગ પણ સાથે સાથેજ પાણીમાંથી ઉંચો લેતાક ને તે ઉડીને સરોવરમાંથી બહાર જતો રહેશે પણ તેની પછીની હીલચાલનું અવલોકન કરતાં જોનાર જાણે છે કે પ્રથમ ઉંચો લીધેલા પગને પાણીમાંજ આગળના ભાગમાં બરાબર ખોડીને પછીજ તે તેનો બીજો પગ ઉખેડીને પાણીની બહાર કાઢે છે એમ સરોવરમાંજ રહેવાનું તે ચાલુ રાખે છે પણ ઉડીને તે સરોવરમાંથી જતો રહેતો નથી.

એવી રીતે સંસારસમુદ્રમાં સ્થિતજીવને ઊર્ધ્વશ્વાસ થયો દેખીને જોનાર જાણે કે દેહમાંથી પ્રાણને ઉખેડી લેવા સાથે અહંકારને પણ ઉખેડી લઇને નિર્વાસન એટલે સંસારની વાસનાથી રહિત થયો થકો તે સંસારની બહાર નીકળી જશે પણ તેની પછીની હીલચાલનું અવલોકન કરતાં જોનાર જાણે છે કે પ્રથમના દેહમાંથી ઉખેડેલા પ્રાણને બીજા દેહમાં બરાબર ગોઠવીને પછીજ તેમાંથી અહંકારને પણ ઉખેડી લઇને તે બીજા દેહમાં ગોઠવે છે એમ સંસારસમુદ્રમાંજ રહેવાનું તે ચાલુ રાખે છે પણ નિર્વાસન થઇને તે સંસારસમુદ્રમાંથી બહાર નીકળી જતો નથી.

જેમ ઋત્વિજ બ્રાહ્મણ જુદી જુદી ઋતુઓમાં ઉદ્ભવ પામનારી જુદી જુદી સામગ્રીવડે તે તે ઋતુમાં હોમ કરીને અગ્નિનું તથા અગ્નિદ્વારા બીજા દેવોનું યજન કરે છે તેમ જીવ પણ જુદા જુદા દેહોમાં સંસ્કારબળથી ઉદ્ભવ પામનારી જુદી જુદી સામગ્રીવડે તે તે દેહમાં હોમ કરીને એટલે ભોગ કરીને તથા નવાં પુણ્યપાપરૂપ કર્મો કરીને પોતાનું તથા પોતાદ્વારા બીજા જીવોનું યજન કરે છે એટલે વ્યવહાર કરે છે એમ કરીને પોતાના તથા બીજા જીવોના દૈહિક જીવનને નિભાવ્યા કરે છે પણ દૈહિક જીવનમાં નિર્વાસન થઇને અદેહ એવા પોતાના વાસ્તવિક સ્વરૂપમાં અવસ્થાન કરતો નથી.

ઋતુઋતુમાં તે તે ઋતુને અનુરૂપ યજન કર્યા કરનારા દ્વિજની પેઠે પ્રતિદેહમાં તે તે દેહને અનુરૂપ દૈહિક જીવન જીવ્યા કરનારો જીવ દૈહિક જીવનની વાસનાથી સર્વથા ઉપરામ પામીને જો તે પોતાના અદેહ સ્વરૂપમાં અવસ્થાન પામે તો તેને પછી જેમ દૈહિક જીવનનો અંત આવે તેમ દૈહિક મૃત્યુનો પણ અંત આવે એટલે તેને પછી દૈહિક મૃત્યુનો જેમ અવસર ન થાય તેમ દૈહિક જીવનનો અવસર પણ ન થાય અને ખરી કૃતાર્થતું એજ સ્વરૂપ છે.

અદેહ એવું જીવનું જે ખરું સ્વરૂપ છે તે પારમાર્થિક વસ્તુની કોટિનું હોવાથી સનાતન છે અને વ્યવહારકોટિમાં તે જીવમાત્રના જીવરૂપોની નિયંત્રણા કરનારું હોવાથી ભગવાન્ એટલે ઈશ્વર કહેવાય છે.

પોતાના જીવરૂપથી અળગા થઇને પોતાના અદેહ એવા ખરા સ્વરૂપમાં અવસ્થાન કરવાના યોગને જેઓ જાણે છે તે યોગીઓજ તે સનાતન ભગવાનનું યથાતથ દર્શન કરવા ભાગ્યશાળી થાય છે.

જેઓ પોતાના જીવરૂપથી અળગા થઇને પોતાના અદેહ એવા ખરાસ્વરૂપમાં અવસ્થાન કરવાના યોગને જાણવા ભાગ્યશાળી થતા નથી તેઓને તે સનાતન ભગવાનના દર્શનનો લાભ મળતો નથી.

श्रीशांकरभाष्यम्

इदानीं परस्य जीवात्मनावस्थानं दर्शयत्येकमिति।

હવે एकं०॥ એમ આ શ્લોકવડે પરમાત્માનું જીવરૂપે અવસ્થાન દેખાડે છે.

हन्त्यविद्यां तत्कार्यमिति हंसः परमात्मा।

અવિદ્યા અને તેના કાર્યને હણે છે માટે હંસ એટલે પરમાત્મા.

भूतभौतिकलक्षणात् संसारात् सलिलादुच्चरन्नूर्ध्वं चरन् संसाराद्बहिरेव वर्तमान एकं जीवाख्यं पादं सततं नोत्क्षिपति नोद्धरति नोपसंहरति।

ભૂતો અને ભૂતોના કાર્યભૂત ભૌતિક પદાર્થોના લક્ષણવાળા સંસારરૂપ પાણીમાંથી ઉંચે એટલે ઊર્ધ્વે ચડતા એટલે સંસારથી બહારજ નીકળતા પરમાત્મા એક જીવ નામના પગને સદાનેમાટે ઉખેડતા નથીજ એટલે ઉંચો લઈ લેતા નથી એટલે ખેંચી લેતા નથી.

रूपं रूपं प्रतिरूपोऽवतिष्ठत इत्यर्थः

પ્રત્યેક પદાર્થમાં તે તે પદાર્થના જેવા થઈ રહે છે એમ એનો અર્થ છે.

श्रूयते कठवल्लिषु एकस्तथा सर्वभूतान्तरात्मेति

એવી રીતે સર્વે ભૂતોના અંતરાત્મા એક એમ કઠવલીમાં શ્રુતિ છે.

कस्मात् पुनरेकं पादं नोत्क्षिपतीत्यत्राह जीवाख्यं पादं सततं ऋत्विजं सततयाजिनं यद्युत्क्षिपेत् स्वमायया स्वमात्मानं प्राणाद्यनंतभेदं कृत्वा अनुप्रविश्य जीवात्मना यदि नानुतिष्ठत्तदा न मृत्युर्जननमरणादिलक्षणः संसारो भवेत् संसारिणोजीवस्याभावात्.

પરમાત્મા જીવ નામના એક પાદને નહિ ઉખેડીને સદાને માટે ચાલુ કેમ રાખે છે એવા પ્રશ્નના સમાધાનમાં અહિં કહે છે કે જીવ નામના સતત ઋત્વિજ એટલે યજન કરનારા પાદને જો પરમાત્મા ઉખેડી લે તો પોતાની માયાવડે પોતાને પ્રાણઆદિ અનંત ભેદવાળા કરીને તથા તેમાં જીવાત્મારૂપે અનુપ્રવેશ કરીને જો તે તે રૂપે પરમાત્મા થઈ ન રહે તો [મૃત્યુ એટલે જરામરણલક્ષણવાળો સંસાર સંસારી એવા જીવને અભાવે કોઇને થાયજ નહિ.

तथा मृतममृतत्वं मोक्षो न भवेत्

તેવી રીતે સંસારી એવા જીવને અભાવે કોઇને મોક્ષ પણ ન થાય.

अननुप्रविष्टस्य दर्शनाभावात्

જો પરમાત્મા તે તે પદાર્થમાં અનુપ્રવેશ ન કરે તો કોઇને સંસારના દર્શનનો અવસર ન થાય ને તો સંસારના દર્શનને અભાવે કોઈ સંસારી જીવ ન થાય તથા સંસારી જીવને અભાવે કોઇને જન્મ તથા મરણના લક્ષણવાળો સંસાર ન થાય તથા તેથી કોઇને મોક્ષનો પણ અવસર ન થાય.

तथा च तदर्थमेवानुप्रवेशं दर्शयति रूपं रूपमिति।

અને વળી પ્રત્યેકમાં તે તે પદાર્થના જેવા થઈ રહે છે એમ પરમાત્માનો પ્રત્યેક ભૂતભૌતિક પદાર્થમાં જે અનુપ્રવેશ શ્રુતિમાં કહેલો છે તે સંસારી જીવરૂપે થવાના હેતુવાળો કહેલો છે.

तथा चाथर्वणी श्रुतिः एकं पादं नोत्क्षिपति सलिलाद्धंस उच्चरन् स चेदुत्क्षिपत्यानंदे न मृत्युर्नामृतं भवेदिति

એવું કહેનારી આથર્વણી શ્રુતિ પણ છે કે હંસ પાણીમાંથી એક પગ ઉંચો લેતાં બીજા પગને પણ સાથે સાથે ઉખેડી લેતો નથી પણ ખોડી રાખે છે, તે બીજો પગ પણ ઉખેડી લઈને પોતાના આનંદસ્વરૂપમાં સ્થાપે તો પછી તેને

દૈહિક મૃત્યુ પણ ન રહે તેમ દૈહિક જીવન પણ રહે.

(દૈહિક મૃત્યુ તો પ્રસિદ્ધ રીતે હોય છે પણ ખરું ન હોવાથી દૈહિક જીવન પણ ઉપાદેય નથી પણ હોય છે તેથી દૈહિક મૃત્યુની હાનિ જેમ પુરુષાર્થ છે તેમજ દૈહિક જીવનની હાનિ પણ પુરુષાર્થ છે.)

एकं रूपं बहुधा यः करोतीति च

અને પોતાના એક રૂપને જે અનેકરૂપે કરે છે એમ કહેનારી પણ શ્રુતિ છે.

यः पादरूपेण जीवात्मना त्रिपादरूपेण चित्सदानंदाद्वितीय ब्रह्मात्मनावस्थितस्तं परमात्मानं योगिन एव पश्यन्ति ॥ १ ॥

જે પરમાત્મા એક પાદરૂપે જીવાત્માના રૂપથી અને ત્રણ પાદરૂપે ચિત્સ્વભાવવાળા સત્સ્વભાવવાળા સુખસ્વભાવવાળા અદ્વિતીય એવા બ્રહ્માત્માના સ્વરૂપથી બિરાજમાન છે તે પરમાત્માનો યોગીઓજ સાક્ષાત્કાર કરે છે. (ચાલુ)

———[*]———

## મદાલસા

[ અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૫ થી )

पितॄणामयुजः कामं युग्मान् दैवे द्विजोत्तमान्।
एकैकं वा पितॄणां च देवानां च स्वशक्तितः॥

પિતૃઓને માટે ઇચ્છા અને શક્તિને અનુસરીને એકી બ્રાહ્મણો જમાડવા અને દેવોનેમાટે ઇચ્છા અને શક્તિને અનુસરીને બેકી બ્રાહ્મણો જમાડવા.

અથવા એક પિતૃઓને માટે તથા એક દેવોને માટે એમ પિતૃઓ અને દેવોને માટે કક બ્રાહ્મણ જમાડવો.

तथा मातामहानां च तुल्यं वा वैश्वदेविकं।
पृथक् तयोस्तथा चान्ये केचिदिच्छन्ति मानवाः॥

તેવી રીતે માતામહોને માટે પણ જાણવું એટલે એક બ્રાહ્મણ માતામહોને માટેનો જમાડવો. અથવા વિશ્વદેવાના બ્રાહ્મણો જેટલા બ્રાહ્મણો માતામહોને માટે જમાડવા.

પણ પિતૃઓ માટેના બ્રાહ્મણથી તથા વિશ્વદેવામાટેના બ્રાહ્મણથી માતામહો માટેનો બ્રાહ્મણ જુદો જમાડવો એવી બીજા કેટલાક મનુષ્યોની ઇચ્છા છે.

प्रांगमुखान् दैवसंकल्पान् पित्र्यान् कुर्यादुदंगमुखान्।
तथा मातामहानां च विधिरुक्तो मनीषिभिः॥

દેવોને માટેના સંકલ્પિત બ્રાહ્મણોને પૂર્વાભિમુખ બેસાડવા અને પિતૃઓ તથા માતામહોને માટેના સંકલ્પિત બ્રાહ્મણોને ઉત્તરાભિમુખ બેસાડવા એવો વિધિ શાસ્ત્રમનીષાવાળા વિદ્વાન્ પુરુષોએ કહેલો છે.

विष्टरार्थे कुशान् दत्वा संपूज्यार्घ्यादिना ततः।
पवित्रकाणि दत्वा वै ते भ्योऽनुज्ञामवाप्य च॥

બેસવા માટે તેમને કુશો આપવા તથા અર્ઘ્યઆદિવડે, સારી પેઠે તેમની પૂજા કરવી પછી

તેમને પવિતરાં આપવાં અને તેમની સંમતિ મેળવવી.

कुर्यादावाहनं प्राज्ञो देवानां मंत्रतो द्विजः ।
यवांभोभिस्ततश्चार्घ्यं दत्वा वै वैश्वदेविकं ॥

ડાહ્યા એવા દ્વિજ ગૃહસ્થે મન્ત્રપૂર્વક તેમને વિષે પછી દેવોનું આવાહન કરવું.
પછી જવ અને જળવડે વિશ્વેદેવાના બ્રાહ્મણને અર્ધ્ય આપવો.

गंधमाल्यादि धूपं च दत्वा सम्यक् सदीपकं ।

ગંધ માલા આદિ અને દીપ સહવર્તમાન ધૂપ આપવો.

अपसव्यं पितॄणां च सर्वमेवोपकल्पयेत् ।
दर्भा च द्विगुणान् दत्वा तेभ्योऽनुज्ञाप्यमेव च ॥

એવી રીતે પિતૃઓને માટેનું સર્વ અપસવ્ય રાખીને કરવું પિતૃઓના બ્રાહ્મણોને બેસવામાટે દેવના બ્રાહ્મણોને આપેલા કુશથી બમણા દર્ભ આપવા તેમની સંમતિ મેળવવી.

मंत्रपूर्वं पितॄणां च कुर्यादावाहनं बुध ।
अपसव्यं तथैवार्घ्यं यवार्थे च तथा तिलैः ॥
निष्पादयेन्महाभागा पितॄणां प्रीणनेरतः ॥

પછી તેમને વિષે બુદ્ધિમાન્ ગૃહસ્થે પિતૃઓનું મન્ત્રપૂર્વક આવાહન કરવું.
અર્ધ્ય પણ અપસવ્ય રાખીને આપવો.
અને હે મોટા ભાગ્યવાળા! પિતૃઓને પ્રસન્ન કરવામાં રત રહેનારાએ પિતૃઓને દેવાના અર્ધ્યમાં જવને ઠેકાણે તલ નાંખીને તેમને અર્ધ્ય દેવો.

अग्नौ कार्यमनुज्ञात. कुरुष्वेति ततो द्विजैः ।
जुहुया दूव्यंजनक्षारवर्ज्जमन्नं यथाविधि ॥

પછી અગ્નિનેવિષે કરવાનું કાર્ય કર એમ બ્રાહ્મણોએ સંમતિ આપવી અને યજમાને અથાણું મીઠું અને ક્ષારવાળા બીજા પદાર્થોને છોડીને હોમવાયોગ્ય અન્ન વિધિપૂર્વક અગ્નિમાં હોમવું.

अग्नये कव्यवाहाय स्वाहेति प्रथमाहुतिः ।
सोमाय वै पितृमते स्वाहेत्यन्या तथा भवेत् ॥

કવ્યનું જેનું તેને વહન કરનારા એવા અગ્નિને માટે સ્વાહા એમ પહેલી આહુતિ આપવી
એવી રીતે પિતૃમાન્ એવા સોમને માટે સ્વાહા એમ બીજી આહુતિ આપવી.

यमाय प्रेतपतये स्वाहेति नितयाहुतिः ॥

મરી ગયેલાંઓનું નિયમન કરનારા યમને માટે સ્વાહા એમ ત્રીજી આહુતિ આપવી. (ચાલુ)

——[ ० ]——

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ—વેદાંતભૂષણ ].

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૬ થી )

ब्राह्मो विवाह आहूय दीयते शक्त्यलंकृता ।
तज्जः पुनात्युभयतः पुरुषा नेकविंशतिम् ॥ ५८ ॥

પોતાને ઘેર વરને બોલાવીને તથા કન્યાને પોતાની શક્તિ પ્રમાણે શણગારીને કન્યાનું દાન કરવું એવા વિધિવાળો કરેલો વિવાહ બ્રાહ્મવિવાહ છે.

એવા બ્રાહ્મવિવાહવડે જન્મેલો પુત્ર માતાના તથા પિતાના બંનેના કુલના પોતાસહિત દશ ઉપરના ને દશ નીચેના મળીને કુલ એકવીશ પુરુષોને પાવન કરે એવાં પવિત્ર આચરણો કરનારો થાય છે.

यज्ञस्थऋत्विजे दैवः

પોતાની શક્તિપ્રમાણે શણગારેલી કન્યાનું યજ્ઞમાં સ્થિત ઋત્વિજને દક્ષિણામાં દાન કરવું એવા વિધિથી કરેલો વિવાહ દૈવ વિવાહ છે.

आदायार्षस्तु गोद्वयम्।

વરની પાસેથી બે ગાય લઇને શક્તિપ્રમાણે શણગારેલી કન્યાનું દાન કરવું એવા વિધિથી કરેલો વિવાહ આર્ષવિવાહ છે.

चतुर्दश प्रथमजः पुनात्युत्तरजश्च षट् ॥ ५९॥

પહેલા એટલે દૈવવિવાહવડે જન્મેલો પુત્ર માતાના તથા પિતાના કુલના સાત ઉપરના તથા સાત નીચેના એમ ચૌદ અને પોતે પંદરમો એમ પંદર પુરુષો પાવન થાય એવાં પવિત્ર આચરણો કરનારો થાય.

અને બીજા એટલે આર્ષવિવાહવડે જન્મેલો પુત્ર માતાના તથા પિતાના તથા પિતાના ત્રણ ઉપરનાં તથા ત્રણ નીચેના મલીને છ અને પોતે સાતમો એમ સાત પુરુષોને પાવન કરનારાં પવિત્ર આચરણો કરનારો થાય.

सहोभौ चरतां धर्ममित्युक्त्वा दीयतेऽर्थिने।
सकायः पावयेत्तज्जः षड्वंश्यान् सह चात्मना ॥ ६० ॥

કન્યાની માગણી કરનારને પોતાની શક્તિ પ્રમાણે શણગારેલી કન્યાનું તમે બંને ધર્મનું સાથે આચરણ કરજો એક કહીને દાન કરવામાં આવે એવા વિધિવડે કરેલો વિવાહ પ્રાજાપત્ય વિવાહ છે.

એવા વિવાહવડે જન્મેલો પુત્ર પોતા સાથે ત્રણ પોતાની ઉપરના તથા ત્રણ પોતાની નીચેના એમ કુલ સાત પુરુષોને પાવન કરનારાં પવિત્ર આચરણોવાળો થાય.

आसुरो द्रविणादानात्

વર પાસેથી દ્રવ્ય લઇને કન્યાનું દાન કરવામાં આવે એવા વિધિવડે કરેલો વિવાહ આસુર વિવાહ છે.

गांधर्वः समयान्मिथः।

દાનના વિધિવિના વર તથા કન્યાની પરસ્પરની સંમતિથી કરેલો વિવાહ ગાંધર્વવિવાહ છે.

राक्षसो युद्धहरणात्।

દાનના વિધિવિના કન્યાના સંબંધીઓને યુદ્ધમાં હરાવીને કન્યાનું હરણ કરવું એવા વિધિવડે કરેલો વિવાહ રાક્ષસવિવાહ છે.

पैशाचः कन्यकां छलात् ॥ ६१ ॥

દાનના વિધિવિના છળ કરીને કન્યાનું હરણ કરી જવું એવા વિધિવડે કરેલો વિવાહ પૈશાચવિવાહ છે.

( ચાલુ )

---:o:---

# ब्रह्मवाद

[ અનુવાદક.-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસધાન અંક ૬ના પૃષ્ઠ ૧૫૬ થી )

उदरमुपासते य ऋषिवर्त्मसु कूर्पदृशः परिसरपद्धतिं हृदयमारुणयो दहरं ।
तत उदगादनंत तव धाम शिरः परमं पुनरिह यत्समेत्य न पतन्ति कृतान्तमुखे ॥

હે અનંત ! આપભગવાન્ સ્વરૂપે અનંત હોવાથી આપ ભગવાન્થી ભિન્ન અન્ય કોઇને વસી રહેવા માટે સ્થાનજ નથી

તેથી આપભગવાન્થી ભિન્ન અન્ય કોઈ છે પણ નહિજ,

અને તેથી તો આપભગવાન્ એકજ ને અદ્વિતીય છો.

આમ છતાં ભૂતો તથા અસખ્ય ભૌતિક પદાર્થો તથા તેમને ખરા જાણી તેમને વિષે પોતાપણું પોતાનાપણું પારકાપણું પારકાનાપણું ઈત્યાદિ અનેકપ્રકારના ભાવોને ધારણ કરી વ્યવહારો કરનારા જીવોને સમુદાયભૂત જે આ વિશાળ વિશ્વ તેમને જણાય છે તે આપભગવાને આપભગવાન્ની અઘટિતઘટના ઘટાવવાના ચાતુર્યવાળી માયાવડે ઘટાવેલુ હોવાથીજ જણાય છે.

વિશ્વમાં જણાતા પ્રત્યેક ભૂતમાં તથા પ્રત્યેક ભૌતિક પદાર્થમાં માયાવડે અનુપ્રવેશ કરીને જીવરૂપે અવસ્થાન કરી રહેલા પણ આપભગવાન્ પોતેજ છો.

તેથી જીવનો આત્મા વા જીવનું પદાર્થસ્વરૂપ વા જીવનું ખરુ સ્વરૂપ આપભગવાન્ પોતેજ છો.

પણ જીવને જીવદશામાં તે તે ભૂતમાં વા તે તે ભૌતિક પદાર્થમા કૃત્રિમ પોતાપણું થતાં તે તે ભૂતમાં વા તે તે ભૌતિક પદાર્થમાં જીવના આત્મારૂપે વિરાજમાન આપભગવાન્નું સ્વરૂપ તેને ભૂલાઈ ગયા જેવું થાય છે.

તેથી તો પ્રત્યેક જીવ પોતાને આપભગવાનથી તથા અન્યજીવોથી પોતે જાણે કોઇ જુદો ને સ્વતંત્ર જીવ હોય એમ જાણે છે.

પણ પોતાના આત્મારૂપે વિરાજમાન આપભગવાન્નું સ્વરૂપ જીવને ભૂલાઈ ગયા જેવું થવા સાથેજ તે સ્વરૂપવિષેની સ્વાભાવિક ઈશ્વરતા પણ તેને લોપ પામ્યા જેવી થઈ રહે છે

તેમ થતાં જીવને તેની જીવદશામાં એક પ્રકારનો નિસના જેવો બધ અનુભવાયા કરે છે.

જીવના આત્મારૂપે વિરાજમાન આપભગવાન્ના સ્વરૂપને જીવ પાછો જ્યારે તેના આત્મારૂપે જાણે ત્યારેજ જીવને તેના આ બધની નિવૃત્તિનો અવસર થાય.

આથી જીવનો આત્મા વા જીવનું પદાર્થસ્વરૂપ વા જીવનું ખરુ સ્વરૂપ આપભગવાન્ના અનંતસ્વરૂપને પાછું પામવામાટેના જીવના સેતુભૂત છે

પણ આ પરિસ્થિતિનુ જીવને સ્વત ભાન થવુ ઘણુ દુર્ઘટ છે.

તેથી અધિકારી જીવોમાટે આ પરિસ્થિતિની ઘોષણા કરવા વિશ્વને પ્રવર્તાવવા સમયેજ આપભગવાન્ના નિઃશ્વાસભૂત અમારો પ્રાદુર્ભાવ પ્રવર્તાવવાની આપભગવાને કરણા કરેલી છે.

અને પોતાના હૃદયમાં અમને ઝીલવાના સામર્થ્યવાળા તથા તેથી ઋષિની સજ્ઞાને પાત્ર એવા પૂર્વ પુરુષોના હૃદયમાં અમારો સચાર કરવાની કૃપા પણ આપ ભગવાને પ્રથમથીજ વિસ્તારેલી છે.

જે ભૂતમાં વા જે ભૌતિક પદાર્થમાં જીવને કૃત્રિમ પોતાપણું થયેલું હોય છે તે ભૂત વા તે ભૌતિક પદાર્થ જીવનું ખરું પદાર્થ સ્વરૂપ નથી હોતું પણ જીવના દેહભૂત હોય છે.

દેહમાં વિરાજમાન જીવનું ખરું પદાર્થસ્વરૂપ તો આપભગવાન્ પોતે છે.

આથી પોતાના ખરા પદાર્થ સ્વરૂપને જાણવામાટે જીવે પોતાના દેહનેવિષે જે કોઇ સ્થાનમાં પોતાને રુચિ ઉપજે વા અનુકૂળતા જણાય તે સ્થાનમાં પોતાના આત્મારૂપે વિરાજમાન આપભગવાન્‌ને વિષે પોતાના ચિત્તની વૃત્તિની એકાગ્રતા સાધવી જોઇએ.

એ માટે જુદા જુદા ઋષિઓએ જુદાં જુદાં સ્થાનો અનુકૂળ કહેલાં છે.

શાર્કરાક્ષઋષિએ દેહગત ઉદરના ભાગને અનુકૂળ સ્થાન કહેલું છે. આરુણિ ઋષિએ દેહગત હૃદયના ભાગને અનુકૂળસ્થાન કહેલું છે.

અને અન્ય ઋષિએ તેનાથી ઉંચેનો દેહગત મસ્તકના ભાગમાં બ્રહ્મરંધ્રને અનુકૂળ સ્થાન કહેલું છે.

આ સર્વે સ્થાનો આપભગવાન્‌ના નિવાસનાં જીવની યાત્રા માટેનાં તીર્થભૂત મુખ્ય ધામો છે.

આ ધામો આપભગવાન્‌ના અનંત સ્વરૂપની અપેક્ષાએ અત્યંત અલ્પ છે.

પણ ખરી રીતે તેમાંનું કોઇ આપભગવાનના અનંત સ્વરૂપને આવરી શકે એમ નથી.

આપભગવાન્ તો સ્વરૂપે અનંતજ છે.

પણ આપભગવાન્‌નું દર્શન જીવને શક્ય થાય એ માટેનાં આ ધામો જીવનેમાટે સાર્થક છે.

આયુષ્‌ની અવધિસુધીમાં આ સર્વ ધામોમાં જીવે પરિસરણ કર્યા કરવું જોઇએ.

એટલે એક ધામમાં આપભગવાન્‌નાં દર્શન કરીને પછી બીજા ધામમાં યાત્રા કરવી જોઇએ, બીજા ધામમાં દર્શન કરીને પછી ત્રીજા ધામમાં યાત્રા કરવી જોઇએ એમ નીચેથી ઉંચે ને ઉંચેથી નીચે યાત્રા વા પરિભ્રમણ વા પરિસરણ કર્યા કરવું જોઇએ. આ યાત્રાની પદ્ધતિ પરિસરણ પદ્ધતિ કહેવાય છે.

અને આયુષ્‌ની અવધિએ આપભગવાન્‌ના અનંત સ્વરૂપમાં સદાને માટેનું અવસ્થાન કરી રહેવું જોઇએ.

ઋષિઓએ દર્શાવેલા આ માર્ગને અનુસરનારાઓ આયુષ્‌ની અવધિએ પ્રાકૃતજીવોની પેઠે યમભગવાન્‌ના આધિપત્યવાળા મૃત્યુને શરણ થતા નથી પણ આપભગવાન્‌ના અનંતસ્વરૂપમાં સદાને માટેનું અવસ્થાન કરી રહેવાની કૃતાર્થતાને પામે છે. ( ચાલુ )

---

## સદ્‌ગુરુપૂજન

[ લેખકઃ-સ્વ. પીતાંબર ગોવિંદરામ ભટ્ટ-સાણંદ ]

જગતમાં કોઇપણ માણસથી સાંસારિક એટલે વ્યવહારનું જ્ઞાન પણ તે વિષયના જ્ઞાનકુશળ મનુષ્યવિના પોતાની મેળે સંપાદન્ કરી શકાતું નથી, તો સ્વાત્મકલ્યાણના હેતુરૂપ પરમાર્થિક જ્ઞાન સ્વતઃ પ્રાપ્ત કરી શકાય એ વાતનો તો સર્વથા અસંભવજ છે. ગમે તેટલા વેદાંત, યોગ કે ભક્તિના ગ્રંથો વાંચી જવાય, પણ તેમાં રહેલું ગુપ્ત રહસ્ય વાચકથી શ્રીસદ્‌ગુરુવિના સમજી શકાતું નથી. તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનો કિંવા પ્રણવનો અર્થ સમજી, અખંડ બ્રહ્માકારવૃત્તિદ્વારા જીવને બ્રહ્મરૂપ કરવાની યુક્તિ, હઠયોગના કે રાજયોગના પ્રયોગોદ્વારા બહિર્મુખ મહામદોન્મત્ત મનરૂપી ગજેંદ્રને વશ કરી, વૃત્તિને સ્વસ્વરૂપમાં લય કરવાની યુક્તિ, તથા પરાભક્તિનું સ્વરૂપ સમજી વિશુદ્ધ પ્રેમદ્વારા અંતઃકરણને અખંડ ભગવદાકાર રાખવાની યુક્તિદ્વારા પરમતત્ત્વનો સાક્ષાત્કાર-અપરોક્ષાનુભવ-કરી જન્મમરણના અસહ્ય કષ્ટથી મુક્ત થઇ કૃતકૃત્ય થવું એ મહાનુભાવ દયાઘન શ્રીસદ્‌ગુરુના અનુગ્રહવિના નજ બની શકે એ સર્વેથી

નિઃસંદેહ સમજાય એવું છે. કદાપિ કોઈ દુરાગ્રહીઓ આપડાહ્યા થઈ શ્રીસદ્ગુરુનો આશ્રય લીધાવિના પોતાની ઇચ્છાનુસાર પ્રયત્ન કરી ભવસાગરનો પાર પામવા ઇચ્છે છે તો તેણે કરેલો તેવો શ્રમ સફળ ન થતાં તેનો મનોરથ મનમાંજ રહી જાય છે. આજ સૂચવતાં શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં વેદસ્તુતિના પ્રસંગમાં કહ્યું છે કેઃ—

" विजितहृषीकवायुभिरदांतमनस्तुरगं, य इह यतंति यंतुमतिलोलमुपायखिदः ।
व्यसनशतान्विताः समवहाय गुरोश्चरणं, वणिज इवाजसंत्यक्तकर्णधरा जलधौ ॥ "

ભાવાર્થઃ—હે અજન્મા! અતિચંચળ મનરૂપી ઘોડો, ઇંદ્રિયોનો નિગ્રહ તથા પ્રાણનો જય કરનારાથી પણ વશ કરાયો નથી; તેને વશ કરવા જે પુરુષો શ્રીસદ્ગુરુના ચરણકમળનો આશ્રય લીધાવિના પોતાની મેળે પ્રયત્ન કરે છે તે અનેક દુઃખોથી વ્યાકુલ થઈ આ ભવસાગરમાંજ પડ્યો રહે છે. જેમ કોઈ મોટો વ્યાપારી વહાણ ચલાવવામાં કુશળ નાવિક(ખલાસી)નો આશ્રય લીધા વિના પોતાની મેળે વહાણ ચલાવી સમુદ્રપાર પામવા જાય તે સમુદ્રમાંજ પડ્યો રહે છે તેમ.

જે જે માણસો પાસેથી કાંઈ પણ વિદ્યાકળા કે ગુણનું શિક્ષણ લેવામાં આવે તે તે સર્વેને સત્પુરુષો ગુરુમાની તેમના ઉપર થોડાઘણા અંશે પૂજ્યભાવ રાખે છે, પણ જે જીવન્મુક્ત મહાપુરુષ પાસેથી બ્રહ્મવિદ્યાનો બોધ લેવામાં આવે છે, કિંવા સ્વાત્મકલ્યાણનાં સાધનો સંપાદન કરાય છે, એવા અકારણકૃપાના સાગર પ્રત્યક્ષ શ્રીઈશ્વરરૂપ મહાત્માઓ વિષે તો સહૃદય આર્યો ગુરુ નહિ, પણ શ્રીસદ્ગુરુભાવ સ્થાપી તન મન અને ધનથી તેમની સેવા કરતાં નિરંતરના આભારી થઈને રહે છે.

એવા શ્રીસદ્ગુરુપદને યોગ્ય મહાપુરુષ કોઈને શોધ્યા જડતા નથી, કારણ કે વિશ્વનિયંતા શ્રીપરમેશ્વરનો જે જીવ ઉપર અનુગ્રહ થયો હોય તેનેજ શ્રીસદ્ગુરુનો લાભ થાય છે.

" यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरु कश्चित्सच्छास्त्रं वापि नो लभेत् ॥ "

ભાવાર્થઃ—કોઈપણ માણસપર જ્યાંસુધી સાક્ષાત્ શ્રીપરમેશ્વરનો અનુગ્રહ થતો નથી ત્યાંસુધી તેને સત્શાસ્ત્રની કે સદ્ગુરુની પ્રાપ્તિ થતી નથી

શિષ્યનાં સંકટ ભાંગનારા શ્રીસદ્ગુરુ જગતમાં બહુ વિરલ હોય છે. શ્રીસદ્ગુરુ એ નામ સર્વેને માટે નથી. કોને શ્રીસદ્ગુરુ કહેવાય? એ વિષે શ્રીગુરુગીતામાં કહ્યું છે કેઃ—

" करुणाखड्गपातेनेच्छित्वा पाशाष्टकं शिशोः ।
सम्यगानंदजनकः सद्गुरुः सोऽभिधीयते ॥ "

ભાવાર્થઃ—કરુણારૂપી ખડ્ગપાતવડે શિષ્યના આઠ પાશો (પશુભાવરૂપ બંધનો) કાપી, સ્વરૂપાનંદ પ્રકટાવે છે તે સદ્ગુરુ કહેવાય છે.

આવા મહાપુરુષોની પ્રશંસા કરવા માટે કોઈ સુંદર શબ્દો, ઉપમાઓ કે દષ્ટાંતોજ મળતાં નથી કે જે વડે તેઓશ્રીની સ્તુતિ કરી આપણું હૃદય શીતળ કરીએ.

એ વિષે શ્રીઆચાર્ય ભગવાને પણ સ્વકૃત શતશ્લોકીમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

"दृष्टांतो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरो र्ज्ञानदातुः ?
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।
न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये,
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेनवाऽलौकिकोऽपि ॥"

**ભાવાર્થ:**—જ્ઞાનોપદેશ કરનાર શ્રીસદ્‌ગુરુના નામને ઉપમિત કરાય એવું દૃષ્ટાંત શોધતાં ત્રણે લોકમાં જડતુંજ નથી. કદાપિ સ્પર્શમણિની (પારસમણિની) ઉપમા આપીએ તો તે પણ ઘટતી નથી, કારણ કે સ્પર્શમણિ લોઢાને સુવર્ણ કરી શકે છે, પણ પોતારૂપ–મણિરૂપ–કરતો નથી, ને શ્રીસદ્‌ગુરુ તો પોતાના ચરણયુગલનો આશ્રય લેનારને પોતાનું સામ્ય પમાડી શકે છે, (પોતાના સમાન કરી શકે છે,) માટે સ્પર્શમણિની ઉપમા યોગ્ય ન હોવાથી શ્રીસદ્‌ગુરુ નિરૂપમ અથવા અલૌકિક કહેવાય છે.

સૂર્ય સ્વપ્રકાશદ્વારા બહારનો અંધકાર નિવારી શકે છે, પણ હૃદયના અજ્ઞાનરૂપ અંધકારનું નિવારણ કરવા અશક્ત છે, ને શ્રીસદ્‌ગુરુ શિષ્યના હૃદયનો અંધકાર બોધરૂપ સૂર્યનો પ્રકાશ કરી દૂર કરી શકે છે. ચંદ્ર બહારથી શીતલતા આપે છે, પણ ત્રિવિધ તાપથી તપેલા મનુષ્યોના હૃદયમાં શીતલતા પમાડવા અશક્ત છે, ને શ્રીસદ્‌ગુરુ સદુપદેશરૂપી સુધાનું સિંચન કરી સ્વભક્તના સર્વે માનસસંતાપોનું નિવારણ કરવા સમર્થ છે.

ગંગાજી આદિ તીર્થો વિધિવત્ સ્નાનાદિથી શ્રદ્ધાળુ મનુષ્યોનાં પાપો મટાડી શકે છે, પણ પાપના કારણરૂપ ભેદદર્શનથી, અજ્ઞાનથી તથા અંતરના દોષોથી મુક્ત કરી શકતાં નથી, અને શ્રીસદ્‌ગુરુ પોતાના ચરણસ્પર્શ તથા દર્શનથી ભક્તજનોનાં પાપો, તથા સદુપદેશદ્વારા અજ્ઞાન, ભેદદર્શન અને આંતરિયદોષોનું પણ નિવારણ કરી શકે છે. કલ્પવૃક્ષ પોતાની છાયાનો આશ્રય કરનારની શુભ અને અશુભ બંને પ્રકારની ઇચ્છાઓ પૂર્ણ કરે છે. કલ્પવૃક્ષ પોતાનો તરુસ્વભાવ—જડ સ્વભાવ–હોવાથી અર્થાત્ આશ્રિતનું હિતઅહિત સમજવાનું જ્ઞાન પોતાનામાં ન હોવાથી મનુષ્યની ઇચ્છાનુરૂપ ફળ આપે છે. તેની નીચે બેસી કોઈ સારો સંકલ્પ કરે તો તેને તે સારું ફળ આપે છે, ને જો તે નિષિદ્ધ સંકલ્પ કરે તો તેને નઠારું ફળ પણ તુરત દેખાડે છે. જેમકે કોઈ વિફળ માણસ કલ્પવૃક્ષની છાયાતળે બેસીને સંકલ્પ કરે કે મને વૃશ્ચિક કે સર્પનો દંશ થાઓ, અથવા મારા ઉપર ખડ્ગાદિ શસ્ત્રોના પ્રહાર થાઓ તો એવા સંકલ્પસાથેજ તેની સિદ્ધિ ત્યાં તુરતજ થાય છે, ને શ્રીસદ્‌ગુરુની પાસે તો શિષ્યના જે હિતકર સંકલ્પો હોય તેજ સિદ્ધ થાય, ને અહિતકર સંકલ્પો સિદ્ધ ન થાય; માટે સૂર્ય. ચંદ્ર, ગંગા આદિ તીર્થ અને કલ્પવૃક્ષનાં ઉદાહરણોથી પણ શ્રીસદ્‌ગુરુના નામને ઉપમિત કરી શકાતું નથી. શ્રીસદ્‌ગુરુને માતાપિતાતુલ્ય કહીએ તો તે પણ બને નહિ, કારણ માતાપિતા જન્મ આપી પુત્રને આ સંસારના ખાડામાં નાંખે છે, ને તે જેમ માયાજાળમાં વધારે ગુંચાય એવા ઉપાયોની યોજના કરે છે, ને કદાચ તેને મૃત્યુ પ્રાપ્ત થાય તો કેવળ નિરુપાય થઈ બેસી રહે છે, અને શ્રીસદ્‌ગુરુ પોતાને શરણે થયેલા શિષ્યને જન્મમરણના, અસહ્ય સંકટથી મુક્ત કરે છે, તથા તેનાં માયાજાળનાં બંધનો કૃપા ખડ્ગદ્વારા કાપી, પરમસુખી કરે છે. પ્રાચીનકાળના ઇતિહાસોથી એવાં પણ ઉદાહરણો મળે છે કે ઘણા ઘણા યોગી મહાત્માઓએ શ્રીસદ્‌ગુરુની કૃપાથી જગદ્‌ભક્ષક કાળનો પણ વિજય કરેલો છે; જેવા કે કાકભુશુંડ માર્કંડેય, અગસ્ત્ય અને કશ્યપાદિ સપ્ત ચિરંજીવીઓ આદિ. શ્રીસદ્‌ગુરુને શ્રીપરમેશ્વર તુલ્ય કહીએ તો પણ શ્રીપરમેશ્વર કરતાં શ્રીસદ્‌ગુરુનો ઉપકાર શિષ્યપર વધારે છે; કારણ શ્રીપરમેશ્વર, કોઇને પણ સાક્ષાત્ આવીને બોધ કરતા નથી; પરોક્ષ (શ્રુતિદ્વારા) બોધ કરે છે, ને શ્રીસદ્‌ગુરુ પોતાના શિષ્યને પ્રત્યક્ષ શ્રીમુખેજ બોધ કરી, શાસ્ત્રો કરતાં પણ બોધનો રંગ વિશેષ લગાડે છે. શ્રીપરમેશ્વર અમુક જાતિનો જન્મ આપી મોક્ષસાધનોની યોજના કરી આપે છે, પણ તે સાધનોનો ઉપયોગ કેમ કરવો તે તે પ્રભુ પ્રત્યક્ષ આવીને બતાવતા નથી, ને શ્રીસદ્‌ગુરુ તેમ કરી શકે છે, માટે શ્રીસદ્‌ગુરુને ઇશ્વરસમાન કહીએ તોપણ શ્રીસદ્‌ગુરુમાં ગૌરવ અને શિષ્યપર ઉપકાર વધે છે, પણ શ્રીપરમેશ્વર કરતાં વિશેષ ઉંચી ઉપમા ન હોવાથી

વધારેમાં વધારે ઉપમા દેતાં શ્રીપરમેશ્વરરૂપ કહીને સંતોષ માનવો પડે છે.

ઉક્ત કારણોથી શ્રીસદ્‌ગુરુનું પૂજન અને સ્મરણધ્યાન શ્રીપરમાત્મા, શ્રીપ્રભુ, શ્રીઈશ્વર શ્રીમહેશ્વર તથા શ્રીભગવાન્ ઇત્યાદિ ઈશ્વરવાચક નામોથી કરવામાં આવે છે.

વૈવાહિક કાર્યમાં વરકન્યાનું પૂજન શ્રીવિષ્ણુ અને શ્રીલક્ષ્મીની ભાવનાથી થાય છે. મતોદ્યાપનાદિ કાર્યમાં બ્રાહ્મણોનાં જોડાંઓનું (સ્ત્રીપુરુષોનું) પૂજન શ્રીલક્ષ્મીનારાયણ, શ્રીરાધાકૃષ્ણ અથવા શ્રીઉમામહેશ્વરની ભાવના કરી, તે તે દેવદેવીઓનાં તે જોડાંને સાક્ષાત્ પ્રતિનિધિ માની તે તે દેવદેવીનાં અર્થવાચક નામ, મંત્ર અને સ્તુતિ ભણી કરવામાં આવે છે, તથા દાનો દેવામાં આવે છે તેમાં કોઇને શંકા ઉપજતી નથી; ને શ્રીસદ્‌ગુરુ કે જેમનું સેવન શ્રીઈશ્વરનાં લીલાવિગ્રહ સ્વરૂપોએ પણ કર્યું છે, જેમકે શ્રીરામચંદ્રજીએ પોતાના સદ્‌ગુરુ શ્રીવસિષ્ઠમુનિની તથા શ્રીકૃષ્ણ ભગવાને પણ ઉજ્જયિનીમાં પોતાના ગુરુ સાંદીપનિની અસાધારણ સેવા કરી છે, અને શ્રીશુકદેવજી જેવા મહાત્માઓએ, અને જનક ને પરિક્ષિત્ આદિ રાજર્ષિઓએ, દેવર્ષિઓએ અને બ્રહ્મર્ષિઓએ તથા શ્રીપતંજલિ અને શ્રીશંકરાચાર્ય આદિ-આચાર્યોએ પણ શ્રીસદ્‌ગુરુનું સેવન કર્યું છે. આવા અલૌકિક મહત્વયુક્ત શ્રીસદ્‌ગુરુવિષે શ્રીપરમાત્મભાવના કરવી એમાં કેવળ નાસ્તિક વા અજ્ઞાની વિના બીજા કોઇને શંકા ઉપજતીજ નથી.

શ્રીસદ્‌ગુરુવિષે શ્રીઈશ્વરના જેવોજ પ્રેમ રાખી સેવા કરવાથી શિષ્યને અભીષ્ટ અર્થની સિદ્ધિ થાય છે. શ્રીશ્વેતાશ્વતરોપનિષતની નીચેની શ્રુતિ એજ ભાવનું સમર્થન કરે છે:—

" यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥"

**ભાવાર્થ:**—જે પુરુષની શ્રીઈશ્વરવિષે જેવી અત્યંત અનન્યભક્તિ વા પરમપ્રેમ છે તેવીજ અનન્યભક્તિ વા પરમપ્રેમ પોતાના શ્રીસદ્‌ગુરુવિષે હોય તોજ તે મહાત્માના હૃદયમાં આ ઉપદેશ કરેલા મહાવાક્યના અર્થોનો દિવ્ય બ્રહ્મવિદ્યાનો પ્રકાશ થાય છે, અર્થાત્ શાસ્ત્રના શ્રવણ કરેલા વિષયનું યથાર્થ ગ્રહણધારણ થઈ તે ફલદ્રૂપ થાય છે.

શ્રીકૃષ્ણપરમાત્માએ પણ શ્રીદામાજી પ્રત્યે શ્રીસદ્‌ગુરુની સેવા સુશ્રૂષાથીજ પોતાની પ્રસન્નતા જણાવી છે:—

" नाहमिज्याप्रजातिभ्यां तपसोपशमेन च ।
तुष्येयं सर्वभूतात्मा गुरुशुश्रूषया यथा ॥ " શ્રીમદ્‌ભાગવત.

**ભાવાર્થ:**—સર્વ પ્રાણિપદાર્થના આત્મરૂપ હું જ્ઞાનોપદેશ કરનાર શ્રીસદ્‌ગુરુની સેવાથી જેવો સંતુષ્ટ થાઉં તેવો યજ્ઞ, બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ કે સંન્યાસીના ધર્મોનું સેવન કરવાથી પણ થતો નથી.

જે પ્રમાણમાં શ્રીસદ્‌ગુરુવિષે ભક્તિ તે પ્રમાણમાં શાસ્ત્રાદિવિષે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે, ને જે પ્રમાણમાં શાસ્ત્રાદિમાં શ્રદ્ધા તે પ્રમાણમાંજ ઉપદિષ્ટ બોધની તેના અંતઃકરણમાં સ્થિતિ થાય છે. એવી રીતે શ્રીસદ્‌ગુરુની ભક્તિવડે ઉપજેલી શ્રદ્ધાના પ્રમાણમાંજ સર્વસાધનસિદ્ધિનું ફળ છે. શ્રીસદ્‌ગુરુના સમીપમાં કરવામાં આવતું તેઓશ્રીના લૌકિક દિવ્યતનુનું ને અસમીપમાં તેઓશ્રીની પ્રતિમાનું સમર્ચન કરવાથી તે સ્વરૂપની પૂજકના હૃદયમાં સ્થિતિ થાય છે, અર્થાત્ સાધકની અતિચંચળ ચિત્તવૃત્તિ તે સ્વરૂપના આકારને સુલભરીતે ધારી શકે છે, જેથી તે પોતાના હૃદયમાં પ્રતીત થતા શ્રીસદ્‌ગુરુના દિવ્યરૂપની માનસોપચારવડે માનસી પૂજા સુલભરીતે કરી શકે છે. ગુરુભક્તજનોએ તો પોતાના પરમઇષ્ટરૂપ શ્રીસદ્‌ગુરુનું પૂજન સર્વ લૌકિક કર્મના આરંભમાં, ધર્મકાર્યમાં, ઉપ-

નયનવિવાહાદિ માંગલિક કાર્યમાં, વિગ્રહાદિમાં, અદ્ભુત ભૂકંપાદિ મહોત્પાતના દેખાવમાં કિંવા ભયના દર્શનમાં, અચિંતિત આવી પડેલી આપત્તિના પ્રસંગમાં, યજ્ઞાદિ દેવકાર્યમાં, ગ્રહશાંતિ કે ગૃહપ્રવેશાદિ કર્મમાં, શ્રાદ્ધાદિ પિતૃકર્મમાં, શ્રીસદ્‌ગુરુશ્રીના જયંતી મહોત્સવમાં, પોતાની વર્ષગાંઠના દિવસે, કાર્તિકી ને આષાઢી પૂર્ણિમાઓએ, વર્ષારંભે, શ્રાવણી પ્રયોગાંતે, કોઈ નૂતન કાર્યના આરંભસમયે ધ્યાનધારણાદિ યોગાભ્યાસના આરંભે અને શાસ્ત્રના કે અન્ય વ્યાખ્યાનના આરંભે, દેશકાલ તથા સંપત્તિની અનુકૂલતા પ્રમાણે યથોપચારવડે પૂજન કિંવા માનસપૂજન કરવું, કે જેથી તે સર્વ કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિ થાય છે, ને ચિત્તની યોગ્યતા વધે છે. શ્રીસદ્‌ગુરુપૂજન સર્વેને અભીષ્ટ ફળદાતા હોવાથી વ્યવહારપરમાર્થમાં વિશેષ ઉપયોગી છે, અને ઉપયોગી મનાયેલા કાર્યમાં સાધનની તો મુખ્યત્વેજ અગત્ય હોય છે. (ચાલુ)

———:o:———

## સાત્ત્વિક વિનોદ

[ સંગ્રાહકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

શ્રીબીલખા—આનંદાશ્રમમાં મહાપૂજન મહોત્સવ પૂરો થઈ ગયો હતો. સવારમાં જમીને સાધકો ચાલવાના હતા. તે વખતે રેલવે ટ્રેન બીલખાથી સવારના નવ-દશ વાગે ઉપડતી હતી. ત્યારે બીલખા જવા-આવવાની એકજ ટ્રેન હતી.

રાત્રિનો સમય હતો. શયનની તૈયારી હતી. નિજમંદિરમાં ઉભા ઉભા **કૃપાનાથ** શ્વેત રૂમાલવડે આપશ્રીનું મુખારવિંદ લૂછી રહ્યા હતા. મુખ્ય મુખ્ય સાધકો ને શિષ્યો સેવામાં ઉભેલા હતા. અલૌકિક શાંતિ વ્યાપી રહી હતી.

એવામાં "સવારની ટ્રેનમાં જનારાંઓમાટે ખીચડી, શાક વગેરે સમયસર તૈયાર કરવાનું કહેવાઈ ગયું છે..." એવા ભાવનું ભોજનના વ્યવસ્થાપકે **કૃપાનાથ**ની સેવામાં વિદિત કર્યું... એટલે...**કૃપાનાથ** વદ્યા કેઃ—

"**પગે પડવાનું** પણ કહી દેજો...."

સેવામાં ઉભેલા સૌ અનુભવી ને પીઢ પુરુષો હતા. તેઓ એકબીજાસામું જોવા લાગ્યા વિચારમાં પડી ગયા.

આ ઉપરથી **કૃપાનાથે** સ્મિત કરીને પૂછ્યુંઃ—"કેમ, સમજ્યા કે...?"

સૌ નિરુત્તર રહ્યા.

આથી **કૃપાનાથે** ખુલાસો કર્યો કેઃ—

"ખીચડી શાકસાથે **પાપડ** શેકવાનું પણ કહી દેજો."

**પા** એટલે **પગ. પડ** એટલે **પડવું. પગે પડવાનું** એટલે **પાપડ** શેકવાનું.

*　*　*　*　*

શ્રી. પોપટલાલભાઈ જૂનાગઢના સુપ્રસિદ્ધ વકીલ છે. **કૃપાનાથના** કૃપાપ્રસાદવડે **જૈન** છતાં તેમણે **દ્વિજત્વ** પ્રાપ્ત કર્યું છે. **કૃપાનાથ**ની સાક્ષાત્ સેવાનો લાભ તેમને અનેકવાર મળ્યો છે અને **કૃપાનાથ**ની કૃપા પણ તેમણે અનેકવાર અનુભવી છે ને હજુ પણ અનુભવી રહ્યા છે. પોતે હાલ વયોવૃદ્ધ છે છતાં પોતાના વકીલ તરીકેના બહુ વ્યવસાયવાળા વ્યવહારસાથે **કૃપાનાથ**ના **આનંદાશ્રમ**ના વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળના **સભ્ય** ને **મંત્રી** તરીકેની દ્વિવિધ સેવાનો પણ લાભ લઈ રહ્યા છે.

કૃપાનાથ તેમને " શુકદેવ " કહી ઘણીવાર સંબોધતા...અને...

" અવિદ્યાની ગ્રંથિ ભેદવામાટે શુકદેવજીના ચંચુપ્રહાર ચાલુ છે ને....? "

આવી પ્રશ્નપદ્ધતિની વિનોદી વાણીમાં કૃપાનાથપાસેથી થી. પોપટલાલભાઇને ઘણીવાર તત્ત્વબોધ મળેલો.

*　　*　　*　　*　　*

કૃપાનાથ કુતિયાણાગામમાં બિરાજતા હતા. કુતિયાણાના ક્ષત્રિયક્ષેત્ર નામના અમારા–ક્ષત્રિયજ્ઞાતિના–લત્તામાં અમારાં સગાંસંબંધીઓને ત્યાં કૃપાનાથની પધરામણી થઈ રહી હતી. ઘેરઘેર કૃપાનાથનું પૂજન થઈ રહ્યું હતું અને સૌને કૃપાનાથના સદ્‌બોધનો લાભ મળી રહ્યો હતો.

આ પ્રસંગે મારા–આ સંગ્રાહકના મોટાભાઈ કરણસિંહજી પણ કૃપાનાથની સેવામાં સાથે હતા: આથી કૃપાનાથે સ્મિત કરીને તેમને પૂછ્યું:—

" સાધનસિંહને ઓળખો છો કે ? "

કરણસિંહજી તો વિચારમાં પડી ગયા

પછી એ સ્પષ્ટ થયું.

કરણ એટલે સાધન.

*　　*　　*　　*　　*

મારાં–આ સંગ્રાહકનાં સૌથી મોટાં બહેનનું નામ ગોદાવરી બહેન છે.

ગોદાવરી બહેનને પોતાના પિયરના ગામ બાંટવામાં કે પોતાનાં સાસરાંના ગામ કુતિયાણામાં અથવા શ્રીઆનંદાશ્રમ( બીલખા )માં વા અન્યસ્થળે જ્યારે કૃપાનાથના દર્શનનો લાભ મળતો ત્યારે કૃપાનાથ

" નાસિકત્ર્યંબકની યાત્રાને કેમ છે ? "

એમ સ્મિતપૂર્વક વદી " जनकतनयास्नानपुण्योदकेषु " એટલે જનકરાજાનાં પુત્રી સીતા માતાજીના સ્નાનવડે જેમનાં જળ પુણ્યવંતા થયાં છે એવાં ગોદાવરીજી ( પવિત્ર નદી–તીર્થસ્થાન )નું સ્મરણ કરાવી પોતાશ્રીની પારમેશ્વરી શક્તિવડે પવિત્રતાની ભાવના દઢીભૂત કરાવવાની કૃપા કરતા હતા.

*　　*　　*　　*　　*

આત્મપ્રકાશ એ આનંદાશ્રમના બ્રહ્મચારી તરીકેનું કૃપાનાથતરફથી મળેલું નામ છે.

બ્ર. આત્મપ્રકાશજીનું મૂળનામ નાગાર્જુન. તે મેર જ્ઞાતિના છે. મેર એ મિહિર ( સૂર્ય )વંશી ક્ષત્રિયો છે.

નાગાર્જુન–આત્મપ્રકાશજી છેટ આફ્રિકાથી સ્વાભાવિકરીતે આકર્ષાઇને કૃપાનાથના શરણમાં આવેલા અને તેમની નિષ્ઠા ને સેવાવડે આનંદાશ્રમના બ્રહ્મચારીનું પદ તેમને કૃપાનાથની કૃપાથી સાંપડેલું છે.

કૃપાનાથ આત્મપ્રકાશજીને વિનોદમાં " હસ્તિફાલ્ગુન " કહેતા.

નાગ એટલે હસ્તિ ( હાથી ). અર્જુનનાં અનેક નામાભિધાન ને સંબોધન હતાં; તેમાંનું એક સંબોધન ફાલ્ગુન પણ હતું. ( ઉત્તરા )ફાલ્ગુની નક્ષત્રમાં અર્જુનનો જન્મ થયેલો માટે તેને " ફાલ્ગુન " કહી સંબોધતા એમ ખુલાસો મળે છે.

*　　*　　*　　*　　*

——[ * ]——

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## [ પૌષમાસ ]

**શ્રીસદ્‌ગુરુદેવની પધરામણી:**—આનંદાશ્રમમાં શેઠ આગજી દેવજી કરાંચીવાળાએ બંધાવી અર્પણ કરેલા ઓરડામાં પૂજ્યપાદશ્રીનાં છબિજી પધરાવી યથાવિધિ પૂજનાદિ કાર્ય થયું હતું.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—આ માસમાં નીચે પ્રમાણે લઘુરુદ્રાદિ કરાવવામાં આવ્યા છે. શેઠ મૂળજી આગજી કરાંચી [બે લઘુરુદ્ર.] શ્રીમતી જડાવ બહેન દામોદર. જંબુસર. શ્રી. ઠા. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા.

**મુખ્યભેટ:**—આ માસમાં નીચેની વિગતે મુખ્યભેટ આવેલી છે:—રૂ. ૧૧૦–૦–૦ મુંબઈ-નિવાસી શ્રી. શેઠ વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી તરફથી એક ઓરડો બંધાવી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની સેવામાં અર્પણ કરવાનિમિત્તે. રૂ. ૪૦–૦–૦ શ્રી. રૂપસિંહજી ઠાકોર આદિ મુંબઈના ગુરુબંધુઓ તરફથી "પત્રકલ્પમંજરી" ના પહેલા પત્રનું અંગ્રેજી ભાષાંતર છપાવી અર્પણ કરવા નિમિત્તે. ૬૧–૦–૦ શ્રી. ધનજીશાહ અરદેશર મિસ્ત્રી મુંબઈ. ૧૪–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી જોડીયા. રૂ. ૨૫–૦–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ તરફથી બહેન ચંદનના લગ્નપ્રસંગે.

**ભોજન:**—આ માસમાં નીચે પ્રમાણે પૂજ્યપાદ કૃપાનાથને થાળ ધરાવવા ઉપરાંત શ્રી દક્ષિણામૂર્તિ સં. ધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં છે. શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય–લીંબડી. શ્રી. મૂળજી આગજી ઠક્કર–કરાંચી. શ્રીમતી શિવગૌરીબહેન ગર્જર સુરત. શ્રી. ઓધવજી કાશીરામ–લીંબડી. ઠા. ગિરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. શ્રી. ચતુર્ભુજ ભીમજી દવેનાં ધર્મપત્ની મણિબાઈ–પોરબંદર.

**થાળ:**—આ માસમાં નીચેની વિગતે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–આનંદાશ્રમ. શ્રી. ગોપાલજી ગૌરીશંકર–અમરેલી. શ્રી. દ્વારકાદાસ ખેતસી–જોડીઆ. એકભક્ત. શ્રી. દેવચંદ હંસરાજ–ગરેજ ચાર થાળ, તથા અખંડ દીપક માટે. શ્રી. વામનરાય જટાશંકર પાટણ [ચાર થાળ.] શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા. શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ–ભાવનગર [બે થાળ] શ્રી. સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. શ્રીમતી નાનીબહેન ગર્જર સુરત. શ્રી. ભવાનભાઈ ભીખાભાઈ ઠક્કર–ભાવનગર [પાંચ થાળ.] શ્રી. મનસુખલાલ દામોદર–ઓખા-પોર્ટ. ઠક્કર છગનલાલ શવજી–મુંબઇ. શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ. શ્રી. શામજી ઠા–પોરબંદર. હા. ઠા. લાલજીભાઈ. શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ. શ્રી. દયારામ મૂળજી–આનંદાશ્રમ. શ્રી. સાકરલાલ મણિશંકર પંડિત–ખંભાત.

**અખંડદીપક:**—આ માસમાં નીચેની રકમો અખંડદીપકમાટે આવેલી છે:—

રૂ. ૦–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧૫૧–૦–૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય–લીંબડી એક વર્ષપર્યંત અખંડદીપક નિમિત્તે. ૦–૮–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ. ૧–૦–૦ શ્રી. ડૉ. વામનરાય જટાશંકર–પાટણ. ૦–૮–૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ ભાવનગર–ધૂપમાટે. ૦–૪–૦ બહેન લાભકુંવર કરશનજી–ભાવનગર. ૦–૧૨–૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. રૂ. ૦–૧૨–૦ શ્રી. મુગટરાય જીવાલાલ. રૂ. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ.

રૂ. ૫૧–૦–૦ પુસ્તકપ્રકાશન (પ્રચાર) માટે પોતાના સદ્‌ગત પૂજ્ય પિતાશ્રી પ્રતાપસિંહજી લાલસિંહજીના આત્મકલ્યાણાર્થે અર્પણ કરનાર સદ્‌ગતના સુપુત્ર ચંદ્રસિંહજી ઠાકોર–જૂનાગઢ (મુંબઈ).

———:૦:———

## सद्गुरुपूजन

સદ્‌ગુરુપૂજન શ્રદ્ધાપૂર્વક કરવાથી વા કરાવવાથી તનમનના સંતાપ શમે છે. દુઃખદારિદ્રય દૂર થાય છે, સુખસંપત્તિ સાંપડે છે, આરોગ્ય પ્રાપ્ત થાય છે ને અજ્ઞાનઆવરણ ટળે છે.

———:o:———

## पादोत्सव

શ્રીઆનંદાશ્રમ (બીલખા)માં શ્રીદક્ષિણામૂર્તિ-નાથમંદિરનો પાદોત્સવ ફાગણ સુદિ ૫ ગુરુવારે (તા. ૧૧-૩-૧૯૪૩) છે.

———:o:———

૧ કૃપાનાથપ્રણીત "પત્રકલ્પમંજરી" ના, પહેલા પત્રનું અંગ્રેજી ભાષાંતર પુસ્તિકારૂપે પ્રકાશિત થયું છે.

મૂલ્યઃ—માત્ર એક આનો (૦-૧-૦)

ભાષાંતરકારઃ—શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ.

પ્રકાશકોઃ—મુંબઈના ગુરબંધુઓઃ—

| | |
|---|---|
| મૂળજીભાઈ | રૂપસિંહજી |
| ગુણવંતસિંહજી | મોહનસિંહજી |
| ચંદ્રસિંહજી | પ્રતાપસિંહજી |
| શિવસિંહજી | પ્રભાવસિંહજી |
| ભદ્રસિંહજી | રતનજીભાઈ ને મોરારજીભાઈ |

આ અંગ્રેજી ભાષાંતર પુસ્તિકાની ૧૧૦૦ પ્રતો પ્રસિદ્ધ થયેલી છે. તેમાંથી ૮૦૦ પ્રતો શ્રીઆનંદાશ્રમ-બીલખા-ને અર્પણ થયેલી છે અને ૩૦૦ પ્રતો પ્રચાર-નિમિત્ત વપરાઈ રહી છે.

શ્રીવ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

———:o:———

## श्रीनैमित्तिककर्मप्रकाश

આવૃત્તિ ચોથી. પડતમૂલ્ય રૂ. ૧-૧૪-૦ ટપાલખર્ચ રૂ. ૦-૧૧-૦

આ ગ્રંથ છપાતો હતો તે તૈયાર થઈ ગયો છે. તેની પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધસહિત જોઈતી પ્રતો મંગાવનારે પુસ્તકદીઠ રૂ. ૨-૯-૦ મનીઓર્ડરથી મોકલી તે મંગાવી લેવી. વધારે પ્રતો મંગાવનારે રેલ્વેપાર્સલથી મંગાવવાથી ખર્ચમાં ફાયદો થશે. કિંમતપૂરતી રકમ મનીઓર્ડરથી મોકલવાથી વ્હી. પી. રેલ્વેપાર્સલથી મોકલવામાં આવશે.

શિરનામુંઃ

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પોસ્ટ-બીલખા (કાઠિયાવાડ)

Reg. No. B. 3087.

સને ૧૯૪૩ તા. ૨૫ ફેબ્રુઆરી

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પીતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.



શ્રીઆનંદાશ્રમ (પો: બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

૭૭

૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા–આચાર્યજીપ્રણીત કેટલાંક પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો. (પડતમૂલ્ય છાપેલાં પુસ્તકો પોણી કિંમતે નહિ અપાય.)

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

૭ શ્રીઆનંદાશ્રમમાં આવતાં ભેટ લવાજમ આદિ માસિકમાં અનુકૂલતાપ્રમાણે પ્રકટ કરવાનો નિયમ છે તેમ પ્રકટ થયા કરશે છતાં ભેટ આદિ મોકલનારાંઓએ પહોંચ મેળવી લેવી એ તેમનું પણ કર્તવ્ય છે.

વર્ષ ૧૧ મું

ફાલ્ગુન

અંક ૧૦ મો

સંવત ૧૯૯૯

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે.

## जरूरी नोंध

કાગળની અછત તથા મોંઘવારીના કારણે ભેટ તથા લવાજમ આદિની નોંધ લેવામાં આવતી નથી.

"આનંદાશ્રમ" માસિક ધર્મપ્રચારની દૃષ્ટિએ પોતાના ધ્યેયપ્રમાણે પ્રસિદ્ધ થયા કરે છે. લડાઈ શરૂ થયા પછી ઉત્તરોત્તર કાગળોના ભાવો વધતા ચાલ્યા છે. આવી મોંઘવારી વેઠીને પણ આવતી ખોટ સહન કરીને લવાજમ વધાર્યા-વિના સંસ્થાતરફથી તેનું પ્રકાશન ચાલુ છે, અને હજુ પણ લવાજમ તો નજ વધારવું એવો સંચાલકમંડળનો નિશ્ચય છે. વર્તમાનમાં કાગળોના ભાવ લગભગ સાતથી આઠ ગણા વધી ગયા છે, એટલે સંસ્થાને વધારે ખોટ ન ખમવી પડે ને ધર્મનો પ્રચાર ચાલુ રહે એ દૃષ્ટિથી "આનંદાશ્રમ"નું વાચન ત્રણ ફોર્મ-૨૪ પૃષ્ઠને બદલે બે ફોર્મ-૧૬ પૃષ્ઠમાં અપાય છે. ધોળા ગ્લેઝ કાગળને બદલે રંગીન કાગળોમાં છપાય છે. આશા રાખીએ છીએ કે "આનંદાશ્રમ"નો વાચકવર્ગ આટલામાં સંતોષ પામે.

વ્યવસ્થાપક—આનંદાશ્રમ.

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીઇષ્ટસ્તવન. | ૨૩૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૩૪ |
| ૩ | ભક્તગીત. | ૨૩૫ |
| ૪ | મદાલસા. | ૨૩૬ |
| ૫ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૨૩૭ |
| ૬ | બ્રહ્મવાદ. | ૨૩૮ |
| ૭ | કૃપાનાથ અને બાંટવા. | ૨૪૦ |
| ૮ | શ્રીસદ્ગુરુનો ઉપકાર. | ૨૪૬ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૪૭ |


जरूरी

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
આફીસ, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત ૧૯૯૯-ફાલ્ગુન [ અંક ૧૦

## श्रीहष्टस्तवन

[ લે. શ્રીમતી કસ્તુરબહેન-મુંબઇ ]

નમું નમું બ્રહ્મસ્વરૂપ જય જય નમું નમું ભૂપના ભૂપ. જય ટેક.
સર્વવ્યાપક સત્તાધારી, સર્વોપરી સુખરૂપ;
યોગમાર્ગના આપ પ્રવર્તક, નમું યોગેંદ્ર સ્વરૂપ. જય જય. ૧
વેદવેદાંતના પ્રવીણ વક્તા, નમું નમું જ્ઞાનસ્વરૂપ;
સર્વ શાસ્ત્રના પારંગત છો, નમું નમું વ્યાસસ્વરૂપ. જય જય. ૨
સોળે કળાથી સંપૂર્ણ ભાસો, સ્વયંપ્રકાશી સ્વરૂપ;
ચૌદલોકના ચાતુર્યવાળી, શોભે શક્તિ અનૂપ. જય જય. ૩
જનહિત કાજે ભૂપર વિચર્યા, ધરી સગુણસ્વરૂપ;
કલ્યાણનિધિ કલ્યાણકર્તા, સાક્ષાત્ શિવસ્વરૂપ. જય જય. ૪
અભય હૃદયને અભય આપતા, નમું દાનેશ્વરી ભૂપ;
જય યોગેશ્વર ભવભયહારી, સત્ ચિત્ આનંદરૂપ. જય જય. ૫

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

વેદાંતનો ઉપદેશ કરનારા વિવેકી પુરુષો જીવને બ્રહ્મ નથી કહેતા, પણ જીવના વાસ્તવિક સ્વરૂપ આત્માને બ્રહ્મ કહે છે. જીવમાં જે અલ્પપણું, અલ્પશક્તિમાનપણું, પરિચ્છિન્નપણું ને પરતંત્રપણું વ્યવહારકાલે જણાય છે તે અવિદ્યાના ધર્મોના આરોપથી જણાય છે, અને પરમાત્મામાં જે સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું, વિભુપણું ને સ્વતંત્રપણું શાસ્ત્રદ્વારા સાંભળવામાં આવે છે તે માયાના ધર્મોના આરોપથી તેમનામાં શાસ્ત્રદષ્ટિએ પ્રતીત થાય છે.

જે મનુષ્યને સત્ય જાણવાની ઈચ્છા હોય, ને જે મનુષ્યમાં દુરાગ્રહ વા ભ્રમણા ન હોય તે મનુષ્ય પ્રમાણ, સયુક્તિઓ ને અનુભવવડે શાસ્ત્રવચનોનો અભિપ્રાય સમજી, તે પ્રમાણે વર્તી કૃતાર્થ થાય છે.

શાસ્ત્રોનું તાત્પર્ય જાણવાનો શાસ્ત્રવિહિત પ્રયત્ન નહિ કરતાં જેઓ માત્ર દુરાગ્રહથી નિરર્થક બકવાદ કર્યા કરે છે તેઓ શાસ્ત્રોનાં વચનોનો અભિપ્રાય સમજવા સમર્થ થતા નથી.

નિષ્કામકર્મ, ભક્તિ યોગ ને વેદાંત એ ચારમાંના કોઈ એક કે અનેક સાધનોનું અનુષ્ઠાન કરનાર મનુષ્યે પોતાના મનને દશ્યવિષયોની આરૂઢ સ્પૃહાથી રહિત કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઈએ.

અસત્, બીભત્સ ને દુઃખદ દશ્યવિષયોની સ્પૃહામાં મગ્ન થયેલું મન મોક્ષનાં સાધનોનું યથાયોગ્ય સેવન કરી પોતાની શુદ્ધિ, સ્થિરતા કે સૂક્ષ્મતા સંપાદન કરી શકતું નથી, માટે મુમુક્ષુએ પોતાના મનમાં વિવેકવૈરાગ્યની ગ્રણામાં ઘણી વૃદ્ધિ કરી દુઃખદ દશ્યવિષયોની સ્પૃહાને ઉત્તરોત્તર ક્ષીણ કરવી જોઈએ.

જે મનુષ્ય પોતાના સદ્‌ગુરુનાં, સત્‌શાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં વચનોનો સમજપૂર્વક વિચાર કરતો નથી, તથા તદનુસાર વર્તવાનો ઘણામાં ઘણા ઉમંગથી ને આગ્રહથી પ્રયત્ન કરતો નથી, તે મનુષ્ય શ્રદ્ધાળુ ગણાય નહિ, અને એવા અશ્રદ્ધાળુનું મન પોતાનામાં રહેલા સંસ્કારાનુસાર વર્તે છે તેથી તેની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા ન થવાથી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકતું નથી, ને તેથી તે ત્રિવિધતાપનો કોઈ એક કે વધારે તાપથી તપ્યા કરે છે, પણ તાપરહિત થઇ પરમાનંદનો અનુભવ કરવા તે સમર્થ થતું નથી.

ઉત્તમ મુમુક્ષુએ તો જો મને અન્નાદિ નહિ મળે તો હું યોગ્ય વૃક્ષનાં પાનડાં બાફીને ખાઇશ, જો મને વસ્ત્ર નહિ મળે તો ચીંથરાને ધોઇ પછી સાંધીને તેવડે હું મારા શરીરને ઢાંકીશ, જો મને રહેવાને ઘર નહિ મળે તો હું પર્ણકુટિ કરીને તેમાં રહીશ વા ઝાડની નીચે કે ગુફામાં રહીશ, અને જો મને રોગનિવૃત્તિમાટે ઔષધ નહિ મળે તો હું જલને ઔષધ માની તે પીશ.

( ચાલુ )

[ ૦ ]

## ભક્તગીત

[ લે. શ્રી. મહારાણીદાસભાઈ-માંગરોળ ]

ભક્તહૃદયને ભાવભર્યું બહુ ભાવતું, ભાવભર્યાં માટે પરિસું એ ગીત જો;
ભાવથકી વાંચીને વળી વિચારવું, નાથભક્તિની ઊંચી એમાં રીત જો. ૧

પ્રથમ કહું એ ગીતાની ઉત્પત્તિનો, અપૂર્વ પણ જે પૂર્વતણોજ પ્રસંગ જો;
જેને જેને પ્રસંગ એવા સાંપડ્યા, વાધે તેને તેને તે ઉછરંગ જો. ૨

જીવતણાં સ્થાનક ત્રણ શાસ્ત્રે છે કહ્યાં, હૃદય કંઠ ને ત્રીજું મસ્તક સ્થાન જો;
અવસરભેદે કાર્યભેદથી કાં વળી, જીવ વાપરે ઉન્નત અવનત સ્થાન જો. ૩

સુષુપ્તિમાં જીવ રહેતો હૃદયે સર્વદા, કંઠવિષે રહી સ્વપ્નો જુએ વિચિત્ર જો;
જાગ્રતમાં એ મસ્તકમાં આસન કરે, એમ અવસ્થાભેદે કહ્યાંમૂત્ર[1] જો. ૪

ભાવતણું સ્થાનક એને તો હૃદય છે, ઇચ્છાતૃષ્ણાનું સ્થાનક છે કંઠ જો;
નિશ્ચયનું ઉન્નતસ્થાનક મસ્તક કહ્યું, જીવ ફરે સર્વત્ર થઈ ઉત્કંઠ જો. ૫

બીજાને દુર્ગમ સ્થાનક એ એકનાં, માટે દુર્ગ કહેવાતાં એ સ્થાન જો;
પોતાના દુર્ગમાં દુર્ગપતિ રહે, એમ નિરાળાં સહુસહુનાં સંસ્થાન જો. ૬

જીવતણા હિતકર સાથી પ્રભુ મૂળથી, જીવ ફરે ત્યાં છાના ફરતા નાથ જો;
શુક્લકૃષ્ણથી[2] દુઃખ દઈ પાછો વાળતા, શુભે[3] સ્વરૂપસ્ફૂર્તિનો દે સાથ જો. ૭

સ્વરૂપસ્ફૂર્તિથી ભક્તિ જ્યારે વધે, જ્યારે પ્રસન્ન ભક્તિથી બહુ થાય જો;
નિરાવરણ ત્યારે થઈ આપોઆપ ને, સ્વરૂપસાક્ષાત્કાર કરાવે રાય જો. ૮

પુણ્ય આપણાં કે કરુણા પોતાતણી, પણ સ્વરૂપસ્ફૂર્તિની આપી લ્હાણ જો;
ભક્તિતણો ઉદ્રેક વધ્યો એથી ઘણો, આપણ સહુને વાયાં મંગળ વાણ[4] જો. ૯

બિલખા ધામે પોતેશ્રી બિરાજતા, જીવથકી બિલખ્ખન[5] એનું ધામ જો;
માટે બિલખા પ્રાકૃત ભાષામાં કહ્યું, આનંદાશ્રમ[6] ઊંડું[7] સાચું ધામ જો. ૧૦

આનંદાશ્રમમાં પોતે વિરાજતા, ઉન્નત[8]દુર્ગવિષે માગે વ્યાસંગ[9] જો;
ઉન્નતદુર્ગવિષે પ્રભુને પધરાવવા, મનમાં ઊછળતા બહુ ભાવતરંગ જો. ૧૧

ઉન્નતદુર્ગવિષે પ્રભુ પદ ક્યારે ધરે, મુજ ઘરમાં પ્રભુ ક્યારે કરે નિવાસ જો;
ક્યારે સુજનો જાણે આ સંસારમાં, હુંને પણ પ્રભુએ માન્યો નિજ દાસ જો. ૧૨

આવી આવી ઊર્મિઓ બહુ ઊછળે, હૃદયવિષે ક્ષણ એક ન વળે નિરાંત જો;
પણ વ્યવહારતણી થાવી અનુકૂળતા, પુણ્યઉદયપર લટકી એની વાત જો. ૧૩

અંતે આવી ક્ષણ કો પૂરા પુણ્યની, પ્રભુની કરુણા એ મારું તો પુણ્ય જો;
પણ પ્રકટી પૂરેપૂરી અનુકૂળતા, પ્રભુનું માન્યું મેં પૂરું કારુણ્ય જો. ૧૪

---

૧ અહીં તથા ત્યાં. ૨ સાંસારિક સુખ ઉપજાવનારાં પુણ્ય તથા દુઃખ ઉપજાવનારાં પાપથી. ૩ પરમાત્માની પ્રાપ્તિ કરાવનારાં પુણ્યની સંપત્તિમાં. ૪ પ્રભાત. ૫ વિલક્ષણ ૬ તત્ત્વભૂત આનંદનું ધામ. ૭ જીવના વિજ્ઞાનમય સ્થાનકથી ઊંડું આનંદમય ધામ. ૮ પિતા. ૯ ગમતા.

પણ પહેલી તો કરવી પ્રભુને વિનતિ, પધારવાનું સ્વીકારે જો નાથ જો;
ષટ યોજન અગ્નિરથ છેટા ઊભતો, ષટ યોજનનું કષ્ટ કથે બહુ પાન્થ જો. ૧૫

પ્રભુની કાયા કોમળ નિજજન જાણીએ. ઊપરથી તો હૃષ્ટપુષ્ટ પરખાય જો;
પોતે પણ કાયાથી અળગા રહી સહે, પણ નિજજનમન પરિશ્રમથી દૂભાય જો. ૧૬

આથી વિનતિ કર-ાં મન ના આગમે, પણ અંતે કીધી થઈ બહુ નહોર જો;
પત્રરૂપમાં આનંદાશ્રમ પાઠવી, પ્રભુએ પણ જોયું વિનતિનું જોર જો. ૧૭

ભાવનગરમાં પોતે જે સમયે વસ્યા, તે સમયે ત્યાં જઇ વિનવ્યા વળી નાથ જો;
ષટ યોજનનું પ્રસિદ્ધ કષ્ટ સુખે કહ્યું, સગવડનો પણ જણવ્યો સઘળો સાથ જો. ૧૮

કરુણાનિધાન નિજજનવત્સલ તો પ્રભુ, સહજ કર્યો વિનતિનો તો સ્વીકાર જો;
ઉન્નતદુર્ગે પધાર્યા પોતે પ્રેમથી, સફળ કર્યો મારો તો આ અવતાર જો. ૧૯

એ પ્રસંગની વિનતિ મેં જે શૂણવી, સ્વાગત વચનો સંભળાવ્યાં જે સત્ય જો;
એ બે ગીતો ભાવભર્યાં અહિ તો કહું, ભક્તહૃદયને ભાવે તેનું તથ્ય જો. ૨૦

વિનતિનું જે ગીત પહેલું હું કહું, ઈશ્વરવિવાહનો છે એનો રાગ જો;
સ્વાગતવચનોનું જે ગીત પછી કહું, વિવાહમાં ગાવાનો એ પણ રાગ જો. ૨૧

લોંદરડી નયણાં ભરી રહી એ રાગના, સૂરમહીં એ રૂડી રીત ગવાય જો;
ના તો રૂચે તેમ કરી ગાજો ખરા, ભાવ ખરો ગાવાથી ઊભો થાય જો. ૨૨

(ચાલુ)

——[*]——

## मदालसा

[ અનુવાદક:-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૨૩થી )

हुतावशिष्टं दद्याच्च भाजनेषु द्विजन्मनां ।
भाजनालंभनं कृत्वा दत्त्वा चान्नं यथाविधि ।
यथासुखं जुषध्वं भोरिति वाच्यमनिष्ठुरं ॥

હોમ કરતાં અવશેષ વધેલું હોય તે બ્રાહ્મણોના પાત્રમાં દેવું. બ્રાહ્મણોને માટે યોગ્ય પાત્રો મેળવીને તેમાં વિધિપુરઃસર અન્ન પિરસવું. પછી સાંભળનારને નિષ્ઠુર ન લાગે એવી ઢબમાં સુખપૂર્વક જમો એમ તેમને સંબોધન કરીને કહેવું.

भुंजीरंश्च ततस्तेऽपि तच्चित्ता मौनिनः सुखं
यद् यदिष्टतमं तेषां तत् तदन्नमसत्वरं ।
अक्रुध्यंश्च नरो दद्यात् संस्तवेन प्रलोभयेत् ॥

બ્રાહ્મણોએ પણ પછી જમવામાં ચિત્ત જોડીને તથા મૌન રાખીને સુખપૂર્વક જમવું. તેમને જે જે પદાર્થો વધારે ભાવતા જણાય તે તે પદાર્થો ક્રોધ કર્યાવિના તેમ

જડ઼ ઉતાવળ ન કરતાં ધીમેથી દેવા તથા તે તે પદાર્થોના વખાણ કરતા રહી તેમને વધારે લેવાનું મન થાય એમ કરતા રહેવું.

रक्षोघ्नांश्च जपेन् मंत्रान् स्तिलैश्च विकिरन् महीं ।
सिद्धार्थकैश्च रक्षार्थं श्राद्धं हि प्रचुरच्छलं ॥

રાક્ષસો હણાય એવા મંત્રોનો જપ કર્યા કરવો.

રક્ષાને માટે પૃથ્વીઉપર તલ તથા રાઈ વેરવી.

કારણ કે શ્રાદ્ધ ઘણા છળવાળું છે એટલે શ્રાદ્ધ યથાવત્ સિદ્ધ ન થવા દેનારાં નિમિત્ત ઘણાં છે.

पृष्टैरतृप्तैश्च तृप्तास्थ तृप्ताःस्म इति वाग्भिः ।
अनुज्ञातो नरस्त्वन्नं विकिरेद्भुवि सर्वतः ॥

પછી તૃપ્ત થએલા બ્રાહ્મણોને આપ તૃપ્ત થયા છો? એમ પૂછવું અને અમે તૃપ્ત થયા છીએ એમ બ્રાહ્મણોએ ઉત્તરમાં કહેવુ

તથા એમ કહીને પછી અનુમતિ આપવાથી પછી પુરુષે પૃથ્વીઉપર સર્વત્ર અન્ન વેરવું.

तद्वदाचमनार्थाय दद्यादम्भः सकृत् सकृत् ॥

એ રીતે તેમને આચમન માટે જલ પણ વારંવાર આપતા રહેવું. (ચાલુ)

——[ * ]——

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૨૪થી )

पाणिर्ग्राह्यः सवर्णासु गृह्णीयात्क्षत्रिया शरं ।
वैश्या प्रतोदमादद्याद् वेदने त्वग्र्यजन्मनः ॥ ६२ ॥

સવર્ણા સાથેના વિવાહપ્રસગે દાનની વિધિમાં વરે કન્યાના હાથને પોતાના હાથમાં લેવો.

ક્ષત્રિય કન્યાનું બ્રાહ્મણ ગ્રહણ કરે તે પ્રસંગે ક્ષત્રિય કન્યાના હાથને સ્થાને તેનું શર વરે તેના હાથમાં લેવું.

અને વૈશ્યકન્યાને બ્રાહ્મણ વા ક્ષત્રિય પરણે તે પ્રસંગે વૈશ્યકન્યાના હાથને સ્થાને બળદને હાંકવાની આર વરે તેના હાથમાં લેવી.

पिता पितामहो भ्राता सकुल्यो जननी तथा
कन्याप्रदः पूर्वनाशे प्रकृतिस्थः परः परः ॥ ६३ ॥

કન્યાના દાનનો વિધિ મુખ્યપણે કન્યાના પિતાએ કરવો.

કન્યાનો પિતા ન હોય વા તેની પ્રકૃતિ સ્વસ્થ ન હોય તો કન્યાના દાદાએ તે વિધિ કરવો.

કન્યાનો દાદો પણ ન હોય વા તેની પણ પ્રકૃતિ સ્વસ્થ ન હોય તો કન્યાના ભાઇએ એ વિધિ કરવો.

કન્યાનો ભાઈ પણ ન હોય વા તેની પણ પ્રકૃતિ સ્વસ્થ ન હોય તો કન્યાના પિતાના કુળના

કોઈ પણ પુરુષે એ વિધિ કરવો.

તે પણ ન હોય વા તેની પણ પ્રકૃતિ સ્વસ્થ ન હોય તો કન્યાની માએ એ વિધિ કરવો.

એમ પૂર્વપૂર્વના અધિકારીને અભાવે ઉત્તરઉત્તરના અધિકારીએ એ વિધિ કરવો.

अप्रयच्छन् समाप्नोति भ्रूणहत्यां मृतावृतौ।
गम्यं त्वभावे दातॄणां कन्या कुर्यात् स्वयंवरं॥ ६४॥

કન્યા ઋતુમતી થાય ત્યાંસુધીમાં જો દાનનો વિધિ કરવામાં ન આવે તો કન્યાદાનના અધિકારીને પ્રત્યેકઋતુએ ભ્રૂણહત્યાનો દોષ લાગે.

કન્યાદાનનો અધિકારી કોઈ ન હોય તો પોતાના વર્ણઆદિને માટે શાસ્ત્રમાં અને લોકમાં ગમ્ય ગણાય એવા વરને કન્યાએ પોતાની મેળે વર કરી લેવો.

सकृत् प्रदीयते कन्या हरन्स्तां चोरदंडभाग्।
दत्तामपि हरेत् पूर्वाच्छ्रेयांश्चेद् वर आव्रजेत्॥ ६६॥

કન્યાનું દાન એકજ વાર થાય.

માટે વચનવડે પણ એકવાર જેને દીધી તેને પરણાવવામાં ન આવે ને બીજાને પરણાવવામાં આવે તો તેમ કરનાર ચોરને જે દંડ ભોગવવા યોગ્ય ગણેલો છે તે દંડ ભોગવવાને યોગ્ય થાય.

પણ વચનવડે જે વરને દીધી હોય તે વરથી વધારે ગુણવાન્ વર મળી આવે તો પ્રથમના વરને વાગ્દાનનો વિધિ થઇ ગયો હોય તો પણ તેને ન પરણાવતાં અધિક ગુણવાન્ વરને પરણાવી.

अनाख्याय ददद् दोषं दन्ड्य उत्तमसाहसं।
अदुष्टां च त्यजन् दण्ड्यो दूषयन्स्तु मृषा शतं॥ ६६॥

કન્યામાં ન પરણવા જેવા કોઈ દોષ હોય તે જણાવ્યાવિના તેનું દાન કરવાનો વિધિ કરી નાંખવામાં આવે તો તેમ કરવાનો ઉત્તમ સાહસ સુધીનો તેની શક્તિના પ્રમાણમાં દંડ કરવો એટલે—૮૦ કોડીનો ૧ પણ એવા ૮૦ હજાર પણ સુધીનો દંડ કરવો.

કન્યામાં ન પરણવા જેવો કોઈ દોષ ન હોય છતાં તેનો ત્યાગ કરનારાનો પણ ઉત્તમ સાહસસુધીનો તેની શક્તિના પ્રમાણમાં દંડ કરવો.

અને તેવો કોઈ દોષ કન્યામાં ખરેખર ન હોય છતાં તેવા કોઈ દોષનો ખોટો આરોપ કરે તો તેમ કરનારનો તેની શક્તિના પ્રમાણમાં ૧૦૦ પણ સુધીનો દંડ કરવો. (ચાલુ)

---

## ब्रह्मवाद

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૨૬થી )

स्वकृतविचित्रयोनिषु विशन्निव हेतुतया
तरतमतश्चकास्स्यनलवत् स्वकृतानुकृतिः।
अथ वितथास्वमूष्ववितथं तव धाम समं
विरजधियोऽन्वयन् त्यभिविपण्यव एकरसं॥

આપભગવાનના અનંત સ્વરૂપને વિષેજ આપભગવાને પોતે સંપૂર્ણ સર્વ વિચિત્ર યોનિઓનું

કલ્પનાવડે સર્જન કરેલું છે.

તેથી સંપૂર્ણસર્વ વિચિત્ર યોનિઓનું તત્ત્વભૂત ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ આપ-ભગવાન્ પોતેજ છો.

સંપૂર્ણસર્વ વિચિત્ર યોનિઓનું આપભગવાન્ તત્ત્વભૂત ઉપાદાનકારણ હોવાથી સંપૂર્ણસર્વ વિચિત્ર યોનિઓમાં આપભગવાન્ મૂળથીજ અનુસ્યૂત થઈ રહેલા હોઇને આપભગવાન્ જાણે તે સર્વમાં પ્રથમથીજ પ્રવેશ પામી રહેલા તો છોજ.

છતાં આપભગવાન્ એકલાજ હોઇને અનેક થવાના હેતુથી તે સર્વનું આપભગવાને સર્જન કરેલુ હોવાથી પછી તે હેતુની સિદ્ધિ માટે તે સંપૂર્ણસર્વ વિચિત્ર યોનિઓને વિષે પોતાપણાનું અભિમાન કરી રહેવા માટે તે સપૂર્ણસર્વ વિચિત્ર યોનિઓને વિષે આપ-ભગવાન્ સંકલ્પપૂર્વક પણ પ્રવેશ કરી રહેલા છો.

એથી પછી જેમ જુદા જુદા આકાર અને પરિમાણના કાષ્ઠમાં રહેલો અગ્નિ જુદા જુદા આકાર અને પરિમાણનો દેખાય છે છતા ખરી રીતે જોતાં સર્વ કાષ્ઠોમાં રહેલો અગ્નિ એકજ હોય છે તેમ યોનિયોનિપ્રતિ પ્રવેશ પામી રહેલા આપભગવાન્ પ્રત્યેક યોનિના આકાર અને પરિમાણના તથા ઉંચનીચના ભેદવાળા જુદા જુદા પુરુષો રૂપે જણાતા છતાં તથા તેથી જુદા જુદા પુરુષપણાના અભિમાનવાળા જણાતા છતાં તે પ્રત્યેક અને સપૂર્ણસર્વ યોનિઓને વિષે ખરીરીતે જોતાં પુરુષરૂપે આપભગવાન્ એકજ વિરાજમાન થઈ રહેલા છો.

છતાં તે પ્રત્યેક યોનિના આકાર અને પરિમાણઆદિમાં તથા તેના ઉંચનીચ આદિના ભેદોમાં પોતાપણુ વા પોતાનાપણુ કરી રહેવાથી પ્રત્યેક યોનિદ્વારા ઉપસ્થિત થયેલો પ્રત્યેક પુરુષ આપભગવાનથી તથા અન્ય સર્વ પુરુષોથી પોતે જાણે કોઈ જુદો ને સ્વતંત્ર પુરુષ હોય એમ માને છે એ એક રીતે એમની અવિદ્યાને આભારી છે પણ ખરી રીતે જોતા એકજ એવા આપભગવાનના અનેક થવાના સંકલ્પની એથીજ સિદ્ધિ થાય છે.

પછી તે પ્રત્યેક પુરુષના નિર્વાહ વૈભવ તથા પ્રજનન આદિમાં અન્ય સર્વ પુરુષો સાધક વા બાધક થવાના સ્વભાવને પામેલા હોવાથી પ્રત્યેક પુરુષ પોતાના સાધકપુરુષો સાથે રાગપૂર્વકના તથા બાધક પુરુષો સાથે દ્વેષપૂર્વકના વિવિધ વ્યવહારોમાં જોડાઈ જાય છે.

તેમ થતાં પછી જાણ્યેઅજાણ્યે અનેક પુણ્ય તથા પાપ કર્મોનો સંગ્રહ કરતો પ્રત્યેક પુરુષ નિરંતર સંસરણને પામ્યા કરે છે.

આવી સ્થિતિમાં અનંત જન્મોના કોઈ શુભ પુણ્યોના પરિપાકથી જેમની મતિ નિર્મળ થયેલી હોય છે તેઓ આ વિચિત્ર યોનિઓને તેઓ જેમ છે તેમ મિથ્યા જાણે છે તેથી પછી તેમના નિર્વાહઆદિ માટે અન્ય પુરુષો સાથે રાગદ્વેષપૂર્વકના વ્યવહારોમાં જોડાતા નથી અને તે સંપૂર્ણસર્વ વિચિત્ર પણ મિથ્યા યોનિઓમા સમભાવે અને એકરસસ્વરૂપે રહેલા આપભગવાનના તત્ત્વભૂત સ્વરૂપ શોધી અવસ્થાન કરી રહી કૃતાર્થ થાય છે. (ચાલુ)

[#]

# કૃપાનાથ અને બાંટવા

[ લેખક:-શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર ]

**કૃપાનાથ**ને બાંટવા ઘણા વર્ષોથી પૂજી રહ્યું છે. છેટ વિક્રમસંવત્ **૧૯૩૬થી** બાંટવા કૃપાનાથના ચરણકમળવડે પાવન થયેલું છે. કૃપાનાથની વ્યવહારસ્થિતિ ને પરમાર્થસ્થિતિ એમ બંને સ્થિતિનાં દર્શન બાંટવાએ કર્યાં છે. સં. ૧૯૩૬થી માંડીને સં. ૧૯૮૭ (કૃપાનાથના સ્વરૂપાવસ્થાનનું વર્ષ) સુધી એમ **પચાસ** ઉપરાંત વર્ષોના ગાળા દરમ્યાન અનેકવાર બાંટવાએ કૃપાનાથની પધરામણીનો લાભ લીધો છે.

**બાંટવા** સામાન્ય ગામમાંથી આજે સમૃદ્ધ શહેર જેવું બન્યું છે. મેમણભાઈઓના દેશ-પરદેશ (મુંબઈ, કલકત્તા, રંગુન, સિંગાપુર, સિલોન, આફ્રિકા આદિ) માંના વ્યાપાર-કૌશલ્યને આભારી બાંટવાનું સમૃદ્ધપણું મુખ્યત્વે ગણાય. બાંટવા મજમુનું એટલે **બાંટવા** રાજ્ય, **સરદારગઢ** રાજ્ય ને **માણાવદર** રાજ્ય એમ ત્રણે રાજ્યની હકુમતનું ગામ છે એટલે ત્યાં **એજન્સી**-(અંગ્રેજી રાજ્યની એક પ્રકારની વહીવટ પદ્ધતિ) ની ખાસ દેખરેખ છે. **બાંટવા** રાજ્ય **જૂનાગઢ** રાજ્ય સાથે ઐતિહાસિક સંબંધ ધરાવતું એક અલગ **સંસ્થાન** છે. જૂનાગઢ રાજ્યના રાજાના જેવાજ બાંટવા રાજ્યના રાજા પણ **બાબી**-મુસલમાન છે. બાંટવા રાજ્ય પહેલાં મોટું હતું, પરંતુ પ્રથમ માણાવદર રાજ્ય અને પછી સરદારગઢ રાજ્ય એમ એકમાંથી ત્રણ રાજ્યો થવાથી, તે રાજ્ય હાલ નાનું થઈ ગયું છે.

કહેવાય છે કે હાલ જ્યાં બાંટવા છે ત્યાં પહેલાં ચારણનો **નેસ** હતો. પછી ત્યાં હાલ વંધ્યા એવી **ઘેલી** નદીને કાંઠે બાંટવાનો **ગઢ** બંધાયો. હજી જર્જરિત એવો **જૂનો** ગઢ છે અને તેના **મોટો** ને **નાનો** એવા બે **દરવાજા** પણ છે. પહેલાં તો આ ગઢની અંદર **દરબારગઢ**માંજ મેડીઓ હતી, પરંતુ હવે તો ગઢની અંદર અને ગઢની બહાર પુષ્કળ મોટાં મકાનો ને મેડીઓ થઈ ગયાં છે અને બાંટવાની સમૃદ્ધિનો ખ્યાલ આપી રહ્યાં છે. બાંટવા **સમતલ** ને **ખારોપાટ** ભૂમિપર વસેલું હોવાથી ત્યાંનું પાણી **ભાંભરું** ને હવા **સૂકી** છે એટલે ત્યાંનાં હવાપાણી સારાં ગણાય છે. બાંટવાથી **દરિયો** વીશેક માઈલ હશે, ઘેડનો રસાળપ્રદેશ ને **ભાદરકાંઠો** પણ બહુ દૂર નથી, દશેક માઈલની અંદર ગણાય. બાંટવા રાજ્યના **દરબારો** બાંટવામાં નિવાસ કરી રહેલા હોવાથી બાંટવા એ બાંટવારાજ્યની રાજધાની **જેવુંજ** છે એટલે ત્યાં જેમ મજમુની કોર્ટ ને **પોલીસ** છે તેમ બાંટવારાજ્યની પણ **કોર્ટ** ને **પોલીસ** વગેરે પણ છે. બાંટવામાં પહેલેથી વેપારી લોકો વસતા હોવાથી પહેલેથીજ તે આસપાસના ગામડાંઓનું **બજાર** બની રહ્યું છે અને પછી જ્યારથી તે જૂનાગઢરાજ્યની રેલવેની શાહપુર-સરાડિયા બ્રાંચલાઈન પર **સ્ટેશન** થયું ત્યારથી ત્યાંનો વેપાર વિશાળ થતો ગયો, એકથી વધારે કપાસનાં **જિન-પ્રેસ** થયાં અને તેની સાથે પરદેશની કમાણીનો પૈસો ભળ્યો એટલે નવાં નવાં મકાનો બનવાં લાગ્યાં, **કારીગરો** ને **મજુરો** વસવા લાગ્યા અને એ રીતે બાંટવા નાનું છતાં એક **સમૃદ્ધ શહેર**નું સ્વરૂપ ધારણ કરવા લાગ્યું છે.

પહેલેથીજ બાંટવામાં ગઢની બહાર કારડિયા **રજપૂતો** આવીને વસ્યા છે અને તે **લોકોના નિવાસસ્થાનને "કારડિયા પરા" કહે છે. કરવેરા આપે મારે કારડિયા-**

ખેતી એ તેમનો મુખ્યધંધો. બાંટવાની ભૂમિને ફળદ્રુપ બનાવવાનું મુખ્ય માન તે લોકોને ઘટે છે.

બાંટવાના ગઢની બહાર ભીમનાથ મહાદેવ બિરાજી રહેલા છે અને રામજી-મંદિર પણ છે ગઢની અંદર દરબારગઢની પાસે એક મઠ છે: ત્યાં પણ મહાદેવ બિરાજે છે. ગામમાં બીજો પણ એક મઠ હતો. તેની પેઢીઓ ને હુંડીઓ ચાલતી. હાલ તેનું અસ્તિત્વ નથી, પરંતુ તે સ્થળે હાલ નિવાસ કરતા બેમણુ ગૃહસ્થને તે સ્થળેથી શિવ-સાધના ને સમૃદ્ધિ બને મળ્યાં છે એમ કહેવાય છે.

ઝાલાવાડના ધ્રાંગધ્રા રાજ્યના ભાયાત એવા એક ઝાલા ક્ષત્રિયનું કુટુંબ અને અમારું (આ લેખકનું) કુટુંબ (પરમાર ક્ષત્રિય) પણ બાંટવામાં આવીને વસ્યાં. બાંટવારાજ્યની ઉદાર સમભાવનાના સંરક્ષણ ને સંવર્ધન અર્થે આ બને કુટુંબોએ સારો એવો ફાળો આપ્યો છે: આ કુટુંબો વર્ષોથી રાજ્યના સલાહકાર રહ્યાં છે.

અમે (આ લેખકનું કુટુંબ) મૂળ ઉત્તર કે પૂર્વ દિશમાંથી આવીને વર્ષો થયાં કાઠિયાવાડમાં વસી ગયા છીએ. અમારા (આ લેખકના) પિતામહના પિતામહ જેઠમલ-સિંહ કોડીનારથી આવીને બાંટવામા વસેલા આ જેઠમલસિંહના પુત્ર નારસિંહ જૂનાગઢના દેશવિખ્યાત દીવાન અમરજી ને તેમના પુત્રપરિવારના સુખદુખમાં સાથી રહેલા અને જૂનાગઢરાજ્યની ઉંચી પાયરીની સેવા પણ કરેલી પાછળથી તેઓ બાંટવા દરબારોના સલાહકાર ને સાથી થઈ રહેલા અને દરબારોને સારી એવી આર્થિક મદદ પણ આપેલી. આ નારસિંહના પુત્ર હરિસિંહ તો બાલપણથી જ બાંટવાના દરબારોના મિત્ર હતા અને દરબારો પણ તેમને ભાઈજેવા ગણતા ને રાખતા તે વખતે બાંટવાનું લશ્કરી ને આશ્રયસ્થાનની દૃષ્ટિએ અગત્યનું એવુ સ્થાન ગણાતું. ઘોડાઓ પણ ભેંશ ખાતા એવી બાંટવારાજ્યની સમૃદ્ધિ હતી અને સોરઠની તે વખતની અવ્યવસ્થિત ને આક્રમણશીલ પરિસ્થિતિમાં માનભરી રીતે પોતાનું શિર ઉંચુ રાખી શકવાની બાંટવામાં શૂરવીરતા પણ હતી. બાંટવારાજ્યની આ સમૃદ્ધિ ને શૂરવીરતામા બાંટવા દરબારોના આ "હરિસિંહભાઈ"નો પણ સૌમ્ય એવો સંગીન ફાળો હતો. આ હરિસિંહના ત્રણ પુત્રો લાલસિંહ, દોલતસિંહ ને જાલમસિંહ હતા તેમાં સૌથી મોટા લાલસિંહ અમારા (આ લેખકના) પિતા થાય અને દોલતસિંહ મોટા કાકા ને જાલમસિંહ નાનાકાકા થાય. આ લાલસિંહના અમે ત્રણ પુત્રો પ્રતાપસિંહ, કરણસિંહ ને દયાળ-સિંહ તથા બે પુત્રીઓ ગોદાવરીબહેન ને હરિબાળબહેન. અમારાં માતુશ્રીનુ નામ જવેરબાઈ. અમે પાંચ ભાંડરાંમા હું દયાળસિંહ-(આ લેખક) સૌથી નાનો. (આ લેખ લખાય છે તે વખતે) અમે ચાર ભાંડરાં હયાત છીએ: અમારા મોટાભાઈ પ્રતાપસિંહ હયાત નથી અમારાં માતા ને પિતા હયાત નથી તેમ જ અમારા બને કાકાઓ પણ હયાત નથી અમારા સદ્‌ગત બને કાકાઓનાં પુત્રપરિવાર છે.

અમારા પિતાશ્રી લાલસિંહજી શિક્ષક, ફોજદાર ને વકીલ (એજન્સી પ્લીડર) અનુક્રમે થયેલા અને તેમણે વ્યવહારમાં પ્રતિષ્ઠા ને પૈસો પ્રાપ્ત કરેલાં. બાંટવારાજ્યના પણ પોતાના પૂર્વજોની પેઠે તેઓ સલાહકાર રહેલા અને આર્થિક રીતે પણ સહાયભૂત થયેલા. રાજ્યની પેઠે પ્રજાનાં પણ તેમણે પ્રેમ ને માન સંપાદન કરેલાં: અને તેથીજ

તેમના મરણ પછી રાજાપ્રજા બંનેએ ખરા દીલથી શોક પાળેલો: **હિંદુ મુસલમાન, બ્રાહ્મણ ભંગી** સૌને તેમના મૃત્યુથી બહુ લાગી આવેલું અને તેમના હંમેશને માટે જવાથી તે લોકોમાંથી જાણે કેમ કોઈ એક **દેવતવાળું** જતું રહ્યું ન હોય એમ તે લોકોને હૃદયથી લાગેલું… !

સંવત્ ૧૯૩૬માં જ્યારે **કૃપાનાથ** ગુજરાતીશાળાના મહેતાજી તરીકે **અડવાણાથી લીંબુડા** પધાર્યા, ત્યારે **બાંટવાની** ગુજરાતી તાલુકા સ્કૂલમાં અમારા પિતાશ્રી **લાલસિંહજી** શિક્ષક હતા: અને ત્યારથી લાલસિંહજીએ કૃપાનાથને એક **મહાત્મા** તરીકે પિછાનેલા અને ત્યારથી જ કૃપાનાથપ્રતિ લાલસિંહજીને **સખાભક્તિ** પ્રકટેલી. પછી સમય જતાં કૃપાનાથ **શિક્ષકમાંથી શિરસ્તેદાર ને શિરસ્તેદારમાંથી કારભારી** થયા. આ પછી કૃપાનાથ વ્યવહારમાંથી નિવૃત્ત થયા અને કેવળ **ત્યાગીજીવન** જીવવા લાગ્યા. ત્યાગીજીવનમાં પણ કૃપાનાથ સિદ્ધકોટિને પામ્યા: **યોગી, જ્ઞાની, સદ્ગુરુ** ને **આચાર્યના** પદે પહોંચ્યા અને ભક્તોના **ભગવાન્** તરીકે પૂજાયા ને હજી પૂજાય છે. લાલસિંહજી પણ શિક્ષકમાંથી **ફોજદાર** ને **ફોજદારમાંથી વકીલ** થયા: અને સં. ૧૯૪૪માં કૃપાનાથની **દીક્ષા** પ્રાપ્ત કરીને પ્રથમ પંક્તિના **સાધક, સુશિષ્ય** ને **સખાભક્ત** થઈને સ્વજીવન ધન્ય કરી ગયા અને પોતાના કુટુંબિજનોને, જ્ઞાતિજનોને ને અન્યજનોને કૃપાનાથની **પ્રસાદદીક્ષા** પ્રાપ્ત કરવાની પ્રેરણા આપીને પરોપકારનું ઉચ્ચકક્ષાનું કાર્ય પણ કરી ગયા.

સંવત્ ૧૯૧૪માં **મોજીદડમાં** કૃપાનાથનું પ્રાકટ્ય અને **કુતિયાણામાં** મોસાળે લાલસિંહજીનો જન્મ સં. ૧૯૧૮માં: એટલે ઉંમરમાં કૃપાનાથ લાલસિંહજીથી **ચારેક** વર્ષ મોટા. સં. ૧૯૬૪માં **બાંટવામાં** લાલસિંહજીનું **દેહાવસાન** લગભગ **૪૬** છેતાળીશ વર્ષના વયે થયું: એટલે સં. ૧૯૩૬થી સં. ૧૯૬૪ સુધી એમ લગભગ **૨૮** અઠ્ઠાવીશ વર્ષસુધી કૃપાનાથનાં સમાગમ ને સેવાનો **લાભ** લેવા લાલસિંહજી અહીં-આ લોકમાં ભાગ્યશાળી થયા. તે પછી કૃપાનાથ બીલખા—આનંદાશ્રમમાં સં. ૧૯૮૭માં લગભગ ૭૩ તોંતેર વર્ષની વયે **સ્વરૂપાવસ્થાન** પામ્યા ત્યાંસુધી એટલે લગભગ ૨૩ વર્ષ આ લોકમાં બિરાજ્યા.

શરૂઆતથીજ અમારા પિતાશ્રી લાલસિંહજીને સાધુસંતોનો **સમાગમ** ને સાધુસંતની **સેવા** પ્રિય હતાં અને અરધી **રાતે** અંધારામાં કે **પ્રાત:કાલે** વહેલા મળસકામાં **પરમાત્માનું** સ્મરણધ્યાન તે કર્યા કરતા. એ વખતનું એમનું **જિજ્ઞાસુજીવન** હતું: એવામાં એમને કૃપાનાથ મળી ગયા: એટલે પછી એમના જિજ્ઞાસુજીવનનું **સાફલ્ય** સાધવામાં એમને સાચા સદ્ગુરુનો સાથ મળી ગયો અને એ રીતે પોતાના આ જીવનમાં ને તે પછી પણ **પરમશાંતિ પોતામાં પોતાવડે** પામવામાં સારી એવી સરળતા એમને સાંપડી ગઈ… !

સાચા **સદ્ગુરુ** મળવા એ પરમાત્માની **કૃપા** અથવા પરમાત્માની કૃપાજ **સદ્ગુરુ**રૂપે પ્રકટે છે અને શરણે આવેલા જીવને **સ્વરૂપસ્થિતિ** પમાડી **પરમપદે** સ્થાપે છે.

**કૃપાનાથ** અડવાણાથી લીંબુડા મહેતાજીરૂપે સં. ૧૯૩૬માં પધારવાના હતા તે પહેલાંજ બાંટવાની તાલુકા નિશાળમાં લાલસિંહજીને પોતાના એક કેળવણીખાતામાંના પરિચિત સજ્જન તરફથી **પત્ર** મળ્યું કે "અડવાણાની નિશાળમાંથી બદલીને લીંબુડા નિશાળ ખાતે જે **નથુરામ** (કૃપાનાથનું નામાભિધાન) મહેતાજી આવે છે તેનો **પરિચય સાધવા જેવો**

છે...તેનો સમાગમ કરવાજેવો છે...ઈત્યાદિ...". આ પત્ર ઉપરથી પરોક્ષરીતે પણ ભાવપૂર્વક કૃપાનાથનું ચિંતન લાલસિંહજીના ચિત્તમાં અવ્યક્તપણે ચાલુ થઈ ગયું અને જ્યારે કૃપાનાથ સાક્ષાત્ પધાર્યા ત્યારે જાણે કેમ પૂર્વપરિચિત ન હોય એમ બેઉ ભાવપૂર્વક મળ્યા...અને...પછી સં. ૧૯૩૬ થી સં. ૧૯૩૮ સુધી મહેતાજીરૂપે કૃપાનાથ લીંબુડામાં બિરાજ્યા ત્યાંસુધી લીંબુડાની નિશાળ ખાંટવાની તાલુકા નિશાળની નીચેની હોવાથી નિશાળને લગતા કામકાજને અંગે કૃપાનાથનું ખાંટવામાં વારંવાર પધારવું થતું એટલે લાલસિંહજીને કૃપાનાથના સમાગમનો લાભ મળવા લાગ્યો. વળી ખાંટવારાજ્યનુંજ લીંબુડા ગામ હોવાથી અને બંને ગામ વચ્ચે માત્ર પાંચ-છ માઈલનું અંતર હોવાથી અન્યરીતે પણ લાલસિંહજી કૃપાનાથનો સમાગમ સેવવા પ્રયત્નશીલ રહેવા લાગ્યા અને એ સમાગમને સખાભક્તિનું સ્વરૂપ આપવા મથવા લાગ્યા...!

લીંબુડાથી કૃપાનાથ જાફરાબાદ શિક્ષકરૂપે, જાફરાબાદથી માંગરોળ કારભારીના પર્સનલ ક્લાર્ક ને શિરસ્તેદારરૂપે, માંગરોળથી વરલ કારભારીરૂપે અને વરલથી હિમાલય કાશી-આદિ તરફ ત્યાગીરૂપે વિચરતા રહ્યા એ (સં. ૧૯૩૮ થી સં. ૧૯૪૩) વર્ષો દરમ્યાન પણ લાલસિંહજીનું કૃપાનાથના સમાગમસેવનનું કાર્ય પત્રદ્વારા 'ને ચિંતનદ્વારા ચાલુ રહ્યું હતું. પછી તો ત્યાગી એવા કૃપાનાથને ખાંટવા પધરાવીને સં. ૧૯૪૪ માં લાલસિંહજીએ કૃપાનાથનું વિધિવત્ શરણ ગ્રહણ કર્યું-દીક્ષા લીધી અને પોતાની જીવનનાવના નાવિકપદે કૃપાનાથને સદાને માટે સ્થાપ્યા અને "અહં" ને "મમ" માંથી મુક્ત થયેલાને જે આનંદ અનુભવાય છે તે આનંદના ભોક્તા થઈ રહ્યા.

ત્યાગીજીવન ધારણ કર્યા પછી પણ શરૂ શરૂમાં કૃપાનાથને પોતાને ઘેર પધરાવવાની કોઈ શિષ્યની બહુ ઈચ્છા થતી તો કૃપાનાથ પરોઢિયે પધારતા એવો ક્રમ હતો: એટલે ખાંટવામાં ભીમનાથની જગ્યામાં કૃપાનાથનો ઉતારો હતો ત્યાંથી લાલસિંહજીને ઘેર કૃપાનાથ પરોઢિયામાં પધારવાના હતા. સાક્ષાત પ્રભુ આજે પોતાને ત્યાં પહેલવહેલા પધારવાના છે એવા ઉલ્લાસથી યુવાન્ એવા લાલસિંહજી સાત્વિક એવી પૂર્વ તૈયારી મસ્તભાવે કરી રહ્યા હતા...પરંતુ પોતાના પુત્રની આ મસ્તભક્તિ લાલસિંહજીનાં માતુશ્રી પ્રેમબાઈ માપી ન શક્યાં એટલે મુંઝાયાં અને એ મુઝવણમાંથી અરુચિ પ્રગટી. પોતાનાં માતુશ્રીની એ અરુચિ પ્રતાપી ક્ષત્રિયમાતાના દક્ષ એવા ભક્ત પુત્ર લાલસિંહજી કળી ગયા એટલે વદ્યા કે: "મા, આપણે ત્યાં પધારે છે એ સામાન્ય બ્રાહ્મણ નથી...જો, જો, તો ખરાં...!". પછી તો લાલસિંહજીને ત્યાં કૃપાનાથ નિયમ પ્રમાણે પધાર્યા અને લાલ-સિંહજીએ પોતાના પ્રભુનું પૂજન સ્વાર્પણભાવે કરીને સ્વજીવન ધન્ય કર્યું: તે પુણ્યકાળે લાલસિંહજીનાં માતુશ્રી પ્રેમબાઈને પ્રભુના પાદારવિંદમાં પરમજ્યોતિનું દર્શન થયું અને એ પરમજ્યોતિના દર્શનથી પ્રેમબાઈના અંતઃકરણનું આવરણ દૂર થઈ ત્યાં પ્રેમભક્તિ પ્રકટી: અને પછી પ્રભુનાં ભજનો સુમધુર કંઠે ગાતાં ભાવાવેશવાળાં પ્રેમબાઈને જેમણે નિહાળેલાં તેમને તેમની પ્રેમભક્તિનું મધુર દર્શન થયેલું...!

"આપણા લીંબુડાના મહેતાજી હતા તે અહીં ભીમનાથમાં ઉતર્યા છે એમ સાંભળ્યું છે. તે આપણને મળે ખરા, લાલસિંહભાઈ?" આમ એકવાર ખાંટવાના ઉદાર દીલ એવા વિવેકી બાબી મુસલમાન દરબાર સાહેબે લાલસિંહ વકીલને બોલાવીને પૂછી જોયું.

"બાપુ, હવે એ સામાન્ય મહેતાજી નથી રહ્યા: આપણે તેમની પાસે જવું જોઈએ..."

લાલસિંહજીએ શાંતિથી સ્પષ્ટભાવે કહી દીધું.

આ ઉપરથી સરળ ને સાદા એવા દરબાર સાહેબ લાલસિંહજીને સાથે લઈને ભીમનાથમાં કૃપાનાથ જ્યાં બિરાજતા હતા ત્યાં આવ્યા.

કૃપાનાથનાં દર્શન થતાં દરબારસાહેબથી સ્વાભાવિકરીતે કૃપાનાથને સલામ થઈ ગઈ અને કૃપાનાથે સ્મિત કરીને હસ્તકમળવડે આશીર્વાદ આપ્યા. કૃપાનાથના સાંનિધ્યમાં રાજાતરીકેનું માન મૂકીને વિનયશીલ એવા દરબારસાહેબ નીચે સામાન્ય આસનપર બેસી ગયા. કૃપાનાથને-પોતાના પ્રભુને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરીને આજ્ઞા થતાં લાલસિંહજી પણ બેઠા. કુશળ સમાચાર પૂછવાનો સામાન્ય શિષ્ટાચાર કર્યા પછી "કુરાને શરીફ", "હદીસ" આદિમાંનાં ને તેને લગતાં કે મળતાં બીજાં બોધવચનો અને રાજાતરીકેના કર્તવ્યસંબંધી સદુપદેશવચનો પણ સંક્ષેપમાં સત્ય, પ્રિય ને હિતકર વાણીમાં કૃપાનાથે દરબારસાહેબને શ્રવણ કરાવ્યાં.

કૃપાનાથનાં સદુપદેશશ્રવણસમયે દરબારસાહેબના સરળ અંતઃકરણમાં જે સાત્ત્વિકભાવો અવ્યક્તભાવે ઉભરાઈ રહ્યા હતા તે દરબારસાહેબની મુખમુદ્રાની પ્રસન્નગંભીર એવી સૂક્ષ્મવ્યક્ત રેખાઓદ્વારા લાલસિંહજી જોઈ શક્યા હતા.

કૃપાનાથપાસેથી ઊઠ્યા પછી રસ્તે ચાલતાં દરબારસાહેબથી લાલસિંહભાઈ પ્રતિ પ્રસન્નભાવે બોલી જવાયું કે:—"ખરેખર, એ ઓલિયા છે ... !"

કૃપાનાથનું સદ્ગુરુરૂપે-આચાર્યરૂપે પ્રથમ પહેલું પ્રકટ સમૂહપૂજન સં. ૧૯૪૬ની આષાઢીપૂર્ણિમાએ ચાતુર્માસના પૂર્વપૂજનરૂપે જૂનાગઢપાસે ગિરનારની છાયામાં દામોદરજીના પુણ્યસ્થાનની પાડોશમાં સોનરેખ (સુવર્ણરેખા) નદીના તીરપ્રાંત પર આવેલી મુચકુંદગુફામાં થયેલું. તે પછી ત્યાં ને ત્યાં મુચકુંદગુફામાંજ સં. ૧૯૪૭ની કાર્તિકીપૂર્ણિમાએ પણ ચાતુર્માસના ઉત્તરપૂજનરૂપે કૃપાનાથનો મહાપૂજનમહોત્સવ ઉજવાયો હતો.

આ મહાપૂજન સમયે ગામેગામના શિષ્યોની વિનંતિઉપરથી રચાયેલા ઉપદેશપ્રવાસના ક્રમપ્રમાણે કૃપાનાથ બાંટવા પધાર્યા. બાંટવામાં સરદારગઢ રાજ્યના ઉતારાતરીકેનું સરદારગઢ રાજ્યની માલિકીનું વિશાલ મકાન નામે "નવલખો": તેમાં કૃપાનાથનો ઉતારો ઘટિત એવી શુદ્ધિ ને સાફસૂફી કરાવીને ગોઠવ્યો હતો. અહીં એકવાર સ્નાનસમયે કૃપાનાથે ગરમ પાણીને સમશીતોષ્ણ કરવામાટે વિશેષ ટાઢું પાણી લાવવાની આજ્ઞા કરી. કૃપાનાથની સેવામાં રહેનાર સેવક જે સ્થળે પાણીથી ભરેલાં વાસણો હતાં ત્યાં પાણી લેવા ગયા; પરંતુ હમણાં જ પાણીથી ભરેલાં વાસણોને પોતે જોયેલાં તે વાસણોમાં જરાય પાણી ન મળે: આથી તે સેવક આશ્ચર્ય પામ્યા અને ત્યાં લાલસિંહજી વગેરે જેઓ કૃપાનાથની સેવામાં બેઠેલા હતા તેમને આ હકીકત જણાવી. તે ઉપરથી લાલસિંહજી વગેરે કે જેઓએ પણ પાણીથી ભરેલાં વાસણો જોયાં હતાં તેઓને પણ નવાઈ લાગી અને વિશેષ ખાતરી કરવામાટે તેઓ પણ તે સ્થળે ગયા ને જોયું તો વાસણોમાં જરાય પાણી ન દીઠું. આથી કૂવામાંથી તાજું પાણી લાવવામાટે વ્યવસ્થા કરવા લાગ્યા, તો ત્યાં રાખેલું પાણી કાઢવાનું સાધન પણ ન મળે: આથી તો બહુ આશ્ચર્ય થયું ને વ્યગ્રતા અનુભવી. આ સઘળો સમય જેનાપર બેસીને સ્નાન કરવાનું હતું તે (લાકડાના) પાટલાઉપર કૃપાનાથ શાંતિથી બેસી રહ્યા. પછી એઓશ્રીએ પાણીનાં વાસણો પુનઃ તપાસવાની સેવકને આજ્ઞા કરી. આથી સેવકે જઈને જોયું તો વાસણો પાણીથી

ભરેલાં હતાં: એટલે જોઈતું ટાઢું પાણી લઈને તે સેવક આવ્યો અને તેની સાથે લાલસિંહજી વગેરે પણ કૃપાનાથની સેવામાં આવ્યા: એટલે કૃપાનાથ સમભાવે સ્મિત કરીને વદ્યા કે:—

"કેમ, સિંહ (કૃપાનાથ લાલસિંહજીને "સિંહ" કહીને સંબોધતા), પાણી પણ પૂરું પાડી ન શકાય ને?...સંત ધારે તો રાજાના મહેલમાં પણ ન સમાય...અને... ધારે તો રંકની ઝુંપડીમાં પણ સમાસ કરી લે...!"

કૃપાનાથનાં કડક ભાસતાં આ કૃપાવચનો સાંભળીને ત્યાં ઊભેલા સૌ કૃપાનાથના ચરણમાં નમી પડ્યા અને સમૃદ્ધિજન્ય કે સાધનસંપન્નતાજન્ય અભિમાનવૃત્તિ જે સંતસેવામાં પણ ભળી ગઈ હતી તે ત્યાં ઉપસ્થિત એવા સૌમાંથી નીકળી ગઈ: સંતસેવાનું આ સાત્ત્વિક ફલ...!

શરૂ શરૂમાં સવારમાં વહેલા કૃપાનાથ બહાર ફરવા પધારતા. તે પ્રમાણે બાંટવામાં બિરાજતા ત્યારે પણ કૃપાનાથ સવારે વહેલા બહાર ફરવા પધારતા. સાથે લાલસિંહજી તો અવશ્ય હોયજ: બીજાઓ પણ હોય. બાંટવામાં "નવલખા"માં જેમ કૃપાનાથ બિરાજતા તેમ માણાવદર રાજ્યના ઉતારામાં પણ બિરાજતા. જ્યાં બિરાજતા ત્યાંથી સવારમાં વહેલા કૃપાનાથ વિચરતા: સાથે લાલસિંહ તો હોય જ: કારણ કે, જેટલા દિવસો કૃપાનાથ બાંટવામાં બિરાજતા તેટલા દિવસો રોજ રાતે કૃપાનાથના ઉતારે સેવામાં રહેવાનો ને સવાનો લાલસિંહજીનો નિયમ હતો (સદ્ગુરુની સેવામાં રહેવાના આવા નિયમો ગૃહસ્થશિષ્યને આધ્યાત્મિક અભ્યાસમાટે બહુ ઉપકારક છે): એટલે કૃપાનાથની સાથે સવારે પણ ફરવા જવાનો લાભ પણ લાલસિંહજી ખાસ લેતા. ફરવાનું મોટે ભાગે બાંટવાની ઉત્તરભણીની સડકપર બાગને વટાવીને ટણુડીવાવ, નવનાળાળો પુલ કે છેટ ભલગામના ખારા સુધી થતું: ત્રણ ચાર માઈલ ફરવાનું થઈ જતું. કૃપાનાથ જેવા સિદ્ધકોટિના અવતારી મહાપુરુષસાથે આ પ્રમાણે ફરવાનો લાભ તો જેમનાં મહત્પુણ્ય હોય તેમનેજ મળે: કૃપાનાથસાથે તે કાળે ફરનારા ભાવિકોનાં જીવન ખરેખર ધન્ય થયાં...પરમ પ્રાણવાન્ ને પરમ પ્રફુલ્લ એવા તે સમયની પરમ સમાહિત એવા અંતઃકરણમાં ઝબોળાઈને નીકળેલી કૃપાનાથની સમાધિવાણી ઝીલનારાં ચેતન હૃદયો ખરેખર ધન્ય થયાં...અચેતન એવાં એ ટણુડીવાવ, નવનાળાળો પુલ ને ભલગામનો ખારો અને અચેતન એવી એ સમગ્ર ખારોપાટ ભૂમિ પણ ધન્ય છે કે જ્યાં કૃપાનાથ જેવા પરમસંતની પરમસાત્ત્વિક વાણી પરમસૂક્ષ્મ એવા સંસ્કારોરૂપે સંઘરાઈ રહી છે અને હજી પણ આસ્તિક-બુદ્ધિથી ને ભક્તની ભાવનાસાથે બ્રાહ્મમુહૂર્તમાં ત્યાં જઈને અનુસંધાન કરનારને એ પરમસાત્ત્વિક વાણી અંતરમાં સૂક્ષ્મભાવે સંભળાય ખરી ને જીવનફિલસૂફીની ગૂઢ ગૂંચો ઉકેલીને જીવનસમસ્તને અજવાળે ખરી...!

તે કાળના બાંટવાના તાજવિનાના રાજાજેવા લાલસિંહજી હાથમાં 'વાલસટ' (મીણબત્તીને કાચની ચીમનીવાળી એક પ્રકારની લાંબી બત્તી) લઈને વિનમ્રભાવે ચાલતા હોય અને કૃપાનાથ હસ્તકમળમાં બ્રહ્મદંડ ધારણ કરીને વિચરતા હોય ને સાથે ચાલનારાઓને ગંભીરઉપદેશસાથે સાત્ત્વિક વિનોદનો લાભ પણ આપતા જતા હોય: એ કેવું પરમભવ્ય ને પરમમધુર દૃશ્ય...! [ચાલુ]

———:o:———

# શ્રીસદ્‌ગુરુનો ઉપકાર

[ લેખકઃ-શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે-પોરબંદર ]

ગરવા ગુરુજીનાં વેણ, અમને બહુ સાંભરે રે;
મીઠડાં ગુરુજીનાં વેણ, આનંદ હૃદયે ભરે રે. ટેક.

એરે વચનોમાં અમૃત ઝરે, સુણતાં કર્ણો તૃસ ન થાય;
(પણ) હૃદય ગ્રન્થિને ભેદીને, જીવ કૃતકૃત્ય થાય. ગરવા. ૧

ભવસાગરમાં ભટકતાં, દુઃખિયાં અમે અપરંપાર;
દયા રે કરી અમ ઉપરે, ગુરુજી દીનના દયાળ. ગરવા. ૨

ભવભયથી નિર્ભય કર્યાં, કીધાં અનાથને સનાથ;
દુઃખિયાંને સુખિયાં કર્યાં, ગુરુદેવે પકડીને હાથ. ગરવા. ૩

પાંખો વિનાનાં અમે પંખીડાં, હતાં જેદી બાળ અજ્ઞાન;
તેદી ગુરુજીએ દઇને પાંખ, કરાવ્યાં અમૃત પાન. ગરવા. ૪

એરે પાંખે અમે પરવર્યાં, કરવા નંદનવનમાં વિહાર;
પોતાનાં જાણીને પ્રભુએ પોષિયાં, દઈ વચનામૃત આહાર. ગરવા. ૫

માયાનો મિથ્યા ભેદ, સદ્‌ગુરુએ સમજાવિયો;
આપી અનેક દૃષ્ટાંત, મિથ્યા મોહ ટાળીઓ. ગરવા. ૬

માટી તંતુ ને જળ થકી, દીસે ઘટપટ તરંગનો ભેદ;
પણ નામરૂપના બાધથી, સત્યસ્વરૂપે અભેદ. ગરવા. ૭

ઘટાકાશથી મહાકાશનો, અજ્ઞાન દૃષ્ટિએ ભેદ;
પણ ઉપાધિના ત્યાગથી, મૂળ સ્વરૂપે અભેદ. ગરવા. ૮

જીવ શિવનો પણ એ સમ, માયા ઉપાધિએ ભેદ;
જ્ઞાન દૃષ્ટિએ જોતાં ખરે, દીસે લેશ ન ભેદ. ગરવા. ૯

એરે જ્ઞાને નિર્ભય થઇ, ફરતાં ભવસાગરમાંય;
સદ્‌ગુરુના પ્રતાપથી, અમને ભય નહિ ક્યાંય. ગરવા. ૧૦

ગુણઓશિંગણ અમે કેમ થશું, અલ્પ સાધનનાં બાળ;
આયુષ્ય ટૂંકી ઉપાધિ ઘણી, શિરપર કાળ કરાળ. ગરવા. ૧૧

આજ સુધી અમને પ્રભુ, જેવી કીધી સહાય;
એવી અંતે આવી કરજો, જેથી સિદ્ધિ થાય. ગરવા. ૧૨

હૃદયકમળ ચરણે ધરી, શિર નામી જોડીએ હાથ;
પૂજા દીનની માની લેજો, ચતુરભુજના નાથ. ગરવા. ૧૩

——[*]——

# श्रीआनंदाश्रम-समाचार

[ માઘ માસ ]

**પાટોત્સવઃ**—ગત ફાગણ સુદિ પાંચમ ને ગુરુવારે શ્રીદક્ષિણામૂર્તિનાથે મંદિરના પાટોત્સવ નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું યથાવિધિ મહાપૂજન કરવામાં આવ્યું હતું. આ મહાપૂજનનો લાભ લેવામાટે શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી. જયચંદ બહેચર વકીલ, શ્રી. મહારાણીદાસભાઈ, શ્રી. દ્વારકાદાસભાઈ, શ્રી. હરિલાલભાઈ, શ્રી. કાનજીભાઈ તથા તેમનું કુટુંબ શ્રીઆનંદાશ્રમમાં આવ્યા હતા. પૂજન થઈ રહ્યા બાદ શ્રી. કાનજીભાઈએ રચેલું કાવ્ય તેમણે ભાવપૂર્વક ગાયું હતું, જે આ અંકમાં પ્રસિદ્ધ થયું છે. રાત્રે શ્રીદક્ષિણામૂર્તિ સનાતન ધર્મવિદ્યાલયના શાસ્ત્રીઓ, વિદ્યાર્થીઓ આદિ બ્રાહ્મણોદ્વારા વસંતપૂજા કરાવવામાં આવી હતી. વેદપાઠ થયા બાદ દક્ષિણા આદિવડે તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો.

**શ્રીસદ્ગુરુપૂજનઃ**—ગત માઘ વદિ તેરશ (મહાશિવરાત્રિ)ના પવિત્ર દિવસે મહેશ્વર-સ્વરૂપ પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન સૌ આશ્રમવાસીઓએ મળીને કર્યું હતું. ભજન થયા પછી સૌને પ્રસાદ અને ચરણામૃત અપાયાં હતાં.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેકઃ**—શ્રી. હીરજી ગોવિંદજી-કરાંચી. શ્રીમતી બહેન નર્મદાબાઈ-કુંડલા. લઘુરુદ્ર. બહેન કસ્તુરબાઈ વગેરે મંડળ-ખાર. શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીયા. બહેન રમુબહેન પંડ્યા-સુરત. શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી-બોટાદ. રુદ્રાભિષેક.

**મુખ્યભેટઃ**—રૂા. ૧૭-૮-૦ શ્રી. કેવળચંદ કાનજી પારેખ-ગોંડલ. રૂા. ૧૦૧-૦-૦ હાલ જોડીઆ-નિવાસી શ્રી. દ્વારકાદાસ ખેતસી ઠક્કર તરફથી પોતાનાં સદ્‌ગત માતુશ્રી પુરીબાઈની સદ્‌ગતિ નિમિત્તે દર વર્ષે પોષ સુદિ ૧૨ના દિવસે આ રકમના વ્યાજમાંથી પૂજ્યપાદશ્રીને થાળ ધરવાનિમિત્તે. રૂા. ૫૧-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીઆ. રૂા. ૪૦-૦-૦ શેઠ રાજસી જીવરાજ-વાંકાનેર. રૂા. ૧૦૧) શ્રીમતી બહેન દેવકાંબાઈના પુણ્યાર્થે તેના વ્યાજમાંથી દરવર્ષે જેઠ સુદિ ૪ ને દિવસે શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવા નિમિત્તે અર્પણ કરનાર હા. રૂગનાથ સુંદરજી-કરાંચી. રૂા. ૧૭-૦-૦ મુંબઈનિવાસી. શ્રી. મણિલાલ છોટાલાલ કેશાણી તરફથી ચિ. ભાઈ જગમોહન રમણિકલાલ કેશાણીના લગ્નનિમિત્તે.

**ભોજનઃ**—રૂા. ૨૧) હા. ગોકુલદાસ પોપટલાલ વાલજી-જામનગર. ત્રણ માસ સુધીના એક વિદ્યાર્થીના સાદા ભોજન માટે. શ્રીમતી બહેન કસ્તુરબાઈ વગેરે મંડળ-ખારતરફથી વિદ્યાર્થીઓને મહાશિવરાત્રિના ફલાહાર માટે. શ્રી. વેલજી સવજી-જામનગર હા. શ્રી. છગનલાલભાઈ. શ્રી. શેઠ રાજસી જીવરાજ-વાંકાનેર. શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ. શ્રી. મોરારજી ઓધવજી અઢીયા-ભીલખા. ૩૦-૦-૦ શ્રી. વોરા મયાશંકર ભગવાનજીનાં વિધવા ગં. સ્વ. બહેન મુક્તાબાઈતરફથી ફા. સુદિ ૨ ના દિવસે સદ્‌ગત રતનજી ભગવાનજીના પુણ્યાર્થે મુંબઈ. શ્રી. દુર્લભદાસ માધવજી-નાગેશ્રી.

**થાળઃ**—શ્રી. મોરારજી ઓધવજી અઢીયા-ભીલખા. શ્રી. નાનાલાલ જીવનભાઈ-ભીલખા રૂ. ૧૦ શ્રી. વિઠ્ઠલભાઈ તરફથી માઘ સુ. ૩ ના થાળના હા. શ્રી. બેન કસ્તુરબાઈ ગોરધનદાસ-મુંબઈ.

શ્રી. કેશવલાલ કરશનદાસ–કરાંચી. શ્રી. દ્વારકાદાસ ખેતસી જોડીઆ [ ૨ થાળ. ] શ્રી. પ્રભાશંકર કાલિદાસ વ્યાસ–શાહપુર. બેન કસ્તુરબાઇ જયશંકર વ્યાસ–બીલખા. શ્રી. હરિલાલ બહેચર–વીસાવદર-વાળા તરફથી બહેન નર્મદા હરિલાલની સદ્‌ગતિ નિમિત્તે [ ૨ થાળ ] શ્રી. કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ [ ૨ થાળ. ] શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી–બોટાદ. શ્રી. રતિલાલ મનોરદાસ–બોરીવલી. શ્રી. ભાનુશંકર કાશીરામ–સુપેડી. શેઠ મૂળજી પ્રાગજી–કરાંચી. [ ૪ થાળ. ] શ્રી. શિવલાલ બહેચરલાલ શાસ્ત્રી–ઢાંક. [ ૨ થાળ. ] શ્રી. હીરજી ગોવિંદજી ચંદારાણા–કરાંચી ફુલહાર નિમિત્તે. શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ [ ફા. વ. ૪ ના થાળના. ] શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. મીસ્ત્રી માધવજી દેવશી–મોટાદેવળીયા [ ૪ થાળ. ] શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–[ ફા. સુ. ૧ તથા ફા. વ. ૧૧ ના થાળના. ] શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી–બોટાદ. શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક જામજોધપુર–[ ૨ થાળ. ]

**અખંડદીપક:**–૫–૪–૦ હા. ગોકુળદાસ પોપટલાલ–જામનગર. ૧–૪–૦ હા. કેશવલાલ કરશનદાસ કરાંચી. ૦–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચી. ૦–૮–૦ રતિલાલ મનોરદાસ–બોરીવલિ ૧–૦–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર–બેંગલોર. ૧૦–૦–૦ બેન રવિકુંવર હરજીવન પોટા–રાજકોટ. ૫–૪–૦ શ્રી. વિઠ્ઠલદાસ પીતાંબરદાસ–મુંબઈ. હા. ઠા. છગનલાલ શવજી મુંબઈ. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ–માંગરોળ. ૦–૮–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક–જામજોધપુર. સિવાય રૂા. ૨) તેમના તરફથી દૂધ નિમિત્તે આવ્યા છે.

**દીનજનોને સાહાય્યાર્થે આવેલી રકમો:**—રૂા. ૧૦ હા. દામોદર આણંદજી–વરતેજ હા. બહેન ત્રિવેણી બહેન–દામનગર. રૂા. ૫–૦–૦ હા. અમૃતલાલ પરમાણંદ–દામનગર.

**પુસ્તક પ્રચાર:**—રૂા. ૫૨) શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર–મુંબઇવાળા તરફથી "પત્રકલ્પમંજરી"નું બીજું પત્ર અંગ્રેજીમાં છપાવવા નિમિત્તે.

આનંદાશ્રમ મુમુક્ષુ મંડળ–મુંબઈમાં તથા જંબુસરમાં ને મોજીદડ, જૂનાગઢમાં ત્યાંના ગુરુ-બંધુઓએ મળીને મહાશિવરાત્રિએ તથા પાટોત્સવના દિને પ્રભુશ્રીનું પૂજન કર્યું હતું.

શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ [ જૂનાગઢ ] એમણે શ્રીઆનંદાશ્રમ [ બીલખા ] માં એક ઓરડો બંધાવીને શ્રીઆનંદાશ્રમને અર્પણ કરવાનો શુભસંકલ્પ જણાવ્યો છે.

ગત ફાગણ સુદિ ૨ સોમવારે પોતાના સદ્‌ગતપુત્ર હરિલાલની આત્મશાંતિ અર્થે શ્રીઆનંદાશ્રમ [ બીલખા ]માં શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ [ જૂનાગઢ ] એમના તરફથી બે બ્રાહ્મણ બટુકોને યજ્ઞોપવીત ધારણ કરાવાયાં છે.

શ્રીમોજીદડ–આનંદાશ્રમમાં ચાલતી પાઠશાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને દર માસે ઈનામ પ્રસાદરૂપે રોકડ રકમ પતાસાં કે પેંડા આપવા માટે તથા ઉનાળામાં પરબ માટે કુલ રૂા. ૨૫) પચીશ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગરવાળા તરફથી આવેલ છે, અને તેમના તરફથી અવારનવાર શ્રીમોજીદડ–આનંદાશ્રમમાં રુદ્રાભિષેક કરાવાય છે.

——[ ० ]——

## श्रीसनातनधर्मप्रवृत्ति

શ્રીનાથમહેશ્વરપંચાયતન (પંચદેવ)ના મંદિરમાં નિત્ય થાળ ધરાવવામાટે સદ્ગત દરબારશ્રી કાંથડવાળા સાહેબનાં રાણીશ્રી સુમરીબાઈ રામભાઈ શેખવાએ રૂા. ૧૦૦૧) એક હજાર એક શ્રીભીડભંજનની સંસ્થાને મહાશિવરાત્રિના દિવસે અર્પણ કર્યા છે આ દિવસે ભીડભંજનની વાડીમાં શ્રીનાથમહેશ્વર પંચાયતન મંદિર સમક્ષ શ્રી. મૂળશંકર કાનજી વકીલ તરફથી હોમાત્મક લઘુરુદ્રનું ધાર્મિક કાર્ય થયું હતું.

———:o:———

## स्वीकार

૧ વચનામૃત, ભજનામૃત, બોધામૃત અને સંતામૃત:

લેખક:-નારાયણસ્વામી [ ધૂનીસ્વામી ] અંજાર-કચ્છ.

૨ વ્યાવહારિક સભ્યતા: લે ગણેશદત્તશર્મા કિં ૦-૮-૦

૩ આરોગ્યરક્ષક અદ્ભુત ક્રિયા: લે જટાશંકર નાંદી કિં. ૦-૧-૦

આ બંને પુસ્તકો શ્રી. ભાનુશંકરભાઈ સુપેડી સ્ટેશન માસ્તરે ભેટ મોકલ્યાં છે.

ઉપરનાં પુસ્તકો શ્રીઆનંદાશ્રમને ભેટ મળ્યાં છે, ને તે શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાં રાખવામાં આવ્યાં છે.

———:o:———

૧ કૃપાનાથપ્રણીત "પત્રકલ્પમંજરી" ના બીજા પત્રનું અંગ્રેજી ભાષાંતર પુસ્તિકારૂપે પ્રકાશિત થયું છે.

મૂલ્ય:-માત્ર નવ પાઈ (૦-૦-૯)

ભાષાંતરકાર:—શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ.

પ્રકાશક:-પોતાના સદ્ગત પુત્ર હરિલાલના આત્મકલ્યાણાર્થે

પ્રકટ કરનાર શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ

આ અંગ્રેજી ભાષાંતર પુસ્તિકાની ૧૧૦૦ પ્રતો પ્રસિદ્ધ થયેલી છે. તેમાંથી ૮૦૦ પ્રતો શ્રીઆનંદાશ્રમ-બીલખા-ને અર્પણ થયેલી છે અને ૩૦૦ પ્રતો પ્રચાર નિમિત્ત વપરાઈ રહી છે.

શ્રીવ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-( કાઠિયાવાડ )

———:o:———

શ્રીસદુપદેશ દિવાકર-છઠ્ઠું કિરણ મૂલ્ય ૦-૧-૩

પોતાના સદ્ગત પિતાશ્રી જાલમસિંહજીના આત્મકલ્યાણાર્થે

પ્રકટ કરનાર:—

શ્રી. ગુણવંતસિંહજી જાલમસિંહજી-જૂનાગઢ

આ પુસ્તકની ૧૧૦૦ પ્રતો છપાવીને પ્રકટકર્તા તરફથી શ્રીઆનંદાશ્રમને અર્પણ થયેલી છે.

|| ॐ ||

|| यतो धर्मस्ततो जयः ||

વર્ષ ૧૧ મું

ચૈત્ર

અંક ૧૧ મો

સંવત્ ૧૯૮૯

વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

# आनंदाश्रम





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः कलौ जनानां स्वधर्मसंदेष्टा ।

विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે.

## શ્રીઆનંદાશ્રમનાં શિક્ષાસૂત્રો

૧ પ્રભુભજન એ મનુષ્યજીવનનું મહાકર્તવ્ય છે.

૨ પ્રત્યેક હિંદુએ સંધ્યા કરવી જોઇએ.

૩ ત્યાગ એ મોક્ષનું સ્વરૂપ છે.

૪ આનંદાશ્રમમાં કોઇથી નવરા ન રહેવાય.

૫ નીતિ એ ધર્મનો પાયો છે.

૬ ધીમે અને જોઇતું બોલવું યોગ્ય છે.

———:o:———

## અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્ગુરુમહિમા. | ૨૪૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૫૦ |
| ૩ | જ્ઞાન. | ૨૫૧ |
| ૪ | સુખ. | ૨૫૧ |
| ૫ | એક શ્લોક. | ૨૫૨ |
| ૬ | એક કાવ્ય. | ૨૫૨ |
| ૭ | જય જય નાથ હરિ. | ૨૫૨ |
| ૮ | શ્રીસનત્સુજાતીયમ્. | ૨૫૩ |
| ૯ | બે શિલાલેખો. | ૨૫૮ |
| ૧૦ | પારમેશ્વરીશક્તિ. | ૨૫૮ |
| ૧૧ | મદાલસા. | ૨૬૧ |
| ૧૨ | ભક્તગીત. | ૨૬૩ |
| ૧૩ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૨૬૪ |


જરૂરી

**સૂચના:**—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ–પોસ્ટ **બીલખા.** ,,

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ

માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ.






श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્


વર્ષ ૧૧ મું ] સંવત્ ૧૯૮૯-ચૈત્ર [ અંક ૧૧


## श्रीसद्गुरुमहिमा

ધોળ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ગુરુભજનથકી સર્વે દેવતણુંજ ભજન નિત્ય થાય છે;
તેના અનુગ્રહથી, ત્રિવિધતણા તાપો વિલાઈજ જાય છે ગુરુ ટેક
જેમ કારણમધ્યે કાર્ય રહે, તેમ ગુરુમધ્યે સહુ દેવ રહે,
ગુરુપૂજનથી તે પૂજા ગ્રહે ગુરુ ૧
જે મનુષ્ય કાર્યને મુખ્ય ગણી, તેમાં શ્રદ્ધા કરશેજ ઘણી,
તે કોડીની લાલચે ખોશે મણિ ગુરુ ૨
મહામુક્ત થયા ગુરુ ભજવાથી, પામ્યા પદ ને છૂટ્યા ફરવાથી;
તમે પાર કેમ પામો તે ત્યજવાથી? ગુરુ ૩
એ વિશ્વવ્યાપક સત્તાધારી, વળી મુમુક્ષુજનના હિતકારી;
તેને ભજતાં સુખ થાશે ભારી ગુરુ ૪
દેવ કોપે ગુરુ રક્ષણ કરશે, ગુરુ કોપે દેવથી નહિ સરશે;
માટે ભજવા શ્રીગુરુને હરખે ગુરુ ૫
ગુરુસ્વરૂપમાં પ્રીતિ રાખો, તેનાં કૃપાકટાક્ષનો રસ ચાખો,
નિજ મનથી અન્ય ઉતારી નાંખો ગુરુ ૬

# શ્રીનાથવચનામૃત

## [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઉત્તમ મુમુક્ષુઓ તો જો મને અન્નાદિ નહિ મળે તો હું યોગ્ય વૃક્ષનાં પાનડાં બાફીને ખાઈશ. જો મને વસ્ત્ર નહિ મળે તો ચીંથરાને ધોઈ પછી સાંધીને તેવડે, હું મારા શરીરને ઢાંકીશ, જો મને રહેવાને ઘર નહિ મળે તો હું પર્ણકુટી કરીને તેમાં રહીશ વા ઝાડની નીચે કે ગુફામાં રહીશ, અને જો મને રોગનિવૃત્તિમાટે ઔષધ નહિ મળે તો જલને ઔષધ માની તે પીશ.*

આવા શુભનિશ્ચયવાળા મુમુક્ષુઓજ મોક્ષમાર્ગમાં આગળ વધી મોક્ષાનુભવ કરવા ભાગ્યશાળી થાય છે. સંસારના વિષયોના રાગમાં–સંસારના સુખોમાં–નિમગ્ન થયેલા ને દ્વેષાદિયુક્ત મનવાળા મનુષ્યો પોતાના મનની યોગ્યતાને અભાવે મોક્ષમાર્ગમાં આગળ વધી મોક્ષ મેળવી શકતા નથી, પણ આ દુઃખમય સંસારમાં ભ્રમણ કરી દુઃખાનુભવ કર્યા કરે છે.

ઠીંગણો ને ઝાડપર નહિ ચઢી જાણનાર મનુષ્ય જેમ આંબાની ઉંચી ડાળપર રહેલી પાકેલી સુંદર ને મોટી કેરી મેળવી શકતો નથી તેમ પોતાના ચિત્તની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા વિનાનો મનુષ્ય પરમાનંદરૂપ બ્રહ્મને અભેદભાવે પ્રાપ્ત કરી પરમાનંદી થઈ શકતો નથી.

વિવેકી મનુષ્યે છીપશંખલા ભેળાં કરવામાં પોતાનો અમૂલ્ય સમય વ્યતીત કરવાને બદલે ચિંતામણિની પ્રાપ્તિ કરવાના ઉપાયોના સેવનમાં તે સમય વ્યતીત કરવો જોઇએ.

જેમ દક્ષિણભણી ચાલ્યો જતો મનુષ્ય ઉત્તરમહાસાગરના તટપર કદીપણ પહોંચી શકતો નથી તેમ સંસારના સ્થૂલવિષયોભણી દોડ્યું જતું મન પોતાની પછવાડે રહેલ પરમાનંદરૂપ બ્રહ્મને અનુભવી સુખી થઈ શકતું નથી.

મુમુક્ષુએ સહનશીલતા, દયા ને શુદ્ધ પ્રેમવડે રીસ, દ્વેષ ને અસૂયાનો જય કરવો જોઇએ, અને તેણે ગુણગ્રાહકતાવડે વા સારગ્રાહીબુદ્ધિવડે ઈર્ષ્યાદિનો અભિભવ કરવો જોઈએ.

તેણે સત્યભાષણ કરવાના સ્વભાવવડે અસત્યનો, અભેદ બુદ્ધિવડે ભેદબુદ્ધિનો, સરલતાવડે વક્રતાનો, પ્રસન્નતાવડે ખેદનો, નિર્ભયતાવડે ભયનો, નમ્રતા વા વિનયવડે ઉચ્છૃંખલતાનો વા સ્તબ્ધતાનો, સભ્યતાવડે અવિવેકનો–અસભ્યતાનો, અને સૌંદર્યસારનિધિ ને પરમ કારુણ્યમૂર્તિ પરમાત્માની માહાત્મ્યજ્ઞાનવાળી અવિચલ ને સર્વથી અધિક ભક્તિવડે સંસારના અસત્ તુચ્છ ને પરિણામે અપકાર કરનાર પ્રાણિપદાર્થોની સ્પૃહાનો પરાભવ કરવો જોઈએ.

ખેડુત જેમ પોતાના ખેતરમાં વાવેલા અન્નાદિના છોડની પાસે ઊગેલાં નકામાં તૃણોને મૂલસહિત કાઢી નાંખે છે તેમ ઉત્તમ મુમુક્ષુએ પોતાના ચિત્તમાંથી ઉપજતી જ્ઞાન, યોગ ને ભક્તિની વિરોધી રાજસીતામસી વૃત્તિઓને

---

* આ પેરા ગતાંકમાં છપાયેલો હતો, પણ અનુસંધાનમાટે પુનઃ અહીં મૂકાયો છે.

તેના ઉપાદાનકારણ રજોગુણ-તમોગુણની સાથે કાઢી નાંખવામાટે શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન સતત આદરપૂર્વક કરવો જોઇએ.

———:o:——— (ચાલુ)

## ज्ञान

[ પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્માજીનાં સરલાટીકા ગીતાજીમાંથી ]

सर्वभूतेषु येनैकं, भावमव्ययमीक्षते।
अविभक्तं विभक्तेषु, तज्ज्ञानं विद्धि सात्त्विकं॥ २०॥

ભિન્નભિન્ન નામરૂપથી એકબીજાથી પૃથક્ જણાતાં ઉત્પત્તિનાશવાળાં સર્વભૂતોમાં સર્વત્ર વ્યાપક, એક-ભેદથી રહિત, ને ઉત્પત્તિવિનાશાદિ સર્વવિકારોથી રહિત સત્તારૂપ ભાવને જે જ્ઞાનવડે પુરુષ જાણે છે તે આત્મજ્ઞાનને તું સાત્ત્વિક જાણ.

[ અ. ૧૮, શ્લો. ૨૦ ]

पृथक्त्वेन तु यज्ज्ञानं, नानाभावान्पृथग्विधान्।
वेत्ति सर्वेषु भूतेषु, तज्ज्ञानं विद्धि राजसम्॥ २१॥

વળી એક બીજાથી ભિન્ન જણાતાં સર્વપ્રાણીઓમાં સુખિપણા દુઃખિપણા આદિથી એકબીજાથી ભિન્ન ઘણા આત્માઓને જે જ્ઞાનવડે પુરુષ જાણે છે, તે ભેદજ્ઞાનને તું રાજસ જાણ.

[ અ. ૧૮, શ્લો. ૨૧ ]

यत्तु कृत्स्नवदेकस्मिन्, कार्ये सक्तमहैतुकम्।
अतत्त्वार्थवदल्पं च, तत्तामसमुदाहृतम्॥ २२॥

વળી જે જ્ઞાન કોઇક દેહ કે મૂર્તિ આદિરૂપ કાર્યમાં પરિપૂર્ણ અર્થની પેઠે એટલે આ દેહ કે મૂર્તિજ આત્મા કે ઇશ્વર છે એવા ખોટા આગ્રહવાળું, વિચારવિનાનું, શાસ્ત્રના આધાર વિનાનું, તથા અલ્પ છે, તે જ્ઞાનને જ્ઞાની પુરુષોએ તામસ કહ્યું છે.

[ અ. ૧૮, શ્લો. ૨૨ ]

## सुख

यत्तदग्रे विषमिव, परिणामेऽमृतोपमम्।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम्॥ ३७॥

જે સમાધિસુખ અતિ પ્રયત્નવડે સાધ્ય હોવાથી આરંભમાં પ્રસિદ્ધ વિષની પેઠે દ્વેષ ઉપજાવનારું છે, તથા જે સમાધિસુખ જ્ઞાનવૈરાગ્યના પરિપાકમાં અમૃતની પેઠે અત્યંત પ્રીતિ ઉપજાવનારું છે,' અને જે સમાધિસુખ આત્માને વિષય કરનારી બુદ્ધિના રજોગુણ તથા તમોગુણના દોષોથી રહિતસ્થિતિથી ઉત્પન્ન થાય છે, તે સુખને યોગિપુરુષોએ સાત્ત્વિકસુખ કહ્યું છે.

[ અ. ૧૮, શ્લો. ૩૭ ]

विषयेंद्रियसंयोगाद्, यत्तदग्रेऽमृतोपमम्।
परिणामे विषमिव, तत्सुखं राजसं स्मृतम्॥ ३८॥

જે સુખ વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજેલું છે, તથા જે સુખ મન ને ઇંદ્રિયોના સંયમાદિરૂપ ક્લેશના અભાવથી ભોક્તાપુરુષને આરંભમાં અમૃત સમાન છે, અને

જે સુખ ભોક્તાપુરુષને આ લોકનાં તથા પરલોકનાં દુઃખોની પ્રાપ્તિ કરનારું હોવાથી પરિણામે વિષજેવું છે, તે સ્ત્રી આદિના સંગથી ઉપજેલું વિષયસુખ વિદ્વાનોએ રાજસ કહ્યું છે.

[ અ. ૧૮, શ્લો. ૩૮ ]

यदग्रे चानुबंधे च, सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादत्थं, तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

જે સુખ આરંભમાં ને પરિણામમાં પોતાની બુદ્ધિને અવિવેક ઉપજાવનારું છે, તથા જે સુખ નિદ્રા, આળસ અને કર્તવ્યવિષયના નિશ્ચયવિના કેવળ મનોરાજ્યમાત્રથી ઉત્પન્ન થયેલું છે, તે સુખ પંડિતોએ તામસ કહેલું છે.

[ અ. ૧૮, શ્લો. ૩૯ ]

## एक श्लोक

[ લે. વિદ્યાર્થી હરગોવિંદ તુલસી જોષી-આનંદાશ્રમ ]

धर्मो येन सुरक्षितोऽतिगहनो पृथ्व्यां प्रयत्नेन हि ।
दुर्ज्ञातं महतां पदं च सुखदं स्पष्टीकृतं देहिनाम् ।
तस्मान्मानुपसंघ संशृणु सुहृत् संयासि किं कापथम् ।
श्रीनाथस्य सुखावहाभयदवं पादाब्जयुग्मं भज ॥ १ ॥

ભાવાર્થઃ—હે મિત્રજનો! તમે અવળા માર્ગે શા માટે ગમન કરો છો? જરા સાંભળોઃ—જેઓશ્રીએ ઘણા પ્રયત્નથી ધર્મનું સંરક્ષણ કર્યું છે તથા જેઓશ્રીએ જીવોને દુઃખથી જાણી શકાય તેવા આનંદસ્વરૂપ બ્રહ્મજ્ઞાનને સ્પષ્ટ કર્યું છે તેવા સુખ અને અભય દેનારા શ્રીમન્નાથભગવાનના ચરણારવિંદનું સેવન કરો.

———:o:———

## एक काव्य

[ લે. શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર ]

શ્રીમન્નાથ પ્રભુકોં, પ્રણમો વારંવાર;
નામ લેત જેહિ, તમમિટે અઘ હોવત સબ છાર.
જિજ્ઞાસુ જનપર સદા સબ વિધિસેં અનુકૂલ;
સ્વામી શ્રીમન્નાથજી, ગુરુ મિલે સુખમૂલ.
ગુરુ મિલે સુખમૂલ, કૃપા કીની અતિ ભારી;
દિયો આતમ ઉપદેશ, અવિદ્યા સકલ નિવારી.
કર શુભ ચિંતક મિત્ર; મિટાયા સબકા ભ્રમ;
સ્વસ્વરૂપ સ્થિતિ પાય, અહો! કૃતકૃત્ય ભયે હમ.

———:o:———

## જય જય નાથ હરિ

[ લે. માણિકચવર્મા-આનંદાશ્રમ ]

જય જય જય જય નાથ જય જય નાથ હરિ;
જપ જિહ્વે જય જય નાથં, જય જય નાથ હરિ. ટેક.

પ્રેમ દયાની દૃષ્ટિ જેનાં નેત્રામાંથી થાય રે;
ભક્તજનો ભીંજાતાં તેમાં, તાપ ત્રિવિધ ટળી જાય. જય જય. ૧
તેજ અલૌકિક વદનકમલપર, વર્ણ્યું નવ વરણાય રે;
શાંતિ તૃપ્તિની સીમા છે, નિર્વિકાર સદાય. જય જય. ૨
ગંભીરતા વળી સાગર સરખી, મુખકમળે દરશાય રે;
આનંદની ઉછળે છે છોળો, નિજજન તેમાં ન્હાય. જય જય. ૩
વચનામૃતની મધુરતાથી, શ્રવણો તૃપ્ત ન થાય રે;
સ્વાદ શું જાણે અબુધ તેનો, ભવમાં તે ભટકાય. જય જય. ૪
સર્વાંગોની સુંદરતાથી, મુગ્ધ બને છે મન રે;
માણિક્યદૃષ્ટિ મીટ ન મારે, વારું તન મન ધન. જય જય. ૫

---

## श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન નવમા અંકના પૃષ્ઠ ૨૨૨થી )

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा लिंगस्य योगेन संयाति नित्यं ।
तमीशमीड्यमनुकल्पमाद्यं पश्यन्ति मूढा न विराजमानं ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १२ ॥

પુરુષ તેના જે પ્રસિદ્ધ રૂપમાં અહિં દેખાય છે તે તો તેના સ્થૂલ દેહનું રૂપ છે. તે તેનું ખરું પુરુષરૂપ નથી.

તેના તે સ્થૂલ દેહની અંતર તેનો એક બીજો સૂક્ષ્મ દેહ છે.

તથા તેના તે સૂક્ષ્મ દેહની અંતર તેનો એક ત્રીજો કારણ દેહ છે.

પુરુષનું ખરું પુરુષરૂપ તો તેના તે ત્રણે દેહોથી જુદું છે.

આ ત્રણે દેહો કોઈ તેના સ્વરૂપભૂત નથી.

તેના સ્વરૂપથી આ ત્રણે દેહો સર્વથા નિરાળા છે.

પણ તે પ્રત્યેકમાં પોતાપણાની ભાવનાથી ત્રણે દેહો સાથે તે એકમેક થઈને રહે છે.

તેથી પછી પુરુષ પોતે તથા તેના ત્રણ દેહો એમ જુદા જુદા ચાર પદાર્થો છતાં તે સર્વે મળીને જાણે એકજ પદાર્થ હોય એવો તે દેખાય છે.

પુરુષના ત્રણ દેહોના કારણકોટિનો સૂક્ષ્મકોટિનો તથા સ્થૂલકોટિનો એમ ત્રણ કોટિના દેહોરૂપે જે ભેદ કહેલો છે તે ભેદનો મુખ્ય આધાર ઇંદ્રિયગોચરતા ઉપર છે.

જે પદાર્થ સ્પષ્ટપણે ઇંદ્રિયગોચર થવાની સ્થૂલતાવાળો હોય તે પદાર્થ માત્રનો સ્થૂલ કોટિમાં સમાવેશ થાય છે.

જે પદાર્થ અસ્પષ્ટપણે ઇંદ્રિયગોચર થવા જેટલી સ્થૂલતાવાળો હોય તે પદાર્થ માત્રનો સૂક્ષ્મકોટિમાં સમાવેશ થાય છે.

તથા જે પદાર્થ ઇંદ્રિયગોચર થવાની યોગ્યતાવાળો છતાં અસ્પષ્ટપણે પણ ઇંદ્રિય-

ગોચર થવા જેટલી સ્થૂલતાવાળો ન હોયતે પદાર્થ માત્રનો કારણકોટિમાં સમાવેશ થાય છે.

સૂક્ષ્મ તથા સ્થૂલદેહના ઉપાદાનકારણભૂત હોવાથી પણ કારણકોટિનો દેહ કારણદેહ કહેવાય છે.

પુરુષના સૂક્ષ્મદેહની યોગ્યતાને અનુસરતો ઉપરનો સ્થૂલદેહ તેને મળતો હોવાથી પણ પુરુષના ઉપરના સ્થૂલદેહની અપેક્ષાએ તેનો અંતરનો સૂક્ષ્મદેહ સૂક્ષ્મદેહ કહેવાય છે.

તથા પુરુષના અંતરના સૂક્ષ્મદેહની અપેક્ષાએ એજ કારણથી તેનો ઉપરનો સ્થૂલદેહ સ્થૂલદેહ કહેવાય છે.

પુરુષ પોતે તેના ખરા પુરુષરૂપમાં સ્વયંભૂ સ્વતંત્ર એકજ ને અદ્વિતીય છે.

માયાવડે અનેક દેહોનું તથા સર્વે દેહોના ઉપાદાનકારણભૂત સૂક્ષ્મકોટિના તથા કારણકોટિના પદાર્થોનું સર્જન કરવાની શક્તિસંપન્ન છે.

પોતે સર્જન કરેલા સર્વે પદાર્થોમાં માયાવડે અનુપ્રવેશ કરીને તે તે પદાર્થોના રૂપને અનુરૂપ થઈ રહેનારો હોવાથી અનુકલ્પ કહેવાય એવો છે.

અને દેહ દેહપ્રતિ અનુપ્રવેશ કરીને તે તે દેહીરૂપે થઈ રહેલા સર્વે દેહી પુરુષોએ પોતપોતાના પુરુષાર્થની સિદ્ધિમાટે તેના સ્તવનનાં સ્તોત્રોવડે સ્તુતિ કરીને પ્રસન્ન કરવા યોગ્ય છે.

કારણકોટિના દેહના મુખ્ય બે ભેદ છે.

તે ભેદનો આધાર વિદ્યા અને અવિદ્યા ઉપર છે.

કારણકોટિના જે દેહમાં અનુપ્રવેશ કરવા છતાં પોતાના ખરા પુરુષરૂપની વિસ્મૃતિ ન થાય તે દેહ વિદ્યાત્મક કારણકોટિનો દેહ કહેવાય.

અને કારણકોટિના જે દેહમાં અનુપ્રવેશ કરવાથી પુરુષ તેના ખરા પુરુષરૂપને ભૂલી જાય તે દેહ અવિદ્યાત્મક કારણકોટિનો દેહ કહેવાય.

પુરુષ તેના ખરા પુરુષરૂપમાં ઇંદ્રિયગોચર થવાની યોગ્યતાવાળો કે શક્યતાવાળો ન હોવાથી ઇંદ્રિયગોચર થઈને અનેક રૂપોવડે વિવિધ વ્યવહારો કરવાની ઈચ્છાવડે સ્થૂલદેહપર્યંતના અનેક દેહોનું સર્જન કરી તેમને ધારણ કરે છે તથા તે દેહોવડે ઢંકાઈને જાણે જુદા જુદા પુરુષો જુદા જુદા પુરુષોસાથે વિવિધ વ્યવહારો કરી રહેલા હોય એવું દૃશ્ય ઉભું કરે છે.

કારણકોટિના દેહોના અવાંતર અનેક ભેદો હોય છે તથા સૂક્ષ્મકોટિના દેહોનું ઉપાદાનકારણ કારણકોટિના દેહો હોવાથી સૂક્ષ્મકોટિના દેહોના પણ અવાંતર અનેક ભેદો હોય છે. કારણકોટિનો દેહ ઇંદ્રિયગોચર થવાની યોગ્યતાવાળો છતાં અસ્પષ્ટપણે પણ ઇંદ્રિયગોચર થવાની સ્થૂલતાવાળો ન હોવાથી તે અલિંગ કહેવાય છે.

અને સૂક્ષ્મકોટિનો દેહ અસ્પષ્ટપણે પણ ઇંદ્રિયગોચર થવાની સ્થૂલતાવાળો હોવાથી તે લિંગદેહ કહેવાય છે.

સૂક્ષ્મકોટિનો લિંગદેહ અસ્પષ્ટપણે પણ તેને ધારણ કરનારનેજ ગોચર થવાની

સ્થૂલતાવાળો હોય છે. તેને ધારણ કરનારથી ભિન્ન અન્ય અવિદ્યાત્મક દેહ-વાળાને તે અસ્પષ્ટપણે પણ ગોચર થવાની સ્થૂલતાવાળો નથી.

કારણદેહ તો તેને ધારણ કરનારને પણ અને અસ્પષ્ટપણે પણ ગોચર થવાની સ્થૂલતાવાળો નથી તો તેને ધારણ કરનારથી ભિન્ન અન્ય અવિદ્યાત્મક દેહવાળાને તે અસ્પષ્ટપણે પણ ગોચર થવાની સ્થૂલતાવાળો ન હોય એ સ્પષ્ટ છે.

લિંગદેહનું ઉપાદાનકારણ કારણદેહ છે.

એવી રીતે સ્થૂલદેહનું ઉપાદાનકારણ લિંગદેહ નથી.

લિંગદેહગત પુણ્યપાપના સંસ્કારને અનુરૂપ જે સ્થૂલદેહ પુરુષને મળે છે તે સ્થૂલદેહનું તરતનું ઉપાદાનકારણ તે દેહનાં માતાપિતાનાં રજ તથા વીર્ય હોય છે અને પરંપરાએ ઉપાદાનકારણ મહાભૂતો આદિ છે.

પુરુષના સ્થૂલદેહોના આકાર તથા પરિમાણમાં જન્મથી માંડીને મરણ પર્યંતમાં જે ફેરફારો થયા કરે છે તે તો સર્વને પ્રસિદ્ધ હોય છે.

લિંગદેહનો આકાર તથા પરિમાણ મુખ્યપણે અંગુઠાના આકાર તથા પરિમાણનાં હોય છે.

પણ સ્થૂલદેહને ધારણ કર્યા પછી સ્થૂલદેહના આકાર તથા પરિમાણને પામતો રહેવાની યોગ્યતા તથા શકયતાવાળો હોય છે.

સ્થૂલદેહ ઇંદ્રિયગોચરતા પૂરતી સ્થૂલતાવાળો હોવાથી પ્રસિદ્ધ જન્મ તથા મરણવાળો છે.

તે સ્થૂલદેહનાં જન્મમરણ દેખીને પુરુષનાં એ જન્મમરણ થાય છે એમ અવિદ્યાત્મક દેહવાળાને જણાય છે.

ખરી રીતે એ જન્મમરણ સ્થૂલદેહનાંજ હોય છે.

એ જન્મમરણ પુરુષનાં નથી.

સ્થૂલદેહના મરણ પછી પણ પુરુષ તેના અંગુઠા જેવડા લિંગદેહમાં વિદ્યમાન હોય છે.

તથા તે લિંગદેહગત પરિપાકને પામેલા પુણ્યપાપના સંસ્કારના ભોગને યોગ્ય એવા બીજા સ્થૂલદેહને પાછો ધારણ કરે છે.

એમ જયાંસુધી લિંગદેહ વિદ્યમાન રહે ત્યાંસુધી એક પછી બીજા એમ સ્થૂલદેહોમાં સંસ્કારને વશવર્તી પુરુષ સંસરણ પામ્યા કરે છે પણ સ્થૂલ-દેહના મરણ માત્રથી પુરુષ સંસારથી મોકળો થતો નથી.

લિંગદેહનું ઉપાદાન કારણ કારણદેહ હોવાથી કારણદેહ વિદ્યમાન હોય ત્યાંસુધી લિંગદેહ પણ વિદ્યમાનજ રહે છે.

કારણદેહ વિદ્યાત્મક અને અવિદ્યાત્મક એમ બે પ્રકારનો છે તેમાંનો વિદ્યાત્મક કારણદેહ બંધનને ઉપજાવતો નહિ હોવાથી તેની નિવૃત્તિ માટે કોઇ વિશિષ્ટ પ્રયત્ન કરવાની અપેક્ષા નથી.

જે હેતુથી તે ઉપસ્થિત થએલો હોય છે તે હેતુ શમતાં તે પણ આપોઆપ શમી રહે છે.

પણ અવિદ્યાત્મક કારણદેહ બંધનને ઉપજાવતો હોવાથી તેની વિદ્યા-

# બે શિલાલેખો

[ લેખક: શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

( ૧ )

॥ ૐ ॥

## આનંદગુહા-કાશી.

પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા-નાથભગવાન્ [ આનંદાશ્રમ-બીલખા ( કાઠિયાવાડ )] આ આનંદગુહામાં વિક્રમ સંવત્ ૧૯૪૫ માં કેટલાએક મહિના અને વિક્રમ સંવત્ ૧૯૪૬ માં પણ કેટલાએક મહિના બિરાજ્યા હતા.

પૂજ્યપાદ મહાત્માશ્રીએ સં. ૧૯૪૫ નું ચાતુર્માસ્ય આ આનંદગુહામાં કર્યું હતું.

આ આનંદગુહામાં નિવાસ કરીને પૂજ્યપાદ મહાત્માશ્રીએ અનંતાનંત બ્રહ્માનંદ અનુભવ્યો અને પૂર્ણ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠતા પ્રાપ્ત કરી.

× × × × * *

॥ ૐ ॥

## મુચકુંદગુહા-જૂનાગઢ

પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા-નાથ ભગવાન્ ( આનંદાશ્રમ-બીલખા ) આ મુચકુંદ ગુહામાં વિક્રમ સંવત્ ૧૯૪૬ ના ચૈત્ર વદિ ૧૩ તેરશ ગુરુવારથી સં. ૧૯૪૭ના કાર્તિક વદિ ૫ પાંચમ સોમવારસુધી બિરાજ્યા હતા.

સં. ૧૯૪૬ ના ભાદ્રપદ સુદિ ૧૫ પૂર્ણિમાથી સં. ૧૯૪૭ના કાર્તિક સુદિ ૧૫ પૂર્ણિમા સુધી ( અધિક ભાદ્રપદ હોવાથી ) ત્રણ માસ પર્યંત આ મુચકુંદ ગુહામાં એકાંત સેવન ને મૌનવ્રત ધારણ કરીને પૂજ્યપાદ મહાત્માશ્રીએ નિર્વિકલ્પ સમાધિનો નિજાનંદ અનુભવ્યો.

પૂજ્યપાદ મહાત્માશ્રીનું આચાર્યરૂપે પ્રથમ સામૂહિક મહાપૂજન આ મુચકુંદ ગુહામાં સં. ૧૯૪૬ ના આષાઢ સુદિ ૧૫. ( પૂનમ-પૂર્ણિમા ) ગુરુવારે થયું હતું.

સં. ૧૯૪૭ ના કાર્તિક સુદિ ૧૫ ( પૂનમ ) બુધવારે બીજું મહાપૂજન પણ અહીં થયું હતું.

———:૦:———

# પારમેશ્વરી શક્તિ

[ સંગ્રાહક:-શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

**કૃપાનાથ** જૂનાગઢમાં બિરાજતા હતા. ઉતારો **અનંતધર્માલયમાં** હતો.

**જૂનાગઢને** કૃપાનાથની પધરામણીનો લાભ અનેકવાર મળ્યો છે. જૂનાગઢ **ગિરનારની** છાયામાં છે: અને ગિરનાર ને ગિરનારની છાયાભૂમિ એ **દેવભૂમિ** ગણાય છે એટલે દૈવીસંપત્તિ-વાળા **આત્માઓનું** ને **મહાત્માઓનું** એનીતરફ આકર્ષણ હોય એ સ્વાભાવિક છે.

**અપ્રકટ** મહાત્મારૂપે કૃપાનાથ ગિરનારમાં મસ્તભાવે વિચરેલા. **પ્રકટ** મહાત્મારૂપે ને આચાર્ય-રૂપે પણ કૃપાનાથને ગિરનારપર ને ગિરનારની પ્રદક્ષિણામાં પધરાવેલા.

જૂનાગઢની મુચકુંદગુહામાં કૃપાનાથ આઠેક મહિના ( ચાતુર્માસસહિત ) બિરાજેલા: જૂનાગઢના **રેલ્વેસ્ટેશનપાસે** શ્રી. લાલજી વકીલના બ્લૉકમાં પણ એક ચોમાસું ( ચાતુર્માસ ) બિરાજેલા. જૂનાગઢના નવાબ સાહેબના ખાનગી કારભારી શ્રી. **અમરજીભાઈ** ( નાગર ગૃહસ્થ )

દર વર્ષે રમજાન માસમાં કૃપાનાથને (જૂનાગઢમાં) ગણેશ ફળિયામાં આવેલા પોતાના મકાનમાં પધરાવીને સ્થિતિ કરાવતા.

પાછળથી જૂનાગઢમાં કૃપાનાથનો ઉતારો અનંતધર્માલયમાં રહેતો.

ઉપદેશાર્થે પ્રવાસમાં કૃપાનાથનું વિચરવું થતું ત્યારે જૂનાગઢને આગળ વા પાછળ થોડા ઘણા દિવસોનો લાભ અવશ્ય મળતોઃ એ જૂનાગઢનું પુણ્યભાગ્ય હતું-જૂનાગઢની ધર્મભાવનાનું પુણ્યફલ હતું.

કૃપાનાથ પ્રતિ જૂનાગઢની ધાર્મિક પ્રજાનો પૂજ્યભાવ હતો એટલુંજ નહિ, પણ જૂનાગઢના રાજા-નવાબ રસુલખાનજીસાહેબ પણ પોતાના ખાનગી કારભારી શ્રી. અમરજીભાઇદ્વારા કૃપાનાથને કુર્નિશ કહેવરાવતા ને ભેટ ધરાવતા.

જૂનાગઢ રાજ્યમાં પણ એવો પ્રબંધ હતો કે જ્યારે જ્યારે કૃપાનાથ જૂનાગઢ પધારે ત્યારે ત્યારે બે ઘોડાની ગાડી ને સીગરામ કૃપાનાથની સેવામાં હાજર રહે.

અહીં જે વખતની વાત લખાય છે તે વખતે આષાઢ માસ બેસી ગયો હતોઃ વરસાદના દિવસો હતા. કૃપાનાથના પ્રવાસની સમાપ્તિ થવાની હતીઃ કૃપાનાથ હવે જૂનાગઢથી સીધા બીલખા (આનંદાશ્રમમાં) પધારવાના હતા.

તે વખતે જૂનાગઢથી બીલખા જવામાટે એકજ ટ્રેન હતીઃ અને તે ટ્રેન બપોરે ઉપડતી હતી.

બીલખા જવામાટેની પૂર્વતૈયારી થઇ ગઇ હતી... એવામાં મુશળધાર વરસાદ પડવા માંડ્યો.

કૃપાનાથ તે વખતે અનંતધર્માલયના ઉપલા માઢમાં બિરાજતા હતા.

વરસાદ પુષ્કળ પડતો હોવાથી કૃપાનાથને પ્રવાસમાં પરિશ્રમ પડશે એમ ધારી તે દિવસે બીલખા પધારવાનું મુલતવી રાખવા વિનતિ કરવામાટે શ્રી. પોપટલાલભાઇ વકીલ કૃપાનાથની સેવામાં ગયા.

આથી કૃપાનાથે પૂછ્યું:-"વાહનમાટે વરદી અપાઇ ગઇ છે?"

શ્રી. પોપટલાલભાઇએ કહ્યુંઃ "જી, હા; કૃપાનાથ!"

આથી કૃપાનાથે પ્રવાસના ક્રમમાં ફેરફાર કરવાની ઇચ્છા દર્શાવી નહિ...અને... આપશ્રી મૌનભાવમાં સ્થિત થયા.

એવામાં સૌના આશ્ચર્યવચ્ચે મુશળધાર વરસતો વરસાદ સાવ બંધ થઇ ગયો.

પછી તો વિદાયવેળાનું કૃપાનાથનું ચંદનપુષ્પાદિવડે પૂજન થયું ને સૌને કૃપાનાથના વિદાયવેળાના સદુપદેશનો તથા વ્યક્તિગત સાધનાભ્યાસમાટે આજ્ઞાઓ પણ મળી.

કૃપાનાથ સ્ટેશને પધાર્યા. ઘણા ભાવિકો સ્ટેશનસુધી વળાવવા આવ્યા હતા.

રિઝર્વ કરાવેલા સેકન્ડ ક્લાસના ડબ્બામાં બિરાજતાં બિરાજતાં કૃપાનાથે સ્મિત કરીને શ્રી. પોપટલાલભાઇને કહ્યું:- "કેમ, હવે વરસાદને આવવાની રજા છે ને?" —પછી ગંભીરતાથી કૃપાનાથે આગળ ચલાવ્યું:-" સામાન્ય મનુષ્યો પંચમહાભૂતોને વશ વર્તે છે...પરંતુ ...પંચમહાભૂતો મહાપુરુષને વશ વર્તે છે...!"

આ સાંભળી શ્રી. પોપટલાલભાઇ વિનમ્રભાવે કૃપાનાથના ચરણારવિંદમાં નમી પડ્યા.

ત્યાં તો જાણે કેમ કોઇએ બાંધ્યો હોય ને પછી છોડી મૂક્યો હોય એવી રીતે પુનઃ વરસાદ ખૂબ જોરથી પડવા લાગ્યો.

કૃપાનાથની ટ્રેન તો "સદ્‌ગુરુદેવકી જે"ના જયઘોષવચ્ચે ઉપડી ગઇ...અને...સૌ

સાથે છતાં છતાં ભીંજાતા ભીંજાતા ને કૃપાનાથની **પારમેશ્વરી** શક્તિના અદ્‌ભુત **દર્શન**-વડે **આર્દ્ર** થતા થતા શ્રી. પોપટલાલભાઈ પણ ઘરતરફ પાછા ફર્યા……!

× × × × × ×

જૂનાગઢમાં શ્રી. પોપટલાલભાઈ વકીલનાં **પત્ની** એક વખતે બહુ બીમાર પડી ગયાં: અંતકાળજેવી **સ્થિતિ** થઈ ગઈ.

આથી શ્રી. પોપટલાલભાઈ બહુ મુંઝાયા અને કૃપાનાથને **આર્તહૃદયે** એ આપત્તિમાંથી ઉગારવામાટે **પ્રાર્થનાપત્ર** લખ્યું.

કૃપાનાથ તે વખતે આનંદાશ્રમ(બીલખા)માં બિરાજતા હતા.

જૂનાગઢમાં શ્રી. પોપટલાલભાઈનાં અંતકાળ સ્થિતિમાં આવી પડેલાં પત્નીને **ઘેરીને** સગાંસંબંધીઓ બેઠેલાં છે અને છેવટની બધી તૈયારી કરી રાખી છે……અને અહીં આનંદાશ્રમ(બીલખા)માં શ્રી. પોપટલાલભાઈનું **પ્રાર્થનાપત્ર** પહોંચેલું છે તે કૃપાનાથ વાંચે છે ને તુરત તેનું **પ્રત્યુત્તર** લખાવી નાંખે છે……ને સાથે સાથે કૃપાનાં **આંદોલનો** પણ પાઠવે છે.

તે સમય લગભગ પ્રારંભની પૂર્વ રાત્રિનો હશે.

ત્યારે બીલખા એકજ વખત સાંજે ટપાલ આવતી: એટલે સાયંસ્નાનસંધ્યાદિથી પરવારીને દૂધફલાહાર લીધા પછી કૃપાનાથે **પ્રત્યુત્તર** લખાવ્યું હશે.

કૃપાનાથની કૃપાનાં **આંદોલનો** આવીને શ્રી. પોપટલાલભાઈનાં પત્નીની અસાધ્યજેવી જણાતી અસ્વસ્થતાના **અણુઓને** શમાવી દે છે…એટલે…તુરત તેમને **વળતરભાવ** ને **શાંતિ** જણાય છે અને ત્યાં પ્રતીક્ષા કરતાં બેઠેલાં સૌને પણ **આશા** બંધાય છે ને **આનંદ** અનુભવાય છે.

બીજે દિવસે તો **આંદાં** એવાં એ સાવ **સાજાં** થઈ જાય છે અને શ્રી. પોપટભાઈને કૃપાનાથનું **કૃપાપત્ર-આજ્ઞાપત્ર** મળે છે કે:—

"…તમારા ઘરમાં **શાંતિ** થઈ ગઈ હશે (તમારાં પત્નીને સારું થઈ ગયું હશે) …અને…તમને અગાઉ આપેલા **મુહૂર્ત** પ્રમાણે તમારે અહીં (આનંદાશ્રમ-બીલખા) **યજ્ઞોપવીત** ધારણ કરવા આવવાનું છે…"

"**ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति**" આ **સૂત્રને** ચરિતાર્થ કરતું કૃપાનાથનું પત્ર વાંચીને શ્રી. પોપટભાઈને કૃપાનાથની **પારમેશ્વરીશક્તિનું** ભાન થતાં કૃપાનાથપ્રતિ અનહદ શ્રદ્ધાભક્તિ પ્રકટે છે.

એ શ્રદ્ધાભક્તિ એટલાં બધાં **દૃઢમૂલ** થઈ ગયાં છે કે જ્યારે જ્યારે કૃપાનાથનો આ **કૃપાપ્રસંગ** સંભારીને કહે છે ત્યારે ત્યારે શ્રી. પોપટભાઈ **ભાવલીના** ને **અશ્રુલીના** થઈ જાય છે.

પછી તો કૃપાનાથની આજ્ઞાપ્રમાણે સં. ૧૯૭૪ની **વસંતપંચમીનું** પોતાને યજ્ઞોપવીત ધારણ કરવાનું-જૈનમાંથી દ્વિજ થવાનું મુહૂર્ત સાંચવવા સહકુટુંબ શ્રી. પોપટભાઈ આનંદાશ્રમ-બીલખા આવે છે.

શ્રી. પોપટભાઈ ને તેમનાં પત્ની ને બાળકો આનંદાશ્રમ-(બીલખા)માં આવીને કૃપાનાથનાં ચરણારવિંદમાં પ્રણામ કરે છે ત્યારે કૃપાનાથ હસ્તકમળવડે આશીર્વાદ આપીને સ્મિત કરતા થકા મર્મવચન વદે છે:—

"કેમ મરવાને કેટલીવાર હતી?..." આપશ્રીની પારમેશ્વરી શક્તિનું સ્મરણ આપતું કૃપાનાથનું આ રહસ્યવચન સાંભળીને શ્રી. પોપટભાઇ ને તેમનાં પત્ની હાથ જોડીને ગળગળાં થઈ જાય છે......કાંઈ બોલી શકતાં નથી......ને......ક્ષણભર કોઈ અચિંત્ય અભાનમાં સ્થંભી જાય છે......!

——[ ० ]——

## मदालसा

[ અનુવાદક:-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૩૭થી )

अनुज्ञां च ततः प्राप्य यतवाक्कायमानसः ।
सतिलेन ततोऽन्नेन पिण्डान् सर्वेण पुत्रक ।
पितॄनुद्दिश्य दर्भेषु दद्यादुच्छिष्टसन्निधौ ॥

પછી તેમની અનુમતિ મેળવીને, પોતાનાં વાણી કાયા તથા મનને વશ વર્તાવીને, હે વહાલા પુત્ર! તેમના ઉચ્છિષ્ટ આગળ, રાંધેલા સઘળા પદાર્થોમાં તલ ભેળવીને પિતૃઓને ઉદ્દેશીને, દર્ભોઉપર પિંડો દેવા.

पितृतीर्थेन तोयं च दद्यात्तेन समाहितः ।
पितॄन् संचिन्त्य तद्भक्त्या यजमानो नृपात्मज ॥

અને હે રાજપુત્ર! પિતૃઓનું ચિંતન કરીને, તેમના પ્રતિના ભક્તિભાવપૂર્વક, યજમાન ગૃહસ્થે પિતૃતીર્થવડે, મનને તેમની અભિમુખ રાખીને, જળપણ દેવું.

तद्वन्मातामहानां च दद्यात् पिण्डान् यथाविधि ।
गन्धमाल्यादिसंयुक्तान् दद्यादाचमनं ततः ॥

તેની પેઠે ગંધમાલા આદિ સહવર્તમાન પિંડો માતામહોને પણ યથાવિધિ દેવા. તથા પછી આચમન પણ દેવું.

दत्त्वा च दक्षिणां शक्त्या सुस्वधास्त्विति तान् वदेत् ।
तैश्च तुष्टैस्तथेत्युक्त्वा वाचयेद् वैश्वदैविकान् ॥

શક્તિપ્રમાણે દક્ષિણા આપીને 'સુસ્વધા થાઓ' એમ તેમના પ્રતિ નમ્રભાવે માગવું. સંતુષ્ટ થયેલા તેમણે પણ તેમ કહેવાથી એટલે 'સુસ્વધા-થયું' એમ કહેવાથી પછી વૈશ્વદેવના બ્રાહ્મણોપાસે આ પ્રમાણે આશીર્વચન કરાવવું.

प्रीयंतामिति भद्रं वो विश्वेदेवा इतीरयेत् ।
तथेतिचोक्ते तैर्विप्रैः प्रार्थनीयास्तदाशिषः ॥

હે વિશ્વેદેવા! આપ પ્રસન્ન થાઓ આપને ભદ્ર સાંપડો એમ તેમનાપ્રતિ યજમાન ગૃહસ્થે કહેવું.

તે વિપ્રોએ પણ અમને ભદ્ર સાંપડેલું છે અમે પ્રસન્ન થયા છીએ એમ કહીને તે યજમાન ગૃહસ્થને માટે આશિષોની પ્રાર્થના કરવી.

विसर्जयेत् प्रियाण्युक्त्वा प्रणिपत्य च भक्तितः ॥
आद्वारमनुगच्छेच्च आगच्छेच्चानुमोदितः ॥

માટે લહી લહી આપના લ્હાવા રે,
દેશું ચિત્તમાં એ સંસ્કારો સ્હાવા[૬] રે.
એમ વિચારો કરી ઘણા, પ્રભુ પધારજો ભલી ભાત;
એમે આપ વિશ્વેશનાં, એ વાત કરો વિખ્યાત.

———:૦:———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ ફાગણ માસ ]

**મુખ્યભેટ:**—રૂ. ૧૮-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૩૦૦-૦-૦ એક ભક્તજન. હા. શ્રી. દ્વારકાદાસ ભગવાનલાલ-ખાંટવા. આ રૂ.ના વ્યાજમાંથી પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં દર વર્ષે ફાગણ સુદિ ૫ મે થાળ ધરાવવા નિમિત્તે. રૂ. ૩૦-૦-૦ મુંબઈમાં પારસીબંધુઓ આદિ તરફથી પૂજનભેટના. રૂ. ૧૧-૫-૦ ઠા. જમનાદાસ રામજી ચંદારાણા -ખઠીયા. રૂ. ૧૫-૦-૦ પૂ. પ્ર. શ્રીઆત્મપ્રકાશજી-ખખરલા.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:** શ્રી. જમનાદાસ-પરમાણંદદાસ-પોરબંદર શ્રી. રમણિકરાય ભોળાનાથ-ઉજ્જૈન. બેન લીલાવતી-ગોરધનદાસ-મુંબઈ. શ્રીમતી બહેન નર્મદાબાઈ-કુંડલા. શ્રી. શાસ્ત્રી દયારામ મૂળજી-આનંદાશ્રમ-ખીલખા.

**ભોજન:**—બહેન ગુલાબબાઈ-મુંબઈ. શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ. શ્રીમતી બાઈ આણુબા-ફ્રાફ્રા. શ્રીમતી બહેન નર્મદાબાઈ-કુંડલા. શ્રી કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી.

**થાળ:**—શ્રી. રમણિકલાલ ભોળાનાથ-ઉજ્જૈન. શ્રી. દ્વારકાદાસ ભગવાનલાલ-ખાંટવા. શ્રી. મોરારજી ઓધવજી ખીલખા. શ્રી. રતિલાલ મહાશંકર રાવળ-ભાવનગર [ ચાર થાળ ]. હા શ્રી. ભાઈશંકર ધનજી દવે. શ્રીમતી સાકરબહેન-કરાંચી. બહેન લીલાવતી ગોરધનદાસ-મુંબઈ [ પાંચ થાળ ]. સૌ. બેન મોંઘીબેન-મુંબઈ. સૌ. મણિબાઈ-મુંબઈ. વકીલ મૂળશંકર કાનજી -ખીલખા. શ્રી. નાથાલાલ ખીમજી-માંગરોળ. શ્રી. જીવરાજ રામજી-જૂનાગઢ. શ્રી. કરશનદાસ હરજી-જૂનાગઢ. શ્રી. મૂળજી માધવજી જોશી-મુંબઈ [ બે થાળ ]. શ્રી. મન્વંતરાય કરશનજી ઓઝા-ઊંધના. આહેર હીરા દાના-ભીંડોરા. શ્રી. હરજી ટીડા-જૂનાગઢ. શ્રી. શંકરલાલ લખમશી -રાજકોટ. ચિ. જગદીશનાં લગ્નનિમિત્તે, શ્રી. બટુકરાય વસંતરાય-પાટણ. શ્રી. કેશવલાલ આશારામ ખાંધા-[ ચાર થાળ ]. શ્રી. જયશંકર મયારામ ભટ્ટ-મેંદરડા [ બે થાળ ]. શ્રી. અનોપસંગ કાભાઈ-પખાજણ. શ્રી. દયાળાસહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ [ બે થાળ ].

**અખંડદીપક:**—રૂ. ૦-૪-૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ-પોરબંદર. રૂ.૦-૪-૦ શ્રી. દ્વારકાદાસ ભગવાનલાલ-ખાંટવા. રૂ. ૦-૪-૦ બેન સાકરબાઈ-કરાંચી. રૂ. ૦-૪-૦ શ્રી. કરૂણાશંકર ગૌરીશંકર વ્યાસ-ભાણવડ. રૂ. ૦-૧૨-૦ શ્રી. જીવરાજ રામજી-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. મૂળજી માધવજી જોશી-મુંબઈ. રૂ. ૦-૮-૦ શ્રી. મન્વંતરાય કરશનજી ઓઝા-ઊંધના. રૂ. ૦-૧૨-૦ શ્રી. બટુકરાય વસંતરાય-પાટણ. રૂ. ૦-૮-૦ શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂ. ૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી. શ્રી. અમરસિંહ નથુસિંહ-ચાવંડતરફથી એક મધનો શીશો તથા એક ચણાના ક્ષારનો શીશો શ્રીપ્રભુસેવામાં અર્પણ થયા છે.

**માંડળમાં** ધૂળેટીના દિવસે ત્યાંના બંધુઓએ પૂજ્યપાદશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

**લીંબુડા આનંદાશ્રમ:**—અહીંના આશ્રમમાં શ્રીમહાશિવરાત્રિના દિવસે પૂજ્યપાદ શ્રીમન્નાથ-મહેશ્વરનું ષોડશોપચાર વિધિથી પૂજન કરવામાં આવ્યું હતું. સૌ સત્સંગી બંધુબહેનોએ લાભ લીધો હતો. પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનના જીવનચરિતામૃતમાંથી થોડું વાચન થયું હતું. ભજનધૂન થયાં હતાં; સૌને ચરણામૃતપ્રસાદ અપાયાં હતાં.

દર વર્ષ પ્રમાણે શ્રીઆનંદાશ્રમ ખીલખામાં જૂનાગઢવાળા શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહ તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી પાણીનું પરબ ચાલુ થયું છે.

---

૬ મેઆ મવા.

પૂજ્યપાદ "મહારાજ શ્રીનથુરામશર્મા "-આનંદાશ્રમ-બીલખાતરફથી

## સનાતનધર્મના શિક્ષણની યોજના

ગુજરાતી અંગ્રેજીશાળાના જે હિંદુ શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજના હિંદુ વિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોને જાણી, ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરી, જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી, તેઓને ધર્મનીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા (કાઠિયાવાડ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિયાળાની ને ઉનાળાની રજાના સમયમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. એ પ્રમાણે આ ઉનાળાની રજામાં પણ ધાર્મિક શિક્ષણ અપાશે.

એ રજાના દિવસોમાં સંધ્યા, દેવપૂજન આદિ નિત્યકર્મ, આસનપ્રાણાયામાદિ યોગનાં સાધનો અને ભક્તિ, જ્ઞાન તથા યોગના ભગવદ્ગીતાદિ ગ્રંથોનું યથાધિકાર શિક્ષણ આપવામાં આવે છે.

આ યોજનાનો લાભ લેવા આવનાર પુરુષમાં દુર્વ્યસનોનો અભાવ, સરલતા, શ્રદ્ધા, માતાપિતા-પ્રતિ ભક્તિભાવ, ગુરુભક્તિ ને પોતે શિખેલ વિદ્યાનો લાભ પોતાના શિષ્યોને આપવાની ઉત્કંઠા એ શુભ ગુણો બહુધા હોવા જોઈએ વા તેમાં અભિરુચિ હોવી જોઈએ.

આવવા ઇચ્છનારે ઓછામાં ઓછાં દશ દિવસ તો રહેવુંજ પડશે. પ્રતિવર્ષ આવો લાભ અમુક સંખ્યાને મળશે.

ધાર્મિક શિક્ષણનો લાભ લેવા આવનારને ભોજન, પાગરણ, દીવાબત્તી તથા રહેવાની સગવડ શ્રીઆનંદાશ્રમતરફથી કાંઈ પણ દ્રવ્ય લીધાવિના કરી આપવામાં આવશે.

આવવા ઇચ્છનારે નીચેના શરનામે **જવાબી પત્તાથી** આગળથી પૂછીને આવવું.

મેનેજિંગ ટ્રસ્ટીઓ

આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ.)

—:o:—

---

સુધારો:—ગયા ફાલ્ગુનના અંકમાં બ્રહ્મવાદના લેખમાં છેલ્લા પેરાની છેલ્લી સીટીમાં " આપ ભગવાનના તત્ત્વભૂત સ્વરૂપ શોધી અવસ્થાન કરી રહી કૃતાર્થ થાય છે " એમ છપાયું છે તેને બદલે " આપભગવાનના તત્ત્વભૂત સ્વરૂપને શોધી તેમાં અવસ્થાન કરી રહી કૃતાર્થ થાય છે " એમ વાંચવું જોઇએ.

સુધારો:—ગત અંક-પૃષ્ઠ ૨૪૮-પુસ્તક પ્રચાર:-રા. રા. શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર-મુંબઇવાળા તરફથી " પત્રકલ્પ મંજરી " નું બીજું પત્ર અંગ્રેજીમાં તે બદલે શ્રીસદુપદેશ દિવાકર-છઠ્ઠું કિરણ છપાવવા નિમિત્તે એમ વાંચવું.

—[*]—



Reg. No. B. 3087.

સને ૧૯૪૩ તા. ૨૫ એપ્રિલ



પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચકોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.



શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી
પ્રગટ થતું ધાર્મિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम

## खास करवाजेवुं

કાગળ કરતાં આરસ વધારે ટકે છે અને ફોટોગ્રાફ કરતાં આરસની પ્રતિમા વધારે ટકે છે.

કાગળનાં પુસ્તકો કરતાં આરસના શિલાલેખો વર્ષોના વર્ષોસુધી ટકી રહે છે અને કાગળ ઉપરના ફોટોગ્રાફો તથા કપડા ઉપરના ઑઈલપેઈન્ટીંગો કરતાં આરસ પથ્થરની પ્રતિમાઓ વર્ષોના વર્ષોસુધી ટકી રહે છે.

આગ લાગે તો પુસ્તકો ને ફોટોગ્રાફો બળીને ભસ્મીભૂત થઈ જાય છે, જળપ્રલય કે અતિવૃષ્ટિમાં પલળીને પિંડાજેવાં થઈ જાય છે, ધરતીકંપમાં જમીનમાં દટાઈ જાય તો માટીભેળાં માટી થઈ જાય છે, ભેજવાળી હવા લાગે તો બગડી જાય છે ને ઉધેઈ લાગે તો ખવાઈ જાય છે.

આવી સ્થિતિ કાગળનાં પુસ્તકોની ને ફોટોગ્રાફોની છે. પરંતુ, આરસના શિલાલેખો ને આરસની પ્રતિમાઓ ઉપર જણાવેલા ઉત્પાતોમાં ને ઉપદ્રવોમાં પણ ટકી રહે એવો પ્રબળ સંભવ છે. દાખલા તરીકે, અશોકના શિલાલેખો વર્ષોથી હજુ ઉભા છે અને વર્ષોથી દટાઈ ગયેલા શિલાલેખો ને પાષાણની પ્રતિમાઓ ભૂમિમાંથી હાલ પણ મળી આવે છે.

આથી આપણા નાથપ્રભુનો જીવનસંદેશ ને સદુપદેશ આરસમાં કોતરાઈ જવો જોઈએ અને નાથપ્રભુની આરસની પ્રતિમાઓ (ભિન્ન ભિન્ન પ્રસંગની ને પ્રકારની) તૈયાર થવી જોઈએ.

આ પ્રમાણે કરવું એ આપણો–પ્રત્યેક ગુરુબંધુનો ને ગુરુબ્હેનનો–ધર્મ છે અને આપણે પ્રત્યેકે આ ધર્મનું શીઘ્ર પાલન કરવાનું છે.

આપણી પ્રત્યેકની દાનની ભાવના આ અત્યંત જરૂરના કાર્યની દિશાતરફ વાળવી જોઈએ–આ કાર્યતરફ વળીએ તો આપણે એટલાં બધાં છીએ કે આ કાર્ય આપણામાટે જરાય કઠિન નથી.

આપણા નાથપ્રભુમાટે આપણે સૌ આટલું અવશ્ય કરીએ...વિશેષ વિશેષ કરીને કૃતકૃત્ય થઈએ...!

જયનાથ !

વર્ષ ૧૧ મુ

વૈશાખ

અંક ૧૨ મો

સંવત ૧૯૯૯

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ। ૧-૦-૦

...દેશમાટે

શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

आनंदाश्रम एषः धर्मी जनानां स्वधर्मसंदेष्टा ।
विराजते परमात्मा सद्गुरुनाथस्वरूपतो यत्र ॥

સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનના સ્વરૂપથી કલિયુગને વિષે જનતાને સ્વધર્મનો સંદેશ આપ્યા કરનારા પરમાત્મા, આનંદમય એવા જે આશ્રમમાં વિરાજે છે તે આ આનંદાશ્રમ છે

આવતી આષાઢી પૂર્ણિમાએ શ્રીઉપદેશગ્રંથાવલિનો અંક ૧૦૩ એકસો-ત્રણમો બહાર પડશે. તેના પ્રકાશક શ્રી. જયંતિલાલ ગોકુલદાસ ચંદારાણા (વરતેજ) થયા છે. તે પછીના શ્રીઉપદેશગ્રંથાવલિના અંકોના પ્રકાશનમાટે પોતાનાં નામ નોંધાવવાની જેમની ઇચ્છા હોય તેમણે શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ, પો. બીલખા–કાઠિયાવાડને લખી જણાવવું.

——[*]——

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્ગુરુપરમાત્માની આરતી. | ૨૬૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૬૬ |
| ૩ | શ્રીસનત્સુજાતીયમ્. | ૨૬૭ |
| ૪ | ભક્તગીત. | ૨૭૦ |
| ૫ | મદાલસા. | ૨૭૦ |
| ૬ | શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ. | ૨૭૧ |
| ૭ | સ્યાદ્વાદ. | ૨૭૩ |
| ૮ | નાથપ્રભુનો છેલ્લો પ્રવાસ. | ૨૭૪ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૨૭૫ |


**જરૂરી**

**સૂચનાઃ**—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.
સહતંત્રીઃ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા. ”

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક, મુદ્રકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ






श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૧ મું ] સંવત ૧૯૯૯–વૈશાખ [ અંક ૧૨

## श्रीसद्गुरुपरमात्मानी आरती

જય યોગીશ્વર નાથ, જય કરુણાસિંધો !
જય શરણાગતપાલક, ભવપીડિતબંધો ॥ જય નાથ ! જય નાથ ! ॥ ૧ ॥

ગુણાતીતગુણવંતં, વાઙ્મનસાતીતમ્ ।
નિરાકારસાકારં, નિગમાગમસારમ્ ॥ જય નાથ ! જય નાથ ! ॥ ૨ ॥

બ્રહ્માનંદવિહારં, મોહતિમિરમિહિરમ્ ।
કારુણ્યાબ્ધિમપારં, સેવકમંદારમ્ ॥ જય નાથ ! જય નાથ ! ॥ ૩ ॥

શાંતાકૃતિમતિવિમલં, બ્રહ્મપદે લીનમ્ ।
ભૂયો નૌમિ કૃપાલું, મંગલકરશીલમ્ । જય નાથ ! જય નાથ ! ॥ ૪ ॥

લીલાવિગ્રહરૂપં, ભક્તજનાભીષ્ટમ્ ।
જ્ઞાનયોગવિખ્યાતં, વિદ્યાવિભવેશમ્ ॥ જય નાથ ! જય નાથ ! ॥ ૫ ॥

ભવજલધૌ મગ્નાનાં, નિર્ભયદૃઢપોતમ્ ।
શ્રીસદ્ગુરુવરનાથં, વંદે સતતમહમ્ ॥ જય નાથ ! જય નાથ ॥ ૬ ॥

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

નિત્ય સૂક્ષ્મદૃષ્ટિવડે પોતાના હૃદયનું અવલોકન કરી જે તેને વિશુદ્ધ કરવા ધારતો હોય તેણે સાત્ત્વ સત્ત્વગુણના ધર્મોને, રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને પૂરી રીતે ઓળખી તેમાંથી પ્રથમ તમોગુણના ધર્મોને તથા રજોગુણના ધર્મોને બલહીન કરવામાટે પોતાના સામર્થ્યપ્રમાણે યથાયોગ્ય પ્રયત્ન લાગણી રાખીને કરવો જોઇએ. સદાગ્રહવાળા દીર્ઘકાલના પ્રયત્નથીજ આ કામ સિદ્ધ થાય છે, અલ્પકાલના સાધારણ પ્રયત્નથી આ કામ સિદ્ધ થઈ શકતું નથી.

સુમુક્ષુએ પોતાના અસંગ, અવિકારી ને સચ્ચિદાનંદઘન સ્વરૂપને સમજવામાટે ને તે સ્વરૂપમાં પોતાના મનને સુસ્થિર કરવામાટે પરમાદરથી બહુ પ્રયત્ન કરવો જોઇએ. તેણે પોતાના મનને માયિક પદાર્થોમાં ને માયિક પ્રસંગોમાં ભ્રમવા ન દેવું જોઇએ.

શ્રદ્ધાલુ સુમુક્ષુએ અન્નવસ્ત્રાદિનું ચિંતન નહિ કરતાં ઉમંગથી આત્માથી અભિન્ન બ્રહ્મનું ચિંતન કરવું જોઇએ તેણે અન્નવસ્ત્રાદિનો ભાર પોતાના પ્રારબ્ધકર્મપર મૂકી સદા નિશ્ચિંત રહેવું જોઇએ.

સુમુક્ષુએ ભક્તિશાસ્ત્ર યોગશાસ્ત્ર ને વેદાંતશાસ્ત્રના ગ્રંથોમાંથી પોતાનાથી સમજી શકાય એવા ગ્રંથો શ્રદ્ધાપ્રીતિથી વાંચવા જોઇએ, તેનો પોતાને ઉપયોગી હોય એવો ભાગ સ્મરણમાં રાખવો જોઇએ, અને તેમાંથી પોતાને જેટલું અનુસરવાયોગ્ય જણાય તેટલાનું તેણે ભારપૂર્વક અનુસરણ કરવું જોઇએ. જીવનની પ્રત્યેક પલને તેણે મહામૂલ્યવાળી ગણી સર્વદા સમયનો ઘણામાં ઘણો સારો ઉપયોગ કરવો જોઇએ. અવકાશના સમયમાં પોતાના બુદ્ધિબલાનુસાર જિજ્ઞાસુઓને સન્માર્ગે ચઢાવવાનો પ્રયત્ન પણ તેણે નિઃસ્પૃહબુદ્ધિવડે કરવો જોઇએ.

અંતઃકરણને ઉંચી કક્ષાઉપર લઇ જવાનો ઘણામાં ઘણા આગ્રહથી પ્રયત્ન કર્યા વિના તે ઉંચી કક્ષાપર જઇ શકતું નથી, ને તેથી તે જીવને સુખાનુભવ કરાવવાને બદલે નિરર્થક દુઃખાનુભવ કરાવ્યા કરે છે. આમ થવામાં તે મનુષ્યના યોગ્ય પુરુષપ્રયત્નનો અભાવ એજ હેતુ છે, અન્ય હેતુ નથી.

આસન, પ્રાણાયામ ને ધારણાના અભ્યાસનો પરિપાક થયે અંતઃકરણ વધારે શુદ્ધ, વધારે સ્થિર અને વધારે સુખાનુભવવાળું થતું જશે.

ત્રણ ગુણોની સામ્યાવસ્થાને પ્રધાન અથવા પ્રકૃતિ કહેવામાં આવે છે. તેમાંથી માયા ને અવિદ્યાની ઉત્પત્તિ થાય છે. તે માયા ઈશ્વરનો ઉપાધિ ગણાય છે, ને અવિદ્યા જીવોનો ઉપાધિ ગણાય છે. તે માયા શુદ્ધસત્ત્વગુણરૂપ ને અવિદ્યા મલિનસત્ત્વગુણરૂપ છે. આ શાસ્ત્રીય પ્રક્રિયા છે. કોઈ ઠેકાણે પ્રકૃતિને માયા કહી હોય ત્યાં તે ઉપર જણાવેલી પ્રકૃતિ નહિ પણ તે પ્રકૃતિમાંથી ઉપજેલી માયા છે એમ સમજવું. પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન ને શક્તિ એ સર્વ જડ વસ્તુઓના મૂલકારણનાં નામો છે. તે વસ્તુ

જ્યારે કાર્યોન્મુખ ન હોય ત્યારે પ્રધાન, તે તમોગુણપ્રધાન થઈ કાર્યોન્મુખ થાય ત્યારે પ્રકૃતિ, તે જ્યારે શુદ્ધસત્વગુણવડે ઈશ્વરના ઉપાધિરૂપ થાય ત્યારે માયા ને જ્યારે મલિનસત્વગુણરૂપે જીવોના ઉપાધિરૂપ થાય ત્યારે અવિદ્યા વા અજ્ઞાન કહેવાય છે. [ચાલુ]

———[×]———

## श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ–મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૫૭થી )

गूहन्ति सर्पा इव गह्वरेषु क्षयं नीत्वा स्वेन वृत्तेन मर्त्यान्।
ते विप्रमुह्यन्ति जना विमूढास्तैर्दत्ता भोगा मोहयन्ते भवाय।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १४ ॥

લાગ આવે ત્યારે મનુષ્યોને ડસીને પોતાના વિષનો તેમને વિષે સંચાર કરી તેમનું મોત નીપજાવવું અને એમ કરીને મનુષ્યોનો બની શકે તેટલો ક્ષય કરવો એ સર્પોનું જાણે એક સ્વાભાવિક વૃત્ત છે.

સર્પોના આ સ્વાભાવિક વૃત્તની મનુષ્યોને પણ જાણ છે તેથી મનુષ્યો દેખીપેખીને તો સર્પોને ડસવા દે નહિ ઊલટા તેમને હણી નાખે મનુષ્યોના આ ચરિતની સર્પોને પણ જાણ છે તેથી સર્પો જ્યારે મનુષ્યોને ડસે છે ત્યારે તેઓ મનુષ્યો જુએ જાણે એમ પ્રસિદ્ધ રીતે ડસતા નથી પણ મનુષ્યો પોતાને જોઈ જાણી ન શકે ને પોતે તેમને ડસવાના પોતાના કાર્યની સિદ્ધિ કરી શકે એવો લાગ દેખે ત્યારેજ તેઓ મનુષ્યોને ડસે છે.

અને ડસવાને સમયે એકાએક દરમાંથી બહાર નીકળી ડસીને તુરત પાછા દરમાં એવી ઝડપથી પેસી જાય છે કે દરમાં ગૂઢ રહેલા તેમને પછી મનુષ્યો જોઈ જાણી શકતા નથી

તેથી તો એ ડંશ સર્પનો હશે ઉંદરનો હશે કે અન્ય કોઈ તેવા જંતુનો હશે એમ ક્વચિત્ મનુષ્યો વિમાસણમાં પડે છે. મનુષ્યોને સાંપડેલી શ્રોત્ર ત્વચા ચક્ષુ રસના ને ઘ્રાણ એ પાંચ ઇંદ્રિયો પણ મનુષ્યોના સ્વાભાવિક શત્રુભૂત સર્પોની ઉપમાને યોગ્ય છે.

તેઓ પોતપોતાના અનુકુલ ભોગો પોતેજ ભોગવે છે છતાં તે ભોગોનો મનુષ્યોને વિષે એવો અધ્યારોપ કરે છે કે વસ્તુસ્થિતિને જાણવામાં પ્રમાદી મનુષ્યો તો તે તે ભોગો પોતેજ ભોગવે છે એમ માનતા થાય છે.

લાગ મળેથી સર્પો જેમ મનુષ્યોને ડસીને પોતાના વિષનો મનુષ્યોને વિષે સંચાર કરી તેમનું મોત નીપજાવે છે તેમ આ ઇંદ્રિયો પણ પ્રસંગ પડવે વા અનુકૂળ સામગ્રીના સંયોગે મનુષ્યોને એવી ડસે છે એટલે પોતાને વિષે મનુષ્યોની એવી એકતા ઉપજાવે છે કે પોતાના અનુકૂળ ભોગો ભોગવવાની

ઇંદ્રિયોની તીવ્ર ઇચ્છારૂપ વિષનો મનુષ્યોને વિષે પૂરો સંચાર થઇ જાય છે તથા તેથી પછી મનુષ્યો તે તે ભોગો મેળવી ભોગવવા પાછળ ગાંડાઘેલા થઇને ગમે તેવા પ્રયત્ન અને પરિશ્રમ કરે છે.

સર્પો ડસીને જેમ દરમાં સંતાઈ જાય છે તેમ ઇંદ્રિયો પણ મનુષ્યોને ડસીને એટલે તેમને વિષે તે તે ભોગ ભોગવવાની તીવ્ર ઇચ્છા પ્રકટાવીને પછી પોતપોતાના ગોલકમાંજ સંતાઈ રહે છે, ને ભોગ સાંપડે છે ત્યારેજ પાછી ગોલકમાંથી બહાર નીકળીને કે ગોલકમાંજ રહીને ભોગ ભોગવે છે તથા તેનો મનુષ્યોનેવિષે અધ્યારોપ કરે છે.

ઇંદ્રિયોની સર્પોના જેવી આ ચાલબાજી જેઓ જાણી જાય છે તેઓ તો પછી ઇંદ્રિયોને ડસવાનો લાગ થવા દેતા નથી.

પણ જેમને વિવેકની કે અવલોકનની શક્તિ નથી એવા મૂઢ મનુષ્યો તો વારંવાર આ ઇંદ્રિયોવડે ડસાતા રહે છે.

અને ઇંદ્રિયોને ભોગવવાના ભોગો ભોગવનાર પોતે છે એવા મોહને વશ વર્તીને ઇંદ્રિયોને ભોગવવાના ભોગોની સંપત્તિ કરવા પાછળ અથાગ પરિશ્રમ કરતા રહે છે.

મનુષ્યો પોતે પોતાના ખરા સ્વરૂપે સ્વયંપૂર્ણ હોઇને તેમને કોઈ ભોગની ખરી અગત્ય નથી. તેઓ સ્વભાવેજ સુખસ્વરૂપ ને શાંતિસ્વરૂપ છે.

પણ આ ઇંદ્રિયોના ભોગની સંપત્તિ કરવામાંજ જીવનનો વ્યય થતાં મનુષ્યોને તેમના ખરા સ્વરૂપને જાણવાની ક્ષણજ સાંપડતી નથી ને ઇંદ્રિયોના ભોગોની સંપત્તિ કરવા પાછળ એકપછી બીજો એમ ભવઉપર ભવ પસાર થયાં કરે છે.

આમ પોતાના ભોગોમાટે મનુષ્યોને અથાગ પરિશ્રમમાં ઉતારવાનું આ ઇંદ્રિયોનું પણ જાણે એક સ્વાભાવિક વ્રત થઈ પડ્યું છે.

પોતાના ખરા સ્વરૂપને જાણી તેમાં અવસ્થાન કરી રહેવું એજ મનુષ્યોમાટે આ ઇંદ્રિયોના ડંસથી ઉગરવાનો એક આરો છે.

પણ ઇંદ્રિયોસાથે એકતા કરી રહેલા પામર મનુષ્યો પોતાના ખરા સ્વરૂપને જાણી શકતા નથી.

જે મનુષ્યો પોતાના ખરા સ્વરૂપની સાથે એકતા કરી રહેવાની યુક્તિને જાણે છે તેઓજ સનાતન અને સ્વયંઈશ્વર એવા પોતાના ખરા સ્વરૂપને તે જેમ છે તેમ જાણી તેમાં અવસ્થાન કરી રહે છે.

અને તેઓજ પછી આ ઇંદ્રિયોની માયાથી મુક્ત રહી શકે છે.

श्रीशांकर भाष्यम्

इदानीमिन्द्रियाणां विषयाणां चानर्थहेतुत्वं दर्शयति गृहन्तीति

હવે गृहन्ति એમ આ શ્લોકવડે ઇંદ્રિયો અને તેમના ભોગો મનુષ્યોને અનર્થ કરનારા છે એમ દેખાડે છે.

यथा सर्पा गह्वरेभ्यो निष्क्रम्य स्वेन वृत्तेन विषप्रदानेन मर्त्यान् क्षयं नीत्वा गह्वरेषु गूहन्ति स्वात्मानं प्रच्छादयन्त्येवमिन्द्रियसर्पाः श्रोत्रादिषु शयनात् श्रोत्रा-

द्भिम्यो निर्गत्य स्वेन वृत्तेन विषप्रदानेन मर्त्यान् क्षयं नीत्वा गह्वरेषु गूहन्ति स्वात्मानं प्रच्छादयन्ति

જેમ સર્પો દરમાંથી નીકળીને પોતાના ડસવાના વ્રતવડે એટલે વિષનો સંચાર કરીને મનુષ્યોનું મોત નીપજાવે છે અને ડસીને તરત પાછા દરમાં સંતાઇ જાય છે એટલે પોતાને ઢાંકી દે છે તેમ ઇંદ્રિયોરૂપ સર્પો પણ પોતાને સૂઈ રહેવાનાં કર્ણ આદિ ગોલકોમાંથી બહાર નીકળી પોતાના વૃત્તવડે એટલે ભોગોમાં આસક્તિ ઉપજાવવારૂપ પોતાના વિષનો મનુષ્યોને વિષે સંચાર કરવાવડે મનુષ્યોને અનર્થ ઉપજાવવારૂપ તેમનો ક્ષય કરીને પાછી પોતાના ગોલકોમાં સંતાઈ જાય છે એટલે પોતે મનુષ્યોની દૃષ્ટિએ ન પડે એ રીતે પોતાને ઢાંકી દે છે.

ते विप्रमुह्यन्ति विषयविषाभिभूता विशेषेण मुह्यन्ति तद्व्यतिरिक्तं न किंचिज्ज्ञानन्तीत्यर्थः

તેઓ વિશેષે કરીને મુગ્ધ બને છે એટલે ઇંદ્રિયોના વિષયોરૂપ ભોગો ભોગવવાની અભિલાષારૂપ વિષવડે અભિભવ પામેલા તેઓ વિશેષે કરીને મુગ્ધ બને છે એટલે ભોગોથી ભિન્ન બીજું કાંઈ જાણી વિચારી શકતા નથી એમ કહેવાનો ભાવ છે.

तथा च श्रुतिः यथा प्रियया संपरिष्वक्त इति

જેમ પોતાને અત્યંત પ્રિય એવી પત્નીવડે સારી પેઠે આલિંગિત થયેલો પતિ નથી કાંઇ બહારનું જાણતો કે નથી કાંઈ અંતરનું જાણતો એમ એ અર્થને કહેનારી શ્રુતિ પણ છે.

तैरिन्द्रियैर्दत्ता विषकल्पा भोगा विषया मर्त्यान् मोहयन्ते पुनः पुनर्मोहहेतवो भवन्ति

તે ઇંદ્રિયોએ આપેલા વિષની ઉપમાને યોગ્ય એવા ભોગો એટલે વિષયો મનુષ્યોને મોહ પમાડે છે એટલે વારંવાર તેમને મોહના હેતુભૂત થાય છે.

यदेतद्विषयैर्विमोहनं तद्भवाय गर्भजन्मजरामरणसंसाराय भवति

જે આ વિષયોવડે મનુષ્યોને વ્યામોહ થાય છે તે તેમના ભવને માટે એટલે ગર્ભમાં જવું તથા પછી જન્મ પામવું વૃદ્ધાવસ્થાને પામવું મરણ પામવું વળી પાછું ગર્ભમાં જવું એમ ઉત્તરોત્તર સંસરણ પામ્યા કરવા માટે થાય છે એટલે ઇંદ્રિયોના વિષયોવડે વ્યામોહ પામવાના પરિણામમાં મનુષ્યોને સંસાર બન્યો રહે છે.

यमीड्यमनुकल्पमाद्यमदृष्ट्वा विषयविषान्धा मुह्यन्ति तं योगिन एव पश्यन्ति १४

ઇંદ્રિયોના વિષયોરૂપ વિષવડે અન્ધ બનેલાઓ જે સ્તવન કરવાયોગ્ય, શરીર શરીરપ્રતિ જુદા જુદા જણાનાર, આદ્ય, સનાતન, તથા સ્વયંઇશ્વર, એવા પોતાના ખરા સ્વરૂપને નહિ જાણીને ઇંદ્રિયોના વિષયોરૂપ વિષવડે આંધળા બની રહે છે તે સ્તવન કરવાયોગ્ય, શરીર શરીરપ્રતિ જુદા જુદા જણાનાર, આદ્ય, સનાતન, ને સ્વયંઇશ્વર, એવા પોતાના ખરા સ્વરૂપને યોગીઓજ પ્રત્યક્ષવત્ જુએ છે અને તેથી તેઓ ઇંદ્રિયોના વિષયોરૂપ વિષવડે આંધળા થતા નથી. (ચાલુ)

———:०:———

## ભક્તગીત

[ લે. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

૨

### સ્વાગતવચનો

પ્રભુ પધારો પ્રભુભીગ્ગે પ્રેમથી,
પૂર્વજન્મની રે સાચી સંભારી પ્રીત;
રાખી રૂડી રીત પધાર્યા પ્રેમથી.—પ્રભુ.
અમે તો જાણ્યુંતું જે પ્રભુએ વીસારીયાં.
વીત્યા વિરહે રે દુઃખના દિવસ અનેક;
સદા રાખી ટેક તો અંતે પ્રભુ આવીયા.—પ્રભુ.
તમે અખિલ બ્રહ્માંડના ઈશ છો,
અમે તમને રે રીઝવવાને અશક્ત;
ગણી માત્ર ભક્ત નિશ્ચય નાથ આવીયા.—પ્રભુ.
પ્રભુને દોષરહિત ભક્ત ભાવતા,
અમ હૃદયના રે જોયા દોષ ન લેશ;
અકારણ ક્લેશ અમારા નિવારીયા.—પ્રભુ.
ત્રૂટી આ કૂપણની કરવા મંદિરિયાં,
પૂરા પ્રેમે રે પદ ધરો પરમેશ;
આથી પાદ પ્રવેશ સ્વીકારો સ્નેહથી.—પ્રભુ.
ધન્ય ભાગ્ય આ ધરા શુદ્ધ ક્ષેત્રનાં,
પદ ધરી પોતે રે નાથે કીધાં સનાથ;
પધારોને નાથ! પધરાવીએ પ્રેમથી.—પ્રભુ.
પ્રભુએ પૂર્યા મનોરથ માનતા,
અમને જગમાં રે દીધાં આજ વિખ્યાત;
સ્વીકારી આ વાત કે અમે સહુ આપનાં.—પ્રભુ૦

———[·]———

## મદાલસા

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૬૮થી )

मदालसोवाच મદાલસા કહે છે.

ततः परं शृणुष्वेमं पुत्र भक्त्या यदाहृतं।
पितृणां प्रीतये यद् वहर्ज्यं वा प्रीतिकारकं॥

હે પુત્ર! હવે તું જે પદાર્થ પિતૃઓને માટે ઉપયોગમાં ન લેવા જોઈએ તે તથા જે જે પદાર્થ તેમને અત્યંત ઉપકારક છે તે હું કહું છું તે તું ભક્તિથી સાંભળ.

मासं तृप्तिः पितॄणां च हविष्यान्नेन जायते।
मासद्वयं मत्स्यमांसैस्तृप्तिं यान्ति पितामहाः॥

હવિષ્ય અન્નવડે ( ઘી વા દૂધવડે પકાવેલા અન્નવડે ) પિતૃઓને એક માસસુધી તૃપ્તિ રહે છે.

મત્સ્ય તથા માંસવડે તેમને બે માસસુધી તૃપ્તિ રહે છે.

त्रीन् मासान् हारिणं मांसं विज्ञेयं पितृतृप्तये।
पुष्णाति चतुरो मासान् शशस्य पिशितं पितॄन्॥

હરિણનું માંસ પિતૃઓને ત્રણ માસસુધી તૃપ્તિ આપનારું જાણવું.

સસલાના માંસથી તેમને ચાર માસસુધી પોષણ રહે છે.

शाकुनं पंच वै मासान् षण्मासान् सूकरामिषं।
छागलं सप्त वै मासानैणेयं चाष्टमासिकीं॥

શકુનીના માંસથી તેમને પાંચ માસસુધી તૃપ્ત રહે, ડુક્કરના માંસથી ૭ માસસુધી, બકરાના માંસથી સાત માસસુધી અને કાળા મૃગના માંસથી તેમને આઠ માસસુધી તૃપ્તિ રહે.

करोति तृप्तिं नव वै रुरोर्मांसं न संशयः।
गवयस्यामिषं तृप्तिं करोति दशमासिकीं॥

રુરના માંસથી તેમને ખરેખર નવ માસસુધી તૃપ્તિ રહે અને ગવયના માંસથી તેમને દશમાસ સુધીની તૃપ્તિ થાય.

तथैकादशमासांस्तु औरभ्रं पितृतृप्तिदं।
संवत्सरं तथा गव्यं पयः पायसमेव वा॥

મેઢાનું માંસ પિતૃઓને અગિયાર માસસુધી તૃપ્તિ કરનારું છે અને એવી રીતે ગાયનું દૂધ અથવા ગાયના દૂધનો દૂધપાક પિતૃઓને પૂરા એક સંવત્સરસુધી એટલે બાર માસસુધી તૃપ્તિ કરનારો છે. (ચાલુ)

———[ ० ]———

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદકઃ–મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૧૦ ના પૃષ્ઠ ૨૩૮ થી )

अक्षता च क्षता चैव पुनर्भूः संस्कृता पुनः।
स्वैरिणी या पतिं हित्वा सवर्णं कामतः श्रयेत्॥ ६७॥

પ્રથમ કોઇએ ભોગવેલી હોય કે ન ભોગવેલી હોય પણ એકવાર કોઇને પરણેલી સ્ત્રી પાછા સંસ્કાર પામીને બીજીવાર પરણે તે પુનર્ભૂ કહેવાય.

પોતાના પતિને છોડીને અન્ય કોઈ સવર્ણ પુરુષનો સ્વચ્છંદપણે આશ્રય કરી રહે તે સ્વૈરિણી કહેવાય.

अपुत्रां गुर्वनुज्ञातो देवरः पुत्रकाम्यया।
सपिण्डो वा सगोत्रो वा घृताभ्यक्त ऋतावियात्।
आगर्भसंभवाद्गच्छेत् पतितस्त्वन्यथा भवेत्।
अनेन विधिना जातः क्षेत्रजः स भवेत् सुतः॥ ६८॥

પુત્રવિનાની સ્ત્રીનેવિષે પુત્રપ્રાપ્તિની કામનાવડે તે સ્ત્રીના પતિનો ભાઈ પતિનો સપિંડ કે પતિનો સગોત્ર તે સ્ત્રીના ગુરુજનની સમ્મતિથી ઋતુકાળે ગમન કરે, ગમન કરવા સમયે ઘીનો અભ્યંગ કરીને ગમન કરે એમ ગર્ભ રહ્યાનો સંભવ જણાય ત્યાં પર્યંત ગમન કરે.

ગમન કરવામાં સ્ત્રીનાં ગુરુજનની સંમતિ ન હોય છતાં ગમન કરે કે ગમન કરવા સમયે ઘીનો અભ્યંગ કર્યાવિનાજ ગમન કરે કે ગર્ભ રહ્યાનો સંભવ જણાયા પછી પણ ગમન કરે તો ગમન કરનાર પતિત થાય.

આ વિધિવડે જન્મેલો પુત્ર ક્ષેત્રજ પુત્ર કહેવાય.

हृताधिकारां मलिनां पिण्डमात्रोपजीविनीं ।
परिभूतामधःशय्यां वासयेद् व्यभिचारिणीं ॥ ७० ॥

વ્યભિચારમાં મન રાખનારી સ્ત્રીના પત્નીપદના અધિકારો લઇ લેવા.
તેનો વેશ મલિન રખાવવો.
દેહ ટકી રહે તેટલા અન્નમાત્રઉપર આજીવિકા ચલાવે એમ કરવું.
તેનો પરિભવ કર્યા કરવો.
તેને સૂવાનું ભૂમિઉપરજ રખાવવું.
એ રીતની હાલતમાં તેને ઘરમાં રાખવી.

सोमः शौचं ददौ स्त्रीणां गन्धर्वश्च शुभां गिरं ।
पावकः सर्वमेध्यत्वं मेध्या वै योषितो ह्यतः ॥ ७१ ॥

સ્ત્રીઓને ચંદ્રે તેનું શુચિત્વ આપેલું છે.
ગંધર્વે તેનું વાણીનું માધુર્ય આપેલું છે.
અગ્નિએ તેનું યજ્ઞને વિષે આવશ્યક સઘળું મેધ્યત્વ (પવિત્રતા) આપેલું છે.
આ કારણથી સ્ત્રીઓ યજ્ઞને વિષે સર્વથા અધિકારવાળી છે એ પ્રસિદ્ધ છે.

व्यभिचार ऋतौ शुद्धिर्गर्भे त्यागो विधीयते ।
गर्भभर्तृवधे चासां तथा महति पातके ॥ ७२ ॥

વ્યભિચારના પ્રસંગથી દુષ્ટ થયેલી સ્ત્રી, તેના રજોદર્શનવડે પાછી શુદ્ધ થયેલી થાય છે પણ વ્યભિચારના પ્રસંગથી જો ગર્ભ રહી જવા પામ્યો હોય તો પછી તેનો ત્યાગ રાખવાનું વિહિત ઠરેલું છે. એ પ્રમાણે ગર્ભના ઘાતથી કે પતિના વધવડે દુષ્ટ થયેલી સ્ત્રીનો તથા મહાપાપમાંના કોઈ પાપવડે પાતકી થયેલી સ્ત્રીનો પણ ત્યાગ કરવાનું વિધાન છે.

सुरापि व्याधिता धूर्ता वन्ध्याऽर्थघ्न्यप्रियंवदा ।
स्त्रीप्रसूश्चाधिवेत्तव्या पुरुषद्वेषिणी तथा ॥ ७३ ॥

મદ્યનું પાન કરનારી, વ્યાધિગ્રસ્ત રહેનારી, ઠગારી, ગર્ભનું ધારણ નહિ કરનારી, પતિના સ્વાર્થને હાનિ કરનારી, અપ્રિય વાણી બોલનારી, માત્ર કન્યાનેજ જણનારી, અને પુરુષજાતિનોજ જેને સ્વાભાવિક દ્વેષ હોય, એવી સ્ત્રી જીવતી હોય તોપણ તેના ઉપર બીજી સ્ત્રી કરવી.

अधिविन्ना तु भर्तव्या महदेनोऽन्यथा भवेत् ।
यत्रानुकूल्यं दंपत्योस्त्रिवर्गस्तत्र वर्धते ॥ ७४ ॥

જે સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવેલી હોય તે સ્ત્રીનું પણ પતિએ ભરણપોષણ અવશ્ય કરવું. જો તે સ્ત્રીનું ભરણપોષણ ન કરે તો તેના પતિને મહાપાપ લાગે.

જે ઘરમાં પતિને તથા પત્નીને પરસ્પર અનુકૂળતા વર્તે છે તે ઘરમાં ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થની સમૃદ્ધિ થાય છે. (ચાલુ)

——[*]——

# બ્રહ્મવાદ

[અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન અંક ૧૦ના પૃષ્ઠ ૨૩૯થી)

स्वकृतपुरेष्वमीष्वबहिरंतरसंवरणं
तव पुरुषं वदंत्यखिलशक्तिधृतोंऽशकृतं ।
इति नृगतिं विविच्य कवयो निगमावपनं
भवत उपासतेंऽघ्रिमभवं भुवि विश्वसिताः ॥

આપભગવાનના વાસ્તવિક સ્વરૂપને બહાર પણ નથી ને અંતર પણ નથી એટલે કે આપભગવાન્ વાસ્તવિક સ્વરૂપે ઘન છો. આપભગવાન્ વાસ્તવિક સ્વરૂપે ઘન હોવાથી આપભગવાનથી ભિન્ન અન્ય કોઇને વસવામાટે અવશ્ય ઉપયોગી અવકાશ વસ્તુતાએ ન હોવાથી આપભગવાન્ વસ્તુતાએ એકજ ને અદ્વિતીય છો.

પણ માયાની સંપૂર્ણ શક્તિને ધારણ કરનારા આપભગવાને પોતે માયાવડે સર્જેલા આ પ્રત્યેક અને સંપૂર્ણ સર્વ શરીરોમાં સવરણ પામીને એટલે ઢંકાઇને આપભગવાન્ પોતેજ રહેલા છો પણ શરીરશરીરપ્રતિ આપભગવાન્ શરીરને અનુરૂપ થઈ રહેલા હોવાથી આ પ્રત્યેક શરીરમાં આપભગવાનનો જાણે જુદો જુદો અંશ થઈ રહેલો હોય એવું જણાય છે.

ઘન સ્વરૂપવાળા આપભગવાન્ પરિચ્છિન્ન એવા શરીરમાં વાસ કરી રહો એ વસ્તુતાએ ન ઘટે એવું છે છતાં વસ્તુતાએ એટલે સ્વયંસ્થિત નહિ એવાં શરીરોને જેમ આપભગવાન્ માયાવડે સર્જો છો તેમ ઘનસ્વરૂપવાળા આપભગવાન્ માયાવડેજ તે શરીરોમાં વાસ પણ વસી રહો છો.

અને અવિભક્ત એક એવા ઘનસ્વરૂપવાળા આપના વસ્તુતાએ અંશ થાય એ ઘટી શકે નહિ છતાં શરીરશરીરપ્રતિ વસી રહેલા આપભગવાનના જાણે જુદા જુદા અંશો હોય એવું પણ આપભગવાન્ આપભગવાનથી માયાવડેજ ઘટાવો છો.

આપભગવાનના આવા પ્રત્યેક અંશને લોકો પુરુષ કહે છે.

શરીરરૂપ પુરમાં શયન કરી રહેવાથી એટલે વાસો વસી રહેવાથી લોકો આપભગવાનને એ રૂપમાં પુરુષ કહે તો માયાવડે આપભગવાને ઉપસ્થિત કરેલા આપભગવાનના એ સ્વરૂપને માટે ઘટે છે.

અથવા વસ્તુતાએ એકજ ને અદ્વિતીય એવા આપભગવાન્ માયાવડે એ રૂપે પુરુ એટલે અનેક થઈ રહેલા હોવાથી લોકો આપભગવાનને એ રૂપે પુરુષ કહે તો તે પણ ઘટે છે પણ આપભગવાનની આ માયાને નહિ જાણનારાઓ ભલે પોતાને આપભગવાનથી કોઈ જુદા પુરુષરૂપે જાણી ભવભ્રમણ કર્યા કરે. આપભગવાનની આ માયાને વિવેકબળવડે જાણનારા અને તેથી કવિ એટલે ચતુરની સંજ્ઞાને પાત્ર પુરુષો તો પોતાને આપભગવાનથી ભિન્ન કોઈ જુદા પુરુષરૂપે જાણતા નથી.

તેઓ તો વેદરૂપ વૃક્ષના બીજભૂત એટલે વેદો જુદી જુદી રીતે જે તત્ત્વનો ઉપદેશ કરે છે તે તત્ત્વભૂત આપભગવાનના બુદ્ધિવડે ગ્રાહ્ય સ્વરૂપભૂત આપભગવાનના ચરણકમલનીજ ઉપાસના કરે છે અને પોતપોતાનાં શરીરોનું પ્રારબ્ધ પુરુ થયેથી પછી તેઓ આપભગવાનના વસ્તુસ્વરૂપમાંજ અવસ્થાન કરી રહેનારા છે. પણ બીજા ભવને

પામવાના નથી એવા દૃઢ વિશ્વાસપૂર્વક શરીરના આયુષપર્યંત આ પૃથ્વિપર આપભગવાનના બુદ્ધિવડે પ્રાજ્ઞ સ્વરૂપભૂત આપભગવાનના ચરણકમળની ઉપાસના કરતા રહેતા નિ:શંક વિચરે છે. ( ચાલુ )

———:o:———

# નાથપ્રભુનો છેલ્લો પ્રવાસ

[ સંક્ષિપ્ત-દર્શન ]

[ લેખક:-શ્રી. દયાળસિંહ લાલસિંહજી ઠાકોર ]

સં. ૧૯૮૭ના વર્ષમાં થયેલો પ્રવાસ એ નાથપ્રભુનો **છેલ્લો** પ્રવાસ હતો. ચાતુર્માસમાં નાથપ્રભુ બહુધા શ્રી. આનંદાશ્રમ–બીલખામાં સ્થિતિ કરતા અને પ્રતિવર્ષ કાર્તિકી પૂનમ-પછી અષાઢી પૂનમ પહેલાંના આઠ માસના ગાળામાં પ્રવાસમાં પધારતા. જિજ્ઞાસુઓની વિનતિપરથી **સદુપદેશાર્થે** આ પ્રવાસો યોજાતા. કાઠિયાવાડ, ગુજરાત, મુંબઈ ને સિંધમાં કરાંચીસુધી આ પ્રવાસો ગોઠવાતા અને તે દરમિયાન એઓશ્રીના સદુપદેશનો **લાભ** જિજ્ઞાસુઓને મળતો.

સમર્થ ને સમૃદ્ધ **આચાર્ય** છતાં પોતાશ્રી બાહ્ય આડંબર ન રાખતા. પ્રવાસમાં પણ સાદી રીતે પધારતા અને જોઈતાંજ માણસો ને જોઈતોજ સામાન સાથે રાખતા. પધરાવનારાંઓને જેમ બને તેમ ઓછા ભારરૂપ થવાય એ માટે ખાસ કાળજી રાખતા બીજાઓને શ્રમ આપવા કરતાં પરિસ્થિતિને અનુકૂલ પોતાશ્રીજ થઈ જતા અને સમભાવે સુપ્રસન્નતાથી સઘળું સહી લેતા. પ્રતિકૂલ પ્રસંગોમાં પણ એઓશ્રીનું **સ્વાસ્થ્ય** ચૂંથાયું હોય એમ જોયું કે જાણ્યું નથી. **આચાર્યસ્થિતિ** પ્રાપ્ત થયા પછી આ પ્રમાણે વર્તવું એ કેટલું કઠિન છે એ તો આચાર્યો હોય તે વધારે જાણે. પરંતુ, એટલું તો ખરું કે સાંપ્રત સમયમાં એઓશ્રીની જીવનચર્યામાંથી ગુણગ્રાહી આચાર્યોને ઘણું અનુસરવાજેવું મળી શકે એમ હતું ને છે.

પ્રવાસમાં જ્યાં સ્થિતિ હોય ત્યાં એઓશ્રીના સાક્ષાત સમાગમનો લાભ જિજ્ઞાસુઓને મળી શકતો અને એ રીતે એઓશ્રીપાસેથી પોતાની શંકાઓનું સમાધાન પામીને વા **જીવનસાર્થક્યનું** માર્ગદર્શન પામીને તેઓ શાંતિનો અનુભવ કરી શકતા. ઉપરાંત નિત્ય એઓશ્રીના વ્યાખ્યાનના શ્રવણનો લાભ પણ જિજ્ઞાસુઓને મળતો રહેતો અને એ વ્યાખ્યાનમાંથી પણ પ્રત્યેકને **પોતાજોગું** કંઈક જરૂર મળતું એટલે પ્રત્યેક પ્રસન્ન થઈને સ્વસ્થાને જતા. આ હકીકત લેખકના પોતાના અનુભવની તેમજ બીજા ઘણાના અનુભવની હોવાથી અહીં દર્શાવી છે.

**જીવનસિદ્ધિને** પામેલા મહાપુરુષ એઓશ્રી હોય એમ એઓશ્રીની વાણીદ્વારા–એઓશ્રીની વાતો ને વ્યાખ્યાનદ્વારા સાંભળનાર સૌને લાગતું. આચરણદ્વારા જે જીવનમાં **ઓતપ્રોત** થયેલું તેજ એઓશ્રીની વાણીમાંથી નીકળતું અને એટલેજ એઓશ્રીનો ઉપદેશ અભિમુખ-વૃત્તિવાળાના **હૃદયને** કે **જીવનને** સ્પર્શતો. પોતાશ્રીને થયેલું **સત્યદર્શન** બીજાઓને પણ થાય એવી **પરકલ્યાણની** ભાવનાને લીધેજ એઓશ્રીના ઉપદેશનો પ્રવાહ મધુર વાણીમાં વહેતો. **સંસ્કાર** ને **રુચિ** જોઈને એઓશ્રી સદુપદેશ આપતા એ ખરું પરંતુ **માનવતાને** સંસ્કારે **ને જીવનને** ઉજાળે એવું એઓશ્રીના ઉપદેશમાં હોવાથી હિંદુ અહિંદુ સૌ એઓશ્રીને પ્રેમપૂર્વક

સાંભળતા. મનુષ્યલોકના ભેદો ને ભાવનાઓથી પર મહાપુરુષો એવા હોય છે. ધર્મના અભિમાનવાળા કે દેશના અભિમાનવાળા મનુષ્યો બહુમાં બહુ તો જેમાં સો વર્ષ કે તેથી થોડું વધારે રહી શકે એવા આ આપણા મનુષ્યલોકથી, વધારે ઉંચી કોટીના લોકોનું ને અવિનાશીપદનું જેમને સાક્ષાત્ જ્ઞાન કે દર્શન થયેલું હોય એવા મહાપુરુષના વિશાલ ને ગહન અંતઃકરણને વા એમના ભવ્યજીવનને આપણી ભેદભાવનાઓ ન સ્પર્શે એ સ્વાભાવિક છે...અને એટલેજ એમના ભવ્યજીવનમાંથી જે સંગીત ઉઠે છે તેના સૂરો સનાતન છે...અને એમાંથી જ વ્યક્તિને કે વિશ્વને શાંતિની કલા પ્રાપ્ત થાય છે...!

——[ * ]——



## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ફાગણ તથા ચૈત્ર]

**શ્રીસદ્ગુરુપૂજનઃ**—શ્રીરામનવમીને દિવસે આનંદાશ્રમ વાસીઓએ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

**મુખ્યભેટઃ**—રૂા. ૧૦-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂા. ૧૧-૦-૦ શ્રી. શેઠ રવજી દેવજી ગાંધી. રૂા. ૧૦૦-૦-૦ પાડક શ્રી સોમલાલ ત્રિકમલાલ-અમદાવાદ તેના વ્યાજમાંથી દર વર્ષે વૈશાખ શુદિ ૧૧ ના રોજ ભોજન આપવા માટે. રૂા. ૧૦૧-૦-૦ શેઠ શ્રી. મીનોચેહરજી મહેરવાનજી મમાની-મુંબઈ. રૂા. ૧૦-૦-૦ બેન બાઈ રણુકાકજી-પોરબંદર.

**લઘુરુદ્રાભિષેકઃ**—શ્રી. પુરુષોત્તમ વલ્લભ-ડરબન. (૨) શ્રી. ઈચ્છારામ રઘુનાથજી-ડરબન. (૧)

**ભોજનઃ**—શ્રી મણિલાલ જગજીવન કેસાણી વિદ્યાર્થીઓને ૨ ભોજન. શ્રી. સુરતરાય અંબાવીદાસ વમાવડા-જૂનાગઢ વિદ્યાર્થીઓને ભોજન. શ્રી. બા. શ્રી. હીરજીબા. ધ્રાફા. બાશ્રી વજુબા-ધ્રાફા શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે વિદ્યાર્થીઓને ભોજન શ્રી રવજી દેવજી ગાંધી-જામનગર. શ્રી. પ્રેમજી જુઠાભાઈ-બેડી. શ્રી. કલ્યાણજી કાળીદાસ તરફથી. શ્રી. શંભુશંકર પુરુષોત્તમ દવે શ્રી સમજસિંહ જાલમસિંહ-કુતિયાણા શ્રી. પ્રેમજી ઓધવજી-ભાણુવડ. શ્રી. શાસ્ત્રી દયારામ ભૂધરજી (ફા. શુ. ૮).

**થાળઃ**—શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-(બીલખા આનંદાશ્રમ.) શ્રી. પુંજાભાઈ સામત રેણુકા (થાળ ૨.) શ્રી ટોકરસી ગોવિંદજી-કરાંચી (થાળ ૧.) શ્રી મોરારજી ઓધવજી -બીલખા. (થાળ ૧.) બાશ્રી આનંદબા શ્રી બાશ્રી. રામબા, શ્રી. કલ્યાણજી કાલીદાસ રાડીયા શ્રી. દુલભજી નાગજી-કુંડલા (થાળ ૧.) તથા વિદ્યાર્થીઓને દૂધ પીવા માટે શ્રી. પ્રાણજીવન વિઠ્ઠલદાસ-ધ્રુર શ્રી કેવળચંદ કાનજીભાઈ પારેખ શ્રી. સમજસિંહ જાલમસિંહ-કુતિયાણા શ્રીનાથારામ કૃષ્ણદેવ પંડ્યા-સીગામ. શ્રી બા શ્રી કુંવરબા-પ્રભાતસંગ કલ્યાણસંગ-સીગામ. શ્રી જયરામ જીવરાજ-કરાંચી (થા. ૨.) શ્રી. કસ્તુરબેન (થા. ૧.) મુક્તાબેન તથા અન્ય બહેનો શ્રી. લાલજી ઝીણા શ્રી. કેશવજી ઝીણા શ્રી. હરગોવિંદ ગિરજાશંકર-શિહોર શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-ભોગાવરનગર (થા. ૪.) અખંડ સૌ મધુકાન્તા કૃપાશંકર-ભાવનગર. શ્રી. હર્ષદરાય મહારાણી પ્રેમ દેમ ઈ-માંગરોળ. શ્રી પુરુષોત્તમ વલ્લભ-ડરબન. શ્રી. રઘુનાથજી-ડરબન (થાળ ૫.)

શ્રી. શંકરલાલ લખમસી. સદ્‌ગત ગોવિંદજીભાઈ વકીલ તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી.

**અખંડદીપક:**—રૂ. ૦–૪–૦ શ્રી. શંકરલાલ લખમસી રૂ. ૦–૪–૦ શ્રી. નથુભાઈ મોરારદાસ રૂ ૧–૦–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ રૂ. ૦–૮–૦ શ્રી. નરભેરામ જમિયતરામ મહેતા–પાટણ રૂ. ૧–૦–૦ શ્રી. ચુનીલાલભાઈ રાજા–જુનાગઢ રૂ. ૦–૪–૦ શ્રી. પ્રાણજીવન વિઠ્ઠલદાસ રૂ. ૦–૪–૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ–કુતિયાણા રૂ. ૦–૮–૦ શ્રી. જયરામ જીવરામ–કરાંચી. રૂ. ૦–૮–૦ શ્રી મોરારજી છગનલાલ રૂ. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ. રૂ. ૩–૪–૦ ઇચ્છારામ રઘુનાથજી–ડરબન.

શ્રીનાથ મહેશ્વર પંચાયતન (પંચદેવ) [ખીલખા]ના મંદિરમાં જામનગરવાળા ગુરુબંધુ સદ્‌ગત શ્રી. રવજી દેવજી ઠક્કરના આત્મકલ્યાણાર્થે શ્રીશંકરનું ચાંદીનું એક સુંદર નકશીદાર પંચમુખી મહોરું ગં. સ્વ. મોંઘીબહેન તથા શ્રી. છગનલાલ વાલજી હસ્તુ ચૈત્ર વદિ ૭ ને દિવસે પધરાવવામાં આવ્યું હતું. તેમજ તેજ દિવસે તેમના તરફથી શ્રીઆનંદાશ્રમમાં ભોજન આપવામાં આવ્યું હતું અને ખીલખાગામની ચોરાશી કરવામાં આવી હતી. આ પ્રસંગે મંદિરે આવવા માટે નવા બંધાયેલાં પગથિયાવાળે રસ્તેથી પૂજ્યપાદ કૃપાનાથનાં-છબીજીની પધરામણી કરી શ્રી. માણેકલાલભાઈ દ્વારા એ રસ્તાનું ઉદ્‌ઘાટન કરાવાયું હતું.

नाथं कृपालोकन गुप्तलोकं द्रष्टारमासाद्य गुरुं महेशम्
महेश पञ्चायतनस्यधाम्नि श्रीभीडभंजस्य सदः सुकृत्यम् ।
सोपानमेतज्जनसौख्यकारि दृगहारि अर्थेन निजेन कृत्वा
उद्घाटयामास गुरोः सपर्यापूतेन माणिक्यकरेण दिष्ट्या ॥

સુંદર કર્તવ્ય છે જેનાં એવી શ્રીભીડભંજનની સભાએ પોતાને ખર્ચે મનુષ્યને સુખ આપનાર અને સુંદર આ પગથિયાં બનાવી શ્રીનાથમહેશ્વરપંચાયતનના ધામમાં કૃપાદષ્ટિવડે જેણે લોકોની રક્ષા કરી છે એવા શ્રીસદ્‌ગુરુ **શ્રીનાથમહેશ્વરને** સાક્ષી કરી ગુરુની સેવાથી પવિત્ર થયેલા એવા શ્રી. માણિક્યવર્માના હાથે તે પગથિયાં **ખુલ્લાં મૂકાવ્યાં** છે.

**કરાંચીવાળા** ગુરુબંધુ કાનજી શામજીતરફથી રૂ. ૧૦૧) એકસો એક **પુસ્તક પ્રકાશન ને પ્રચારમાટે આનંદાશ્રમને** અર્પણ થયા છે.

## શ્રીશંકરજયંતી મહોત્સવ

**આ મંગલ મહોત્સવના પૂર્વસંધાનમાં શ્રીઆચાર્યભગવાનના અલૌકિક જીવનસંબંધી સંવાદો ને વ્યાખ્યાનો ચાલુ રહેલાં ને છેલ્લે દિવસે (વૈશાખ સુદિ પાંચમે) પૂજનઅર્ચન પણ થયેલાં.**

———:o:———



## શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

ઠે. માધવભવન-કાંદાવાડી મુંબઈ-૪

આ મંડળ આનંદાશ્રમનાં પુસ્તકોનો પ્રચાર ખર્ચ ખમીને કરી રહ્યું છે અને
એ રીતે કૃપાનાથની ઉચ્ચકોટિની સેવા કરી રહ્યું છે એ ખરેખર અનુકરણીય છે.

———:o:———

**શ્રીનાથચરિતામૃત-દ્વિતીયપ્રવાહ છપાઈ ગયો છે, અને હવે
રતમાં બહાર પડશે.**

———[*]———

## કૃપાનાથપ્રણીત નવાં પ્રકટ થયેલાં પુસ્તકો

**૧ સ્વદેશસેવા કિં. ૦-૧-૦**

પોતાના સદ્‌ગત પિતાશ્રી પ્રતાપસિંહજીના આત્મકલ્યાણાર્થે પ્રકટ કરનાર સદ્‌ગતના સુપુત્ર
દ્રસિંહજી-મુંબઈ.

**૨ શ્રીમદ્‌ભાગવત—દશમસ્કંધ-સંક્ષિપ્ત આધ્યાત્મિક રહસ્ય. કિં. ૦-૧-૬ .**

પોતાનાં સદ્‌ગત ધર્મપત્ની હરકુવરબાઇના આત્મકલ્યાણાર્થે પ્રકટ કરનાર શ્રીમાન્ શેઠ
રખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ.

———[*]———

**૩ શ્રીનાથસુબોધમાલાઃ—કિં રૂ. ૦-૮-૦**

પ્રકાશકઃ—શ્રીમાન્ શેઠ રાજસી જીવરાજ ઠક્કર-વાંકાનેર

———[*]———

ગુરુબંધુ શ્રી કાનજી પુરુષોત્તમ દવે-વંથલી (સોરઠ): એમણે પોતાના પૌત્રોના યજ્ઞોપવીત ધારણના ધાર્મિક મંગલ પ્રસંગે કૃપાનાથનાં પ્રતિમાજી ને પાદુકાજીની પધરામણી કરીને જીવન ધન્ય કર્યું હતું એ પ્રસંગે કૃપાનાથના પ્રતિમાજી ને પાદુકાજીની સ્વારી કાઢી હતી અને તેમાં વંથલીના પ્રતિષ્ઠિત હિંદુ ને મુસલમાન ગૃહસ્થોએ ને અમલદારવર્ગે પણ પ્રેમપૂર્વક ભાગ લિધો હતો. શ્રી. કાનજીભાઇએ તથા તેમના કુટુંબે ભાવપૂર્વક પૂજન અર્ચન કર્યું હતું. વંથલી ગામમાં ભાવિકોએ પણ પોતાને ત્યાં પધરામણી કરી પૂજનનો લાભ લીધો હતો

———[*]———

Reg. No. B. 3087.

સને ૧૯૪૩ તા. ૨૫ મે






પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચકોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.



શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા-કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર

આનંદાશ્રમ

P. O. Bilkha (Kathiawar-India)



શ્રી સદ્‌ગુરુપરમાત્માની ધૂન

જય ભવતારક જય સુખધામ,
નાથ નિરંજન શ્રીભગવાન્।

——:o:——

જય કરુણાકર સંતચકોર,
અધમ ઉદ્ધારણ કુંજકિશોર।

——:*:——

વર્ષ ૧૦ મું

જ્યેષ્ઠ

અંક ૧ લો

સંવત્ ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशंल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશો આપતા 'સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મુમુક્ષુને ઉપદેશ. | ૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨ |
| ૩ | શ્રીઆનંદાશ્રમપત્રના દશમ વર્ષમાં પ્રવેશપ્રસંગે શ્રીસદ્‌ગુરુસ્તવન. | ૩ |
| ૪ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંએક જીવનચરિત્રો. | ૪ |
| ૫ | શ્રીસદ્‌ગુરુદેવસ્તુતિ. | ૯ |
| ૬ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૧૦ |
| ૭ | આનંદાશ્રમ. | ૧૪ |
| ૮ | શિક્ષણસંબંધી. | ૧૪ |
| ૯ | સ્વાસ્થ્યસંબંધી. | ૧૫ |
| ૧૦ | બાળકોને માટે. | ૧૫ |
| ૧૧ | આષાઢી પૂર્ણિમાના મહાપૂજન સમારંભાન્તર્ગત સાધનસમારંભ. | ૧૫ |
| ૧૨ | Appreciation. | ૧૭ |
| ૧૩ | સમીક્ષા. | ૧૭ |
| ૧૪ | શ્રીમન્નાથસુબોધમાલા. | ૧૮ |
| ૧૫ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૯ |
| ૧૬ | પરચુરણ ભેટ. | ૨૨ |
| ૧૭ | લવાજમની પહોંચ. | ૨૪ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરુરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

જરુરી

**સૂચના:**—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા. ,,

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ]　　સંવત્ ૧૯૯૭ જ્યેષ્ઠ　　[ અંક ૧

## મુમુક્ષુને ઉપદેશ

ગરબી

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રીતે ભજીએ ગુરુ મહારાજ, આનંદ એ છે રે,
માયિક પદાર્થે શો લાભ? મિથ્યા જે છે રે પ્રીતે૦ ૧
જેનાં ચરણ સેવે છે મુનીશ, ક્લેશને તરવા રે;
તેમાં સાધકે રાખવું ચિત્ત, નિજ હિત કરવા રે પ્રીતે૦ ૨
અહિંસાદિક પામીએ ધર્મ, જ્ઞાન પણ લઇએ રે,
વૈરાગ્ય પામીને મર્મ, કૃતાર્થજ થઇએ રે પ્રીતે૦ ૩
પાંચ વિષય કેરી પ્રીત, છોડીજ દઇએ રે;
મેળવી ઇંદ્રિયપર જિત, મન વશ કરીએ રે પ્રીતે૦ ૪
પ્રાણચિત્તને કરીએ સ્થિર, અભ્યાસ વધારી રે,
વૃત્તિ ડૂબે પછી બ્રહ્મનીર, તાપ નિવારી રે પ્રીતે૦ ૫
કાચમાટે હીરાનો લાભ, શાને ખોઇએ રે,
આ ઉત્તમ મનુષ્યાવતાર, જાગીને જોઇએ રે પ્રીતે૦ ૬

—:o:—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

બીજા જન્મની વાટ જોવાને બદલે જે તે વેલાએ નક્કી કરવાનું હોય તે જો હાલજ નક્કી કરવામાં આવે તો મોટો લાભ થાય છે. शुभस्य शीघ्रम्‌માં લાભ છે. વિવેકી મનુષ્યે આ જન્મને, આ વર્ષને, આ માસને, આ દિવસને ને ચાલતા આ મુહૂર્તને શામાટે વ્યર્થ જવાં દેવાં જોઇએ?

હિતેચ્છુ ગુરુજનોનું ને શુભેચ્છકોનું કહેવું જો ધૈર્ય રાખી કહેનારના ભાવપ્રમાણે સઘળું ગ્રહણ કરાય તો તે મનુષ્યના ચિત્તમાં વિક્ષેપનો લેશ પણ અવકાશજ ન રહે, ને તેનું મન ઉત્તરોત્તર અધિક અધિક કર્તવ્યપરાયણ રહી શાંતિનો ને સુખનો અનુભવ કર્યા કરે.

અંતર્યામીની વારંવાર શુભભાવથી પ્રાર્થના કરો કે જેથી તમારા અંતઃકરણમાં તેઓશ્રી પોતાની કૃપાનાં કિરણોનો અત્યુત્તમ પ્રકાશ પાડે.

જે મનુષ્ય પોતાના સદ્‌ગુરુની આજ્ઞારૂપ પ્રકાશમય દીપકસાથે લઇ વિચરે છે, તથા પોતાનાં ધૈર્ય ને સાવધાનતારૂપ નેત્રોનો યથાયોગ્ય ઉપયોગ કરે છે તેમને આ ભવરજનીમાં પંક, કંટક, ગર્ત ને સર્પાદિરૂપ પ્રતિકૂલતાઓથી દુઃખી થવું પડતું નથી.

રજોગુણના તથા તમોગુણના ધર્મોને ઘણામાં ઘણા યત્નથી દબાવ્યા વિના તથા સત્ત્વગુણના ધર્મોને ઘણામાં ઘણા યત્નથી બલવાન્ કર્યા વિના મનુષ્ય સતત સુખાનુભવ કરવા સમર્થ થતો નથી એ વારંવાર સ્મરણમાં રાખશો.

વિવેકી મનુષ્યે દુનિયાના પ્રાકૃત લોકોના પ્રાકૃત વિચારને પોતાનાથી બને તેટલા દૂર રાખી સ્વકર્તવ્યપરાયણ રહેવામાં પોતાની શોભા ને હિત છે એમ સમજવું જોઇએ.

કોઇ કારણથી મનુષ્યના હૃદયને લાગેલા ધક્કાને તુરત ને સારી રીતે સુધારવામાં શાસ્ત્રીય વિવેક, કર્તવ્યપરાયણતા ને પોતાના સંબંધમાં જેને તેને જે તે વાત ન પૂછતાં ને કોઇ કહે તો તે ન સાંભળતાં સર્વદા સદ્‌ગુરુની ને અંતર્યામીની આજ્ઞાના પરિપાલનમાં નિરભિમાનપણે મસ્ત રહેવું એ ઉત્કૃષ્ટ ને સુલભ ઉપાયો છે.

એ ઉપાયોમાં પ્રેમ પ્રકટવાથી ચિત્તમાંનો તમોગુણ બલહીન થઇ સત્ત્વગુણ બલવાન્ થાય છે. મગજ ભમતું બંધ થઇ સુસ્થિર થાય છે, ઓજસ્ વધે છે, ને તીવ્ર શોકરૂપ અગ્નિની ચીનગારી શાંત થઇ જાય છે.

જો તમારા હૃદયમાં અડગ ને જીવતી સાત્ત્વિકી શ્રદ્ધા હશે તો તમારા હૃદયમાંથી ઉત્સાહનો ફુવારો ઊડવા માંડશે.

જો યત્ન કરો તો ઉત્સાહરૂપી જીવનને પુનઃ પ્રાપ્ત કરવામાં ને શવ જેવા થયેલા શરીરને દેવરૂપ કરવામાં લેશપણ ઢીલ થાય એમ નથી. હૃદયને નકામું ન રોવરાવતાં તેને પ્રભુકૃપામૃતવડે ને દિવ્ય આનંદના લાભવડે સદા મંદ મંદ હસાવવું જોઇએ.

અગાધ દયાનિધિ પ્રભુ તો અનુકૂલ મતિવાળા મનુષ્યના હૃદયમાં જીવન-રસ સીંચવા સર્વદા તત્પરજ હોય છે, માટે વિવેકી મનુષ્યે શીઘ્ર પુનઃ નવું જીવન મેળવવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ.

હૃદયમાં સત્ત્વગુણની વૃદ્ધિકરવાવડે અવશ્ય તે મનુષ્યના હૃદયમાં શાંતિની વૃદ્ધિ થાય છે એ અચલ શાસ્ત્રીય સિદ્ધાંત બની શકે તેટલો તમારા મનને સમજાવતા રહેવાથી તમને લાભ થશે.

વિવેકી મનુષ્યો "मनःपूतं समाचरेत्" ( મનને પવિત્ર કરીને પ્રત્યેક પ્રવૃત્તિ કરે) એ શ્રીમનુભગવાન્‌ના વચનને પોતાના હૃદયની આગળ રાખીને નાનીમોટી પ્રત્યેક પ્રવૃત્તિ કરે છે. જે વિચાર ને જે પ્રવૃત્તિનું પરિણામ અનુચિત આવવાનો તેમને સંભવ જણાય તે વિચારથી ને તે પ્રવૃત્તિથી તેઓ ઘણામાં ઘણા દૂર રહેવા યત્ન કરે છે.

સ્થૂલ, ચંચલ ને મૂઢ મન જીવના પરમાનંદરૂપ ધનને હરનાર ચોર છે એમ સમજી એવા મનનો વિવેકી મનુષ્યે નીચેનાં રાજર્ષિ જનકનાં વચનનો વિચાર કરીને તુરત નાશ કરવો જોઇએ:—

"प्रबुद्धोऽस्मि प्रबुद्धोऽस्मि दृष्टश्चोरो मयाऽऽत्मनः।
मनो नाम निहन्म्येनं मनसाऽस्मि चिरं हृतः + ॥"

જેમ મરી ગયેલાં દેડકાં પોતાના જીવનરૂપ વરસાદના પડવાથી પુનઃ જીવતાં થઇ જાય છે, ને ભૂમિમાં ઉંડા રહેલો વાંસનો અંકુર પોતાના જીવ-નરૂપ વરસાદની ગર્જના સાંભળી પોતાના ઉપર રહેલી શિલાને ભેદી બહાર નીકળી આવે છે, તેમ જો જીવના હૃદયમાં શુદ્ધ શ્રદ્ધા હોય તો તેનો હૃદયમાં ઉદય થવાથી નાશ પામવાની અણીપર આવેલો સર્વ પ્રકારનો ઉત્સાહ પણ પરમકારુણિક ને નિરાવરણ દૃષ્ટિવાળા સદ્‌ગુરુનાં પ્રોત્સાહક વચનોનાં શ્રવણથી પુનઃ જીવતો થઈ જવાનો પ્રબલ સંભવ છે.

ક્ષણભંગુર જીવનમાં તેને સફલ કરવામાટે પ્રાપ્ત થયેલી ઉત્તમ તક મનને વશ વર્તીને ગુમાવવામાં જીવને મોટી હાનિ છે, અને વર્તમાનકાલ સ્વાધીન જેવો છે, ને ભવિષ્યકાલનો વિશ્વાસ નથી માટે જે શુભ કર્યું તેજ કામનું છે એમ વિચારી વિવેકી મનુષ્ય પોતાના ચિત્તમાં રહેલા અલ્પ ઉત્સાહને શીઘ્ર વધારે છે, ને કર્તવ્યપરાયણ રહેવા તત્પર થઈ જાય છે. (ક્રમશઃ)

———:o:———

## શ્રીઆનંદાશ્રમપત્રના દશમવર્ષમાં પ્રવેશપ્રસંગે શ્રીસદ્‌ગુરુસ્તવન

જયનાથ !

શ્રીઆનંદાશ્રમપત્ર આજ દશમા વર્ષમા પ્રવેશ કરે છે. તે માંગલિક પ્રસંગે, હે મંગલસ્વરૂપ! અમે આપ ભગવાનનું વેદોક્તવિધિથી પૂજનઅર્ચન કરીએ છીએ અને એમ કરીને અમે અમારા મંગલાચરણની સિદ્ધિ કરીએ છીએ.

---

+ હું જાગ્યો છું, હું જાગ્યો છું, મેં મારા આત્માના આનંદાદિ સ્વભાવને ચોરી લેનાર ચોર જોયો છે. તેનું નામ સ્થૂલ ને ચંચલ મન છે. એ મનનો હવે હું નાશ કરીશ, કેમકે તે મનવડે હું લાંબા કાલથી હણાયો છું.

હે આદ્યપુરુષ! શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્ એવી સંજ્ઞાવાળા સ્વરૂપમાં પોતાનો આવિર્ભાવ દર્શાવીને આપ ભગવાને લોકના તત્ત્વસ્વરૂપનો યથાવત્ ઉપદેશ કરેલો છે.

અને પોતાના તત્ત્વસ્વરૂપને પામી રહેવામાટે લોક આચારમાં ઊતારી રહેવાના સ્વધર્મનો પણ, હે આચાર્યપ્રવર! આપ ભગવાને યથાવત્ ઉપદેશ કરેલો છે.

તત્ત્વસ્વરૂપનો અને સ્વધર્મનો આપભગવાને પ્રવર્તાવેલો એ ઉપદેશ લોકમાં સતત વહેતો રહે એવા કરુણામય હેતુથી, હે કરુણામૂર્તિ! લોકના વ્યાવહારિક સ્વરૂપને પણ યથાવત્ જાણનારા આપભગવાને શ્રીઆનંદાશ્રમપત્રના પ્રાકટ્યનો સુયોગ રચીને લોકપર આપ ભગવાનના ખરા અનુગ્રહનું દર્શન કરાવેલું છે.

એક તો **पराञ्चिखानि व्यतृणत्स्वयंभूः।** આપ સ્વયંભૂ પરમાત્માએ લોકનાં જ્ઞાન તથા કર્મનાં કરણોને પરાંગ્મુખજ પ્રવર્તાવેલાં છે તેમાં વર્તમાન યુગનું વિકટ તાંડવ લોકનાં કરણોને પરાંગ્મુખતાની ટોચે પહોંચાડે તો તેમાં લોકના વ્યાવહારિક સ્વરૂપને યથાવત્ જાણનારા આપ ભગવાનને તો કશું આશ્ચર્ય ઉત્પન્ન થવાનો અવસર નથી.

પણ લોકનાં જ્ઞાન તથા કર્મનાં કરણોને પરાંગ્મુખ પ્રવર્તાવનારા આપ ભગવાને લોકને તેના ખરા જ્ઞાતવ્યનો તથા ખરા કર્તવ્યનો સમયે સમયે ઉપદેશ આપ્યા કરનારા પોતાના સદ્‌ગુરુસ્વરૂપનો આવિર્ભાવ કરતા રહેવાનો આપભગવાને ગોઠવેલો પ્રબંધ લોકપરની આપ ભગવાનની સ્વાભાવિક કરુણાનેજ આભારી છે.

આપ ભગવાને પોતાના સદ્‌ગુરુસ્વરૂપથી પ્રવર્તાવેલા ઉપદેશને અનુસરી રહેનારાં કુલિન સજ્જનો તો સદા સર્વદા સુખી અને નિર્ભય થઈ રહે છે, પણ આ લોકમાં કેવલ કુલિન સજ્જનોનોજ નિવાસ છે એમ નથી. અકુલિન દુર્જનો પણ આ લોકમાં વસી રહેલાં છે. ઉપદેશને અનુસરવાનો તેમનો સ્વભાવ હોતો નથી. અને બહુધા પરાંગ્મુખજ તેમનું ધાવન હોય છે. તેમનું નિયમન તો હે સર્વેશ્વર! આપ ભગવાન્ પોતાના ઈશ્વરરૂપથીજ કરો છો.

તેથીજ હે નિયામક! તેમને દુઃખ તથા ત્રાસના પ્રસંગો ઉપસ્થિત થાય છે.

હે કૃપાનિધે! અમે દીનભાવે પ્રાર્થના કરીએ છીએ કે એમને દુઃખ તથા ત્રાસના પ્રસંગો ઉપસ્થિત ન કરતાં અને ઉપસ્થિત થએલા તેવા પ્રસંગોનું શમન કરતા આપ ભગવાન્ એમની દુર્જનતાને નિવૃત્ત કરવાના અન્ય કોઈ સૌમ્ય પ્રયોગનીજ યોજના કરવા કૃપા કરજો.

વર્તમાન પ્રસંગે કરવા યોગ્ય અમે કરેલી આ પ્રાર્થના હે નિજજનવત્સલ! આપ ભગવાન્ અવશ્ય કાનપર લેજો અને લોકમાં શાંતિ સ્થપાય એવી કોઈ યોજના સત્વર ગતિમાં મૂકજો.

જય નાથ! જય મહેશ્વર! તંત્રી

—:o:—

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

[૪]

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

આચાર્યભગવાનના સુરેશ્વરાદિ શિષ્યો પણ અપકારક મતોના ત્યાગનો લોકોને ઉપદેશ કરતા હતા. તેમાંથી જેઓ વિવેકી ને પુણ્યશાળી મનુષ્યો

હતા, તેઓ આચાર્યભગવાનને શરણે આવ્યા, ને કેટલાક દુરાગ્રહીઓ હતા તેઓ આચાર્યભગવાનનો દ્વેષ કરી તેઓશ્રીનું અશુભ ઇચ્છવા લાગ્યા. એક વેલા એક કપટી ભૈરવભક્ત કાપાલિક શ્રીશૈલપર્વતપર આચાર્યભગવાનની સમીપ આવ્યો. પોતાના ઇચ્છિતને પ્રાપ્ત કરવાનો આ સારો સમય છે એમ જાણી તેણે આચાર્યભગવાનને કહ્યું:—"હે કૃપાલો! આપના સર્વજ્ઞપણું, દયાલુપણું ને સુશીલપણું ઇત્યાદિ અનેક શુભગુણોનું લોકોદ્વારા શ્રવણ કરીને હું આપનાં દર્શન કરવા આવ્યો છું. આપે પરોપકારમાટે શરીર ધારણ કર્યું છે. આપની ઉત્તમ કીર્તિનું સ્થલે સ્થલે ગાન થાય છે. આપ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરનારા ઉત્તમ સંન્યાસી છો. આપની સમીપ જે જે મનુષ્ય આવે છે તે પોતાનું ઇચ્છિત પ્રાપ્ત કરીને પાછો જાય છે. મેં આ શરીરે કૈલાસ જવામાટે ઘણાં વર્ષસુધી ઉગ્રતપ કરીને ભૈરવનાથને પ્રસન્ન કર્યા છે. પ્રસન્ન થયેલા મારા ઇષ્ટદેવ ભૈરવનાથે મને જણાવ્યું છે કે "કોઈ સર્વજ્ઞ પુરુષનું કિંવા કોઈ મહારાજાનું માથું જો તું મારા નિમિત્તે અગ્નિમાં હોમીશ તો તું આ શરીરે મારી કૃપાવડે કૈલાસમાં જઇ શકીશ." ભૈરવનાથની આ આજ્ઞા સાંભળી મેં આવા પુરુષના માથામાટે ઘણું ભ્રમણ કર્યું, પણ હજીસુધી મને કોઈ સર્વજ્ઞ પુરુષ મળ્યા નથી. કોઈ મહારાજાનું મસ્તક મેળવવાની ઇચ્છા પણ જ્યારે મારા મનને કંપાવે છે, ત્યારે તેમની પાસે જઈ તેમના માથાની માગણી શી રીતે કરી શકાય? આજ મારાં સુભાગ્યથી મને આપનાં દર્શન થયાં છે. આપ સર્વજ્ઞ છો, તેથી આપના મસ્તકથી મારું ઇચ્છિત કાર્ય સિદ્ધ થાય એમ છે, માટે આપે મારા જેવા દીનઉપર કૃપા કરવી જોઈએ. શરીર ક્ષણભંગુર છે એ આપ સારી રીતે જાણો છો. મને મસ્તક આપવાથી જગત્માં આપની કીર્તિ વૃદ્ધિ પામશે, સર્વે પ્રાણીઓને પોતાનું જીવિત પ્રિય હોવાથી આપના માથાની માગણી કરવી યોગ્ય ન ગણાય, તોપણ આપ સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ છો, આપને શરીરમાં મમતા નથી, આપ સર્વદા પરોપકારમાં પ્રીતિવાળા છો, એમ જાણી મેં આવી માગણી કરવાનું સાહસ કર્યું છે. જો આપ કૃપા કરી આપનું મસ્તક આ રાંકને આપો તો મારું કાર્ય અનાયાસે સિદ્ધ થઇ જાય. જેઓ સ્વાર્થમાં ડુબેલા હોય છે તેઓ બીજાની પીડા જાણી શકતા નથી. ઇંદ્રે વૃત્રાસુરનો નાશ કરવા દધીચિમુનિ પાસેથી તેમનાં હાડકાં વજ્ર બનાવવામાટે માંગ્યાં હતાં, તે હાડકાં દધીચિમુનિએ પ્રસન્નતાપૂર્વક ઇંદ્રને આપ્યાં હતાં. જીમૂતવાહનનામના વિદ્યાધરના રાજાએ નાગના રક્ષણમાટે ગરુડને પોતાનું શરીર આપ્યું હતું. આ સર્વ વાતો અને પરોપકારનું માહાત્મ્ય આપને ક્યાં અજ્ઞાત છે? આપને શરીરાદિની તૃષ્ણા નથી પરોપકાર વિના બીજું કાંઈ કર્તવ્ય આપને અહીં વિદ્યમાન નથી. મારા જેવા માત્ર સ્વાર્થ સાધવામાં તત્પર ને નિર્દય મનવાળા મનુષ્યો માગણી કરતાં યોગ્ય ને અયોગ્યનો વિચાર ન કરી શકે એ સ્વાભાવિક છે. મારી માગણી અયોગ્ય હોવાથી મારા મનમાં ભય ઉત્પન્ન થાય છે, પણ આપના જેવા પરોપકારી, યાચકને કદીપણ કોઇપણ વાતની ના પાડતા નથી એમ સમજી મારું મન સંતોષ પામે છે."

આચાર્યભગવાને તે કાપાલિકનાં વચનો સાંભળી મંદહાસ્યપૂર્વક તેને કહ્યું:—"હું બહુ પ્રસન્નતાથી મારૂં માથું આપવા તૈયાર છું, પણ મારા શિષ્યોના દેખતાં મારાથી તે તમને આપી શકાશે નહિ, કેમકે મારા શિષ્યો પોતાના શરીર કરતાં પણ આ શરીરમાં વધારે મમતા રાખે છે, માટે હું જ્યારે એકાંતમાં બ્રહ્મધ્યાન કરતો હોઉં ત્યારે તમે ત્યાં આવી મારું મસ્તક લઇ જજો."

આચાર્યભગવાન્નાં આવાં ઉદાર વચનો સાંભળી પ્રસન્ન થયેલો તે કાપાલિક પોતાના સ્થાનપર ગયો. સર્વ દૃશ્યને બ્રહ્મસ્વરૂપના વિવર્તરૂપે મિથ્યા અનુભવતા ગંભીર હૃદયવાળા આચાર્યભગવાને આ બનેલો પ્રસંગ પોતાના કોઇ શિષ્યને કહ્યો નહિ. પછી જ્યારે ઘણા શિષ્યો સ્નાનાદિ માટે દૂર ગયા, અને આચાર્યભગવાન્ એકાંત સ્થલમાં બ્રહ્મકારવૃત્તિ કરી સુસ્થિર થયા, ત્યારે અનુકૂલ સમયની વાટ જોઈ રહેલો તે કાપાલિક ત્યાં આવ્યો. નિર્વિકલ્પ સમાધિમાં આરૂઢ થયેલા આચાર્યભગવાન્ને જોઈને તે કાપાલિક તીખી ધારવાળું ત્રિશૂલ ઉપાડીને જે વેલા તેઓશ્રીની સમીપ તેમના મસ્તકનું છેદન કરવા ગયો, તેજ વેલા પદ્મપાદ આચાર્યભગવાન્ની મૂર્તિનું હૃદયમાં ધ્યાન કરતા હતા તેમને કાપાલિકની આ પ્રવૃત્તિ જણાઇ, તેથી તેમણે નૃસિંહભગવાન્નું અડગભાવથી સ્મરણ કરી મંત્રબલવડે નૃસિંહસ્વરૂપ ધારણ કર્યું, અને તુરત એ કાપાલિકની સમીપ આવી પહોંચ્યા, ત્યાં આવી કાપાલિકના શરીરને ચીરી નાંખી ભયંકર ગર્જના કરી. તે ગર્જના સાંભળી સ્થાન છોડીને દૂર ગયેલા શિષ્યો વ્યાકુલ થઇ તુરત ત્યાં દોડી આવ્યા. આચાર્યભગવાન્નું ચિત્તપણ વ્યુત્થાનદશાને પ્રાપ્ત થયું: તેમણે પોતાનાં નેત્રકમલ ઉઘાડ્યાં તો તેમની સમીપ ભયંકર સ્વરૂપવાળા નૃસિંહભગવાન્ને જોયા. તેમને જોઈને આચાર્યભગવાને તેમની પ્રાર્થના કરી કે:—

"હે પ્રભો! આ શરીરના રક્ષણમાટે આપ પ્રકટ થયા હતા, હવે આપનું તે કામ પૂરૂં થયું, તેથી આપ કૃપા કરી પોતાના આ સ્વરૂપનું તિરોધાન કરો." આ પ્રાર્થના સાંભળી નૃસિંહભગવાન્નું સ્વરૂપ તિરોધાન થઇ ગયું ને તે સ્થલે પદ્મપાદના શરીરની પ્રતીતિ થઈ. પછી પદ્મપાદે બનેલો સર્વે પ્રસંગ આચાર્યભગવાન્ને નિવેદન કર્યો. કેટલાક શિષ્યોએ "તમે ભગવાન્નૃસિંહની ક્યાં ઉપાસના કરી તેમની કૃપા પ્રાપ્ત કરી હતી?" એમ પદ્મપાદને પૃછતાં તેમણે જણાવ્યું કે:—"પૂર્વે મેં અહોબલનામના પર્વતના વનમાં રહીને ઘણા સમયસુધી ભગવાન્નૃસિંહનું આરાધન કરી તેમની કૃપા સંપાદન કરી હતી."

કેટલાક દિવસો પછી આચાર્યભગવાન્ શ્રીશૈલપર્વતથી વિદાય થઈ મનુષ્યોના કલ્યાણમાટે ભરતખંડમાં વિચરતા વિચરતા ગોકર્ણક્ષેત્રમાં પધાર્યા. ગોકર્ણેશ્વરની પ્રસન્નમને વિનયપૂર્વક સ્તુતિ કરી તે ક્ષેત્રમાં ત્રણ દિવસ વિરાજ્યા. ત્યાંથી હરિશંકર નામનો ક્ષેત્રમાં પધારી પછી મૂકાંબિકાનામનાં દેવીના મંદિરમાં પધાર્યા. પછી ત્યાંથી શિષ્યો સહિત શ્રીવલિ નામના ગામમાં પધાર્યા. તે ગામમાં ઘણા વિદ્વાન્ બ્રાહ્મણો વસતા હતા તેમાં એક પ્રભાકર નામના વિદ્વાન્ બ્રાહ્મણનો દીકરો ગાંડાજેવો જણાવાથી તે બ્રાહ્મણ પોતાને બહુ દુઃખી માનતો હતો.

એ બ્રાહ્મણપુત્ર મુંગાની પેઠે પોતાને મોઢેથી કાંઇજ બોલતો નહોતો, તેથી તેને ભૂત વળગ્યું હશે, માટે તેનો યોગ્ય ઉપાય કરવા હું કોઈ સમર્થ વિદ્વાનને પૂછીશ, એવો વિચાર પ્રભાકર કર્યા કરતો હતો, એટલામાં તેણે કેટલાક માણસોદ્વારા સાંભળ્યું કે:—"કોઇ મહાસમર્થ સંન્યાસી પોતાના ઘણા શિષ્યોની સાથે ઘણાં પુસ્તકો લઇને પોતાના ગામની બહાર પધાર્યા છે." આ વાત સાંભળી તે પ્રભાકર પોતાના ગાંડાજેવા જણાતા તે પુત્રને સાથે લઇને આચાર્યભગવાન્‌ની સમીપ આવ્યો. ભેટ મૂકવામાટે સાથે આણેલાં ફલો આચાર્યભગવાન્‌નાં ચરણકમલમાં અર્પણ કરી પછી તેણે તેઓશ્રીને સાષ્ટાંગ-દંડવત્પ્રણામ કર્યા. પશ્ચાત્ પોતાના મુંગાજેવા જણાતા પુત્રને આચાર્યભગવાન્‌ના ચરણકમલમાં નમન કરાવ્યું. એ બ્રાહ્મણપુત્ર બાલકની પેઠે આચાર્યભગવાન્‌ના ચરણકમલની સમીપ પડ્યો રહ્યો, ઊઠયો નહિ, એટલે પ્રભાકરે આચાર્ય-ભગવાન્‌ને નિવેદન કર્યું કે:—"હે સ્વામિન્! આ મારા પુત્રનું વય તેર વર્ષનું થયું છે, પણ હજીસુધી તે કાંઈ સમજતો હોય એમ જણાતું નથી. એને ભણાવવામાટે બહુ પ્રયત્ન કર્યો, પણ તે કાંઈ ભણ્યો નહિ એના જેવડા વયના છોકરાઓ એને રમવામાટે બોલાવે છે, પણ તે તેમના સાથે રમવા પણ જતો નથી. કોઈ તોફાની છોકરાઓ કદાચ તેને મારે તો તેમનો માર તે સહન કરે છે, પરંતુ કાંઇ બોલતો નથી. કોઇ વેલા તે ભોજન કરે છે, અને કોઇ વેલા ભોજન પણ કરતો નથી. એના શરીરનું ઠેકાણું ન હોવાથી તે પોતાના પ્રારબ્ધથીજ જીવે છે એમ જણાય છે તેની આવી સ્થિતિ છે, માટે આપ કૃપા કરીને જણાવશો કે એને કાંઇ રોગ થયો છે? કે કોઇનો વળગાડ થયો છે?"

પછી આચાર્યભગવાને કૃપા કરી તે બાલકના મસ્તકપર હાથમૂકી તેને કહ્યું કે:—"ઊઠ, બેઠો થા, તું કોણ છે? ને આવી બાલકના જેવી ચેષ્ટા શામાટે કરે છે?" આચાર્યભગવાન્‌નાં આવાં વચનો સાંભળી તે બાલકે "હે સદ્ગુરો! હું જડશરીરરૂપ નથી, પણ તેને પ્રકાશનારા ચેતનસ્વરૂપવાળો છું, મારામાં અંતઃકરણના, પ્રાણના, ઇંદ્રિયોના ને શરીરના ધર્મો નથી, હું પરમ પવિત્ર ને પરમાનંદરૂપ બ્રહ્મ છું; ઇત્યાદિ વચનોથી હું સર્વ પ્રપંચથી રહિત અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ છું એમ આચાર્યભગવાન્‌ને પોતાનું સ્વરૂપ જણાવ્યું." તે બાલકનાં આવાં આત્માનુભવનાં ઉત્તમ વચનો સાંભળી આચાર્યભગવાને જાણ્યું કે આ કોઇ યોગી છે. પછી તેઓશ્રીએ તે બાલકના પિતાને કહ્યું કે:—"આ પુત્રથી તમને આ જગત્‌માં કોઈ પ્રકારનો લાભ થવાનો સંભવ નથી, કેમકે તેને પોતાના શરીર ઉપર પણ પ્રીતિ નથી, તો તેને ગૃહાદિમાં પ્રીતિ કેવી રીતે ઉત્પન્ન થશે? માટે જો તમારી ઇચ્છા હોય ને આની પણ ઇચ્છા હોય તો આ બાલક ભલે અમારી સાથે આવે" તે બાલકનાં પિતાએ સ્વજનોનો અભિપ્રાય મેળવી તે વાતનો સ્વીકાર કર્યો. પછી આચાર્યભગવાન્ બીજા શિષ્ય સહિત એ બાલકને હસ્તામલક (હાથમાં રાખેલા આમળાની પેઠે વા નિર્મલ જલની પેઠે બ્રહ્મને જાણનાર) એવું નામ આપી સાથે લઇ ત્યાંથી વિદાય થયા,

ને તુંગભદ્રા નદીને કાંઠે આવેલા શૃંગેરિ નામના ગામમાં પધાર્યા. ત્યાં કેટલોક સમય રહી ઘણા શિષ્યોને ભાષ્યાદિનું અધ્યયન કરાવ્યું. હસ્તામલકને પણ તેના અધિકારપ્રમાણે યોગ્ય અધ્યયન પુનઃ કરાવ્યું. આ હસ્તામલકની પણ આચાર્યભગવાન્‌ના મુખ્ય શિષ્યોમાં ગણના થઈ.

આ સ્થલમાં આચાર્યભગવાન્‌ના અંતઃકરણના ભાવને અનુસરીને તેમની અનન્યભાવે સેવા કરવામાં તત્પર રહેવાના સ્વભાવવાળો, સ્વધર્મથી વર્તનારો, અને બોલવાના ઓછા સામર્થ્યવાળો કોઇ ગિરિનામનો આચાર્યભગવાન્‌નો નવો શિષ્ય થયો. તે આચાર્યભગવાન્‌ની પાસે રહીને નિરંતર તેઓશ્રીની સેવા કરતો હતો. તેની અનન્યભક્તિને લીધે આચાર્યભગવાન્ તેના ઉપર સારી કૃપા રાખતા હોય એમ જણાતું હતું. વિનયાદિ શુભગુણોવાળો એ શિષ્ય પોતાના સદ્‌ગુરુને, નિત્ય વહેલો ઊઠી, સ્નાન કરી, હાથ પગ ધોવરાવતો હતો, યોગ્ય દાતણ આપતો હતો, સ્નાન વેલા શરીર લુવાનું પવિત્ર વસ્ત્ર આપતો હતો, યોગ્ય આસન પાથરી દેતો હતો, તેમનાં બંને ચરણ કમલોને ઘણી ચતુરાઇથી ચાંપતો હતો, પડછાયાની પેઠેજ પોતાના સદ્‌ગુરુની ઈચ્છાને તે અનુસરતો હતો, પોતાના સદ્‌ગુરુની સમીપ કદીપણ બગાસું ખાતો નહિ, તેઓશ્રીની સમીપ કદીપણ પગલાંબા કરીને કે ઓઠીંગણ દઇને બેસતો નહિ, તેઓશ્રીએ કરેલી આજ્ઞાની કદીપણ ઉપેક્ષા કરતો નહિ, કોઇની સાથે વધારે બોલતો નહિ, પીઠ દેખાડીને પોતાના સદ્‌ગુરુની આગળ કદીપણ ઊભો રહેતો નહિ વા બેસતો નહિ, પોતાના સદ્‌ગુરુ ઊભા હોય ત્યારે પોતે ઊભો રહેતો હતો, તેઓશ્રી જ્યારે ચાલતા હોય ત્યારે પોતે ચાલતો હતો, તેઓશ્રી કાંઈ કહેતા હોય ત્યારે પોતે બહુ વિનયથી તે સાંભળતો હતો, કહ્યાવિના પણ આચાર્ય ભગવાન્‌નું જે હિત હોય તે તે કરતો હતો, અને તેઓશ્રીનું જેમાં અહિત જણાય તે કદીપણ કરતોજ નહોતો.

તે શિષ્ય એક વેલા આચાર્યભગવાન્‌નાં વસ્ત્રો ધોવા નદીએ ગયો હતો. કથાનો સમય થયો, તોપણ તે આવી પહોંચ્યો ન હોતો, તેથી આચાર્યભગવાન્ ભક્તવત્સલપણાને લઇને તેના આવવાની વાટ જોતા હતા. કથાનો સમય થવાથી કેટલાક શિષ્યોને કથાના પ્રારંભનો શાંતિપાઠ બોલવાને તત્પર થયેલા જોઈ આચાર્યભગવાને તેમને કહ્યું:—"ગિરિ આવે ત્યાંસુધી થોડો સમય શાંતિ રાખો." આચાર્ય ભગવાન્‌નાં આવાં વચનો સાંભળી પદ્મપાદથી ગિરિની ગુરુભક્તિનો વિચાર કર્યાવિના લગાર અભિમાનવડે બોલાઈ જવાયું કેઃ—"ગિરિ મંદબુદ્ધિવાળો છે, એ આવા વેદાંતના સૂક્ષ્મ વિષયમાં શું સમજે? માટે એની વાટ જોવી મને તો ઉપયોગી જણાતી નથી."

પદ્મપાદનાં આવાં અભિમાનયુક્ત વચનો સાંભળી તેના અભિમાનને શાંત કરવા તથા ગિરિની ગુરુભક્તિ સફલ કરવા આચાર્યભગવાને પોતાની પારમેશ્વરીશક્તિનો ગિરિના હૃદયમાં પાત કરી તેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવી. પોતાના સદ્‌ગુરુની કૃપાથી જેને બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થઈ છે એવો એ ગિરિ બ્રહ્મતત્ત્વનું નિરૂપણ કરનાર સુંદર તોટકછંદોવડે બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ કરતો કરતો ત્યાં આવ્યો. તે જોઇને પદ્મપાદાદિના મનમાં જે અભિમાનનો આવિર્ભાવ

થયો હતો તે શાંત થઈ ગયો. ગિરિએ તોટકછંદોવડે બ્રહ્મથી અભિન્ન આત્માનું નિરૂપણ કર્યું, તેથી તેમનું તોટક એવું નામ કહેવાયું, અને તેમની મુખ્ય શિષ્યોમાં ગણના થઈ. (ક્રમશ)

---

## श्रीसद्गुरुदेवस्तुतिः

[१]

नाहं ममेति मतिलभ्यमलभ्यमन्यै
संवेद्यमुक्तमपि बाह्यदृश स वेद्यम् ।
मत्या परापरतयाऽपि विकल्प्यमान-
मेकं स्मरामि हृदि नाथमहम्महेशम् ॥१॥

ભાવાર્થ—હું અને મારું આ પ્રકારની ભેદબુદ્ધિરહિત પુરુષથી પ્રાપ્ય, અને હું તથા મારું આની બુદ્ધિવાળા પુરુષોથી અલભ્ય, સંસારથી મુક્ત હોવા છતાં સંસારી પુરુષોની દૃષ્ટિમાં સંસારીરૂપ, એક હોવા છતાં બુદ્ધિપ્રમાણે પર અને અપરરૂપે કલ્પના કરતા એવા મહેશસ્વરૂપ શ્રીનાથપ્રભુનું અંતઃકરણદ્વારા હું સ્મરણ કરું છું

પંડિત રઘુનંદનઝા
શ્રી દ. મૂ. સ. ધર્મવિદ્યાલય મુખ્યાધ્યાપક
શ્રીઆનંદાશ્રમ-બીલખા.

[२]

भक्तार्तिहारं करुणानिधानं, कल्याणकारं सुमनः प्रदानम् ।
ससारसारं कुमतेः पिधानं, श्रीनाथपादाम्बुजमाश्रयेऽहम् ॥ १ ॥

ભાવાર્થઃ—ભક્તોના સંસારક્લેશને હરનાર, દયાના ભંડારરૂપ, કલ્યાણને કરનાર, મનની સાચી શાંતિને આપનાર, સંસારમાં સારરૂપ અને કુમતિને દૂર કરનાર પરમકૃપાળુ શ્રીનાથસદ્ગુરુના ચરણકમળનો હું આશ્રય કરું છું

શાસ્ત્રી દયારામ મૂળજી
શ્રીદક્ષિણામૂર્તિ સંસ્કૃતપાઠશાલાધ્યાપક
શ્રીઆનંદાશ્રમ-બીલખા

[३]

अखिलसुखदमेतज्जीवनं जीवनानां,
निखिलनिगमवल्लीसत्फलं चित्स्वरूपम् ।
सकृदपि परिगीतं श्रद्धया लीलया वा,
नरवर ! नरमात्रं तारयेन्नाथनाम ॥१॥

ભાવાર્થઃ—હે શ્રેષ્ઠ મનુષ્યો ! સંપૂર્ણ સુખોને આપનારાણું, સાંસારિક મનુષ્યોનું જીવન, અંગસહિત વેદોરૂપી લતાનું સત્-ચિત્ અને આનંદસ્વરૂપફલ એવું આ શ્રીમન્નાથભગવાનનું દિવ્યનામાભિધાન શ્રદ્ધા અને પ્રેમયુક્ત મનવડે એક જ વાર લેવાથી મનુષ્ય માત્ર જન્મમૃત્યુરૂપી આવાગમનથી તરી જાય છે.

જયશંકર મયારામ ભટ્ટ.
શ્રીઆનંદાશ્રમ-બીલખા.

[૪]

नानासेवकसेवितः सुमतिमान् सन्मार्गसंदर्शको-
भक्तानां भवभञ्जकः सुसुखदः कारुण्यपाथोनिधिः ।
आनन्दाश्रमवासिभिः प्रतिदिनं संस्तूयमानो मुदा
ब्रह्मानन्दमयः सदा विजयतां श्रीनाथशर्म्मा प्रभुः ॥१॥

**અર્થ:**—અનેક સેવકોથી સેવિત, સુન્દરબુદ્ધિવાળા, સન્માર્ગને બતાવનારા, ભક્તોના (જન્મમૃત્યુરૂપ)સંસારને છેદનારા, કરુણાના સાગર, તથા આનન્દાશ્રમવાસી સત્પુરુષોવડે હર્ષથી સ્તુતિ કરાતા એવા અખંડ આનન્દસ્વરૂપ શ્રીસદ્‌ગુરુ નાથપ્રભુ હમેશાં વિજય પામો !

**શાસ્ત્રી હરિશંકર,** વ્યાકરણાધ્યાપક,
શ્રીરાજકીય સંસ્કૃત પાઠશાલા, જામનગર.

[૫]

वेदांताब्जविकासकः क्षितितले सद्बोधदो भास्कर-
स्त्यक्त्वा देवगणं प्रियं विभुरहो भूमौ यदृच्छागतः ।
कर्मोपासनमार्गबोधकुशलः सद्ब्रह्मचर्यव्रती
नाथाचार्यवरः सदा विजयते स्वानंदयुक्ताश्रमे ॥१॥

**ભાવાર્થ:**—અહો ! પોતાના પ્રિય એવા દેવગણનો પણ ત્યાગ કરી પોતાની ઇચ્છાથી આ મૃત્યુલોકમાં પધારેલા, વ્યાપક પરમાત્મરૂપ, વેદાંતરૂપી કમલનો વિકાસ કરનારા સૂર્યરૂપ, (વેદાંતના જ્ઞાનદ્વારા મનુષ્યોના અંતઃકરણનો વિકાસ કરનારા), કર્મ ઉપાસના આદિ અધ્યાત્મ-માર્ગનો ઉપદેશ કરવામાં કુશળ અને વિમલ બ્રહ્મચર્યવ્રતવાળા પૂજ્યપાદ આચાર્યપ્રવર શ્રીમન્નાથ ભગવાન્ આજપણ પોતાના (આનંદપરિપૂર્ણ) આનંદાશ્રમમાં નિરંતર વિજય પામી રહ્યા છે.

**અંબાશંકર નાનજી જોશી.**
ઉપવ્યવસ્થાપક, શ્રીઆનંદાશ્રમ–બીલખા.

———:०:———

## आपणा आचार्यश्रीनी आख्यायिकाओ

**(ગતાંકથી ચાલુ)**

**[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]**

**અંતઃકરણરૂપ સર્પની તૃષ્ણારૂપ ઝેરી દાઢો વિવેકરૂપ ચીપીઆવડે કાઢી નાંખવી જોઈએ.** એમ કરવાથી જ અંતઃકરણ વશ થાય છે. રાજર્ષિ ભર્તૃહરિ પણ આવા ભાવવાળું કહે છે:—

"વિવેકે સાધેલો શમ જનમ પામે મનવિષે,
તૃષ્ણા શાંતિ પામે પણ વિષય શું સંગ કરવે;
ધીમે વૃદ્ધિ પામી અસર મનમાં એવી કરશે,
થઇ તેને તાબે સુરપતિ તૃષાપાત્ર બનશે. ૧
ઘણા દાડા ધારી, સુખદપદ દેવાધિપતિનું,
થયું છે આક્ષેપે મન કૃપણ જેનું અતિઘણું." ૨

**કામના જયનો ઉપાય. બે પ્રકારના વિવેક.** વિવેક એટલે બ્રહ્મ સત્ય છે, ને જગત્ મિથ્યા છે એવી સમજ. આ મુખ્ય વિવેક છે. આ મુખ્ય વિવેકવડે પાંચ

જ્ઞાનેંદ્રિયો જેને ભોગવે છે તે પાંચ વિષયો મિથ્યા છે. એમ સાધકે નક્કી કરવું જોઇએ.'

હિતાહિતની સમજ તે ગૌણવિવેક છે. આરંભમાં આવા ગૌણવિવેકવડે વિષયોના દોષો જોઇ અહિતકર વિષયોને ત્યજવા જોઇએ. દાખલા તરીકે બીડી લ્યો. **બીડીની ખરાબી.** બીડીપીનાર માણસનું મગજ તમાકુમાં રહેલા ઝેરવડે ગરમ થાય છે, ને તેથી તેનાથી ઘણીવાર બોલવાચાલવામાં ને કામ કરવામાં યોગ્ય વિવેક રાખી શકાતો નથી. બીડીનાં પાંદડાં ગમે તેવા પાણીમાં પલાળેલાં હોય તેથી, અને એકબીજાની એઠી બીડી પીવાથી અનાચાર થાય છે, અને તેથી તેવા માણસની બુદ્ધિ બગડે છે. બીડી પીનારને ઊધરસ થાય છે, ને ઊધરસમાંથી વખતે ક્ષય પણ લાગુ પડે છે. વારંવાર બીડીનો આકરો ધૂમાડો આંખપર લાગવાથી તે પીનારની આંખો નબળી પડે છે ને જતે દિવસે કેટલાકને અંધાપો આવે છે. બીડીપીનાર મનુષ્યનું મોઢું ગંધાયા કરે છે. સારા પવિત્ર માણસને તેની પાસે બેસવું ગમતું નથી. બીડીપીનારાઓથી આગગાડીમાં બેઠેલા પવિત્ર નિર્વ્યસની માણસોને ઘણો ત્રાસ થાય છે, એ તમારામાંના ઘણાને જાતિઅનુભવથી જાણીતું હોવું જોઇએ. મુંબઇનાં પરાંની ગાડીઓમાં બીડી પીવાનો ડબ્બો જૂદો રહે છે. તેમાં બીજાથી જૂદા પડીને બીડીપીનારને બેસવું પડે છે. બીજી ટ્રેનોમાં પણ ફર્સ્ટ ને સેકંડ ક્લાસવાળાને માટે એવો શિષ્ટાચાર છે કે પાસે બેઠેલા બીજાની રજાવગર બીડી ન પીવાય. આમ બીડી પીવી તે હલકું કામ ગણાય છે. વળી તમાકુની ઉત્પત્તિમાં હિંસા થતી હોવાથી બીડી પીનાર તે પાપનો ભાગી થાય છે. આવી રીતે બીડી આદિ વ્યસનોના અને બીજા ત્યજવા યોગ્ય વિષયોના દોષોનું અવલોકન કરીને તે ત્યજવાનો મનુષ્ય યુક્તિપૂર્વક પ્રયત્ન કરે તો તેને ત્યજી શકાય, અન્યથા ન ત્યજી શકાય.

**યુક્તિનું બળ.–ખાટું દહીં ખાનાર રાજકુમારનું ઉદાહરણ:**—એક રાજકુમારને નિત્ય પુષ્કળ ખાટું દહીં ખાવાની ટેવ પડી હતી, તેથી તેને તાવ લાગુ થયો. શરીરમાં નબળાઇ આવવા લાગી, ઊધરસ પણ થઇ, ને અલ્પાંશે ક્ષયનાં ચિહ્નો જણાવાં લાગ્યાં. તેમના પિતાને આથી પોતાના કુંવરને માટે ઘણી ચિંતા થવા લાગી. દહીં છોડાવવા માટે તેમણે કુમારને ઘણી શીખામણ આપી અપાવી, ને બીજા વિવિધ ઉપાયો યોજ્યા, પણ બાલ્યાવસ્થાથી મોઢે ચઢાવેલ એટલે કોઇનું કહ્યું તેણે માન્યું નહિ, ને દહીં છોડયું નહિ. ઘણા ઘણા વિદ્વાનો અને વૈદ્યોએ પણ કુમારને દહીં છોડાવવા માટે પ્રયાસ કર્યા, પણ તે બધા પ્રયાસ નિષ્ફળ ગયા. એથી રાજા બહુ કંટાળ્યા, ને તેમણે કુમારના પ્રારબ્ધ ઉપર એ વાત છોડી દીધી. **બિહારીલાલ** નામના કોઇ દૂરદેશના બહુશ્રુત, કવિ ને વૈદ્ય ત્યાં આવતાં તેમના જાણવામાં આ વાત આવી, ને તેણે મનમાં હિંમત કરી કે મારે ગમે તેમ કરીને પણ કુમારને ખાટા દહીંનું વ્યસન છોડાવવું. તે એવો કવિ કે મોટો વૈદ્ય નહોતો, પણ તે ઘણો પ્રતિભાશાળી બહુશ્રુત ને વ્યવહારકુશળ માણસ હતો. ભણ્યા કરતાં તે વધારે ગણ્યો હતો, ને તે જે પાણીએ મગ ચઢે તે પાણીએ ચોડવી દે તેવો હતો. તે એક ધર્મશાળામાં ઊતર્યો હતો. તેણે કોઇ ચાલાક છોકરો શોધી તેની સાથે દિવાનજી ઉપર નીચે પ્રમાણે ચિઠ્ઠી લખી મોકલી:—

સૌજન્યસુધાસાગર, વિદ્યાવિલાસી, નામદાર દિવાનજી સાહેબ,

જય પરમાત્માપૂર્વક વિનતિ કે યાત્રાર્થે તથા સત્પુરુષોના અને વિદ્વાનોના સમાગમને અર્થે હું કેટલાક સમયથી ભરતખંડમાં ફરું છું, ને થોડા દિવસો થયાં અહીં આવ્યો છું.

મારા સાંભળવામાં આવ્યું છે કે આપ વિદ્યારસિક ને વિદ્વાનોના આશ્રયદાતા છો; એટલે મારા મનમાં આપની મુલાકાત લેવાની ઇચ્છા થાય છે. જો કે હું એક સાધારણ ભણેલો માણસ છું તોપણ આપના જેવા વિદ્યાનુરાગીના સમાગમમાટે આતુર છું. શહેર બહારની સિદ્ધનાથ મહાદેવની જગ્યામાં આ સેવક ઊતર્યો છે. ત્યાંથી આપ જે સમય આપવા કૃપા કરશો તે વેલા તે આપની સેવામાં હાજર થશે.

વિદ્વદનુચર

**બિહારીલાલ શર્મા.**

છોકરે તે ચિઠ્ઠી દિવાનજીને આપી. રાજ્યનાં ઘણાં કાર્યોમાંથી પણ વિદ્યાવિલાસી રાજ્યાધિકારીઓ વિદ્યાવિલાસમાટે ગમે તેમ કરીને સમય કાઢે છે. વળી બિહારીલાલની નાનકડી પણ ભાવભરી ચિઠ્ઠીએ પણ બિહારીલાલભણી દિવાનજીનું મન આકર્ષ્યું. પ્રત્યુત્તરમાં તેમણે નીચેપ્રમાણે લખ્યું:—

વિદ્વદ્વર્ય પંડિત બિહારીલાલજી,

જય પરમાત્મા. આપની ચિઠ્ઠી મળી. જે વાંચતાં મને સ્વાભાવિક રીતે આનંદ થયો. રાજ્યનાં ઘણાં કાર્યોમાં જો કે અવકાશ મેળવવો કઠિન પડે છે, તોપણ આપના જેવા વિદ્વાન્‌ની આનંદભરી મુલાકાત લેવી, અને તે દ્વારા રાજાપ્રજાના હિતપર બની શકે તેટલો નવો પ્રકાશ પાડવો એ હું મારું આવશ્યક કર્તવ્ય સમજું છું. આજે સાંજના પાંચ વાગે દિવાનઓફિસના શિરસ્તેદાર ઘોડાગાડી લઇને આપને તેડવામાટે આવશે. આપ તેની સાથે પધારવા કૃપા કરશો.

ભવદીય

**મહાદેવપ્રસાદ.**

છોકરો ઉપરનો જવાબ લઈ બિહારીલાલપાસે આવ્યો, ને તેને બિહારીલાલે મહેનતાણાના બે આના આપી વિદાય કર્યો. બાદ પાંચ વાગે દિવાનજી તરફથી ઘોડાગાડી આવી. તેમાં તેમના શિરસ્તેદાર સાથે બિહારીલાલ દિવાનજીને મળવા તેમની હવેલીએ ગયા. દિવાનજીની હવેલી આવી. ગાડીમાંથી સાવધાનતાથી ઊતરી નિઃશંકપણે શાંતિથી બિહારીલાલ હવેલીના દાદર ઉપર ચઢ્યા, ને દિવાનખાનામાં જઇ દિવાનજીને મળ્યા. દિવાનજીએ અને તેમણે પરસ્પર નમસ્કાર કર્યા, ને પછી બતાવેલે આસને બિહારીલાલ બેઠા. ત્યારપછી વાતચીત ચાલી, તેમાં કાવ્ય—સાહિત્ય, રાજનીતિ, ધર્મ ને વ્યવહાર આદિ વિષયો ઉપર બિહારીલાલે આનંદી ચહેરે દિવાનજીની સાથે એવી છટાથી વાતચીત કરી કે જેથી દિવાનજી ઉપર તેની અપૂર્વ અસર થઈ. તેમને લાગ્યું કે બિહારીલાલ કોઇ અસાધારણ પ્રતિભાશાળી કાર્યદક્ષ પુરુષ છે, ને રાજ્યમાં રાખવા લાયક છે. મનમાં ને મનમાં તેમણે વિચાર્યું કે આમની યોજના રાજકવિ તરીકે કરી હોય તો સારું. રસભરી મુલાકાત પૂરી થઈ. બિહારીલાલ ઊઠ્યા. તેમને વળાવવા માટે બિહારીલાલે ના પાડ્યા છતાં દિવાનજી હવેલીનાં દ્વારસુધી આવ્યા. આ ઉપરથી તેમજ દિવાનજીની મુખમુદ્રા અને વાર્તાલાપના અંતમાં તેમણે કાઢેલા ઉદ્‌ગારોથી દિવાનજીના હૃદય ઉપર પોતાને માટે થયેલી ઉત્તમ અસરને બિહારીલાલ જેવો પ્રવીણ પુરુષ સહજ સમજી જાય એ સ્વાભાવિક હતું; તથાપિ જાણી જોઇને તેમણે દિવાનજીથી છૂટા પડતાં પહેલાં તેમને પૂછ્યું કે:—"હું આવ્યો ત્યારે આપે મને સામાન્ય માન આપ્યું હતું, ને જે યોગ્ય હતું અને હવે મારે માટે આટલો શ્રમ આપને શા માટે લેવો પડ્યો?" દિવાનજીએ પ્રત્યુત્તરમાં મંદ હસીને કહ્યું કે:—

"આવનાર માણસ પોતાના પોશાકવડે માન પામે છે, ને જનાર માણસ તેના બુદ્ધિબલવડે માન પામે છે." એ સાંભળી બિહારીલાલે પ્રસન્નતા દર્શાવતાં દિવાનજીનો ઉપકાર માન્યો, ને યોગ્ય સમય જોઈ ઊભાં ઊભાં પણ વાત આમળ લંબાવી. "મેં સાંભળ્યું છે કે અહીંના શ્રીમાન્ રાજકુમારને ખાટું દહીં ખાવાનું ભારે વ્યસન વળગ્યું છે, ને તેથી તેઓ જ્વરાદિ વ્યાધિથી પીડાય છે. જો આપ મને તેમનું તે દુર્વ્યસન છોડાવવાનું કામ સોંપાવો તો હું હિંમતથી કહું છું કે પ્રભુકૃપાથી સો વસા તે કામ હું પાર પાડીશ, ને તેથી પ્રજાના ભવિષ્યના રાજા સુખી થવા સાથે આપને મોટો યશ મળશે." આજની મુલાકાતમાં જણાયેલા બિહારીલાલના બુદ્ધિબળથી ને વાક્પટુતાથી તથા બિહારીલાલે રાજકુમારને દહીંનું વ્યસન મૂકાવવા વિષે દૃઢપણે ઉચ્ચારેલા શબ્દો ઉપરથી આ કામ બિહારીલાલ અવશ્ય કરી શકશે એમ પોતાની ખાત્રી થયા છતાં દિવાનજી મુખપર જરા ઉદાસીનતાની છાયાપૂર્વક બોલ્યા:—"પંડિતજી! ખરેખર! આપ એ કામ કરી શકવા સમર્થ છો એમ મારો અંતરાત્મા સાક્ષી પૂરે છે, પણ હું દીલગીર છું કે અનેક પંડિતો ને પ્રવીણ વૈદ્યો એ કાર્યમાં નાસીપાસ થવાથી રાજાજી હવે કંટાળી ગયા છે, ને મને સ્પષ્ટ જણાવી દીધું છે કે હવે કોઇપણ પંડિત કે વૈદ્યને મારીપાસે એ નિમિત્તે લાવશો નહિ, એટલે હું તે માટે આપને વચન આપી શકતો નથી, પણ હું આપને રાજાજીની મુલાકાત કરાવીશ અને આપે કરવા ધારેલા શુભ કાર્યમાટે આપની યોજના કરાવવાને મારાથી બની શકશે તેટલો પ્રયાસ કરીશ. આપની શુભેચ્છા કે જે શ્રીમાન્ યુવરાજને, અમારા અન્નદાતા રાજાજીને, મને અને રાજ્યની સર્વ પ્રજાને પણ ઉપકારક છે, તે પરમાત્માની કૃપાથી પાર પડો!" પંડિતજીએ મુખનેત્રની સ્વાભાવિક પ્રસન્નતાવડે તથા યોગ્ય મધુર શબ્દોવડે દિવાનજીનો ઉપકાર માન્યો, ને તેમની રજા લઇ તે છુટા પડ્યા. તૈયાર રાખેલી ઘોડાગાડીમાં નિયત કરેલ કારકુને તેમને ધર્મશાલામાં તેમના ઊતારાપર પહોંચાડી દીધા, અને તેમના ભોજનાદિની વ્યવસ્થા દિવાનજીની આજ્ઞાનુસાર કરી આપી.

નિયમપ્રમાણે રાત્રિએ ખાનગી બેઠકવેલા દિવાનજી રાજાજી પાસે ગયા, અને ત્યાં અગત્યની રાજકીય વાતો થઈ ગયા પછી પ્રસંગ કાઢી તેમણે પરદેશથી આવેલા પંડિત બિહારીલાલનું અસાધારણ બુદ્ધિબલ, શાસ્ત્રજ્ઞાન, કાવ્યજ્ઞાન, વાક્પટુતા, પ્રતિભાશક્તિ અને વ્યવહારકૌશલ્ય આદિવિષે જણાવવા યોગ્ય જણાવી તેમને રાજ્યમાં રાજકવિ તરીકે રાખીએ તો એ રાજ્યના એક ભૂષણરૂપ થઇ પડે, અને કદાચ યુવરાજશ્રીને ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવવામાં પણ આપણને બહુ ઉપયોગી થઈ પડે એમ જણાવ્યું. રાજાજીએ કહ્યું:—"ભલે તેમને આવતી કાલે સાંજની કચેરી સમયે બોલાવજો, પણ તેમને યુવરાજશ્રીને દહીં ખાવાનું છોડાવવાનું કામ સોંપવા વિષે આપ મને ભલામણ ન કરો તો સારું. હું હવે એ વાતથી કાયર થયો છું. આપણી પાસે એવાં ઘણાં માણસો આવી ગયાં, ને રાજ્યને ફોગટનો ખર્ચ કરાવી, આપણને નિરાશ કરીને ચાલ્યાં ગયાં, છતાં છેવટ એકવાર પ્રયત્ન કરી જોવો હોય તો આપની ઇચ્છા."

ગોઠવણપ્રમાણે બીજે દિવસે પંડિત બિહારીલાલ દિવાનજીની સાથે સાંજની કચેરીમાં જઈ પહોંચ્યા. રાજાજીએ દિવાનજીનો ને બિહારીલાલનો વિનય સ્વીકારી બિહારીલાલને યોગ્ય શબ્દોમાં માન આપ્યું. બિહારીલાલે સહર્ષ પ્રેમભરેલ નેત્રે રાજાજીને યોગ્ય શબ્દોમાં આશીર્વાદ આપતાં કેટલાંક વિનયવચનો કહ્યાં. પછી પ્રસંગ ચાલતાં બિહારીલાલે પ્રસિદ્ધ ઝવેરી જેમ

પ્રસંગ આવતાં ગ્રાહકને જાતજાતનાં રત્નો દેખાડવા લાગે તેમ અનેક અપૂર્વ સુંદર વાતો રાજાજી પાસે નિવેદન કરી. બિહારીલાલની ઓજસ્વીભરી, ભવ્ય અને પ્રસન્ન મુખમુદ્રાએ રાજાજીના મનપર સારી અસર કરી હતી, અને "જો બાત કરી જાને તો બાત કરામાત હે." એ પ્રમાણે તેમની પ્રસંગને અનુસરતી કહેવાની છટા અને સુમધુર મનોરમ વાણીએ, તથા તેમના વિશાલ જ્ઞાનભંડારે રાજાજીનું મન હરી લીધું. પછી રાજાજી સહર્ષ બોલ્યાઃ—"પંડિતજી! આપને કંઇ પ્રતિકૂલતા ન હોય તો આપ અહીં રોકાઇ જાઓ, ને આવો આનંદ અમને નિત્ય આપો. અહીંના રાજકવિના પદને આપ શોભાવો, અને અહીંના વિદ્યાનુરાગી મંડલમાં નિત્ય નવીન નવીન રસ રેડતા રહો તથા વિદ્યાવિલાસી જનોનાં મનનું રંજન કરો." બિહારીલાલે ઉપકાર સહિત એ વાતનો સ્વીકાર કર્યો, બાદ સભા બરખાસ્ત થઇ, ને દિવાનજીએ રાજાજીની આજ્ઞાપ્રમાણે રાજકવિની જગ્યાનો રીતસરનો હુકમ લખાવી સહી કરાવીને તેમને આપ્યો, તથા તેમના નિવાસમાટે દરબારી ઊતારામાં ગોઠવણ કરાવી આપી, ને તેમના ભોજનનો તથા નોકરચાકરનો બંદોબસ્ત પણ સમયને માટે કરી આપ્યો. પછી રાત્રિએ દિવાનજી સાથે બિહારીલાલ રાજાજીને એકાંતમાં મળ્યા, ને તેમને યુવરાજને પહેલાં ખાટા દહીંનું વ્યસન છોડાવવાનું કામ પણ સોંપાયું. બિહારીલાલે આ કાર્યની સિદ્ધિને માટે રાજાજીને વિનયપૂર્વક કહ્યું કેઃ—"હું સદાગ્રહપૂર્વક મારા ભાથામાંનાં સર્વે બાણો ફેંકીશ, પણ પરિણામ તો પ્રભુના હાથમાં છે. તે દીનદયાળુની કૃપાથી થોડા દિવસમાંજ હું તે કાર્યની સિદ્ધિ જોઉં છું, તથાપિ કોઇ દુષ્ટ પ્રારબ્ધવશાત્ તે કાર્ય સિદ્ધ ન થયું તો આપ મનમાં દુઃખ ન લગાડશો. વિદ્વાનો પણ એમજ કહે છેઃ—

'यत्ने कृते यदि न सिध्यति तत्र को दोषः? (યત્ન કરવા છતાં જો કાર્યસિદ્ધિ ન થાય તો તેમાં શો દોષ?) હવે આપ રાજાધિરાજને મારી નમ્ર પ્રાર્થના છે કે આપણી ગોઠવણ કેવલ ગુપ્ત રહેવી જોઇએ. વળી મારા આ કામમાં હું જે પ્રવૃત્તિ કરું તેમાં વચ્ચે આપ નામદારે કાંઇ શંકા ન કરવી, તેમ કોઇએ તેમાં દખલગીરી પણ ન કરવી, આમ થાય તોજ એ કામ મારાથી થઇ શકે." તેના ઉત્તરમાં રાજાજીની વતી દિવાનજીએ કહ્યુંઃ—"રાજ્યના કેટલાક અગત્યના મંત્રોની પેઠે તમારી ઇચ્છાપ્રમાણે આ વાત પણ કેવળ ગુપ્તજ રહેશે." પછી મહારાજાની રજા માગીને દિવાનજી તથા બિહારીલાલ પોતપોતાના નિવાસસ્થાનપર ગયા. (ક્રમશઃ)

———:o:———

## आनंदाश्रम

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

આનંદાશ્રમ એટલે આનંદરૂપ બ્રહ્મમાં કલ્પાયેલ આશ્રમ, વા આનંદરૂપ પરમાત્મા જેના વાસ્તવિક અધિષ્ઠાતા છે એવું આશ્રમ, વા આનંદ આપનારા વિચારો ને ક્રિયા કરવાયોગ્ય આશ્રમ, વા વ્યવહારની સિદ્ધિ નામવડે થતી હોવાથી તેવું કલ્પિત નામ.

———:o:———

## शिक्षणसंबंधी

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન ]

શીખનારના બુદ્ધિબળનો વિચાર કરી શીખવનારે તેને પૂરો પાઠ કે તેનો યોગ્ય ભાગ આપવો. ચાલતો પાઠ પાકો આવડ્યા વિના શીખનારને

નવો પાઠ આપવો નહિ. પાઠમાં જે જે શબ્દોના અર્થો શીખનારને ન સમજાય એમ હોય તે તે શબ્દોના અર્થો શીખવનારે તેને સ્પષ્ટરીતે સમજાવવા.

——:o:——

## સ્વાસ્થ્યસંબંધી

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન]

વર્ષાઋતુ—આ ઋતુમાં વાયુનો પ્રકોપ અને પિત્તનો વધારો થાય છે. આ ઋતુ ટાઢી, બળતરા કરનારી ને અગ્નિમાંદ્ય કરનારી છે, માટે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય એવા ઉપાય કરવા. આ ઋતુમાં ખાટારસનું બલ વિશેષ હોય છે, માટે તે સેવવો. તે સાથે મધુર ને ખારો રસ પણ સેવવો તીખા, કડવા ને કષાય-તુરા-રસને પણ સેવવા દહીં ખાવું હોય તો, મરી આદિ ગરમ પદાર્થ સહિત ખાવું નવું ધાન્ય, દિવસે સૂવું, પાણી ને પૂર્વદિશાનો પવન એ ત્યજવાં. ઘઉં, ચોખા તથા અડદ ખાવા કૂવાનું પાણી કિંવા અધરથી ઝીલેલું પાણી પીવું. વરસાદને સેવવો નહિ ધામમાં રહેવું નહિ પરિશ્રમ કરવો નહિ. નદીને કાંઠે રહેવું કે જવું નહિ ઋક્ષ-લૂખા-પદાર્થનું સેવન કરવું

ભાત, ઘી ને શાકરથી; ભાતના પાણીથી; જીરાના પાણીથી; અને સૂવાને અફીણના પાણીમાં શેકીને ખવરાવ્યાથી વિરેચન બંધ થાય છે

## બાલકોને માટે

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન]

નાનાં બાળકો જો નિત્ય આનંદમાં રહેવાનો સ્વભાવ પાડે, ને રોવું કે કજિયો કરવો મૂકી દે તો તેમને બારે માસ પર્વની પેઠે આનંદમાં જાય, ને તેઓ સુખમાં રહે

જૂઠું બોલવું એ પાપરૂપ છે, ને જૂઠાબોલાનો કોઇપણ વિશ્વાસ કરતું નથી, માટે પ્રત્યેક બાળકે સાચું બોલવાનોજ સ્વભાવ પાડવો જોઇએ

——o——

## આષાઢી પૂર્ણિમાના મહાપૂજનસમારંભાન્તર્ગત સાધનસમારંભ

(સ્થલ: શ્રીઆનંદાશ્રમ-બીલખા)

[સંવત્ ૧૯૯૭ની આષાઢીપૂર્ણિમા-વ્યાસપૂર્ણિમા]

- પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજન અંગે ચાલતા આધ્યાત્મિક સાધનક્રમની યોજના આવતી આષાઢીપૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે પણ રાખવામાં આવી છે, જેનું સમયપત્રક આ નીચે આપવામાં આવ્યું છે આષાઢ સુદિ ૧૪ સોમવાર, પૂનમ મંગળવાર ને વદિ એકમ બુધવાર એ ત્રણ સાધનસમારંભના દિવસો છે સર્વ બંધુઓએ પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનનો ને સાધનસમારંભનો લાભ લેવા માટે અનુકૂળતા પ્રમાણે આષાઢ સુદિ ૧૨-૧૩ રવિવારની સાંજસુધીમાં આનંદાશ્રમમાં આવી પહોંચવું જોઇએ. આવી રીતે સર્વે બંધુઓ એકત્ર થઇ ધાર્મિક લાભ લે, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધે એ બહુ આવશ્યક વસ્તુ છે, એ વિષે કાંઇ વિશેષ કહેવાની આવશ્યકતા નથી. જિજ્ઞાસુ બહેનો પણ આ યોજનામાં ભાગ લઇ શકશે.

આષાઢ સુદિ ૧૨-૧૩ રવિવાર રાત્રિએ આધ્યાત્મિક સાધનસમારંભનું આરંભક વ્યાખ્યાન થશે, અને સુદિ ૧૪ સોમવારના બ્રાહ્મ-મુહૂર્તથી સાધનક્રમનો આરંભ થશે.

## સાધનસમારંભના ત્રણે દિવસોનું સમયપત્રક

### આષાઢ સુદિ ૧૪ સોમવાર

સવારના ૫ ઉત્થાન–ઊઠવું.
૫ થી ૫૫ા મુખશુદ્ધિ ઇત્યાદિ.
૫ા થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો–સમૂહ-પ્રાર્થના–યોગાસનો આદિ.
૬ થી ૯ પ્રાતઃસ્નાનસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ સંયમ (જપ, ધારણા–ધ્યાન).
૧૦ થી ૧૧ વેદપાઠ, ભજન–ધૂન.
૧૧ થી ૪ાા માધ્યાહ્ન સ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.
૪ાા થી ૬ વ્યાખ્યાન ને કથાશ્રવણ.
૬ થી ૯ ગીતાપાઠ, આરતી, સાયંસ્નાન-સંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ ભજન–ધૂન.

### શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ આષાઢ સુદિ ૧૫ મંગળવાર.

સવારના ૮ાા થી ૯ મહાપૂજનની તૈયારી.
૯ થી ૧૧ાા શ્રીસદ્ગુરુમહાપૂજન, શ્રીનાથ-સુબોધમાલાનું અને શ્રીઉપ-દેશગ્રંથાવલિના ૯૯ મા અંકનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિ નાથ-મંદિરમાં વંદન.

બાકીનો ક્રમ સુદિ ચૌદશ પ્રમાણે.

### આષાઢ વદિ ૧ બુધવાર—સુદિ ચૌદશ પ્રમાણે કાર્યક્રમ.

**ઇષ્ટમંત્રનો જપઃ**—સાધનક્રમના ત્રણે દિવસોમાં એટલે સુદિ ૧૪, ૧૫ ને વદિ ૧ ને સવારના ૬ થી બપોરના ૧૨ સુધી અને સાંજના ૪ થી રાત્રિના ૧૦ પર્યંત પૂજ્યપાદ કૃપાનાથના નિજમંદિરમાં અખંડ ધૂપદીપસાથે ઇષ્ટમંત્રનો અખંડજપ બંધુઓ ક્રમેક્રમે કલાક કલાક હાજર રહીને ચાલુ રાખી શકે એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. જે બંધુઓને તેનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે અગાઉથી પોતાનાં નામ વ્યવસ્થાપકને જણાવવાં.

**સાધનક્રમમાટેનાં વ્યાખ્યાનોઃ**—શાસ્ત્રવાચન તથા અભ્યાસમાં આગળ વધેલા બંધુઓએ વર્ષ છઠ્ઠાના જેઠ માસના અંકમાં આપેલા વિષયોમાંથી કોઇ એક વા અધિક વિષયપર કે પોતાની ઇચ્છાના અન્ય કોઇ ધાર્મિક વિષયપર વ્યાખ્યાન કાગળની એક બાજુએ સાફ લખી લાવવું જોઇએ. વ્યાખ્યાનનો સમય બહુધા અર્ધો કલાક રહેશે. વ્યાખ્યાન મોઢેથી કરવું કે લખેલ વાંચવું તે વક્તાની ઇચ્છાપર રહેશે, પણ વ્યાખ્યાન લખી લાવવું એ અનેક રીતે આવશ્યક વાત છે. એથી વ્યાખ્યાન માસિકમાં પ્રસિદ્ધ કરવામાટે પણ અનુકૂળતા થશે, માટે પુનઃ પણ વ્યાખ્યાન કરવા ઇચ્છનારાઓને વ્યાખ્યાન લખી લાવવાની ભલામણ કરવામાં આવે છે.

**અવશ્ય ધ્યાનમાં રાખવાયોગ્યઃ**—સૌ બંધુ–બહેનોએ પોતાના આગમનની મિતિ મોડામાંમોડી સુદિ ૧૦ સુધીમાં જણાવી દેવી જોઇએ, કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કેઃ**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાર્તાથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

**શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકોઃ**—જેઓ પૂર્ણિમાપર ન આવી શકે એમ હોય તેમણે ઉપદેશગ્રંથાવલિના જોઇતા અંકો પૂર્ણિમા પહેલાં ટપાલ રસ્તે અથવા સાથયોગે મંગાવી લેવા જોઇએ.

સાધનસમારંભના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂળ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

—:૦:—

## APPRECIATION.

*in*

"The Orissa Review"

Vol. II April, 1941 No. 2

*Chief Reviewer:—*

**L. N. Sahu** M. A.

Member,

Servants of India Society.

"Mahatma Shri Nathurama Sharma & His Message"– Briefly describes the life-history of the Saint. How step By step solidly the pure and ascetic life of Nathuramaji was built up. It is a good help-book for spiritual life expansion By Karansinh Lalsinh Thakore B A : To be had from Shri Anand Ashram, Bilkha (Kathiawar), India.

The Monthly Gujarati Magazine that is published from this Ashram keeps up the flame burning

---

## समीक्षा

"ઓરિસા રિવ્યુ" વર્ષ ૨–એપ્રિલ, ૧૯૪૧–અંક ૨

પ્રધાન સમીક્ષાકાર:-એલ. એન સાહુ એમ એ સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટી (ભારત સેવકસંઘ)ના સભ્ય

"પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ શર્મા અને તેઓશ્રીનો સંદેશ" એ નામનું પુસ્તક શ્રી કરણસિંહ લાલસિંહ ઠાકોર બી. એ એ લખીને તૈયાર કર્યું છે આ પુસ્તકમા પૂજ્યપાદ મહાત્માશ્રીના જીવનનો ઇતિહાસ આલેખાયો છે પૂજ્યપાદ મહાત્માશ્રીના પવિત્ર ને યોગનિષ્ઠ જીવનનો વિકાસક્રમ આ પુસ્તકમાં સ્ફુટપણે દર્શાવ્યો છે અધ્યાત્મમાર્ગના અભ્યાસીને ઉપયોગી થઈ પડે એવુ આ પુસ્તક છે

આ પુસ્તક મળવાનું સ્થળ—

શ્રીઆનંદાશ્રમ, બીલખા–કાઠિયાવાડ મૂલ્ય રૂ ૦–૪–૦

શ્રીઆનંદાશ્રમમાંથી પ્રકટ થતું "આનંદાશ્રમ" નામનું માસિક પણ પ્રકાશીભૂત પૂજ્યપાદ મહાત્માશ્રીના દિવ્ય સંદેશની જ્યોતિ અખંડ રાખી રહ્યું છે.

વાર્ષિક લવાજમ રૂ ૧–૦–૦

---

# શ્રીમન્નાથસુબોધમાલા

## [ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો સદુપદેશ. ]

( શ્રીઆષાઢીપૂર્ણિમાના મહોત્સવ પ્રસંગે )

સચ્ચિત્સુખરૂપ બ્રહ્મ હું, દેહાદિ આભાસ;
અવિદ્યાદિના બલવડે, થાય તેમનો ભાસ. ૪૫૫
જેમ મત્સ્યને ઊછળે, દધિ ક્ષુભિત ન થાય;
તેમ દશ્યથી જ્ઞાનીમાં, લેશ ન ક્ષોભ જણાય. ૪૫૬
જ્ઞાનકૃપાણવડે કરો, મનરાક્ષસનો નાશ;
તેનો નાશ કરે અળે, જીવને સુખ અવિનાશ. ૪૫૭
ચિંતામણિની પ્રાપ્તિથી, જેમ દીનને સુખ થાય;
તેમ બ્રહ્મસુખ લાભથી, જીવને સુખ જણાય. ૪૫૮
જેમ તરંગો દૂર કરે, સાગર એક જણાય;
તેમ દશ્યને દૂર કરે, એક બ્રહ્મ દરશાય. ૪૫૯
"હું બ્રહ્મ" આ જ્ઞાનને, સુસ્થિર કરો સદાય;
એ બોધ સુસ્થિર થયે, સરવે દુઃખ વિલાય. ૪૬૦
ચિદાકાશને દેખવું, કરી પ્રણવને દ્વાર;
સર્વ દશ્યને ભૂલવું, જાણી દુઃખદ અસાર. ૪૬૧
ચિદાકાશ વિલસી રહ્યું, અંતરબા'ર સદાય;
તેને અતિપ્રીતે જુઓ, અન્ય ન જુઓ જરાય. ૪૬૨
કલ્પક મનનો બાધ કરી, કરી કલ્પ્યનો બાધ;
દેખો સુખઘન સર્વમાં, સુંદર એક અગાધ. ૪૬૩
મનને અંતર્મુખ કરી, ગાળો બ્રહ્મમોઝાર;
પછી અખંડ એક બ્રહ્મને, નિરખો અંતરબા'ર. ૪૬૪
મનની ચંચલતા અને, મૂઢતા કરવી દૂર;
અંતરબહાર દેખવું, એક તત્ત્વ ભરપૂર. ૪૬૫
સર્વે દશ્યને ઢાંકવું, જોવું ચેતનરૂપ;
સર્વ દશ્યને જાણવું, મિથ્યા જડ દુઃખકૂપ. ૪૬૬
મિથ્યાજ્ઞાનવિષે જીવે, વીતાડ્યો બહુ કાલ;
હવે સત્યના જ્ઞાનથી, તેણે થવું નિહાલ. ૪૬૭
પોતાના બ્રહ્મરૂપને, ભૂલો નહિ કદાય;
જગના બ્રહ્મસ્વરૂપને, વિસરો નહિ જરાય. ૪૬૮
ક્ષણે ક્ષણે પ્રીતિવડે, જપો બ્રહ્મનો જાપ;
ક્ષણ ક્ષણ બ્રહ્મદર્શન કરી, ત્યજો સર્વ સંતાપ. ૪૬૯
જેમ સિંહને હરણનું, ભય નહિ લેશ જણાય;
તેમ જ્ઞાનીને દશ્યનું, લેશ ન ભય દરશાય. ૪૭૦



સઘળું જગ ચિદ્રૂપ થયું, અહં થયું ચિદ્રૂપ;
અસત્ દૃશ્ય બાધિત થયું, રહ્યું એક સદ્રૂપ. ૪૭૧
વિષય સુખોને પરહરી, નિજસુખમાં અનુરાગ;
કરવો અહોનિશ પ્રેમથી, રાખી સુદૃઢ વિરાગ. ૪૭૨
નિરાવરણ દૃષ્ટિ કરી, દેખો બ્રહ્મસ્વરૂપ;
નામ રૂપ ને કર્મને, જાણો મિથ્યારૂપ. ૪૭૩
ક્ષરઅક્ષરનો બાધ કરી, પુરુષોત્તમનું રૂપ;
પ્રીતે સદા નિહાળતાં, જીવ થાય તદ્રૂપ. ૪૭૪
પરજ્યોતિ જે દશ દિશા, જળહળી રહી સદાય;
તે પરજ્યોતિ નિરખતાં, સર્વે તાપ વિલાય. ૪૭૫
સમદર્શી નિર્વૈર જે, સ્વાત્મારામ મુનીશ;
નિજસુખે પરિતૃપ્ત જે, તે પ્રકટ જગદીશ. ૪૭૬
હે ચેતન! હે પરમશુચિ! હે અકામ! નિષ્કામ!
જડ મલિન ને કામનો, ત્યજી સંગ વિરામ. ૪૭૭
ચિદાકાશ વ્યાપી રહ્યું, નિર્મલજ્યોતિ સ્વરૂપ;
તેને જે કોઇ અનુભવે, તે ન ડુબે ભવકૂપ. ૪૭૮
સૌ સ્ત્રીને તૃણસમ ગણે, સૌ ધન ધૂલિ સમાન;
સૌને પોતાસમ જુએ, તે નર ઈશસમાન. ૪૭૯
સુશીતલ રહો સર્વદા, રહો શાંત ગંભીર;
ચિદાકાશને જોઇને, પામો ભવજલતીર. ૪૮૦
સ્થૂલશરીરમાં હૃત્કમલ, તેમાં મનનો વાસ;
મનમાં અવ્યાકૃતગગન, તેમાં આત્મનિવાસ. ૪૮૧
કાર્યસહિત અજ્ઞાનનો, કરવો અતિદૃઢ બાધ;
સદા સાક્ષિરૂપે રહી, લેવું સુખ અગાધ. ૪૮૨
ચિદાકાશરૂપે રહી, કરી—જીવજગનો બાધ;
અખંડ એક બ્રહ્મ જોઇને, લે શુચિ સુખ અગાધ. ૪૮૩

———:o:———

## श्रीआनंदाश्रम–समाचार

[વૈશાખ માસ]

[શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

**ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.]**

શ્રી બીલખા–આનંદાશ્રમમાં આવીને તથા સમયને માટે નિવાસ કરીને આશ્રમના સાત્વિક વાતાવરણનો લાભ લેનારાંઓ:—

૧ શ્રી. પોપટલાલભાઈ તથા તેમનું કુટુંબ–જૂનાગઢ.
૨ શ્રી. અજિતરાયભાઈનું કુટુંબ તથા તેમનાં અન્ય સંબંધીઓ–મુંબઈ–રાજકોટ.
૩ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા. બી. એ. એલ. એલ. બી. તથા તેમનું કુટુંબ–વાંકાનેર.
૪ શ્રી. કરણસિંહજીભાઈ તથા તેમનું કુટુંબ–જૂનાગઢ.
૫ શ્રીમતી કસ્તુરબહેન ગોરધનદાસ તથા તેમનાં માસી–મુંબઈ.
૬ શ્રી. મહેંદ્રરાયભાઈ બી. એ. એલ. એલ. બી. આસિસ્ટંટ સરકારી વકીલ–જૂનાગઢ સ્ટેટ. તથા શ્રી. શાંતિપ્રસાદ વૈષ્ણવ. બી. એ. બી. ટી, શ્રી. ભાસ્કરરાય અવાશીયા–બી.એ. બી. ટી. શ્રી. સન્મુખરાય વસાવડા બી. એ., શ્રી. જયંતીલાલ ધોળકીયા–જૂનાગઢ.
૭ શ્રી. જયશંકર શિવરામ–જામનગર.
૮ શ્રી. શેઠ છગનલાલ વાલજી–જામનગર.
૯ શ્રી. સબળસિંહભાઈ તથા શ્રી. રામસિંહભાઈ–કુતિયાણા.
૧૦ ,, ભાનુશંકરભાઈ તથા તેમનું કુટુંબ–પોરબંદર.
૧૧ ,, ડૉ. મૂળશંકરભાઈ તથા તેમનું કુટુંબ–પોરબંદર.
૧૨ ,, અમૃતલાલ દલસુખરામ જાની સહકુટુંબ–જૂનાગઢ.
૧૩ ,, જટાશંકરભાઈ, મહેતાજી–રાણાકંડોરણા.
૧૪ ,, હરજીભાઈ–શ્રીલીંબુડા–આનંદાશ્રમ.

શિક્ષણનો લાભ લેવા આવનારાઓ:—

૧ શ્રી. હરિશંકર શાસ્ત્રી, વ્યાકરણાધ્યાપક શ્રીરાજકીય સંસ્કૃત પાઠશાલા–જામનગર
૨ શ્રી. પ્રેમજીભાઈ, મહેતાજી–પાદર. (કેશોદ મહાલ) જૂનાગઢ.



શ્રી બીલખા–આનંદાશ્રમના શ્રવણમંદિરમાં "પૂજ્યપાદ કૃપાનાથનું જીવન તથા આનંદાશ્રમના વિદ્યાર્થીઓનું કર્તવ્ય" એ વિષયપર શ્રી. કરણસિંહજીભાઈએ મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. "સદ્ગુરુસેવા" એ વિષયપર પંડિત રઘુનંદનઝા, શાસ્ત્રી દયારામભાઈ, શાસ્ત્રી હરિશંકરભાઈ તથા શ્રી. જયશંકર ભટ્ટ એઓએ સંસ્કૃતભાષામાં વ્યાખ્યાનો આપ્યાં હતાં.

**નોંધ:**—સંસ્કૃતભાષા એ આપણી આર્યોની ભાષા છે, અને સંસ્કૃતભાષા એ દેવભાષા છે એમ પણ આપણે શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ, આથી સંસ્કૃતભાષાનું અહર્નિશ પરિશીલન કરવું એ આપણો પ્રત્યેકનો ધર્મ છે. આપણા નિત્યના વ્યવહારમાં પણ સંસ્કૃતભાષાનો ઉપયોગ કરતા આપણે થઈ જવું જોઈએ. સંસ્કૃતભાષાના સતત પરિશીલનથી એક પ્રકારની સાત્વિકતા પ્રકટે છે, અને એ સાત્વિકતા આપણા જીવનને ઉજાળે છે– ઉન્નત કરે છે. આપણા પૂર્વજ ઋષિમુનિઓની ભાષા પણ સંસ્કૃત હતી, અને એ ભાષામાં આપણા ઋષિમુનિઓએ માનવજીવનને સાર્થક કરે એવા સાત્વિક વિચારો વ્યક્ત

કર્યો છે, એટલે એ દૃષ્ટિએ પણ સંસ્કૃતભાષાના અભ્યાસની તથા સતત પરિશીલનની અત્યંત આવશ્યકતા છે. આપણા સનાતનધર્મનું સમગ્ર સ્વરૂપ પણ સંસ્કૃતભાષામાં આલેખાયેલું છે એટલે સનાતનધર્મના સ્વરૂપને સમજીને જીવનમાં ઊતારવામાટે પણ સંસ્કૃતભાષાના પરિશીલનની અગત્ય છે. પૂજ્યપાદ કૃપાનાથે પણ સંસ્કૃત ભાષાના અભ્યાસમાટે આનંદાશ્રમમાં સુંદર વ્યવસ્થા કરી રાખેલી છે, એટલે આપણા પ્રભુની એ વ્યવસ્થાને વ્યાપકરૂપ આપવામાટે પ્રયત્નશીલ રહેવું એ આપણો પ્રત્યેક શિષ્યશિષ્યાનો ધર્મ છે. આપણી ગુજરાતીભાષા પણ સંસ્કૃત ભાષામાંથી જન્મી છે, એટલે એ આપણી ગુજરાતીભાષાના શુદ્ધ સ્વરૂપને ઓળખવામાટે તથા એ ભાષાના ઉપયોગમાં શુદ્ધિ સચવાઈ રહે એ માટે પણ સંસ્કૃતભાષાના ઉપયોગ પૂરતા અભ્યાસની પણ જરૂર રહે છે. આપણા પ્રભુએ ગુજરાતીભાષામાં પુસ્તકો લખ્યાં છે, અને તે પુસ્તકોમાં સનાતનધર્મનું એટલે માનવધર્મનું શુદ્ધ સ્વરૂપ જગતની પ્રજાઓ સમક્ષ મૂક્યું છે. એઓશ્રીનાં પુસ્તકોમાં લખાયેલી ગુજરાતીભાષા પણ સંસ્કૃતપ્રધાન છે એટલે આપણા પ્રભુનાં પુસ્તકોનું હાર્દ સમજવામાટે પણ સંસ્કૃતનો અભ્યાસ કરવો એ આપણું પ્રત્યેક શિષ્યશિષ્યાનું કર્તવ્ય છે.

**મુખ્યભેટ:**—આ માસમાં નીચેના ગુરુબંધુઓતરફથી રૂ. ૧૦) અને તે ઉપરાંત નીચેપ્રમાણે મુખ્યભેટ આવેલી છે:—

રૂ. ૧૫-૦-૦ શ્રી.દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૧૬-૨-૦ શ્રીરામનવમીની પૂજનભેટના-મુંબઈના શિષ્યવર્ગતરફથી, હા. શેઠ દામોદરદાસભાઈ-મુંબઈ. રૂ. ૧૮૦-૦-૦ ડૉ. પીરોજશાહ એરચશાહ હાયવાય-માહીમ-મુંબઈ. રૂ. ૧૨-૦-૦ વકીલ નરોત્તમદાસ લાલજીભાઈ-જૂનાગઢ. રૂ. ૧૦-૦-૦ શ્રી. વકીલ પોપટલાલ તારાચંદ ગોસળીયા-જૂનાગઢ.

**લઘુરુદ્ર અને રુદ્રાભિષેક:**—આ માસમાં મુંબઈના એક ભક્તજન તરફથી પાંચ રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૨૫-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ ફા. સુ. ૫ ના ભોજનનિમિત્તે. રૂ. ૧૫-૨-૦ બહેન કુસુમકુંવરબાઈ-મુંબઈ. રૂ. ૧૩-૪-૦ શ્રી. શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર હા. શ્રી. છગનલાલ વાલજી-જામનગર. રૂ. ૨૪-૪-૦ વંથલીવાળા શ્રી. કાનજી પુરુષોત્તમ, શ્રી. રામજી પુરુષોત્તમ તથા શ્રી. શંકર પુરુષોત્તમ તરફથી વૈશાખ સુદિ ૯ ના દિવસે સપ્તાહનિમિત્તેભોજનના. રૂ. ૩૮-૧૪-૯ વંથલીવાળા ઉપરોક્ત ગૃહસ્થો તરફથી વૈશાખ વદિ ૧૨ ના સપ્તાહનિમિત્તેભોજનના. રૂ. ૧૬-૦-૦ શ્રી. સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર-ભાવનગર હા. શેઠ ઇંદુકુમારભાઈ. (સં. ૧૯૯૬ના ભાદરવા સુદિ ૧૫ના ભોજનના.) રૂ. ૧૬-૦-૦ શ્રી. ભાયાલાલ છોટાલાલ-ભાવનગર (સં ૧૯૯૬ના ભાદરવા વદિ ૧૪ના ભોજનના.) રૂ. ૧૩-૯-૩ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા-વાંકાનેર.

ઉપરાંત નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧-૪-૦ શ્રી. જીવણદાસ આણંદરામ-ખીલખા. રૂ.૧-૪-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર ત્રવાડી-ટંકારા રૂ. ૧-૪-૦ શ્રીમતી સૌ. કુન્તાબહેન કેશવલાલ માણેકલાલ-ગોધરા, રૂ. ૧-૪-૦

૧-૦-૦ મેર ઊગા મેપા-સોઢાણા.
૨-૯-૦ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા ને તેમનું કુટુંબ-વાંકાનેર.
૧-૪-૦ સૌ. સાવિત્રીબાઇ મૂળશંકર-વાંકાનેર.
૩-૧૩-૦ શ્રી. કેશવલાલ કરશનજી ઓઝા ને ને તેમનું કુટુંબ-વાંકાનેર.
૧-૮-૦ મેર ઊગા મેપા-સોઢાણા.
૫-૦-૦ શ્રી. કેશવલાલ કરસનજી ઓઝા ને તેમનું કુટુંબ-વાંકાનેર.
૦-૨-૦ બેન સંતોકબાઇ-બીસખા.
૦-૫-૦ શ્રી. જટાશંકર પુરુષોત્તમ પંડ્યા-રાણાકંડોરણા.
૫-૦-૦ શ્રીમતી બ્હેન કસ્તુરબાઇ ગોરધનદાસ-મુંબઇ.
૦-૧૦-૦ પાંચ રુદ્રાભિષેકના પૂજાપાના.
૦-૪-૯ પરચુરણ.

——:૦:——

## લવાજમની પહોંચ

આ માસમાં નીચેના ગ્રાહક બંધુઓ આદિ તરફથી લવાજમ મળ્યાં છે:—

મહેતા હરિલાલ લક્ષ્મીશંકર ધારી વર્ષ ૧૦
શ્રી. કરુણાશંકર હરખજી- ,, ,, ૧૦
,, રાઘવજી ગોપાલજી-ધ્રાંટવડ ,, ૯
,, રામજી માધવજી-રાજકોટ ,, ૧૦-૧૧
હા. શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે.
,, ધીરજલાલ કાલિદાસ જોશીપરા વર્ષ ૧૦
,, વશરામભાઇ ભવાનભાઇ-સુરત ,, ૧૦
,, મોહનલાલ કાળિદાસ-જામનગર ,, ૮-૯
,, નગીનદાસ ડોસાભાઇ-નાગપુર ,, ૧૦
,, બળજીભાઇ માધવલાલ-જૂનાગઢ ,, ૧૦
,, હરિશંકર મનજી જોશી- , ,, ૧૦
હા. શ્રી. દયાળસિંહજી લાલસિંહજી.
દરબાર શ્રીઆલાખાચર લાયબ્રેરી-જસદણ વર્ષ ૯ હા. વિદ્યાર્થી મૂળશંકર ભવાનીશંકર.
શ્રી. મણિશંકર જયાનંદ ભટ્ટ-ભાવનગર વર્ષ ૭-૮-૯
,, ત્રિકમલાલ મથુરભાઇ-લીમડી ,, ૭-૮-૯
,, રવિશંકર નાગરદાસ-નાગનેશ ,, ૭-૮-૯
હા. શ્રી.જયંતીલાલ ઇચ્છાશંકર-નડીઆદ.
શ્રી. કૃપાશંકર પ્રભાશંકરભાઇ-વીસાવદર વર્ષ ૭-૮-૯
,, સુંદરજી કાલિદાસ-મોટા ટીંબલા વર્ષ ૮-૯
મહારાજાશ્રી ઇંદ્રવિજયસિંહજી સાહેબ-વાંસદા વર્ષ ૮-૯
શ્રી. કુંવરજી લધાભાઇ-માટુંગા વર્ષ ૯
,, વિજયશંકર ડાહ્યાભાઇ-વીરમગામ ,, ૯-૧૦
,, દીનકરરાય ઇચ્છારામ-વાંસદા ,, ૮-૯
,, રણછોડ જુઠાભાઇ-ગોંડલ ,, ૮-૯
,, કરશનજી હરિનંદ-પીપરડી ,, ૧૦
દેવશંકર રણછોડ જાની કુતિયાણા ,, ૧૦
હા. વિદ્યાર્થી સર્વેશ્વર દેવશંકર જાની.
,, વિઠ્ઠલદાસ હરગોવિંદ-મહેસાણા વર્ષ ૧૦
,, હરિકૃષ્ણ ચંદ્રેશ્વર દવે-ઝાલોદ ,, ૧૦
,, પ્રેમજી કરસનજી-બોખીરા ,, ૮-૯
બ્હેન સુંદરબાઇ લીલાધર-મુંબઇ ,, ૧૦
(બાકીનાં નામો આવતા અંકમાં છપાશે.)

——:૦:——

## निवेदन

શ્રીકાશી વેદાંત આચાર્યની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ વેદાંતાચાર્ય થયેલા કાઠિયાવાડ કચ્છ ને ગુજરાતના બંધુઓ પોતાનાં નામઠામ નીચેના સરનામે લખી મોકલાવે એમ ઇચ્છાય છે—

શ્રી વ્યવસ્થાપક-આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ)

—:०—

## સૂચના

નીચેનાં પુસ્તકો હાલ સિલકમાં નથીઃ હવે પછી છપાશે:—

૧ નૈમિત્તિકકર્મપ્રકાશ

૨ યોગકૌસ્તુભ

—०:—



—०:—

## પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટિની સેવા છે.

### શ્રીનાથપ્રભુનો સદુપદેશ

પરમાત્માભણી જેમનાં ચિત્ત ખેંચાયાં છે તેમને વિઘ્ન નડતાં નથી, અર્થાત્ તેઓ વિઘ્નોના માથાઉપર પગ મૂકીને નિર્ભયપણે વિચરી શકે છે.

## ખાસ વિજ્ઞપ્તિ

ગુરુપૂર્ણિમાનો પૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનોજ મહોત્સવ છે. આ મંગલ પ્રસંગે લાભ લેવા આવનારાં એવાં આપણ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ બહુ જરૂરનું છે, અને એટલામાટે આપણે સૌએ પરસ્પર સહકાર સાધવાની ખાસ આવશ્યકતા છે. આ આવશ્યકતાને વિશેષરૂપે પહોંચી વળવામાટે સશક્ત ને સેવાભાવી એવા બંધુઓને ખાસ વિજ્ઞપ્તિ કરવાની કે તેઓ સેવાનો લાભ લેવામાટે પોતાનાં નામ અગાઉથી નીચેના શિરનામે લખી મોકલાવે વા રૂબરૂ નોંધાવે:—

શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ).

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૧૦ મું
અષાઢ
અંક ૨ જો
સંવત ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशंल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | પ્રભુપાસે કેવી યાચના કરવી ? | ૨૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૬ |
| ૩ | શ્રીમદ્ ભાગવતનો રાસક્રીડા મહોત્સવ. | ૨૭ |
| ૪ | સદ્ગુરુસંબંધી. | ૨૭ |
| ૫ | શુદ્ધવાચન. | ૨૭ |
| ૬ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૨૮ |
| ૭ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંએક જીવનચરિત્રો. | ૩૧ |
| ૮ | આનંદાશ્રમ. | ૩૪ |
| ૯ | એક ઉપોદ્ઘાત. | ૩૫ |
| ૧૦ | શ્રીમહાપૂજનમહોત્સવના સમારંભનો પ્રસ્તાવ. | ૩૭ |
| ૧૧ | Appreciation. | ૪૦ |
| ૧૨ | સમીક્ષા. | ૪૦ |
| ૧૩ | આષાઢી પૂર્ણિમાના મહાપૂજનના સમારંભાન્તર્ગત સાધનપ્રબંધ. | ૪૧ |
| ૧૪ | શ્રીનાથવંદના. | ૪૩ |
| ૧૫ | વિવેકવિચાર. | ૪૩ |
| ૧૬ | ખાસ નિવેદન. | ૪૪ |
| ૧૭ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૪૫ |
| ૧૮ | પરચુરણ ભેટ. | ૪૬ |
| ૧૯ | લવાજમની પહોંચ. | ૪૭ |
| ૨૦ | ખાસ ભલામણ. | ૪૮ |
| ૨૧ | એક ખેદજનક અવસાન | ૪૮ |


---

 ખાસ વાંચો 

## લવાજમસંબંધી જરૂરીનોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)**

**જરૂરી**

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશકઃ** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-આંગરોળ-કાઠિયાવાડ.
**સહતંત્રીઃ** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્.

વર્ષ ૧૦ મું] સંવત ૧૯૯૭ આષાઢ [અંક ૨

## પ્રભુપાસે કેવી યાચના કરવી ?

[પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન]

પદ

પ્રભો ! વૃષ્ટિ કૃપાની વરસાવજો રે,
જણાવજો નિજમહિમા અપાર, સુખકાર ! વૃષ્ટિ૦ ટેક.
સાધન કાંઇએ નાથ ! બનતું નથી રે,
નથી ચિત્ત રહેતું તદાકાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૧
શ્રદ્ધા અગાધ કૃપાળ ! આપ આપજો રે,
લેજો વ્હાલા ! ક્ષણે ક્ષણે સાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૨
દાન આપજો વિવેક વૈરાગ્યનું રે,
દેજો મંગળકારી સુવિચાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૩
સર્વે કુટિલતાઓ મનની ત્યજાવજો રે,
ભૂલાવજો કૂડકપટ અસાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૪
વૃત્તિ સર્વત્ર દેખે પ્રભો ! આપને રે,
નહિ દેખે જગત્ દુઃખકાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૫
ભવભ્રમણથી ઈશ બચાવજો રે,
પોંચાડજો ભવસિંધુ પાર, સુખકાર ! વૃષ્ટિ૦ ૬

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સંગીતથી ને તીર્થયાત્રાથી મનુષ્યના મનમાં ઉપજતાં ભય ને ખેદ નિર્મૂલ થઈ શકતાં નથી, પણ સમયને માટે તે કાંઈક તિરોધાન પામી શકે છે, ને વિવેકના સેવનથી તો તે બંને નિર્મૂલ થઈ જાય છે.

વિવેક, વૈરાગ્ય ને કર્તવ્યનિષ્ઠાના સેવનથી હૃદયની ઉન્નતિ કરી શકાય છે. તેને ઉન્નતિની અવધિએ પણ એજ સાધનોથી પહોંચાડી શકાય છે.

પોતાના સદ્‌ગુરુનો ગંભીર આશય સમજવામાટે પણ હૃદયની યોગ્યતાની ઘણી અગત્ય છે.

વિવેકી સાધકે પોતાના સદ્‌ગુરુની આજ્ઞાને અક્ષરે અક્ષર અનુસરીને વર્તવું કે જેથી ઈર્ષ્યાલુઓને કાંઈ કહેવાનું ન બને ને તેમનાં અંતઃકરણો તેવું પાપ બાંધતાં અટકી કાંઈક પુણ્યમાર્ગને અનુસરી ઈર્ષ્યા રહિત થાય.

જો ખેદનો હૃદયમાં સદ્‌ભાવ નહિજ હોય તો હવે પછી હૃદયમાં આઘાત, મગજને ધક્કા, લોહીનો કમકમાટ ને આવેશ નહિ પ્રકટે, અને તેથી મસ્તક ને કાન સારાં રહેશે, તથા સ્મરણશક્તિ ને ઉત્સાહ વધી કર્તવ્યપરાયણ રહેવાશે.

ખેદ થાય તેવા પ્રસંગોથી મનુષ્ય આ જગત્‌માં હોય ત્યાંસુધી દૂર રહી શકે એમ નથી, જ્યાં તે રહે ત્યાં તેને ખેદ ઉપજાવનારી સામગ્રી ન્યૂન વા અધિક આવી મળે છે, ને તેને ખેદ થાય છે, માટે ખેદને દૂર કરનારા વિવેકને હૃદયમાં પ્રબલ રાખવો, ને સહનશીલતાને દૃઢ કરવી, કે જેથી પ્રારબ્ધવશાત્ ખેદ ઉપજાવનારી સામગ્રી પ્રાપ્ત થાય તોપણ હૃદય ખેદાનુભવ ન કરે.

જો પોતાના સદ્‌ગુરુનાં પરમહિતકર વચનોમાં મુમુક્ષુની સાત્ત્વિકી શ્રદ્ધા એટલે તે વચનોને સત્ય માનવાનું બલ હોય તો તેના હૃદયમાં શુભ સાધનોમાં પ્રબલ ઉત્સાહ પ્રકટે છે, ને તે ઉત્સાહના વધારાથી તેની સ્મૃતિ વધે છે. આમ થવાથી તે શાસ્ત્રાધ્યયન, યોગાભ્યાસ, જ્ઞાનાભ્યાસ ને સદ્‌ગુરુસેવા સારી રીતે કરી શકવા સમર્થ થાય છે.

હૃદયને સૂક્ષ્મદૃષ્ટિથી શોધતા રહેશો, ને પરમાત્માની વિશુદ્ધ અનન્યભક્તિથી હૃદયને ભરતા રહેશો, કે જેથી હૃદય અગાધ ને અખંડ શાંતિસુખ અનુભવવા ભાગ્યશાળી થાય.

અંતઃકરણની સારી રીતે શુદ્ધિ થયા વિના તેમાં બ્રહ્માવિર્ભાવ થઇ શકતો નથી એમ ઘણાં માણસો સમજી શકતાં નથી તેથી માત્ર વેશવડે કૃતાર્થતા માની યમનિયમાદિના પરિપાલનમાં જાગૃતિ સેવતાં નથી, તેમાં તેમનું ને અન્ય ભોળાં માણસોનું ભાવિ બગડે છે.

જેમણે પોતાના બહારના વિષયોભણીના વેગવાળા મનને તથા ઇંદ્રિયોને અંતર્મુખ કરી બ્રહ્માનુભવવાળાં કર્યાં હોય તેઓજ સાચા જગદ્‌ગુરુ છે, બીજા નહિ.

———:૦:———

( ક્રમશઃ )

## શ્રીમદ્ ભાગવતનો રાસક્રીડામહોત્સવ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મંગલરૂપી આત્મા, શ્રીકૃષ્ણ સુખકાર;
વૃત્તિ ગોપીથી રમે, તેનો જય જયકાર.

શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના ૨૯, ૩૦, ૩૧, ૩૨ ને ૩૩ આ પાંચ અધ્યાયને તેમાં રાસક્રીડાને લગતું વર્ણન હોવાથી **રાસપંચાધ્યાયી** કહેવામાં આવે છે. જેમાં ભક્તિરસ તથા શાંતરસ પ્રધાન છે એવા શ્રીમદ્ ભાગવતના શ્રવણમનનનું ફલ સંસારના સર્વ વિષયોમાં આરૂઢ વૈરાગ્ય પ્રકટી પ્રણતપાલ પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેઓશ્રીની અનન્યભક્તિની પ્રાપ્તિ છે. શ્રીમદ્ ભાગવતનો દશમસ્કંધ ને તેમાં પણ આ રાસપંચાધ્યાયી રસિક જનોને તેમનું કર્તવ્ય સમજાવવાદ્વારા પૂર્વોક્ત ફલની પ્રાપ્તિ કરાવવામાં પરમ હેતુરૂપ મનાય છે. આ રાસપંચાધ્યાયીનો ભક્તિનિષ્ઠામાં વૃદ્ધિ કરનારો ભક્તિપક્ષનો ને જ્ઞાનનિષ્ઠામાં વૃદ્ધિ કરનારો જ્ઞાનપક્ષનો એવા બે અર્થ થઇ શકે છે. તે બને અર્થો અનન્યભક્તિની તથા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિને ઇચ્છનારાઓને ઉપયોગી છે. જેનું અંતઃકરણ અગાધ વિશુદ્ધ પ્રીતિવડે પ્રભુની પ્રાપ્તિ કરવાને ઇચ્છે છે તેણે ભક્તિપક્ષનો અર્થ સમજપૂર્વક વિચારવો જોઇએ, અને જેનું અંતઃકરણ વિવેકવડે પ્રભુનું સ્વરૂપ જાણવા ઇચ્છે છે તેણે જ્ઞાનપક્ષનો અર્થ સમજપૂર્વક વિચારવો જોઇએ.

ઇંદ્રાદિ સમર્થ દેવોનો પરાજય કરવાથી છકી ગયેલા તથા તપસ્વીઓ તો મારાથી ભય પામીને સ્ત્રીઓનો પરિત્યાગ કરીને વનમાં રહેલા છે એમ માનનારા કામનો સર્વદા અસંગ, નિર્વિકારી ને આત્મારામ પરમાત્માએ તેના સ્ત્રી આદિ સૈન્યસહિત પરાજય કર્યો એ જણાવવામાટે આ **રાસક્રીડામહોત્સવનું** વર્ણન કરવામાં આવ્યું છે.

મનોવૃત્તિ ગોપી ગણી, સદાનંદ હરિ નાથ;
અંતર રાસ સદા રમો, સત્ય સ્થૂલનો સાથ.

---

## સદ્ગુરુસંબંધી

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પૂર્વજન્મમાં શ્રીમદ્ગુરુની પ્રાપ્તિ થઇ હોય ને તે જન્મમાં બહુ પુરુષાર્થ કર્યો હોય, તો આ જન્મમાં તેને ગુરુવિના પણ જ્ઞાન અને યોગની પ્રાપ્તિ થઇ મોક્ષ મળે, અન્યને તેમ ન થાય.

શિષ્યની શ્રદ્ધા પૂર્ણ હોય ને સદ્ગુરુ સિદ્ધ હોય તો સદ્ગુરુની ભક્તિથી પણ પરમતત્ત્વનો સાક્ષાત્કાર સિદ્ધ થાય. એકલી શ્રદ્ધા હોય તો પરંપરાવડે કાર્ય થાય. સિદ્ધપુરુષો પોતાની ભક્તિ કરનારને દૂરથી પણ જાણી શકે.

---

## શુદ્ધવાચન

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શુદ્ધ વાંચવાનો સ્વભાવ પાડવો એ બહુ અગત્યનું છે. બહુ ઉતાવળે અથવા બહુ ધીમે ન વાંચવું, પણ જાણે કોઇની સાથે પ્રસન્ન મનથી વાત કરતા હોઇએ એમ વાંચવું.

ગાતા હોઇએ તેમ પણ ન વાંચવું. જોડાક્ષરોના કટકા કરીને ન વાંચવા, પણ જેટલા અક્ષર જોડેલા હોય તેટલા અક્ષર ક્રમપૂર્વક સાથે વાંચવા. ચ, છ, ટ, ઠ, ત, થ, શ, ષ, ને સ એ અક્ષરો ધ્યાન રાખીને શુદ્ધ બોલવા. વાંચતી વેળા આડું અવળું જોવું નહિ, ગભરાવું નહિ, તથા મનમાં બીજા વિચારો કરવા નહિ. જ્યાં જ્યાં વિરામ ચિહ્ન આવે ત્યાં ત્યાં તે વિરામ ચિહ્નની આગળ જેટલું અટકવું જોઇએ તેટલું અટકવું. આવું (,) ચિહ્ન અલ્પવિરામ કહેવાય છે, ત્યાં થોડું અટકવું. આવું (;) ચિહ્ન મધ્યવિરામ કહેવાય છે, ત્યાં તેથી વધારેવાર અટકવું, આવું (.) ચિહ્ન પૂર્ણવિરામ કહેવાય છે, ત્યાં કહેવાનું વાક્ય પૂરું થયું છે એમ સમજાય તેટલું અટકવું. આવું (?) ચિહ્ન પ્રશ્નચિહ્ન કહેવાય છે, ત્યાં જાણે કોઇને પ્રશ્ન પૂછતા હોઇએ એવો ઉચ્ચાર કરવો. આવું (!) ચિહ્ન આશ્ચર્યચિહ્ન કહેવાય છે, ત્યાં વાંચનારે જાણે આશ્ચર્ય ઉપજતું હોય એવો ઉચ્ચાર કરવાનો છે.

———:૦:———

## आपणा आचार्यश्रीनी आख्यायिकाओ

### (ગતાંકથી ચાલુ)

### [પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

બીજે દિવસે બિહારીલાલે પોતાને માટેના નવા સ્થાનમાં નિવાસ કર્યો, ને નિત્ય નિયમિત સમયે સાંજની જાહેર કચેરીમાં જઇ નવનવી વાતોથી તેઓ રાજાજી વગેરેને પ્રસન્ન કરવા લાગ્યા, આ વાત પવનની પેઠે શહેરમાં ફેલાઇ ગઇ, અને યુવરાજના કાનપર પણ તે વાત આવી. તેમણે રાજાજીપર ચિઠ્ઠી લખી બિહારીલાલને પોતાની પાસે મોકલવા વિનતિ કરી, મહારાજાએ બિહારીલાલને યુવરાજ પાસે જવાની રજા આપી. બિહારીલાલને તો એટલુંજ જોઇતું હતું. નક્કી કરેલે સમયે તે યુવરાજને મળ્યા, ને તેમને ગમે તેવી વાતચીતોવડે તેમના મનને એવી તો ગમ્મત કરાવી કે તે તો પાણી-પાણીજ થઇ ગયા. યુવરાજે તેમને રોજ પોતાની પાસે આવવાનું કહેતાં બિહારીલાલે તેમને જણાવ્યું કેઃ—"જો બાપુની આજ્ઞા થશે તો હું કોઇ કોઇ દિવસ આપની પાસે આવીશ, માટે આપ બાપુની આજ્ઞા મેળવશો." બીજે દિવસે રાજાજી ઉપર યુવરાજની ચિઠ્ઠી આવી, જેમાં બિહારીલાલે પોતાને બહુ આનંદ આપ્યાની હકીકત જણાવી તેમને નિત્ય સાંજે બે ત્રણ કલાક પોતાની પાસે આવવામાટે રજા આપવાની પ્રાર્થના કરી હતી; રાજાજીએ પ્રત્યુત્તરમાં તેમને કહેવરાવ્યું કેઃ—"પંડિતજી રાત્રિએ કોઇ કોઇ દિવસ તમારી પાસે આવતા જશે." પછી મહારાજાની આજ્ઞાથી પંડિતજી એકાંતરા રાત્રિએ યુવરાજની પાસે જવા લાગ્યા. ત્રણ ચાર મુલાકાતમાં તો યુવરાજ બિહારીલાલને વશ થઇ ગયા, ને તેમને કહ્યું કેઃ—"પંડિતજી! ખરેખર તમે તો મને નવું જીવન આપો છો. તમે આવવા માંડ્યા ત્યારથી મારો વ્યાધિ ઓછો થવા લાગ્યો છે, ને મારા શરીરમાં જાણે નવું લોહી આવતું હોય એમ મને જણાય છે, માટે હું આવતી કાલે બાપુને મળીશ, ને પગે પડીને માગી લઇશ કે જો મારો રોગ મટાડવો હોય તો હમણાં એક માસ તો પંડિતજીને મારી પાસેજ રહેવા દ્યો; પછી આપની ઇચ્છા પ્રમાણે કરજો." બિહારીલાલે તેમના સ્નેહનો સત્કાર કરતાં કહ્યું કેઃ—"જો બાપુ મને

આજ્ઞા કરશો તો તેમ 'કરવામાં મને કાંઇ અડચણ નથી" બીજે દિવસે કુમાર રાજાજીને મળ્યા, ને પંડિતજીને એક મામને માટે નિત્ય બબ્બે કલાક પોતાની પાસે રહેવા દેવાની પરવાનગી મેળવી પશ્ચાત્ ગિહારીલાલ બપોરે બબ્બે કલાક યુવરાજ પાસે જવા લાગ્યા, ને યુવરાજ પંડિતજીને વધારે ને વધારે ચાહવા લાગ્યા. તેમના તરફથી ખાનગી ઇનામ અકરામનો પણ પંડિતજીને આગ્રહ થવા લાગ્યો, પણ ગિહારીલાલ નિઃસ્પૃહ રહી તે સ્વીકારતા નહિ. આઠ દશ દિવસમાં તો યુવરાજને બિહારીલાલની સાથે ગાઢી મિત્રતા જેવું થઇ ગયું. પછી યુવરાજે એકવાર પંડિતજીને પુછ્યું કે-"આપને ભોજનમાં કઇ વસ્તુ વધારે પ્રિય છે?" પંડિતજીએ જરાવાર થોભીને કહ્યું-"મને લેમનું ખાટું દહીં વધારે પ્રિય છે." તે સાંભળી કુમારે આનંદમાં આવી જઇ કહ્યું કે:-"મને પણ આપની પેઠે લેમનું ખાટું દહીં વધારે પ્રિય છે, ને મારે માટે નિત્ય લેમનું ખાટું દહીં તૈયાર થાય છે. બાપુ તો મને ખાટું દહીં મૂકી દેવાનુંજ કહ્યા કરે છે. તે સારુ તેમણે આજ-સુધીમાં મારીપાસે ઘણા વિદ્વાનોને અને વૈદ્યોને મોકલ્યા હતા. તેમણે મારી સાથે બહુ માથાકૂટ કરી હતી, પણ મેં ખાટું દહીં ખાવાનું છોડ્યું નથી જો ખાટું દહીં ખરાબજ હોય તો આપના જેવા ડાહ્યા પુરુષ તે કેમ ખાય? મારે તે બધાની વાતને હું વહેમ માનું છું."

બિહારીલાલે હસતાં હસતાં કહ્યું:-"ખાટા દહીંનો સ્વાદ અને ગુણ તો એના જે ભોગી હોય તેજ જાણે, બાકી બાપગની ખીમડોથી આંબાના રસમાં શું જાણે?" યુવરાજે બિહારીલાલને કહ્યું:-"ખરે એમજ છે, જેને જેનો અનુભવ નહિ તેને તેની શી ખબર પડે?" પછી બિહારીલાલને યુવરાજ નિત્ય ખાટું દહીં મોકલવા લાગ્યા. રાજાજી પંડિતજીની પ્રવૃત્તિઉપર ખાનગી માણસદ્વારા તપાસ રાખતા, એટલે તેમને આ વાતની બે ત્રણ દિવસમાં ખબર પડતાં મનમાં ખેદ થયો, અને બિહારીલાલને એકાંતમાં બોલાવી કહ્યું કે:-"પંડિતજી! તમે શું કરવા માડ્યું છે? તમને કુમારને ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવવા રાખ્યા છે કે એ કુસ્વભાવ વધારવા? મેં સાંભળ્યુ છે કે તમે ખાટા દહીંનાં વખાણ કરી કુમારનું મોકલેલુ ખાટુ દહીં ખાઓ છો, ને તેથી કુમાર ઊલટા ખાટું દહીં ખાવામાં ચઢી ગયા છે." બિહારીલાલ ગંભીરપણે બોલ્યા:-"મહારાજાધિરાજ! એ ખાટું દહીં છોડાવવાનીજ રમત થાય છે. એકાદ અઠવાડીઆમાં હવે ખાટા દહીંનો નિકાલ થયો સમજજો. મારો પ્રયોગ દેખીતી રીતે ઊલટો છે, તેથીજ મારી વાતમાં કોઇએ વચ્ચે નહિ આવવું એવી મેં હજુરશ્રીની પાસે પ્રથમથીજ પ્રાર્થના કરી હતી. મારી ને કુમારશ્રીની પ્રકૃતિમાટે હજુરને ચિંતા ન થાય તેથી જણાવું છું કે હું ખાટું દહીં ખાતોજ નથી, ને કુમારશ્રીને ખબર ન પડે તેવી રીતે તાંબૂલવિહારને બહાને ગરમદવા પાનમાં આપું છું, એટલે તેમની પ્રકૃતિ વિશેષ બગડવા સંભવ નથી શિક્ષણ આપવાનાં ત્રણ શાસ્ત્રીય પગથિયાં છે:-૧ જેમને શિક્ષણ આપવાનું હોય તેમના સ્વભાવનું અવલોકન કરવું. ૨ કેટલોક સમય નિર્દોષ પ્રસંગમાં તેમને અનુસરવું, ને ૩ પછી તેમને દોરવા. પ્રથમ પગથિયાપ્રમાણે મેં યુવરાજશ્રીની પ્રકૃતિનું અવલોકન કરી લીધું, હાલ બીજા પગથિયાપ્રમાણે કામ ચાલે છે, એટલે હું તેમને અનુસરવાનો દેખાવ કરું છું, ને હવે ત્રીજા પગથિયાપ્રમાણે એકાદ અઠ-વાડીઆમાં તેમને શુદ્ધ માર્ગઉપર દોરી જઇશ-પ્રભુકૃપાથી તેમનો ખાટું દહીં ખાવાનો સ્વભાવ છોડાવી દઇશ." તે સાંભળી રાજા શાંત થયા.

એકાદ દિવસ પછી બિહારીલાલે યુવરાજને કહ્યું કે:—"એક વેલા હું સિદ્ધેશ્વરનાં દર્શન કરવા ગયો હતા, ત્યાં એક પરમહંસ ઊતરેલા હતા. તે કેટલાક માણસપાસે કોઈ વાતના પ્રસંગમાં કહેતા હતા કે ખાટું દહીં ખાવામાં ચાર ગુણ રહેલા છે, જે મેં કાનોકાન સાંભળ્યું. મારે તેમને તે વિષે વધારે પૂછવું હતું, પણ તેઓ તુરત ત્યાંથી ચાલતા થયા, એટલે મારાથી તેમને પૂછી શકાયું નહિ." યુવરાજે હર્ષપૂર્વક કહ્યું:—"અહો! આ તો ઘણી ઉપયોગી વાત. ખાટું દહીં ખાવાના એ ચાર ગુણો કયા કયા તે આપ તે મહાત્માને મળીને જાણો, ને બને તો તે મહાત્માને અહીં તેડી લાવો, એટલે તેમને બાપુની પાસે તેડી જઇએ, ને બાપુને પણ ખાટા દહીંના લાભની ખાત્રી કરાવીએ, કે જેથી હમેશાંની એ ખટપટ મટી જાય." બિહારીલાલે યુવરાજના આગ્રહથી તે વાત સ્વીકારી, ને જમીને પરમહંસનો શોધ કરવાને બહાને સિદ્ધેશ્વરના દેવાલયતરફ જવા નીકળ્યા. તે સિદ્ધેશ્વરનાં દર્શન કરી, તથા પ્રસિદ્ધ સંતોની બે ચાર જગામાં આંટા મારી મોડામોડા પાછા આવ્યા, કુમારે તેમને આતુરતાથી પૂછ્યું:—"કાં પંડિતજી! મહારાજ મળ્યા? તેમણે શું જણાવ્યું?" બિહારીલાલ થાકી ગયાનો ડોળ કરી બોલ્યા:—"મેં તો સિદ્ધેશ્વરમાં ને બીજે સ્થળે જ્યાં જ્યાં તેમને મળવાનો સંભવ હતો ત્યાં ત્યાં તે મહાત્માને બહુ શોધ્યા, પણ તેમનો ક્યાંઇ પત્તો ન મળ્યો. એ તો રમતા રામ. એમનો પત્તો ક્યાંથી મળે?" કુમારે કહ્યું:—"પંડિતજી! આમાં થાક્યું કામ આવે તેમ નથી. તમે મારી વતી બાપુપાસેથી રજા લઇ, મારી પાસેથી સો રૂપીઆ લઇ આસપાસનાં ગામડાંમાં તે મહાત્માની શોધ કરવા જાઓ, ને તેમને પ્રસન્ન કરી અહીં તેડી લાવો, વા ખાટું દહીં ખાવામાં કયા કયા ચાર ગુણો રહ્યા છે તે જાણી આવો." પછી બિહારીલાલ રાજાની રજા લઇ ગામડાંમાં ફરવા નીકળી પડ્યા. ઉપર જણાવેલા મહાત્માને મળવાનું તો હતુંજ નહિ, એટલે વિનોદની ખાતર ગામડાંનાં અગત્યનાં સ્થળો જોઇ ત્રણેક દિવસે પાછા આવ્યા, ને યુવરાજને મળ્યા. મળતાંજ યુવરાજ તેમને આતુરતાથી પૂછવા લાગ્યા કેઃ—"પંડિતજી! આપ તે મહારાજપાસે જઇ આવ્યા? મહારાજ મળ્યા? તેમને કેમ તેડી ન લાવ્યા? તેમણે તમને તે ચાર ગુણોની વિગત કહી?" બિહારીલાલે પ્રત્યુત્તરમાં કહ્યું:—"મહારાજ મને મળ્યા. મેં તેમને સઘળી હકીકત જણાવી આપની પાસે પધારવા બહુ વિનતિ કરી, પણ તેઓએ માન્યું નહિ, ત્યારે મેં તેમને બે હાથ જોડી પ્રાર્થના કરી, ખાટું દહીં ખાવાના ચાર ગુણો કહેવા વિનવ્યા. મારી પ્રાર્થના સાંભળી તેમણે ખાટું દહીં ખાવાના ચાર ફાયદા આ પ્રમાણે કહ્યા:—'૧ ખાટું દહીં ખાનારને કૂતરૂં ન કરડે, ૨ તે પગપાળો ન ચાલે, ૩ તેને ઘેર ચોર ચોરી ન કરી શકે, ને ૪ તે ઘરડો ન થાય.' એ ચાર ફાયદાની વિગત તેમણે આ પ્રમાણે કહી:—'ખાટું દહીં ખાનારને ઊધરસ ને તાવ લાગુ પડે છે, ને તેથી તે એવો નબળો થઇ જાય છે કે તેનાથી લાકડીવિના ચલાતું નથી. લાકડી તેની પાસે હોય, એટલે તેને કૂતરૂં શી રીતે કરડી શકે?' બીજા ફાયદાનો ખુલાસો તેમણે એ કર્યો કે 'જો તે ખાટું દહીં ખાવાનું ચાલુ રાખે, તો ઊધરસ ને તાવથી તે એવો નબળો થઇ જાય છે કે પછી તેને બહાર જવું હોય તો તે પગપાળો ચાલી ન શકે—તેને વાહનમાંજ જવું પડે.' ત્રીજો લાભ તેમણે એ કહ્યો કે 'તેને આખી રાત ઊધરસ આવ્યા કરે, એટલે રાત્રે કોઈ ચોર ચોરી કરવા આવે, તો તેને ઊધરસ ખાતો સાંભળી, ઘરમાં માણસ જાગે છે એમ જાણી પાછો ચાલ્યો જાય—ચોરી ન કરી શકે.' ચોથા લાભની વાત કહેતાં

એમ કરી કે જો તે ખાટા દહીંનું વ્યસન ન છોડે તો તેને ક્ષય થઇ તે જુવાનીમાંજ મરી જાય, એટલે ઘરડો ક્યાંથી થાય?" યુવરાજ આ વાત સાંભળી ઢીલા થઈ ગયા હતા-ખાટા દહીંપર તેમને તિરસ્કાર છૂટયો હતો; સાં બિહારીલાલે ઉમેર્યું કે:-"મને તો આ ચાર વાતો સાંભળી ટાઢ વછૂટી, ને મેં તો એજ વખતે ખાટું દહીં ન ખાવું એમ પાણી મૂક્યું. "યુવરાજ તે સાંભળી આવેશમાં આવી જઇ બોલી ઊઠયા:-"જો તમારે ખાટું દહીં ન ખાવાનું પાણી તો મારે પણ આજથી ખાટું દહીં ન ખાવાનું પાણી છે.-ખાટું દહીં ખાવું હરામ છે." યુવરાજનું ખાટું દહીં ખાવાનું આ પ્રમાણે છૂટી ગયું, અને રાજા તેથી બિહારીલાલપર બહુ પ્રસન્ન થયા, ને તેમને બહુ ધન્યવાદ આપી ખાનગી રીતે તેમને સારું પારિતોષિક આપ્યું.

આ દ્દષ્ટાંતમાં રાજકુમારની ખાટું દહીં ખાવાની પ્રવૃત્તિ જણાવી તે પ્રમાણે મનુષ્યની ઇન્દ્રિયોની ને અંતઃકરણની નિષિદ્ધ પ્રવૃત્તિ છે તે જીવનું અત્યંત અહિત કરનારી છે. તેને શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, સદાચરણસંપન્ન ને પરમકૃપાલુ આચાર્ય યુક્તિવડે દૂર કરાવે છે,-તેનો હિતાહિતની સમજરૂપ ગૌણવિવેક સિદ્ધ કરાવે છે. (ક્રમશઃ)

---:o:---

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

[૪]

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક ને તોટક આ ચાર આચાર્ય ભગવાન્ના મુખ્ય શિષ્યોને જોઇને લોકો તેમને ધર્મ, અર્થ, કામ ને મોક્ષ આ ચાર પુરુષાર્થોની, અથવા ઋક્, યજુષ્, સામ ને અથર્વ એ ચાર વેદોની કિંવા સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય આ ચાર ક્રમમોક્ષોની વા બ્રહ્માનાં ચાર મુખોની ઉપમા આપવા લાગ્યા.

એક દિવસે આચાર્યભગવાન્ની સમીપ આવી, તેઓશ્રીને પ્રણામ કરીને શારીરક ભાષ્ય ઉપર વાર્તિક કરવાની ઇચ્છાવાળા સુરેશ્વરે તે વિષેની તેઓશ્રીને આ પ્રમાણે પ્રાર્થના કરી:-"હે પ્રભો! મારાથી થઇ શકે એવી કોઇ સેવા મને કૃપા કરીને બતાવો." ત્યારે આચાર્યભગવાને તેમના અંતઃકરણનો અભિપ્રાય જાણી તેમને કહ્યું કે:-"હે વત્સ! શારીરકભાષ્ય ઉપર તમે વાર્તિક નામનો ઉત્તમ નિબંધ રચવા પ્રયત્ન કરો." આ આજ્ઞાપ્રમાણે વર્તવાનો સુરેશ્વરે બહુ પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કર્યો, પણ આચાર્યભગવાન્ના કેટલાક શિષ્યોને આ વાત ગમી નહિ. તેમણે આચાર્ય ભગવાન્ને વિનતિ કરી:-"આ સુરેશ્વર પૂર્વમીમાંસામાં દઢ આગ્રહ રાખનારા હતા, ને હજી પણ તેમના મનમાં કદાચ કર્મનો પક્ષપાત હોય, અને એ પક્ષપાતને લઇને તે વાર્તિકમાં જ્ઞાનની શ્રેષ્ઠતાને સ્થાને કર્મની શ્રેષ્ઠતા પ્રતિપાદન કરે તો આપણા સિદ્ધાંતને હાનિ પહોંચે, માટે તેમની પાસે વાર્તિક નહિ કરાવતાં પદ્મપાદ, આનંદગિરિ કે બીજા કોઇ યોગ્ય શિષ્યને વાર્તિક કરવાની આજ્ઞા

છે. તમારા સદ્‌ગુરુનું ચરણોદક એજ તમારે માટે તીર્થ છે. સદ્‌ગુરુના ઉપદેશ પ્રમાણે પ્રયત્ન કરીને બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર કરવો એજ તમારે માટે સર્વ દેવોનું દર્શન છે. તીર્થયાત્રાએ જવાથી માર્ગમાં સંન્યાસીના ધર્મો યથાયોગ્ય પાળી શકાતા નથી. ચાલવાના શ્રમથી નિદ્રા આવી જાય છે, તેથી આત્મવિચાર કે આત્મધ્યાન થઇ શકતાં નથી. તીર્થયાત્રાએ જનારને માર્ગમાં ઘણી પ્રતિકૂલતાઓ સહન કરવી પડે છે. કોઇ ઠેકાણે જોઈએ તેવું અન્ન મળતું નથી, કોઇ ઠેકાણે જોઇએ તેવું પાણી પણ મળી શકતું નથી, ને કોઇ ઠેકાણે ઊતરવાનું સ્થાન જોઈએ તેવું મળી શકતું નથી. અન્ન, જળ ને ઊતારાની શોધમાં તીર્થયાત્રા કરનારનું મન નિત્ય વ્યગ્ર રહે છે, વળી માર્ગમાં તાવ કે અતિસારનો રોગ થાય તો બીજાઓની સાથે આગળ વધી શકાતું નથી, ત્યાંજ માર્ગમાં પડ્યું રહેવું પડે છે. માર્ગમાં દુર્જનોનો સાથ થાય તો કેટલીક આપત્તિઓ અપરાધ વિના ભોગવવી પડે છે. આવી અવસ્થામાં જીવના સ્વરૂપનો ને ઈશ્વરના સ્વરૂપનો વિચાર સ્વસ્થપણે કેમ થઇ શકે? નજ થઇ શકે, તેથી હે પુત્ર! તું તારા મનને શાંત કરી તીર્થયાત્રાએ જવા માટે તારા મનમાં પ્રકટેલા વેગને ઉપરનાં વચનોનો વિચાર કરી શમાવી દે તો સારું."

પદ્મપાદઃ—"હે પ્રભો! આપની આજ્ઞાવિરુદ્ધ મારે એક પણ વચન બોલવું ઉચિત નથી, પરંતુ અનેક દેશો જોયા વિના ને ધારેલી તીર્થયાત્રા કર્યા વિના મારા અંતઃકરણમાં પ્રકટેલો આ વેગ શાંત થવાનો સંભવ જણાતો નથી. તીર્થયાત્રામાં પણ અંતઃકરણને સદ્‌ગુરુના ચરણારવિંદમાં રાખી શકાય છે. દુઃખ દેનારા પ્રારબ્ધનો ઉદય થયો હશે તો તે અહીં કે તીર્થયાત્રામાં દુઃખનો અનુભવ કરાવશે એમાં મારો કંઈ ઉપાય નથી. તીર્થયાત્રામાં સાવધાનતાથી મારા સંન્યાસીના ધર્મો યથાશક્તિ પાળીશ, ને બ્રહ્મધ્યાન પણ યથાશક્તિ કરીશ; માટે કૃપા કરીને મને તીર્થયાત્રાએ જવાથી અનુમતિ આપશો."

આચાર્યભગવાન્:—"તારા કોઇ બલવાન્ પ્રતિકૂલ પ્રારબ્ધના ઉદયથી તને તીર્થયાત્રાએ જવાની ઇચ્છા પ્રકટી છે, ને તેનું વિવેકવડે તારાથી શમન થઇ શકતું નથી, તો તારે તીર્થયાત્રાએ જવું. માર્ગમાં સજ્જનોનો સંગ સેવવો, ને દુર્જનોથી દૂર રહેવું. કોઈપણ સ્થળે તારે પ્રયોજન વિના વધારે રોકાવું નહિ. સાથે પ્રયોજનવિનાની ઘણી વસ્તુઓ રાખવી નહિ. અયોગ્ય ને ભયવાળે સ્થળે ઊતારો કરવો નહિ. જેનો તેનો વિશ્વાસ કરવો નહિ. મહાપુરુષોનો સમાગમ આદરપૂર્વક કરવો. થોડો ફેર પડતો હોય તોપણ મહાપુરુષોને દર્શને જવું." પછી પદ્મપાદ આચાર્યભગવાનને પ્રણામ કરી તીર્થયાત્રાએ નીકળ્યા.

———:૦:——— (ક્રમશઃ)

## આનંદાશ્રમ

[ લેખકઃ શ્રીમાણિક્યવર્મા ]

શ્રીઆનંદાશ્રમ પરમાત્મસ્મરણ, જપ, ધ્યાન, જ્ઞાનનું સ્થળ છે; શુદ્ધ સનાતન ધર્મપ્રચારનું સ્થાન છે; કૃપાસિંધુ નાથનું તીર્થસ્થાન છે.

———:૦:———

## એક ઉપોદ્‌ઘાત

### [ લેખક: શ્રી. માણિક્યવર્મા ]

શ્રીવેદના શિરોભાગરૂપ શ્રીઉપનિષદોના વિષય અને સિદ્ધાંતવિષે, શ્રીઉપનિષદોનો વિષય ને સિદ્ધાંત હૃદયગત કરવાનાં સાધનો વિષે, અને શ્રીઉપનિષદોના અભ્યાસના ફલવિષે પાછલી ત્રણ આવૃત્તિઓના ઉપોદ્‌ઘાતમાં આ અદ્વિતીય-અનુત્તમ-ગ્રંથના ટીકાકાર શ્રીદક્ષિણામૂર્તિમહેશ્વરસ્વરૂપ આચાર્યપ્રવર શ્રી શ્રી ૧૦૮, શ્રીમન્ નથુરામશર્મા આચાર્યજીએ (શ્રીમન્ નાથભગવાને) અતિ અગત્યનું સર્વ સંક્ષેપમાં સરલપણે સ્ફુટ કર્યું છે, તે આ મહાગ્રંથનો અભ્યાસ કરવાની શુભેચ્છા રાખનાર ભવ્યાત્માઓને આવૃત્તિઓના ક્રમે શાંતિથી જોઇ જવાની પ્રેમભાવે તથા વિનયભાવે પ્રાર્થના છે.

શ્રીઉપનિષદ્-જ્ઞાનનો મહિમા કથ્યો જાય તેમ નથી. ભારતવર્ષનાજ નહિ, પણ સમસ્ત વિશ્વના વિવેકી વિદ્વાનોમાં સર્વોત્તમ ધર્મસિદ્ધાંતરૂપે ઔપનિષત્સિદ્ધાંત ગણાય છે. અર્વાચીન સમયના કેટલાક પાશ્ચાત્ય સમર્થ તત્ત્વચિંતકો પણ શ્રીઉપનિષદોથી પ્રાપ્ત થતા જ્ઞાનની મુક્તકંઠે સ્તુતિ કરતા જણાય છે. વર્તમાનમાં થયેલી વિજ્ઞાનની કેટલીક નવનવીન શોધો પણ વિચારકોને ઔપનિષત્સિદ્ધાંતનું સમર્થન કરતી જણાય છે.

સૂક્ષ્મદૃષ્ટિથી જોઇએ તો વિવેકી જીવો સ્વબુદ્ધિઅનુસાર, ઉત્તરોત્તર પોતાનો વિકાસ સાધવામાટે પ્રયત્નશીલ રહેતા જોવામાં આવે છે. જીવની બ્રહ્મરૂપે સ્થિતિ એ તેનો અંતિમ વિકાસ છે. શ્રીઉપનિષદોનું જ્ઞાન એ અંતિમ વિકાસનું ઐકાંતિક સાધન છે.

સર્વ વ્યાપક થવું, (હોવું,) સર્વ શક્તિમાન્ થવું, (હોવું,) ને સર્વજ્ઞ થવું (હોવું,) કોને ન ગમે? સમસ્ત દુ:ખોની આત્યંતિક નિવૃત્તિ ને પરમાનંદની નિત્યપ્રાપ્તિ કોણ ન ઇચ્છે? પરમસદ્રૂપે, પરમજ્ઞાનરૂપે, ને પરમઆનંદરૂપે થવાની (હોવાની) આકાંક્ષા કોને ન હોય? પ્રત્યુત્તરમાં કહેવુંજ પડશે કે તે સૌ વિવેકીઓને ગમે, સૌ વિવેકીઓ તેને ઇચ્છે, ને સૌ વિવેકીઓ તેની આકાંક્ષા રાખે. મહાભાગ્યશાળી આત્માઓની આ મહેચ્છાને શ્રીઉપનિષદોનો ઉપદેશ પૂરી પાડે છે.

શાસ્ત્રો અને અનુભવી મહાત્માઓ કહે છે કે જીવાત્મામાં તેની પોતાની સર્વ પ્રકારની ઉન્નતિ સાધવાનું બળ છે. તે બળવડે તે આ લોકની ઉત્તમોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે એટલુંજ નહિ, પણ તે દેવસ્વરૂપ થઇ શકે છે, ઇશ્વરસ્વરૂપ થઇ શકે છે, ને બ્રહ્મસ્વરૂપે પણ સ્થિતિ કરી શકે છે. તેણે પોતાનું તે બળ પ્રયત્નવડે પ્રકટાવવું જોઇએ. એ બળ પ્રકટાવવાને તેણે વિવેકી થવું જોઇએ, અભ્યાસી થવું જોઇએ, પુરુષાર્થી થવું જોઇએ.

નીચેના શ્રીવેદવચનમાં બ્રહ્મજ્ઞાનને પામેલા શ્રીવામદેવ ઋષિના અનુભવના ઉદ્‌ગારો જુઓ:—

"तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवꣳ सूर्यश्चेति। तदिदमप्येतर्हि य एवं वेदाहं ब्रह्मास्मीति स इदꣳ सर्वं भवति।"

(શ્રીબૃહદારણ્યકોપનિષત્-૧-૪-૧૦)

ભાવાર્થ:—તે બ્રહ્મને આ આત્મારૂપે જોતા છતા પ્રસિદ્ધ વામદેવ ઋષિ "હું મનુ થયો, તથા હું સૂર્ય થયો" ઇત્યાદિ મન્ત્રોને દેખતા હવા. સર્વ રૂપોમાં અનુપ્રવેશ

પામેલું તે આ બ્રહ્મ આ સમયમાં પણ જે કોઈ બાહ્ય વિષયોનો અનુરાગ સહે હું સર્વ સંસારધર્મથી રહિત બ્રહ્મ છું એમ અનુસંધાન કરે છે તે આવા બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાએ કરેલા અસર્વપણાની નિવૃત્તિદ્વારા આ સર્વ થાય છે.

ભગવાન્ સનત્કુમાર નારદજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરતાં કહે છે કેઃ—

"अथातोऽहंकारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेद२ सर्वमिति ॥"

(શ્રીછાંદોગ્યોપનિષત્-૭-૨૫-૧)

ભાવાર્થઃ—હવે દ્રષ્ટાથી અનન્યપણાના જ્ઞાનમાટે તે ભૂમાનું (આત્માનું) અહંકારવડેજ કથન કરાય છેઃ—"હુંજ નીચેથી છું, હું ઉપરથી છું, હું પશ્ચિમથી છું, હું પૂર્વથી છું, હું દક્ષિણથી છું, હું ઉત્તરથી છું, ને હુંજ આ સર્વ છું. ઇતિ."

"आत्मैवेद२ सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति ॥"

(શ્રીછાંદોગ્યોપનિષત્ ૭-૨૫-૨)

ભાવાર્થઃ—આત્માજ આ સર્વ છે, એ પ્રમાણે પ્રસિદ્ધ તે આ વિદ્વાન્ અન્યરહિત પરિપૂર્ણ આત્માને એવી રીતે જોતો છતો, એવી રીતે મનન કરતો છતો, ને એવી રીતે વિશેષે જાણતો છતો આત્મામાં રમણવાળો, આત્માની સાથે ક્રીડા કરનારો, આત્મામાં મિથુનવાળો ને આત્મરૂપ આનંદવાળો હોય છે. તે આત્મવેત્તા સ્વરાટ્ (આત્મરૂપ સ્વારાજ્યમાં અભિષેક પામેલો) થાય છે. તેની સર્વ લોકોમાં ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ થાય છે.

શ્રીવેદભગવાન્ અન્યત્ર પણ કહે છે કેઃ—

"यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् ।
तं तं लोकं जयते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद् भूतिकामः ॥"

(શ્રીમુંડકોપનિષત્-૩-૧-૧૦)

ભાવાર્થઃ—આત્મજ્ઞાનથી નિર્મલ અંતઃકરણવાળા આત્મવેત્તા જે જે લોકોને મનવડે ચિંતવે છે, અને જે જે ભોગોને ઇચ્છે છે તે તે લોકોને અને તે તે ભોગોને પામે છે, તેથી ઐશ્વર્યની ઇચ્છાવાળો પણ આત્મવેત્તાનું પૂજન કરે.

"स वेदैतत्परमं ब्रह्म धाम यत्र विश्वं निहितं भाति शुभ्रम् ।
उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥"

(શ્રીમુંડકોપનિષત્-૩-૨-૧)

ભાવાર્થઃ—તે આત્મવેત્તા આ ઉત્કૃષ્ટ ધામરૂપ-સર્વ કામનાના સ્થાનરૂપ-બ્રહ્મને જાણે છે, જે બ્રહ્મમાં સર્વ જગત્ સ્થિત છે, જે બ્રહ્મ પોતાના પ્રકાશવડે પ્રકાશે છે, તથા જે શુદ્ધ છે; તેથી તે બ્રહ્મવેત્તા પુરુષને જે ઐશ્વર્યની તૃષ્ણાવિનાના મુમુક્ષુઓ પરમાત્માની પેઠે સેવે છે, તે બુદ્ધિમાન મુમુક્ષુઓ વીર્યનું-પુનર્જન્મનું-ઉલ્લંઘન કરે છે.

ભગવાન્ યાજ્ઞવલ્ક્ય મુનિથી ઘણું ઘણું પ્રકારે બ્રહ્મોપદેશ પ્રાપ્ત કરીને બ્રહ્માનુભવવડે કૃતાર્થ થયેલા મહારાજા જનકપ્રતિ કહેલઃ—

"एष ब्रह्मलोकः सम्राडेनं प्रापितोऽसीति होवाच याज्ञवल्क्यः"

(શ્રીબૃહદારણ્યકોપનિષત્-૪-૪-૨૩)

ભાવાર્થ—"હે સાર્વભૌમ! આ બ્રહ્મરૂપ લોક છે અને તમે પ્રાપ્ત કરાયા છો" એમ પ્રસિદ્ધ યાજ્ઞવલ્ક્ય મુનિ કહેતા હવા

તે સાભળી કૃતજ્ઞતાથી ઊભરાઇ જતા અંતઃકરણવાળા મહારાજા જનક ભગવાન્ યાજ્ઞવલ્ક્યને વિનમ્રભાવે નિવેદન કરે છે—

"सोऽहं भगवते विदेहान् ददामि मां चापि सह दास्यायेति ॥"

ભાવાર્થ—એની રીતે આપે જેને બ્રહ્મભાવને પમાડેલો છે તે હું આપ ભગવાનને વિદેહદેશો (મારુ રાજ્ય) અર્પણ કરુ છુ, અને વિદેહદેશના લોકોસહિત મને પણ આપની સેવામાટે અર્પણ કરુ છુ

ભવાબ્ધિતારક કૃપાર્ણવ સદ્‌ગુરુનું શરણ પ્રાપ્ત કરીને જિજ્ઞાસુ મનુષ્ય પોતાનો કેટલો વિકાસ સાધી શકે છે તે મત દાદુજી એક નાના દુહામા કહે છે—

"સદ્‌ગુરુ પશુતેં માનસ કરે, માનસતેં સિદ્ધ સોય,
દાદુ સિદ્ધતેં દેવતા, દેવ નિરંજન હોય"

ઉપનિષદ્‌ગત બ્રહ્મવિદ્યાનો-અધ્યાત્મવિદ્યાનો મહિમા અવર્ણ્ય છે શ્રીભગવાન્ શ્રીમુખે કહે છે કે—

"अध्यात्मविद्या विद्यानाम् ॥"

સર્વ વિદ્યાઓમા બ્રહ્મવિદ્યા-અધ્યાત્મવિદ્યા-હું છુ

પૂજ્યપાદ સદ્‌ગુરુ પરમાત્માએ પોતાથીના ટ્રસ્ટડીડમાં કરેલી આજ્ઞાપ્રમાણે આ આવૃત્તિનું મૂલ્ય પ્રમાણમા ઘણુ ઓછુ (પોણિ કિંમતે રૂ ૨-૧૩-૦) રાખવામાં આવ્યુ છે, જેથી જિજ્ઞાસુજનોને આ ગ્રંથનો લાભ લેવામાં સરલતા થશે

શ્રી ખીસખા-આનંદાશ્રમતરફથી પ્રસિદ્ધ થયેલ આ ઉપનિષદોની ત્રણ ત્રણ આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે, ને તે ખપી જવાથી તથા જિજ્ઞાસુઓની ઉપરાઉપરી માગણી આવવાથી આ ચતુર્થ આવૃત્તિ બહાર પાડવા પ્રવૃત્તિ થઇ છે

કૃપાસિંધુ સદ્‌ગુરુદેવે અત્યંત ગૂઢ વેદાંતોપદેશને દેશભાષામા સરલપણે સમજાવ્યો છે તેનો સર્વ પરમ ભાગ્યશાળી બ્રહ્મજિજ્ઞાસુઓ લાભ લે એવી શુભેચ્છાપૂર્વક વિરમુ છુ ૐ

---

## श्रीमहापूजनमहोत्सवना समारंभनो प्रस्ताव

[ લેખક મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

બન્ધુઓ અને બહેનો!

આપ સૌને અહીં આવકાર આપતાં મને અત્યંત હર્ષ થાય છે. આપણુ સર્વને અહીં આવવાનું શુ પ્રયોજન છે તે તો આપ સૌ યથાવત્ જાણો છો

તોપણ સ્પષ્ટતા અર્થે અહીં દેખાડુ છુ કે—

अस्मिन्नास्ते पुमानाद्यः। આદ્યપુરુષ (પરમેશ્વર) અહીં વિરાજી રહેલા છે

ખરી રીતે જોતા આદ્યપુરુષ સર્વત્ર વિરાજી રહેલા છે

પણ नाथसद्गुरुसंज्ञितः।

સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્ એવી સંજ્ઞાવાળા વિશિષ્ટ સ્વરૂપે તેઓ અહીં વિરાજી રહેલા છે.

પણ આપણે એમની પાસે શા માટે આવવું જોઇએ એ પ્રશ્નના સમાધાન માટે કહ્યું છે કેઃ—

संदिशन् लोककर्तव्यम् ।

લોકના ખરા કર્તવ્યનો યથાવત્ બોધ કરનારા તેઓ છે.

લોકના ખરા કર્તવ્યને લોક કેમ નથી જાણતાં તે પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કેઃ—

ज्ञातव्यं च विशेषतः ।

લોકને સાંપડેલાં કરણોવડે લોક જે કંઇ જાણે છે તે કંઇ ખરું હોતું નથી, છતાં તેને ખરું જાણી તેના સંબંધમાં લોકને જે કંઇ કરવાજેવું જણાય છે તે લોક કર્યા કરે છે.

પણ ખરી રીતે જોતાં તે ખરું ન હોવાથી લોકની સઘળી ચેષ્ટા વ્યર્થ નીવડે છે માટે ખરું શું છે તેનોજ મુખ્યપણે અને યથાવત્ બોધ કરનારા એઓશ્રી છે.

એમ હોવાથી એઓશ્રી પાસેથી એ બોધનું ગ્રહણ કરવા આપણે સર્વ એઓશ્રીને શરણે થઇ રહેલાં છીએ.

આ આષાઢી પૂર્ણિમાનું પર્વ એઓશ્રીના મહાપૂજનનું પર્વ હોવાથી એઓશ્રીનું શાસ્ત્રોક્ત મહાપૂજન કરવા અને તેનો મહોત્સવ ઉજવવા આજ અહીં આપણે આવી મળેલાં છીએ તે એ કારણે સાર્થક છે.

એવું આ સંસારમાં સર્વોત્કૃષ્ટ માનવા જેવું કર્મ કરવા આપણે સર્વ અહીં આવી મળેલાં છીએ, એ જોઇને આપ સર્વને અને ખરી રીતે કહું તો આપણને સર્વને આવકાર આપતાં મને ઘણો હર્ષ થાય એ સ્વાભાવિક છે એની આપ સૌ પણ અવશ્ય હા કહેશો.

લોકને સાંપડેલાં કરણોવડે જણાતું સર્વ કાંઇ ઉત્પત્તિ ને લયવાળું વા જન્મ ને મરણવાળું હોય છે.

અને ઉત્પત્તિ ને લયવાળું વા જન્મ ને મરણવાળું હોવું એ ખોટાની નિશાની છે.

જેવા ને તેવા સદા વિદ્યમાન હોવું એ ખરાની નિશાની છે.

લોકને સાંપડેલાં કરણોવડે જેવું ને તેવું સદા વિદ્યમાન રહેનારું તો કાંઇ જણાતું નથી.

તેથી ખરું તો કાંઇ હશે કે નહિ એનીજ લોકને શંકા થાય એવું છે.

પણ ખરાના આધારવિના ખોટાની ઉત્પત્તિજ અશક્ય થાય તેથી જો ખોટું છે તો ખરું પણ કંઇ હોવુંજ જોઇએ એવો નિર્ધાર થાય છે.

એ જે કંઈ ખરું છે તેજ જાણવાયોગ્ય છે.

અને લોકને સાંપડેલાં કરણોવડે એ જણાય એમ નથી તેથી કરણોને સર્વે જેનાતેના ગોલકમાં નિશ્વેષ્ટ કરી રાખવાં એ તેને જાણવા માટે કરવાયોગ્ય છે.

કારણ કે ખરું છે તે સ્વયંપ્રકાશ હોય.

ખરાને જાણવા માટે કરણોની અગત્ય ન હોય.

ઊલટાં કરણો પોતપોતાનાં વ્યાપારવડે ખરાંને જાણવામાં વિક્ષેપ કરનાર થાય,

માટે કરણોનો નિરોધ કરવો એ ખરાંને જાણવામાટે કરવા યોગ્ય એટલે કર્તવ્ય થાય છે.

નિદ્રામાં પણ કરણોનો એક રીતનો નિરોધ થાય છે, પણ એ નિરોધ ખરો નિરોધ નથી, એ તો એક પ્રકારનો તેમનો તમસમાં લય થાય છે, તે લયને પામવાની કરણોની એક પ્રકારની પ્રવૃત્તિ છે, એ કરણોનો ખરો નિરોધ નથી.

પોતપોતાના ગોલકમાં કરણોની નિશ્ચેષ્ટ અવસ્થા થવી તથા રહેવી અને તે આપણે જોતાં જાગતાં રહેવી એ કરણોનો ખરો નિરોધ છે. એવો નિરોધ સમાધિ કહેવાય છે.

આવા લોકોત્તર જ્ઞાતવ્યનો તથા કર્તવ્યનો યથાવત બોધ જીવોને કરવો એ સ્વયંભૂ એવા આદ્ય પુરુષ પરમેશ્વરથીજ થઈ શકે એવું છે,

માટે એ આદ્યપુરુષ પરમેશ્વરજ જીવમાત્રના ખરા ગુરુ છે.

**सः पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्।**

કાળવડે અવચ્છેદ ન હોવાથી પરમેશ્વરજ બ્રહ્માઆદિ પૂર્વજોના પણ ગુરુ છે.

કાળવડે અવચ્છેદને પાત્ર એવાં શરીરોમાં પોતાપણું કરી રહેનાર જીવમાત્ર શરીર સાથે ઉપજે છે ને વિલાય છે, તેથી ઉપજવા પહેલાનું અને વિલાયાપછીનું જીવને કશું જ્ઞાન હોતું નથી.

પોતાના ખરા સ્વરૂપમાંજ સદા પોતાપણું કરી રહેનારા આદ્યપુરુષ પરમેશ્વરને કાળવડે અવચ્છેદ ન હોવાથી તે જીવમાત્રના પૂર્વજ છે તેથી તેનુંજ ગુરુપદ ખરું છે.

એ પોતાના ગુરુપદને ચરિતાર્થ કરવા વર્તમાનમાં એ આદ્યપુરુષ પરમેશ્વર સદ્ગુરુ-પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની સંજ્ઞાથી અહીં વિરાજી રહેલા છે.

એઓશ્રીના બોધને ચરિતાર્થ કરવો એ આપણું કામ છે એવું કાંઈ કહેવાનો જોકે મને અધિકાર નથી.

હું મારા કરતાં આપને કોઈને ન્યૂન માનતો નથી, ઊલટું દેખાવમાં તુચ્છ એવું કીટ–પતંગની ઉપમાને યોગ્ય પણ કોઈ શ્રીસદ્ગુરુદેવના ચરણના સ્પર્શને પામેલ હોય તે કઈ ક્ષણે વિદ્વત્તા અને જ્ઞાનમાં સૂર્ય સમાન ઝળકે નહિ એ કોઈથી કહી શકાય એવું નથી.

તોટકાચાર્ય તેનું ઝળહળતું દૃષ્ટાંત છે, એટલે હું જે કહું છું તે આપણ સર્વના મનો-ભાવને માત્ર વ્યક્ત કરું છું.

આપણો એ મનોભાવ એવો છે કે પ્રવૃત્તિના પ્રારબ્ધને વશ વર્તતાં પણ આપણે અંતરથી શ્રીસદ્ગુરુપરમાત્માના બોધને ચરિતાર્થ કરવા આપણે ઉત્કટ વેગ રાખવો જોઈએ.

મુખ્ય કરીને લૌકિક દેહવડે દેખાવાનું એઓશ્રીએ હવે જ્યારે બંધ કરેલું છે ત્યારે કુલિન પુત્રની ગણનામાં ગણાવા માટે આપણું મુખ્ય કર્તવ્ય થાય છે.

પિતાની સંનિધિમાં કુલિન પુત્ર ક્વચિત્ પ્રમાદ કરે પણ પિતાના પરલોકપ્રયાણ પછી તો પિતાના આદેશનો યથાવત્ અમલ કરવામાં કુલિન પુત્ર કદી પ્રમાદ ન કરે. પિતાની સંનિધિમાં પોતાની અધિક પ્રવણતાને દેખાડનારો અકુલિન પુત્ર પિતાના પરલોકપ્રયાણ પછી સ્વચ્છંદ વર્તે છે, એવા અકુલિન પુત્રની ગણનામાં આપણી ગણના થવા ન પામે એ આપણે સતત જોતા રહેવાનું છે.

આપણો સદાચાર પણ કોઈને દેખાડવા પૂરતો કે કોઈની પાસે કબુલ કરાવવા પૂરતો ન હોવો જોઈએ, પણ આપણા સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્ જેઓશ્રી પોતેજ આપણા ખરા ઈષ્ટદેવ પણ છે તેમની પ્રસન્નતાને ઉપજાવનારો હોવો જોઈએ.

શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનના મહોત્સવ ઉજવવાના પર્વમાં અહીં આવી પહોંચી એઓશ્રીનું સમુદાયમાં મહાપૂજન કરવું એ આપણા બહારના સદાચારમાંનો એક નૈમિત્તિક સદાચાર છે.

એ સદાચારનું આચરણ કરી શકવા પરમેશ્વરની વ્યવસ્થાપક સત્તાએ દર્શાવેલી અનુકૂલતામાટે તેનો આભાર માની કાલે પ્રાતઃકાલના અરુણોદય પુર્વે આપણે સર્વ આપણુ પોતપોતાના નિયત કાર્યમાં લાગુ થઈ જઈએ એમ ઇચ્છી હું આપને સૌને પુનઃ અભિનંદન આપું છું.

———::o———

## APPRECIATION.

*in*

"The Divine Life"

Vol. III July, 1941 No. 11

The Monthly Organ of The Divine Life Society

Ananda Kutir Rikhikesh.

By **Sri Swami Sivananda**

"Mahatma Shri Nathurama Sharma and His Message"– By Karansinh LALSINH Thakore B. A. PP. 86 Price As. 4 Can be had from Shri Anand Ashram, Bilkha (Kathiawar)

This is a life-sketch of the Maharshi of Bilkha written in an invigorating style. The Maharshi was a great YOGI and His fame spread throughout the length and breadth of Gujarat. His entire life was a living SCRIPTURE or Shastra which taught the Hindu gospel more by action than by speech. He wrote *in extenso* and His brilliant, and lucid commentaries on the Upanishads, the Gita, Yoga Darshan &c are a source of inspiration to His countless admirers and followers. The several Ashrams left behind stand to-day as monuments of the Saint's glory.

———o———

## समीक्षा

"ડિવાઇન લાઇફ" ("દિવ્ય જીવન") વર્ષ ૩-જુલાઈ, ૧૯૪૧-અંક ૧૧

"ડિવાઇન લાઇફ સોસાયટી"–("દિવ્ય જીવન મંડલ")-નું મુખપત્ર (માસિક)

આનંદકુટિર હૃષીકેશ.

આદ્યપ્રેરક—આદ્યચાલકઃ—**સ્વામી શ્રીશિવાનંદ.**

"પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા અને તેઓશ્રીનો સંદેશ"

લેખકઃ—શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર બી. એ.–પૃષ્ઠ ૮૬–મૂલ્ય રૂ. ૦-૪-૦

મળવાનું સ્થળ:—**શ્રીઆનંદાશ્રમ,–બીલખા** (કાઠિયાવાડ).

"પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા અને તેઓશ્રીનો સંદેશ" આ નામના પુસ્તકમાં બીલખાના મહર્ષિ એવા પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્માજીનું જીવનચરિત્ર રૂપરેખારૂપે

પ્રાણવાન્ શૈલીમાં આલેખાયું છે. મહર્ષિ એવા પૂજ્યપાદ મહાત્માશ્રી સિદ્ધયોગી હતા અને એક સિદ્ધયોગી તરીકે એઓશ્રી આખાય ગુજરાતમાં પ્રસિદ્ધ હતા. એઓશ્રીનું આખુંય જીવન જીવતશાસ્ત્રરૂપ હતું અને એઓશ્રીની જીવનચર્યામાંથી હિંદુધર્મની શાસ્ત્રીય પ્રણાલિકાનો બોધ મળતો. એઓશ્રીએ અનેક ગ્રંથો રચ્યા છે—તેમાં પણ શ્રીઉપનિષદોપર, શ્રીગીતાપર, અને શ્રીયોગદર્શન આદિ પર જે પ્રતિભાપૂર્ણ ને પ્રાસાદિક રહસ્યદીપિકાઓ ને તાત્પર્યદીપિકાઓ રચી છે તે સર્વ તેઓશ્રીના અનેક પ્રશંસકો ને પૂજકોને દિવ્યપ્રેરણા આપી રહેલ છે. એઓશ્રી સ્થાપિત જે આનંદાશ્રમો છે તે આજે પણ એઓશ્રીની સંતતાના મહિમાનું સ્મરણ કરાવી રહ્યાં છે...!

---

## આષાઢી પૂર્ણિમાના મહાપૂજનના સમારંભાન્તર્ગત સાધનપ્રબંધ

(સ્થલ. શ્રીઆનંદાશ્રમ–બીલખા)

આ માસિકના ગતાંક પહેલામાં જણાવ્યા પ્રમાણે આષાઢ સુદિ ૧૪થી આષાઢ વદિ ૧ સુધીમાં આધ્યાત્મિક સાધનસમારંભની યોજના કરવામાં આવી હતી જેનો લાભ લેવા માટે બહારગામથી (કાઠિયાવાડ ઉપરાંત કરાચી, મુંબઈ, અમદાવાદ, ગોધરાથી) આશરે ૨૦૦ જિજ્ઞાસુ ગુરુબંધુઓ તથા બહેનો પુષ્કળ વરસાદ છતાં શ્રમ વેઠીને પણ આવ્યાં હતાં. આષાઢ સુદિ ૧૨ની રાત્રિએ શ્રી મહાગણીદાસભાઈએ "મહાપૂજન મહોત્સવના સમારંભનો પ્રસ્તાવ" એ વિષયપર વ્યાખ્યાન કર્યું હતું. જે આ માસિકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

પાછળના કેટલાક આધ્યાત્મિક સાધનસમારંભના ક્રમ પ્રમાણે આ સાધનપ્રબંધના દિવસોમાં પણ પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો ને આરોગ્યવર્ધિની, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, (જપ–ધારણા–ધ્યાન) વ્યાખ્યાન પ્રવચન, પૂજ્યપાદ કૃપાનાથના સમાધિમંદિરસમીપ શ્રીમદ્ભગવદ્ગીતાનો પાઠ, શ્રીઇષ્ટમન્ત્રનો જપ ને આરતી આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

આષાઢ સુદિ ૧૫ મંગળવારે સવારના ૮॥ વાગે પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનના આરંભનો મંગલ સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિએ મંગલોચ્ચારરૂપે વેદમન્ત્રોનો પાઠ કર્યો હતો. ત્યારપછી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું યથાવિધિ ષોડશોપચાર મહાપૂજન કરવામાં આવ્યું હતું.

મહાપૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ બોલાતી હતી તથા કેટલાક બંધુઓ તથા બહેનો શ્રીસદ્ગુરુદેવની સ્તુતિપ્રાર્થનાના પદો બોલ્યાં હતા

આ મહાપૂજનનું મંગળકાર્ય સમાપ્ત થયા પછી શ્રી. માણેકલાલભાઈએ મહાપૂજનમાં થયેલી ભેટ તથા અન્ય સજ્જનોતરફથી આવેલ વસ્તુઓની નોંધ વાંચી સંભળાવી હતી. પશ્ચાત્ શ્રી મહાગણીદાસભાઈએ લખી તૈયાર કરેલ શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૯૯ માના "શાસ્ત્ર" એ નામક અંકના કેટલાક ભાગનું શ્રવણ કરાવ્યું હતું સાંજે પણ ઉપદેશગ્રંથાવલિના બાકી રહેલા ભાગનું તથા શ્રીમન્નાથસુબોધમાળાનું તેમણે વાચન કર્યું હતું.

કાર્તિક સુદિ ૧૫ના દિવસે શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન કાર્ય પૂર્ણ થઈ રહ્યા બાદ જામનગરનિવાસી સદ્ગત ગુરુબંધુ શ્રી. શેઠ રનજી દેવજી ગાંધીના આત્મકલ્યાણાર્થે સદ્ગતનાં

ધર્મપત્ની ગં. સ્વ. મોંઘીબહેન તથા શ્રી. શેઠ વેલજી ગાંગજીભાઈની સંમતિથી આશરે રૂ. ૧૩૦૦) અંકે રૂ. તેરસોના ખર્ચે શ્રી. શેઠ છગનલાલ વાલજીભાઈએ તૈયાર કરાવેલું નકસીદાર રૌપ્યછત્ર શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં તેમના તરફથીજ ધરાવાયેલા રૌપ્યમંદિરપર બીલખાના નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબના શુભહસ્તે ધરાવવાની મંગલક્રિયા થઈ હતી.

આ રૌપ્યછત્ર ધરાવવાના માંગલિક પ્રસંગસંબંધી પ્રાસ્તાવિક પ્રવચન શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-સંયુક્તમંત્રીએ કર્યું હતું.

મુંબઈનિવાસી શ્રી. શેઠ રાજસી જીવરાજ તરફથી રૂ. ૧૨૦૦) અંકે રૂપીઆ બારસો જમીન-ખેતરલેવામાટે તથા રૂ. ૫૦૦) અંકે રૂપીઆ પાંચસો પુસ્તકપ્રકાશનમાટે પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં અર્પણ થયા છે.

સાધનસમારંભના દિવસો દરમ્યાન પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના નિજમંદિરમાં શ્રીઇષ્ટમંત્રના જપની યોજના ચાલુ રાખી હતી. જેમાં આષાઢ સુદિ ૧૪થી આષાઢ વદિ ૧ સુધી ભિન્નભિન્ન બંધુઓએ ક્રમપૂર્વક ધૂપદીપસાથે એકેક કલાક શ્રીઇષ્ટમંત્રનો જપ કર્યો હતો.

સાધનસમારંભના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્નભિન્ન વિષય ઉપર વ્યાખ્યાન આપ્યાં હતાં:—

| | વક્તાનું નામ | વિષય |
|---|---|---|
| ૧ | શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ વેદાંતભૂષણ | મહાપૂજનમહોત્સવના સમારંભનો પ્રસ્તાવ. શ્રીઉપદેશગ્રંથાવલિના ૯૯મા અંકનું અને શ્રીમન્નાથ-સુબોધમાલાનું વાચન. |
| ૨ | શ્રી. ઈશ્વરજી શ્યામજી વકીલ | રામાયણ. |
| ૩ | પંડિત રઘુનંદન ઝા. | યોગવાસિષ્ઠ મહારામાયણ (કથાશ્રવણ) |
| ૪ | વૈદ્યરાજ વિશ્વનાથ મીઠારામ | મનુષ્યનું કર્તવ્ય. |

શ્રીગુરુપૂર્ણિમા મહોત્સવના ત્રણે દિવસો દરમ્યાન નીચેના ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌-ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા સાધનસમારંભનો લાભ લેવા આવેલ સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યાં હતાં:—

૧ મુંબઈનિવાસી એક ભક્તજન—આષાઢ સુદિ ૧૪ સોમવાર.

૨ નાગનેશનિવાસી શ્રી. હરજીવન કેશવજી શાહ તથા તેમનાં ધર્મપત્ની સમજુબહેન હાલ મુંબઈ—આષાઢ સુદિ ૧૫ મંગળવાર.

૩ સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર હા. શ્રી. શેઠ ઈંદુકુમાર ભાયાલાલભાઈ—ભાવ-નગર—આષાઢ વદિ ૧ બુધવાર.

૪ રા. સા. મહાશંકર છગનલાલ રાવળ—ભાવનગર—આષાઢ વદિ ૨ ગુરુવાર.

શ્રીપૂર્ણિમામહોત્સવપ્રસંગે આ નીચેની વસ્તુઓ ભેટ તરીકે આવેલી છે:—

જામનગરના સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શ્રી. છગનલાલ વાલજીભાઈ તરફથી—કેશર, એલચી, કપુર તથા સર્વે પ્રકારનો મસાલો.

શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ—અમદાવાદ તરફથી ચાહ શે. ૧૦ કોફી શેર ૫.

સાણંદવાળા શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટ તરફથી ચેવડા માટે મોળા મમરા મણ ૧.

———:૦:———

## श्रीनाथवंदना

[ લેખક:—શાસ્ત્રી દયારામ મૂલજી ]

(મારા સદ્‌ગુરુને દરબાર ઊડે જ્ઞાનનો ગુલાલ–એ રાગ)

વહાલા સદ્‌ગુરુ શ્રીમન્નાથ, કરીએ આપને પ્રણામ;
કરીએ આપને પ્રણામ, ધરીએ આપતણું ઉર ધ્યાન. વહાલા. ટેક

જગમાં આપતણો નહિ જોટો, મહિમા આપતણો છે મોટો;
ભવજલના છો તારણહાર, કરીએ આપને પ્રણામ, વહાલા. ૧

પ્રભુજી હૃદયકમલના વાસી, ઘટઘટમાં છો પૂર્ણ પ્રકાશી;
સંતજનોના છો સુખરાશિ, કરીએ આપને પ્રણામ. વહાલા. ૨

જે નર, મન વશ કરનારા, આપતણાં ચરણો ઉર ધાર્યા;
કલિના દોષ સકલને ટાળ્યા, કરીએ આપને પ્રણામ. વહાલા. ૩

જેણે આપતણા ગુણ ગાયા, ભવના ભટકણને સંહાર્યા;
સકલ સમાધિ ફલને પામ્યા, કરીએ આપને પ્રણામ. વહાલા. ૪

ગુણ ગણ આપતણા બહુ નામી, કહે શી રીતે પામર પ્રાણી;
દીન દયાના છો અભિરામ, કરીએ આપને પ્રણામ. વહાલા. ૫

—:o:—

## विवेकविचार

हिन्दी

દોહરા

ગતાંકથી ચાલુ

[ લેખક: શ્રી. માણિક્યવર્મા ]



તત્ત્વ તત્ત્વ લેનાં વોહી, સબ લોગનકી રીત;
તત્ત્વનકા ભી તત્ત્વ પ્રભુ, પાલે પરમ સુહિત. ૩૦

ઇચ્છેગા સો પાયગા, ઐસી શક્તિ તુમ્હારી;
કલ્પબૃચ્છ મન અપનાં, કયા કર રહા ખુહારી ? ૩૧

સદ્વિચાર સદ્‌ધ્યાનકા, સેવનસેં દિનરાત;
ફાંસી બડી અજ્ઞાનકી, કટતેં હોત નિરાત ૩૨

× × × ×

"કુછ હોના નહિ*" યાદ કર, ગુરુકી અદ્‌ભુત શીખ;
જો કુછ હુવા સો મર ગયા, આંખે ખુલકે દીખ ૩૩

× × ×

* દેહાદિનું, જાતિનું, વર્ણનું, આશ્રમનું કે મતપંથનું અભિમાન ન કરતાં આત્મસ્વરૂપે રહેવું.

કયા છોતા તુમ ચુસ રહે, અમૃતરસકું છોડ;
પ્યાલા ભરભર રસ પીઓ, મિટ જાવે સબ દોર. ૩૪
પલ પ્યારી બ્હી જાત હે, તકુપાન અબ ત્યાગ;
સચ્ચા મંખન ખાઓગે, તો બુઝેગી આગ. ૩૫

× × × ×

હમપેં હમ આશક હુવા, હમ કોઈ અજબ મનુષ્ય;
શમ્સ સંત+ કહતે રહે, હોકે દિલ ખુશ ખુશ. ૩૬
ખા લે ટુકડા ભજન કર, કાટ બાસના જાલ;
સ્વરૂપ અપનાં હાથ કર, મિટે જગત્ જંજાલ. ૩૭

× × × ×

મિલતા હે શિવપદ જો તુઝે, તૌ બેકદર લેતા ન કયું ?
અબ ધૂલમેં કયા લોટનાં? ખુદ મસ્તીમેં રહેતા ન કયું ? ૩૮
જબ છોડના હે ચીજ સારી, તૌ બાસના કયું રખ રહે ?
યે દેહકું ભી છોડનાં ( તૌ ) કયું પાલના ઉસ્કા ચહે ? ૩૯
સબ દિન સબ ઘડી લાભ હે, હે નહિ અભી અલાભ;
સદાનંદ હમ બન રહે, અબ કયા લાભાલાભ ? ૪૦

× × × ×

પિતા પિતામહકું અભી, લાભ હાનિ કછુ નાંહી;
અબ તુમ ઐસા હો રહો, રહેગી શાંતિ સદાઈ. ૪૧
અહાહ્દસમ શીતલ રહો, બહુત શાંતગંભીર;
દુઃખાંગાર બુઝાઓ સબ, રંહેકે અચલ સુધીર. ૪૨

× × × ×

સુખ સુખ સુખ કયા કરતા હો? સુખ હે તુમ્હરી પાસ;
સચ્ચા સુખ તો તુમહીંહો, કયા ઓરનકી આશ ? ૪૩
ફિરકે વૃત્તિ વિષયતેં, સ્વરૂપમેં લગ જાય;
ઉલટેગા સુખસિંધુ તો, ઔર ન કુછ દરશાય. ૪૪

× × × ×

———:o:———

(ક્રમશઃ)

## खास निवेदन

શ્રી આનંદાશ્રમમાં વિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે આનંદાશ્રમમંડળના સજ્જનોતરફથી ભિન્નભિન્ન પ્રસંગે મિષ્ટાન્ન ભોજન આપવાની માંગણીઓ આવે છે, અને તે પ્રમાણે વ્યવસ્થા કરતાં વિદ્યાર્થીઓને ઉપરાઉપર મિષ્ટાન્ન ખવરાવવાથી તેમના આરોગ્ય ઉપર માઠી અસર થાય છે, એટલુંજ નહિ પણ તેમની મનોવૃત્તિ ઉપર પણ અસર થઇ તેમના અભ્યાસમાં અડચણ થાય છે. આ બાબત ટ્રસ્ટીમંડળમાં ચર્ચા થતાં સર્વાનુમતે એમ ઠરાવવામાં આવે છે કેઃ—

+ મહાત્મા શમ્સ તબ્રેજ.

વિદ્યાર્થીઓને પ્રતિમાસે બે મિષ્ટાન્ન ભોજન (બહારથી આવ્યાં હોય તો) અનધ્યાયના દિવસે આપવાં, ઉપરાંત તેમને શ્રીઆનંદાશ્રમના તહેવારના દિવસોમાં પણ ચાલુ રીતે મિષ્ટાન્ન ભોજન આપવાનું રાખવું.

જે જે ગૃહસ્થોને શ્રીઆનંદાશ્રમના વિદ્યાલયના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કે સાદું ભોજન આપવાની ઇચ્છા થાય તેમણે પોતાની ઇચ્છા પ્રમાણેની રકમ વિદ્યાર્થીઓના ભોજન ખર્ચમાટે મોકલવી જોઇએ. હાલ વીશ વિદ્યાર્થીઓ છે તેના મિષ્ટાન્ન ભોજનનો આશરે રૂા. ૭-૮-૦ અંકે રૂપિયા સાડા સાત ને સાદા ભોજનનો આશરે રૂા. ૫-૦-૦ અંકે રૂપિયા પાંચ ખર્ચ આવવા સંભવ છે.

અમુક દિવસેજ વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કોઇ ગૃહસ્થની ઇચ્છા થાય તો તેમણે ઉપર પ્રમાણે રકમ મોકલેથી તેમનાવતી તે રકમ પૂજ્યપાદશ્રીની સેવામાં ધરી તે મિતિએ જમા કરવામાં આવશે. ને વિદ્યાર્થીઓના હિતને અર્થે આનંદાશ્રમતરફથી તેમને મિષ્ટાન્ન ભોજન કરાવવાની વા સાદું ભોજન કરાવવાની જે વ્યવસ્થા થાય તેમાં દ્રવ્ય મોકલનાર ગૃહસ્થે સંતોષ માનવો જોઈએ વિદ્યાર્થીઓનું આરોગ્ય બગડે તેમજ તેમના અભ્યાસમાં અડચણ આવે તેવી રીતે મિષ્ટાન્ન ભોજન કરાવવાનો આગ્રહ સજ્જન ગૃહસ્થો નહિજ રાખે એવી આશા રાખવામાં આવે છે. તેમણે મોકલેલું દ્રવ્ય વિદ્યાર્થીઓનો ભોજન ખર્ચમાંજ વપરાશે એ પુનઃ જણાવવામાં આવે છે.

——:o:——

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

### [ જેઠ માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલો સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા સમાચારો આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણ જેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઇ શકાય છે. ]

મુખ્યભેટ :—આ માસમાં નીચેના ગુરુબંધુઓ આદિ તરફથી રૂા. ૧૦–૦–૦ અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્યભેટ આવેલી છે:—રૂા. ૨૫–૦–૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ –મુંબઇ. રૂા. ૧૮–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૨૦–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ.

| | |
|---|---|
| શ્રી. સોમનાથ ત્રિકમલાલ–અમદાવાદ વર્ષ ૯ | શ્રી. મફાભાઇ ગોવિંદજી–વીરમગામ વર્ષ ૧૦ |
| ,, જગજીવન જેઠાભાઇ–પોરબંદર ,, ૯–૧૦ | બ્હેન વિજયાબાઈ લક્ષ્મીશંકર ધંધુકા ,, ૯ |
| ,, જગજીવન શંકર–શેખપીપરીયા ,, ૯ | શ્રી. મણિલાલ નટવરલાલ–મુંબઇ ,, ૧૦ |
| ,, કેશવલાલ કરશનજી–વાંકાનેર ,, ૯ | ,, ઘેલાભાઇ ભીમભાઇ–સુરત ,, ૯ |
| ,, ડાહ્યાભાઇ પાટડીકર–ધનબાદ ,, ૮–૯ | શ્રી. વસરામ દેવશી હૃષીકેશ વર્ષ ૮–૯–૧૦ |
| ,, મણિલાલ લવજી—મુંબઈ ,, ૧૦ | ,, રામજી ભગવાન–સીમર ,, ૧૦ |
| ,, જીવણલાલ મૂળશંકર– ,, ,, ૧૦ | ,, કુબેરરામ હરજીવન–ઝાલોદત્ત ,, ૧૦ |
| ,, નરભેરામ ભાઈશંકર–વઢવાણ ,, ૯–૧૦ | ,, પ્રેમજી જુઠાભાઈ–બેડી ,, ૧૦ |
| ,, પ્રેમજી જીવનભાઈ–બીલખા ,, ૮–૯ | ,, વિઠ્ઠલજી વાલજી–જૂનાગઢ ,, ૧૦ |
| ,, ભાનુશંકર ભાઈશંકર–વઢવાણ ,, ૯ | ,, પીતાંમર રાઘવજી ,, ,, ૯–૧૦ |
| ,, નારણદાસ આણંદજી–બીલખા ,, ૮–૯ | બ્હેન મોંઘીબાઈ ,, ,, ૯ |
| ,, દયારામ મૂલજી–આનંદાશ્રમ ,, ૯–૧૦ | શ્રી. રામજી દયારામ–ચરેલ ,, ૧૦ |
| ,, કેશવલાલ કલ્યાણજી–કુંતિયાણા ,, ૮–૯–૧૦ | (બાકીનાં નામો આવતા અંકમાં છપાશે.) |

:o:

## खास भलामण

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલરૂપે આપણી મધ્યે બિરાજતા ન હોવાથી આપણસૌનેમાટે જેમ એઓશ્રી સ્થાપિત આનંદાશ્રમો તથા એઓશ્રીપ્રણીત-ગ્રંથો અવલંબનરૂપે છે તેમ એઓશ્રીના સદુપદેશને પ્રકટ કરતું ને એઓશ્રીના આનંદાશ્રમોમાં ચાલી રહેલી પ્રવૃત્તિની માહિતી આપતું "આનંદાશ્રમ" માસિકપત્ર પણ આપણામાટે અવલંબનરૂપ છે.

આથી "આનંદાશ્રમ" માસિકપત્રનો લાભ આપણે પ્રત્યેકે લેવો જોઇએ એટલુંજ નહિ, પરંતુ એનો લાભ આપણાં સગાંસંબંધીઓ તથા મિત્રમંડળ આદિ પણ લે એવી પ્રવૃત્તિ હૃદયપૂર્વક કરવી એ આપણું એક ખાસ અગત્યનું કર્તવ્ય છે.

આપણા નાથપ્રભુના આનંદાશ્રમના મુખપત્રરૂપ "આનંદાશ્રમ" માસિક-પત્રનો પ્રચાર કરવો એ પણ એક સાત્ત્વિક સેવા છે.

:o:

## एक खेदजनक अवसान

અમદાવાદ નિવાસી આપણા વયોવૃદ્ધ ગુરુબંધુ શ્રી. ભાઇલાલ નાના-લાલ યાજ્ઞિક આષાઢ વદિ ૫ ને રવિવારે પ્રાતઃકાલે શ્રીનાથપ્રભુને શરણ થયા છે. સદ્‌ગત ગુરુબંધુ શ્રીઆનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યપાદ કૃપાનાથ પ્રત્યે અને શ્રીઆનંદાશ્રમ પ્રત્યે બહુજ લાગણીવાળા, ભક્તિનિષ્ઠ, સત્યવક્તા ને નિખાલસ હૃદયવાળા હતા. તેઓ છેલ્લી ઘડીસુધી શ્રીઆનંદાશ્રમને ભૂલ્યા નથી; સદ્‌ગત ગુરુબંધુના પરલોક પ્રયાણથી એક આદર્શ ગુરુબંધુની ખોટ પડી છે.

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુ પરમાત્મા એમના જીવાત્માને શાંતિ આપવા કૃપા કરો!

## निवेदन

શ્રીકાશી વેદાંત આચાર્યની પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ વેદાંતાચાર્ય થયેલા કાઠિયાવાડ કચ્છ ને ગુજરાતના બંધુઓ પોતાનાં નામઠામ નીચેના શરનામે લખી મોકલાવે એમ ઇચ્છાય છે—

શ્રી. વ્યવસ્થાપક-આનંદાશ્રમ-પોસ્ટ બીલખા. (કાઠિયાવાડ).

—:o:—

## सूचना

નીચેનાં પુસ્તકો હાલ સિલકમાં નથી: હવે પછી છપાશે:—

૧ નૈમિત્તિકકર્મપ્રકાશ.

૨ યોગકૌસ્તુભ.

—:o:—

## श्रीरासपंचाध्यायी

શ્રીરહસ્યાર્થપ્રકાશિકા ટીકાસહિત શ્રીમદ્ ભાગવત દશમસ્કંધના પૂર્વાર્ધના ૨૯ થી ૩૩ સુધીના પાંચ અધ્યાયમાં રાસક્રીડાને લગતું વર્ણન હોવાથી તે રાસપંચાધ્યાયી કહેવાય છે. આ ગ્રંથમાં મૂળશ્લોક, તેનો ભક્તિપક્ષનો અર્થ ને તે પર વિસ્તૃત વિવેચન તથા તેનો જ્ઞાનપક્ષનો અર્થ ને તે પર વિસ્તૃત વિવેચન એ ક્રમ પ્રમાણે ઉપરના પાંચ અધ્યાય આપવામાં આવ્યા છે. રાસ-પંચાધ્યાયીનો ઉપલક અર્થ જાણતાં કેટલાકને તે પર અશ્રદ્ધા ને શ્રીભગવાનના ચારિત્ર્ય વિષે પણ શંકા ઉત્પન્ન થાય છે; પણ તેમાં વાસ્તવિક તત્ત્વ શું રહેલું છે તેને તેઓ જાણતા નથી.

પૂજ્યપાદ મહાત્માશ્રીએ આ વિષયનું સ્ફોટન કરવામાટે આ ગ્રંથને આરંભે લખેલો વિસ્તૃત ઉપોદ્ઘાત, શ્લોકેશ્લોકમાં પ્રેમલક્ષણાભક્તિનું તથા આત્મજ્ઞાનનું જે રહસ્ય સમાયેલું છે તે દર્શાવવાને પ્રત્યેક શ્લોક નીચે જે વિવેચન લખેલું છે તે વાંચવાથી જિજ્ઞાસુઓની શંકાની નિવૃત્તિ થઈ, તેમને અધિકારાનુસાર પરમાત્માની વિશુદ્ધ પ્રેમલક્ષણાભક્તિનો અથવા આત્મજ્ઞાનનો અલૌકિક માર્ગ મળી શકે એમ છે સંસ્કૃત ભાષામાં પણ આવું પુસ્તક દુર્લભ છે એમ સ્પષ્ટપણે કહેવું જોઇએ. મૂલ્ય રૂ. ૦-૫-૬. મળવાનું સ્થળ:—

વ્યવસ્થાપક—આનંદાશ્રમ.

પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.

—:o:—

## પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમપૂજા છે.

### શ્રીનાથપ્રભુનો સદુપદેશ

પોતાને શરણે આવવાનો પરમાત્માનો સંકેત સમજાતાં પરમાત્માનો અનન્ય-ભક્ત સર્વેનો પરિત્યાગ કરીને શુદ્ધભાવથી ઉતાવળે પ્રભુને શરણે જાય છે.

### વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિના મૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા-આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તર માટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી કિંમત રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગ માટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબ્હેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૧૦ મુ

શ્રાવણ

અંક ૩ જો

સંવત ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨

શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशंल्लोककर्तव्यं ज्ञातव्य च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મનપ્રતિ બોધ. | ૪૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૫૦ |
| ૩ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૫૧ |
| ૪ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંએક જીવનચરિત્રો. | ૫૩ |
| ૫ | સાચું સામર્થ્ય. | ૫૮ |
| ૬ | Appreciation. | ૫૯ |
| ૭ | ગુણજ્ઞતા. | ૫૯ |
| ૮ | શ્રીઆનંદાશ્રમનો પરિચય. | ૬૦ |
| ૯ | શ્રીનાથમહિમા. | ૬૧ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૬૧ |
| ૧૧ | આષાઢીપૂર્ણિમાની ભેટ. | ૬૪ |
| ૧૨ | પરચુરણ ભેટ. | ૬૭ |
| ૧૩ | 'આનંદાશ્રમ' માસિકના લવાજમની પહોંચ. | ૭૧ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

**અર્થ:**–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૭ શ્રાવણ [ અંક ૩

## मनप्रति बोध

આશાવરી

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સ્થિતિ કર બ્રહ્મસ્વરૂપે, મન! સ્થિતિ કર બ્રહ્મસ્વરૂપે,
પામીશ પરમાનંદને તેથી, બુડીશ નહિ દુઃખકૂપે મન! સ્થિતિ૦ ટેક

ત્રણ શરીરમાંથી ત્યજ મમતા, તેથી જ્વર ત્રણ જાશે,
પંચકોશને પારજ રહેતાં, સર્વે દુઃખ વિલાશે મન! સ્થિતિ૦ ૧

દૃશ્ય પ્રપંચને મિથ્યા જાણી, સર્વદા દ્રષ્ટા રહેજે,
પ્રિયાપ્રિયને સમ ગણીને, સમતાનું સુખ લેજે મન! સ્થિતિ૦ ૨

સ્ત્રીચિંતનને[1] મૂકી દે તું, દ્રવ્યચિંતન કર દૂરે,
માનાદિની તૃષ્ણા ત્યજીને વહે આનંદને પૂરે મન! સ્થિતિ૦ ૩

ભટક માં તું પિશાચની પેઠે, એ ટેવને દે ત્યાગી,
પરમ પવિત્ર નિજાનંદમાં, થા તું ઝટ અનુરાગી મન! સ્થિતિ૦ ૪

—— ० ——

૧ જિજ્ઞાસુ સ્ત્રીની બુદ્ધિ વિષયેચ્છાને એવો પાઠ સ્વીકારે છે

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

દોષદર્શનવડે તથા મનને જાગ્રત્ રાખવાવડે વિકારો જિતાય છે.

પ્રભુની અનન્યભક્તિ વધારવાથી, તથા પ્રભુનું માહાત્મ્ય જાણવાથી મન પ્રભુમાં સ્વાભાવિક પ્રેમવાળું થશે.

કોઇપણ મનુષ્ય વિવેકવડે જો પોતાની ભૂલ જોઇ શકે ને સુધારી શકે તો તેમાં તેનું કલ્યાણ છે.

બીજાની નાનીમોટી ભૂલોતરફ દૃષ્ટિ કર્યા કરનાર મનુષ્યને વારંવાર નિરર્થક ખેદાનુભવ કરવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે, ને તેના મનમાં શાંતિ જામતી નથી.

જે મનુષ્ય પોતાના હૃદયમાં સત્ત્વગુણનો વધારો કરવા ઇચ્છતો હોય તે મનુષ્યે નિરંતર પોતાના ચિત્તમાંના રજોગુણતમોગુણના ધર્મોને દબાવવા જોઇએ, ને સત્ત્વગુણના ધર્મોને આદરપૂર્વક સેવવા જોઇએ.

જેમ સાક્ષિચેતનમાં સ્વપ્નના મિથ્યા પદાર્થો ભ્રાંતિવડે પ્રતીત થાય છે તેમ જાગ્રત્‌માં આત્માથી અભિન્ન એકજ બ્રહ્મમાં જાગ્રત્‌માં પ્રતીત થતા આ સર્વ શરીરાદિ પદાર્થો ભ્રાંતિવડે દેખાય છે.

જેમ કોઈ મહારાજા સ્વપ્નમાં પોતાને ભીખારી અને દુઃખી થયેલો અનુભવે, ને પછી જયારે તે જાગ્રત્ થાય ત્યારે સ્વપ્નની તે મિથ્યા પ્રતીતિ દૂર થઈને પાછો તે પોતાને મહારાજા ને સુખી અનુભવે, તેમ બ્રહ્મમાં તેને આશરે રહેલા અજ્ઞાનવડે જીવભાવ ને દુઃખનો અનુભવ થાય છે, ને જ્ઞાનવડે તેના કલ્પિત જીવભાવનો ને દુઃખનો વિલય થઇ તે પોતાના સચ્ચિદાનંદરૂપ સ્વરૂપને અનુભવે છે.

અંતઃકરણ ને ઇંદ્રિયો પોતપોતાના વ્યાપારથી રહિત થાય, અર્થાત્ તે બાહ્યવિષયોને ગ્રહણ ન કરે, મનોરાજ્ય ન કરે, સ્વપ્નના પદાર્થોને ન જુએ, ને સુષુપ્તિને ન પામે, તે વેલા અંતઃકરણ જે સતવસ્તુને અનુભવે છે તે સતવસ્તુને વેદાંત બ્રહ્મ કહે છે.

અંતઃકરણ ને ઇંદ્રિયો જડ એટલે જ્ઞાનસ્વભાવથી રહિત છે. તેમાં જે જ્ઞાનધર્મ જણાય છે તે બ્રહ્મમાંથી આવેલો છે. જેમ પ્રકાશ ને ઉષ્ણતાથી રહિત લોઢાના ગોળામાં અગ્નિના સામીપ્યથી અગ્નિના પ્રકાશ ને ઉષ્ણતા એ ધર્મ આવે છે તેમ અંતઃકરણમાં ને જ્ઞાનેંદ્રિયોમાં બ્રહ્મના સામીપ્યથી બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ આવે છે.

બ્રહ્મમાં કલ્પાયેલા વ્યાવહારિક જીવને જન્મ, મરણ, સુખ ને દુઃખ છે.

સુખદુઃખાદિ અંતઃકરણમાં ભળેલા જીવચેતનને થાય છે, આત્માને નહિ.

મૂલવસ્તુમાં કાંઇપણ વિક્રિયા ન થતાં તેમાં બીજી કલ્પિત વસ્તુ દેખાય છે એવો જે વાદ તે વિવર્તવાદ કહેવાય છે.

જડઅંતઃકરણાદિના ધર્મોને જીવચેતન અજ્ઞાનદશામાં પોતાના ધર્મો માને છે.

(ક્રમશઃ)

———:o:———

# આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

## (ગતાંકથી ચાલુ)

## [પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

**જીવબ્રહ્મની એકતામાં શંકા ને તેનું સમાધાન.** જીવબ્રહ્મનો અભેદ સમજાવવા એક દૃષ્ટાંત અપાય છે. ગંગાજીના રાજઘાટપર એક આશ્રમમાં એક મહાપુરુષ રહેતા હતા. તેમની પાસે એક જિજ્ઞાસુ કપિલધારાથી સત્સંગમાટે આવતો હતો. કેટલાક સમયસુધી સત્સંગ કર્યા છતાં તે જિજ્ઞાસુને જીવબ્રહ્મની એકતાના સંબંધમાં શંકા રહ્યા કરતી. તે તે મહાપુરુષને વખતોવખત કહેતો કે:–"મહારાજ! આપ ભલે કહો, પણ પરિચ્છિન્ન, પરતંત્ર, અલ્પશક્તિમાન ને અલ્પજ્ઞ જીવની વ્યાપક, સ્વતંત્ર, સર્વશક્તિમાન્ ને સર્વજ્ઞ એવા ઈશ્વરની સાથે એકતા કેમ ઘટી શકે?" મહારાજ તેને જીવશિવ બંનેની ઉપાધિનો ત્યાગ કરતાં ચેતનરૂપે તેમની એકતા ઘટી શકે એમ ઘણી વાર સમજાવતા, પણ તે તેને ગળે ઊતરતું નહિ. મહારાજે વિચાર કર્યો કે આને પ્રત્યક્ષપ્રમાણવડે બતાવ્યા વિના એ નહિ સમજે, માટે તેને પ્રત્યક્ષપ્રમાણવડે સમજાવવો. પછી એક દિવસ તેમણે તે જિજ્ઞાસુને કહ્યું કે:–"આજ તો કપિલધારાભણી જવાનો વિચાર થયો છે." જિજ્ઞાસુએ કહ્યું:–"પ્રભો! મારાં અહોભાગ્ય! મારું ઘર પાવન થશે." મહાત્માએ કહ્યું:–"તારે ઘેર જવાનું ધાર્યું નથી, પણ એ તરફ માત્ર જવું છે." પછી તે મહાપુરુષ ને જિજ્ઞાસુ બંને રાજઘાટથી કપિલધારાભણી જવા નીકળ્યા. આદિકેશવ તથા ખડ્ગવિનાયક થઈને આગળ વધ્યા પછી માર્ગમાં વિશ્રાંતિ લેવા મહારાજ એક વૃક્ષનીચે બેઠા, ને તે જિજ્ઞાસુને કહ્યું:–"તૃષા લાગી છે, માટે તમે ગંગાજીમાંથી જલનો લોટો ભરી આવો તો સારું." તેણે કહ્યું:–"બહુ સારું મહારાજ! હું હમણાં ભરી લાવું છું." એમ કહી તે જિજ્ઞાસુ ઊતાવળો ગંગાજીતરફ ચાલ્યો. ત્યાંથી ગંગાજી જરા દૂર પડતાં હતાં, એટલે તે ગંગાજીમાંથી લોટો ભરે છે એમ પ્રત્યક્ષ દેખાય એમ નહોતું. થોડી વારમાં તે ગંગાજલનો લોટો ભરી લાવ્યો, ને મહારાજને વિનતિ કરી કે:–"પ્રભો! લ્યો આ ગંગાજલ." મહારાજે કહ્યું:–"ગંગાજલ હોય તોજ તે પીવું છે. ઊતાવળ જાણીને તું કોઈ કૂવાનું જલ તો નથી ભરી લાવ્યો?" તેણે કહ્યું:–"ના મહારાજ! નિશ્ચય આ ગંગાજલજ છે." મહાત્માએ કહ્યું:–"આ ગંગાજલ છે એની ખાત્રી શી? આમાં ક્યાંઈ માછલાં કાચબા સુઈસ× આદિ જલચર પ્રાણીઓ જણાતાં નથી. વહાણ મછવા કે હોડીઓ જણાતાં નથી, ગંગાજી-પરના ઘાટ પણ દેખાતા નથી, પુરુષો ને સ્ત્રીઓ સ્નાન કરતાં જણાતાં નથી, ઘાટીઆ (સ્નાન કરનારા જાત્રાળુઓને ગંગાપૂજા કરાવનારા બ્રાહ્મણો) કે જાત્રીઓ દેખાતાં નથી. જો આ ગંગાજલ હોય તો તેમાં બધું હોવું જોઈએ, પણ આમાં તો તેમાંનું કાંઈ દેખાતું નથી, આને ગંગાજલ કેમ કહેવાય?" તે જિજ્ઞાસુએ કહ્યું:–"પ્રભો! આપ કહો છો તે બધું ગંગાજીનું પાત્ર મોટું છે તેથી તેમાં ઘટે. આ નાના લોટામાં તે કેમ ઘટે? પણ કૃપાનાથ! આ ગંગાજલ છે એ હું સત્ય કહું છું." મહાત્મા બોલ્યા:–"ભાઈ!

---

× એ પ્રાણી જલમાંથી માથું બહાર કાઢી ડુબકી મારે છે ત્યારે સુઈસ એવો અવાજ કરે છે, માટે હિંદીમાં તેને સુઈસ કહે છે. કાઠિયાવાડમાં બંદરકાંઠે તેને મલારિયાં કહે છે. સંસ્કૃતમાં તેનું શિશુમાર એવું નામ છે.

ગંગાજીની પેઠે ઈશ્વરની માયાનામની ઉપાધિ મોટી હોવાથી ઈશ્વરમાં વ્યાપકપણું, સર્વજ્ઞપણું, સર્વશક્તિમાન્‌પણું ને સ્વતંત્રપણું એ ધર્મો સંભવી શકે છે; અને લોટાની પેઠે જીવની અવિદ્યાનામની ઉપાધિ નાની હોવાથી તેમાં એ ધર્મો સંભવી શકતા નથી, બાકી ગંગાજીનું જલ અને લોટાનું જલ જેમ ગંગાજલરૂપે એકજ છે તેમ ઈશ્વરમાં રહેલું ચેતન ને જીવમાં રહેલું ચેતન એકજ છે. બોલ, હવે તું ચેતનરૂપે બ્રહ્મ છે કે નહિ? હા કે ના કહે." જિજ્ઞાસુ સહર્ષ બોલ્યો:–"મહારાજ! હું હવે સમજ્યો. આપ કહો છો તે પ્રમાણે હું શુદ્ધ સ્વરૂપે બ્રહ્મજ છું. હે કરુણાલુ પ્રભો! આપે મારે માટે આટલો બધો શ્રમ ઉઠાવ્યો! દીનાનાથ! અદ્યાપિપર્યંત મેં આપને આ વાતને માટે વારંવાર શંકા કરી બહુ શ્રમ આપ્યો છે. કરુણાસાગર! ક્ષમા કરશો," આમ બોલતો બોલતો તે જિજ્ઞાસુ મહાપુરુષના ચરણારવિંદમાં લોટી પડ્યો. પછી તે મહાપુરુષે તે જિજ્ઞાસુના મસ્તકપર હાથ મૂકી તેને ઉઠાડ્યો, અને તેમણે તેનાથી જુદા પડી સ્વસ્થાને પ્રયાણ કર્યું.

**દૃઢ દોષદર્શન થાય તો વિરાગ અવશ્ય પ્રાપ્ત થાય.** દૃષ્ટાંત:-એક રાજા હતો. તેમના પ્રધાનપદઉપર એક ઉંચા કુલનો વૈશ્ય હતો. તેને એક રૂપગુણવતી પુત્રી હતી. એ પુત્રીઉપર રાજાના પાટવીકુમારને મોહ થયો, પણ લજ્જાને લીધે તે વાત તે કોઈને કહી શકે નહિ. પ્રધાનપુત્રીને પરણવાની તેની ઇચ્છા વર્ણમર્યાદાથી ઊલટી હતી, એટલે તે મનમાં મુંઝાવા લાગ્યો, અને તેને પરિણામે તેનું શરીર સૂકાવા લાગ્યું.

યુવરાજનું શરીર નબળું પડતું જોઇ રાજાએ તેમના મિત્રોદ્વારા પૂછગાછ કરાવી તેમના અંતઃકરણની સ્થિતિ જાણી, અને પછી પોતાના પ્રધાનને એકાંતમાં તે વિષે વાત કરી, તેમની પુત્રીને યુવરાજવેરે આપવા જણાવ્યું. પ્રધાને પ્રત્યુત્તરમાં રાજાને કહ્યું કે:– "મહારાજાધિરાજ! એ વાત વર્ણવ્યવહારથી વિરુદ્ધ છે, માટે હું તે વિષે વિચારીને તથા કુટુંબને પૂછગાછ કરીને આપને જણાવીશ." પ્રધાનને જો હું મહારાજને ચોકખી ના પાડીશ તો મહારાજાતરફથી મને હરકત થશે એવો ભય લાગતો હતો, અને જ્ઞાતિરીવાજ-પ્રમાણે આ વાત બની શકે એમ નહોતી, એટલે શું કરવું ને કેમ કરવું તેની પ્રધાનને ચિંતા થવા લાગી.

"ચિંતાસેં ચતુરાઇ ઘટે, ઘટે રૂપગુણજ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતાસમાન." ૧

"ચિંતાજ્વાલ શરીરમેં, દવ લાગી ન બુઝાય,
બાહિર ધુંવા ન નીકસે, ભીતર રહી ધુંધવાય;
ભીતર રહી ધુંધવાય, જલે જ્યું કાચકી ભઠ્ઠી,
લોહી માંસ જલ જાય, રહે પિંજરકી ઠઠ્ઠી;
કહે સુકવિયાં કાન, સુનો હો મેરે મિંતા,
સો નર ક્યું જીવંત? જાહીકે ઉરમેં ચિંતા." ૧

પોતાના પિતાને ઉદાસ રહેતા જોઇ પ્રધાનને તેમની ડાહી પુત્રીએ એકાંતમાં પૂછ્યું કે:–"પિતાજી! આપ કેટલાક દિવસથી આટલા બધા ઉદાસ શામાટે રહો છો?" પ્રધાને કહ્યું:–"બેટા! કાંઇ નહિ. એ વાત તને જણાવવાથી કાંઇ ફલ નથી. તારું બાલકનું તેમાં કામ નથી." તે સાંભળી તે ચતુર પુત્રીએ કહ્યું:–"નહિ પિતાજી! નાનાનો વિચાર પણ કોઇક વખત ઉપયોગી થાય છે, અને ચર્ચા કરવાથી વખતે યોગ્ય માર્ગ પણ

નીકળી આવે છે કહ્યુ છે કે—

'ચર્ચા કરે તબ ચાર, જ્ઞાન કરે તબ દો,
ધ્યાન ધરે તબ એકના, જબહીં લાગે લૌ'

માટે આપ કૃપા કરીને નિ શકપણે કહો" પુત્રીનું આવુ ડહાપણભર્યું બોલવુ સાભળીને પ્રધાને રાજાનો ને પાટવીકુવરનો વિચાર, તેને બહાર મોકલી, તેની માતાદ્વારા તેને જણાવ્યો તે સાભળી પ્રધાનપુત્રીએ જરા વિચાર કરી પ્રત્યુત્તરમા પોતાની માતામાથે પોતાના પિતાને કહેવરાવ્યુ કે—"આપ એમા મુઝાઓ છો શામાટે? એનો ઉપાય સહેલ છે રાજકુવરનો મોહ નાશ પામે, ને તે વાત પોતાની મેળેજ ભૂલી દે એની યુક્તિ હુ કરીશ આપ નચિંત રહો, ને રાજાજીને કહો કે—'ભલે રાજકુવર એકવાર મારા મકાનઉપર આવે ને મારી પુત્રીનો વિચાર જાણે પછી તેમના લગ્નમાટે જેમ યોગ્ય લાગશે તેમ કરીશુ" બાલ્યાવસ્થાથીજ ડાહી હોઇ ભણીગણીને તૈયાર થયેલી પોતાની પુત્રીના નિશ્ચયયુક્ત બોલવાપર પ્રધાનને વિશ્વાસ આવ્યો, ને રાજાજીને તે પ્રમાણે તેમણે વાત કહી, કુમારને પોતાની હવેલીપર પોતાને મળવાને બહાને આવવાનુ ઠરાવ્યુ

કુમારને આવવાના દિવસની આગલી રાત્રિએ પ્રધાનપુત્રીએ નેપાળાનો એટલે જેને જમાલગોટા કહે છે તેનો રેચ લીધો, ને પોતાનુ દીવાનખાનું ખાલી કરાવી ત્યા એક સાધારણ ખાટલાઉપર મેલાજેવુ વસ્ત્ર પહેરીને સૂતી તેના વાળ વીખરાયેલા હતા સ્નાન ન થવાથી તેનું મુખ મલિન ને રેચની પીડાથી ઊતરી ગયુ હતુ દીવાનખાનામા ઠેકઠેકાણે શૌચ જવાથી તથા વમન કરવાથી આખુ દીવાનખાનુ મલમૂત્રથી ગધાઇ ઊઠ્યુ હતુ તથા થુક, લાળ, લીંટ, ને કફ પણ ચારે તરફ પડ્યા હતા બીજે દિવસે ઠરાવેલ સમયે યુવરાજ તે સ્થળે આવ્યા, ને યોજના પ્રમાણે પ્રધાનને મળી તેમની પુત્રીને મળવા દીવાનખાનાતરફણી પરિચિત દાસીસાથે ગયા, તેમને માટે દીવાનખાનાના દ્વારપાસે એક સારુ આસન ગોઠવી રાખ્યુ હતુ તેઓ દીવાનખાનામા પેસતા તો ખરા પણ ઉપરોક્ત બધો પ્રકાર જોઇને એ દુર્ગંધથી ત્રાસ પામીને નાકે રૂમાલ લગાવી એકદમ પાછા હઠ્યા, ને ચાલવા માડ્યા પ્રધાન પુત્રીએ તેમને બોલાવીને કહ્યુ કે— કા? કા? આપ કેમ ચાલ્યા જાઓ છો? જેના ઉપર આપને મોહ થયો હતો તે આ બધુ છે! આ સર્વ મારા શરીરમાથી નીકળ્યુ છે!" રાજકુવર શરમાઇ ગયા, ને કઇ પણ વિશેષ વાત કર્યા વગર ત્યાથી ચાલી નીકળ્યા પ્રધાનપુત્રીઉપરનો તેમનો મોહ ઊતરી ગયો

જેમા તમને સ્પષ્ટ દોષદર્શન થયુ છે તેને તમે સ્વપ્નમા પણ સ્વીકારતા નથી માસ ને મદિરા પવિત્ર ને સદાચારી મનુષ્યને જોવા પણ ગમતા નથી તેને લાત મારતા પણ તેને અપવિત્ર થવાનો ભય રહે છે જન્મમરણરૂપ મહાદુખને આપનાર વિષયોમા તમે આવુ દૃઢ દોષદર્શન કરો (ક્રમશ)

---

## श्रीनाथप्रभुप्रणीत केटलांएक जीवनचरित्रो

( અનુસંધાન ગતાંકથી ચાલુ )

[ ૪ ]

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

એક વેલાએ આચાર્ય ભગવાન્ સ્વસ્થ બેઠા હતા ત્યાં યોગબલડે તેઓશ્રીને

પ્રતીત થયું કે તેમના શરીરનાં માતુશ્રી માંદાં થયાં છે, ને તેઓ પોતાનું સ્મરણ કરે છે, આવી પ્રતીતિ થતાં તેઓશ્રીએ તુરત પોતાના શિષ્યોને આ વાત કહી. પછી ત્યાંથી વિદાય થઇ, કાલટી ગામમાં પોતાના પૂર્વાશ્રમના ઘરમાં પોતાનાં માતુશ્રીપાસે પધાર્યા. પોતાના પૂર્વાશ્રમનાં માતુશ્રીના ચરણ-કમલમાં પ્રેમપૂર્વક પ્રણામ કરી આચાર્યભગવાન્ બોલ્યા:—

"માતુશ્રી! તમારા સ્મરણ કરવાથી હું અહીં આવ્યો છું. શોકનો પરિત્યાગ કરીને મને કહો કે મારે તમારે માટે શું કરવું ઉચિત છે?" પોતાના પરાક્રમી પુત્રનાં એવાં વચનો સાંભળી, તથા લાંબે સમયે સુખરૂપ સ્થિતિમાં પોતાને ઘેર આવેલા તેમને જોઈ, તેમનાં માતુશ્રીએ અશક્તિને લીધે ધીમે સ્વરે કહ્યું:—

"હે પવિત્ર પુત્ર! મેં મારા શરીરની આવી સ્થિતિમાં તને જોયો એ બહુ સારુ થયું. તેં તારું વચન પાળી મને બહુજ સંતોષ આપ્યો. હવે હું જીવી શકું એમ નથી, માટે મારું કલ્યાણ થાય એવું કાંઈ મને કહે, અને મારું શરીર પડ્યા પછી મારા શરીરને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરી પછી ઘટે તેવી ક્રિયા કરવાની વ્યવસ્થા કરજે."

આવાં પોતાનાં માતુશ્રીનાં સ્નેહ ને શુભાશાવાળાં વચનો સાંભળી આચાર્યભગવાને તેમને બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ સાંભળી તેમણે કહ્યું કે "આ બ્રહ્મ નિર્ગુણ ને નિરાકાર હોવાથી મારી બુદ્ધિમાં તે બરાબર સ્થિર થઇ શકતું નથી, માટે મને સગુણ બ્રહ્મનો ઉપદેશ કર, કે જેથી તે મારી બુદ્ધિમાં બરાબર સ્થિર થઇ મારી સદ્ગતિ થાય," પછી આચાર્યભગવાને તેમને સગુણ સાકાર બ્રહ્મનો ઉપદેશ કરી તેમાં તેમના મનને સ્થિર રાખવાનું જણાવ્યું. તેમણે તે સ્વરૂપમાં પોતાના મનને સ્થિર કરી પોતાના સ્થૂલશરીરનો ત્યાગ કર્યો, ને તેમનો જીવાત્મા ઉત્તરાયણમાર્ગે સત્યલોકમાં ગયો. તેમના શરીરનું પતન થયા પછી આચાર્યભગવાને તેમની ઉત્તરક્રિયા કરવા-માટે પોતાનાં પૂર્વાશ્રમનાં સગાંઓને તેડાવીને કહ્યું "મેં સંન્યાસ ગ્રહણ કર્યો છે, પરંતુ મેં આ શરીરનાં માતુશ્રીને તેમના અત્યાગ્રહથી વચન આપ્યું છે તે પાળવામાટે હું તેમનો અંત્યેષ્ટિસંસ્કાર કરવા ઇચ્છું છું" ત્યારે તેમના શરીર-નાં સગાંઓએ કહ્યું કે "તમે સંન્યાસી થયા છો, માટે હવે તમને તેમનો અંત્યેષ્ટિસંસ્કાર કરવાનો અધિકાર નથી, તેથી તમને તે કામ કરવાની અમે હા પાડી શકતા નથી. અમે તમને તેમના શરીરને દાહ કરવા માટે અગ્નિ પણ નહિ આપીએ, ને તેમના શરીરને ઉચકવા પણ નહિ આવીએ." આચાર્યભગવાને તેમનો આવો દુરાગ્રહ તથા અપમાનભરેલી વર્તણુક જોઇને કહ્યું "આજથી તમે સર્વે વેદાધ્યયન કરવા સમર્થ થશો નહિ, તમારે ઘેર કોઈ પણ સંન્યાસી ભિક્ષા કરશે નહિ, અને તમારા ઘરની સમીપમાં તમારાં સગાંનાં મુડદાં બાળવામાં આવશે." પછી તે ઘરની બહાર પોતાના શરીરનાં માતુશ્રીના શબને પોતે ઉપાડી આણ્યું, ને સૂકાં લાકડાં ભેળાં કરી પોતાનાં માતુશ્રીના જમણા હાથમાંથી અગ્નિ પ્રકટ કરી તેમના શરીરનો

કરવામાં આવ્યો.

આજ પણ કાલટીઆદિ મલબાર પ્રાંતનાં સ્થલોમાં વસતા નંબુરી
ણો વેદનું અધ્યયન કરતા નથી, તેમને ઘેર સંન્યાસીઓ ભિક્ષા કરવા
 નથી, અને તેમના ઘરમાં કોઇ મરણ પામે તો તેમના ઘરની સમી-
 તેને બાળવામાં આવે છે. વિના વિચારે મહાપુરુષોની સાથે અયોગ્ય
 કરવામાં આવે તો તેનું ફલ કદી પણ સારું થાય નહિ.

પદ્મપાદ તીર્થયાત્રા કરતા કરતા કાલહસ્તીશ્વરનાં દર્શન કરી પુંડરીક-
રમાં આવ્યા. ત્યાં શિવગંગામાં સ્નાન કરી સદાશિવનાં દર્શન કર્યાં. ત્યાંથી
શ્વર જવા નીકળ્યા. માર્ગમાં પોતાના પૂર્વાશ્રમના મામાનું ઘર આવ્યું
 ગયા. ઘણે કાલે પદ્મપાદને ત્યાં આવેલા જોઇ મોસાળપક્ષનાં માણસો
ન્ન થયાં. તેમની આગળ પદ્મપાદે પોતાની આજસુધીની' પ્રવૃત્તિ સંક્ષેપમાં
ી સંભળાવી તેમના મામા આદિના આગ્રહથી કેટલાક દિવસોસુધી તે
ં રહ્યા, ને ત્યાંના યોગ્ય બ્રાહ્મણોને તેમના ધર્મનો ઉપદેશ કરીને ત્યાંથી
મેશ્વર જવા વિદાય થયા. વિદાય થતી વેલાએ પોતાની પાસેનાં કેટલાંક
સ્તકો તેમણે પોતાના પૂર્વાશ્રમના મામાને ઘેર મૂકયાં, ને તેમને કહ્યું કે
 આમાં શારીરક ભાષ્યઉપર રચેલી મારી ટીકા છે તે તથા બીજાં પુસ્તકો
આપ સારી રીતે સાચવજો."

પછી પદ્મપાદના મામાએ તેમની રચેલી પૂર્વોક્ત ટીકા વાંચી હતી,
થી વિચાર કર્યો કે "જો શારીરકભાષ્યપરની પદ્મપાદની આ ટીકા વિદ્ય-
ાન રહેશે તો અદ્વૈતમતનો લોકોમાં આદર થશે, ને દ્વૈતમતને સત્ય માનનારા
ારા પ્રભાકરભટ્ટનામના આચાર્યના પક્ષને 'આમાં દ્વૈતમતનું વિદ્વત્તાભરેલું
ંડન હોવાથી' હાનિ પહોંચશે, માટે આ ગ્રંથને બાળી મૂકવામાટે મારે
ારું ઘર બાળી નાંખવું જોઈએ." આવો વિચાર કરીને તેણે તે ગ્રંથ બાળી
ાખવા માટે પોતાનું ઘર લોકોના જાણવામાં ન આવે એમ છાની રીતે
ગ્નિ મૂકીને સળગાવી દીધું એમ લોકોમાં કહેવાય છે.

રામેશ્વરની યાત્રા કરીને પોતાના પૂર્વાશ્રમના મામાને ઘેર આવતાં
મને સમાચાર મળ્યા કે તેમના પૂર્વાશ્રમના મામાનું ઘર બળી જતાં
મનાં ત્યાં રાખેલાં બધાં પુસ્તકો બળી ગયાં છે. આ સમાચાર સાંભળી
દ્મપાદના મનમાં ખેદ થયો. પોતાના પૂર્વાશ્રમના મામાએ પોતાનું ઘર બળી
યું તેની સાથે તેમણે મૂકેલા ગ્રંથો પણ બળી ગયા એમ કહી તે નિમિત્તે
ોતાનો ખેદ પ્રદર્શિત કર્યો. પછી પદ્મપાદ પુનઃ ત્યાં કેટલાક દિવસો રહ્યા,
અને પુનઃ શારીરક ભાષ્યપર આગળના જેવી ટીકા લખવાનો પ્રારંભ કર્યો.
મના પૂર્વાશ્રમના મામાને લાગ્યું કે આ બુદ્ધિમાન્ ને સારી સ્મરણશક્તિ-
ળો હોવાથી પુનઃ પણ આગળના જેવી કે તેથી વધારે સારી ટીકા લખી
તમતનું ખંડન કરશે, માટે એની બુદ્ધિ મંદ થાય, ને તેની સ્મરણશક્તિ
ણ મંદ થઇ જાય એવું ઔષધ તેને ખવરાવવું જોઈએ. એવા વિચારથી
ણે તેવું કોઈ ઔષધ તેમને આપવાની ભિક્ષાના અન્નમાં ભેળવીને ખવરાવ્યું

કે જેથી તેમની બુદ્ધિ તથા સ્મરણશક્તિ મંદ થઇ ગયાં આમ લોકોમાં કહેવાય છે. આથી તે ટીકા લખવા સમર્થ ન થયા. પછી ત્યાંથી પોતાના સદ્‌ગુરુના દર્શનની ઇચ્છા રાખીને વિદાય થયા. આચાર્યભગવાન્ તે વેલા કેરલદેશમાં ( મલબાર પ્રાંતમાં ) વિરાજતા હતા, તેથી તે ત્યાં ગયા. આચાર્યભગવાન્‌ના ચરણકમલમાં સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી તીર્થયાત્રાની, શારીરકભાષ્યપર કરેલી ટીકા બળી ગયાની, ને પોતાની બુદ્ધિ તથા સ્મરણશક્તિ મંદ થયાની વાત તેઓશ્રીને તેમણે નિવેદન કરી. પોતે કરેલી ટીકાનો નાશ થવાથી તેમને ખેદ પામતા જોઇ આચાર્યભગવાને તેમને કહ્યું "તમે ખેદને વશ ન થાઓ. જે બનવાનું હતું તે બની ગયું. હવે તે વાતનો શોક કરવો નકામો છે. આગળ એકવાર તમે એ ટીકાના પાંચ પાદો મારા આગળ વાંચી દેખાડ્યા હતા, તે મારા સ્મરણમાં છે, તેથી હું તે લખાવું છું તે તમે લખી લો, ને શાંત થાઓ." એમ કહી પદ્મપાદને ટીકાનો તેટલો ભાગ લખાવી પ્રસન્ન કર્યા.

ઉપરની વાર્તા કેરલ દેશના રાજા રાજશેખરના જાણવામાં આવતાં તેમણે આગળ આચાર્યભગવાન્‌ને પોતાનાં રચેલાં જે ત્રણ નાટકો વાંચી સંભળાવ્યાં હતાં તે કોઈ કારણથી બળી જવાથી તેમને આચાર્યભગવાન્‌ની પાસેથી આ નાટકો સાંભળીને પુનઃ લખી લેવાની ઇચ્છા પ્રકટી. તે આચાર્યભગવાન્‌ની પાસે આવ્યા. તેમણે આચાર્યભગવાનને માન ને વિનયપૂર્વક ભેટ નિવેદન કરી સાષ્ટાંગદંડવત્પ્રણામ કર્યા. આચાર્યભગવાને તેમને કુશલ પ્રશ્ન પૂછ્યો. તેનું ઉત્તર દીધા પછી તે રાજાએ આચાર્યભગવાન્‌ને વિનતિ કરી કે "પ્રભો! મેં આગળ આપશ્રીને મારાં રચેલાં જે ત્રણ નાટકો વાંચી સંભળાવ્યાં હતાં તે નાટકો બળી ગયાં છે, મારી તે કૃતિનો આવીરીતે નાશ થવાથી મારા મનમાં વારંવાર શોક થયા કરે છે, માટે આપશ્રી આપશ્રીની અદ્‌ભુત સ્મરણશક્તિવડે તે નાટકો મને લખાવવાની કૃપા કરો તો મારા ઉપર મોટો ઉપકાર થશે." તે રાજાની આ પ્રાર્થના સાંભળી આચાર્યભગવાને તેમનાં ત્રણે નાટકો પોતાની અદ્‌ભુત સ્મરણશક્તિવડે લખાવી દીધાં, તેથી તે રાજા બહુ પ્રસન્ન થયા, ને આચાર્યભગવાન્‌ને પ્રાર્થના કરી કે "હે સ્વામિન્! મારા જેવી કોઈ સેવા હોય તો આપશ્રી મને તે સેવા કરવાની કૃપા કરીને આજ્ઞા કરશો." તેમની તે પ્રાર્થના સાંભળી આચાર્યભગવાને તેમને જણાવ્યું કે–"કાલટીના નંબુરી બ્રાહ્મણોને તેમના અયોગ્ય વર્તનથી વેદાધ્યયનમાટે અનધિકારી ઠરાવેલા છે, માટે તમારે તે પ્રમાણે વ્યવસ્થા રાખવી." પછી તે રાજાએ ત્યાં તે પ્રમાણે વ્યવસ્થા રાખવાનું સ્વીકારી આચાર્યભગવાન્‌ની અનુમતિ માગી, પોતાના નગરભણી પ્રયાણ કર્યું.

પછી આચાર્યભગવાન્ પોતાના શિષ્યોસહિત અદ્વૈતમતનો પ્રચાર કરવા રામેશ્વરભણી વિદાય થયા. આ વેલા સુધન્વાનામના રાજા પણ આચાર્યભગવાન્‌ની સાથે હતા. માર્ગમાં કેટલાક શાક્તોને અદ્વૈતમતનો ઉપદેશ કરી સન્માર્ગમાં આણ્યા. પછી રામેશ્વરથી તેઓશ્રી કાંચીનગરમાં ( કોંજેવરમમાં ) પધાર્યા.

રામેશ્વરથી કાંચીમાં આવતાં માર્ગમાં ઘણા અધિકારી જનોને અદ્વૈતામૃતનું આસ્વાદન કરાવ્યું. પશ્ચાત્ લોકોના ઉપર કૃપાની વૃષ્ટિ કરતા કરતા આચાર્યભગવાન્ કર્ણાટકમાં પધાર્યા. આચાર્યભગવાનનું આગમન સાંભળી કાપાલિકોનો મહંત ક્રકચ તેઓશ્રીની સમીપ આવ્યો, ને તે તેઓશ્રીને કહેવા લાગ્યો કે "તમે ભસ્મ ધારણ કરો છો તે યોગ્ય કરો છો, પણ માણસના માથાની પવિત્ર ખોપરીને બદલે તમે અપવિત્ર ખપર શામાટે પાસે રાખો છો? ને ભૈરવની ઉપાસના કેમ કરતા નથી?" તેનાં આવાં અયોગ્ય વચનો સાંભળી સુધન્વારાજાએ પોતાના અધિકારીઓદ્વારા તેને બોલતો બંધ કરી દૂર જતા રહેવાની આજ્ઞા કરી. આથી ક્રકચને બહુ ક્રોધ ચઢયો. પછી પોતાના સ્થાનપર જઇને તેણે ઘણા કાપાલિકોને ઉશ્કેરી હથિયાર બંધાવી સુધન્વારાજાની સામે લડવા માટે તથા આચાર્યભગવાનનો ને તેમની સાથેના સંન્યાસીઓનો તથા બ્રાહ્મણોનો વિનાશ કરવામાટે મોકલ્યા. સુધન્વારાજાનું ને કાપાલિકોનું પરસ્પર યુદ્ધ થતાં તે યુદ્ધમાં ઘણા કાપાલિકોનો નાશ થયો, કેટલાક કાપાલિકો આચાર્યભગવાનના હુંકારવડે તેમની પાપમય પ્રવૃત્તિથી બળીને ભસ્મ થઇ ગયા, ને કેટલાક કાપાલિકો ભયપામીને ત્યાંથી નાસીગયા.

પોતાના પક્ષના કાપાલિકોનો વિનાશ તથા પરાજય થયાનું જાણી આચાર્યભગવાનને પોતાનું સામર્થ્ય દેખાડવા માટે ક્રકચે અન્ય પ્રયત્ન કર્યો. મનુષ્યના માથાની ખોપરી હાથમાં લઇ તેણે ભૈરવનું ધ્યાન કર્યું, તેથી ભૈરવ તેની સંમુખ પ્રકટ થયા, એટલે ક્રકચે તેમને આ પ્રમાણે વિનતિ કરીઃ—"હે દેવ! આપના ભક્તોનો દ્વેષ કરનાર આ શંકરાચાર્યનો આપ તુરતજ નાશ કરો." તેનાં આવાં અયોગ્ય વચનો સાંભળી કોપયુક્ત થયેલા ભૈરવે "તું મારા સ્વરૂપભૂત શંકરાચાર્યનો વિનાકારણ શામાટે દ્વેષ કરે છે?" એમ કહી તેના અપરાધની તેને શિક્ષા કરવા માટે પોતે તેનું માથુ કાપી નાંખ્યું. વિવેકી બ્રાહ્મણો આદિ આ વાત જોઇ તથા સાંભળી પ્રસન્ન થયા.

આચાર્યભગવાન્ લોકોના હિતમાટે તેમને વેદના શુદ્ધ પ્રવૃત્તિમાર્ગને તથા નિવૃત્તિમાર્ગને સમજાવતા સમજાવતા, પાખંડ મતોનું નિરાકરણ કરતા કરતા, ને વિવેકીજનોને અભેદનું માહાત્મ્ય સમજાવી તેમાં સુસ્થિર કરતા કરતા, ગોકર્ણમાં પધાર્યા. તે સ્થલમાં એક નીલકંઠ નામનો શિવોપાસક ભેદવાદી વિદ્વાન્ રહેતો હતો, તેને તેના હરદત્તનામના શિષ્યે નીચે પ્રમાણે કહ્યુંઃ—

"મહારાજ! પ્રસિદ્ધ પંડિત મંડનમિશ્રને જીતનાર શંકરાચાર્ય આપનો પરાજય કરવા પોતાના શિષ્યોસહિત અહીં આવ્યા છે, ને અહીંના શિવાલયમાં ઊતર્યા છે."

આ સમાચાર સાંભળી વિદ્યાના મદથી છકી ગયેલો તે નીલકંઠ પોતાના મુખ્ય શિષ્યોને સાથે લઇ આચાર્યભગવાનનો પરાજય કરવાની ઇચ્છાથી તેઓશ્રીની સમીપ આવ્યો. આચાર્યભગવાનની તેના આવવાના માર્ગભણી અનાયાસે દૃષ્ટિ જતાં તેને દૂરથી આવતાં તેઓશ્રીએ જોયો. તે નીલકંઠે વિદ્યાના મદને લીધે આચાર્યભગવાનની સમીપ આવી તેઓશ્રીને નમન નહિ કરતાં, તથા વિવેકના કાંઇપણ શબ્દો નહિ બોલતાં પોતાના મતનું

મંડન કરવાનીજ પ્રવૃત્તિ કરી. તેની આવી ઉદ્ધતાઈ ભરેલી પ્રવૃત્તિ જોઈ સુરેશ્વરે આચાર્યભગવાનને વિનતિ કરી કે "હે પ્રભો! જો આપ કૃપા કરીને મને આજ્ઞા આપો તો હુંજ આ બ્રાહ્મણની સાથે વાદ કરું." સુરેશ્વરને વાદ કરવામાટે તૈયાર થયેલા જોઈ નીલકંઠે તેમને કહ્યું કે, "હું તમારી સાથે વાદ કરવા આવ્યો નથી, હું તો તમારા ગુરુની સાથે વાદ કરવા આવ્યો છું." એમ કહી પછી તે પોતાના મતનું મંડન કરવા લાગ્યો, ત્યારે આચાર્યભગવાને તેના દ્વૈતમતનું શ્રુતિ ને યુક્તિથી ખંડન કરવા માંડ્યું. અંતે નીલકંઠ પોતાના મતનું મંડન કરવાનું કામ મૂકી દઈને અદ્વૈતમતનું ખંડન કરવા પ્રવૃત્ત થયો. તેણે કહ્યું કેઃ–"તમે 'तत्त्वमसि' આ વેદવાક્યથી જીવનો તથા ઈશ્વરનો અભેદ માનો છો તે યોગ્ય નથી, કેમકે અંધારાના ને અજવાળાના જેવા વિરોધી સ્વભાવવાળા તે બંનેનું પરસ્પર એકપણું સંભવતું નથી." તેનું સમાધાન કરવા આચાર્યભગવાને આ પ્રમાણે કહ્યું:—

"જીવનો તથા ઈશ્વરનો અવિદ્યારૂપ ને માયારૂપ ઉપાધિથી તથા તેમના અલ્પજ્ઞપણા, અલ્પશક્તિવાળાપણા, પરિચ્છિન્નપણા ને પરતંત્રપણા આદિ અને સર્વજ્ઞપણા, સર્વશક્તિવાળાપણા, વ્યાપકપણા ને સ્વતંત્રપણા આદિ ધર્મોથી ભેદ છે, પણ તે બંનેના શુદ્ધચેતનસ્વરૂપમાં લેશ પણ ભેદ નથી. આવી રીતે તે બંનેમાં રહેલા વિરોધી ભાગોનો પરિત્યાગ કરી દેતાં તે બંનેમાં રહેલા અવિરોધી ભાગરૂપ ચેતનની એકતા હોવાથી તે બંનેનો અભેદ સંભવી શકે છે." ત્યારપછી કેટલોક શાસ્ત્રાર્થ થતાં નીલકંઠના પુણ્યનો ઉદય થવાથી તેના મનનું સમાધાન થયું, તેથી તે પોતાના શિષ્યોસહિત આચાર્યભગવાનને શરણે આવ્યો.

પછી જનસમૂહનું હિત સાધતા સાધતા આચાર્યભગવાન્ કાઠિયાવાડનાં કેટલાંક સ્થલોમાં વિચરી દ્વારકા પધાર્યા. ત્યાં તથા અન્ય સ્થલે અદ્વૈતમતનો ઉપદેશ કરી, મુમુક્ષુઓના હૃદયમાં દુઃખરહિત પરમાનંદસ્વરૂપનો પ્રકાશ પાડી, આચાર્યભગવાન્ ફરતા ફરતા ઉજ્જનમા પધાર્યા. ત્યાં એક ભટ્ટભાસ્કરનામનો ભેદાભેદવાદી વિદ્યાભિમાની પંડિત રહેતો હતો. તેની સાથે શાસ્ત્રાર્થ થતાં તેને અદ્વૈતવાદનું રહસ્ય સમજાવી આચાર્યભગવાને પોતાના શરણનો પરમ લાભ આપ્યો. તે સમયના અન્ય સમર્થ પંડિતોને તથા મતવાદીઓને પણ આચાર્યભગવાને વેદોનું વાસ્તવિક તાત્પર્ય સમજાવી ભેદવાદના દુરાગ્રહથી મુક્ત કરી અદ્વૈતવાદમાં અનુરાગવાળા કર્યા. (ક્રમશઃ)

———:o:———

## સાચું સામર્થ્ય

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

સ્વસ્વરૂપવડે પુરુષ મૃત્યુનો પરાભવ કરવાનું સામર્થ્ય પામે છે. ધન, સહાય, મંત્ર, ઔષધિ, તપ અને યોગથી ઉપજેલું સામર્થ્ય અનિત્ય વસ્તુએ ઉપજાવેલું હોવાથી મૃત્યુનો પરાભવ કરવામાં સમર્થ નથી. આત્મવિદ્યાએ ઉપજાવેલા સામર્થ્યને પુરુષ સ્વસ્વરૂપથીજ પામે છે તેથી આત્માની વિદ્યાથી પુરુષ અમરભાવરૂપ મોક્ષ પામે છે.

———:o:———

## APPRECIATION

*By*

N B Purohit M A, B T
Senior Professor of Sanskrit
Bahauddin College
Junagadh

I have read with great interest and delight the "Mahatma Shri Nathurama Sharma" by Mr. Karansinh Lalsinh Thakore B A

It is a fine little biography in English of the famous Saint of Bilkha, who by his piety and Yogic accomplish ment, rose to High Spiritual Eminence and was able to leave behind Him a wide circle of Devoted Adherents

The Author is a well-read pupil of the Saint His reverential attitude to his Guru Deva and Religion lends a special Eloquence to his Argument and charm to his Language which, though foreign, is handled with an Ease that is admirable, and is saved from the pitfalls of Didacticism by the Author's sincerity of Appeal and Honesty of Purpose

The facts, though few, carry the *moral* home to the reader, presented as they are on the back ground of the Halo of the past Glory of India

The Book, I am sure, will be read with much profit by all

---

## गुणज्ञता

જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજના સસ્કૃતના પ્રધાન પ્રોફેસર-પ્રાધ્યાપક શ્રી૰ એન બી પુરોહિત સાહેબ એમ એ બી ટી નીચેના ભાવનુ લખી મોકલાવે છે —

શ્રી૰ કરણસિહ લાલસિહ ઠાકોર બી એ એ રચેલુ "પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામ-શર્મા અને એઓશ્રીનો સદેશ" એ નામનુ પુસ્તક વાચવામા મને ખૂબ રસ પડ્યો તેમજ આનદ આવ્યો

બીલખાના સુપ્રસિદ્ધ એવા સતશ્રીના જીવનચરિત્રનુ અગ્રેજી ભાષામા લખાયેલુ સક્ષિપ્ત છતા સુન્દર એવું આ પુસ્તક છે બીલખાના આ સતશ્રી પોતાશ્રીની પરમાત્મનિષ્ઠા ને યોગસિદ્ધિને અગે આધ્યાત્મિકતાની ઉચ્ચકક્ષાએ બિરાજેલા મહાપુરુષ હતા, અને એથીજ એઓશ્રીની આસપાસ વિશાલ એવુ ભક્તકોટિના અનુયાયીઓનું મડલ ઊભુ થયેલુ અને હજી પણ—એઓશ્રીના સ્વરૂપાનસ્થાનપછી પણ એ ભક્તકોટિના અનુયાયીઓનુ મડલ ચાલુ રહેલુ છે

આ પુસ્તકના પ્રણેતા શ્રી૰ કરણસિહભાઈ પૂજ્યપાદ મહાત્માશ્રીના એક સાક્ષર શિષ્ય છે પોતાના સદ્‌ગુરુશ્રીપ્રતિની અભિમુખતા અને ધર્મપ્રતિના અનુરાગને લીધે લેખકમહાશયના લખાણમા વિષયપ્રતિપાદન કરવાની ઝલક ને ભાષાનું સૌંદર્ય પ્રકટેલા છે લખાણની ભાષા

અંગ્રેજી હોવાથી પરદેશી છે છતાં લેખકમહાશયનું તેના ઉપરનું પ્રભુત્વ પ્રશંસનીય છે. લેખકમહાશયની હૃદયપૂર્વકની રજુઆત અને શુદ્ધહેતુને અંગે આ પુસ્તકનું લખાણ નીરસ ઉપદેશાત્મકતાના દોષોથી પર રહેલું છે.

આ જીવનચરિત્રમાં વર્ણવેલા પ્રસંગો થોડા છે, છતાં વાંચનારના જીવનને સ્પર્શ કરે એવા છે; કારણ કે એ સઘળા પ્રસંગો ભારતવર્ષના પ્રાચીન ગૌરવની દિવ્યપીઠિકાપર આલેખાયા છે.

આ પુસ્તકના પરિશીલનથી સર્વ કોઇને બહુ લાભ થશે એમ હું ચોક્કસપણે માનું છું.

---

## શ્રીઆનંદાશ્રમનો પરિચય

[ લેખકઃ શ્રી. નારણદાસ જમનાદાસ-જામજોધપુર. ]

રાગઃ—સીતાજીના મહિનાનો

જય નાથ પ્રભુ તમ ધામ, વૃત્તિ સ્થિત અમ રહો;
જ્યાં આનંદનો નહીં પાર, પરમાનંદ પણ રહ્યો. ૧

રૂડાં ધવલ દીસે છે આવાસ, છતાં સાત્ત્વિકતા ભરી;
જોતાં વૃત્તિ થતી તલ્લીન, પ્રભુશ્રીના જીવનથી. ૨

સુંદર શ્રવણ મંદિરની માંય, શાંતિ નિત્ય છે ભરી;
વૃત્તિ સ્હેજ સ્વરૂપમાં જાય, આહ્‌લાદક આ સ્થાનથી. ૩

પુસ્તકાલય આદિ અનેક, ગૃહો છે સોહામણાં;
પાકશાળા છે પાવન ભિન્ન, ઉત્સવ અને રોજની. ૪

વિદ્યાલય શ્રીદક્ષિણામૂર્તિ, વસે દેવી સરસ્વતી;
શુભ વિદ્યાના જે ભંડાર, મળે વિના દામથી. ૫

બાળક હોય કે વૃદ્ધ યુવાન, સુહૃદ માટે સ્થાન છે;
સાધક બોધક ને નિવૃત્ત, પામે શુભ દર્શનને. ૬

સુંદર વૃક્ષ તથા ફુલવેલ, દીસે છે રળીઆમણાં;
આસોપલ્લવ જેવાં વૃક્ષ, નીચે ચોક બાંધીઆ. ૭

આંતરબાહ્ય શુચિને કાજ, ઘટિત બહુ સુલભતા;
સ્નાન સંધ્યાનાં સુંદર સ્થાન, સત્ત્વને રેલાવતા. ૮

નિજ મંદિર મંગળરૂપ, સ્થિતિ રહેતી જ્યાં પ્રભુ;
સ્હેજે આપતું દર્શન થાય, અહર્નિશ નાથજી. ૯

દૈવી અષ્ટકોણનું મંદિર, વિલસો છો ગુરુ પ્રતીકમાં;
પાસે મંદિર નાનું છે એક, ગુરુશ્રીની સમાધિનું. ૧૦

ભવ્યતા જ્યાં છે ભરપૂર, ભૂમિ યોગીશ્વર તણી;
અણુ પરમાણુ એ પ્રત્યેક, આપે યાદી આપની. ૧૧

ચિરકાલ ચાલે જે તંત્ર, તેવી સુંદર યોજના;
પામે બોધ જોનારાં સૌ, વ્હેવાર પરમાર્થના. ૧૨
બ્રહ્મચારી તથા વાનપ્રસ્થ, વસે જ્યાં કર્તવ્યથી;
બાંધ્યા સાગર ઉપર પૂલ, તરવાને સંસારથી. ૧૩
આશ્રમ આનંદનો અચ્યુત, અદ્વૈત કૈલાસથી;
દેજો વાસ નારાયણ નાથ, ગોવિંદ ગુરુ નાથજી. ૧૪

---:o:---

## શ્રીનાથમહિમા

[ લેખક: શ્રી. નારણદાસ જમનાદાસ-જામજોધપુર. ]

રાગ માલકોશ.

નાથ થકી નાથ પામી, નાથથી સનાથ થયા;
નાથે અમ હાથ ગ્રહી, શ્રેય પ્રેય બેઉ કહ્યા. નાથ૦ ૧
દયાના તો નિધિ પ્રભુ, કૃપાતણા સિંધુ ખરે;
શ્રોત્રિય સંપૂર્ણપણે, બ્રહ્મવિદ્વરિષ્ઠ ખરે. નાથ૦ ૨
સાથે પ્રભુ આપ રહ્યા, કાંઠે પ્રભુ આપ રહ્યા;
તાર્યાં ખરે ભક્તજનો, તોએ તોયપદ્મવત્.[1] નાથ૦ ૩
અસત્યોથી સત્યમાંને, તમમાંથી તેજમાં રે;
મહા મૃત્યુમાંથી લઇ, અમરપદે સ્થિત કીધા. નાથ૦ ૪.
ત્રિગુણાતીત પ્રભુ, અખંડૈકરસ પ્રભુ;
વિરલ વિભૂતિ પ્રભુ, શિવ રૂપ નાથ પ્રભુ. નાથ૦ ૫
નાવ તરવાનું પ્રભુ, આનંદનું ધામ પ્રભુ;
ગુરુદેવ નાથ પ્રભુ, પરમ પ્રકાશ પ્રભુ. નાથ૦ ૬
આપ અતિરિક્ત પ્રભુ, દાસત્વ ફીટાવી પ્રભુ;
નારાયણદાસ પામે, નાથ મહીં વાસ પ્રભુ. નાથ૦ ૭

---:o:---

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

[ આષાઢ માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમ સાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિ-

---

[1] તોયપદ્મવત્ એટલે જલકમલવત્

ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવામાં હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

જનરલ ટ્રસ્ટીમંડળની તથા વ્યવસ્થાપક ટ્રસ્ટીમંડળની મિટિંગ આ માસમાં પૂર્ણિમાના મહોત્સવપર મળી હતી, અને તેમાં આવશ્યક કાર્યો કરવામાં આવ્યાં હતાં.

**મુખ્યભેટ**:—આ માસમાં રૂ. ૧૦) અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવેલી છે:—

રૂ. ૧૧–૪–૦ શ્રી. કેવળચંદ કાનજી પારેખ–ગોંડલ. રૂ. ૧૭–૯–૦ શ્રી નૃસિંહ જયંતીની ભેટના. મુંબઇના શિષ્યવર્ગતરફથી હા. એક સેવક–મુંબઈ. રૂ. ૧૫–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૨૫–૦–૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ–મુંબઇ. રૂ. ૬૭–૦–૦ શ્રી. ડૉ. ફિરોઝશાહ એરચશાહ હાયવાયને ત્યાં માહીમમાં શ્રીસદ્ગુરુપૂજન થતાં આષાઢી પૂનમે નીચેના ગૃહસ્થોતરફથી ભેટના:—

શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત, શ્રી. નવનીતલાલ મંગળદાસ. શ્રી. મંચેરશાહ હોરમસજી ભાભા. શ્રી. મીનોચેહર મહેરવાનજી મસાની. ડૉ. ફિરોજશાહભાઇ તથા તેમનાં પૂજ્ય માતુશ્રી તથા શ્રી. જમશેદજીભાઇ. રૂ. ૨૪–૦–૦ શ્રી. વેલજી સવજી–જામનગર.

રૂ. ૧૨૦૦–૦–૦ શ્રી. મુંબઇ નિવાસી શેઠ રાજસી જીવરાજતરફથી જમીન-ખેતર લેવા માટે તથા રૂ. ૫૦૦–૦–૦ પુસ્તક પ્રકાશનમાટે આનંદાશ્રમને અર્પણ થયા છે. રૂ. ૫૦૧–૦–૦ એક ભક્તજન–એગ્રિવિલિતરફથી તેમના નામે અમદાવાદ–આનંદાશ્રમમાં એક ઓરડો બંધાવવામાટે અર્પણ થયા છે. રૂ. ૧૦–૦–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઇ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક**:—આ માસમાં નીચેના બંધુઓતરફથી લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા છે:—

એક સેવક–મુંબઇ (૨ રુદ્રાભિષેક) શ્રી. મોનજી જાદવજી–કરાંચી (૨ રુદ્રાભિષેક) શેઠ રવજી દેવજી ગાંધી–જામનગર (૨ રુદ્રાભિષેક) શ્રી. ઝવેરીલાલ જગજીવન દેશાઇ–ભેરાઇ લઘુરુદ્ર. શ્રી. કરશનદાસ હરજી વડુકુલ–જૂનાગઢ (૨ રુદ્રાભિષેક) શ્રી. પ્રેમજી રાઘવ–જૂનાગઢ (એક રુદ્રાભિષેક.).

**ભોજન અને થાળ**:—આ માસમાં પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને ભોજન આપવામાં આવ્યાં છે:—

રૂ. ૧૦–૦–૦ શેઠ હરગોવિંદદાસ રામજી શાહુકાર–કુંડલા. ૧–૪–૦ શ્રી. દેવશંકર રણછોડ જાની–કુંતિયાણા. રૂ. ૧૦–૪–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ (શ્રા. સુ. ૫ના ભોજનના બાકીના.) રૂ. ૧૨–૮–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ. (દર અંગ્રેજી માસની પહેલી તારીખે દશ માસસુધી થાળ ધરવા માટે) રૂ. ૮–૦–૦ ભટ્ટ કુરજી પ્રાગજી–માંગરોળ રૂ. ૧૦–૦–૦ શ્રી. દેવ[illegible] હંસરાજ–ગરેજ પોતાના પુત્ર શરત્ચંદ્રના આત્મકલ્યાણાર્થે. રૂ. ૪૨–૧–૬ એક [illegible]–મુંબઇ. (જેઠ માસના ભોજનના.)

**થાળ**:—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવન

સેવામા થાળ ધરાવવામા આવ્યા છે —

રા ૧-૪-૦ શ્રી મોરારજી માધવજી-કલ તા રા ૧-૪-૦ એક સેવક-મુબઈ રા ૧-૪-૦ શેઠ હરગોવિન્દદાસ રામજી શાહુકાર-કુડલા રા ૨-૪-૦ શ્રી વામનરાય જટાશકર-પાટણ રા ૫-૦-૦ શ્રી ભાનુશંકર પ્રભુરામ રાવળ-મીતડી રા ૨-૮-૦ શ્રી ધનશ્યામલાલ કાંતિલાલ તથા અરવિંદકુમાર રતિલાલ પોરબદર રા ૮-૦-૦ શ્રી રાજસી જીવરાજતરફથી સપ્તાહ તથા નીરોત્સર્ગનિમિત્ત વામનેર રા ૫-૦-૦ શ્રી મોનજી જાદવજી-કરાચી (૪ થાળ) રા ૧-૪-૦ શ્રી પ્રભાશકર નાનજી જોશી-વડીયા રા ૧-૪-૦ બેન દેવબાઈ દામજી-બાટવા રા ૧-૪-૦ એક સેવક-મુબઈ રા ૧-૪-૦ શ્રી રતિલાલ કાનજી વથલી રા ૨-૮-૦ શ્રી કુરજી પ્રેમજી-માગરોળ (૨ થાળ) રા ૧-૪-૦ દરજી રામજી ગીગા-નારી રા ૧-૪-૦ બેન મતોક રામજી નારી રા ૨-૮-૦ શ્રી જયશકર રામનાથ સાણંબાબા રા ૫-૦-૦ શ્રી દ્વારકાદાસ ખેતસી કરાચી (શ્રાવણમાસના ૪ થાળ) રા ૨-૦-૦ શ્રી સુદરજી બહેચર તન્ના-માગરોળ રા ૫-૦-૦ શ્રી ઝવેરીલાલ જગજીવન દેશાઈ-જેરાઈસાગરતરફથી દૂધ તથા થાળનિમિત્તે રા ૧-૪-૦ શ્રી દેવચદ હમરાજ-ગરેજ રા ૨-૮-૦ શ્રી વમરામ દેવસી છપીઆ (શ્રાવણ માસમાટે) રા ૧-૪-૦ શ્રી ચદુલાલ અભાશકર ત્રિવેદી-ધધુન હા શ્રી અબાશકર ભાઇશકર ત્રિવેદી-જોરાવરનગર રા ૨-૦-૦ પટેલ ઊગાભાઈ હા પટેલ ગોપાળભાઈ-દીવા રા ૧-૪-૦ શ્રી કેશવલાલ કરશનજી ઓઝા-વામનેર રા ૧-૪-૦ અ સૌ બેન મણિબાઈ તે શ્રી અબાશકર ભાઇશકર ત્રિવેદીના પત્ની-જોરાવરનગર રા ૧-૪-૦ પટેલ પુજા હમરાજ-લીબુડા

નીચેના ગૃહસ્થોતરફથી દૂધમાટે તથા અખડદીપકમાટે રકમો આવી છે —

**દૂધના** —રા ૧-૦-૦ સદ્ગત શ્રી ગૌરીશકર ભાઇશકર ત્રિવેદી-જોરાવરનગર હા સદ્ગતના પત્ની સવિતા બહેન દૂધપાવા નિમિત્ત રા ૧-૦-૦ રેવાશકર બાલકૃષ્ણ ગોધરા દૂધ ધરવા રા ૨-૪-૦ ભટ્ટ કુ જી પ્રાગજી તરફથી ચિ અનતીલાલ તથા ચિ નટવરલાલના આત્મકલ્યાણાર્થે વિદ્યાર્થીઓને દૂધ પાવામાટે રા ૨-૦-૦ શ્રી મોનજી જાદવજી-રાચીવાળા તરફથી દૂધપાવાનિમિત્તે

**અખંડદીપક** —રા ૧-૦-૦ શ્રી મોનજી જાદવજી-કરાચી અખડ દીપક રા ૧-૪-૦ શ્રી ઝવેરીલાલ જગજીવન દેશાઇ અખડ દીપક રા ૧-૦-૦ કાશીરામ દેવશકર લાઠી અખડદીપક રા ૧-૦-૦ શ્રી રઘુનાથસિંહ નથુસિંહ-મેંગણી અખડ દીપક રા ૦-૫-૦ કરશનદાસ જુગાભાઇ લોલાડા અખડ દીપક રા ૦-૫-૦ શ્રી નારણદાસ જમનાદાસ-જામજોધપુર અખડ દીપક ૦-૪-૦ શ્રી કરશનજી પ્રાણજીવન ઓઝા અખડ દીપક રા ૧-૦-૦ શ્રી ચદકાત વિઠ્ઠલદાસ-મુબઇ અખડ દીપક

શ્રાવણીને દિવસે આનદાશ્રમવાસીઓએ યજ્ઞોપવીત બદલાવ્યા પછી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનુ પૂજન કર્યું હતુ

**મુબઈ-આનંદાશ્રમ મુમુક્ષુમંડળે** શ્રાવણીને દિવસે યજ્ઞોપવીત બદલાવ્યા પછી શેઠ દામોદરદાસ માધવજીને ત્યા પૂજ્યપાદ શ્રીમદ્ગુરુશ્રીનુ પૂજન કર્યું હતુ જેમા ભેટના રા ૧૫-૬-૦ આવ્યા હતા

**શ્રીનાથજયંતી** આ વર્ષે પૂજ્યપાદ કૃપાનાથનો જયતીમહોત્સવ આશ્વિન સુદિ ૪ બુધવાર તા ૨૪-૯-૪૧ને દિવસે ઉજવાશે

મુંબઇ—આનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી **શ્રીનાથજયંતી મહોત્સવ** ઉત્સાહપૂર્વક ઉજવાશે.

**આ ચાતુર્માસમાટે**—શ્રીઆનંદાશ્રમ બીલખામાં પૂજ્યપાદ કૃપાનાથનાં દર્શન તથા સત્સંગાદિ સાધનો સાધવામાટે નીચેના સાધકોએ નિવાસ કર્યો છેઃ—

શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા. શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી. શ્રી. ઇશ્વરજી શ્યામજી વકીલ. શ્રી. કાનજી પુરુષોત્તમ દવે. શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ—(સહકુટુંબ)

———:o:———

## આષાઢીપૂર્ણિમાની ભેટ

શ્રીઆષાઢીપૂર્ણિમાના મહાપૂજનમહોત્સવસમયે આવેલાં બંધુબહેનોતરફથી આવેલી ભેટ.

| રૂ.આ.પા. | |
|---|---|
| ૧૫-૦-૦ | શેઠ ભાયાલાલ છોટાલાલ ને તેમનું કુટુંબ |
| ૨-૦-૦ | શ્રીમતી સવિતાબેન સાંકળેશ્વર—અમદાવાદ |
| ૨-૦-૦ | શ્રી. બ્ર. ગહનસ્વરૂપજી—ભાવનગર |
| ૧-૦-૦ | ,, જયશંકર કેશવજી—ભાણવડ |
| ૧-૦-૦ | ડો. દ્વારકાદાસ ભગવાનલાલ—આંટવા |
| ૨-૦-૦ | શ્રી. દ્વારકાદાસ ખેતસી—કરાંચી |
| ૧-૪-૦ | બેન સંતોકબાઇ—બીલખા |
| ૧-૦-૦ | બેન કસ્તુરબાઇ જયશંકર—બીલખા |
| ૨-૦-૦ | શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ |
| ૨-૦-૦ | ,, મહાશંકર છગનલાલ રાવળ |
| ૫-૦-૦ | શેઠ મગનલાલ ડાહ્યાભાઇ |
| ૫-૦-૦ | ,, રતીલાલ ડાહ્યાભાઇ |
| ૧-૦-૦ | શ્રી. ભગવાનજી બેચરભાઇ |
| ૧-૦-૦ | બેન રળીયાતબાઇ ગોરધનદાસ |
| ૫-૦-૦ | શેઠ રવજી દેવજી ગાંધી |
| ૧-૦-૦ | શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા |
| ૧-૦-૦ | બેન નર્મદાબાઇ—વાંકાનેર |
| ૦-૪-૦ | ,, ડાહીબાઇ પ્રાગજી ,, |
| ૦-૪-૦ | શ્રી. દેવશંકર ઇશ્વરલાલ |
| ૫-૦-૦ | ,, પ્રેમજી જુઠાભાઇ—બેડી |
| ૫-૦-૦ | ,, પોપટલાલ વાલજી—જામનગર |
| ૧-૪-૦ | ,, મોનજી જાદવજી—કરાંચી |
| ૧-૦-૦ | ,, વસંતરાય છબીલારામ—પાટણ |
| ૧-૦-૦ | ,, ધનસુખરાય વસંતરાય ,, |
| ૧-૪-૦ | ,, ભાઇશંકર ધનજી દવે |
| ૨-૮-૦ | શ્રી. દરજી રામજી ગીગા—નારી |
| ૧-૦-૦ | ,, વિનોદરાય વસંતરાય—પાટણ |
| ૧-૦-૦ | ,, બટુકલાલ વસંતરાય ,, |
| ૧-૦-૦ | ,, જનકલાલ વ્રજલાલ |
| ૧-૦-૦ | ,, દુલેરાય બળવંતરાય—માંગરોળ |
| ૨-૦-૦ | શેઠ રવજી દેવજી ગાંધી |
| ૨-૦-૦ | શ્રી. પોપટલાલ તારાચંદ—જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, ઉમયાશંકર વલભજી—માંગરોળ |
| ૨-૦-૦ | ,, લલિતકુમાર છોટાલાલ |
| ૧-૦-૦ | ,, જટાશંકર જગજીવન—જૂનાગઢ |
| ૦-૮-૦ | ,, કાશીરામ દેવશંકર—લાઠી |
| ૧-૪-૦ | ,, દ્વારકાદાસ ઠાકરશી—ભાયાવદર |
| ૨-૦-૦ | ,, કેવળચંદ કાનજી પારેખ—ગોંડલ |
| ૦-૮-૦ | ,, જીવણલાલ હીરજી |
| ૧-૦-૦ | ,, કાનજી પુરુષોત્તમ દવે |
| ૧-૦-૦ | ,, વકીલ રતીલાલ કાનજી દવે |
| ૦-૮-૦ | ,, જાદવજી વાલજી—વંથલી |
| ૦-૮-૦ | ,, દેવજી વાલજી ,, |
| ૧-૦-૦ | ,, ચંદુલાલ માવજી ,, |
| ૦-૮-૦ | ,, ત્રિભુવન જુઠાભાઇ ,, |
| ૧-૦-૦ | ,, નાથા ડાહ્યાભાઇ |
| ૧-૦-૦ | ,, ગોવિંદજી કાળાભાઇ—તાલાળા |
| ૧-૦-૦ | ,, ખીમા કેશવ—હડમતાળા |
| ૧-૪-૦ | ,, સોની વલભજી જીવા—ખંભાળીયા |
| ૧-૪-૦ | ,, કરમણ નાથા |
| ૧-૦-૦ | ,, ડાહ્યા કરશન |

| રૂ આ પા | |
|---|---|
| ૦-૮-૦ | શ્રી પ્રાગજી મૂળજી |
| ૧-૦-૦ | ,, સોની મૂળજી આત્મારામ |
| ૧-૦-૦ | ,, લાલજી નાગજી-કુંડલા |
| ૧-૦-૦ | ,, કુંડલા-આનંદાશ્રમ |
| ૧-૦-૦ | ,, દુર્લભજી નાગજી-કુંડલા |
| ૧-૦-૦ | ,, લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી |
| ૨-૦-૦ | ,, પ્રભાશંકર ચતુભાઇ ,, |
| ૧-૦-૦ | ,, પોપટલાલ બેચર ,, |
| ૧-૦-૦ | ,, જટાશંકર રઘુરામ ,, |
| ૧-૪-૦ | ,, જટાશંકર મયારામ ,, |
| ૧-૦-૦ | ,, રેવાશંકર પુરષોત્તમ |
| ૧-૦-૦ | ,, વાઘજી ગમજી-કેશોદ |
| ૧-૦-૦ | ,, ઇશ્વરલાલ ધનેશ્વર-સીંગડી |
| ૧-૦-૦ | ,, મૂળશંકર માવજી-વથલી |
| ૧-૦-૦ | ,, પ્રભાશંકર કાલિદાસ-માટવા |
| ૦-૬-૩ | ,, દેવશંકર મોરારજી-દેવગણા |
| ૧-૦-૦ | ,, ઓધવજી ભવાનીશંકર |
| ૦-૪-૦ | ,, નાનાલાલ પુરષોત્તમ |
| ૧-૦-૦ | ,, હરિલાલ બેચર-ધીમાવદર |
| ૧-૪-૦ | ,, દુદા વસ્તા |
| ૦-૪-૦ | ,, જેઠાલાલ શિવશંકર |
| ૧-૦-૦ | ,, નરેંદ્રસિંહ દયાળસિંહ-જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, ઘનશ્યામ કાંતિલાલ-પોરબંદર |
| ૧-૦-૦ | ,, અરવિંદકુમાર ,, ,, |
| ૨-૦-૦ | ,, જયચંદ બહેચર-જૂનાગઢ |
| ૦-૮-૦ | ,, મોતીલાલ વલભજી ,, |
| ૧-૪-૦ | ,, ગલવજી વસ્તા |
| ૦-૪-૦ | ,, કુલશંકર હરિશંકર |
| ૦-૪-૦ | ,, છગનલાલ ડાલાભાઈ |
| ૧-૦-૦ | ,, ઓધવજી વાઘજી |
| ૩-૦-૦ | ,, મોરારજી ઓધવજી |
| ૦-૮-૦ | કરજી હરજી રવજી |
| ૦-૪-૦ | શ્રી આણંદજી હરજી |
| ૧-૦-૦ | ,, રેવાશંકર નાથાભાઇ |
| ૦-૮-૦ | ,, અબાશંકર ગોવર્ધન |
| ૦-૪-૦ | ,, રણછોડદાસ મૂળદાસ |

| રૂ આ પા | |
|---|---|
| ૦-૫-૦ | શ્રી લાલજી મૂળજી |
| ૦-૪-૦ | ,, લક્ષ્મીશંકર રેવાશંકર |
| ૦-૮-૦ | ,, ગોવિંદ નાગજી |
| ૦-૪-૦ | ,, મયારામ ચતુભાઈ |
| ૦-૪-૦ | ,, પુરષોત્તમ રાઘવ |
| ૫-૪-૦ | ,, પ્રેમજી રાઘવ-જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, પ્રેમજી કરશન ,, |
| ૦-૪-૦ | બેન લાધી ડગન ,, |
| ૦-૪-૦ | શ્રી મનજી હરજી ,, |
| ૦-૪-૦ | ,, ઓધવજી નાગજી ,, |
| ૨-૦-૦ | ,, કેશવજી ઝીણાભાઈ ,, |
| ૧-૦-૦ | ,, મોહનલાલ રામપ્રસાદ-ચાટવડ |
| ૧-૦-૦ | ,, લાલજી ઝીણા-જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, પુરષોત્તમ રાજી ,, |
| ૧-૦-૦ | ,, વિઠ્ઠલજી વાલજી ,, |
| ૧-૦-૦ | ,, હરજી ટીડા ,, |
| ૦-૪-૦ | ,, શાંતિલાલ કરશનદાસ ,, |
| ૦-૪-૦ | ,, જાદવજી બોઘાભાઈ |
| ૧-૦-૦ | ,, કરશનદાસ હરજી |
| ૧-૦-૦ | ,, અમૃતલાલ કરુણાશંકર-બીલખા |
| ૧-૦-૦ | ,, શાસ્ત્રી દયારામ મૂળજી |
| ૧-૦-૦ | ,, ગુલાબરાય અબાશંકર રાવળ |
| ૧-૦-૦ | ,, દયાળસિંહ લાલસિંહ ઠાકોર જૂનાગઢ |
| ૦-૮-૦ | ,, કરશનજી દુર્લભજી ,, |
| ૧-૦-૦ | ,, કાંતિલાલ કાશીરામ-પોરબંદર |
| ૧-૦-૦ | ,, દોલતસિંહ જાલમસિંહ-જૂનાગઢ |
| ૧-૦-૦ | ,, રતનશી લલ્લુભાઇ-ઉમરાળા |
| ૦-૮-૦ | ,, પ્રવીણચંદ્ર પ્રભાશંકર-વડિયા |
| ૧-૦-૦ | પૂ. બ્ર. આત્મપ્રકાશજી અખરસા |
| ૨-૦-૦ | શેઠ હરગોવિંદદાસ રામજી-કુંડલા |
| ૦-૮-૦ | બ્ર. બ્રહ્મપ્રકાશજી |
| ૧-૦-૦ | શ્રી જીવાભાઇ કાથડભાઇ-બીલખા |
| ૧-૦-૦ | ,, આસા માવજી-લેરીયા |
| ૨-૦-૦ | ,, કેશવલાલ માણેકલાલ-ગોધરા |
| ૧-૦-૦ | ,, જીવનરામ મકનજી ભાવનગર |
| ૧-૦-૦ | બેન હીરાબેન હરગોવિંદ પંડ્યા ,, |

રૂ.આ.પા.
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજી-ખીલખા
૧-૦-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ-જૂનાગઢ
૧-૦-૦ ,, ભાસ્કરરાય લાભશંકર-માંગરોળ
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર ,,
૦-૮-૦ ,, પોપટલાલ ભૂધરભાઇ
૧-૦-૦ ,, ઉછરંગલાલ શંભુલાલ-અમદાવાદ
૧-૦-૦ બેન સેવાકુંવર જયશંકર
૧-૦-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી
૧-૦-૦ શ્રી. ભગવાનજી દેવજી
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ-જૂનાગઢ
૩-૪-૦ ભટ્ટ કુરજી પ્રાગજી-માંગરોળ
૦-૪-૦ શ્રી. ગૌરીશંકર નરભેરામ-ખીલખા
૧-૦-૦ ,, ત્રિભુવન દેવનંદ-પરબડી
૨-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા-ગોધરા
૦-૪-૩ વિ. ઘનશ્યામ મૂળશંકર-પાટણ
૦-૪-૦ શ્રી. શાંતિલાલ દેવશંકર-ઢાંક
૨-૮-૦ ,, વસરામ દેવશી-હૃષીકેશ
૦-૮-૦ ,, નાનાલાલ જીવન-ખીલખા
૦-૪-૦ ,, શુકલ પોપટ નાગજી ,,
૧-૮-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-ખીલખા
૧-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર રાજકોટ
૦-૫-૩ ,, જીવણદાસ આણંદરામ ખીલખા
૦-૫-૩ ,, ધમા ખોડા ,,
૦-૫-૩ ,, ભુરા લખમણ ,,
૦-૮-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧-૦-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, પદ્મશંકર અંબાશંકર ,,
૧-૦-૦ ,, ચંદુલાલ અંબાશંકર ,,
૨-૦-૦ ,, બાલાભાઇ દયારામ-માંડલ
૧-૦-૦ ,, નટવરલાલ જયશંકર
૧-૦-૦ ,, રઘુનંદન ઝા. પંડિત
૦-૪-૦ ,, હરિશંકર પરશુરામ દવે
૧-૦-૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૦-૪-૦ બેન નાનબાઇ લક્ષ્મીરામ
૦-૩-૦ પરચુરણ

રૂ.આ.પા.
૧-૦-૦ શ્રી. ખીલખા પોસ્ટ માસ્તર સાહેબ
૦-૫-૬ આરતીમાં
૧-૦-૦ શ્રી. છગનલાલ કાનજીભાઇ
૫-૦-૦ નામદાર દરબાર શ્રી રાવતવાળા સાહેબ-ખીલખા.
૧-૦-૦ નામદાર દરબારશ્રી હાથીઆવાળા સાહેબ-ખીલખા
૦-૪-૦ બેન પાર્વતીબાઇ
૦-૪-૦ ,, સંતોકબાઇ જગજીવન
૧-૪-૦ ,, પ્રેમબાઇ-કરાંચી
૧-૦-૦ ,, નર્મદાબાઇ-કુંડલા
૧-૪-૦ ,, શાંતાબાઇ હરગોવિંદ ,,
૦-૪-૦ ,, જયાબેન ,,
૦-૪-૦ ,, જડલબાઇ ગૌરીશંકર
૦-૪-૦ ,, ગલાલબેન વીસાવદર
૦-૨-૦ ,, નર્મીબેન
૦-૮-૦ ,, દેવીબાઇ-કરાંચી
૧-૦-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજીનું કુટુંબ-જૂનાગઢ
૧-૦-૦ બેન મણિબાઇ-જોરાવરનગર
૧-૦-૦ ,, સવિતાબેન ,,
૧-૦-૦ ,, જડાવબેન ,,
૦-૪-૦ ,, દિવાળીબાઇ-જૂનાગઢ
૦-૪-૦ ,, રતનબાઇ ,,
૦-૧૨-૦ ,, મોતીબાઇ ,,
૦-૪-૦ ,, પ્રેમકુંવરબેન ,,
૦-૪-૦ શ્રી. ત્રિભુવન વિઠલજી દવેનાં પત્ની બેન મણિબાઇ
૦-૮-૦ શ્રી. કેશવજી ઝીણાનાં પત્ની-જૂનાગઢ
૦-૨-૦ બેન કમળાબાઇ
૦-૨-૦ બેન અવલબહેન
૨-૦-૦ શ્રી. પોપટલાલ વાલજીનું કુટુંબ
૦-૬-૦ બેન સવિતા-વડિયા
૦-૨-૦ ,, મૂળીબાઇ
૦-૧-૦ પરચુરણ
૦-૪-૦ બેન મણિબાઇ-ખીલખા



રૂ આ પા
૧-૦-૦ વનિતાવિશ્રામ દ્વા મણિબેન
૧-૪-૦ બેન પ્રાણકુંવરબહેન
૧-૪-૦ ,, મહાલક્ષ્મીબહેન
૦-૬-૦ પરચુરણ
૧-૦-૦ બેન શ્રી સુમરી બહેન કાળાવાળા-બીલખા
૧-૦-૦ ,, અમુતાબહેન કાગાવાળા ,,
૧-૦-૦ ,, રાધાબહેન ભગુભાઇ ,,
૧-૦-૦ માતુશ્રી ગણેગબાઇ ,,
૧-૦-૦ બાઇશ્રી કુમુબાઇ ,,
૧-૦-૦ બેન સુબજીમા રામાભાઇ ,,
૧-૦-૦ શ્રી અજિતરાય હરિદાસ-પારેખ મુંબાઇ

રૂ આ પા
૧-૦-૦ શ્રી નારણદાસ જમનાદાસ
૧-૦-૦ બેન વિજ્યા લક્ષ્મીશંકર-
૨-૦-૦ ,, રંભિબહેન- પોરબંદર
૧-૦-૦ ,, મણિબહેન રણછોડરાય ,,
૦-૮-૦ ,, દોલતબહેન ત્રિભુવનદાસ ,,
૦-૮-૦ ,, પ્રભાકુંવર ત્રિમ્બનાથ ,,
૦-૮-૦ ,, મણિબહેન કાળાભાઇ ,,
૦-૪-૦ ,, ચોથીબહેન ગૌરીશંકર ,,
૨૦-૦-૦ શેઠ રાજસી જીવરાજ તરફથી રુદ્રાક્ષના બેરખા વિનામૂલ્યે આપવા માટે
૧-૦-૦ શ્રી શિવશંકર દયારામ-પાનેલી
૧-૦-૦ શ્રીમતી હરિમા-ધોળાવીશી

---

## પરચુરણ ભેટ

આ માસમાં પૂજ્યપાદ શ્રીમદ્‌ગુરુદેવના દર્શનસત્સંગનિમિત્તે આવેલા બંધુબહેનોતરફથી તથા મનીઓર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છે —

૫-૦-૦ શ્રી કેશવલાલ ગોવર્ધનરામ ને તેમનું કુટુંબ-મુંબાઇ
૨-૦-૦ શ્રી ચુનીલાલ ભગવાનદાસ-દીવ
૧-૦-૦ શ્રીમતી બહેન ગણેશબાઇ-બીલખા
૦-૨-૦ ,, ,, સુમરી બહેન ,,
૦-૨-૦ બેન મણિબાઇ
૨-૮-૦ શ્રી શંકરલાલ રામસ્વરૂપ-બાટવા
૨-૪-૦ શ્રી કેશવલાલ કલ્યાણજી ને તેમનું કુટુંબ-કુતિયાણા
૧-૦-૦ શ્રી ઘનશ્યામલાલ કાંતિલાલ-પોરબંદર
૧-૦-૦ ,, અરવિંદકુમાર કાંતિલાલ-પોરબંદર
૨-૦-૦ ,, શેઠ રાજશી જીવરાજ સપ્તાહ નિમિત્તે તથા નીનોત્સર્ગ નિમિત્તે વામનેર
૧-૦-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા
૦-૮-૦ ,, ભાનુશંકર કાશીરામ-સુપેડી
૫-૦-૦ ,, મચેરશા હોરમસજી ભાભા-મુંબઇ
૦-૪-૦ ,, કેરશનજી પ્રાણજીવન-વામનેર
૨-૦-૦ ,, પોપટલાલ વાલજી-જામનગર

૧-૦-૦ વકીલ પોપટલાલ તારાચંદ-જૂનાગઢ
૧-૦-૦ શ્રી કૃપાશંકર જયરામ ભટ્ટ-નાસિક
૦-૪-૦ ,, પ્રેમજી કરમન-જૂનાગઢ
૦-૮-૦ ,, પ્રભાશંકર નાનજી જોશી-વડીયા
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઇ-જૂનાગઢ
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ
૦-૨-૦ ,, મોતીલાલ વલ્લભજી-જૂનાગઢ
૧-૦- ,, રતનસી લલ્લુભાઇ-ઉમરાળા
૧-૫-૦ પરચુરણ ભેટ
૦-૫-૦ ચિ પ્રવીણકુમાર પ્રભાશંકર-વડિયા

સં ૧૯૯૭ના ચૈત્રમાસમાં શ્રીરામનવમીને દિવસે શ્રી કેશવલાલ માણેકલાલ ચદારાણાને ત્યાં પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના —

૧-૦-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૧-૦-૦ સૌ કુંતાબેન કેશવલાલ-ગોધરા
૦-૧૨-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણાનું કુટુંબ
૦-૨-૦ શ્રી રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા

ગોધરામાં શ્રીશંકરજયંતીના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના:—

૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ ,, કેશવલાલ નાનજી ચંદારાણા
૦-૧૫-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણાનું કુટુંબ
૦-૪-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
૦-૪-૦ ,, ઇશ્વરલાલભાઇ
૧-૦-૦ ભટ્ટ કુરજી પ્રાગજી-માંગરોળ
૧-૦-૦ શ્રી. વસંતરાય છબીલારામ-પાટણ
૦-૮-૦ ,, કેશવલાલ માણેકલાલ-ગોધરા
૧-૦-૦ બહેન નર્મદાબાઇ-કુંડલા
૩-૦-૦ શ્રી. પ્રેમજી જુઠાભાઇ-બેડી
૧-૦-૦ ,, લાલજી નાગજી-કુંડલા
૧-૧-૦ ,, દુર્લભજી નાગજી ,,
૨-૦-૦ કેશવજી ઝીણાભાઇ-જૂનાગઢ
૦-૨-૦ વાણંદ પુરુષોત્તમ-શાહપુર
૧-૦-૦ શેઠ મગનલાલ ડાહ્યાભાઇ-રાજકોટ
૧-૦-૦ શેઠ રતિલાલ ડાહ્યાભાઇ ,,
૦-૪-૦ બેન દેવબાઇ મોરારજી
૧-૦-૦ શ્રી. મહાશંકર છગનલાલ રાવળ
૧-૦-૦ ,, જયચંદ બહેચર વકીલ
૨-૦-૦ શેઠ રવજી દેવજી ગાંધી-જામગર
૦-૨-૭।। પરચુરણ
૧-૦-૦ બ્ર. શ્રી આત્મપ્રકાશજી
૦-૦-૩ પરચુરણ
૧-૦-૦ શ્રી. જાદવજી વાલજી વ્યાસ
૧-૦-૦ ,, દેવજી વાલજી વ્યાસ
૧-૦-૦ ,, રતિલાલ કાનજી-વંથલી.
૦-૪-૦ ,, નાનાલાલ પુરુષોત્તમ
૧-૦-૦ ,, ત્રિભુવન શંકર
૩-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર શ્રાવણ ભાદરવો તથા આસોની ભેટના
૧-૪-૦ ,, નથુમલાભાઇ-મંગળપુર.
૧-૪-૦ શ્રી. કેવળચંદ કાનજી-ગોંડલ.
૩-૪-૦ ભટ્ટ પ્રાગજી કાનજી માનખેતરા હા. કુરજીભાઇ
૫-૦-૦ ભટ્ટ પ્રેમજી કુરજી-માંગરોળ
૫-૦-૦ ભટ્ટ કુરજી પ્રાગજી માંગરોળ
૧-૦-૦ શ્રી. ત્ર્યંબકલાલ મણિશંકર
૧-૦-૦ ,, ગોવિંદજી કાળાભાઇ-વીસાવદર
૦-૪-૦ ,, ગોપાલજી ગૌરીશંકર-અમરેલી
૧-૦-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ-નાસિક
૧-૦-૦ ,, ગૌરીશંકર મોનજી-ભાવનગર.
૨-૧-૦ શ્રી. કેશવજી ઝીણા તથા તેમનું કુટુંબ
૦-૪-૦ બેન અવલબાઇ-શાહપુર
૧-૦-૦ પં. વિશ્વનાથ મીઠારામ-નાસિક
૦-૮-૦ શ્રી. મોનજી જાદવજી ને તેમનાં પત્ની
૨-૧-૩ બ્ર. શ્રી બાલકૃષ્ણ લાલજી-બેટ હા. રમણિકલાલ ત્રિ. દવે
૦-૪-૦ શ્રી. પ્રભાશંકર નાનજી જોશી-વડિયા
૦-૪-૦ ચિ. પ્રવીણકુમાર પ્રભાશંકર
૦-૮-૦ શ્રી. હરિલાલ બહેચર-વીસાવદર
૫-૦-૦ ,, કાંતિલાલ કાશીરામ-પોરબંદર
૧-૦-૦ ,, શ્રી. મધુવનદાસ ચંદુલાલ
૦-૮-૦ ,, કરશનદાસ હરજી-જૂનાગઢ.
૨-૦-૦ ,, મગનલાલ ડાહ્યાભાઇ
૧-૦-૦ ,, રતિલાલ ડાહ્યાભાઇ
૦-૮-૦ ,, નરશી ગોવિંદ
૦-૮-૦ ,, જીવીબાઇ અરજણ
૨-૦-૦ બેન ધનબાઇ ફ. બનાજી-મુંબઇ
૧-૪-૦ બેન જમનાબાઇ રાજારામ-બાંટવા
૨-૦-૦ શ્રી. ગણપતરામ નાનાભાઇ હા. પ્રભાલક્ષ્મી-અમદાવાદ
૧-૦-૦ જાની નંદલાલ વિઠ્ઠલદાસ-મેસાણા
૨-૦-૦ બેન પ્રેમકુંવર ઉમયાશંકર હા. રા. સા. છગનલાલભાઇ
૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી-દહાણુ
૪-૩-૦ ,, મધુવનદાસ ચંદુલાલ પરીખ-ગ્વાલીઅર. નિત્યદાન તથા ભેટના
૧-૪-૦ શ્રી. નારાયણ પાંડુરંગ-માંડવી
૧-૦-૦ ,, રામભટ્ટ પીતાંબર-વડતાલ
૧-૪-૦ બેન જડાવબેન લલ્લુભાઇ-રાજકોટ
૭-૧૨-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજી-કરાંચી વૈશાખ તથા જેઠની ભેટના

૧-૪-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજી
થાળનિમિત્તે ભેટના
૧-૦-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર
ત્રિવેદી-બોટાદ
૧-૦-૦ ,, રામજી જુઠાભાઇ-ઉપલેટા
૧-૦-૦ ,, કેશવશર્માજી-રાજકોટ
૧-૪-૦ રાજકોટ શ્રી કેશવશર્માજી અને આનંદાશ્રમશિષ્યમંડળે પૂજન વખતે ધરેલી પૂજનભેટના
૧-૦-૦ ગઢવી ગોવિંદ ભોજા-જાંબુડા
૨-૦-૦ શ્રીમતી નાની બહેન ગર્જ્જર-સુરત
૧-૦-- હરિવલ્લભ નાગેશ્વર ,,
૧-૦-૦ બેન મહાલક્ષ્મીબહેન ,,
૧-૦-૦ બેન પાર્વતીબહેન ,,
૧-૦-૦ છોટુભાઇ ,,
હા. બેન પાર્વતીબાઇ
૧-૦-૦ શારદાબેન મોહનલાલ-સુરત
૧-૦-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર
૦-૪-૦ બેન નિર્ભયકુંવર તુલજાશંકર-ટંકારા
૦-૨-૦ ,, વિજયા તુલસીરામ ,,
૦-૩-૦ ચિ. સુશીલા, કૌશિક તથા ભાસ્કરરાવ પીતાંબર-ટંકારા
૧-૦-૦ શ્રી. સુંદરજી બહેચર તન્ના-માંગરોળ.
૧-૦-૦ ,, જેઠાલાલ ગોવિંદજી-જામનગર
૦-૧૨-૦ ,, મૂળજી જીવન-પોરબંદર
૧-૦-૦ ,, મણિશંકર પ્રભાશંકર-ખંભાત
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ-જૂનાગઢ
૫-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ
૧-૦-૦ ,, લાલજી નાગજી-કુંડલા
૧-૪-૦ દુર્લભજી નાગજી -કુંડલા
૧-૦-૦ ,, વસંતરાય છબીલારામ-માંગરોળ
૧-૦-૦ કુરજી પ્રાગજી-માંગરોળ
૧-૦-૦ ,, લાભશંકર ભવાનીશંકર ,,
૨-૦-૦ ,, રામજી ખેતશી-રાજકોટ
૨-૦-૦ ,, પ્રેમજી જુઠાભાઇ-ખેડી
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ
૧-૪-૦ ,, મોનજી જાદવજી તથા તેમનાં પત્ની
૦-૨-૮।। પરચુરણ
૧-૦-૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ-નાસિક

૧-૦-૦ શ્રી. ભાઇશંકર ધનજી દવે
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, ઇશ્વરલાલ ધનેશ્વર-લીંબડી
૦-૮-૦ ,, બેચરલાલ ભવાન મહેતા-વરધા
હા. દલપતરામ
૧-૦-૦ ,, ઓધવજી હીરજી-ભાવનગર હા.
શ્રી. મહાશંકર છ. રાવળ
૧-૦-૦ ,, રવિશંકર મહાશંકર રાવળ
૦-૮-૦ ,, જાની હરગોવિંદ અંબારામ
હા. શ્રી. મહાશંકર છ. રાવળ
૧-૦-૦ ,, જીવનરામ મકનજી-ભાવનગર
૧-૦-૦ ,, ઔદીચ્ય વિદ્યાર્થિભવનના
એક વિદ્યાર્થી-ભાવનગર
૨-૦-૦ ,, રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૧-૦-૦ ,, ઝવેરીલાલ જગજીવન-બેરાઇ
૧-૦-૦ ,, બાલચંદ્ર ઝવેરીલાલ ,,
૨-૦-૦ ,, સાકરલાલ મણિશંકર પંડિત-ખંભાત
હા. તેમના પુત્ર
૫-૦-૦ ,, જયંતીલાલ લાલજીભાઇ-કુમસ
૩-૧૨-૦ ,, દેવચંદ હંસરાજ-ગરેજ
૧-૦-૦ ,, ભગવાનજી કાનજી-જામનગર
૧-૦-૦ ,, કરશનદાસ જુઠાભાઇ-લોલાડા
૫-૦-૦ ,, ત્રિકમલાલ મથુરભાઇ હા. રામલાલભાઇ- લીમડી
૧-૦-૦ ,, હરિલાલ જીવરામ ,,
૧-૦-૦ બેન ફુલકુંવર બહેન-મુંબઇ
૨-૦-૦ ,, ચંદનગૌરી એફ. મહેતા-સરથાણ
૧-૦-૦ ,, રૂક્ષ્મણીબાઇ દાજીભાઇ ,,
૨-૦-૦ ,, જયગંગા બહેન-વીલેપારલે
૧-૦-૦ કંસારા નરોત્તમ પરભુ-ગણદેવી
૦-૪-૦ શ્રી. ભગવાનજી હરદેવ-જાલીયાદેવાણી
હા. અં. ના. જોશી.
૯-૮-૦ ,, દુર્ગાશંકરભાઇ તથા લીંબડીના અન્ય ગુરુબંધુઓ તરફથી આષાઢી પૂર્ણિમાની ભેટના.

જામજોધપુરમાં આષાઢી પૂર્ણિમાએ શ્રીસદ્‌ગુરુ પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ આવેલી છેઃ-

૧-૦-૦ શ્રી. દોલતશંકરભાઇ
૧-૦-૦ ,, મૂળજી વેલજી
૧-૦-૦ ,, બાપુભાઇ ભાવસિંહજી
૧-૦-૦ ,, દામોદર મૂળજી
૦-૮-૦ ,, શંકરલાલ મોહનલાલ
૦-૮-૦ ,, પરમાણંદ લાલજી
૦-૮-૦ ,, સુંદરજી ડોસાભાઇ
૦-૪-૦ ,, જીવન લવજી
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા
૦-૪-૦ ,, પરસોત્તમ પ્રેમજી
૦-૪-૦ ,, ચતર્ભુજ જોશી
૦-૪-૦ ,, જગજીવન ઝીણાભાઇ
૦-૪-૦ ,, જગજીવન ભાણજી
૦-૪-૦ ,, માનશંકર શંકરલાલ
૦-૨-૦ ,, જીવન રણછોડ
૦-૨-૦ ,, જુઠાભાઇ કલ્યાણજી
૦-૪-૦ ,, અમરસંગ ગોપાલજી
૧-૦-૦ ,, મંગળદાસ માધવલાલ-સાદરા
૧-૦-૦ ,, ઇશ્વિરલાલ અંબાશંકર ,,
૧-૦-૦ શ્રી. ગોરધનદાસ જેઠીભાઇ-સાદરા
૧-૦-૦ ,, આનંદાશ્રમ-સાદરા

દીવામાં આષાઢી પૂર્ણિમાના ગુરુપૂજનની ભેટનાઃ-

૧-૦-૦ શ્રી. મૂલજીભાઇ તુલસીભાઇ
૧-૦-૦ ,, વેણીભાઇ
૧-૦-૦ ,, હરજીવન મિસ્ત્રી
૦-૮-૦ ,, ભૂધરભાઇ મૂલજીભાઇ
૦-૮-૦ ,, ભગવાનભાઇ
૧-૦-૦ ,, ઇશ્વરભાઇ
૦-૨-૦ ,, માધવભાઇ
૨-૦-૦ દા. રૂગનાથસિંહ ભવાનસિંહના ચિ. ખેંગારસિંહજીના લગ્નપ્રસંગે વરઘોડીયાં કુતિયાણા આનંદાશ્રમમાં દર્શનાર્થે આવતાં ભેટના.

આષાઢી પૂર્ણિમાએ કુતિયાણા-આનંદાશ્રમમાં પૂજન થતાં ભેટના

૧-૪-૦ શ્રી. સબળસિંહ જાલમસિંહ
૧-૦-૦ શ્રી. શામજી રણછોડ
૦-૧૦-૦ ,, માનસિંહ નથુસિંહ
૦-૮-૦ ,, હરજીવન ઇશ્વરજી
૦-૮-૦ ,, કેશવલાલ કલ્યાણજી
૦-૮-૦ ,, પુરુષોત્તમ સુંદરજી
૦-૮-૦ ,, લક્ષ્મીશંકર ઓધવજી
૦-૮-૦ ,, જેશંકર કલ્યાણજી
૦-૮-૦ ,, માણેકચંદ પાનાચંદ
૦-૮-૦ ,, રૂપસિંહ કલ્યાણસિંહ
૦-૪-૩ ,, માવજી મૂળજી પુરોહિત
૦-૪-૦ ,, ગોવિંદજી માવજી ,,
૦-૪-૦ ,, દેવશંકર રણછોડ
૦-૪-૦ ,, રઘુનાથસિંહ ભવાનસિંહ
૦-૪-૦ ,, ભગવાનસિંહનાં વિધવા શાંતાબાઇ
૦-૨-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧-૦-૦ ,, બાલાભાઇ દયારામ માંડળ
૦-૪-૦ ,, મૂળશંકર ગણેશજી ,,
૦-૩-૦ પરચુરણ ભેટ ,,
૧-૪-૦ શ્રી. રામચંદ્ર યશમલ લેલે મહાલકારી ભેટ.
૧-૪-૦ ,, નરહરિ ધીરજરામ-મણિનગર
૧-૦-૦ ,, ગોપાલભાઇ નરશી-દીવા
૨-૦-૦ ,, પુરુષોત્તમ નારણદાસ-સનાવદ
૧-૦-૦ ,, ઇચ્છારામ કૃષ્ણદેવ પંડયા-સીગામ
૧-૦-૦ ,, ઠાકોર ભાસાહેબ રાયસિંહ સીગામ
૧-૦-૦ ,, બેન ગજરાબા તે દરબાર ઉદેસિંહ મોહનનાં બેન-સીગામ
૧-૦-૦ રાજ નાથા દીપસિંહનાં વિધવા બાઇ મહાકુંવર-સીગામ
૧-૦-૦ બેનશ્રી રાધાબહેન
૦-૫-૭ પરચુરણ

મુંબઇમાં આષાઢી પૂનમના દિવસે પૂજન થતાં ભેટનાઃ-

૧-૦-૦ શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલદાસ
૧-૦-૦ ,, ગોકળદાસ શિવશંકર
૧-૦-૦ ,, ભાણજી પરમાણંદ
૧-૦-૦ ,, દેવશંકર શ્યામજી

૧-૪-૦ શ્રી પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ
૦-૮-૦ ,, પ્રાણજીવન હંસરાજ
૦-૨-૦ ,, ના મુળજી ગવીદાસ
૨-૦-૦ ,, દેવશંકર તેજપાળ
૦-૮-૦ ,, અમથાલાલ જગજીવન
૧-૪-૦ ,, માધવજી રામજી
૦-૮-૦ , મોહનલાલ લક્ષ્મીરામ
૫-૦-૦ મગનલાલ લાલાભાઈ
૨-૦-૦ રેવાશંકર દુર્લભજી
૨-૦-૦ હિંમતલાલ જટાશંકર
૧-૪-૦ તુલસીદાસ ખેતશી
૧-૪-૦ વનમાળી કાશીરામ
૨-૪-૦ હરીલાલ જીવનદાસ
૦-૮-૦ છગનલાલ મવજી
૧-૦-૦ મૂળચંદ હરજીવન
૫-૦-૦ ગુલાબસિંહ જાલમસિંહ
૨-૦-૦ ભોળાભાઈ છભાઈ
૧-૦-૦ પ્રાણલાલ હરિશંકર
૧-૦-૦ અરજણ કરમણ
૧-૦-૦ છભાઈ ગિરજાશંકર
૨-૦-૦ શ્રી કેશવલાલ દયાળજી
૧૧-૦-૦ ,, એક સેવક ને તેમનું કુટુંબ
૧-૦-૦ ,, ચતુર્ભુજ કાશીરામ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચતુર્ભુજ
૫-૦-૦ ,, રાજશી જીવરાજ
૧-૦-૦ ,, રતનજી રામજી
૧-૪-૦ ,, રૂગનાથ પુરષોત્તમ
૦-૮-૦ ,, સુરેશ અમૃતલાલ
૨-૦-૦ ,, હરજીવન કેશવજી શાહ
૪-૦-૦ ,, દેવશંકર શ્યામજી રાવળ
૧-૦-૦ ,, કેશવલાલ જેઠાભાઈ
૫-૦-૦ ,, જમશેદજી પેસ્તનજી માહીમ
૧-૪-૦ બહેન શ્રી કૈલા બહેન ભીખા
૦-૦-૧૦ પરચુરણ
૧-૧૦-૦ લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકના પૂજાપાના

---

## "आनंदाश्रम" मासिकना लवाजमनी पहोंच

ગત આષાઢમાસમાં નીચેના બંધુબહેનો તરફથી લવાજમો મળ્યા છે —

શ્રી દેવનંદ લાલજી-ચરેલ વર્ષ ૧૦
,, જટાશંકર જગજીવન-જૂનાગઢ ,, ૯-૧૦
,, પ્રેમજી રાઘવ જૂનાગઢ વર્ષ ૧૦
,, લાધારામ ઝીણાભાઈ-,, ,, ૯
હા શ્રી લાલજી ઝીણાભાઈ
,, કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ ,, ૧૦
,, લાલજી ઝીણાભાઈ- ,, ,, ૧૦
,, મોહનલાલ રામપ્રસાદ-ધાટવડ , ૧૦
,, વિનાયકરાવ સીતારામ-કોડીનાર ,, ૧૦
,, પ્રભાશંકર નાનજી શાસ્ત્રી-વડીયા ,, ૧૦
,, મોતીલાલ વલભજી-જૂનાગઢ ,, ૧૦
,, રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા , ૧૦
હા, શ્રી મા ના ચરણારણા
,, ગોરધનદાસ ભોગીલાલ- ,, ,, ૧૦
હા મા ના ચરણારણા
શ્રી હીરાલાલ આદિત્યરામ-લુણાવાડા વર્ષ ૧૦
હા શ્રી મા ના ચરણારણા
,, જગન્નાથ દેવશંકર-વાંકાનેર ,, ૯
હા ડૅ મા ઓઝા
શ્રી હરજી રવજી દરજી-બાટવા વર્ષ ૧૦
, સવજી અમરશી-બાટવા ,, ૧૦
બહેન દેવમાઈ દામજી ,, ,, ૧૦
શ્રી નથુભાઈ હીરાભાઈ ,, ,, ૧૦
,, લક્ષ્મીશંકર દયાશંકર ,, ,, ૧૦
,, વલભજી જેરામ ,, ,, ૧૦
,, લાભશંકર ભવાનીશંકર-માગરોળ,, ૧૦
,, પુંજાભાઈ હીરજી-માગરોળ ,, ૧૦
,, નારીરામ દેવશંકર-લાઠી ,, ૮
,, દુલેરાય બળવંતરાય-માગરોળ ,, ૧૦
,, ઈશ્વરલાલ ધનેશ્વર લીંબડી ,, ૧૦
મોતી વલભજી જીવા-ખંભાળીયા ,, ૧૦
,, ભગવાનજી દેવજી-માગરોળ ,, ૧૦
,, પ્રભાશંકર કાલિદાસ-શાહપુર ,, ૧૦
, ભગવાનજી બહેચર-રાજકોટ ,, ૯-૧૦
,, રતિલાલ લાલાભાઈ-રાજકોટ ,, ૮-૯-૧૦

શ્રી. મગનલાલ ડાહ્યાભાઇ રાજકોટ વર્ષ ૯–૧૦

,, હરજી ટીડા–જૂનાગઢ ,, ૧૦

,, ફુરજી પ્રાગજી–માંગરોળ ,, ૧૦

,, દયાશંકર મહાશંકર ,, ,, ૧૦

,, નાથાલાલ ખીમજી ,, ,, ૧૦

,, વેલજી સવજી–જામનગર ,, ૯
હા. પો. વા. રંગરેજ

,, વાઘજી રામજી–કેશોદ ,, ૧૦

,, જ્યંતીલાલ ભાઇશંકર દવે–ભાવનગર ,, ૧૦
હા. શ્રી. ભાઇશંકર ધનજી દવે

,, ગિરજાશંકર રતનજી–સિહોર ,, ૧૦
હા. શ્રી. ભા. ધ. દવે

,, દરજી રામજી ગીગા–તારી ,, ૧૦

,, કરસનજી દુર્લભજી–જૂનાગઢ ,, ૯–૧૦

,, ભાઇશંકર કરસનજી–ખાંટવા ,, ૯
હા. શ્રી. કરણસિંહજી લા. ઠાકોર

,, સુરતરાય અંબાવીદાસ–જૂનાગઢ ,, ૧૦

શ્રી. મણિલાલ હરખજી–ખીજડીઆ ,, ૧૦

,, કાંતિલાલ કાશીરામ–પોરબંદર ,, ૯–૧૦

બ્હેન નર્મદાબહેન–કુંડલા ,, ૧૦

,, લાલજી નાગજી– ,, ,, ૧૦

,, ડાહ્યાલાલ મેઘજી–રાયપુર ,, ૧૦

,, લક્ષ્મીશંકર રઘુરામ–અમરેલી ,, ૧૦

,, મોહનલાલ કાલીદાસ ,, ,, ૧૦

,, મણિલાલ રાયારામ ,, ,, ૧૦

,, જટાશંકર રઘુરામ ,, ,, ૧૦

,, જટાશંકર મયારામ ,, ,, ૧૦

,, કરસનદાસ હરજી–જૂનાગઢ ,, ૧૦

,, ભગવાનજી હરદેવ–જાળીયા દેવાણી ,, ૧૦

,, ઉમીયાશંકર વલભજી–માંગરોળ ,, ૧૦
હા. ભાસ્કરરાય

,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ ,, ,, ૧૦

,, હર્ષદરાય મહારાણીદાસ ,, ,, ૧૦

,, ઉપેંદ્રરાય મહારાણીદાસ ,, ,, ૧૦

શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–
જૂનાગઢ વર્ષ ૧૦

,, ગોપાળલાલ વાલજી–જામનગર ,, ૧૦

શ્રી. મથુરાદાસ શિવજી–જામનગર વર્ષ ૧૦

,, તુલસી નાનજી–આલીદર ,, ૧૦

,, જયસુખલાલ શંભુલાલ–અમદાવાદ ,, ૧૦
હા. શ્રી. ઉછરંગરાય

,, કૃપાશંકર જયરામ ભટ્ટ–નાસિક ,, ૧૦

પૂજ્ય દેવીશ્રી વિમલાદેવી–નાસિક ,, ૧૦

શ્રી. ગૌરીશંકર મોનજી ભટ્ટ–ભાવનગર ,, ૧૦

,, પરમાણંદ મૂલજી–જેતપુર ,, ૧૦

,, મોનજી જાદવજી–કરાંચી ,, ૯

,, મોરારજી ઓધવજી–કલકત્તા ,, ૯,૧૦

પૂ. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી–બખરલા ,, ૧૦

શ્રી. પ્રભાશંકર અંબારામ–ચાંપરડા ,, ૧૦

,, લક્ષ્મીશંકર વેલજી–સાતોદડ ,, ૮,૯,૧૦

,, જેશંકર કેશવજી–ભાણવડ ,, ૧૦

,, પ્રેમજી હીરજી–ખાંભોદર ,, ૯

બેન ધનબાઇ ફરદુનજી–મુંબઇ ,, ૧૦

શ્રી. મીનોચેહર મહેરવાનજી,, ,, ૧૦

,, વ્રજલાલ વનમાળી–દહાણું ,, ૧૦

,, પરમાણંદ ગોપાલજી ,, ,, ૧૦

,, વનમાળી ગોપાલજી ,, ,, ૯

,, નારાયણરાવ પાંડુરંગ–માંડવી ,, ૯,૧૦

,, રામભટ્ટ પીતાંબર–વડતાલ ,, ૧૦

જડાવ બ્હેન લલુભાઇ–ભાવનગર ,, ૧૦

રૂા. ૨૯–૦–૦ કરાંચીના ગ્રાહકોના ,, ૯ના
લવાજમના હા. શ્રી. કૃ. શ્યામજી.

શ્રી. મંચેરશાહ હોરમસજી–મુંબઇ . ,, ૧૦

,, પીરોજશાહ એરચશાહ ,, ,, ૧૦

,, ધનજીશાહ અરદેશર ,, ,, ૧૦

,, જમશેદજી પેસ્તનજી ,, ,, ૧૦

,, જયંતીલાલ અંબાશંકર–બોટાદ ,, ૧૧

,, રામજી જુઠાભાઇ–ઉપલેટા ,, ૧૦

,, ગોવિંદ ભોજાભાઇ–જંબુડા ,, ૧૦

,, હરગોવિંદ પિતાંબર–ટંકારા ,, ૧૦

,, સુંદરજી બહેચર–માંગરોલ ,, ૧૦

,, દ્વારકાદાસ હરિભાઇ ,, ,, ૧૦

,, મણિશંકર પ્રભાશંકર–ખંભાત ,, ૧૦

,, બેચરલાલ ભવાન મહેતા–વરધા ,, ૯

,, રઘુનાથસિંહ નથુસિંહ–બેંગલોર ,, ૯,૧૦

(બાકીનાં નામો આવતા અંકમાં છપાશે.)

## खास निवेदन

શ્રીઆનંદાશ્રમમાં વિદ્યાલયના વિદ્યાર્થીઓમાટે આનંદાશ્રમમંડળના સજ્જનોતરફથી ભિન્નભિન્ન પ્રસંગે મિષ્ટાન્ન ભોજન આપવાની માગણીઓ આવે છે, અને તે પ્રમાણે વ્યવસ્થા કરતાં વિદ્યાર્થીઓને ઉપરાઉપર મિષ્ટાન્ન ખવરાવવાથી તેમના આરોગ્યઉપર માઠી અસર થાય છે, એટલુંજ નહિ પણ તેમની મનોવૃત્તિઉપર પણ અસર થઇ તેમના અભ્યાસમાં અડચણ થાય છે. આ બાબત ટ્રસ્ટીમંડળમાં ચર્ચા થતાં સર્વાનુમતે એમ ઠરાવવામાં આવે છે કેઃ—

વિદ્યાર્થીઓને પ્રતિમાસે બે મિષ્ટાન્ન ભોજન (બહારથી આવ્યાં હોય તો) અનધ્યાયના દિવસે આપવાં, ઉપરાંત તેમને શ્રીઆનંદાશ્રમના તહેવારના દિવસોમાં પણ ચાલુ રીતે મિષ્ટાન્ન ભોજન આપવાનું રાખવું.

જે જે ગૃહસ્થોને શ્રીઆનંદાશ્રમના વિદ્યાલયના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કે સાદું ભોજન આપવાની ઇચ્છા થાય તેમણે પોતાની ઇચ્છા પ્રમાણેની રકમ વિદ્યાર્થીઓના ભોજન ખર્ચમાટે મોકલવી જોઇએ. હાલ વીશ વિદ્યાર્થીઓ છે તેના મિષ્ટાન્ન ભોજનનો આશરે રૂા. ૭-૮-૦ અંકે રૂપિયા સાડા સાત ને સાદા ભોજનનો આશરે રૂા. ૫-૦-૦ અંકે રૂપિયા પાંચ ખર્ચ આવવા સંભવ છે.

અમુક દિવસેજ વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કોઇ ગૃહસ્થની ઇચ્છા થાય તો તેમણે ઉપર પ્રમાણે રકમ મોકલેથી તેમનાવતી તે રકમ પૂજ્યપાદશ્રીની સેવામાં ધરી તે મિતિએ જમા કરવામાં આવશે, ને વિદ્યાર્થીઓના હિતને અર્થે આનંદાશ્રમતરફથી તેમને મિષ્ટાન્ન ભોજન કરાવવાની વા સાદું ભોજન કરાવવાની જે વ્યવસ્થા થાય તેમાં દ્રવ્ય મોકલનાર ગૃહસ્થે સંતોષ માનવો જોઇએ વિદ્યાર્થીઓનું આરોગ્ય બગડે તેમજ તેમના અભ્યાસમાં અડચણ આવે તેવી રીતે મિષ્ટાન્ન ભોજન કરાવવાનો આગ્રહ સજ્જન ગૃહસ્થો નહિજ રાખે એવી આશા રાખવામાં આવે છે. તેમણે મોકલેલું દ્રવ્ય વિદ્યાર્થીઓના ભોજનખર્ચમાંજ વપરાશે એ પુનઃ જણાવવામાં આવે છે.



## खास भलामण

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલરૂપે આપણી મધ્યે બિરાજતા ન હોવાથી આપણ સૌને માટે જેમ એઓશ્રી સ્થાપિત આનંદાશ્રમો તથા એઓશ્રીપ્રણીતગ્રંથો અવલંબનરૂપે છે, તેમ એઓશ્રીના સદુપદેશને પ્રકટ કરતું ને એઓશ્રીના આનંદાશ્રમોમાં ચાલી રહેલી પ્રવૃત્તિની માહિતી આપતું "આનંદાશ્રમ" માસિકપત્ર પણ આપણામાટે અવલંબનરૂપ છે.

આથી "આનંદાશ્રમ" માસિકપત્રનો લાભ આપણે પ્રત્યેકે લેવો જોઇએ એટલુંજ નહિ, પરંતુ એનો લાભ આપણાં સગાંસંબંધીઓ તથા મિત્રમંડળ આદિ પણ લે એવી પ્રવૃત્તિ હૃદયપૂર્વક કરવી એ આપણું એક ખાસ અગત્યનું કર્તવ્ય છે.

આપણા નાથપ્રભુના આનંદાશ્રમના મુખપત્રરૂપ "આનંદાશ્રમ" માસિકપત્રનો પ્રચાર કરવો એ પણ એક સાત્વિક સેવા છે.

———:o:———

સને ૧૯૪૧ તા. ૨૫ ઓગસ્ટ.

Reg. No. B. 3087.

પૂજ્યપાદ કૃપાનાથ પ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટિની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

## શ્રીનાથપ્રભુનો સદુપદેશ

ઉત્તમ મુમુક્ષુએ સંસારી મનુષ્યોના જેવા સ્વભાવનો ત્યાગ કરી પ્રભુના પક્ષમાં ભળી પ્રભુના જેવોજ સ્વભાવ રાખવો જોઈએ.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી
પ્રગટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम
૭૭

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

વર્ષ ૧૦ મું
ભાદ્રપદ
અંક ૪ થો
સંવત્ ૧૯૮૭

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨

શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | મુમુક્ષુને ઉપદેશ. | ૭૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૭૪ |
| ૩ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંએક જીવનચરિત્રો. | ૭૫ |
| ૪ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૭૮ |
| ૫ | ચાના વ્યસનથી થતી હાનિ. | ૮૦ |
| ૬ | એક ભક્તનું અપૂર્વ ધૈર્ય. | ૮૦ |
| ૭ | સ્વાધ્યાયયજ્ઞ. | ૮૨ |
| ૮ | પ્રભુપ્રાર્થના. | ૮૪ |
| ૯ | આર્યો તેજસ્વી ને વર્ચસ્વી કેમ થતા? | ૮૫ |
| ૧૦ | Appreciation. | ૮૮ |
| ૧૧ | ગુણજ્ઞતા. | ૮૮ |
| ૧૨ | વિવેકવિચાર. | ૮૯ |
| ૧૩ | શ્રીઆનંદાશ્રમસમાચાર. | ૮૯ |
| ૧૪ | પરચુરણ ભેટ. | ૯૨ |
| ૧૫ | 'આનંદાશ્રમ' માસિકના લવાજમની પહોંચ. | ૯૪ |
| ૧૬ | જાહેરનિવેદન. | ૯૫ |
| ૧૭ | અમૂલ્ય અવસર. | ૯૬ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ વેદાંતભૂષણ—માંગરોળ—કાઠિયાવાડ.

સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર—શ્રીઆનંદાશ્રમ—પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૭ ભાદ્રપદ [ અંક ૪

## મુમુક્ષુને ઉપદેશ

ગરબી

પ્રીતે ભજીએ ગુરુ મહારાજ, આનંદ એ છે રે;
માયિક પદાર્થે શો લાભ? મિથ્યા જે છે રે પ્રીતે૦ ૧

જેનાં ચરણ સેવે છે મુનીશ, ક્લેશને તરવા રે;
તેમાં સાધકે રાખવું ચિત્ત, નિજ હિત કરવા રે પ્રીતે૦ ૨

અહિંસાદિક પામીએ ધર્મ, જ્ઞાન પણ લહીએ રે;
વૈરાગ્યનો પામીને મર્મ, કૃતાર્થજ થઇએ રે. પ્રીતે૦ ૩

પાંચ વિષયકેરી પ્રીત, છોડીજ દઇએ રે;
મેળવી ઇંદ્રિયઉપર જીત, મન વશ કરીએ રે. પ્રીતે૦ ૪

પ્રાણ ચિત્તને કરીએ સ્થિર, અભ્યાસ વધારી રે;
વૃત્તિ ડૂબે પછી બ્રહ્મનીર, તાપ નિવારી રે પ્રીતે૦ ૫

કાચમાટે હીરાનો લાભ, શાને ખોઇએ રે;
આ ઉત્તમ મનુષ્યાવતાર, જાગીને જોઇએ રે પ્રીતે૦ ૬

---:o:---

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રાણાપાનની સંધિ વા બે વૃત્તિઓનો સંધિ જે આત્મા તે તીર્થરાજ પ્રયાગ છે. તે પ્રયાગમાં અહંકારરૂપ (ચિદાભાસરૂપ) કુંભને સ્થાપવારૂપ કુંભના મેળામાં જવું તેજ વિવેકીઓને હિતકર છે.

જ્યારે શુદ્ધભાવવાળો તીવ્રવેગ અંતઃકરણમાં પ્રકટશે ત્યારે પરમાત્માના દર્શનનો લાભ થશે.

હૃદયના ઊંડામાં ઊંડા ભાગમાં પ્રભુભક્તિને સુસ્થિર કરવી, ને શુભગુણો મેળવવામાં પરમોત્સાહી રહેવું.

પ્રભુનો અગાધ મહિમા સમજવા મનને પ્રભુના ધ્યાનમાં અધિક અધિક આદરથી જોડવું.

ભક્તિયુક્ત હૃદયવાળા મનુષ્યના હૃદયમાં કે વ્યવહારમાં જ્યારે પ્રભુની કૃપાના કિરણનું તેને દર્શન થાય છે ત્યારે તેના હૃદયમાં આનંદ ન સમાય, ને તે આનંદ કોઈપણ સાધનવડે દર્શાવવા તે ઉત્સુક થઈ જાય તે સ્વાભાવિક છે.

સગુણબ્રહ્મની ભક્તિ કરનારા ભક્તો આમ વિચારે છેઃ—

સોરઠા

પ્રિયતમ પ્રભુનાં વેણ, મુજને ક્ષણ ક્ષણ સાંભરે;
દયા ભરેલાં નેણ, ક્યારે નિરખીશ હું ફરી. ?
ક્યારે દર્શનલાભ, લઇશ ઉછળતા હૃદયથી, ?
ક્યારે લાવી ભાવ, પ્રભુને નિત્ય ભજીશ હું. ?

પ્રભુની અધિકાધિક કૃપા પ્રાપ્ત કરવા ઇચ્છનાર ભક્તે પ્રભુના મહિમાનો વારંવાર ગંભીરપણે વિચાર કરીને તથા પ્રભુની અલૌકિક કરુણાનું વારંવાર પ્રેમપૂર્વક સ્મરણ કરીને નિત્ય નિત્ય નવીન આનંદથી પોતાના હૃદયને ભર્યા કરવું, અને તેને પ્રભુમાં સુસ્થિર કર્યા કરવું.

પ્રભુના સ્મરણધ્યાનથી પોતાના મનને સર્વદા મત્ત રાખવું. ભક્તિનો કેફ કોઇ પણ વેલા ઊતરવા દેવો નહિ.

ભક્તે પોતાના હૃદયને ભક્તિનદીના પ્રવાહમાં વહેતું મૂકવું જોઇએ.

પ્રભુ જે કરે તે ભક્તના સારામાટેજ હોય છે એ વાતનું ભક્તે ભૂલથી પણ વિસ્મરણ નજ કરવું જોઈએ. પ્રભુના સાચા ભક્તો પ્રભુની પ્રત્યેક પ્રવૃત્તિમાં શુભનુંજ દર્શન કર્યા કરે છે.

દ્વિધાવૃત્તિને દૂર કરી નિરાધાર ન રહેતાં જગદાધારના આશ્રયમાં રહી પરમસુખી રહેવું જોઇએ.

મનને એકનિષ્ઠાવાળું રાખી પ્રભુની વિશુદ્ધ કૃપાના પ્રવાહને સતત પોતાના હૃદયપર ઊછળતા વેગે આવવા દેવો જોઈએ.

જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યનાં થોડાં ભજનો મુખપાઠ રાખી ક્રોધાદિના પ્રાદુર્ભાવની વેલાએ તેનું મનમાં સ્મરણ કરવાથી પણ મનના ક્રોધાદિ વિકારો શાંત થશે.

બ્રહ્મના સ્વભાવો અંતઃકરણમાં ઓતપ્રોત થાય એવો પ્રયત્ન બ્રહ્મવિચારવડે કર્યા કરવાથી મુમુક્ષુના ચિત્તમાં બ્રહ્મબોધ પરિપક્વ થાય છે.

પરમાનંદનાં સાધનોમાં તથા પરમાનંદસ્વરૂપમાં મનને તથા ઈંદ્રિયોને વિવેકવડે સુસ્થિર રાખવાથી ને દુઃખનાં સાધનોમાંથી મનને તથા ઈંદ્રિયોને વિવેકવડે મોકળાં રાખવાથી જીવને ક્લેશાનુભવ કરવાના પ્રસંગો પ્રાપ્ત થતા નથી.

સિંહનું માહાત્મ્ય સમજીને તેની પાસે બેઠેલું સસલું જેમ શિયાળથી ડરતું નથી, તેમ જે જીવ પ્રભુનું માહાત્મ્ય સમજીને તેમની પાસે અનન્યભાવે રહે છે તે જીવ કોઈપણ પ્રતિકૂલ પ્રસંગથી કદીપણ ડરતો નથી.

શરીરરૂપ દેવલમાં પરમાત્મરૂપ મહાદેવનો બ્રહ્મરંધ્ર ભેદીને પ્રવેશ થયાનું શ્રુતિમાં જણાવ્યું છે, માટે શ્રીમહેશ્વરના બાણનો દેવલમાં ઉપરથી પ્રવેશ સિદ્ધાંત સમજાવવામાટે કરાવવામાં આવે છે

અડગ શુભભાવનાવડે શુભપ્રારબ્ધ ઉપજાવ્યા કરવું, કે જેથી તેના શુભ પરિપાકવડે ઇચ્છાનો વિઘાત ન થાય ને અંતઃકરણને ખેદાનુભવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય

મહાપુણ્યનો ઉદય થયા વિના જીવને શાંતિતૃપ્તિનો અનુભવ થવાના પ્રસંગો પ્રાપ્ત થતા નથી એમ શાસ્ત્રો ને સજ્જનો કહે છે (ક્રમશઃ)

---

## श्रीनाथप्रमुखणीत केटलांएक जीवनचरित्रो

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

### પૂજ્યચરણ શ્રીશંકરભગવાન્

દેશદેશના મુમુક્ષુઓને પોતાનાં દર્શન, સેવા, સમાગમ, સંભાષણ ને ઉપદેશ આદિના લાભવડે પવિત્ર કરતા કરતા આચાર્યભગવાન્ કામરૂપદેશમાં (આસામપ્રાંતમાં) પધાર્યા. ત્યાં અભિનવગુપ્તનામનો એક શાક્તમતનો પંડિત હતો તેનો આચાર્યભગવાને શાસ્ત્રાર્થમાં પરાજય કર્યો. તે કપટભાવથી આચાર્યભગવાન્ના શિષ્યજેવો થઈને આચાર્યભગવાન્ની પાસે રહેવા લાગ્યો. તે દુષ્ટ અભિપ્રાયવાળો અભિનવગુપ્ત આચાર્યભગવાન્ના શરીરનો પાત કરવા ઇચ્છતો હતો, તેથી તેણે આચાર્યભગવાન્ના સ્થૂલશરીરને ઉપદ્રવ કરી તેનો પાત કરવાની ઇચ્છાથી મંત્રપ્રયોગ કર્યો. આ પ્રયોગથી આચાર્યભગવાન્ના શરીરમાં અસાધ્ય રોગની, શિષ્યોની સેવાની કસોટી કરવામાટે, અને આચાર્યભગવાન્ના હૃદયની તિતિક્ષા પ્રકટ કરવામાટે, પ્રતીતિ થઇ આ વેલા તોટક ઘણા પ્રેમ, માન ને સાવધાનતાથી આચાર્યભગવાન્ની સેવા કરતા હતા ઘણા શિષ્યોએ અચાનક પ્રાદુર્ભાવ પામેલા એ રોગની નિવૃત્તિ કરવામાટે યોગ્ય ઔષધોપચાર કરાવવાની આચાર્યભગવાન્ને પ્રાર્થના કરી, ત્યારે પોતાના સ્થૂલશરીરઉપર મમતા નહિ હોવાથી તેઓશ્રીએ તે શિષ્યોને કહ્યું કે:—"પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા આ રોગનો ભોગવડે નાશ થાય એજ ઠીક છે.'' પુનઃ શિષ્યોએ ઔષધોપચાર કરાવવાની વારંવાર વિનતિ કરવા માંડી. ત્યારે તેમના અત્યાગ્રહને માન આપી આચાર્યભગવાને ઔષધોપચાર કરાવવાની હા પાડી. પછી શિષ્યોએ ઘણા સમર્થ

વૈદ્યો તેડી આણ્યા, ને તે વૈદ્યોદ્વારા ઔષધ કરાવ્યું, પણ આચાર્યભગવાનના શરીરમાં આવિર્ભાવ પામેલો તે રોગ મટ્યો નહિ. પછી પોતાના શરીરના રોગની નિવૃત્તિદ્વારા પોતાના શિષ્યોના મનને સંતોષવા આચાર્યભગવાને અશ્વિની-કુમારને મોકલવા પોતાના સ્વરૂપભૂત શ્રીમહેશ્વરનું ધ્યાન કર્યું, એટલે શ્રીમહે-શ્વરની આજ્ઞાથી અશ્વિનીકુમાર બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કરી આચાર્યભગવાનની પાસે આવ્યા. તેમણે આવી, રોગનું સ્વરૂપ જાણી આચાર્યભગવાનને કહ્યું કે-"હે યતીશ્વર! આ રોગ કોઈ શત્રુએ કરેલા મંત્રપ્રયોગથી પ્રકટ્યો છે, તેથી તેનું ઔષધથી શમન થઈ શકશે નહિ." આમ કહી, અનુમતિ મેળવી, અશ્વિનીકુમાર ચાલ્યા ગયા. આચાર્યભગવાનને તેમના તેવા ઉત્તરથી કાંઇપણ અસંતોષ કે શત્રુપર દ્વેષ પ્રકટે નહિ એ સ્વાભાવિકજ હતું, પણ પદ્મપાદને આ વાત સાંભળી બહુ ખેદયુક્ત કોપ ઉપજ્યો. તેઓ મંત્રશાસ્ત્રમાં કુશલ હતા. તેમણે પોતાના સદ્‌ગુરુના શરીરમાં પ્રકટેલા આ રોગનું શમન કરવા આચાર્યભગવાને વારંવાર ના પાડ્યા છતાં કોઇ મંત્રનો પ્રયોગ કર્યો, તેથી આચાર્યભગવાનના શરીરમાંથી એ રોગ દૂર થયો, ને તે રોગે અભિનવગુપ્તના શરીરમાં પ્રવેશ કર્યો, તેથી કેટલાક સમયપછી તે અભિનવગુપ્તના શરીરનો પાત થયો.

આચાર્યભગવાન્ પુનઃ લોકોના ઉદ્ધારમાટે હિમાલયભણી વિચર્યા. કોઇ વેળા તેઓશ્રી શ્રીગંગાના તીરપરની રેતીઉપર બેસી બ્રહ્મધ્યાનમાં નિમગ્ન થયા હતા. પછી વ્યુત્થાનકાલે તેમણે પોતાના પરમગુરુ શ્રીગૌડપાદનામના મહાયોગીને પોતાની સમીપ આવતા જોયા. આચાર્યભગવાને ઊભા થઇ, માન-પૂર્વક પ્રણામ કરી, તેઓશ્રીની પૂજા કરી, ને નમ્રભાવે તેમની પાસે ઊભા રહ્યા. તેમણે આશીર્વાદ આપ્યા પછી બંને ત્યાં બેઠા. પશ્ચાત્ ગૌડપાદે આચાર્ય-ભગવાનને કહ્યું કે:—"ગોવિંદપાદે મારી પાસે તમારી યોગ્યતાનાં વખાણ કર્યાં, તેથી તમને મળવા માટે તથા તમે માંડૂક્યની કારિકાઉપર જે ભાષ્ય રચ્યું છે તે જોવા માટે આ શરીરનું અહીં આગમન થયું છે." તેમનાં એવાં વચનો સાંભળી આચાર્યભગવાને વિનયપૂર્વક પોતાનું તે ભાષ્ય તેઓશ્રીને બતાવ્યું. પછી શારીરક આદિ ભાષ્યો પણ બતાવ્યાં. તે ભાષ્યો જોઇ ભગવાન્ ગૌડપાદ અત્યંત પ્રસન્ન થયા. પછી "તમારૂં ચિત્ત સર્વદા બ્રહ્મચિંતનમાં રહેજો" એવો વર આપી ભગવાન્ ગૌડપાદ અંતર્ધાન થયા.

કેટલાક સમયપછી આચાર્યભગવાન્ કાશ્મીરદેશભણી જવામાટે વિચર્યા. માર્ગમાં તેઓશ્રીના સાંભળવામાં આવ્યું કે "કાશ્મીરમાં શ્રીશારદાનું એક મંદિર છે. તે મંદિરને ચારદિશાએ ચાર દ્વાર છે. તે મંદિરમાં સર્વજ્ઞપીઠનામનું આસન છે. જે સર્વજ્ઞ ને પવિત્ર પુરુષ હોય તેજ તે આસનઉપર ચઢી શકે છે. પૂર્વ-દેશના કોઈ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવીને એ મંદિરનું પૂર્વભણીનું દ્વાર ઊઘાડ્યું છે, પશ્ચિમદેશના કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવીને એ મંદિરનું પશ્ચિમભણીનું દ્વાર ઊઘાડ્યું છે, ને ઉત્તરદિશાના કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવીને એ મંદિરનું ઉત્તરભણીનું દ્વાર ઊઘાડ્યું છે, પણ દક્ષિણદિશામાંથી કોઇ સર્વજ્ઞ ને પવિત્ર પુરુષે આવી હજી સુધી તે મંદિરનું દક્ષિણભણીનું દ્વાર

ઊઘાડયું નથી." પછી પોતાના શરીરનું પ્રકટવું દક્ષિણભણી થયેલું હોવાથી પોતાને દક્ષિણદિશાના ગણી પોતે કાશ્મીરદેશમાં પધારી તે દેવીના મંદિર આગળ પધાર્યા મંદિરની સમીપ બેહેલા સમર્થ વિદ્વાનોના પ્રશ્નોનાં યોગ્ય સમાધાનો આપી તેમનાં ચિત્તોને પ્રસન્ન કરી, તેમની પૂજાનો સ્વીકાર કરી, તેમણે ઊઘાડેલા તે મંદિરના દક્ષિણદ્વારથી તેઓશ્રીએ તે મંદિરમાં પ્રવેશ કર્યો, અને સર્વજ્ઞપીઠપર આરોહણ કરી ત્યાં વિરાજ્યા.

પછી કાશ્મીરના સર્વે પંડિતોએ, આચાર્યભગવાનના જે શિષ્યો સાથે હતા, તેમણે ને સુધન્વારાજાએ આચાર્યભગવાનનું વિધિપૂર્વક પૂજન કર્યું. અને ત્યાં આવેલા અન્ય સજ્જનોએ પણ તેઓશ્રીને બહુ માન આપ્યું. પશ્ચાત્ સુધન્વારાજાએ ઊભા થઇ. આચાર્યભગવાને કરેલાં સર્વે શુભકામો સભાસદોને સંક્ષેપમાં કહી સંભળાવ્યાં. પછી આચાર્યભગવાને પોતાના શિષ્યોને છેવટનો આ પ્રમાણે પ્રસિદ્ધ ઉપદેશ આપ્યો:—

"હે શિષ્યો! આજે આ સ્થૂલશરીર ધારણ કરવાનું સર્વકામ પૂર્ણ થયું છે. હવે તમે સૌ કૈવલ્ય મેળવવા ને મુમુક્ષુઓને જ્ઞાનોપદેશ આપવા સર્વદા ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી ઉદ્યોગી રહેજો. તોટકે જ્યોતિર્મઠ સ્થાપી ઉત્તરદિશામાં આ વિદ્યાનો પ્રસાર કરવો, પદ્મપાદે પૂર્વદિશામાં ગોવર્ધનમઠ સ્થાપી તે દેશમાં આ વિદ્યાનો પ્રસાર કરવો, સુરેશ્વરે પશ્ચિમદિશામાં શારદામઠ સ્થાપી તે દેશમાં આ વિદ્યાનો પ્રસાર કરવો, ને હસ્તામલકે દક્ષિણદિશામાં શૃંગેરિમઠ સ્થાપી તે દેશમાં આ વિદ્યાનો પ્રસાર કરવો. અન્ય સર્વે શિષ્યોએ આ ચારેને માન આપવું, અધિકારીઓને વૈદિકમાર્ગમાં પ્રવૃત્ત કરવા, ને દુરાચારીઓને સન્માર્ગે ચઢાવવા. હવે કૈલાસભણી વિચરવાનો સમય નજીક આવ્યો છે, માટે હવે આ શરીરનું તેભણી પ્રયાણ થશે." પછી સુધન્વા રાજાને વૈદિકમાર્ગનો સર્વત્ર પ્રસાર કરવાના કામમાં પોતાના શિષ્યોને યોગ્ય સાહાય્ય આપવાની આજ્ઞા કરી. પશ્ચાત્ સર્વ શિષ્યોના હિતમાટે પુનઃ નીચે પ્રમાણે ઉપદેશ કર્યો:—

"હે મુમુક્ષુઓ! વેદાંતસિદ્ધાંતથી ભિન્ન જે જે મતો છે તે સર્વે પૂર્વપક્ષરૂપ છે, ને વેદાંતસિદ્ધાંત સિદ્ધાંતરૂપ છે તે સર્વદા સ્મરણમાં રાખજો. વેદાંતનો સિદ્ધાંત મેં તમને ભાષ્યાદિદ્વારા ને વ્યાખ્યાનદ્વારા બહુવાર સ્પષ્ટ સમજાવ્યો છે. આત્મા બ્રહ્મસ્વરૂપજ છે. તે અકર્તા, અભોક્તા, અસંગ, સર્વધર્મરહિત, સૂક્ષ્મતમ ને સચ્ચિદાનંદરૂપ છે. આ આત્માનું યથાર્થજ્ઞાન સમર્થ સદ્ગુરુના ઉપદેશથી વિવેકાદિ સાધનસંપન્ન પુરુષને થાય છે. એ જ્ઞાનની દૃઢતામાટે જિજ્ઞાસુએ વેદાંતનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાં. ચિત્તની ચંચલતા બ્રહ્મધ્યાનવડે દૂર થાય છે, ને ચિત્તની મલિનતા નિષ્કામકર્મવડે દૂર થાય છે. વિષયાનંદથી બ્રહ્માનંદ અસંખ્યગુણ શ્રેષ્ઠ છે તે કદીપણ ભૂલશો નહિ. શ્વાનાદિને સુલભ એવા વિષયસુખમાં વિવેકી પ્રીતિ કરતા નથી. ઇંદ્રિયો તથા અંતઃકરણને બહિર્મુખ કરી વિષયોની સાથે જોડવાથી જે ક્ષુદ્ર આનંદ થાય છે તે જીવને બંધન કરનાર છે, ને ઇંદ્રિયો તથા અંતઃકરણને અંતર્મુખ કરવાથી જે પરમાનંદ

મનુષ્યને થાય છે તે મોક્ષ આપનાર છે. શબ્દાદિ વિષયો અસત્ તુચ્છ ને બંધક છે એ તમે કદીપણ ભૂલશો નહિ. શબ્દાદિ વિષયો ને તેનાં ઉપકરણોરૂપ દૃશ્યથી તમારા અંતઃકરણને ઉપરાગવાળું થવા દેશો નહિ. હાડચામમાં, સોનારૂપાના કડકામાં, ગૃહમાં, ખેતરમાં, વાહનમાં ને માનમાં સુખને શોધવાનું નથી, પણ સ્વસ્વરૂપમાંજ નિરુપાધિક ને નિરવધિ સુખ શોધવાનું છે એ તમારા ધ્યાનબહાર નજ હોવું જોઈએ. તમે સૌ ઉદારબુદ્ધિવાળા થઈ બહુજ સંપસંપીને રહેજો, ને ઉપદેશેલા પરમહિતકર અર્થનું આદરપૂર્વક સતત અનુષ્ઠાન કરતા રહેજો. સંશય-વિપર્યયને અને પ્રમાદાદિ ચિત્તદોષોને વશ ન થજો.''

આ પ્રમાણે શિષ્યોને ઉપદેશ આપી આચાર્યભગવાન્ સિંહાસનઉપરથી ઊઠયા, એટલે સર્વેએ આચાર્યભગવાન્‌ને પ્રણામ કર્યા. આચાર્યભગવાન્‌ના વિયોગનો સમય સમીપ આવેલો જણાયાથી શિષ્યોના હૃદયમાં બહુ ખેદ થવા લાગ્યો. પછી આચાર્યભગવાન્ કેટલાક શિષ્યોને ઋષ્યશૃંગાશ્રમમાં રાખી યોગ્ય અધિકારીઓને સન્માર્ગે ચઢાવી, પોતાના કેટલાક શિષ્યોને સાથે લઇ, બદરિકાશ્રમભણી વિચર્યા. તે પ્રદેશમાં રહેનારા મનુષ્યોને પણ પોતાના ઉપદેશામૃતનો લાભ આપી ત્યાંથી તેઓશ્રી કેદારનાથ પધાર્યા. ત્યાં અલ્પસમય સ્થિતિ કરી. પછી પોતાના શરીરવડે ભરતખંડમાં જે જે કર્તવ્ય હતું તે સમાપ્ત થયેલું જાણી પોતે કૈલાસ પધાર્યા. (સંપૂર્ણ)

———[*]———

## આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

(ગતાંકથી ચાલુ)

### [પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

### મહારાજા યુધિષ્ઠિરનો ધર્માનુસાર ન્યાય

પાંડવો જે વેલા વનવાસમાં હતા તે વેલા એક સમયે એક ઋષિનું યજ્ઞમાં ઉપયોગી એવું, બે અરણીકાષ્ઠસહિત અગ્નિ ઉત્પન્ન કરવાનું યંત્ર એક હરણના શીંગડામાં ભરાઇ ગયું. તે લઇને તે હરણ દોડ્યો જતાં તે ઋષિની માગણીથી તેની શોધ કરવા માટે મહારાજા યુધિષ્ઠિર ભીમાદિ ચાર ભાઇઓસહિત અરણ્યમાં ફરતા હતા. ત્યાં તેમને તૃષા લાગવાથી પ્રથમ નકુલ, પછી સહદેવ, પછી અર્જુન ને પછી ભીમ એ ચારે ભાઇઓ ક્રમે કરીને એક તળાવપર જલ પીવા તથા જલ લેવા જતાં કોઇ યક્ષના પૂછેલા પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા-વિના બહુ તરષ લાગવાથી તે તળાવના જલનું પાન કરવાથી તે યક્ષના કહેવા પ્રમાણે મૃત્યુવશ થયા હતા. યોગ્ય સમયસુધી તેમની રાહ જોયા છતાં તેઓ ન આવવાથી મહારાજા યુધિષ્ઠિર તેમને શોધવામાટે નીકળ્યા, ને તેઓ પણ તે તળાવપર જઇ ચઢ્યા, અને તેમાંથી જલપાન કરવા તૈયાર થયા, એટલામાં પેલા યક્ષે તેમને જલપાન કરતાં અટકાવી કહ્યું કેઃ—"જો તમે મારા પ્રશ્નોનાં ઉત્તરો આપ્યા વિના જલપાન કરશો તો તમારા આ ચાર ભાઇઓની પેઠે તમારું પણ મૃત્યુ થશે.'' એટલે મહારાજા યુધિષ્ઠિરે યક્ષના પ્રશ્નોનાં ઉત્તરો આપ્યાં. યક્ષ એથી પ્રસન્ન થયો, અને તેમને કહ્યું કેઃ—"હવે તમે સુખેથી જલ-પાન કરો, ને તમારા ચાર મૃતબન્ધુઓમાંથી ગમે તે એકને સજીવન કરવાનું માગો, એટલે તે તમારો એક બંધુ સજીવન થશે.'' યુધિષ્ઠિરની કસોટીનો આ પ્રસંગ હતો.

તુરતજ તેમણે વિચાર્યું, ને બોલ્યા કે:–"મારી માતા કુંતીના ત્રણ પુત્રોમાંથી હું એક જીવતો છું, એટલે મારાથી ભીમ કે અર્જુનને સજીવન કરવાનું ન માગી શકાય; કેમકે મારી અપરમાતા માદ્રિનો એક પુત્ર પણ જીવતો રહેવો જોઇએ; માટે ધર્મ અને ન્યાયની ખાતર નકુલ કે જે નાનો છે તે ઊઠે." યક્ષના રૂપમાં આવેલા ધર્મરાજા યુધિષ્ઠિરની આવા કઠિન પ્રસંગમાં ધર્મબુદ્ધિ, ન્યાયબુદ્ધિ, સ્વાર્થરહિતતા અને સમભાવ જોઈ ઘણા પ્રસન્ન થયા, ને નકુલઉપરાંત ભીમ, અર્જુન તથા સહદેવને પણ તેમણે સજીવન કર્યા. ધર્મ, ન્યાય, સમભાવ ને નિઃસ્વાર્થપણાનો આવી રીતે સર્વદા જય થાય છે.

## ધર્મનિષ્ઠ પુરુષનું નીતિપાલન

ખરા ધર્મનિષ્ઠ પુરુષો ક્યારે પણ નીતિનો ભંગ કરતા નથી. ઝીણી ઝીણી વાતમાં પણ તે બહુ સંભાળથી વર્તે છે. મહાભારતમાં તે વિષયનું એક બહુ ધ્યાન ખેંચનારું દૃષ્ટાંત છે. બે ઋષિઓ પરસ્પર સગા ભાઇ થતા હતા. તેઓ ભિન્ન ભિન્ન સ્થલે નિવાસ કરી રહ્યા હતા. એક વાર નાનો ભાઇ મોટા ભાઇને મળવામાટે તેમના આશ્રમમાં દૂરના પોતાના નિવાસસ્થલથી આવ્યો. મોટા ભાઇ એ વેલા પ્રભુધ્યાનમાં રોકાયેલા હતા એટલે નાનો ભાઇ તેમને તુરત મળી ન શક્યો. તેમને ઘણી ક્ષુધા લાગી હતી એટલે મોટા ભાઇના આશ્રમના બગીચામાંથી તેમની અનુમતિ મેળવ્યા વિના તેમણે ફલો તોડીને ખાધાં, પણ ત્યારપછી તેમને લાગ્યું કે મેં મારા મોટા ભાઇની રજાવગર તેમના સ્વામિત્વવાળી વસ્તુનો ઉપયોગ કર્યો તે યોગ્ય ન થયું. આવા વિચારથી તે પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા. થોડી વાર પછી મોટા ભાઈ ધ્યાનથી નિવૃત્ત થતાં નાનો ભાઇ તેમને સવિનય મળ્યો, ને પોતે તેમની રજાવગર તેમના બગીચાનાં ફલો ખાધાની વાત તેમને કહી, એટલે મોટા ભાઇએ તેમને પ્રત્યુત્તરમાં કહ્યું કે:–"જોકે તમે મારા નાના ભાઇ છો, તથાપિ આ બગીચો વ્યવહારપક્ષે મારા સ્વામિત્વનો ગણાય છે તેથી તમારે મને પૂછીને તેમાંનાં ફલો ખાવાં જોઇતાં હતાં. ધાર્મિકરીતે વિચારીએ તો આ કામ તમે ચોરીનું કર્યું, જેની શિક્ષા તમારે આ ભવમાં કે પરભવમાં ભોગવવી પડશે. તમને પાપમાંથી બચાવવામાટે–તમારો પરભવ ન બગડે તેટલામાટે–હું તમને કહું છું કે તમે રાજાપાસે જઇ તમારા આ દોષની શિક્ષા માગો." નાનો ભાઇ મોટા ભાઇનું આ હિતકર કથન સાંભળી તુરત રાજાપાસે ગયો, ને બનેલી સર્વ વાત તેમને જાહેર કરી. રાજાએ તેમને બ્રાહ્મણ જાણી શિક્ષા કરવાની આનાકાની કરી, પણ જ્યારે તેમણે પોતાના અપરાધની શિક્ષા ભોગવવાનો બહુ આગ્રહ જણાવ્યો, તથા પોતાના મોટા ભાઇની પણ તેવીજ આજ્ઞા થઇ છે એમ કહ્યું ત્યારે તે સમયના રાજ્યના કાયદાપ્રમાણે તેમનો ચોરીનો અપરાધ ગણી બહુ ખેદસાથે તેમને તેમના હાથનાં કાંડાં કાપી નાંખવાની શિક્ષા કરી. નાના ભાઇની આથી બહુ દુર્દશા થઇ. શૌચ, સ્નાન ને ખાનપાન ઇત્યાદિ દેહયાત્રાને લગતાં કાર્ય કરવાને પણ તેઓ અશક્ત થઇ પડ્યા. મોટા ભાઇને તેમની આવી સ્થિતિ જોઇને ઘણી દયા ઉપજી. જોકે નાના ભાઇએ દોષ કર્યો હતો તોપણ આતુર સ્થિતિમાં તેમણે આ દોષ કર્યો હતો, ને પોતાનો દોષ સ્વીકારી તેને માટે તેણે પશ્ચાત્તાપ પણ કર્યો હતો, અને રાજાપાસેથી તે કર્મની શિક્ષા માગી તે ભોગવી હતી, એટલે મોટા ભાઇને લાગ્યું કે હવે નાનો ભાઇ અનુગ્રહને પાત્ર છે. મોટા ભાઇ સિદ્ધસંકલ્પવાળા હતા, એટલે તેમના સંકલ્પબલથી નાના ભાઇના કાપી નાંખેલા હાથ પુનઃ ઊગ્યા, ને તે પૂર્વની પેઠે હાથવતી થતાં સઘળાં કામ કરવાને શક્તિમાન થયા. (ક્રમશઃ)

## ચાના વ્યસનથી થતી હાનિ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

માણસના મગજને ઉશ્કેરી ક્રોધી બનાવવામાં હેતુભૂત થનાર ચા વ્યસનતરીકે નિત્ય ન પીવાય તો સારું. જુવાન અને નબળા બાંધાનાં માણસોએ તો ચા નજ પીવો; કેમકે તે ઉકાળવાથી તેમાં રહેલું અવ્યક્ત વિષ બહાર નીકળી જલમાં ભળે છે, ને તેનું પાન કરવાથી મગજ ઉશ્કેરાય છે, તથા હોજરી પણ બગડે છે. ચા પીવાથી મનુષ્યને પોતાના શરીરમાં કામ કરવાની શક્તિ-નવી સ્ફૂર્તિ-આવતી જણાય છે, પણ તેણે સ્મરણમાં રાખવું જોઇએ કે ચા એ મનુષ્યના શરીરને પુષ્ટિ કરી નવી શક્તિ આપનારું તત્ત્વ નથી,પણ તે મનુષ્યના શરીરમાં અવશેષ રહેલી શક્તિને પરાણે ખેંચી બહાર આણે છે, ને તેવડે સ્ફૂર્તિ આવ્યાનું ભાન થાય છે. મતલબ કે તે મનુષ્યના શરીરના બલને વિશેષ વિશેષ ખપાવી નાંખી અંતે તેના શરીરમાં નબળાઇ આણે છે, એટલુંજ નહિ, પણ શરીરના અવયવોને ઘેસવી નાંખી અન્નાદિવડે નવું બલ મેળવવાને પણ અયોગ્ય બનાવે છે. જે બહુ ચા પીનારા માણસો આ વાત સમજીને વેલાસર ચેતતાં નથી તેઓ પોતાના શરીરની શક્તિ ગુમાવીને પરિણામે ચીંથરાજેવાં નિર્બલ થઇ જાય છે. વર્તમાનકાલમાં કેટલાક યુવાનો શરીરે લાકડીજેવા પાતળા-હાડકાંના પાંજરાજેવા, કંતાઇ ગયેલા અંગોવાળા, બેસી ગયેલા મુખવાળા, નિસ્તેજ ને બેચેન જણાય છે તેનાં કારણો-માં ચાનું અયોગ્ય વ્યસન પણ એક મુખ્યકારણરૂપ છે. ખાંડ ને સાકરનો વિશેષ પ્રમાણમાં ઉપયોગ થવાથી તેમજ પ્રવાહી પદાર્થમાં તે બહુ ગરમ થયેલાં લેવાથી પણ શરીરને ગાળે છે. શરીરમાં યોગ્ય પ્રમાણમાં રહેલી ચરબી, કે જે શરીરને ઉષ્ણ ને શક્તિયુક્ત રાખનારું તત્ત્વ છે તેને ઉષ્ણ પદાર્થો ઓગાળીને બહાર કાઢી નાંખે છે, ને શરીરને ઠંડું ને અશક્ત બનાવે છે. બહુ ઉષ્ણ આહાર લેવાથી રજોગુણના વધારાવડે મગજ પણ ઉશ્કેરાય છે, ને તે ક્રોધાદિ વિકારોથી પરાભવ પામે છે.

———:o:———

## एक भक्तनुं अपूर्व धैर्य

[ સંપાદક : એક શ્રીનાથસેવક. ]

"मां भजंति गुणाः सर्वे" (સર્વ ગુણો મને ભજે છે-મારો આશ્રય કરે છે) એમ કહેનારા પરમદયાળુ પરમાત્મા પોતાના ભક્તના હૃદયમાં પોતાના ગુણોનો સ્થિર આવિર્ભાવ કરાવવા માટે ભક્તની કસોટી પણ સંપૂર્ણ કરે છે, ને તે પણ આકરી રીતે. એ પરીક્ષામાં ભક્ત પરમાત્માનોજ ભક્ત છે, કે પરમાત્માથી ભિન્ન અન્ય કોઇ પ્રાણિ-પદાર્થનો ભક્ત છે તે પરમાત્મા પોતેજ તપાસે છે. જો એ ભક્તને પરમાત્માજ સંપૂર્ણરીતે પ્રિય હોય છે તો તે પરમાત્માનોજ પક્ષપાતી રહે છે, પરમાત્માનુંજ ભજન કરે છે, ને તેથી પરમાત્માના ગુણો કે જે ભક્તના હૃદયમાં આવિર્ભાવ પામ્યા હોય છે તેને, રજો-તમોગુણ ચલાયમાન કે આચ્છાદિત કરી શકતા નથી. ભક્ત પોતાની રુચિ ને શક્તિને અનુસરી સેવા, પૂજા, ભજન, ધ્યાન આદિ સાધનોમાંથી જે કોઇ સાધનવડે પરમાત્મામાં જેટલો તન્મય થાય છે, તેટલા પ્રમાણમાં તેના હૃદયમાં પરમાત્માના ગુણો આવિર્ભાવ પામી સ્થિર રહે છે. એ રીતે સ્વસાધનવડે પરમાત્મામાં નિષ્ઠા રાખનારા ભક્તોની પરીક્ષાનો

ઉદાહરણો શાસ્ત્રોમાં અનેક સ્થળે શાસ્ત્રકારોએ આપેલાં છે, કે જે પરમાત્માના યથાર્થ ભક્ત થવા ઇચ્છનારમાટે આદર આપવાયોગ્ય ને અનુકરણ કરવાયોગ્ય છે. આવું એક ઉદાહરણ અહીં આપવામાં આવે છે. જે ઉપરથી જણાય છે કે પરમાત્માના ભક્તો કેવા અપૂર્વ ધૈર્યવાન્ હોય છે!

સંકૃતિનામના એક રાજાને ગુરુ અને રંતિદેવનામના બે પુત્રો હતા તેમાં રંતિદેવનો યશ આ લોક અને પરલોકમાં પ્રસિદ્ધ છે એ રંતિદેવ બહુજ પ્રતાપી અને અપાર ધૈર્યવાળા તથા દયાળુ હતા. તેમણે ગરીબોને દુઃખી જોઇને પોતાનું સર્વસ્વ દાનમાં આપી દીધું, ને તેઓ ઘણી મુશ્કેલીથી પોતાના પરિવારનો નિર્વાહ કરવા લાગ્યા. તેમને જે કાંઇ મળતું હતું તે તેઓ ભૂખ્યા રહીને પણ ગરીબોને આપી દેતા હતા. તેમને આપતાં બચે તો તેઓ ખાતા

આવી રીતે વર્તતાં એક વખત બરોબર અડતાલીશ દિવસસુધી તેમને ભોજન તો ઠીક; પણ પીવા પાણીએ ન મળ્યું ભૂખતરસથી પીડાયેલા ને બલહીન થયેલા રાજાનું શરીર ધ્રૂજવા લાગ્યું. છેવટે ઓગણપચાસમે દિવસે સવારમાં ઘી, ખીર ને લાપશી રાજાને મળ્યાં! અડતાલીશ દિવસસુધી લાગલાગટ ભૂખ્યા રહેવાથી રાજા કુટુંબસહિત બહુજ દુર્બલ થઇ ગયા હતા સૌનાં શરીર ભૂખથી અશક્ત થવાને લીધે ધ્રૂજતાં હતા.

રાજા રંતિદેવ ભોજન કરવાનો વિચાર કરતા હતા, એટલામાં એક અતિથિ આવી પહોંચ્યો! મનુષ્યપાસે કદાચ કરોડો રૂપીઆ હોય તો પોતાના નામમાટે તેમાંથી લાખો રૂપીઆનું દાન કરી દેવું એ તેનેમાટે સહેલું છે, પણ પોતે ભૂખે પેટે રહી પોતાની પાસેનું અન્ન બીજાને આપી દેવુ એ મહાન્ કઠિન કાર્ય છે; પરંતુ સર્વત્ર શ્રીહરિને વ્યાપી રહેલ જોનારા ભક્ત રંતિદેવને માટે આ કાર્ય કઠિન નહોતું, તેમણે તો તે અન્નમાંથી આદર-સહિત શ્રદ્ધાપૂર્વક બ્રાહ્મણરૂપ અતિથિનારાયણને તૃપ્તિ થાય તેટલું ખવરાવી સંતુષ્ટ કર્યા. એ બ્રાહ્મણદેવ ભોજન કરી તૃપ્ત થઇને ત્યાંથી ચાલ્યા ગયા.

ત્યાર પછી બાકી રહેલુ અન્ન પોતાના પરિવારને વહેંચીને પોતે ખાવા ઇચ્છતા હતા એટલામાં એક શૂદ્ર અતિથિ આવી ચડયો રાજાએ એ અન્નમાંથી શ્રીહરિનું સ્મરણ કરતાં કરતાં એ દરિદ્રનારાયણરૂપ શૂદ્રને જોઇએ તેટલુ અન્ન અર્પણ કર્યું. એટલામાં વળી કેટલાંક કૂતરાંઓ જેમની સાથે હતાં એવો એક મનુષ્ય અતિથિરૂપે ત્યાં આવ્યો, અને કહેવા લાગ્યો:–"હે રાજન્! હું અને આ મારાં કૂતરાં ભૂખ્યા છીએ ભોજન આપો."

શ્રીહરિના ભક્ત રાજા રંતિદેવે તેનો પણ સત્કાર કર્યો અને બાકી રહેલુ બધું અન્ન કૂતરાંઓસહિત એ અતિથિભગવાનને અર્પણ કરીને તેમને પ્રણામ કર્યા

હવે અન્ન તો બાકી રહ્યું નહિ; પણ એક મનુષ્યની તરસ છીપે આટલુ પાણીજ બાકી રહ્યુ હતું. એ પાણી પીવાનો વિચાર કરે છે એટલામા વળી અકસ્માત્ એક ચાંડાલે આવી દીન સ્વરથી કહ્યું:–"મહારાજ હું બહુજ થાકી ગયેલો છું. અપવિત્ર અને નીચ એવા મને પીવામાટે થોડુંક પાણી આપો"

ચાંડાલનાં એ દીન વચનો સાંભળીને અને તેને થાકી ગયેલો જાણીને રાજાને તેના ઉપર બહુજ દયા આવી. રાજાએ પોતાને અન્ન તો ન મળ્યું, પણ પીવાનું પાણી પણ આપી-દેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં પોતાની ને પોતાના પરિવારની શી દશા થશે તે સંબંધી સહજ પણ ગ્લાનિ પામ્યા વિના કે ક્રોધ કર્યાવિના મધુરવાણીથી નીચેનાં અમૃત જેવાં મીઠાં વચનો કહ્યાં.–

"न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तःस्थितो येन भवन्त्यदुःखाः॥
क्षुत्तृट्श्रमो गात्रपरिश्रमश्च दैन्यं क्लमः शोकविषादमोहाः।
सर्वे निवृत्ताः कृपणस्य जन्तोर्जिजीविषोर्जीवजलार्पणान्मे॥"

(શ્રીમદ્ભાગ૦ સ્કં. ૯, અ૦ ૨૧–શ્લોક ૨૨-૨૩.)

(હું પરમાત્માપાસે અણિમા આદિ આઠ સિદ્ધિઓથી યુક્ત એવી પરમગતિને અથવા મુક્તિને માગતો નથી. હું તો કેવળ એજ માગું છું કે સર્વ પ્રાણીઓના હૃદયમાં સ્થિત થઇને તેમનાં દુઃખોને હું ભોગવું; કે જેથી તે પ્રાણીઓ દુઃખરહિત થાય, અર્થાત્ બધાંનાં દુઃખો હું એકલોજ ભોગવું ને બીજાં પ્રાણીઓ સુખી થાય. ૨૧)

[આ મનુષ્યના પ્રાણ જલવિના વ્યાકુળ થઇ રહ્યા છે, ને તેથી પોતાના પ્રાણની રક્ષામાટે તે દીન થઇને મારી પાસે જલ માગી રહ્યો છે,] તો જીવવાની ઇચ્છાવાળા આ દીન જીવને આ જીવનરૂપ જલ આપવાથી મારાં ભૂખ, તરસ, થાક, શારીરિક દુઃખ, દીનતા, ગ્લાનિ, શોક, ખેદ ને મોહ આ સર્વ નિવૃત્ત થઈ ગયાં છે, અર્થાત્ ભૂખ, તરસ આદિથી ઉપજતા દુઃખની મને સહજ પણ અસર થવાની નથીજ. ૨૨.)

આટલું કહીને સ્વાભાવિક દયાળુ ને ધીરજવાળા રાજા રંતિદેવે તરસવડે પોતે મરવાની અણીપર આવ્યા છતાં તે જલ ચાંડાલને પ્રસન્નતાપૂર્વક આપી દીધું.

અતિથિરૂપે આવેલા બ્રાહ્મણ, શૂદ્ર ને ચાંડાલ યથાર્થ બ્રાહ્મણ, શૂદ્ર કે ચાંડાલ નહોતા; પણ ફલની ઇચ્છા રાખનારાઓને ફલ આપનારા ત્રિભુવનપતિ ભગવાન્ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ પોતેજ મહારાજ રંતિદેવની પરીક્ષા લેવાને માટે માયાવડે બ્રાહ્મણાદિનાં રૂપ ધારણ કરીને આવ્યા હતા. રાજાની ધીરજ અને ભક્તિ જોઇને તે દેવો અતિ પ્રસન્ન થઇ ગયા, અને પોતપોતાનાં વાસ્તવિક સ્વરૂપો ધારણ કરીને રાજાને દર્શન આપ્યાં. રાજાએ ત્રણે દેવોનાં એકસાથે પ્રત્યક્ષ દર્શન કરીને તેમને પ્રણામ કર્યા. દેવોએ વરદાન માગવાનું કહ્યા છતાં પણ રાજાએ કાંઈ વરદાન માગ્યું નહિ; કેમકે રાજાએ આસક્તિ અને કામના છોડીને પોતાનું મન કેવળ ભગવાન્ વાસુદેવમાંજ જોડી રાખ્યું હતું.

આમ પરમાત્માના અનન્યભક્ત રાજા રંતિદેવે પોતાનું ચિત્ત પૂર્ણરૂપે કેવળ પરમાત્મામાંજ જોડી દીધેલું હોવાથી તેમજ તે પરમાત્મામાંજ તન્મય થઈ ગયેલ હોવાથી પરમાત્માની ત્રિગુણમયી માયા તેની સામેથી સ્વપ્નની પેઠે લીન થઈ ગઈ! લીન થાય એ સ્વાભાવિકજ છે. પ્રભુ કહે છેઃ–"**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते॥**" રંતિદેવના પરિવારનાં બીજાં બધાં મનુષ્યો પણ તેના સંગના પ્રભાવથી નારાયણપરાયણ થઇને યોગીઓને પ્રાપ્ત થતી પરમગતિને પામી ગયાં!

---

## स्वाध्याययज्ञ

[સંપાદકઃ **એક શ્રીનાથસેવક**]

શ્રુતિ કહે છે કેઃ—"ગુરુપરંપરાથી પ્રાપ્ત કરવામાં આવતી વિદ્યા ગુરુમુખથીજ ગ્રહણ કરવી જોઇએ." શ્રીગુરુપાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાની વારંવાર આવૃત્તિ કરવી તે **સ્વાધ્યાય** કહેવાય છે. ગુરુને શરણે નહિ ગયેલા તથા આપાપંથી મનુષ્યો ગુરુપાસેથી ગુરુમુખે વિદ્યા મેળવ્યા સિવાય જે પુસ્તકદ્વારાજ આપોઆપ શાસ્ત્રાધ્યયન કરે તે **સ્વાધ્યાય કહી શકાય નહિ.**

વિદ્યાનો ચાર પ્રકારે ઉપયોગ કરાય છે, અર્થાત્ તેના ઉપયોગની ચાર અવસ્થા છે:–

૧ આગમકાલ એટલે શ્રીગુરુપાસેથી વિદ્યા ગ્રહણ કરતી વેલા થતા સ્વીકારરૂપ.

૨ સ્વાધ્યાયકાલ એટલે શ્રીગુરુપાસેથી ગ્રહણ કરેલી વિદ્યાનું નિત્ય અધ્યયન કરવારૂપ.

૩ પ્રવચનકાલ એટલે અધ્યયન કરેલી વિદ્યા શિષ્યને આપવારૂપ.

૪ વ્યવહારકાલ એટલે અધ્યયન કરેલી વિદ્યાને વ્યવહારમાં–આચારમાં ઊતારવારૂપ.

આ પ્રકારનો વિદ્યાનો ઉપયોગ તે શાસ્ત્રીય ને સફલ ઉપયોગ કહી શકાય.

શાસ્ત્રમાં વર્ણવેલા ભિન્ન ભિન્ન યજ્ઞોમાં સ્વાધ્યાયરૂપ યજ્ઞની શ્રેષ્ઠતા વર્ણવવામાં આવે છે તેનું કારણ એ છે કે બીજા યજ્ઞોમાં બાહ્ય સાધનોની સહાયતાની જેટલી આવશ્યકતા રહે છે તેટલી આવશ્યકતા સ્વાધ્યાયરૂપયજ્ઞમાં રહેતી નથી. સ્વાધ્યાયરૂપયજ્ઞક્રિયામાં ખાસ આવશ્યકતા છે **મનના સંયમની**, મનના સંયમવિના સ્વાધ્યાયનું ફલ જે જ્ઞાનપ્રાપ્તિ તે થઇ શકતી નથી. મનના સંયમપૂર્વક કરેલા સ્વાધ્યાયની પ્રશંસા કરતાં તૈત્તિરીયારણ્યકની શ્રુતિ કહે છે કે:—

"અગ્નિમાં આહુતિ આપવાથી દેવતા અગ્નિમાં આવેલા પાપનો વિનાશ કરે છે, આહુતિમાં આવેલું સમસ્ત પાપ યજ્ઞવડે વિનાશ પામે છે, યજ્ઞમાં થયેલું પાપ દક્ષિણાવડે નાશ પામે છે, દક્ષિણામાં રહેલું પાપ દક્ષિણાનો સ્વીકાર કરનાર બ્રાહ્મણવડે નાશ પામે છે, બ્રાહ્મણમાં રહેલુ પાપ બ્રાહ્મણ વેદના જે જે મંત્રનો પ્રયોગ કરે છે તે તે મંત્રોના છંદોવડે વિનાશ પામે છે, અને છંદોમાં થયેલુ પાપ **સ્વાધ્યાયવડે** વિનાશ પામે છે. સ્વાધ્યાયમાં થતુ પાપ બીજા કોનાવડે વિનાશ પામે છે એ વાતજ પૂછવાયોગ્ય નથી; કેમકે સ્વાધ્યાય પોતેજ નિષ્પાપ છે. તેમાં જો પાપ હોય તો તેને નિવૃત્ત કરનાર અન્ય કોઇ સંભવે; પરંતુ કોઇપણ પાપ સ્વાધ્યાયને સ્પર્શ કરી શકે એમ નથી."

ઉપર કહેલી રીતે **સ્વાધ્યાય** સર્વનો શોધક છે, અર્થાત્ દેવતાને ઉદ્દેશે અગ્નિમાં આપેલી આહુતિવડે દેવો અગ્નિની શુદ્ધિ કરે છે. યજમાનના પાપસંસ્કારો આહુતિદ્વારા યજ્ઞમાં આવતા હોવાથી યજ્ઞ આહુતિની શુદ્ધિ કરે છે. યજ્ઞની ભિન્ન ભિન્ન ક્રિયાઓમાં જાણે અજાણે પાપ થવાનો સંભવ છે. એ પાપ યજમાન બ્રાહ્મણને દક્ષિણા આપે છે તે વડે નિવૃત્ત થઇ યજ્ઞની ક્રિયાશુદ્ધિ થાય છે. યજમાન બ્રાહ્મણને જે દ્રવ્ય દક્ષિણારૂપે આપે છે તે દ્રવ્ય જો તેણે શાસ્ત્રે નિષિદ્ધ કરેલા માર્ગે મેળવેલું હોય તો તેમાં પાપ-સંસ્કારો હોય છે. દક્ષિણારૂપે મળેલા એ પાપસંસ્કારવાળા દ્રવ્યની શુદ્ધિ એનો સ્વીકાર કરનાર સ્વાધ્યાયરૂપ તપોબલથી પવિત્ર થયેલા બ્રાહ્મણોવડે થાય છે. જો બ્રાહ્મણ મનના સંયમપૂર્વક સ્વાધ્યાયરૂપ તપ કરનાર ન હોય તો એ દક્ષિણારૂપે મળેલા દ્રવ્યગત પાપસંસ્કારો દક્ષિણા ગ્રહણ કરનાર બ્રાહ્મણના હૃદયમાં આવી બ્રાહ્મણની અધોગતિ કરે છે. વર્તમાન સમયનો બ્રાહ્મણોનો મોટો ભાગ કે જેમનામાં આવા પ્રકારનુ દક્ષિણાદ્રવ્યગત પાપને શોધવાનું સામર્થ્ય ન હોવાથી માત્ર દક્ષિણા લેવાને લીધેજ તેઓની કેવી શોચનીય અવસ્થા આવી પડી છે એ દક્ષિણા ગ્રહણ કરનારા બ્રાહ્મણોએ સ્વતઃજ વિચારવું જોઇએ. પોતાનામાં એવું સામર્થ્ય ન હોય તો લોભને વશ થઇને દક્ષિણા લેવી ન જોઇએ; અને લેવી હોય તો દક્ષિણાગત પાપસંસ્કાર નાશ પામે એવું સામર્થ્ય પોતે મેળવવું જોઇએ. સ્વાધ્યાય કરનાર બ્રાહ્મણમાં પણ, વેદના મંત્રોના છંદોના નિયમને અનુસરી 'જે રીતે' અધ્યયન કરવું જોઇએ તે રીતે ન થાય તો પાપનો સંભવ છે. એ પાપની શુદ્ધિ–નિયમિત અધ્યયન કરેલા છંદોવડે

થાય છે. બ્રાહ્મણના અધ્યયનમાં થતા પ્રમાદથી છંદમાં અશુદ્ધિરૂપ મલિનતા આવે છે. એ છંદની અશુદ્ધિરૂપ મલિનતા બ્રાહ્મણ સ્વાધ્યાય–અત્યંત મનઃસંયમપૂર્વક અધ્યયન–કરે તો નિવૃત્ત થાય છે. આમ હોવાથી **સ્વાધ્યાય** પોતેજ સર્વેને શુદ્ધ કરતો હોઇ અન્ય સર્વે યજ્ઞો કરતાં શ્રેષ્ઠ યજ્ઞ કહેવાય છે.

———:o:———

## પ્રભુપ્રાર્થના

### પદ

### ૧

દિન દિન વધે ઉર પ્રીત, એવી દ્યો ભક્તિ,
એમાંજ રહે મુજ ચિત્ત, એવી દ્યો ભક્તિ. ટેક.
આપનું પ્યારૂં નામજ લેતાં, ઉર ઉમળકા આવે રે;
ખાનપાન કે ભોગ જગતના, તવ કીર્તન વિસરાવે—એવી૦
મૂર્તિને મુજ જાણું, આણું સાચો પ્રેમ રે;
ફરે અહર્નિશ આંખો આગળ, ક્ષણે ન વિસરે તેમ—એવી૦
ધ્યાનવિષે દેખાય દિવ્ય તનુ, મનમાં હર્ષ ન માય રે;
રોમ રોમ આનંદ વહે ને, સ્વપ્ને પણ એ સુખ થાય—એવી૦
જગનાં સુખ દુઃખકારક લાગે, સેવા સુખની પાસે રે;
દિન દિન વધે એ જાય એ વિધવિધ વિધવિધ અનુભવ ભાસે—એવી૦
આંહી રહેવું રહેવું વૈકુંઠે, ફેર કશો ન જણાય રે;
મરવાથી બેપરવા અંતુ, તમારોજ થઇ જાય—એવી૦

———:o:———

### ૨

પ્રભુચરણકમળ નવ છૂટે રે, એવું હું માગું,
ચિત કુતર્ક કદી ન ઊઠે રે, એવું હું માગું. ટેક.
શરણુ લીધો છે આપે, પાવન કીધો છે છાપે;
હવે ભ્રષ્ટ થાઉં નહિ પાપે રે, એવું હું માગું.— ૧
વિશ્વાસ કદી નવ તોડું, આપને ક્ષણે નવ છોડું;
સજજડ સગપણ હું જોડું રે, એવું હું માગું.— ૨
આશાઓ ઉરે ન ઉઠે, તૃષ્ણાઓ પડે ન પૂંઠે;
સંતોષ કદી નવ ખૂટે રે, એવું હું માગું.— ૩
આજ્ઞાઓ સર્વે પાળું, અવળે રસ્તે નવ ચાલું;
સર્વે કુટેવ હું ટાળું રે, એવું હું માગું.— ૪
સઉથી વધતી ગણું સેવા, સઉથી વહાલા તમે દેવા;
નિત્યે વિચાર રહે એવા રે, એવું હું માગું.— ૫
અંતે ન જરી ગભરાઉં, આ રીતે તમ ગુણ ગાઉં;
અનુનાથ નિરખી હરખાઉં રે, એવું હું માગું.— ૬

———:o:———

# आर्यो तेजस्वी अने वर्चस्वी केम थता ?

[ લેખકઃ રા. રા. અંબાલાલ બુ. જાની. બી. એ. ]

## ગુરુ-ગૃહે વિદ્યાર્થીઓને અપાતી પ્રેરણા

વર્તમાનસમયે બાળપણથીજ વિદ્યાર્થીઓને વિદ્યાધ્યયનની સાથેસાથ ધર્મ, નીતિ, સંયમનિયમ અને સચ્ચારિત્ર્યનો નિરંતર ઉપદેશ નહિ આપનારી, અરે, એવા ઉપદેશથી વિહોણી, આપણી શિક્ષણપદ્ધતિને કારણે કેવાંક અનિષ્ટ અને અનર્થ કરનારાં પરિણામો દિનપ્રતિદિન આવે છે, તેમ તેઓ કેવા નીતિવિમુખ અને ચારિત્ર્યહીન થતા જાય છે, તેનો કડવો અનુભવ સમજુ માણસોને તો થતો રહે છેજ.

પરન્તુ પ્રાચીન કાળમાં શિક્ષણના પાયાતરીકેજ ધર્મ, નીતિ, સંયમ-નિયમ અને સચ્ચારિત્ર્યનો ઉપદેશ ગુરુગૃહે વિદ્યાર્થીઓને અપાતો હતો, અને તે વ્યવહારમાં ઉતારાવાતો હતોજ. પરિણામે આર્યજનોનો ગૃહસ્થાશ્રમ અને સંસાર ઉજમાળાં અને રસભર્યાં ચાલતાં હતાં; તેમ તેઓ તેજસ્વી, વર્ચસ્વી અને પરોપકારપરાયણ થતા હતા, ઉપરાંત અન્ય જનોને આદર્શરૂપ પણ થતા હતા.

કારણ કે પ્રાચીન કાળમાં બાલ્યાવસ્થામાંથીજ દ્વિજ વિદ્યાર્થીઓ ગુરુગૃહે વિદ્યાસંપાદન-માટે નિવાસ કરવા જતા હતા, અને આ નિર્મળ વાતાવરણમાં ઉછરતા હતા. તેમ ગુરુઓ પણ એવા નિઃસ્પૃહી અને સમદૃષ્ટિવાળા હતા કે સઘળાએ વિદ્યાર્થીઓપ્રત્યે, પછી તે રાજવંશી હો કે રંક હો, છતાં એકસરખા નિર્મળ સ્નેહભાવથી અને પિતૃવાત્સલ્યથી તેમને ધર્મપ્રેરિત તેમજ નીતિપ્રેરિત વિદ્યાદાન દેતા, તેમજ તેમની સાથે પુત્રવત્ વ્યવહાર ચલાવતા હતા, અને તેઓ સચ્ચારિત્ર્યવાન્ થાય તેની ખસુસ કાળજી રખાતી હતી.

તે સમયે કેવળ વિદ્યાનીજ મહત્તા ન હતી. વિદ્યાપ્રાપ્તિસાથે જો સંયમ-નિયમ, વિનય-વિવેક, સ્વાર્થત્યાગ આદિ ગુણો અને લક્ષણો જેણે ગ્રહણ કર્યાં ન હોય, તે મનુષ્ય મનુષ્યત્વને લાયકજ દેખાતો નહિ. विद्याविनयसंपन्ने ब्राह्मणे० એવું લક્ષણ બ્રાહ્મણનું હતું, એમ ગીતાજીજ કહે છે. વિદ્યા વિનયથીજ શોભતી. બ્રહ્મરાક્ષસ પરમ કોટિનો વિદ્યાવાન હોવા છતાં તે સમાજમાં પૂજાતો નહિ, પણ વખોડાતો હતો, જ્યારે વિનય-વિવેકસંપન્ન બ્રહ્મવિદ્ પરમ વંદનીય-પૂજ્ય ગણાઈ સર્વથા સન્માનાતો હતો. ગુરુગૃહમાં વિદ્યાર્થી આ સહુ શિક્ષણ-આચરણનો, સાદર અંગીકાર કરતો હતો.

દ્વિજ વિદ્યાર્થીઓ દશેક વર્ષ ગુરુગૃહે રહી, બ્રહ્મચર્યવ્રત ચુસ્તપણે પાળતા, ગુરુજીની નાનીમોટી સેવાઓ એકનિષ્ઠાથી, નિરભિમાનપણે ઊઠાવતા, પરસ્પર અભેદભાવે સ્નેહ અને સેવાવૃત્તિ કેળવતા અને ઉદ્યમી, શ્રમશીલ તેમજ પરોપકારી થતા હતા. એટલુંજ નહિ, પણ માનવજીવન ઉચ્ચ રીતે લોકકલ્યાણઅર્થે ગાળવાની વૃત્તિ તેમજ શક્તિથી સંપન્ન થતા હતા. ટુંકમાં વેદવિદ્યા, અધ્યાત્મવિદ્યા, તત્ત્વજ્ઞાન, આદિ સદ્વિદ્યાઓ અને સચ્ચારિત્ર્યથી સંપન્ન થઈ, તેમજ સારા ગુણવાન્ અને શુભ લક્ષણવાન બની, ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા ગુરુગૃહથી સ્વગૃહે વિચરતા હતા. પરિણામે તેમનો સમાજ-સંસારવ્યવહાર સુખાળુ અને સત્કાર્યવંતો નીવડતો હતો, તેમનો ગૃહસ્થાશ્રમ લોકહિતકર તેમજ શ્રેયસ્કર સિદ્ધ થતો હતો.

તેઓ આવા સચ્ચારિત્ર્યવાન્ થઈ શકતા તેનું કારણ ઉપર કહ્યું તેમ ગુરુગૃહમાં તૈત્તિરીય ઉપનિષદે પ્રબોધ્યાં છે તેવાં ઉત્તમ શિક્ષાવચનો તેમના હૃદયમાં નિરંતર ગુંજી રહેતાં, તેમના જીવનમનોરથોને ઘડતાં, તેમ પ્રાણવંત કરતાં અને તેને વ્યવહારમાં ઊતારવા

શક્તિમાન્ કરતાં, એજ હતું. સાંપ્રત સમયમાં એવી શિક્ષા અને પ્રેરણાનો અભાવ આપણા આર્યસંસારને વણસાડી રહેલ છે. એ અમૂલ્ય શિક્ષાવચનો હરેક આર્યબાલકે મનનીય તેમ આચરવાયોગ્ય હોવાથી, અહીં આપવામાં આવ્યાં છેઃ—

## अनुशासनम्

वेदमनूच्याचार्योऽन्तेवासिनमनुशास्ति ।

सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ १ ॥

देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् । मातृदेवो भव । पितृदेवो भव । आचार्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माकं सुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि ॥२॥

ये के चास्मच्छ्रेयांसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् । अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् । भिया देयम् । संविदा देयम् ॥ ३ ॥

अथ यदि ते कर्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । तथा ते तत्र वर्तेरन् । तथा तत्र वर्तेथाः ॥ ४ ॥

अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः । युक्ता आयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्तेरन् । तथा तेषु वर्तेथाः ॥ ५ ॥

एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ६ ॥

स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् । तानि त्वयोपास्यानि । विचिकित्सा वा स्यात्तेषु वर्तेरन् ॥ ७ ॥

( श्रीकृष्णयजुर्वेदीयतैत्तिरीयोपनिषद्–शिक्षाध्यायरूपप्रथमवल्लीः–एकादशोऽनुवाकः )

ગુરુદેવ વેદોનું અધ્યયન શિષ્યોને કરાવ્યા પછી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવવા પૂર્વે, તેમણે શ્રુતિ અને સ્મૃતિએ આદેશ કરેલાં ક્યાં ક્યાં કર્તવ્યો કરવાં જોઈએ તેનો ઉપદેશ, તેનું અનુશાસન–શિક્ષાપ્રબોધ, આ પ્રમાણે કરે છેઃ—

" હે શિષ્ય ! સત્ય ( પ્રમાણ અનુસાર જાણેલો અર્થ ) બોલ. તેજ પ્રમાણે ધર્મનું (અવશ્ય કરવાયોગ્ય કર્તવ્યોનું) આચરણ કર. [ કરેલા ] વેદના અધ્યયન( સ્વાધ્યાય )પ્રત્યે પ્રમાદ મા કર ( અર્થાત્ તારે નિરંતર વેદાદિનો પાઠ કરવોજ.) [વિદ્યા ભણી રહ્યા પછી] ગુરુને પ્રિય–ઇચ્છિત હોય તે ધન ગુરુદક્ષિણામાં આપ. [ બ્રહ્મચર્યાશ્રમ પૂરો થતાં પોતાને યોગ્ય સ્ત્રીસાથે લગ્ન કર, ગૃહસ્થાશ્રમ આદર અને ] પ્રજાસંતતિનો ઉચ્છેદ કરવાની મતિ

મા કર (કરતો નહિ). અર્થાત્ યોગ્ય સંતતિ ઉત્પન્ન કર.

સત્યથી પ્રમાદ કરવો નહિ (સત્યનો કદિ ત્યાગ ન કર.) ધર્મ-કર્તવ્યકર્મપ્રત્યે કદિ પણ પ્રમાદ સેવતો નહિ. કુશલ-પોતાનુ રક્ષણ-આજીવિકા કરનારાં કર્મપ્રત્યે પ્રમાદ કરતો નહિ. સમૃદ્ધિ (જે ઐશ્વર્ય આવી મળેલ છે તેની વૃદ્ધિ થવાનાં કર્મો)તરફ કદી પણ પ્રમાદ ન કરતો. પોતાનું અધ્યયન ચાલુ રાખવામાં તેમજ અન્યને ઉપદેશ આપવામાં-વેદાદિનું અધ્યાપન કરાવવામાં-કદિ પ્રમાદ કરતો નહિ. (૧)

દેવો તથા પિતૃઓતરફનાં કર્તવ્યકર્મોનો કદિ ત્યાગ કરતો નહિ. માતાની તું દેવરૂપે ઉપાસના કરજે. પિતાની તું દેવરૂપે ઉપાસના કરજે. આચાર્યની તું દેવરૂપે ઉપાસના કરજે. અતિથિની તું દેવરૂપે ઉપાસના કરજે. જે જે કાર્યો નિંદાથી રહિત છે તે તે કાર્યો તું કરતો રહેજે, પણ એવાં બીજાં જે કર્મો હોય તેનુ (નિંદિત હોય અને શિષ્ટજનો કદાચ તે કરતા હોય તોયે તેનું) અનુષ્ઠાન મા કર, એવાં કર્મો કદી ન કરતો અમારાં અર્થાત્ ગુરુનાં પણ જે શ્રેષ્ઠ આચરણો હોય તેનેજ તારે અનુસરવાં-આચરવાં જોઇએ, પણ તેથી જે બીજાં વિપરીત આચરણો હોય તે કદી કરતો નહિ. (૨)

જે બ્રાહ્મણો આપણા કરતાં વધારે શ્રેષ્ઠ હોય, તેઓને તારે આસન આપવામાં (સત્કારવામાં) વિલંબ કરવો નહિ. જે કાંઇ દાનતરીકે તું આપે તે તારે શ્રદ્ધાયુક્ત થઇને આપવું; અશ્રદ્ધાથી કોઇ પણ પ્રકારનું દાન કરવું એ યોગ્ય નથી. યથાશક્તિ પોતાની શ્રી-સંપત્તિઅનુસાર તારે દાન કરવુ લોકલજ્જાવડે પણ તારે અવશ્ય દાન કરવુ શાસ્ત્રના ભયને લીધે પણ તારે દાન કરવું. વિવેકપુર:સર (મિત્રાદિના કાર્યમાં) દાન કરવું. (૩)

'જો તારાં પોતાનાં કોઇ પણ જાતનાં કર્મોના અથવા તો લૌકિક આચારના સંબંધમાં તને શંકા ઊઠે તો,

તારી સમીપ રહેનારા બ્રાહ્મણો, જેઓ વેદવિહિત કર્મમાં વિચારશીલ, કુશળ, સર્વ પ્રકારે સ્વતંત્ર, ક્રોધરહિત અર્થાત્ શાન્તસ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય તેઓ એ કર્મો સંબંધમાં જે પ્રમાણે વર્તતા હોય તેમ તારે સંશયરહિત થઇ તારું વર્તન રાખવું. (૪)

[હવે નિંદિત પુરુષોતરફ કેમ વર્તવુ તે સાંભળ.] જે બ્રાહ્મણો પૂર્ણ વિચારશીલ હોય, *જેઓ વેદવિહિત કર્મમાં કુશળ હોય, સર્વ પ્રકારે સ્વતંત્ર હોય, ક્રોધરહિત હોય, અર્થાત્* શાન્ત સ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય, તેઓ જેવી રીતે નિંદિત પુરુષોની તરફ વર્તતા હોય તેજ પ્રમાણે તારે તે નિંદિત પુરુષોતરફ વર્તવું જોઇએ. (૫)

આ એક વિધિ છે. આ એક સર્વ વેદોનું રહસ્ય છે, આ એક અનુશાસન છે, ઇશ્વરનું વચન છે. આ એક ઉપદેશરૂપ કથન છે, આ એક આજ્ઞારૂપ વચન છે. આ સર્વ ઉપર કહેલી રીતપ્રમાણે તારે વર્તવુ જોઇએ. ખરેખર તારે આ સર્વ ઉપર કહેલી રીતપ્રમાણે અનુસરવુ જોઇએ. (૬)

તારે સ્વાધ્યાય અને પ્રવચનપ્રત્યે કદીપણ પ્રમાદ કરવો નહિ. તારે તે કરવાંજ જોઇએ. તેમાં સંશય પડે તોયે તે કરવાંજ જોઇએ. (૭)

**(શ્રીકૃષ્ણયજુર્વેદીયતૈત્તિરીય ઉપનિષદ્-શિક્ષાવલ્લી ૧૧ મો અનુવાક)**

હે પ્રભુ! અમારા આર્યાવર્તદેશની પ્રજા પૂર્વવત્ ધાર્મિક બલવાન્ અને તેજસ્વી થાઓ.

## APPRECIATION.

*by*

**Motishanker S. Desai** B. A.
Ex.-Chief Educational Officer,
The Junagadh State,
Junagadh.

MY DEAR KARANSINHBHAI,

Kindly allow me sincerely to thank you for sending me as *Saprema Bhet* a copy of "Mahatma Shri Nathurama Sharma and His Message."

I have gone through the whole of it and through it have I known the Mahatma Shri as I have never known Him before. Of course, He knew me as He did many others, but mine was the misfortune not to understand Him in the true sense of His Mahatmaship. The opportunity at times given to The Junagadh people could not be availed of by me owing to the nature of my service then but it is now too late to think of it.

I thank you once more to send me the copy which has only given me full information regarding His Holiness and His life.

The language used is indeed stylish, impressive and instructive. Through this Publication you could have only partially discharged the Debt you owed to Him for His Message that has evidentally given you a higher individuality.



## गुणज्ञता

જૂનાગઢરાજ્યના નિવૃત્ત થયેલા મુખ્ય કેળવણી અધિકારી સાહેબ શ્રી. મોતીશંકર સદાશંકર દેશાઈ બી. એ. આવા ભાવનું લખી મોકલાવે છેઃ—

શ્રી. કરણસિંહજીભાઈ,

"પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા અને તેઓશ્રીનો સંદેશ" એ નામનું તમોએ રચેલું પુસ્તક મને સપ્રેમ ભેટ તરીકે મોકલાવ્યું તે માટે હું તમોને અંતઃકરણપૂર્વકના ધન્યવાદ પાઠવું છું.

હું એ પુસ્તક આખુંય અવલોકી ગયો છું, અને એ પુસ્તકદ્વારા પૂર્વે નહિ પિછાનેલા એવા મહાત્માશ્રીને પિછાની શક્યો છું. જો કે તેઓશ્રી સમાગમમાં આવનારા. બીજા ઘણાઓને જેમ ઓળખતા તેમ મને પણ ઓળખતા હતા, છતાં મારું એટલું મંદભાગ્ય કે ત્યારે હું તેઓશ્રીને સાચા મહાત્માસ્વરૂપે ઓળખી શક્યો નહોતો. જૂનાગઢમાં

જિજ્ઞાસુઓને એઓશ્રીના સત્સંગના પ્રસંગો વારંવાર સાંપડતા, પરંતુ ત્યારે મારો વ્યવસાય એવા પ્રકારનો હતો કે હું એ સત્સંગનો લાભ લઈ શક્યો નહિ, પણ હવે તેને માટે શો વિચાર કરવાનો હોય ?

પૂજ્યપાદ મહાત્માશ્રી અને તેઓશ્રીના જીવનસંબંધી સંપૂર્ણ માહિતી મને તો તમોએ રચેલા ઉપરોક્ત અમૃત પુસ્તકમાંથીજ મળી છે અને તે માટે હું પુનઃ તમોને ધન્યવાદ પાઠવું છું.

પુસ્તકની ભાષાશૈલી હૃદયંગમ ને બોધપ્રદ છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીના સદુપદેશના અનુસરણથી તમોને પણ પ્રસિદ્ધ એવું ઉચ્ચપ્રકારનું વ્યક્તિત્વ સાંપડ્યું છે અને તેને માટે તમો પૂજ્યપાદશ્રીના કૃપાઋણમાં છો. એ કૃપાઋણ માટે સ્વલ્પાંશે પણ કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાનો અવસર આ પુસ્તકપ્રકાશનદ્વારા તમોને સાંપડ્યો ગણાય ।



## विवेकविचार

### हिन्दी

### દોહરા

(ગતાંકથી ચાલુ)

[ લેખકઃ શ્રી માણિક્યવર્મા ]

આખર નામ નિશાન, ઠામ ઠિકાનાં જો નહિ,
ક્યા કરના અભિમાન? મિલજાનાં હૈ મિટ્ટીમેં ૪૫

× × × ×

પિતા પિતામહઆદિકું, અભી નહિ કુછ સબંધ,
તુમ ઐસા યદિ હો રહો, તો ટૂટગા બંધ ૪૬
પરગૃહ પ્રાવુણ હોઇકે તુમ જૈસે નિર્લેપ;
ઐસી શાંતિ સ્વગૃહે, તો પદપ્રાપ્તિ-અલેપ ૪૭
જો તુમ પરમ પુરુષ હિ હો, જો તુમ આત્મ અભેદ,
જો જગ મિથ્યા સ્વપ્નવત્, તો ક્યા કરતે ખેદ? ૪૮
તુમ જીતે નહિ મર ગયે, અબ ક્યા ઠપકા દેસ,
જલનેસેં ભી હૈ નહિ, મુરદાકુ કુછ ક્લેશ ૪૯

× × × ×

સાત્વિક અલ્પાહારસેં, મિલત શમ મહાસ્વાદ,
કાચસાટ હીરા મિલે, ક્યું નર જન્મ ગુમાત? ૫૦

---

## श्रीआनंदाश्रम-समाचार

[ શ્રાવણ માસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવા માટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલા માટેજ શક્ય તેટલા ઝીણા મોટા

સમાચાર આપવાની પ્રથા રાખેલી છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એક બીજાને ઉપયોગી પણ થઇ શકાય છે. ]

**મુખ્યભેટ:**—આ માસમાં રૂ. ૧૦) અને તે ઉપરાંત નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવેલી છે:—

રૂ. ૧૨-૦-૦ શ્રીમતી સુખજીબહેન, અને તેમનું કુટુંબ-બીલખા-નવા ઘરમાં વાસ્તુવેળા પૂજ્યપાદ કૃપાનાથનાં પૂજ્ય પાદુકાજીની પધરામણી કરી પૂજન કરતાં ભેટના. રૂ. ૨૧-૧૨-૦ એક ભક્ત અને તેમના કુટુંબ તરફથી-બોરીવલી. રૂ. ૧૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી. રૂ. ૨૧-૦-૦ શ્રીમતી બહેન શ્રી માંકબહેને આ માસમાં આનંદાશ્રમમાં શ્રીવિષ્ણુયાગ કર્યો તેની પૂર્ણાહુતિને દિવસ પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન કરી ભેટ ધર્યા તે.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેનાં બંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૧૦-૧૨-૦ શેઠ હરગોવિંદદાસ રામજી શાહુકાર-કુંડલા. રૂ. ૫૧-૦-૦ શ્રીદૂધરેજના મહંતશ્રી ગોમતીદાસજી તરફથી ગુરુશ્રી જીવણદાસજીના નિર્વાણનિમિત્તે ભોજનખર્ચના. ૧૦-૦-૦ શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટ-અમદાવાદ. ૨૨-૮-૦ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા. રૂ. ૭-૮-૦ વાળા ભુરા પુંજા-દેવગામ. રૂ. ૭-૮-૦ કરાંચીના ગુરુબંધુઓ તરફથી. (૨-૮-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજી, તથા શ્રી. ડાહ્યાલાલ વેલજી, શ્રી. તુલસીદાસ જેઠાભાઇ, શ્રી. નેણશી ગોપાલજી અને શ્રી. મગનલાલ અંબારામ પ્રત્યેકનો રૂ. ૧-૪-૦) રૂ. ૨૩-૯-૩ શ્રી. પોપટલાલ વાલજી-જામનગર. રૂ. ૬-૪-૦ શેઠ પ્રાગજી દેવજી-કરાચી. જન્માષ્ટમીના પારણાના ભોજનનિમિત્ત. રૂ. ૧૩-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર લાલજી ડૉક્ટર-ધોરાજી. રૂ. ૧૦-૦-૦ શેઠ હરગોવિંદદાસ કરશનદાસ-મુંબઇ. રૂ. ૫-૦-૦ શ્રીમતી બહેન જયગંગા દયારામ-મુંબઇ. રૂ. ૨૧-૦-૦ શ્રીમતી બહેન સુમરીબાઇ કાળાવાળા બીલખાવાળાં તરફથી તેમનાં માતુશ્રીની સદ્‌ગતિનિમિત્ત શ્રીઆનંદાશ્રમને અર્પણ કરેલ રકમના વ્યાજમાંથી. રૂ.૧-૨-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર-બેંગલોરસીટી (૩ બ્રાહ્મણોના ભોજનના.) રૂ. ૧-૨-૦ શ્રી. રઘુનાથસિંહ ભવાનસિંહ-કુંતિયાણા. (૩ બ્રાહ્મણોના ભોજનના.)

સિવાય કરાચીવાળાં શ્રીમતી વાલુબાઇ દેવકરણતરફથી આનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી વિદ્યાર્થીઓને આઠ સાદાં ભોજન આપવામાં આવ્યાં હતાં.

**થાળ:**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

(થાળ ૧ સદ્‌ગત ગૌરીશંકર ભાઇશંકર ત્રિવેદીની તિથિ (આષાઢ સુદિ ૧૪)ને દિવસે તેમનાં પત્નીઓ તરફથી શ્રીઆનંદાશ્રમને અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી ધરાયો હતો.)

રૂ. ૧-૪-૦ દરજી લાલજી જેઠાભાઇ-કરદેજ. રૂ. ૧-૪ ૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલનાં ધર્મપત્ની અ. સૌ. સંતોકબહેન-બીલખા રૂ. ૧-૪-૦ શ્રી. જટાશંકર જગજીવન જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. વિદ્યારામ પીતાંબર ત્રવાડી-આનંદાશ્રમ-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. ઓધવજી વાઘજીનાં ધર્મપત્ની-બીલખા. રૂ ૧-૪-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા રૂ. ૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજીનાં પત્ની-બીલખા રૂ. ૧-૪-૦ શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટ-અમદાવાદ. રૂ. ૧-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂ ૧-૪-૦ વાળા ભુગ પુંજા-દેવગામ. રૂ. ૧-૪-૦ એક સેવક આનંદાશ્રમ-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી-બોટાદ. રૂ. ૧-૪-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર-બેંગલોરસીટી. રૂ. ૧-૦-૦ શ્રી. રઘુનાથ ભવાનસિંહ-ઠાકોર-કુતિયાણા રૂ. ૧-૦-૦ શ્રીમતી પ્રાણકુંવરબહેન-વનિતાવિશ્રામ-બીલખા. રૂ ૧-૪-૦ શ્રી. ઈશ્વરલાલ કાનજી હા. કાનજી પુરુષોત્તમ-વંથળી. રૂ. ૧-૦-૦ શ્રીમતી મણિબહેન વલ્લભરામ-વનિતાવિશ્રામ-બીલખા. રૂ. ૬-૪-૦ શ્રી. પોપટલાલ વાલજી-જામનગરવાળાતરફથી શ્રીમદ્‌ભાગવતની સપ્તાહનિમિત્ત થાળના. રૂ. ૫-૦-૦ શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ-ભાવનગર (ચાર થાળના.)

**અખંડદીપકખાતે:**—આ માસમાં પુજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા અખંડઘૃત-દીપકનિમિત્તે નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂ. ૨-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની-જોરાવરનગર. રૂ. ૦-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. રૂ. ૧-૦-૦ શ્રીમતી ગંગાબહેન-લીંબુડા. રૂ. ૦-૪-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ રૂ. ૪-૦-૦ વાળા ભુગ પુંજા-દેવગામ રૂ. ૦-૪-૦ શ્રી. રૂગનાથસિંહ ભવાનસિંહ ઠાકોર-કુતિયાણા રૂ. ૬-૦-૦ શ્રી જીવણરામ મકનજી ભટ્ટ-ભાવનગર. રૂ. ૦-૧૨-૦ શેઠ પ્રાગજી દેવજી-કરાચી. રૂ ૦-૮-૦ શ્રી. પીતાંબર પુરુષોત્તમ દવે-ફીરોઝપુર.

પૂજ્યપાદ કૃપાનાથને દૂધ ધરવા નિમિત્તે રૂ ૩-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ.

વિદ્યાર્થીઓને દૂધ પાવા નિમિત્તે રૂ. ૦-૪-૦ એક ભક્ત તરફથી.

શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓને પુસ્તકો આપવાનિમિત્તે રૂ. ૧૦-૦-૦ શેઠ હરગોવિંદદાસ કરશનદાસ-મુંબઈવાળાતરફથી

**લઘુરુદ્ર (૧૧ રુદ્રાભિષેક) તથા રુદ્રાભિષેક:** શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા, શ્રી. જયેષ્ઠારામ પીતાંબર ભટ્ટ-અમદાવાદ, શેઠ પ્રાગજી દેવજી-કરાંચી, શેઠ મુળજી પ્રાગજી-કરાચી, એક ગુરુબંધુ, અને શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ-ભાવનગર પ્રત્યેક, તરફથી એક એક લઘુરુદ્ર આ માસમાં કરાવવામાં આવ્યો હતો તેમજ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી (રુદ્રાભિષેક ૨) શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ (રુદ્રાભિષેક ૪) ને શ્રી. પીતાંબર પુરુષોત્તમ-દવે-ફીરોઝપુર એમના તરફથી (રુદ્રાભિષેક ૨) કરાવવામાં આવ્યા હતા શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈવાળાતરફથી શ્રીભીડભંજનમહાદેવમાં આખો શ્રાવણમાસ પૂજા ને નિત્ય એક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યા હતા.

**શ્રીવિષ્ણુયાગ:**—આ માસમાં શ્રીઆનંદાશ્રમમાં શ્રીબીલખાનિવાસી શ્રીમતી બહેન માંકબહેને શ્રીવિષ્ણુયાગ કર્યો હતો. જેનો આરંભ વદિ ૭ ગુરુવારે થયો હતો, ને પૂર્ણાહુતિ વદિ ૧૧ સોમવારને દિવસે થઇ હતી. આ પ્રસંગે તેમણે શ્રીઆનંદાશ્રમમાં બીલખાની ચોરાશી કરી હતી.

**શ્રીકૃષ્ણજન્માષ્ટમીને** દિવસ શ્રીઆનંદાશ્રમ બીલખાવાસીઓએ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું

વિધિપૂર્વક પૂજન કર્યું હતું. શ્રીલીંબુડા-આનંદાશ્રમમાં, જૂનાગઢમાં ને કુંડલામાં પણ તેજ દિવસે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું પૂજન થયું હતું.

**શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ:**—આ માસમાં શ્રીમદ્‌ભાગવતની એક સપ્તાહ જામનગરવાળા શ્રી. પોપટલાલ વાલજી તરફથી કરવામાં આવી હતી, જેનો આરંભ વદિ ૬ બુધવારે થયો હતો, ને સમાપ્તિ વદિ ૧૩ બુધવારે થઈ હતી.

**આગમન:**—રાજકોટવાળા "રાધેશ્યામ" ઉપનામથી પ્રખ્યાત ભક્તશ્રી આ માસમાં શ્રીઆનંદાશ્રમમાં બેવાર પધાર્યા હતા, ને શ્રીભગવન્નામધૂન તથા પ્રાસંગિક વ્યાખ્યાનવડે ધાર્મિક ભાવનાને ઉત્તેજન આપ્યું હતું.

## परचुरण भेट

આ માસમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના દર્શનસત્સંગાદિનિમિત્તે આનંદાશ્રમમા આવેલાં બંધુબહેનોતરફથી તથા મનીઑર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છે:—

૧-૦-૦ સદ્‌ગત શ્રી. ગૌરીશંકર ભાઇશંકર ત્રિવેદીનાં વિધવા શ્રીમતી જડીબાઇ-જોરાવરનગર
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદીનાં ધર્મપત્ની અ. સૌ. મણિબાઇ-જોરાવરનગર
૭-૦-૦ શેઠ હરગોવિંદદાસ રામજી શાહુકાર હા. ભાઈ મહાદેવપ્રસાદ-કુંડલા. વિવિધ પ્રકારની સેવામાટે
૬-૦-૦ શ્રીમતી જાનબાઇ ડોસા-રાણાવાવ હા. શ્રી. દેવશી વશરામ
૨-૦-૦ ,, જમનાબાઇ ભાણજી-રાણાવાવ હા. શ્રી. દેવશી વશરામ
૧-૦-૦ શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર
૧-૦-૦ ,, તાપીશંકર જયશંકર ,,
૧-૦-૦ ,, ડાહ્યાભાઇ મંગળ ,,
૧-૦-૦ ,, પ્રાણજીવન નરોત્તમ ,,
૧-૦-૦ શ્રીમતી જડાવબેન દામોદર ,,
૦-૮-૦ પરચુરણભેટ હા. શ્રી. અંબાલાલભાઇ ,,
૧-૦-૦ શ્રી. રામનવમીની ભેટના ,, ,,
૧-૩-૦ શ્રીશંકરજયંતીની ભેટના ,, ,,
૧-૦-૦ શ્રી. ભાનુલાલ પરમાનંદ-ભાવનગર હા. મા. ના. ચંદારાણા
૬-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી-અખરસા
૦-૮-૦ શુક્લ ઉત્તમરામ નથુરામ-રાજકોટ
૦-૮-૦ શ્રી. ગોવિંદરામ જીવરામ-વાંકાનેર
૦-૪-૦ બહેન ચંપાગૌરી ગોવિંદરામ-રાજકોટ
૭-૪-૦ શ્રીધ્રાફા-આનંદાશ્રમમાં શ્રીઆષાઢીપૂર્ણિમાની પૂજનભેટના

૧-૦-૦ શ્રી. નાનાભાઇ કાળુભાઇ
૦-૪-૦ ઉપદેશકશ્રી. મગનલાલ રામજી
૬-૦-૦ બાશ્રી વખતુબા
૧-૦-૦ ,, માજીરાજબા
૧-૦-૦ ,, રતનબા
૦-૪-૦ શ્રી. દિલાવરસિંહ કાળુભાઇ
૦-૪-૦ ,, જીવુભાઈ તેજાભાઇ
૦-૪-૦ ,, રામસિંહ લક્ષ્મણસિંહ
૦-૪-૦ ,, બાશ્રી જીકુંવરબા
૦-૪-૦ ,, તખતબા.
૦-૪-૦ ,, બાલુબા
૧-૦-૦ ,, આછુબા
૦-૮-૦ ,, જીકુંવરબા

૭-૪-૦

૫-૮-૦ શ્રીમોજીદડ-આનંદાશ્રમમાં શ્રીઆષાઢી પૂર્ણિમાની ભેટના:—

૧-૦-૦ શ્રી. હરનારાયણ કલ્યાણજી વ્યાસ
૧-૦-૦ ,, ઇચ્છાશંકર નાગરદાસ રાવળ
૦-૮-૦ ,, ભીમશંકર મહાશંકર ,,
૦-૮-૦ ,, લક્ષ્મીશંકર દુર્લભજી ,,

0-૪-0 ,, હરદત્ત રેવાશંકર ઉપદેશક આનંદાશ્રમ
0-૪-0 માસ્તર પ્રભાશંકરભાઈ
0-૪-0 શ્રી. રેવાશંકર શુક્લજી
0-૨-0 શ્રીમતી ગોદાવરીબહેન દુર્લભજી
0-૬-0 મેરાઇ ત્રિભુવન ભીમજી
0-૮-0 ,, મૂળજીનાં ધર્મપત્ની મોતીબાઇ
0-૪-0 પરચુરણ ભેટના

૫-0-0

૭-૧૨-0 દરજી લાલજી જેઠાભાઈ-કરદેજ
0-૪-0 શ્રીમતી કસ્તૂરબાઈ જેશંકર-બીલખા
0-૮-0 ,, સુમરીબહેન કાળાવાળા ,,
0-૪-0 ,, સંતોકબહેન
0-૧-૬ પરચુરણ ભેટના
૧-0-0 શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર-જૂનાગઢ
0-૪-0 ,, જટાશંકર જગજીવન
૧-0-0 ,, ચીમનલાલ છોટાલાલ-બોરીવલી
૨-0-0 ,, માણેકલાલ દામોદર દવે-ઉમરેઠ
0-૮-0 ,, નરભેરામ ઓધવજીનાં પત્ની-બીલખા
0-૨-0 ,, ,, ,, સાકરનિમિત્તે
૨-૮-૬ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ ને તેમનું કુટુંબ-નાસિક.
૧-૪-0 ઠાકોર દોલતસિંહજી અનાભાઈ હા.સુબાજીબા
૨-0-0 નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા
0-૫-0 શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજકોટ
૨-0-0 ,, મૂળશંકર કાનજી-બીલખા
0-૮-0 ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર
0-૮-0 ,, પોપટલાલ વાલજી-જામનગર
0-૫-0 ,, કાનજી પુરુષોત્તમ દવે-વંથળી
0-૨-0 ,, અંબાશંકર નાનજી જોશી-આનંદાશ્રમ-બીલખા
0-૩-0 પરચુરણ
0-૪-0 શાસ્ત્રી દયારામ મૂળજી ,,

૧-૫-0 શ્રી. અગજાબુ કરમણ-મુંબઇ
0-૮-0 એક આનંદાશ્રમવાસી
૧-0-0 જીવાભાઇ કાંથડ ધાંધલ-બીલખા
0-૪-0 શ્રીમતી કસ્તૂરબાઇ જયશંકર ,,
0-૫-0 શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે ,,
0-૨-0 ચિ. નારાયણ રમણિકલાલ દવે ,,
0-૨-0 ચિ હંસા રમણિકલાલ દવે ,,
0-૨-0 શ્રી બેચરલાલ ભવાન મહેતા
૭-૮-0 શેઠ કાંતિલાલ વલ્લભદાસ-ભાયાવદર હા ત્રિ વિ. દવે
0-૩-0 પરચુરણ ભેટના
૧-૮-0 બરવાળા તાલુકાના શ્રી. કારભારી સાહેબ
0-૮-0 શ્રી. ડાહ્યાલાલ વીરજી-ભાણવડ
૧-૮-0 ,, બાલાભાઇ દયારામ-માંડળ
0-૫ 0 ,, ,, ,, નું કુટુંબ
0-૪-0 ,, ત્રવાડી મૂળશંકર ગણેશજી-માંડળ
0-૭-0 ,, માંડળમાં પરચુરણ ભેટના
0-૮-0 ,, દયાશંકર પ્રાણજીવન-મેંદરડા
0-૧0-0 ,, કરશનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર
0-૪-0 શ્રીમતી રામબાઇ નારણજી-જામસલાયા
૬-૧૨-૩ શ્રીજન્માષ્ટમીના પૂજનના આનંદાશ્રમ-બીલખામાં ભેટના.
0-૮-0 શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
0-૫-0 ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
0-૪-0 ,, કાનજી પુરુષોત્તમ દવે
0-૪-0 બ્ર. શ્રીબ્રહ્મપ્રકાશજી
0-૫-૩ શ્રીમતી પ્રાણકુંવરબહેન
0-૪-૩ ,, મણિબહેન
0-૪-0 ,, સંતોકબહેન,
0-૫-0 ચિ. અનંતપ્રસાદ કૃ. ભટ્ટ
0-૪-0 શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે
0-૪-0 ,, દયારામભાઇ શાસ્ત્રી
0-૪-0 શ્રીમતી સુબાજીબા
0-૪-0 શ્રી. નરભેરામ ઓધવજીનાં ધર્મપત્ની

०–४–० શ્રીમતી કસ્તૂરબહેન
१–०–० ,, બહેન માંચુબાઇ
१–०–० ,, બહેન કમુબાઇ
१–०–० શ્રીમતી બહેન રાધાબાઇ
०–०–૯ પરચુરણ

૬–૧૨–૩
૧–૦–૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ–જૂનાગઢ
૧–૪–૦ શ્રીમતી બહેન ગંગાબહેન મૂળજી–વીંછીઆ (શ્રાવણમાસની ભેટ)
૭-૧૪-૧ જૂનાગઢમાં શ્રીકૃષ્ણજન્માષ્ટમીને દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન થયું તેની ભેટના હા. શ્રી. પોપટલાલભાઇ
૦–૮–૦ પટેલ વશરામ–ગોંડલ
૦–૧–૧ પરચુરણ

૦–૪–૦ શ્રીમતી બહેન સાંકુબાઇ
૧–૦–૦ શ્રી. પ્રેમશંકર હરગોવિંદ–સિદ્ધપુર
૦–૧–૦ પ્ર. શ્રીપ્રભપ્રકાશજી
૦–૧–૦ શ્રી. પોપટલાલ વાલજી
૭–૦–૦ ,, વાસનરાય જટાશંકર–પાટણ
૧–૦–૦ શ્રીમતી ફૂલબા
૨-૧૨-૦ શ્રીવિષ્ણુયાગના મંડપમાં પૂ. કૃપાનાથનાં છબીજીપાસે ભેટ
૨–૮–૦ શાસ્ત્રી દયારામભાઇ મૂળજી–આનંદાશ્રમ
૫–૪–૦ શ્રી. પોપટલાલ વાલજી–સપ્તાહની પૂર્ણાહુતિને દિવસ પૂજન ભેટના.
૧–૦–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ
૦–૧–૭ પરચુરણ
૧૩-૨-૦ કરાંચી આનંદાશ્રમના આષાઢ તથા અર્ધ શ્રાવણના પૂજનભેટના.
૦–૪–૦ શ્રીમતી કસ્તૂરબહેન જયશંકર–વીંછીઆ

—:o:—

## "आनंदाश्रम" मासिकना लवाजमनी पहोंच

| | | |
|---|---|---|
| શ્રી. ઝવેરીલાલ જગજીવન–સેરાઇ | વર્ષ | ૧૦ |
| બહેન જમનાબાઇ રાજારામ–બાંટવા | ,, | ૧૧ |
| શ્રી. કરસનદાસ જીઠાભાઇ–હુદખા | ,, | ૧૦ |
| શ્રીમતી બહેન ફુલકુંવરબાઇ–મુંબઇ | ,, | ૭-૮-૯-૧૦ |
| શ્રી. ભગવાનજી કાનજી–જામનગર | ,, | ૧૦ |
| ,, દેવચંદ હંસરાજ–ગરેજ | ,, | ૯–૧૦ |
| બહેન ચંદનગૌરી ફકીરલાલ–સરથાણા | ,, | ૧૦ |
| શ્રી. ઘનશ્યામરાય ઓચ્છવરાય–ઘાટકોપર | ,, | ૯–૧૦ |
| બહેન ગંગાબાઇ ગંગાદાસ–વીસેપારલા | ,, | ૯ |
| ,, વેલાંબહેન ,, | ,, | ૯ |
| ,, જયગંગા બહેન ,, | ,, | ૯ |
| શ્રી. દોલતશંકરલાલ–જામજોધપુર | ,, | ૧૧ |
| ,, મૂળજી વેલજી ,, | ,, | ૮–૯ |
| ,, પ્રેમજી પુંજાભાઇ ,, | ,, | ૧૦ |
| ,, શંકરલાલ મોહનલાલ ,, | ,, | ૧૦ |
| ,, લાલજી દેવરાજ ,, | ,, | ૧૦ |
| ,, પરસોત્તમ પ્રેમજી ,, | ,, | ૧૦ |
| ,, જયાનંદ કાનજી–જોડીયા | ,, | ૧૦ |
| ,, નરોત્તમ પરભુ–ગણદેવી | ,, | ૧૦ |
| ,, અંબાશંકર ભાઇશંકર–જોરાવરનગર | ,, | ૧૦ |
| ગં. સ્વ. બેન જડીબાઇ ,, | ,, | ૧૦ |
| શ્રી. ચંદુલાલ અંબાશંકર–ધંધુકા | ,, | ૧૦ |
| ,, પદ્મશંકર અંબાશંકર–વડોદરા | ,, | ૧૦ |
| ,, બાલાભાઇ દયારામ–માંડળ | ,, | ૧૦ |
| ,, ગોવિંદરામ સેવકરામ ,, | ,, | ૧૦ |
| ,, રામેશ્વર કુલજી–જોરાવરનગર | ,, | ૧૦ |
| ,, ગોવિંદજી માવજી–કુંતિયાણા | ,, | ૯ |
| ,, રામજી અર્જુનભાઇ–તાલાલા | ,, | ૮,૯ |
| શ્રી. રામસિંહ મુળસિંહ–કુંતિયાણા | વર્ષ | ૧૦ |
| ,, રામજી રણછોડ ,, | ,, | ૧૦ |
| ,, માનસિંહ નથુસિંહ ,, | ,, | ૧૦ |
| ,, પુરુષોત્તમ ખુશાલચંદ ,, | ,, | ૧૦ |
| ,, નરભેરામ જમનાદાસ ,, | ,, | ૧૦ |
| ,, પુરુષોત્તમ સુંદરજી ,, | ,, | ૧૦ |
| ,, ઝવેરચંદ જાદવજી–મુંબઇ | ,, | ૧૦ |

,, કેશવજી માવજી-કુતિયાણા વર્ષ ૧૦
,, માણેકચંદ પાનાચંદ કુતિયાણા ,, ૧૦
,, રૂપસિંહ કલ્યાણસિંહ ,, ,, ૯
,, રામજી ધનજી ,, ,, ૯
,, ગોપાળભાઇ નરશીભાઇ-દીવા ,, ૧૦
,, માણેકલાલ દામોદર-ઉમરેઠ ,, ૯
,, અજિતરાય હરિદાસ પારેખ-મુંબઇ ,, ૧૦
,, ઇચ્છારામ કૃષ્ણદેવ-સીગામ ,, ૧૦
,, સોમજી વાલજી-ખડીઆ ,, ૧૦
,, લોહાણા બાલાશ્રમ-મુંબઇ ,, ૧૦
,, દામોદરદાસ માધવજી ,, ,, ૧૦
,, ચતુર્ભુજ મણિદાસ ,, ,, ૧૦
,, ચંદ્રકાંત વિઠ્ઠલદાસ ,, ,, ૧૦
,, કેશવલાલ દયાળજી ,, ,, ૧૦
,, પોપટલાલ દામજી-ભાવનગર ,, ૧૦
,, માધવજી રામજી -મુંબઇ ,, ૧૦
,, રંગનાથ પુરુષોત્તમ ,, ,, ૧૦
,, રતનજી રામજી લાખાણી ,, ,, ૧૦
,, રાજસી જીવરાજ ,, ,, ૧૦
,, ગોરધનદાસ શિવશંકર ,, ,, ૧૦
,, તુલસીદાસ ખેતશી - મલાડ ,, ૧૦
,, રેવાશંકર દુર્લભજી ,, ,, ૧૧
,, દેવશી વશરામ-રાણાવાવ ,, ૧૦
,, હીરા લખમણ ,, ,, ૯-૧૦

,, હેમરાજ રવજી ,, ,, ૧૦
,, નથુ મનજી ,, ,, ૧૦
,, અંબાશંકર તુળજારામ-જામનગર ,, ૧૦
,, તાપીશંકર જયશંકર ,, ,, ૧૦
,, પ્રાણજીવન નરોત્તમ ,, ,, ૧૦
,, ત્રિભુવન દાજીભાઇ ,, ,, ૧૦
,, પ્રાણજીવન વિઠ્ઠલદાસ-મુંબઇ ,, ૧૦
હા શ્રી અજિતરાય હ પારેખ
,, ભાનુલાલ પરમાણંદ-ભાવનગર ,, ૧૦-૧૧
હા મા ના ચંદારાણા
,, કલ્યાણભાઇ મગનજી-જામનગર ,, ૧૦
,, હરગોવિંદ રામજી શાહુગર-કુંડલા ,, ૮ ૯-૧૦
,, કાનજી પુરુષોત્તમ-વથલી ,, ૧૦
,, મોહનલાલ દેવશંકર-રામોદ ,, ૮
,, નરભેરામ પુરુષોત્તમ-ધ્રાફા ,, ૯
શ્રી લક્ષ્મીશંકર કાનજી-અમદાવાદ વર્ષ ૧૦
હા શ્રી અ ભા ત્રિવેદી
,, ગોકુળદાસ ભાણજી-પોરબંદર ,, ૯-૧૦
,, પુરુષોત્તમ રવજી ,, ,, ૯-૧૦
,, છગનલાલ મોનજી ,, ,, ૧૦
શ્રી લાલજી જેઠા-કરદેજ વર્ષ ૧૦
,, શિવશંકર દયારામ-પાનેલી ,, ૧૦
બહેન દશરા ભાગવત-જૂનાગઢ ,, ૧૦-૧૧

---

## जाहेर निवेदन

" સ્પૃશ્યાસ્પૃશ્યવિવેક "

આથી જાહેર નિવેદન કરવામાં આવે છે કે:—

" સ્પૃશ્યાસ્પૃશ્યવિવેક "

આ વિષયઉપર એક નિબંધ (શાસ્રીય પ્રમાણ ને યુક્તિવાળો) સંસ્કૃત ભાષામાં લખીને નીચેના સ્થળે જેની ઇચ્છા હોય તે મોકલી શકે છે:—

" શ્રીઆનંદાશ્રમ-બીલખા-(કાઠિયાવાડ) "

આવેલા નિબંધોમાંથી જે નિબંધ સૌથી સારો ને યોગ્ય હશે તે નિબંધના લેખકને રૂા ૫૦) અંકે રૂપીઆ પચાસ પ્રસાદરૂપે આનંદાશ્રમતરફથી આપવામાં આવશે

નિબંધના સ્વરૂપસબંધી દિશાસૂચનઃ—

(૧) નિબંધ કાગળની એક બાજુએ સારા અક્ષરે શાહીથી લખેલો હોવો જોઇએ

(૨) લખાણમાં સુઘડતા ને ભાષાશુદ્ધિ ખાસ ધ્યાનમાં લેવાશે.

(૩) લખાણ તર્કશુદ્ધ ને ભાવવાહી હોવું જોઇએ.

(૪) શૈલી સરળ ને ભાષા લોકભોગ્ય હોવી જોઇએ.

(૫) વિચારસરણી નિષ્પક્ષ ને તલસ્પર્શી અને પદ્ધતિ સંઘનાત્મક હોવી જોઇએ.

(૬) લેખનું વસ્તુ જીવનને સ્પર્શે એવું, વ્યવહારપરમાર્થમાં પ્રકાશ પાડે એવું ને સંસ્કૃતિનું દ્યોતક હોય એમ રજૂ થવું જોઇએ.

———:૦:———

## अमूल्य अवसर

સર્વે દીક્ષિત બંધુબહેનોને એ જાણીને આનંદ થશે કે:—

પોતપોતાને ગામે ને સ્થાને આપણા પ્રભુનાં પરમપાવન પાદુકાજીને પધરાવીને પૂજનાદિનો લાભ લેવાની જેમની ઇચ્છા હશે તેમને તેવો લાભ શ્રીઆનંદાશ્રમ-બીલખાને લખી જણાવવાથી મળી શકશે.

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલદેહે બિરાજતા હતા ત્યારે તો આપણા ગામે ને સ્થાને તેઓશ્રીને પ્રાર્થનાપૂર્વક પધરાવીને તેઓશ્રીના પરમકલ્યાણરૂપ ને પરમશાંતિરૂપ પૂજનસેવનનો અમૂલ્ય લાભ આપણે પોતે લેતા અને આપણાં બીજાં બંધુ-બહેનોને લેવરાવતા; અને એ રીતે આપણા જીવનને ઉલ્લાસતા ને ઉજાળતા.!

હવે જો કે આપણા પ્રભુ સ્થૂલદેહે બિરાજતા નથી, છતાં એઓશ્રી સૂક્ષ્મસ્વરૂપે બિરાજી રહેલા છે અને આપણા જીવનને આધ્યાત્મિકતાવડે પોષી રહ્યા છે એ ચોક્કસ છે એમ આપણે શ્રદ્ધાપૂર્વક માનવાનું છે…!

હવે જે પાદુકાને વર્ષોસુધી એઓશ્રીના પરમપાવન ચરણારવિંદના સેવનનો સાક્ષાત્ લાભ મળેલો છે તે સામાન્ય પાદુકા મટી આપણાં પરમપૂજ્ય પાદુકાજી થયાં છે અને તે પાદુકાજીમાં આપણા પ્રભુની પારમેશ્વરી શક્તિનું સં[illegible]ણ થયેલું હોવાથી તે પાદુકાજીના સ્પર્શનપૂજનથી આપણને કેવો અલૌકિક લાભ મળે એ અનુભવીઓથી અજાણ્યું નથી…!

હવે જ્યારે આપણા પ્રભુ સ્થૂલદેહે બિરાજતા નથી ત્યારે તો એઓશ્રીનાં પરમસિદ્ધિદાયક પાદુકાજીને આપણા ગામે ગામે ને સ્થાને સ્થાને પધરાવવાની પરમકલ્યાણકર પ્રથાને ચાલુ કરવી-વિનાવિલંબે ચાલુ કરવી એ આપણેમાટે પરમહિતાવહ છે…!

આ પાદુકાજીની પધરામણીની પ્રથાથી આપણા ગામમાં ને સ્થાનમાં આધ્યાત્મિક જીવનનો પુનઃ સંચાર થશે અને આપણે પણ પુનઃ જીવનનો આનંદ ને ઉલ્લાસ અનુભવવા લાગશું…!

આ પ્રથાથી આપણને, આપણા સમાજને તેમજ આપણા દેશને અવશ્ય અનેક રીતે લાભ છે એ વિવેકીઓ સારીરીતે સમજી શકે એમ છે…!

જીવનમાં કોઇ અનેરો ઉલ્લાસ પૂરનાર આ પ્રથા આપણે આટલાં બધાં બંધુબહેનો શાસારુ વેળાસર શરુ ન કરીએ…અને એ રીતે આપણા પ્રભુનો શાંતિસંદેશ ઘરઘર પહોંચાડવાનો સેવાલાભ શાસારુ ન લઇએ…?

આવો સર્વોત્તમ સેવાલાભ અવશ્ય લઇએ ને ધન્યજીવન થઇએ…!

જયનાથ! જયપ્રભુ!

## खास निवेदन

શ્રીઆનંદાશ્રમમાં વિદ્યાલયના વિદ્યાર્થીઓમાટે આનંદાશ્રમમંડળના સજ્જનો-તરફથી ભિન્નભિન્ન પ્રસંગે મિષ્ટાન્ન ભોજન આપવાની માગણીઓ આવે છે, અને તે પ્રમાણે વ્યવસ્થા કરતાં વિદ્યાર્થીઓને ઉપરાઉપર મિષ્ટાન્ન ખવરાવવાથી તેમના આરોગ્યઉપર માઠી અસર થાય છે, એટલુંજ નહિ પણ તેમની મનોવૃત્તિ-ઉપર પણ અસર થઇ તેમના અભ્યાસમાં અડચણ થાય છે. આ બાબત ટ્રસ્ટીમંડળમાં ચર્ચા થતાં સર્વાનુમતે એમ ઠરાવવામાં આવે છે કેઃ—

વિદ્યાર્થીઓને પ્રતિમાસે બે મિષ્ટાન્ન ભોજન (બહારથી આવ્યાં હોય તો) અનધ્યાયના દિવસે આપવાં, ઉપરાંત તેમને શ્રીઆનંદાશ્રમના તહેવારના દિવસોમાં પણ ચાલુ રીતે મિષ્ટાન્ન ભોજન આપવાનું રાખવું.

જે જે ગૃહસ્થોને શ્રીઆનંદાશ્રમના વિદ્યાલયના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કે સાદું ભોજન આપવાની ઇચ્છા થાય તેમણે પોતાની ઇચ્છા પ્રમાણેની રકમ વિદ્યાર્થીઓના ભોજન ખર્ચસાટે મોકલવી જોઇએ. હાલ વીશ વિદ્યાર્થીઓ છે તેના મિષ્ટાન્ન ભોજનનો આશરે રૂ. ૭-૮-૦ અંકે રૂપિયા સાડા સાત ને સાદા ભોજનનો આશરે રૂ. ૫-૦-૦ અંકે રૂપિયા પાંચ ખર્ચ આવવા સંભવ છે.

અમુક દિવસેજ વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કોઈ ગૃહસ્થની ઇચ્છા થાય તો તેમણે ઉપર પ્રમાણે રકમ મોકલેથી તેમનાવતી તે રકમ પૂજ્યપાદશ્રીની સેવામાં ધરી તે મિતિએ જમા કરવામાં આવશે, ને વિદ્યાર્થી-ઓના હિતને અર્થે આનંદાશ્રમતરફથી તેમને મિષ્ટાન્ન ભોજન કરાવવાની વા સાદું ભોજન કરાવવાની જે વ્યવસ્થા થાય તેમાં દ્રવ્ય મોકલનાર ગૃહસ્થે સંતોષ માનવો જોઇએ. વિદ્યાર્થીઓનું આરોગ્ય બગડે તેમજ તેમના અભ્યાસમાં અડચણ આવે તેવી રીતે મિષ્ટાન્ન ભોજન કરાવવાનો આગ્રહ સજ્જન ગૃહસ્થો નહિંજ રાખે એવી આશા રાખવામાં આવે છે. તેમણે મોકલેલું દ્રવ્ય વિદ્યાર્થી-ઓના ભોજનખર્ચમાંજ વપરાશે એ પુનઃ જણાવવામાં આવે છે.

---

## खास भलामण

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલરૂપે આપણી મધ્યે બિરાજતા ન હોવાથી આપણ સૌને માટે જેમ એઓશ્રી સ્થાપિત આનંદાશ્રમો તથા એઓશ્રીપ્રણીત-ગ્રંથો અવલંબનરૂપ છે, તેમ એઓશ્રીના સદુપદેશને પ્રકટ કરતું ને એઓશ્રીના આનંદાશ્રમોમાં ચાલી રહેલી પ્રવૃત્તિની માહિતી આપતું "આનંદાશ્રમ" માસિકપત્ર પણ આપણામાટે અવલંબનરૂપ છે.

આથી "આનંદાશ્રમ" માસિકપત્રનો લાભ આપણે પ્રત્યેકે લેવો જોઇએ એટલુંજ નહિ, પરંતુ એનો લાભ આપણાં સગાંસંબંધીઓ તથા મિત્રમંડળ આદિ પણ લે એવી પ્રવૃત્તિ હૃદયપૂર્વક કરવી એ આપણું એક ખાસ અગત્યનું કર્તવ્ય છે.

આપણા નાથપ્રભુના આનંદાશ્રમના મુખપત્રરૂપ "આનંદાશ્રમ" માસિક-પત્રનો પ્રચાર કરવો એ પણ એક સાત્ત્વિક સેવા છે.

---

Reg. No. B. 3087.

સને ૧૯૪૧ તા. ૨૫ ઑગસ્ટ.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ) તરફથી
પ્રગટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India)

આનંદાશ્રમ

૭૭

૭૬૭ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, મુંબઈ ૪

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઈચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઈચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ ...આશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઈચ્છનારાં-એ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

———:૦:———

વર્ષ ૧૦ મું
આશ્વિન
અંક ૫ મો
સંવત્ ૧૯૮૭

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

## श्रीनाथजयंतीविशेषांक



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથજયંતીપ્રસંગે શ્રીનાથસ્તુતિપંચક. | ૯૭ |
| ૨ | આનંદનો દિન. | ૯૮ |
| ૩ | શ્રીનાથભજન. | ૯૯ |
| ૪ | હે નાથ! તવવિણ કોણ છે? | ૧૦૦ |
| ૫ | શ્રીનાથવચનામૃત | ૧૦૧ |
| ૬ | ૮૪મી શ્રીનાથજયંતીપ્રસંગે શ્રીનાથસ્તુતિ. | ૧૦૨ |
| ૭ | કૃપાનાથ અને કર્મકાંડ. | ૧૦૪ |
| ૮ | શ્રીકાર્તિકીપૂર્ણિમાના મહાપૂજનસમારંભાંતર્ગત સાધનસમારંભ. | ૧૧૦ |
| ૯ | સાધનસમારંભના ત્રણે દિવસનું સમયપત્રક. | ૧૧૦ |
| ૧૦ | શ્રીમન્નાથજયંતીમહોત્સવ. | ૧૧૨ |
| ૧૧ | સ્વરૂપાવસ્થાન. | ૧૧૫ |
| ૧૨ | શ્રીમન્નાથસુબોધમાલા. | ૧૧૫ |
| ૧૩ | શ્રીઆનંદાશ્રમસમાચાર. | ૧૧૬ |
| ૧૪ | આવશ્યકીયં નિવેદનમ્. | ૧૧૯ |
| ૧૫ | અમૂલ્ય અવસર. | ૧૨૦ |


---

 **ખાસ** **વાંચો** 

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ **બીલખા**-(કાઠિયાવાડ)

**જરૂરી**

**સૂચનો:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-**માગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકાર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.**

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥
श्रीनाथजयंतीविशेषांक




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦મું] સંવત ૧૯૯૭ આશ્વિન [ અંક ૫

## श्रीनाथजयंतीप्रसंगे श्रीनाथस्तुतिपंचक

उपजाति

आपन्नज तुमजपालिकाभ्यां,
स्वान्तस्थितैनोगणनेजिकाभ्यां ।
जगन्निदानक्षणनाशिकाभ्यां,
नमो नमः श्रीगुरुपादुकाभ्यां ॥ १ ॥

वसंततिलका

गंगेव या स्मृतिगता दुरितापहर्त्री,
विद्येव या श्रुतिगता भवबन्धदात्री ।
मातेव या सकलतोषविधानकर्त्री,
सा नाथ ते विजयतां जनिता जयन्ती ॥ २ ॥
यच्चिन्तनादरसमुन्नवदप्रमेया—,
नन्दा नरा न वृणतेऽमरतां कदापि ।
वंदे विपन्नजनतापशमैककृत्यं,
श्रीदक्षिणाकृतिमहं धृतनाथरूपम् ॥ ३ ॥
भक्तानुकंपविनिपातितमोहमन्द्र—
ध्वान्तं सुरेजजनव्रजसुपूजिताङ्घ्रिम् ।

वन्दे दुरापमतिदग्धजनैरदिष्टैः,
श्रीदक्षिणाकृतिमहं धृतनाथरूपम् ॥ ४ ॥
उत्थाप्य हृत्सरसिजं यमिनो नितान्तम,
ध्यायन्ति शान्तममलं यमिहात्मरूपम् ।
वन्देऽन्तकान्तकमतीवसुखाकरन्तं
श्रीदक्षिणाकृतिमहं धृतनाथरूपम् ॥ ५ ॥

पंडित रघुनन्दन झा
न्यायव्याकरणाचार्य
मुख्य अध्यापक श्रीद. मू. स. ध. विद्यालय-आनंदाश्रम-बीलखा.

**ભાવાર્થ:**—દુઃખથી ઘેરાયલા જીવોના સમૂહનું પાલન કરનાર, અંતઃકરણમાં રહેલા પાપસમૂહનું શોધન કરનાર, અને જગતના મૂલકારણરૂપ અજ્ઞાનનો ક્ષણમાં નાશ કરનાર શ્રીસદ્ગુરુની ચરણપાદુકાઓને વારંવાર નમસ્કાર. ૧

હે નાથ! સ્મરણમાત્રથી ગંગાની પેઠે પાપનું હરણ કરનારી, શ્રવણમાત્રથી બ્રહ્મવિદ્યાની પેઠે સંસારરૂપ બંધનનું છેદન કરનારી અને માતાની પેઠે સર્વ પ્રકારનો સંતોષ આપનારી આપની જયંતી વિજય પામો. ૨

હે શ્રીસદ્ગુરો! જે આપશ્રીનું નિરંતર આદરપૂર્વક ચિંતન કરવાથી અપાર આનંદનો અનુભવ કરનારા મનુષ્યો દેવપણાને પણ ક્યારેય સ્વીકારતા નથી; વળી વિપત્તિમાં પડેલા મનુષ્યોના તાપનું શમન કરવું એજ આપશ્રીનું મુખ્ય કાર્ય છે. આવો આપશ્રીનો મહિમા હોવાથી શ્રીનાથસ્વરૂપને ધારણ કરનાર આપ શ્રીદક્ષિણામૂર્તિભગવાનને હું વંદન કરું છું. ૩

ભક્તોના ઉપર અપાર કરુણા કરી તેમના મોહરૂપી મહાન્ અંધકારને નિવૃત્ત કરનારા, બ્રહ્માના માનસપુત્ર સનકાદિકોએ સારી રીતે જેમના ચરણારવિંદનું પૂજન કર્યું છે એવા તથા દુર્ભાગી પામર મનુષ્યોને જે દુઃખેથી પણ અપ્રાપ્ય હોવા છતાં તેવાઓને પણ સુખેથી પ્રાપ્ત થવા માટે શ્રીનાથસ્વરૂપને ધારણ કરનારા આપ શ્રીદક્ષિણામૂર્તિભગવાનને હું નમન કરું છું. ૪

યોગીઓ પોતાના હૃદયકમલને ઉઘાડીને જે શાંત નિર્મળ આત્મસ્વરૂપનું નિરંતર ધ્યાન કરે છે તે કાળના પણ કાળરૂપ ને અસીમ સુખની ખાણરૂપ શ્રીનાથસ્વરૂપને ધારણ કરનારા આપ શ્રીદક્ષિણામૂર્તિભગવાનને હું પ્રણામ કરું છું. ૫

—:o:—

## श्रीनाथजयंती

### आनंदनो दिन

(રાગ—આનંદસાગર ઉલટ્યો રે લોલ)

પ્રિય; આનંદનો દિન આજનો રે લોલ;
આનંદ, આનંદ આશ્રમે ઉભરાય જો—આનંદનો૦
પ્રભુ પ્રાગટ્ય આ અવનિપરે થયું રે લોલ;
આવ્યા મોજીદડ બ્રહ્મકુળધામ જો—આનંદનો૦
દેવઋષિ પીતાંબરજી ગૃહે રે લોલ;
પરમાર્થિતત્ત્વા ભક્ત જે મહાન્ જો—આનંદનો૦

માત નંદનદેવી ઉદરથકી રે લોલ;
નાથ પ્રગટ્યા શ્રી કરુણા નિધાન જો—આનંદનો૦
દીન દુખીઆ પરે કરુણા કરી રે લોલ;
ભક્તજનના ઉદ્ધારણ માટ જો—આનંદનો૦
નિજ ભક્તોને પ્રિતુઓ ઉદ્ધારવા રે લોલ;
વેદ શાસ્રનો પમાડવા પાર જો—આનંદનો૦
આપ આવ્યા હિમ શૃંગ કૈલાસથી રે લોલ;
નાથ દક્ષિણામૂર્તિ શ્રીમહેશ જો—આનંદનો૦
અમતણા અજ્ઞાનને વિદારવા રે લોલ;
જ્ઞાન ગંગા રેલાવવા કાજ જો—આનંદનો૦
જપ, તપ, વળી જ્ઞાન વૈરાગ્યને રે લોલ;
જીવ શિવનો સમજાવવા અભેદ જો—આનંદનો૦
વળી પૂર્ણ બ્રહ્મ સ્વરૂપને પમાડવા રે લોલ,
લીધો જન્મ મુક્તિ દેવા કાજ જો—આનંદનો૦
વિક્રમાર્ક ઓગણીસો ચૌદની રે લોલ,
શુદ આશ્વિન ચોથ રૂડો વાર જો —આનંદનો૦
બ્રહ્મકુળે શ્રીનાથનુ પ્રાગટ્ય થયું રે લોલ,
આજ થયો આશ્રમે જયજયકાર જો—આનંદનો૦

૮૪ મી શ્રીનાથજયતી
આનંદાશ્રમ-બીલખા

લિ૦ દાસાનુદાસ
કાનજી પુરષોત્તમ દવે
વથલી-મોરડ

---

ૐ

## શ્રીનાથભજન

### ગરબી

પૂજો પૂજો શ્રીનાથપાદપદ્મને રે, (શ્રીનાથચરણકમળને રે)
જેણે આપ્યો સનાતન ધર્મ પૂજો પૂજો ટેક
જેણે ધર્મ કર્મ મર્મ સમજાવિયા રે,
જેણે ભણાવ્યો ભક્તિનો ભેદ પૂજો પૂજો૦ ૧
પાયું યોગામૃત જેણે પૂર્ણ પ્રેમથી રે,
રસ રેલાવ્યો જેણે ઘેર ઘેર પૂજો પૂજો૦ ૨
આપ્યું આત્મજ્ઞાન આત્મવત્ જન ગણી રે,
દીધું દેવનેય દુર્લભ દાન પૂજો પૂજો૦ ૩
નીતિ રીતિ દર્શાવી દુઃખ દૂર થવા રે,
સુખદ સદ્‌ગુણ કેરો માર્ગ પૂજો પૂજો૦ ૪
આપી વ્યવહારશુદ્ધિ સાચી સમજથી રે,

સુખ શાંતિમાં સ્થાપ્યાં તન મન. પૂજો પૂજો૦ ૫
જેણે ટાળ્યાં અંધારાં કંઇક કાળનાં રે,
આપ્યાં અજવાળાં અંતર બહાર. પૂજો પૂજો૦ ૬
સાધો વ્યવહાર સાથ પરમાર્થને રે,
રાખી અંતર ઉંડો ત્યાગ. પૂજો પૂજો૦ ૭
ગુરુનાથ-બોધ એવો ઉરે ધરે રે,
પાળે પ્રેમે તો ઊઘડે ભાગ્ય. પૂજો પૂજો૦ ૮

———:૦:———

॥ ॐ ॥

## " હે નાથ ! તવવિણ કોણ છે ? "

[ જેમ મહાસાગરમાં મુસાફરી કરતા વહાણના કૂવાની ટોચઉપર બેઠેલા પક્ષીને કેવળ કૂવાની ટોચ તેજ અનન્ય શરણ છે. સિવાય સર્વત્ર મહા ગર્જના કરતા ભયંકર સાગરનાં મોજાંજ ઉછાળા મારી રહેલાં હોય છે. તેમ મુમુક્ષુ ઓને માટે આ અપાર ને ભયંકર ભવાબ્ધિમાં પોતાના શ્રીઅંતર્યામિસ્વરૂપ પરમકૃપાલુ દયાસિંધુ સદ્ગુરુ દેવશ્રીના અશરણ શરણ ચરણકમલમાં અનન્ય શ્રદ્ધા એજ આ ભવાબ્ધિના પારને પામવાનું દિવ્ય સાધન છે,—હોવું જોઇએ. એ ભાવ આ નીચેના ઉદ્ગારોમાં દ્રવતે હૃદયે અને શ્રવતે નયને લખાયેલો છે, અને એવાંજ હૃદયો એ ભાવને અનુભવી શકે. ]

રાગ ભેરવીની ગઝલ.

[1]આંસુડાં મારાં રે ! લુએ, હે નાથ ! તવવિણ કોણ છે ?
ક્ષણે ક્ષણે નિજ બાલની, લેનાર ભાળ તો કોણ છે ? —ટેક.
વહાલા વિસામા ! કહી મુંને, નિજ ઉરમાં પ્રેમે ભરે;
વહાલી જનેતાથી અધિકા, હે નાથ ! તવવિણ કોણ છે ?—આં૦ ૧
ક્ષુધા પિપાસાદિ ભલે, યદિ પ્રાણને પીડા કરે;
નિવારનારું તો હવે; હે નાથ ! તવવિણ કોણ છે ?—આં૦ ૨
વિવિધ વસ્ત્રાભૂષણો, ઇચ્છિત આણી આપતા;
લડાવનારા લાડને, તાત તવવિણ કોણ છે ?—આં૦ ૩
દેખીને દીલડું પામતું, સંતોષ નિજ અનુજને
વિનયશાલી ભ્રાત તો એ, હે નાથ ? તવવિણ કોણ છે ?—આં૦ ૪
અતિ ગુપ્ત વાત જે દિલની, કરતો વળી જેની કને;
વહાલા વિસામા સમ સખા, હે નાથ ! તવવિણ કોણ છે ?—આં૦ ૫
હર્ષિત વદને હેતથી, નિજદાસને નિહાળતા;
ઉછળાવતા હિય હર્ષથી, હે નાથ ! તવવિણ કોણ છે ?—આં૦ ૬

---

૧. " કબીર ! હસના છોડ દે, રોનેમેં દે ચિત્ત;
બીન રોયે કયું પાયગા ? કબીર પુરાના મિત " (કબીર)
" કયા કહું અય યાર ! અપને હાલકી પરેશાની;
એક દિન મેરી આંખોસેં, ટૂબને લગે ખૂદબેખૂદ પાની." (નઝીર)

"દાતા" તો મારે એક તું, હું અન્યને યાચું નહિ;
ભવ કેરી ભીડને ભાંગનારા, હે નાથ! તવવિણ કોણ છે?—આં૦ ૭
હે નેત્ર તારા નાગના, મમ પ્રાણના હે પ્રાણ પ્યારા!
ભયદભવાબ્ધિ તારનારા, હે નાથ! તવવિણ કોણ છે?—આં૦ ૮

શ્રીનાથજયંતી. ૯૭.
શ્રીઆનંદાશ્રમ-બીલખા
શરણાગત
"આત્મપ્રકાશ" (નાગ)

—:o:—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

જિજ્ઞાસુએ શુક્લપક્ષની બીજના ચંદ્રના જેવી અલ્પકાલ રહેનારી શુભ લાગણી ન રાખવી જોઇએ, પણ પૂનમના ચંદ્રજેવી જીવનપર્યંત રહેનારી શુભ લાગણી રાખવી જોઇએ.

મનને નિર્ભય, સાવધ ને કર્તવ્યનિષ્ઠ પણ રાખવું જોઈએ.

મનનું મુખ્યસ્થાન હૃત્પદ્મ છે, અન્ય ચક્રો નહિ. આધારાદિ ચક્રમાં ક્રમથી કે વિનાક્રમે મનની સ્થિતિ કરાવવાથી પહેલીથી સાતમીસુધીના જ્ઞાનની ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગણાય નહિ.

નાભિકમલમાં મનને સ્થિર કરવાથી જ્ઞાનની ત્રીજી ભૂમિકાની પ્રાપ્તિ થઇ એમ કહેવાય નહિ, તેમજ ઉપરનાં પદ્મોમાં મનને સ્થિર કરવાથી ઉપરની જ્ઞાનભૂમિકાની પ્રાપ્તિ થઈ એમ પણ કહેવાય નહિ.

ધ્યાનવડે મનનો રજોગુણ તથા તમોગુણ સારી રીતે દબાઈ મન જયારે સૂક્ષ્મ થાય ત્યારે સાધકને જ્ઞાનની ત્રીજી ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગણાય, ને જયારે તેને આત્માનો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય ત્યારે તેને જ્ઞાનની ચોથી ભૂમિકાની પ્રાપ્તિ થઈ ગણાય.

જયારે સ્ત્રીની, પુત્રની, દ્રવ્યની, દ્વેષની, દંભની, તિરસ્કારની, ગર્વની, કઠોર વચન બોલવાની ને અવિવેકની વાસનાનો વેગ અંતઃકરણમાંથી ન ઊઠે ત્યારે દુર્વાસનાનો ક્ષય થયો કહેવાય. તત્ત્વજ્ઞાન થાય ત્યારેજ સર્વ દુર્વાસનાઓ અજ્ઞાનરૂપ મૂલસહિત નિવૃત્ત થાય છે.

સત્યલોકસુધીના ભોગમાં જયારે મન દોષદર્શન કરે ત્યારે સંન્યાસ લેવાનો અધિકાર પ્રાપ્ત થયો ગણાય છે

મંદવેગવાળું ને મધ્યમવેગવાળું પ્રારબ્ધકર્મ પ્રબલ પુરુષપ્રયત્નથી ફેરવી શકાય છે. પણ તીવ્રવેગવાળું પ્રારબ્ધકર્મ પુરુષપ્રયત્નથી ફેરવી શકાતું નથી.

પરિણામ વિચારીને વર્તવાનો, વ્યવહાર શુદ્ધચિત્તે સેવવાનો તથા ઉપાધિ નહિ વધારવાનો સ્વભાવ રાખવાથી મન કર્તવ્યપરાયણ વધારે રહી શકશે, ને પરમાર્થમાં સંતોષ થાય એમ આગળ વધી શકાશે.

અવ્યક્તની એટલે નિર્ગુણ નિરાકાર શુદ્ધબ્રહ્મની ઉપાસના જો દેહાભિમાની કરે તો તેનું દેહાભિમાન નહિ શમેલું હોવાથી તેવી ઉપાસના કરવામાં વૈરાગ્યને

અભાવે તેને ઘણો કષ્ટાનુભવ થાય છે. તેનાથી સગુણબ્રહ્મની એટલે વ્યક્તની ઉપાસના સુખપૂર્વક થઇ શકે છે.

અંતઃકરણમાં શ્રદ્ધા ઉત્સાહ અને કર્તવ્યનિષ્ઠા વધારવાથી વિદ્યાધ્યયન ઉત્તમ પ્રકારનું થાય છે, શાસ્ત્રાભ્યાસ પણ સારો થાય છે, સ્મરણશક્તિ વધે છે, મનની પ્રસન્નતા જળવાય છે, ને પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય અનુષ્ઠાન થાય છે.

જનસંગ નજ ચાલે તેટલો રાખવો, ને પોતાના કર્તવ્યમાં ઉત્તરોત્તર વધારે વધારે આરૂઢ રહેવું.

વિચાર ને પ્રવૃત્તિ ઉત્તમ પ્રકારનાં રાખી પોતાના જીવનને ઉત્તરોત્તર વધારે રસમય બનાવતા રહેવું. (ક્રમશઃ)

---:o:---

## ૮૪ મી શ્રીનાથજયંતીપ્રસંગે શ્રીનાથસ્તુતિ

[ લેખકઃ શ્રી૦ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

નાથ ! જય !

આપ ભગવાનની પારમેશ્વરી પૂજ્યતાના પ્રશાંતવાહી પ્રભાવથી આકર્ષાયેલાં અને તેથી આપ ભગવાન્પ્રતિ તીવ્રસંવેગથી પ્રવણ થયેલાં અમારાં અંતઃકરણોવડે તથા અમારાં બાહ્ય કરણોવડે અને તે સર્વે કરણોના સંઘાતભૂત અમારા સૂક્ષ્મ તથા સ્થૂલ દેહોવડે અમે આપ ભગવાન્‌ને અનેક અનેક સાષ્ટાંગ દંડવત્ પ્રણામો અર્પણ કરી આનંદ લઇએ છીએ.

અમારા જેવી પરિસ્થિતિમાં પરોવાયલાં અમે જે પ્રકારનાં સદાચાર તથા સદ્વિચારના સેવનવડે અને જે પ્રકારની દક્ષતાના પરિશીલનવડે અમારા ભવરૂપ સમુદ્રનું સહજ ઉલ્લંઘન કરી શકીએ તે સદાચાર તથા સદ્‌વિચારનો અને તે દક્ષતાનો અમને યથાવત્ ઉપદેશ આપવાના તથા તે ઉપદેશનો પોતાનાજ દષ્ટાંતવડે પ્રત્યક્ષ પરિચય દેખાડી આપવાના કેવળ એકજ કારુણિક હેતુથી આપ ભગવાને આ લોકમાં બહુધા અમારાં શરીરજેવા શરીરમાં અમને આપ ભગવાન્‌નાં દર્શન આપવાનો પરિશ્રમ સ્વીકાર્યો એ ખરેખર હે ભક્તવત્સલ ભગવન્ ! અમારા ઉપરની આપ ભગવાન્‌ની ઉંડી વત્સલતાનું અમે એક સુચિહ્ન માનીએ છીએ.

બીજી બાજુ પાપ આદિના પ્રબળ પ્રતિબંધોને વશ વર્તીને આપ ભગવાન્‌ના ઉપદેશને અમે યથાવત્ અનુસરી શકતાં નથી એ જોતાં આપ ભગવાન્‌ની એ વત્સલતાના અમે ખરા અધિકારી નથી એમ અમને સહજ લાગી આવે છે.

પણ એકવાર શરણે આવેલાનું સદા રક્ષણ કરતા રહેવાના આપ ભગવાન્‌ના ઈશ્વરી સ્વભાવને વશ વર્તી આપ ભગવાન્ પોતાથીજ અમારું યથાયોગ્ય રક્ષણ કરતા રહેશો એવા વિશ્વાસપર કોઇક દિવસે અમારું આત્યંતિક કલ્યાણ પણ અવશ્ય થશે એવી આશા અમે બાંધી બેઠેલાં છીએ તે હે શરણાગતપ્રતિપાલક ! આપ ભગવાન્ અવશ્ય પૂરી કરજો.

આ લોકના બહુધા અમારા શરીરજેવા શરીરમાં આપ ભગવાન્ અમને જે મંગલમય દિવસે આપ ભગવાન્‌નાં પ્રથમ દર્શન આપવાની કૃપા કરી હતી તે અત્યાનંદપ્રદ દિવસ આશ્વિન માસના શુકલપક્ષની ચતુર્થી તિથિનો હતો.

આજપણ આશ્વિન માસના શુકલપક્ષની ચતુર્થી તિથિનો આનંદમય દિવસ છે તેથી આજના આનંદમય દિવસને અમે અમારા મહોત્સવનો દિવસ માનીએ છીએ.

આશ્વિન માસના શુક્લપક્ષની ચતુર્થી તિથિના જે મંગલમય દિવસે આપ ભગવાને આ લોકના શરીરમાં અમને આપ ભગવાનનાં દર્શન આપવાની કૃપા કરી હતી તે મંગલમય દિવસ વિક્રમ સંવત્સર ૧૯૧૪ના વર્ષનો હતો.

આજનો દિવસ વિક્રમ સંવત્સર ૧૯૯૭ના વર્ષનો છે.

મધ્યે વિક્રમ સંવત્સર ૧૯૮૭ના વર્ષના આશ્વિન માસના કૃષ્ણપક્ષની એકાદશી તિથિના પુણ્યદિવસે આપ ભગવાને આ લોકના એ શરીરમાંથી વ્યુત્થાન કરીને આપ ભગવાનના મુખ્ય એવા વ્યાપક સ્વરૂપમાં અવસ્થાન પણ કરી લીધું છે.

પણ આ લોકના શરીરમાં રહીને આપ ભગવાનના અશરીર એવા તત્ત્વભૂત બ્રહ્મ-સ્વરૂપનો તથા સશરીર એવા પારમેશ્વર સ્વરૂપનો આપ ભગવાને અમને યથાવત્ પરિચય આપેલો હોવાથી અમે આપ ભગવાનને સદા સંનિહિત જાણીએ છીએ અને તેથી આપ ભગવાનના લૌકિક અપ્રત્યક્ષજન્ય ખેદ અમારા મુખ્ય આનંદમાં વ્યવધાન કરવા સમર્થ થતો નથી.

જેને જીવન છે એવા જીવનું જડ એવું શરીર ખરું સ્વરૂપ હોઇ શકે નહિ.

અશરીર એવું વ્યાપક ચૈતન્યજ જીવનું ખરું સ્વરૂપ હોય.

છતાં અવિવેકને વશ વર્તી બહુધા સઘળા જીવો પોતપોતાના પ્રાપ્ત શરીરનેજ પોતાનું ખરું સ્વરૂપ જાણી પોતાથીજ તેમાં બંધાઇ રહે છે તેથી તે તે કોઇ પોતાનો કે પોતાથી ભિન્ન અન્ય કોઇનો ગુરુ થવાને યોગ્ય રહેતો નથી.

અશરીર એવા વ્યાપક ચૈતન્યનેજ પોતાનું ખરું સ્વરૂપ જાણી રહેનાર એક પરમેશ્વરજ પોતાથી સર્વથા સર્વસમર્થ હોય તેથી સઘળાં શરીરોનાં તથા સર્વે શરીરોમાંના પ્રત્યેકમાં અહંતા તથા મમતા કરી રહેનારા પ્રત્યેક અને સંપૂર્ણ સર્વજીવોના ગુરુ થવાની પણ ખરી યોગ્યતા એક પરમેશ્વરનીજ છે.

એમ હોવાથી હે જગદીશ્વર! આપ ભગવાન્ એકજ સંપૂર્ણ સર્વ જીવોના ખરા ગુરુ છો તથા સંપૂર્ણ સર્વ જીવોના ખરા સદ્ગુરુ પણ આપ ભગવાન્ એકજ છો.

હે ગુરો! હે સદ્ગુરો! અમે એથીજ આપ ભગવાનને શરણે આવી રહેલાં છીએ.

જગતની ઉત્પત્તિસમયેજ જીવોના જ્ઞાતવ્યનો તથા કર્તવ્યનો ઉપદેશ આપનારાં શાસ્ત્રોને આપ ભગવાને તપઃપૂત અંતઃકરણોવાળા ઋષિમુનિઓદ્વારા પ્રવર્તાવેલાં છે એ આપ ભગવાનનું કરુણામય કાર્ય આપ ભગવાનના ગુરુપદને તથા આપ ભગવાનના સદ્-ગુરુપદને અનુરૂપજ છે.

એ પ્રાચીન પરંપરાનો ઉપદેશ વિસારે પડે વા વિકૃત થવા પામે ત્યારે તેને પાછો મૂળ સ્વરૂપમાં સ્થાપવામાટે સમયે સમયે આપ ભગવાન્ અવતાર ધારણ કરવાના પરિ-શ્રમને સ્વીકારો છો.

આપ ભગવાનના એ અવતારોમાંના જે કોઇ ક્ષાત્રતનુના અવતારમાં શારીરિક ક્ષાત્રકર્મવડે દુષ્ટ જનોના દમનપૂર્વક સાધુજનોનું પરિત્રાણ કરેલું હોય તે અવતારનેજ અબુદ્ધ જનો તો આપ ભગવાનનો ખરો અવતાર જાણે છે.

જે અવતારમાં શુદ્ધ સાત્ત્વિક એવા બ્રાહ્મણ તનુવડે જનતામાં શાંત ઉપદેશવડે આસુરી સંપત્તિનો પરિત્યાગ કરાવી દૈવીસંપત્તિનું સંપાદન કરાવવામાં આવે તે અવતારને અબુદ્ધજનો ખરો અવતાર ન જાણે એ અસંભવિત નથી.

શારીરિક ક્ષાત્રકર્મવડે દુષ્ટજનોનો સંહાર અને સાધુજનોનું પરિત્રાણ કરનારા પરમેશ્વરના પ્રસિદ્ધ અવતારભૂત શ્રીકૃષ્ણચંદ્રપ્રભુએ પણ **अवजानन्ति मां मूढाः** (મૂઢજનો મારી અવજ્ઞા કરે છે) ઇત્યાદિ કહેલું છે તો પછી શુદ્ધ સાત્વિક એવા બ્રાહ્મણની પદ્ધતિથી ધર્મનું સ્થાપન તથા તત્વનો જનતાને ઉપદેશ આપનારા આપ ભગવાનના અવતારને અબુદ્ધજનો પરમેશ્વરનો અવતાર ન માનીને આપ ભગવાન્‌ની અવજ્ઞા કરે એ અસંભવિત નથી.

પણ સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની સંજ્ઞાવાળા સ્વરૂપમાં આપ ભગવાને વર્તમાન સમયમાં તત્વના તથા ધર્મના સાચા સ્વરૂપનો ઉપદેશ પ્રવર્તાવીને અમને સર્વેને આ લોકના પરલોકના તથા પારમાર્થિક સુખનાં શાસ્ત્રીય સ્વરૂપ સમજાવી તેની તેની પ્રાપ્તિના રાજમાર્ગજેવા નિષ્કામકર્મ, ભક્તિ, યોગ, તથા વેદાંતવિચાર આદિ માર્ગોપર વિચરતા કરેલા છે એ અમારા ઉપરના તથા અમને અનુસરનારી અમારી પ્રજાઉપરના આપ ભગવાન્‌ના અમોઘ અનુગ્રહનું સૂચક છે.

શાસ્ત્રોક્ત ધર્મના પરિપાલનમાટે તથા શાસ્ત્રોક્ત તત્વના ચિંતનમાટે વર્તમાનમાં સમયબળ અનુકૂળ ન હોવાથી જનતાનો મોટો ભાગ આજ આપ ભગવાન્‌ના ઉપદેશને યથાવત્ અનુસરી શકતો નથી અને બહુધા પ્રત્યેક પોતે જનતાને કોઈ કલ્યાણને માર્ગે દોરી શકે એમ છે એવું જણાવી રાજસતામસ પ્રચારનાં કાર્યોવડે પ્રજાને પોતાની પાછળ ઘસડાતી કરે એવો સમય વર્તમાનમાં ચાલે છે તેને પરિણામે અનાવૃષ્ટિ અતિવૃષ્ટિ યુદ્ધ તથા લાંબી મુદ્દતના જ્વર ભૂકંપ આદિ ઉત્પાતો પ્રજામાં પ્રસરી રહેલાં છે.

એવે સમયે, હે સર્વેશ્વર! આપ ભગવાન્ આપ ભગવાન્‌ની પારમેશ્વરી શક્તિવડે કોઈ ઉચિત વ્યવસ્થા કરીને વર્તમાન સમયની દારુણતાનો વહેલો અંત આવે એવું કરવા તથા પછી ઘેર ઘેર આપ ભગવાન્‌નો શાંત ઉપદેશ પ્રવર્તી રહેલો દેખાય એવું કરવા અમે આપ ભગવાન્‌ની પ્રાર્થના કરવાની આ ક્ષણ સાધીએ છીએ તે અવશ્ય લક્ષમાં લેવા હે દીનબંધો! અમે આપ ભગવાન્‌ને દીનભાવે વિનવીએ છીએ.

જય નાથ!

———:o:———

ॐ

## कृपानाथ अने कर्मकांड

[લેખક:-શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ.]

શ્રીખીલખા–આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રી પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી શ્રીનથુરામ-શર્મા આચાર્યજીને તેઓશ્રીનો શિષ્યસમૂહ ભિન્ન ભિન્ન નામોથી સંબોધતો અને અત્યારે પણ એજ સંબોધનોનો ઉપયોગ કરે છે. તેમાંનું એક અભિધાન "કૃપાનાથ" છે. તેઓશ્રીએ વૈદિક કર્મકાંડનું અનુષ્ઠાન કરી વૈદિક કર્મરહસ્યને જીવંત કર્યું છે. તેની તથા કર્મકાંડના પરિપાલનની ભારતવર્ષને કેટલી અગત્ય છે તેની આ લઘુલેખમાં સ્વલ્પ આલોચના કરવામાં આવશે.

ભારતવર્ષ એ ઋષિઓની પાવનભૂમિ છે. આ ભૂમિને વેદદ્રષ્ટાઓએ પોતાના

આન્તર અનુભવોનો અક્ષય ફાલ આપ્યો છે. ઇશ્વરપ્રેરિત મહાસત્યોને એ ઋષિવરોએ અંતરમાં અનુભવેલાં. આ મહાસત્યોની રંગોળી વેદને પાને પાને પૂરાઈ છે. વિશ્વજીવનનો ગૂઢ સૂક્ષ્મતમ આંતર પ્રવાહ શબ્દબ્રહ્મરૂપે વેદમાં વિરાજે છે. આ રીતે વેદો એટલે પરમાત્મજીવનનાં પ્રતિબિંબો-વિશ્વજીવનની મહાનદીઓ. પિંડ અને બ્રહ્માંડની એકતા કરનાર આ વેદરાશિને ભગવાન્ વ્યાસે ચાર ભાગમાં વિભક્ત કરી તેને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એવાં નામ આપ્યાં. વેદમાં કર્મરહસ્ય છે, ઉપાસનારહસ્ય છે, જ્ઞાનરહસ્ય છે. વેદ કર્મકાંડ, ઉપાસના અને જ્ઞાનનું પ્રતિપાદન કરે છે.

આર્યાવર્તના શાસ્ત્રકારો આત્મજ્ઞાની મહાપુરુષો હતા. તેમના ગ્રંથો એ માત્ર બુદ્ધિનો વિલાસ ન હતો, પરંતુ આત્મદર્શનના અનુભવબોલ હતા. આ કારણે આર્યો આ શાસ્ત્રોને પોતાનું જીવનશાસ્ત્ર માને છે, તેની આજ્ઞાઓને વંદે છે, અને જીવનમાં વણે છે. આ શાસ્ત્રકારોએ મનુષ્યજીવનના પરિપૂર્ણ વિકાસમાટે વૈદિકકર્મકાંડ, ઉપાસના અને જ્ઞાનનો સતત બોધ કર્યો છે.

પૂર્વપશ્ચિમની સંસ્કૃતિના સંઘર્ષણસમયે આર્યોના શુદ્ધ શાસ્ત્રવિચારોમાં પરિવર્તન થવા માંડયું. કોઈ જ્ઞાનને પ્રાધાન્ય આપી કર્મ કરવાને બદલે વિચારપ્રધાન બનવા લાગ્યા. કોઇ કર્મકાંડની ઉપેક્ષા કરી ભક્તિતરફ પક્ષપાતવાળા થયા. આવા સમયમાં કર્મકાંડનું પાલન થતું હતું, પણ તેના શુદ્ધસ્વરૂપમાં નહિ. આવે સમયે ભારતના એક અજ્ઞાત ખૂણે એક જ્યોતિ પ્રકટી. કાઠિયાવાડના ઝાલાવાડપ્રાંતના લીંબડી સંસ્થાનના એક નાનકડા મોજીદડ નામના ગામમાં આ મહાપુરુષનું પ્રાકટ્ય થયું. તેઓશ્રીનું નામ **શ્રીનથુરામશર્માજી** હતું.

ભારતવર્ષના ધાર્મિક ઇતિહાસપર દૃષ્ટિ કરનાર કોઇપણ સુજ્ઞને એ અજ્ઞાત નહિજ હોય કે જ્યારે જ્યારે માનવજીવનને ઉચ્ચતમ કરનાર વૈદિક રહસ્યની તુલા અવ્યવસ્થિત થાય છે ત્યારે તેને સુવ્યવસ્થિત કરવા કોઇ ને કોઇ સમર્થ મહાપુરુષ પ્રકટે છે, અને ભગવદ્ગીતાનાં વચનને સાર્થક કરે છે.

જ્યારે કર્મ એજ વેદપ્રતિપાદિત મુખ્યવિષય છે એવું પ્રતિપાદન કરતા મીમાંસકોનું પ્રાબલ્ય વધ્યું ત્યારે દક્ષિણમાં-મલબારના એક નાના ગામમાં-ભગવાન્ શ્રીઆદિશંકરાચાર્યજીનો પ્રાદુર્ભાવ થયેલો. તેઓશ્રીએ એમ સમજાવ્યું કે કર્મકાંડ ચિત્તશુદ્ધિમાટે છે, ઉપાસના ક્રમમોક્ષમાટે છે, જ્ઞાન સદ્યોમોક્ષમાટે છે. ફરી જ્યારે કર્મકાંડનું રહસ્ય વિસારે પડયું ત્યારે સોરઠને આંગણે એ સંત પધાર્યા, અને ભગવાન્ શ્રીઆદિ શંકરાચાર્યજીએ જે કાર્યમાટે અવતાર ધરેલો તેજ કાર્ય પદ્ધતિસર આદર્યું.

શ્રીબીલખાના આ સંતશ્રીએ એ સ્પષ્ટપણે પૂરવાર કર્યું કે આર્યોનું ધર્મશાસ્ત્ર એ પરાકાષ્ઠાએ પહોંચેલું માનસશાસ્ત્ર છે. હિંદુઓનાં શાસ્ત્રોમાં માનસ વિકાસની શ્રેણિઓ છે. એ શ્રેણિઓ પણ ગમે તેમ નહિ, પણ ક્રમબદ્ધ છે. આ ક્રમમાં કર્મકાંડને પ્રથમ સ્થાન છે, ઉપાસનાને બીજું સ્થાન છે, જ્ઞાનને ત્રીજું સ્થાન છે. આ ક્રમ બહુજ સહેતુક છે. માનસવિકાસસાથે આને અંતરંગ સંબંધ છે. વિશ્વમાં અણુએ અણુમાં વ્યાપીને રહેલ પરમતત્ત્વના દર્શનમાટે મનને પણ પરમ સૂક્ષ્મ કરવું પડે છે. એ સૂક્ષ્મતાવગર તત્ત્વદર્શન વાતોનોજ વિષય રહે છે. તત્ત્વજ્ઞાનની વાતોથીજ તત્ત્વજ્ઞાની થવાતું નથી; પરંતુ એ સૂક્ષ્મતમ તત્ત્વભૂત પદાર્થને અનુભવનો વિષય કરવામાટે મનને પરમશુદ્ધ, પરમ સ્થિર અને પરમ

સૂક્ષ્મ કરવું પડે છે. આ વિકાસક્રમ એટલો બધો ક્રમબદ્ધ છે કે પહેલું પ્રાપ્ત કર્યાવગર બીજું નકામું છે, અને બીજાનો પરિપાક કર્યાવગર ત્રીજું અપ્રાપ્ય રહે છે.

પાપસંસ્કારોથી ખરડાએલું મન અશુદ્ધ હોય છે. તેને શુદ્ધ કરવામાટેજ વૈદિક સંધ્યાદિ નિત્યકર્મોની યોજના છે. આર્યશાસ્ત્રોના આ પરમરહસ્યતરફ ધાર્મિક જનતાનું તેઓશ્રીએ ખાસ ધ્યાન ખેંચ્યું છે, અને તેનું મહત્ત્વ વધારે દઢીભૂત કરવા તેઓશ્રી વૈદિક સંધ્યાદિ નિત્યકર્મ અતૂટપણે આચરતા. તેઓશ્રી સમર્થ યોગી અને આત્મદર્શી સંત હતા. તેઓશ્રી જીવનવિકાસની છેલ્લીકોટિએ વિરાજમાન હતા. આમ છતાં તેઓશ્રી લોકહિતાર્થે ઉપરોક્ત શાસ્ત્રાજ્ઞાનું અક્ષરશઃ પાલન કરતા. આમાં પણ ગૂઢરહસ્ય સમાયેલું છે. આ કાર્યના પ્રચાર-માટે તેઓશ્રીએ પ્રવૃત્તિમય જડવાદથી લદાયેલા આ યુગનું સૂક્ષ્મ અવલોકન કર્યું અને એક યુગદ્રષ્ટાની પેઠે વર્તમાનયુગને અનુરૂપ સાધનો તૈયાર કર્યાં.

ચારે વેદના દ્વિજોને ઉપયોગી થાય એવા "ચારે વેદની ત્રિકાળી લઘુસંધ્યા" ના સંક્ષિપ્ત ખરડા તૈયાર કરી વિનામૂલ્યે જનસમાજમાં ફેલાવ્યા. એ પછી ચારે વેદનાં નિત્યકર્મનાં પુસ્તકો વિનામૂલ્યે સૌને મળે એમ વ્યવસ્થા કરી. એ પછી આર્યોની દિનચર્યાને વ્યક્ત કરતાં અને સંધ્યાદિના મંત્રોનો સ્ફોટ કરતાં ચારે વેદનાં આહ્નિકપ્રકાશ બહાર પાડી હિંદુ જનતાપર મહદુપકાર કર્યો. આટલેથી તેઓશ્રીનું કાર્ય બંધ ન પડયું. સંધ્યાનું રહસ્ય સમજાવવા સંધ્યારહસ્યનામનો અંક બહાર પાડયો; ઉપનયનનું રહસ્ય સમજાવવા ઉપનયન-મીમાંસાનો અંક બહાર પાડયો; વર્ણ તથા આશ્રમનું રહસ્ય દાખવવા વર્ણમીમાંસા અને આશ્રમ-મીમાંસાના અંકો બહાર પાડયા. આ ઉપરાંત તેઓશ્રીના વિધવિધ ગ્રંથોમાં વેદપ્રતિપાદિત ષટ્ કર્મોને સ્ફોટ કરવા તેઓશ્રીએ બહુ બહુ લખ્યું છે. નિત્યકર્મના પાલનના લાભવિષે તેઓશ્રીનાજ શબ્દો ટાંકું તો અસ્થાને નહિ ગણાય:—

"આ લઘુ લેખમાં (શ્રીયજુર્વેદીયઆહ્નિકપ્રકાશમાં) દ્વિજગૃહસ્થને જાણવાયોગ્ય તેમનાં નિત્યનાં મુખ્ય કર્મોનો સમાવેશ કર્યો છે. એ સર્વક્રિયાઓમાં ને આચારાદિમાં બહુધા પ્રાણ એટલે ચુંબક અને વિદ્યુત્તી પ્રધાનતાવાળું તત્ત્વ, કે જે સ્થૂલશરીર તથા બુદ્ધિને બહુ ઉપકારક છે, તેની શુદ્ધિ ને પ્રબલતા કરવાનું રહસ્ય સમાયેલું છે. જો કોઇપણ બુદ્ધિમાન દ્વિજ પોતાનાં ષટ્કર્મોમાંના પ્રત્યેકનું શાંતચિત્તથી અવલોકન કરશે તો તેને તે હેતુ સ્પષ્ટ સમજાઈ આવશે, ને આર્યોનાં પરિણામે સર્વાત્મભાવ વિસ્તારવાનાં આવાં સાધનરૂપ કર્મોને તે ધન્યવાદ આપ્યાવિના રહેશે નહિ. હૃદયમાંના પાપદોષને દૂર કરવાને નિષ્કામકર્મોની અપેક્ષા સર્વશાસ્ત્રોએ સ્વીકારી છે, ને એમ નિષ્કામકર્મો કરવાથી ઉપાસના કરવાનો અધિકાર આવે છે. ઉપાસનાથી ચિત્તનું ચંચલપણું દૂર થાય છે, ને તે ધ્યેયવિષયમાં તલ્લીન થાય છે. આમ મલવિક્ષેપ દૂર થવાથી શ્રીસદ્ગુરુના ઉપદેશદ્વારા પછી તે આવરણનામના અંતઃકરણના ત્રીજા દોષને દૂર કરી પોતાના આત્માને હાથમાં રાખેલા આમળાની પેઠે સ્પષ્ટપણે અનુભવવાને સમર્થ થાય છે, ને પછી તેમાં કાંઈ પ્રાપ્તવ્ય, જ્ઞાતવ્ય કે કર્તવ્ય રહેતું નથી. તેથી તે પૂર્ણ ને સચ્ચિદાનંદરૂપે વિરાજે છે."

યોગ અને જ્ઞાનની અંતિમસ્થિતિએ પહોંચેલા મહાપુરુષના આ શબ્દો. આ પ્રત્યેક શબ્દમાં સ્વાનુભવનો પ્રકાશ છે, આત્માનો રણકાર છે. તેઓશ્રીએ ઉપાસના અને જ્ઞાનના પૂર્વસ્વરૂપતરીકે વૈદિક નિત્યકર્મોને માન્યાં છે. એ કર્મોના નિયમિત અને આગ્રહપૂર્વકનાં અનુષ્ઠાનવગર ઉપાસક થવાની ઇચ્છા અથવા જ્ઞાની થવાની ઇચ્છા લગભગ આકાશકુસુમવત્

રહે છે. વેદોના આ નિત્યકર્મોમાં શું શક્તિ છે તે પણ અનુભવવાજેવી છે. તે કર્મોના નિત્યપાલનથી ચિત્ત કેટલું પ્રશાંત રહે છે તે પણ અનુભવવાજેવું છે. આ કર્મોના નિષ્કામપાલનથી સાધક પોતાના પ્રાપ્તવ્યવહારમાં કેટલો અલિપ્ત રહેતો જાય છે, જનસમૂહ-સાથેના સંસર્ગમાં તે કેવી નિરાળી ભાત પાડે છે, એ પણ અનુભવવાજેવું છે. કર્મકાંડ એ શુષ્ક વસ્તુ નથી. શુષ્કજીવનને રસમય કરનાર જડીબુટ્ટી છે. આ સત્ય અનુભવે સમજાય એવું છે. આ કર્મકાંડમાં સમયનો વ્યય નથી, પરંતુ સમયનો સદ્વ્યય છે. આર્યોનાં આ નિત્યકર્મો દ્વિજોને પાપના પુંજમાંથી રક્ષનાર મહૌષધિ છે. ઋષિઓ માનવકલ્યાણ કરનારા મહાપુરુષો હતા એમ કોણ નહિ માની શકે? આપણા કલ્યાણસિવાય તેમને બીજું શું પ્રાપ્તવ્ય હતું?

બીલખાના આ મહાસંતે આર્યોના આ ગુપ્ત ખજાનાને અજ્ઞાનજનતા આગળ સ્ફુટસ્વરૂપે રજૂ કરી દીધો છે. તેઓશ્રીએ જીવનકાળમાં અનેકને પોતાના વર્ણાશ્રમધર્મમાં સ્થાપિત કરેલા; અનેકને નિત્યકર્મમાં પ્રેરી અલભ્ય લાભ આપેલો; અનેક એ પરિપાલનને પ્રતાપે સારા ઉપાસક અને જ્ઞાની બનેલા. અરે! તેઓશ્રીને નિત્યકર્મોની ક્યાં અપેક્ષા હતી? અસંપ્રજ્ઞાતયોગની છેલ્લી સ્થિતિએ પહોંચેલા મહાયોગીને નિત્યકર્મ કરતા કોણે જોયા છે? જીવન્મુક્ત દશાએ પહોંચેલા મહાજ્ઞાનીને કર્મકાંડમાં પ્રવૃત્ત કોણે નિહાળ્યા છે? આ વાતના અપવાદરૂપ તેઓશ્રીનું જીવન હતું. તેઓશ્રી વૈદિકકર્મકાંડનું અનુસરણ કરતા, તે સંબંધે ઉપદેશ આપતા, એ સંબંધે લખતા.

તેઓશ્રીના જીવનદર્શનનો જેમને સ્વાનુભવ છે તેમણે જોયું છે કે સવાર, બપોર અને સાંજ એ ત્રણે સમયનું સ્નાન, એ ત્રણે સમયની સંધ્યા, સ્વાધ્યાય, જપ વગેરે બધી શાસ્ત્રાજ્ઞાઓ તેઓશ્રી પાળતા. શા માટે? ફક્ત લોકસંગ્રહાર્થે-ફક્ત લોકકલ્યાણમાટે. નિર્વિકલ્પસમાધિનો નિજાનંદ મૂકી વૈદિક કર્મોમાં અન્યને પ્રેરવામાટેજ પ્રવૃત્તિ કરનાર મહાપુરુષ કેટલા ધન્યવાદને પાત્ર છે? એ મહાજીવનના મહાન્ ત્યાગની કેટલી ઝાંખી તેમાં રહેલી છે? જીવન જીવવું તે આનું નામ. વિશ્વમય જીવન તે આનું નામ. સૌ દ્વિજો વૈદિક આજ્ઞાઓનાં સૂક્ષ્મ રહસ્યોને સમજી જીવનવ્યાપાર કરે તે માટે તેઓશ્રી આમ આચરતા.

કર્મકાંડના સૂક્ષ્મ રહસ્યને તેઓશ્રી જીવી બતાવતા. સ્નાન એ હસ્તિસ્નાન નહિ, પરંતુ શરીરને શુદ્ધ કરવાની અને મનને પ્રશાંત કરવાની શાસ્ત્રીય ક્રિયા. સંધ્યા એ કાળક્ષેપ કરનારું કર્મ નહિ, પરંતુ માનવ જીવનને કાળક્ષેપમાંથી બચાવનારી સંજીવની. સ્વાધ્યાય મગજને લાદવાનું સ્થૂલકર્મ નહિ, પરંતુ માયાથી જકડાયેલા જીવનને મુક્ત કરવાનું અદ્ભુત સાધન. જપ એ ફક્ત હાથવડે કરવાની સામાન્ય ક્રિયા નહિ, પરંતુ સંસારતરફ ધસી રહેલા મનના અદમ્ય પ્રવાહને રોકવાની અને પ્રભુપ્રવણ કરવાની સૂક્ષ્મ ક્રિયા. દેવતાર્ચન એ બુદ્ધિવાદને ઉપહાસરૂપ નિરર્થકકર્મ નહિ, પરંતુ વિશ્વમાં સામાન્યરૂપે વિરાજમાન ચેતનના વિશેષરૂપે થયેલા આવિષ્કારનું સૂક્ષ્મ પૂજન. વૈશ્વદેવ એ વિશ્વભરના દેવ, ભૂતગણ, ઋષિગણ ને પિતૃઓથી માંડી કીટપતંગાદિતરફ ઔદાર્ય કેળવવાની અસામાન્ય વૈદિકક્રિયા. આ નિત્યનાં ષટ્કર્મો એ સ્થૂલ ક્રિયાઓ નથી, પરંતુ જીવનની સ્થૂલતા મટાડનાર રામબાણ છે. પાપથી ખરડાયેલા ચિત્તપ્રવાહને શુદ્ધ કરનાર નિર્મળી છે.

જેમને પાપપુંજમાંથી મોકળા થવું હોય, તેમણે તેઓશ્રીના આ બોધને અનુસરવું.

જેમને સંતાપથી તપેલા મનને પ્રશાંત કરવું હોય, તેમણે તેઓશ્રીના આ બોધને માન્ય કરવો. જેઓ ઉપાસનાવડે ક્રમમોક્ષ ઇચ્છતા હોય, અને જ્ઞાનવડે જીવન્મુક્તિ ચાહતા હોય, તેમણે તેઓશ્રીના આ બોધને જીવનમાં વણવા પ્રયત્ન કરવો. તેઓશ્રીનો આ બોધ અર્વાચીન સાહિત્યગ્રંથોની માનવજીવન વિકૃત કરવાની ફક્ત વાતો નથી, કલાને નામે હૃદયશોભા હણનારી પ્રયુક્તિ નથી, પરંતુ વિકૃત માનવજીવનને શુદ્ધ કરનારી અને સુપંથે પાડનારી મહાશક્તિ છે. જેમને શંકા હોય, તેમણે અનુભવ કરી જોવો; જેમને સંદેહ હોય, તેમણે આ ક્રિયાયોગ આચરી જોવો; જેમને અશ્રદ્ધા હોય, તેમણે આ અનુભવ-બોલને પાળી જોવા. આ સંતશ્રીનું જીવન સત્યરીતે માનવકલ્યાણમાટે હતું કે નહિ તે જાણવા ઇચ્છનારે આ ક્રિયાકાંડને જીવનમાં વણી જોવો. ત્યારેજ તેમને જણાશે કે એ શબ્દો માત્ર શબ્દો નથી—એ શબ્દો અનુભવશાસ્ત્ર છે.

શરીરની અથવા મનની ક્રિયાવગર માનવ એક ક્ષણ પણ રહી શકતો નથી, અને તેથીજ શ્રીવાજસનેયોપનિષદ્‌માં નીચે પ્રમાણે જણાવ્યું છે:—

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर્म लिप्यते नरे ॥

"જે પુરુષ અહિં સો વર્ષ જીવવાને ઇચ્છે છે તે ચિત્તશુદ્ધિ કરનારાં નિષ્કામ કર્મોને કરતો છતોજ જીવવાને ઇચ્છે છે. આવી રીતે જીવવાને ઇચ્છતા તું મનુષ્યમાં એ પ્રમાણે નિષ્કામકર્મ કરીને જીવવાથી ભિન્ન બીજો પ્રકાર નથી, કે જે પ્રકારથી તું **અશુભ-કર્મોથી લિપ્ત થાય નહિ.** તેથી વૈરાગ્યાદિ સાધન મેળવવા ઇચ્છતો પુરુષ શાસ્ત્રે વિધાન કરેલાં નિષ્કામકર્મો કરતો છતોજ જીવવાને ઇચ્છે."

શુક્લ યજુર્વેદના ઇશોપનિષદ્‌ની આ આજ્ઞા કર્મ કર્યાવગર મનુષ્ય જ્યારે જીવી જ શકતો નથી, ત્યારે મનુષ્ય શાસ્ત્રોક્ત કર્મો કરીને શા માટે ન જીવે? જ્યારે કોઇપણ કર્મ કરીને જીવવાનું છે ત્યારે જે ક્રિયાથી આત્મસુધારણા થતી હોય-આત્મ-ઉન્નતિ થતી હોય-તે ક્રિયા શામાટે ન કરવી? મનુષ્યજીવન એ ક્રિયાનુંજ ક્ષેત્ર છે એમ સૌ કોઇ માને છે, અને અન્યને એમ મનાવવા પ્રયત્ન કરે છે, તો પછી સંસારીક્રિયાઓને શામાટે પ્રાધાન્ય આપવા અને શાસ્ત્રીય ક્રિયાઓને ગૌણપણું આપવા તેઓ પ્રવૃત્તિ કરે છે? કદાચ એમ હોય કે સંધ્યાદિ સ્થૂલક્રિયાઓમાં સમય બગાડવાને બદલે શામાટે રસમય પુસ્તકોદ્વારા જ્ઞાન ન મેળવવું? પ્રવૃત્તિમય આ વર્તમાનયુગમાં શુષ્કજેવી સંધ્યાદિ પ્રવૃત્તિમાં સમય વ્યતીત કરવાને બદલે ઉત્તમ વિચારોમાં મસ્ત ન રહેવું? અથવા બહિઃ સાધનો છોડી નામસ્મરણ કરીએ તો શું? ઉત્તમ વિચારોમાં મનને તન્મય રાખવું, અથવા નામસ્મરણમાં મનને વળગાડી રાખવું એ વાતો કરવાજેટલી સામાન્યવસ્તુ નથી. ઉત્તમ-વિચારોમાં—જ્ઞાનમય વિચારોમાં—તન્મયતા અથવા નામસ્મરણની સાચી યોગ્યતા એ બહુ કષ્ટસાધ્ય વસ્તુ છે. એ બંને ક્રિયાઓ બહુજ સૂક્ષ્મક્રિયાઓ છે. સંસારની રાગદ્વેષમય પ્રવૃત્તિઓના પ્રવાહમાં રચ્યાપચ્યા રહીને ઉપરોક્ત સૂક્ષ્મક્રિયાઓનાં સ્વપ્ન સેવીએ છીએ; પરંતુ એ સ્વપ્ન આકાશકુસુમવત્ છે. મન હજુ સંસારની ખેંચાખેંચીમાંથી નવરૂં થયું નથી ત્યાં ઉપલો પ્રશ્ન હાસ્યાસ્પદ જણાય છે. જ્ઞાનચિંતન અને નામસ્મરણની સાચી યોગ્યતામાટેજ ઋષિવરોએ વૈદિક નિષ્કામકર્મોની સુંદર યોજના કરી છે. નિત્ય આગ્રહપૂર્વક તેના અનુષ્ઠાનવડેજ ઉપરોક્ત કાર્યોની યોગ્યતા આવે છે. આ શાસ્ત્રીયક્રિયાઓવડેજ મન

શુદ્ધ બની નામસ્મરણમાટે યોગ્ય બને છે, અને ત્યારેજ સાચું નામસ્મરણ થાય છે. નિષ્કામકર્મોના અતૂટ અનુષ્ઠાનવગર કરેલું નામસ્મરણ વેઠજેવું સ્થૂલકર્મજ રહે છે, અને નામસ્મરણની સાચી યોગ્યતાથી સ્થિર થયેલું મનજ જ્ઞાનવિચારમાટે અધિકારી થાય છે.

બુદ્ધિવાદના આ યુગમાં પણ આપણે દુનિયાના કોઈપણ સ્થલમાં પ્રવાસે નહિ ગયેલા શિક્ષકનાં વચનોને પ્રમાણભૂત માની ભૂગોળનું જ્ઞાન મેળવીએ છીએ. ગ્રહો, નક્ષત્રો અને સૂર્યમંડલના વિસ્તાર તથા પરિભ્રમણસંબંધેના ખગોળવેત્તાના અભિપ્રાયોને માન્ય કરીએ છીએ. પુરાતત્ત્વવિદ્‌ની શોધને આધારે અનેક સૈકા પહેલાંની વસ્તુસ્થિતિમાં આદર રાખીએ છીએ. ટૂંકમાં આ બુદ્ધિપ્રધાનયુગમાં સંસારની બધી પ્રવૃત્તિઓમાં બુદ્ધિને ગૌણ કરી વિશ્વાસને અગ્રસ્થાન આપીએ છીએ, અને આપણી બધી પ્રવૃત્તિઓને ધપાવીએ છીએ. પરંતુ જ્યાં ધર્મની વાત આવી, શાસ્ત્રની વાત આવી, જ્ઞાનમયજીવનની વાત આવી, ત્યાં આપણે ભડકી ઊઠીએ છીએ. આપણી બુદ્ધિ ઊછળી ઊઠે છે, અને તે વિષયોમાં શ્રદ્ધા રાખનારને એકપણ ક્ષણના વિલંબવગર અંધશ્રદ્ધાળુ કહી નાંખીએ છીએ, અને ધાર્મિકશ્રદ્ધાને વહેમ કહેતાં જરાપણ અચકાતા નથી. અહિ આપણે બુદ્ધિવાદી બની જઈએ છીએ.

જે મહાપુરુષોએ વિશ્વરચનાને બરાબર જાણી છે, અને વિશ્વનિયંતાસાથે એકતા પામવાની સૂક્ષ્મતમ કક્ષાને પ્રાપ્ત કરી છે તેવા આપ્તપુરુષોનાં વચનોથી અધિક વિશ્વાસ-યોગ્ય બીજાં કોનાં વચનો હોય ? ભૂત, વર્તમાન અને ભાવિને વીંધી જેમની દૃષ્ટિ પરમસત્ય ઓળખી શકે છે એવા આદરપાત્ર ઋષિવરો એ હતા આપણા શાસ્ત્રકારો–આપણા શાસ્ત્રરચયિતા. આવાં આપ્તવચનોને બુદ્ધિવાદના તોરમાં ઊવેખીએ છીએ. આ બુદ્ધિવાદ કે બુદ્ધિવાદનું ગાંડપણ ?

જો મનુષ્યજીવન કાંઈ સાચી વસ્તુ ભાસતી હોય, જો મનુષ્યાવતાર મળવામાં કાંઈ ઈશ્વરી સંકેત જણાતો હોય, જો પશુજીવન કરતાં માનવજીવન મહામૂલું જણાતું હોય, તો પશુજીવનમાંથી મનુષ્યજીવન જુદું પડી શકે એ ક્રિયા અવશ્ય આચરવી ઘટે છે. મનુષ્યરૂપમાં ડોકિયાં કરતી મલિનતા અવશ્ય ટાળવી ઘટે છે. વિદ્વત્તા શ્રીમતાઈ કે સત્તાના ભારનીચે ઊછરતી અદમ્ય સ્વાર્થવૃત્તિ અને હિંસકપશુઓને વટાવી જાય એવી સૂક્ષ્મહિંસકવૃત્તિને સમૂલ ઉચ્છેદિત કરવી હોય તો આર્યોએ ઉપદેશેલી એ શાસ્ત્રીય ક્રિયાઓ કરવીજ પડશે અને તેવડેજ આર્યજીવન શોભાસ્પદ બની શકશે. બહિઃસ્વરૂપે મનુષ્ય રહી અભિમાન, સ્વાર્થપરતા અને સ્વેચ્છાચારને બુદ્ધિવાદના નામે પોષવા હોય તોજ શાસ્ત્રકારોના એ જીવનસિદ્ધાંતને અવગણી શકાય.

મનુષ્યરૂપમાં દેવ બનવુ હોય, વગર દ્રવ્યે દ્રવ્યવાન્ બનવું હોય, પુસ્તકોના પરિશીલન-વગર બુદ્ધિવાન્ બનવુ હોય, વગર અધિકારે સૌને આકર્ષવાં હોય તો આ પ્રયોગશાળામાં પ્રવેશ કરવો પડશે. વેદપ્રતિપાદિત ષટ્કર્મોના શાંતચિત્તે અનુષ્ઠાનથી ન સમજાય તેમ જીવન બદલાતું જાય છે, ન સમજાય તેમ મન પાપભારમાંથી મોકળું થતું જાય છે, ન સમજાય તેમ ઉત્તમ વિચારો સ્ફુર્યા કરે છે, ન ધારેલી આધ્યાત્મિક પ્રેરણાઓ મળ્યા કરે છે. તમો ધીમે ધીમે પરમપ્રકાશતરફ તમારાં પગલાં માંડ્યા કરશો. તમારી વ્યાવહારિક દુઃખી સ્થિતિ સુખમય થવા લાગશે. તમારો સંસાર હળવો ફૂલજેવો જણાશે. તમારા બધા સંબંધોમાંથી નિઃસ્વાર્થ નિર્મલતાની પરાગ ફોરશે. જેમ ખીલતુ પુષ્પ આંખને રમ્યતા બક્ષે છે અને નાકને મધુરતા અર્પે છે તેમ શાસ્ત્રીય કર્મકાંડથી ઘડાતું માનવજીવન ખીલતું જશે.

આર્યશાસ્ત્રોનો આ ક્રિયાયોગ માનવજીવનની ઘડતરમાં અજબ ફાળો આપે છે. તેના પ્રત્યક્ષદૃષ્ટાંતરૂપે આપણે બીલખાના એ સંતશ્રીતરફ એક ક્ષણ નિહાળીએ. બીલખાઆનંદાશ્રમમાં અથવા અન્યસ્થલે બિરાજતા ત્યાં ત્યાં તેઓશ્રીની શૌચવિધિ દર્શનીય જણાતી, અને એ સ્નાનવિધિમાંથી મનને પ્રેરણા અને પ્રસન્નતા સાંપડતી. તેઓશ્રીનાં સંધ્યાવંદનમાંથી શાસ્ત્રીય ક્રિયાઓની રસમયતા જણાતી. આચમન, પ્રાણાયામ, અર્ધ્યપ્રદાન, ઉપસ્થાન, ગાયત્રીજપ વગેરે ક્રિયાઓમાં રસદર્શન થતું. એ સ્થૂલ ક્રિયાઓમાંથી સૂક્ષ્મ પ્રાણપ્રવાહ વહેતો જણાતો. એટલેજ જેમણે જેમણે તેઓશ્રીને સંધ્યાવંદનાદિ ક્રિયાઓ કરતા નિહાળેલા તેમણે તેમણે શાસ્ત્રીય ગૂઢ રહસ્યને પ્રત્યક્ષ કર્યું છે. ઉપસ્થાન કરતા તેઓશ્રીના મુખારવિંદપર સૂર્યમાંથી ઝરતી બ્રહ્મતેજની છાયા વિલસતી. પ્રાણાયામકાલે તથા અર્ધ્યપ્રદાનવેલા જાણે વિશ્વપ્રાણ સૂત્રાત્મા-સાથે તેઓશ્રી એકતા ન સાધતા હોય એવો ભાસ થતો. શો એકાગ્રતાસૂચક તેઓશ્રીનો ગાયત્રીજપ! શી આદર્શ તેઓશ્રીની સમગ્ર પૂજાવિધિ! તેઓશ્રીની સંધ્યા એટલે સમ્યગ્ ધ્યાનનું મૂર્તસ્વરૂપ. જાણે સંધ્યાદિ કર્મકાંડરહસ્ય દાખવવા આદ્યઋષિ ન પ્રકટ્યા હોય એવો જોનારને અનુભવ થતો. જીવનભર શાસ્ત્રીય ષટ્કર્મોમાં રત રહી આર્યજગતસમક્ષ તેઓશ્રીએ અનુકરણીય દૃષ્ટાંત મૂક્યું છે. એ જીવનસ્મરણ આજે પણ શાસ્ત્રીય પ્રેરણા આપે છે. શાસ્ત્રીય જીવન જીવી તેઓશ્રીએ અનેકને એ જીવન જીવનારા બનાવ્યા છે. શાસ્ત્ર એ માનવજીવન પોષનારું અમૃત છે એમ પૂરવાર કર્યું છે. જે સુભાગીએ આ સત્ય અનુભવગમ્ય કરવું હોય તેણે જાગ્રત્ થઇ આ ક્રિયાયોગમાં પ્રવૃત્ત થવું જોઇએ. જાગશે તે જોશે અને આચરશે તે અનુભવશે.

———:૦:———

## कार्तिकी पूर्णिमाना महापूजनसमारंभान्तर्गत साधनसमारंभ

### (સ્થલ: શ્રીઆનંદાશ્રમ-બીલખા)

[ સંવત્ ૧૯૯૮ ની કાર્તિકીપૂર્ણિમા—ત્રિપુરીપૂર્ણિમા )

પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનઅંગે ચાલતા આધ્યાત્મિક સાધનક્રમની યોજના આવતી કાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનપ્રસંગે પણ રાખવામાં આવી છે, જેનું સમયપત્રક આ નીચે આપવામાં આવ્યું છે. કાર્તિકસુદિ ૧૪ રવિવાર, પૂનમ સોમવાર ને વદિ ૧ મંગળ-વાર એ ત્રણ સાધનસમારંભના દિવસો છે. સર્વે બંધુઓએ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનનો ને સાધનસમારંભનો લાભ લેવામાટે અનુકૂલતાપ્રમાણે કાર્તિકસુદિ ૧૩ શનિવારની સાંજસુધીમાં આનંદાશ્રમમાં આવી પહોંચવું જોઇએ. આવી રીતે સર્વે બંધુઓ એકત્ર થઇ ધાર્મિક લાભ લે, અને આધ્યાત્મિક માર્ગમાં આગળ વધે એ બહુ આવશ્યક વસ્તુ છે, એ વિષે કાંઇ વિશેષ કહેવાની આવશ્યકતા નથી; જિજ્ઞાસુ બહેનો પણ આ યોજનામાં ભાગ લઇ શકશે.

કાર્તિકસુદિ ૧૩ શનિવારની રાત્રીએ આધ્યાત્મિક સાધનસમારંભનું આરંભક વ્યાખ્યાન થશે; અને સુદિ ૧૪ રવિવારના બ્રાહ્મમુહૂર્તથી સાધનક્રમનો આરંભ થશે.

### साधनसमारंभना त्रणे दिवसोनुं समयपत्रक

### કાર્તિકસુદિ ૧૪ રવિવાર

સવારના ૫—૦ ઉત્થાન-ઊઠવું. ૫ થી ૫।। મુખશુદ્ધિ ઇત્યાદિ.

પા થી ૬ પ્રાતઃસ્મરણસ્તોત્રો-સમૂહ-પ્રાર્થના-યોગાસનો આદિ.
૧૦ થી ૧૧ વેદપાઠ, ભજનધૂન.
૧૧ થી ૪॥ માધ્યાહ્નસ્નાનસંધ્યા, ભોજન, વિશ્રાંતિ ને પરસ્પર સત્સંગ.
૬ થી ૯ પ્રાત.સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ સંયમ. (જપ, ધારણા, ધ્યાન.)
૪॥ થી ૬ વ્યાખ્યાન ને કથાશ્રવણ.
૬ થી ૯ ગીતાપાઠ, આરતી, સાયંસ્નાનસંધ્યાદિ નિત્યકર્મ.
૯ થી ૧૦ ભજન-ધૂન.

## કાર્તિકસુદિ ૧૫ સોમવાર-શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ.

સવારના ૮॥ થી ૯ મહાપૂજનતૈયારી.
૯ થી ૧૧॥ શ્રીમદ્ગુરુમહાપૂજન, શ્રીનાથસુબોધમાલા-નું અને શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૦ મા અંકનું વાચન, ને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં વંદન.

બાકીનો ક્રમ સુદિ ૧૪ પ્રમાણે.

## કાર્તિકવદિ ૧ મંગળવાર-સુદિ ૧૪ પ્રમાણે

**ઇષ્ટમંત્રનો જપ:**—સાધનક્રમના ત્રણે દિવસોમાં એટલે સુદિ ૧૪, ૧૫ ને વદિ ૧ એ સવારના ૬ થી બપોરના ૧૨ સુધી અને સાંજના ૪ થી રાત્રિના ૧૦ પર્યંત પૂજ્યપાદ કૃપાનાથના નિજમંદિરમાં અખંડ ધૂપદીપસાથે ઇષ્ટમંત્રનો અખંડજપ બંધુઓ અનુક્રમે કલાક કલાક હાજર રહી ચાલુ રાખવા ઇચ્છશે તો તેમને વ્યવસ્થા કરી આપવામાં આવશે. જે બંધુઓને તેનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે અગાઉથી પોતાનાં નામ વ્યવસ્થાપકને જણાવવાં.

**સાધનક્રમમાટેનાં વ્યાખ્યાનો:**—શાસ્ત્રવાચન તથા અભ્યાસમાં આગળ વધેલા બંધુઓએ નિષ્કામકર્મ, ઉપાસના, યોગ કે તત્ત્વજ્ઞાનના પ્રતિપાદક વિષયોમાંથી કોઇ એક વિષયપર વ્યાખ્યાન કાગળની એકબાજુએ માફ લખી લાવવું જોઇએ. વ્યાખ્યાનનો સમય બહુધાં અર્ધો કલાક રહેશે વ્યાખ્યાન મોઢે કરવું કે લખેલ વાંચવું તે વક્તાની ઇચ્છાપર રહેશે, પણ વ્યાખ્યાન લખી લાવવુ એ અનેક રીતે આવશ્યક વાત છે. એથી વ્યાખ્યાન માસિકમાં પ્રસિદ્ધ કરવામાટે પણ અનુકૂલતા થશે, માટે પુનઃ પણ વ્યાખ્યાન કરવા ઇચ્છનારાઓને વ્યાખ્યાન લખી લાવવાની ભલામણ કરવામાં આવે છે.

**અવશ્ય ધ્યાનમાં રાખવાયોગ્ય:**—સૌ બંધુબ્હેનોએ પોતાના આગમનની મિતિ મોડામાં મોડી સુદિ ૧૦ સુધીમાં જણાવી દેવી જોઇએ, કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂલતા રહે.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ વ્યાવહારિક વાર્તાથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ સાધનબળને ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

**શ્રીઉપદેશગ્રંથાવલિના નવા અંકો:**—જેઓ પૂર્ણિમાપર ન આવી શકે એમ હોય તેમણે ઉપદેશગ્રંથાવલિના જોઇતા અંકો પૂર્ણિમાપહેલાં ટપાલ રસ્તે અથવા સાથયોગે મંગાવી લેવા જોઇએ.

સાધનસમારંભના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

———:૦:———

## श्रीमन्नाथजयंतीमहोत्सव

### [ શ્રીઆનંદાશ્રમ-બીલખા ]

આશ્વિનસુદિ ૪ એ પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમન્નાથભગવાન્‌ની મંગલમય જન્મતિથિ હોઈ તે દિવસે પ્રતિવર્ષ આનંદાશ્રમમાં જયંતી-મહોત્સવ ઉજવાય છે. તે પ્રમાણે આ વર્ષે પણ આ મંગલમહોત્સવ ઉત્સાહપૂર્વક મોટા સભારંભસાથે ઉજવવામાં આવ્યો હતો.

સવારના સાત વાગે મહાપૂજનના નિયત થયેલા સમયે શ્રવણમંદિરમાં સુંદરરીતે શણગારેલા હિંડોળાપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબીજીને તથા એક સુંદર પાટલાપર પાદુકાજીને પધરાવી, સૌ બંધુઓ હાજર થતાં આરંભમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિએ મંગલોચ્ચારરૂપે વેદપાઠ કર્યા પછી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચારવિધિથી મહાપૂજન કરવામાં આવ્યું હતું, જેમાં આનંદાશ્રમવાસીઓ, બહારગામથી આવેલાં બંધુબહેનો અને બીલખાનાં બંધુબહેનો મળી આશરે ૧૦૦ માણસોએ લાભ લીધો હતો. પૂજનવેળા વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ બોલાતી હતી.

પૂજન થઈ રહ્યા પછી શ્રી૦ ભાઈશંકર ધનજી દવેએ શ્રીનાથસદ્‌ગુરુને હિંડોળે ઝૂલાવતાં સ્તુતિપૂર્વક ગલિત હૃદયે શ્રીનાથમહિમાસંબંધી થોડાં વચનો કહ્યાં હતાં.

ત્યાર પછી સવારના ૮॥ વાગે બીલખા સ્ટેટના નામદાર દરબાર **શ્રીરાવતવાળાસાહેબ**-તરફથી આવેલ બે ઘોડાની ગાડીમાં પૂજ્યપાદશ્રીનાં છબીજી તથા પાદુકાજી પધરાવી છડી, ચમર, છત્ર, ઘોડેસ્વારો, સ્કાઉટ, ને બેંડસાથે ધામધૂમથી ગામમાં વરણાગી ફેરવવામાં આવી હતી. માર્ગમાં ભાવિક ભક્તજનોએ ભાવલીન હૃદયે પૂજ્યપાદશ્રીનું પૂજન કર્યું હતું.

વરણાગીમાં બહારગામથી આવેલા બ્ર. શ્રીઆત્મપ્રકાશજી, શ્રી. ભાઈશંકર ધનજી દવે, શ્રી. પોપટલાલભાઈ, શ્રી. દયાળસિંહજી આદિ ગુરુબંધુઓ, આનંદાશ્રમમાં વસતા બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી અને સાધકો, શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ, શ્રી. કેવળચંદ કાનજી પારેખ ઉપરાંત ગામના સંભાવિત ગૃહસ્થો પૂજ્યાદશ્રીની ઘોડાગાડી આગળ ચાલતા હતા. માર્ગમાં શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ ને જયધ્વનિઓ તથા જયશંકરમહિમ્નસ્તોત્રાદિ બોલાતાં હતાં. આવી રીતે પૂર્ણ આનંદપૂર્વક ભાવિકજનોનાં પૂજનસત્કાર ગ્રહણ કરતાં કરતાં ગામના મુખ્યમાર્ગે ફરીને આશરે બે કલાકે વરણાગી આશ્રમમાં આવી હતી. ત્યાર પછી સૌ સજ્જનો, સ્કાઉટ, બેંડવાળા, ઘોડેસ્વાર આદિને પ્રસાદ વગેરે આપવામાં આવ્યું હતું.

આજના દિવસે બીલખાની ગુજરાતી નિશાળ, અંગ્રેજી નિશાળ, કન્યાશાળા તથા નવાગામની નિશાળમાં અભ્યાસ કરતાં આશરે ૬૦૦ બાલકબાલિકાઓઆદિને શ્રીઆનંદાશ્રમ-તરફથી પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં. દરેક શાળાઓમાં રજા પાડવામાં આવી હતી. આ પ્રસંગે ગુજરાતી શાળાના મુખ્ય મહેતાજીએ ગુજરાતી નિશાળમાં, અને આનંદાશ્રમના ઉપવ્યવસ્થાપક શ્રી. અંબાશંકર નાનજી જોશીએ કન્યાશાળામાં પ્રસંગોચિત વ્યાખ્યાન કર્યું હતું.

આ મહોત્સવમાં ભાગ લેવા આવેલા જિજ્ઞાસુઓ, વિદ્યાર્થીઓ, આનંદાશ્રમમાં વસતા સાધકો તથા સર્વ આનંદાશ્રમવાસીઓ આદિને પાટણનિવાસી ડો. શ્રી. વામનરાય જટાશંકર વસાવડાતરફથી ફલાહાર આપવામાં આવ્યું હતું. આ પ્રસંગનો લાભ લેવા આવનાર સાધકોએ

તથા આનંદાશ્રમવાસીઓએ આજે ઉપવાસપૂર્વકવ્રત કર્યું હતું.

સાંજના શ્રવણવેળાએ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર, બી. એ. એમણે લખેલો "કૃપાનાથ અને કર્મકાંડ" નામનો લેખ તેમના બંધુ શ્રી. દયાળસિંહજીએ વાંચ્યો હતો. ત્યારપછી વંથળીવાળા શ્રી. કાનજી પુરષોત્તમ દવેએ બે પદો ગાયાં હતાં; જે પૈકી એક આ અંકમાં અન્યત્ર આપવામાં આવેલ છે.

બીજે દિવસે એટલે શ્રીમન્નાથજયંતીના પારણાને દિવસે બીલખા ગામની ચોરાશી શ્રીઆનંદાશ્રમતરફથી જમાડવામાં આવી હતી, અને આનંદાશ્રમવાસી સાધકો તથા સર્વ આનંદાશ્રમવાસી વિદ્યાર્થીઓ આદિને શ્રી. વામનરાય જટાશંકર વસાવડા તરફથી મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતુ.

## अन्य स्थलोए उजवायेलो श्रीनाथजयंतीमहोत्सव

**શ્રીમોજીદડ–આનંદાશ્રમમાં** પણ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો ૮૪ મો **જયંતીમહોત્સવ** ઉત્સાહપૂર્વક ઉજવાયો હતો.

આ શુભપ્રસંગનો લાભ લેવા લીંબડીથી શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય તથા શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય સહકુટુંબ આવ્યા હતા. મોજીદડની ભાવિક પ્રજાએ પણ સદ્ભાવપૂર્વક સારો લાભ લીધો હતો. સવારના નવથી અગીઆર વાગ્યાસુધી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનાં પાદુકાજી તથા છબીનું વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. ત્યારપછી ભજનધૂન થયાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયાપછી શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્યે પ્રસંગાનુકૂલ "શ્રીસદ્ગુરુ માહાત્મ્ય" એ વિષયઉપર સુંદર વિવેચન કર્યું હતું.

બપોરનાં સાડાત્રણ વાગે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનાં છબીજી તથા પાદુકાજીને પાલખીમાં પધરાવી વાજતેગાજતે ભજનમંડળીસહિત ધામધૂમથી ગામમાં વરણાગી કાઢવામાં આવી હતી. રસ્તામાં ભાવિકજનોએ પોતપોતાને ઘેર પધરામણી કરી લાભ લીધો હતો. વરણાગી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના પ્રાકટ્યસ્થાને (જન્મગૃહે) લઈ જવામાં આવી હતી. ત્યાં પૂજનાદિ થયાપછી સાંજના ૭ વાગે વરણાગી આનંદાશ્રમમાં આવતાં એક સભા ભરવામાં આવી હતી. સભામાં ગામના અમલદારો તથા પ્રતિષ્ઠિતગૃહસ્થોએ હાજરી આપી હતી. તેમાં શ્રીમાન્ દુર્ગાશંકરભાઈએ તથા શ્રી. ત્ર્યંબકલાલભાઈએ પૂજ્યપાદશ્રીના જીવનઉપર તથા તેમાંથી લેવાના બોધઉપર મનનીય વિવેચન કર્યું હતું.

રાત્રે નવ વાગે આનંદાશ્રમના ઉપદેશક શ્રી. હરદત્તશર્માએ શ્રીનાથજયંતીમહોત્સવને અનુરૂપ વ્યાખ્યાન એક કલાકસુધી કર્યું હતુ. પછી દશથી એક વાગ્યસુધી ભજનકીર્તન અને નામધૂન કરવામાં આવ્યાં હતાં.

આ શુભપ્રસંગની ખુશાલીને અંગે બીજે દિવસે એટલે સુદિ ૫ ને દિવસે શ્રી. દુર્ગાશંકરભાઈતરફથી ગામના બ્રાહ્મણોની ચોરાશી કરવામાં આવી હતી.

**શ્રીલીંબડી–આનંદાશ્રમમાં** શ્રીમતી ગંગાબહેન તથા ગામનાં અન્ય ભાવિક બંધુ-ભગિનીઓએ એકત્ર મળી શ્રીનાથજયંતીને દિવસ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનુ યથાવિધિપૂજન કર્યું હતું. પૂજનકાર્ય સમાપ્ત થયાપછી શ્રીનાથચરિતામૃતમાંથી "મહાપુરુષ પ્રાકટ્ય" નામના પ્રકરણના કેટલાક ભાગનું વાચન કરવામાં આવ્યુ હતું.

**શ્રીઅમદાવાદ–આનંદાશ્રમમાં** શ્રી. જ્યેષ્ઠારામભાઈ, શ્રી. ચતુરભાઈ, શ્રી. જેઠાલાલ-ભાઈ આદિ ૩૦ થી ૪૦ બંધુબહેનોએ મળી **શ્રીનાથજયંતીને** દિવસ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું

વિધિપુર:સર પૂજન કર્યું હતું. પૂજનકાર્ય સમાપ્ત થયાપછી શ્રીઆનંદાશ્રમના ઉપદેશક શ્રી. જયશંકર ભટ્ટે "પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ અને આપણું શિષ્યોનું કર્તવ્ય" એ વિષય. ઉપર વિવેચન કર્યું હતું.

શ્રી. જેઠાલાલભટ્ટે ટુવાલજોડી ૧ પૂ. સદ્‌ગુરુશ્રીની સેવામાં અર્પણ કરેલ છે.

**મુંબઈમાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે ૮૪મો શ્રીનાથજયંતી-મહોત્સવ** બહુ. ભાવપૂર્વક ઉજવ્યો હતો, જેમાં નીચે પ્રમાણે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

**કાર્યક્રમ**

સવારના ૮ થી ૧૦ શ્રીસદ્‌ગુરુપૂજન, કાંદાવાડી-માધવભુવનમાં.

સાંજના માધવબાગ, ઉપરના હોલમાં.

૧: ૭ા થી ૮ા વેદઘોષ.

૨: ૮ા થી ૯ા શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ઠ લોકસંગ્રહી ગીતાવ્યાસ શ્રી. ૧૦૮ મહામંડલેશ્વર સ્વામીશ્રી **વિદ્યાનંદજી મહારાજ**નું પ્રવચન.

૩: ૯ા થી ૯ાા પૂજ્યપાદ આચાર્યશ્રી **શ્રીમન્નથુરામશર્માજી**ના જીવનપરિચયસંબંધે વક્તાઓનું કથન.

૪: ૯ાા થી વે. શા. સંપન્ન શ્રીમાન્ શાસ્ત્રીજી પુરુષોત્તમ નરહરિ ગોડસેનું શ્રીભગવદ્‌ગીતાના

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥** શ્લોકપર પ્રવચન.

**પોરબંદરમાં શ્રીઆનંદાશ્રમમંડળે ૮૪ મો શ્રીમન્નાથજયંતી-મહોત્સવ** ઉત્સાહ-પૂર્વક ઉજવ્યો હતો. સદ્‌ગુરુપૂજનમાં ૫૦-૬૦ માણસોએ ભાગ લીધો હતો. જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો:—

**કાર્યક્રમ**

સવારના ૭ થી રાત્રિના ૧૦ સુધી અખંડદીપપૂર્વક અખંડજપ.

,, ૮ થી ૧૦ાા શ્રીસદ્‌ગુરુપૂજન.

રાત્રિના ૮ થી ૧૦ હરિકીર્તન. વિષય:-સંતકવિ **શ્રીજયદેવપંડિત.** કીર્તનકાર શ્રી. મૂળશંકર મોહનલાલ પાઠક. કીર્તનશ્રવણમાં આશરે ૨૦૦ માણસોએ લાભ લીધો હતો

**કરાંચીમાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે શ્રીસદ્‌ગુરુજયંતીમહોત્સવ** પ્રેમપૂર્વક ઉજવ્યો હતો, જેનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો હતો

**કાર્યક્રમ**

પ્રાત:કાલ-આનંદાશ્રમમાં

૭ાા થી ૮ સંયમ

૮ થી ૮ા પૂજન

૮ા થી ૯ વચનામૃતશ્રવણ

૯ થી ૯ા વ્યાખ્યાન

૯ા થી ૧૦ા કીર્તનો

૧૦ા થી ૧૦ાા આરતી.

સાયંકાલ

૫ થી ૭ા વરણાગી

૭ા થી ૯ શ્રીગુરુદેવના જીવનચરિત્રપર વ્યાખ્યાનો.

વરઘોડો શ્રીઆનંદાશ્રમમાંથી સાંજના ૫ વાગે નીકળી, ગમસ્વામી ગાદીખાતા તથા રણછોડલેનમાં ફરી નાનકવાડામાં શ્રી કૃષ્ણનિવાસપાસે શ્રીલોહાણા હુન્નર ઉદ્યોગશાળાના મકાનમાં ૭ા વાગે આવી હતી. ત્યાર પછી ત્યાં વ્યાખ્યાનો થયાં હતાં વરઘોડામાં પૂજ્ય સ્વામી **શ્રીસિદ્ધનાથજીમહારાજ** પધાર્યા હતા અને પોતાની પ્રતાપમય વાણીવડે શ્રીસદ્ગુરુશ્રીના જીવનચરિત્રસંબંધે વ્યાખ્યાન આપ્યું હતું. અન્ય વક્તાઓનાં પણ સમયોચિત વ્યાખ્યાનો થયાં હતાં.

**ભાવનગરમાં શ્રીનાથજયંતીને** દિવસ શ્રીગીતાપાઠશાળામાં શ્રી મહાશંકરભાઈ ગવળ તથા શ્રી. ઓધવજીભાઈ બધેકા આદિ બધુઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યા પછી શ્રી મહાશંકરભાઈ ગવળે શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રવડે શ્રીસદ્ગુરુસ્તુતિ કરી હતી. પછી પૂજ્યપાદશ્રીના જીવનસંબંધે શ્રી ઓધવજીભાઈ બધેકાએ સુંદર વ્યાખ્યાન કર્યું હતું. ત્યારબાદ પંડિત શ્રીશ્યામસુંદરજીએ વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. પશ્ચાત્ પ્રસાદ લઈ મેળાવડો વિસર્જન થયો હતો.

**ગોધરામાં** શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડીને ઘેર શ્રી. માણેકલાલ નાનજી ચદારાણા આદિ બંધુબહેનોએ એકત્ર મળી શ્રીનાથજયંતીને દિવસે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

સિવાય કુંડલા વંથળી, કુતિયાણા ને જાંબુસરમાં પણ તે તે સ્થળનાં બધુબહેનોએ એકત્ર મળી શ્રીનાથજયંતીને દિવસ શ્રીસદ્ગુરુપૂજન કર્યું હતું કુંડલામાં પૂજનવેળા પાઠશાળાના શાસ્ત્રીજી, વિદ્યાર્થીઓ અને અન્ય જિજ્ઞાસુઓ મળી ૧૦૦ માણસોએ લાભ લીધો હતો.

———:०:———

## સ્વરૂપાવસ્થાન

આશ્વિન વદિ ૧૧ એ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના સ્વરૂપાવસ્થાનની તિથિ હોઇ તે દિવસે આરાધનારૂપે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું સર્વ આનંદાશ્રમવાસીઓએ તથા બીલખા-ગામનાં જિજ્ઞાસુઓએ એકત્ર થઈ સવારના ૯ા વાગે યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજન સમાપ્ત થયા પછી શ્રી. ભાઈશંકર ધનજી દવેએ તથા શ્રી. ગુલાબરાય અંબાશંકર ગવળે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના લૌકિકતનુના વિદ્યમાન સમયમા તેઓશ્રી દ્વારા થયેલા ઉપકારોનું અને અલૌકિકતનુવડે થઇ રહેલા ઉપકારોનું વિવેચન કર્યું હતું પછી શ્રી સમાધિમંદિરમાં શ્રીચરણ-પાદુકાનું પૂજન કરી ત્યાં શ્રીભગવદ્ગીતાના ૧૫મા અધ્યાયનો તથા શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ કરવામાં આવ્યો હતો.

સાંજે શ્રવણવેળાએ પંડિત શ્રી. રઘુનંદનજીએ મહાપુરુષો પોતાના પ્રાકૃતિક ને વૈકૃતિક તનુવડે જનસમાજના કલ્યાણમાટે કેવી રીતે ઉપકાર કરે છે તે સબંધી શાસ્ત્રીય વિવેચન કર્યું હતું. રાત્રે ભજન કીર્તન થયાં હતા.

આજે આનંદાશ્રમવાસીઓએ ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતુ, અને બ્રાહ્મણ બાળકો આદિને મિષ્ટાન્નભોજન અપાયું હતું.

———:०:———

## શ્રીમન્નાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્નો સદુપદેશ ]
( શ્રીકાર્તિકી (૧૯૯૮) પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે )

સ્તુતિ-નિંદાને સમ ગણે, તુલ્ય માન-અપમાન,
અરિ-મિત્રને સમ ગણે, જે પામ્યા નિજજ્ઞાન.



જ્ઞાન-નિષ્ઠા દૃઢ રાખીને, કામ-ક્રોધનો નાશ;
કરી સદા તે પદ વસો, જે પદ છે અવિનાશ. ૪૮૫
પોતાના ચિદ્રૂપને, ભૂલવું નહિ લગાર;
અન્ય સૌના ચિદ્રૂપને, જોવું વારંવાર. ૪૮૬
નિજસ્વરૂપમાં સ્થિર રહી, ત્યજવા સર્વે વિકાર;
ભૂલે નિજસ્વરૂપથી, ચ્યુત ન થવું લગાર. ૪૮૭
વિષયો મિથ્યા જાણીને, ન કરો તેનો સંગ;
સતત અતિ સાવધ રહો, ધારી ધૈર્ય અભંગ. ૪૮૮
ભૂત ભવિષ્યના વિષયનું, ન કરે ચિંતન લેશ;
વર્તમાનમાં જે રમે, તેને ન નડે ક્લેશ. ૪૮૯
બે વિષથી બીવું બહુ, રે'વું તેથી દૂર;
ધૈર્ય-જાગૃતિ રાખવાં, જોવું ચિદ્ ભરપૂર. ૪૯૦
વિઘ્નવિનાશક અતિશુચિ, શાંતિ-સુખ-ભંડાર;
તે બ્રહ્મના ધ્યાનથી, નાસે વિઘ્ન અપાર. ૪૯૧
પ્રાણકલા ને ચિત્તકલા, આતમ-અભિમુખ રાખ;
તેથી દુઃખો દૂર કરી, અનુપમ આનંદ ચાખ. ૪૯૨
મન વાણી ઇંદ્રિય જો, આતમમાં સ્થિર થાય;
તો સૌ વિઘ્નો દૂર થઈ, શાંતિસુખ રેલાય. ૪૯૩
ઇદં લીન અહંમાં કરો, અહં બ્રહ્મમોઝાર;
અખંડ એક બ્રહ્મ જોઈને, પામો ભવનો પાર. ૪૯૪
દાર દ્રવ્ય તૃષ્ણા ત્યજી, ત્યજી માનની આશ;
પરમારથદરશન કરી, કાપો સઘળા પાશ. ૪૯૫
મન બ્રહ્મમાં રાખીને, ત્યજવા સર્વ વિકાર;
ધૈર્યજાગૃતિ રાખવાં, ડગવું નહિ લગાર. ૪૯૬
મનોવૃત્તિની સંધિમાં, જોવું ચેતનરૂપ;
શ્વાસોચ્છ્વાસની સંધિમાં, વિલસે છે ચિદ્રૂપ. ૪૯૭
સર્વ દૃશ્યને બ્રહ્મમાં, કરવું લીન સદાય;
બધે એક બ્રહ્મ દેખવું, જોવું જડ ન જરાય. ૪૯૮

(ક્રમશઃ)

———:o:———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ભાદ્રપદમાસ]

[શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાની મોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડ દીપક, ભેટ, લવાજમ આદિની

ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

**શ્રીસદ્‌ગુરુપૂજન:**—આ માસમાં ભાદરવાસુદિ ૧૫ મે ચંદ્રગ્રહણને દિવસે તથા ભાદરવાવદિ ૩૦ સૂર્યગ્રહણને દિવસે અને શરદ્‌પૂનમની રાત્રીએ શ્રીઆનંદાશ્રમવાસીઓએ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનુ યથાવિધિ પૂજન કર્યું હતું.

**મુખ્યભેટ:**—આ માસમાં નીચે પ્રમાણે મુખ્ય ભેટ આવી છે:—

શ્રીમતી કસ્તૂરબહેન ગોવર્ધનદાસ–મુંબઈ. રૂ. ૨૦–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી, રૂ. ૧૫–૦–૦

**મકાનનિમિત્તે ભેટ:**—જોરાવરનગરવાળા સદ્‌ગત શ્રી. ગૌરીશંકર ભાઈશંકર ત્રિવેદીના સ્મરણાર્થે તેમનાં પત્ની શ્રીમતી સવિતાબહેને એક ઓરડો બંધાવી પૂજ્યપાદ સદ્‌ગુરુદેવને અર્પણ કરવા રૂ. ૨૦૦) બસો શ્રીઆનંદાશ્રમમાં અર્પણ કર્યા છે; તથા સીહોર (હાલ ભાવનગર)-નિવાસી શ્રી. ભાઈશંકર ધનજી દવેએ રૂ. ૧૨૫) એક ઓરડી બંધાવવાનિમિત્તે શ્રીઆનંદાશ્રમમાં અર્પણ કરવા વિચાર દર્શાવ્યો છે; અને તે પૈકી રૂ. ૬૦) તેમના તરફથી આવી પણ ગયા છે આ ઓરડી લાધાવાડીનાં મકાનસાથે બંધાવવાની છે, અને તેના ભાડાની રકમમાંથી પૂજ્યપાદશ્રીને પોષસુદિ ૧૨ ને દિવસ એક થાળ તથા આસોવદિ ૧૧ ને દિવસ બે થાળ ધરાવવાના છે.

જોરાવરનગરનિવાસી શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદીનાં પત્ની અ. સૌ. નિર્મળા બહેને શ્રીઆનંદાશ્રમના કૂવાઉપર એક પંપ પોતાના ખર્ચે નંખાવી આપ્યો છે.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેના બંધુઓ આદિ તરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:–

રૂ. ૨૨–૦–૦ સદ્‌ગત શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક–અમદાવાદ. હા. તેમનાં ધર્મપત્ની. રૂ. ૭–૮–૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી સ્ટેશનમાસ્તર–કેશોદ. રૂ. ૧૦–૦–૦ બાઈ લલિતા તે સદ્‌ગત શ્રી. નાથાલાલ કૃષ્ણદેવનાં વિધવા–સીગામ. રૂ. ૭–૮–૦ શ્રી. મોનજી જાદવજી–મોરબી. રૂ. ૧૪–૦–૦ સદ્‌ગત શ્રી અંબારામ નંદરામ શુક્લનાં વિધવા શ્રીમતી વિજયાગૌરી લક્ષ્મીશંકર–ધંધુકા સદ્‌ગત શ્રી મણિશંકર પૂર્ણાનંદ–અમદાવાદ. એમણે શ્રી.-આનંદાશ્રમને અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી એક મિષ્ટાન્નભોજન.

**થાળ:**—આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧–૪–૦ શ્રી. સોમજી વાલજી–ખડીઆ. રૂ. ૨–૮–૦ શ્રી. શિવલાલ બેચરલાલ–ઢાંક. (થાળ બે.) રૂ. ૧–૪–૦ શ્રી. તાપીશંકર જેશંકર–જંબુસર. રૂ. ૧–૪–૦ શ્રી. માનસિંહ નથુસિંહ ઠાકોર–કુતિયાણા. રૂ. ૨–૮–૦ શ્રીમતી પ્રેમબાઈ રામજી–કરાંચી. (બે થાળ) રૂ. ૩–૧–૯ શ્રીમતી કસ્તૂરબહેન ગોરધનદાસ–મુંબઈ. રૂ. ૧૦–૦–૦ અ. સૌ. આણંદી બહેન ભાયાલાલ ઠક્કર–દહાણું. રૂ. ૧–૪–૦ શ્રી. પુરષોત્તમ ભીમજી સ્ટેશનમાસ્તર–કેશોદ,

(૫) વિચારસરણી નિષ્પક્ષ ને તલસ્પર્શી અને પદ્ધતિ મંડનાત્મક હોવી જોઈએ.

(૬) લેખનું વસ્તુ જીવનને સ્પર્શે એવું, વ્યવહારપરમાર્થમાં પ્રકાશ પાડે એવું ને સંસ્કૃતિનું દ્યોતક હોય એમ રજૂ થવું જોઈએ.

———:૦:———

## અમૂલ્ય અવસર

સર્વે દીક્ષિત બંધુબહેનોને એ જાણીને આનંદ થશે કે:—

પોતપોતાને ગામે ને સ્થાને આપણા પ્રભુનાં પરમપાવન પાદુકાજીને પધરાવીને પૂજનાદિનો લાભ લેવાની જેમની ઇચ્છા હશે તેમને તેવો લાભ શ્રીઆનંદાશ્રમ–બીલખાને લખી જણાવવાથી મળી શકશે:

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલદેહે બિરાજતા હતા ત્યારે તો આપણા ગામે ને સ્થાને તેઓશ્રીને પ્રાર્થનાપૂર્વક પધરાવીને તેઓશ્રીના પરમકલ્યાણરૂપ ને પરમશાંતિરૂપ પૂજનસેવનનો અમૂલ્ય લાભ આપણે પોતે લેતા અને આપણાં બીજાં બંધુબહેનોને લેવરાવતા; અને એ રીતે આપણા જીવનને ઉલ્લાસતા ને ઉજાળતા!

હવે જો કે આપણા પ્રભુ સ્થૂલદેહે બિરાજતા નથી, છતાં એઓશ્રી સૂક્ષ્મસ્વરૂપે બિરાજી રહેલા છે અને આપણા જીવનને આધ્યાત્મિકતાવડે પોષી રહ્યા છે એ ચોક્કસ છે એમ આપણે શ્રદ્ધાપૂર્વક માનવાનું છે…!

હવે જે પાદુકાને વર્ષોસુધી એઓશ્રીના પરમપાવન ચરણારવિંદના સેવનનો સાક્ષાત્ લાભ મળેલો છે તે સામાન્ય પાદુકા મટી આપણાં પરમપૂજ્ય પાદુકાજી થયાં છે. અને તે પાદુકાજીમાં આપણા પ્રભુની પારમેશ્વરી શક્તિનું સંક્રમણ થયેલું હોવાથી તે પાદુકાજીના સ્પર્શનપૂજનથી આપણને કેવો અલૌકિક લાભ મળે એ અનુભવીઓથી અજાણ્યું નથી…!

હવે જ્યારે આપણા પ્રભુ સ્થૂલદેહે બિરાજતા નથી ત્યારે તો તેઓશ્રીનાં પરમસિદ્ધિદાયક પાદુકાજીને આપણા ગામે ગામે ને સ્થાને સ્થાને પધરાવવાની પરમકલ્યાણકર પ્રથાને ચાલુ કરવી-વિનાવિલંબે ચાલુ કરવી આપણેમાટે પરમહિતાવહ છે…!

આ પાદુકાજીની પધરામણીની પ્રથાથી આપણા ગામમાં ને સ્થાનમાં આધ્યાત્મિક જીવનનો પુનઃ સંચાર થશે અને આપણે પણ પુનઃ જીવનનો આનંદ અને ઉલ્લાસ અનુભવવા લાગશું…!

આ પ્રથાથી, આપણને, આપણા સમાજને, તેમજ આપણા દેશને અવશ્ય અનેક રીતે લાભ છે એ વિવેકીઓ સારી રીતે સમજી શકે એમ છે…!

જીવનમાં કોઇ અનેરો ઉલ્લાસ પૂરનાર આ પ્રથા આપણે આટલાં બધાં બંધુબહેનો શાસારુ વેળાસર શરુ ન કરીએ…અને એ રીતે આપણા પ્રભુનો શાંતિસંદેશ ઘરઘર પહોંચાડવાનો સેવાલાભ શાસારુ ન લઇએ… ?

આવો સર્વોત્તમ સેવાલાભ અવશ્ય લઇએ ને ધન્યજીવન થઇએ…!

જયનાથ! જયપ્રભુ!

———:૦:———

## खास निवेदन

શ્રીઆનંદાશ્રમમાં વિદ્યાલયના વિદ્યાર્થીઓમાટે આનંદાશ્રમમંડળના સજ્જનોતરફથી ભિન્નભિન્ન પ્રસંગે મિષ્ટાન્ન ભોજન આપવાની માગણીઓ આવે છે, અને તે પ્રમાણે વ્યવસ્થા કરતાં વિદ્યાર્થીઓને ઉપરાઉપર મિષ્ટાન્ન ખવરાવવાથી તેમના આરોગ્યઉપર માઠી અસર થાય છે, એટલુંજ નહિ પણ તેમની મનોવૃત્તિઉપર પણ અસર થઇ તેમના અભ્યાસમાં અડચણ થાય છે. આ બાબત ટ્રસ્ટીમંડળમાં ચર્ચા થતાં સર્વાનુમતે એમ ઠરાવવામાં આવે છે કેઃ—

વિદ્યાર્થીઓને પ્રતિમાસે બે મિષ્ટાન્ન ભોજન (બહારથી આવ્યાં હોય તો) અનધ્યાયના દિવસે આપવાં, ઉપરાંત તેમને શ્રીઆનંદાશ્રમના તહેવારના દિવસોમાં પણ ચાલુ રીતે મિષ્ટાન્ન ભોજન આપવાનું રાખવું.

જે જે ગૃહસ્થોને શ્રીઆનંદાશ્રમના વિદ્યાલયના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કે સાદું ભોજન આપવાની ઇચ્છા થાય તેમણે પોતાની ઇચ્છા પ્રમાણેની રકમ વિદ્યાર્થીઓના ભોજનખર્ચમાટે મોકલવી જોઇએ. હાલ વીશ વિદ્યાર્થીઓ છે તેના મિષ્ટાન્ન ભોજનનો આશરે રૂા. ૭-૮-૦ અંકે રૂપિયા સાડા સાત ને સાદા ભોજનનો આશરે રૂા. ૫-૦-૦ અંકે રૂપિયા પાંચ ખર્ચ આવવા સંભવ છે.

અમુક દિવસેજ વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપવાની કોઇ ગૃહસ્થની ઇચ્છા થાય તો તેમણે ઉપર પ્રમાણે રકમ મોકલેથી તેમનાવતી તે રકમ પૂજ્યપાદશ્રીની સેવામાં ધરી તે મિતિએ જમા કરવામાં આવશે, ને વિદ્યાર્થીઓના હિતને અર્થે આનંદાશ્રમતરફથી તેમને મિષ્ટાન્ન ભોજન કરાવવાની વા સાદું ભોજન કરાવવાની જે વ્યવસ્થા થાય તેમાં દ્રવ્ય મોકલનાર ગૃહસ્થે સંતોષ માનવો જોઇએ. વિદ્યાર્થીઓનું આરોગ્ય બગડે તેમજ તેમના અભ્યાસમાં અડચણ આવે તેવી રીતે મિષ્ટાન્ન ભોજન કરાવવાનો આગ્રહ સજ્જન ગૃહસ્થો નહિજ રાખે એવી આશા રાખવામાં આવે છે. તેમણે મોકલેલું દ્રવ્ય વિદ્યાર્થીઓના ભોજનખર્ચમાંજ વપરાશે એ પુનઃ જણાવવામાં આવે છે.

——:o:——

## खास भलामण

પૂજ્યપાદ કૃપાનાથ સ્થૂલરૂપે આપણી મધ્યે બિરાજતા ન હોવાથી આપણ સૌને માટે જેમ એઓશ્રી સ્થાપિત આનંદાશ્રમો તથા એઓશ્રીપ્રણીતગ્રંથો અવલંબનરૂપે છે, તેમ એઓશ્રીના સદુપદેશને પ્રકટ કરતું ને એઓશ્રીના આનંદાશ્રમોમાં ચાલી રહેલી પ્રવૃત્તિની માહિતી આપતું "આનંદાશ્રમ" માસિકપત્ર પણ આપણામાટે અવલંબનરૂપ છે.

આથી "આનંદાશ્રમ" માસિકપત્રનો લાભ આપણે પ્રત્યેકે લેવો જોઇએ એટલુંજ નહિ, પરંતુ એનો લાભ આપણાં સગાંસંબંધીઓ તથા મિત્રમંડળ આદિ પણ લે એવી પ્રવૃત્તિ હૃદયપૂર્વક કરવી એ આપણું એક ખાસ અગત્યનું કર્તવ્ય છે.

આપણા નાથપ્રભુના આનંદાશ્રમના મુખપત્રરૂપ "આનંદાશ્રમ" માસિકપત્રનો પ્રચાર કરવો એ પણ એક સાત્ત્વિક સેવા છે.

——:o:——

વર્ષ ૧૦ મું
કાર્તિક
અંક ૬ ઠ્ઠો
સંવત્ ૧૯૯૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્ગુરુમહિમા. | ૧૨૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૨૨ |
| ૩ | કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ. | ૧૨૩ |
| ૪ | શ્રીકાર્તિકી પૂર્ણિમાના આધ્યાત્મિક સાધનક્રમનો પ્રસ્તાવ. | ૧૨૪ |
| ૫ | ગૃહસ્થને આવશ્યક અતિથિસત્કાર. | ૧૨૭ |
| ૬ | Appreciation. | ૧૨૯ |
| ૭ | ગુણજ્ઞતા. | ૧૩૦ |
| ૮ | "શ્રીસદ્ગુરુદેવમહિમા". | ૧૩૦ |
| ૯ | પરચુરણ ભેટ. | ૧૩૫ |
| ૧૦ | સંવત્ ૧૯૯૮ના કાર્તિકીપૂર્ણિમાના મહાપૂજનની ભેટ. | ૧૪૨ |


---

 ખાસ વાંચો 

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

### જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.

સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૮ કાર્તિક [ અંક ૬

## શ્રીસદ્ગુરુમહિમા

[ભક્તકુલદીપકઃ શ્રી નરસિંહ મહેતા]

રાગ સામેરી

ગુરુપદ વંદી રે વાણી ઓચરૂં રે, હું છું બાળક અબુધ અજાણ;
અપરાધ સામું રે, મા જોશો દયાનિધિ રે, બોલ્યું અબોલ્યું કરજો પ્રમાણ ગુરુ૦ ૧

ભવસાગરમાં રે ગુરુ–નાવે હું ચઢ્યો રે, સહેજમાં આવ્યો સાગરપાર,
હોડ હીલ્લાં તો તે મુઝને નવ નડ્યાં રે, સદ્ગુરુ સાવધ હાંકણહાર ગુરુ૦ ૨

વેપાર તો કીધો રે હરિનામનો રે, કીધો ગુરુરૂપી દલાલ;
માલ હોરાવ્યો રે સુગમ સોંઘો કરી રે, આ ભવમાં કીધો ન્યાલ ગુરુ૦ ૩

ગુરુમહિમાનો રે પાર કયમ લહું રે, થાકી સરસ્વતી થાકા વેદ;
શિવ સનકાદિક રે વરણી નવ શક્યા રે, એવો ભારે ગુરુગુણનો ભેદ ગુરુ૦ ૪

ગોવિંદથી અદકા રે સદ્ગુરુ ગુણનિધિ રે, અધમ ઉધારણ કહાવે નામ,
તન મન અરપી રે સેવા સદા કરું રે, નમી <u>નરસૈંયો</u> કરે પ્રણામ. ગુરુ૦ ૫

———:o:———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમાત્માનું સ્વરૂપ, આત્માનું સ્વરૂપ, મોક્ષનું સ્વરૂપ ને મોક્ષનાં સાધનોનું સ્વરૂપ સમજવા ઉમંગપૂર્વક યથાયોગ્ય પ્રયત્ન શાસ્ત્રથી ને યુક્તિથી કરવો.

અંતઃકરણમાં સત્ત્વગુણનો વધારો કરી, ઉત્તમ પ્રકારે સ્વકર્તવ્યપરાયણ રહેવાથીજ આ લોકમાં સુખ ને પરલોકમાં મહાલાભ થાય છે.

શાંતિ સર્વે દુઃખોની નિવૃત્તિ કરનાર ને પરમાનંદ આપનાર છે, માટે વિવેકવૈરાગ્યવડે શાંતિનો વધારો કરવા નિરંતર પ્રયત્નશીલ રહેવું.

પરમાનંદાનુભવવાળું બ્રહ્મવેત્તાનું જીવન ચક્રવર્તી રાજાથી અનેકગણું શ્રેષ્ઠ છે, ને અજ્ઞાનીનું જીવન તેથી વિપરીત છે. ભગવાન્ વસિષ્ઠ પણ કહે છે કેઃ-

वरं शरावहस्तस्य चांडालागारवीथिषु ।
भिक्षार्थमटनं राम न मौर्ख्यहतजीवितम् ॥[1]

પોતાના મનને શુદ્ધ, એકાગ્ર ને પરમાત્માના સ્વરૂપના જ્ઞાનવાળું કરવાથી સંસારમાં રહ્યા છતાં પણ માણસ મુક્તિ મેળવી શકે છે.

લગ્ન કરી પોતાના મન તથા ઇંદ્રિયોને ઘટતી રીતે વશ રાખીને જો માણસ વર્તે તો તેને લગ્ન મુક્તિમાં બંધનરૂપ ન થાય.

એકલા વૈરાગ્યથીજ મુક્તિ ન થાય, પણ પરમાત્માના જ્ઞાનથી મુક્તિ થાય.

સંસારમાં સંપૂર્ણ દોષદર્શન થયા વિના તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો અંતઃકરણમાં બહુ વેગ પ્રકટ્યાવિના સગાંવહાલાંનો ત્યાગ કરી વૈરાગ્યનો વેષ ધારવો ઠીક નથી.

જેને નજીકનાં સગાવહાલાં ન હોય ને સંસારનાં બીજાં કાંઈ બંધનો ન હોય તોપણ વિષયોમાં દોષદર્શન પ્રકટ્યાવિના વૈરાગ્યનો વેષ ન ધારવો. તેણે સંસારમાં રહેલાં દુઃખોનો વારંવાર વિચાર કરી, તેમાં દોષદર્શન કરી, પછી મન વૈરાગ્યવાળું થાય ત્યારે વૈરાગ્યનો વેષ ધારણ કરવો.

પરમાત્માનું સ્મરણધ્યાન કરવું, સારા વિચાર કરવા, સારી ચાલે ચાલવું ને પોતાના મનને શુદ્ધ તથા એકાગ્ર કરવું તે પરમાત્માપ્રતિની ફરજ બજાવેલી ગણાય. સગાંવહાલાંનું માન જાળવવું ને તેમનું ઘટે તે રીતે પોષણ કરવું તે તેમના પ્રતિની ફરજ બજાવેલી ગણાય. આ બંને ફરજો જેટલે દરજ્જે બજાવાય તેટલે દરજ્જે ધર્મ પાળ્યો ગણાય.

( ક્રમશઃ )

---*---

[1] હે શ્રીરામચંદ્રજી! હાથમાં શકોરૂં લઈને ચાંડાલની શેરીઓમાં ભિક્ષા માગવામાટે ફરવું સારું છે, પણ અજ્ઞાનથી હણાયેલું જીવન સારું નથી.

## कार्तिकी पूर्णिमानो महापूजनमहोत्सव तथा आध्यात्मिक साधनक्रम

**[ શ્રીઆનંદાશ્રમ બીલખા ]**

ગયા આશ્વિનમાસના અંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિકસુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્‌ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળપ્રસંગનો લાભ લેવા માટે મુંબઈ, કરાચી, અમદાવાદ, સુરત, ગોધરા, દીવા, સાણંદ આદિ ગુજરાતમાંથી તથા કાઠિયાવાડ આદિ સ્થળોએથી આશરે ૩૦૦ બંધુબહેનો આવ્યાં હતાં.

કાર્તિકસુદિ તેરશની રાત્રે શ્રવણમંદિરમાં નિયતસમયે સૌ એકત્ર થયાં હતાં, અને શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, વેદાંતભૂષણ એમણે આધ્યાત્મિકસાધનક્રમના ઉદ્‌ઘાટનપ્રસંગનું વ્યાખ્યાન કર્યું હતું, જે આ અંકમાં અન્યત્ર આપવામાં આવે છે.

જામનગરથી પૂજ્ય પંડિત શ્રીમાયાપ્રસાદજી, તેમના શિષ્ય શ્રીશાંતિપ્રસાદજી, અને પૂજ્ય સ્વામીજી શ્રીમાધવતીર્થજી પણ આધ્યાત્મિક સાધનક્રમના દિવસોમાં આનંદાશ્રમમાં હતા પૂજ્ય સ્વામીજી શ્રીમાધવતીર્થજીએ પોતાના નિવાસદરમ્યાન પોતાની મધુરવાણીવડે સદુપદેશનો લાભ આપ્યો હતો. પૂજ્ય પંડિત શ્રીમાયાપ્રસાદજીએ કાર્તિકસુદિ ૧૪, ૧૫, ને વદિ ૧ એમ ત્રણે દિવસ સ્વાનુભવયુક્ત પ્રૌઢતાપૂર્ણ શાસ્ત્રીયશૈલીને અનુકૂલ રીતે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના પુનીત જીવનસંબંધે તથા જ્ઞાનપ્રક્રિયાસંબંધે રહસ્યમય વ્યાખ્યાનો આપ્યાં હતાં. જેનો સાર "આનંદાશ્રમ"ના હવે પછીના અંકમાં આપવામાં આવશે પૂજ્ય પંડિતજીના શિષ્ય શ્રીશાંતિપ્રસાદજીએ પણ એક દિવસ લલિત સંસ્કૃતભાષામાં પોતાના નામાભિધાનને ઘટે તેવી રીતે સ્વધર્મપાલનથી મનુષ્ય કેવી રીતે સુખ પ્રાપ્ત કરી શકે છે એ વિષયને અનુલક્ષીને વિવેચન કર્યું હતું.

કાર્તિકસુદિ ૧૫ સોમવાર સવારના ૯ વાગે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા શાસ્ત્રીજીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલાતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રીમાન્ મહારાણીદાસભાઇએ લખેલા ને પોતેજ પ્રસિદ્ધ કરાવેલા શ્રીઉપદેશગ્રંથાવલિના "**श्रीसद्‌गुरु**" નામના ૧૦૦મા અંકનું, તથા પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી પ્રણીત દોહરા "**श्रीनाथसुबोधमाला**"નું વાચન કર્યું હતું.

ત્યારપછી જામનગરવાળા સદ્‌ગત ગુરુબંધુ શેઠ રવજી દેવજી ગાંધીના આત્મકલ્યાણાર્થ, સદ્‌ગતનાં ધર્મપત્ની ગં. સ્વ. મોંઘીબેન તથા શેઠ શ્રી. છગનલાલભાઈ ને શેઠ વેલજી ગાંગજીભાઇએ અર્પણ કરવા આણેલી, પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનાં પૂજ્ય પ્રતિમાજીના સિંહાસનની પીઠિકા, ચાંદીના પતરામાં સુંદર નકશીવાળી, તથા સોનેરીરૂપેરી ઝીકથી ભરેલી, પૂજ્ય પંડિતશ્રી માયાપ્રસાદજીના શુભ હસ્તે ધરાવવામાટે જામનગરવાળા ગુરુબંધુ વકીલ શ્રી. કાનજીભાઈ કવિએ તથા શ્રી. દયાળસિંહજીભાઇએ પ્રારંભમાં કેટલુંક પ્રસંગોચિત વ્યાખ્યાન કર્યું હતું; ને પૂજ્ય પંડિતજીને મંદિરમાં પધારવામાટે વિનતિ કરી હતી, એટલે તેઓશ્રીએ શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં પધારી પીઠિકા ધરાવવાનું મંગલ કાર્ય કર્યું હતું. આજના પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનનો લાભ લેવા માટે બીલખાના ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ, ના. રાણીસાહેબ, પોતાના નાનાભાઈ હાપીભાઈ સાહેબ, અને અધિકારીવર્ગસહિત પધાર્યા હતા.

કાર્તિક સુદિ ૧૫ની રાત્રે જામનગરવાળા પ્રસિદ્ધ કીર્તનકાર શાસ્ત્રી શ્રી૦ ક્ષેમેશ્વરભાઇએ સંકીર્તન કર્યું હતું, જેનો લાભ આધ્યાત્મિક સાધનક્રમમાં આવેલાં બંધુબહેનો ઉપરાંત ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ અને તેમના બંધુ તથા ખરવાળા તાલુકાના ના. દરબારશ્રી અમરાવાળા સાહેબ ને તેમના અધિકારીવર્ગે લીધો હતો.

પૂજ્ય બ્રહ્મચારી શ્રી આત્મપ્રકાશજીએ તથા ભાવનગરનિવાસી શ્રી૦ જીવણરામ મકનજી ભટ્ટે તથા જામનગરનિવાસી શ્રી૦ કાનજીભાઇ વકીલે પૂજ્યપાદશ્રીના સંસ્મરણોવિષે શ્રવણ કરાવ્યું હતું.

સાધનક્રમના દિવસોદરમ્યાન પૂજ્યપાદ સદ્‌ગુરુદેવનાં નિજમંદિરમાં ઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં કાર્તિક સુદિ ૧૩થી વદિ ૧સુધી ભિન્ન ભિન્ન બંધુઓએ ધૂપદીપસાથે ક્રમપૂર્વક એકેક કલાક જપ કરવામાં યથાશક્ય ભાગ લીધો હતો.

શ્રીસદ્‌ગુરુ માહાપૂજનભેટમાં ના. દરબાર શ્રીરાવતવાળાસાહેબનાં રાણીશ્રીએ રૂ. ૧૦૧) ધર્યા હતા, અને હવે પછી પ્રતિવર્ષ કાર્તિકીપૂર્ણિમાની મહાપૂજનભેટમાં રૂ. ૧૦૧) ધરવાને લગતું લેખિત નિવેદનપત્ર પણ રાજ્ય તરફથી ધરાયું હતું.

સાધનક્રમના દિવસોમાં નીચેના ગૃહસ્થોતરફથી મિષ્ટાન્નભોજન અપાયાં હતાં:-

૧ કાર્તિક સુદિ ૧૪ રવિવાર એક ભક્તજન-મુંબઈ.

૨ „ „ ૧૫ સોમવાર. સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર. તેમણે અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી હા. ગં. સ્વ. મોંઘીબહેન તથા શ્રી. છગનલાલભાઈ.

૩ કાર્તિક વદિ ૧ ભોમવાર. સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર-ભાવનગર. હા. શેઠ ઇન્દુકુમાર ભાયાલાલ ઠક્કર-ભાવનગર.

૪ કાર્તિકવદિ ૧ બુધવાર. ગંગાસ્વરૂપ માતુશ્રી જાનબાઇ બહેન-ખડખડ.

**અન્ય સ્થળોએ થયેલું શ્રીસદ્‌ગુરુદેવનું પૂજન:**—કાર્તિકીપૂર્ણિમાના દિવસે નીચે લખેલાં સ્થળોએ પણ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું પૂજન કરવામાં આવ્યું હતું:—

શ્રીઆનંદાશ્રમ-પોરબંદર, શ્રીઆનંદાશ્રમ-મોજીદડ, શ્રીઆનંદાશ્રમ લીંબુડા, શ્રીઆનંદાશ્રમ પ્રાંસ્લા, શ્રીઆનંદાશ્રમ કરાંચી, શ્રીઆનંદાશ્રમ-અમદાવાદ, ને શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ, શ્રીઆનંદાશ્રમ-કુંડલા, કુતિયાણા, ને જામજોધપુર.

## શ્રીકાર્તિકી પૂર્ણિમાના સાધનક્રમનો પ્રસ્તાવ.

**[ લેખક: શ્રી૦ મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]**

બંધુઓ અને બહેનો !

વિક્રમવર્ષ ૧૯૯૮ના વર્ષની કાર્તિકી પૂર્ણિમાએ પૂરું થતું ચાતુર્માસ્ય (વર્ષા ઋતુમાં કરવાનું નક્કી કરેલું સાધનકર્મ) સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌નાં મોક્ષપ્રદ પાવન ચરણારવિંદનું મહાપૂજન કરી સમાપ્ત કરવાના શુભ પ્રસંગનો લાભ લેવા આપણે સર્વે પૂજ્યચરણ સદ્‌ગુરુપરમાત્માના ધામભૂત આ આનંદાશ્રમમાં એકત્ર થયેલાં છીએ. તે મહોત્સવનો કાલે પ્રાત:કાલથી પ્રારંભ થશે. તેના પ્રસ્તાવમાં પ્રથમ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌નાં સ્તવન તથા પ્રાર્થનાવડે આપણા મંગલાચરણની સિદ્ધિ કરીએ.

**सुदुर्दर्श सुगम्भीरं ब्रह्मरूपं सनातनम् ।**
**बुध्वा नाथं स्वरूपस्थं नमस्कुर्मो यथाबलम् ॥ १ ॥**

તત્ત્વસ્વરૂપમાં સ્વરૂપાવસ્થાન કરી રહેલા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનને, દર્શન જેનું ઘણું દુર્લભ છે એવા, સ્વરૂપ જેનું ઘણું ગંભીર છે એવા, તથા હોવું જેનું સનાતન છે એવા બ્રહ્મસ્વરૂપે જાણીને તેમના તે સ્વરૂપમાં તેમને નમસ્કાર કરવાના અમારા

સામર્થ્યને અનુસરીને અમારાથી થઇ શકે તેટલા નમસ્કારો અમે એઓશ્રીની પાવન સેવામાં સમર્પણ કરીએ છીએ. ૧

योगप्रत्यक्षसुलभं लोकप्रत्यक्षदुर्लभम् ।
बुध्वा नाथं स्वरूपस्थं नमस्कुर्मो महेश्वरम् ॥ २ ॥

પોતાના મહેશ્વરસ્વરૂપમાં સ્વરૂપાવસ્થાન કરી રહેલા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનને લોકમાં પ્રત્યક્ષ કરવાની રીતે પ્રત્યક્ષ કરવાનું કરતાં જેમનું દર્શન ઘણુ દુર્લભ છે, અને યોગવડે સાક્ષાત્કાર કરવાની રીતે સાક્ષાત્કાર કરવાનું કરતાં જેમનું દર્શન ઘણુ સુલભ છે એવા મહેશ્વરરૂપે જાણીને તેમના તે સ્વરૂપમાં તેમને નમસ્કાર કરવાના અમારા સામર્થ્યને અનુસરીને અમારાથી થઇ શકે તેટલા નમસ્કારો અમે એઓશ્રીની પાવન સેવામાં સમર્પણ કરીએ છીએ. ૨

संसारदीर्घरुग्णस्य सकलौषधिदायकं ।
स्वरूपस्थं मुदा नाथं समक्षं विद्महे सदा ॥ ३ ॥

સંસારરૂપ રોગવડે દીર્ઘ સમયથી રોગી થયેલાને રોગ અવશ્ય મટે એવી ઔષધિ દેનારા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્ પોતાના મૂળ સ્વરૂપમાં સ્વરૂપાવસ્થાન કરી રહેલા છે, છતાં, અમે તેમને સદા પ્રસન્નતાવડે અમારી સમક્ષજ વિરાજમાન જાણીએ છીએ. ૩

शरणागतदीनार्तपरित्राणपरायणम् ।
स्वरूपस्थं सदा नाथं शरणं त्वागता वयम् ॥ ४ ॥

પોતાને શરણે આવેલા દીન અને દુઃખીનું પરિત્રાણ કરવામાં એટલે તેને પાછું કદી દીન કે દુઃખી થવું ન પડે એવું કરવામાં સદા તત્પર રહેનારા સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્ પોતાના મૂળ સ્વરૂપમાં સ્વરૂપાવસ્થાન કરી રહેલા છે, છતાં અમે નિશ્ચય એઓશ્રીનેજ શરણે આવી રહેલાં છીએ. ૪

चतुर्मासं ब्रह्मसंस्थं बोधकर्मपरायणं
पूजयामो वयं सर्वे नाथसद्गुरुमद्वयं ॥ ५ ॥

બ્રહ્મસ્વરૂપમાંજ સારી પેઠે સ્થિતિ કરી રહેનારા ચોમાસામાં બોધ એટલે ઉપદેશરૂપ એકજ વ્યવસાયને પરાયણ રહેનારા, અને અજોડ એવા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનને અમે સર્વે પૂજીએ છીએ. ૫

प्रसन्नो भव पूजातो या कृताऽत्र यथा तया ।
कृपया भव प्रत्यक्षो भक्तानां भक्तवत्सल ॥ ६ ॥

અહિં અમે આપ ભગવાનની જે કંઈ પૂજા કરીએ તથા જે જેવીતેવી પૂજા કરીએ તે વડે આપ ભગવાન્ પ્રસન્ન થાઓ.

અને હે ભક્તવત્સલ! આપ ભગવાનનાં ભક્તજન એવાં અમને આપ ભગવાનનાં કૃપા કરીને દર્શન આપો ૬

ઉપર પ્રમાણે શ્રીસદ્‌ગુરુપરમાત્માનાં સ્તવન તથા પ્રાર્થનાવડે આપણા મહોત્સવના આરંભનું મંગલાચરણ સિદ્ધ કરીને હવે પ્રસંગને અનુસરતાં અભિનંદનનાં વચનો કહું છું.

ડાહ્યાં એટલે અનુભવી જનો કહે છે કે સારા કામમાં સો વિઘ્નો આડાં આવે છે, એટલે કે સારાં કામો થઈ શકવાં એ ઘણુ કઠિણ છે.

એમનાં એ વચનની વાસ્તવિકતાનો વિચાર કરતાં પણ એમનું એ વચન વાસ્તવિક

છે એમ જણાય છે.

કર્મ કરવું એ તો પૃથ્વીમાં બી રોપવાતુલ્ય છે.

રોપેલા બીના ફળનો આધાર તેના પરિપાકપર રહે છે.

પરિપાક થતાં સમય લાગે તેટલો સમય ધીરજ અવશ્ય ધરવી જોઇએ.

દ્વંદ્વાત્મક આ જગતમાં કર્મ પણ દ્વંદ્વાત્મક છે.

કર્મ સારાં પણ હોય છે, ને કર્મ નઠારાં પણ હોય છે.

સારાં કર્મ તે કહેવાય જેનું ફળ સારું હોય, ને નઠારાં કર્મ તે કહેવાય જેનું ફળ નઠારું હોય.

કર્મનું ફળ દૈવી સત્તાથી થાય છે.

કર્મનું ફળ થવામાં મનુષ્યના કોઇ યત્નની અગત્ય રહેતી નથી.

કર્મનું ફળ દૈવી સત્તાથી થતું હોવાથી તે અવશ્ય ભોગવવું પણ પડે છે. કર્મનું ફળ ભોગવવામાં મનુષ્યની ઇચ્છા કે સ્વતંત્રતાને અવકાશ નથી.

નઠારાં કર્મનું ફળ જેમ મનુષ્યને અવશ્ય ભોગવવું પડે છે, તેમ સારાં કર્મોનું ફળ પણ મનુષ્યોને અવશ્ય ભોગવવું પડે છે.

આથી સારા કામના ફળ ભોગમાં કાંઇ વિઘ્ન આડાં આવતાં હોવાનું કહેવામાં આવતું નથી.

જ્યાં ફળભોગમાં વિઘ્ન દેખાય છે ત્યાં જે કર્મનું તે ફળ હોય તે કર્મમાંજ કાંઇ વિઘ્ન રહેલું હોવાનું અનુમાન થાય છે.

કર્મ કરવામાં મનુષ્યની ઇચ્છા તથા સ્વતંત્રતાને અવકાશ હોવાથી મનુષ્ય ધારે તો સારાંજ કર્મો કરી શકે, અને તે જેમ કરવાં જોઇએ તેમ યથાવત્ કરી શકે, પણ આ જગત્નું સર્વથા નિયમન કરનારા પરમેશ્વરની મોહિની માયાના પ્રભાવથી કર્મ કરનારાઓ બહુધા નરસાં કર્મો કરવાના સ્વાભાવિક ઢાળવાળા હોય છે.

દૈવીસંપત્તિસમન્વિત સત્પુરુષોને સારાં કર્મો કરવાનો ઢાળ પણ સ્વાભાવિક હોય છે. તેમને પણ પરમેશ્વરની ભ્રામરી માયાના બળથી સારાં કર્મો કરવામાં અનેક વિઘ્નો આડાં આવે છે.

આ જગત્નું નિયમન કરનારા પરમેશ્વર આ જગત્નું નિયમન બહુધા જીવોનાં કર્મોને અનુસરીને કરે છે. આથી નઠારાં કર્મો કરવાપ્રતિ સ્વાભાવિક ઢાળ હોવો વા સારાં કર્મો કરવા પ્રતિના ઢાળવાળાઓને સારાં કર્મો કરવામાં વિઘ્ન નડવાં એ સર્વ જેના તેના પોતાનાજ કર્મોપર બહુધા આધાર રાખે છે; પરંતુ કર્મને અનુરૂપ નિયમન પરમેશ્વરની માયાશક્તિવડે થતું હોવાથી વિઘ્નો માયાના બળથી નડે છે એમ પણ કહી શકાય.

સારાં કામો પણ ઊતરતાચડતા પ્રકારનાં હોય છે.

તેમાં કર્મોનો પ્રકાર જેમ ચડતો તેમ તેમાં વિઘ્નનું પ્રમાણ વધારે હોય. આપણે અહિં આપણા સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્નું મહાપૂજન કરવા તથા તે પ્રસંગને ઉચિત મહોત્સવ ઉજવવા એકત્ર થયાં છીએ તે આપણું કર્મ લૌકિક રીતનાં બીજાં કર્મોની અપેક્ષાએ ઉંચામાં ઉંચું કર્મ છે; કારણ કે એ કર્મના પરિપાકે તેના ફળરૂપે કરનારની ઇચ્છા પ્રમાણે તેને ફળ મળે છે, એટલે કરનારની ઇચ્છા આ લોકના સુખની હોય તો તેને આ લોકનું સુખ સાંપડે છે, કરનારની ઇચ્છા પરલોકના સુખની હોય તો તેને પરલોકનું સુખ સાંપડે છે, કરનારની ઇચ્છા અલૌકિક એવા તત્ત્વસુખની હોય તો

તેને અલૌકિક એવું તત્ત્વસુખ સાંપડે છે, એટલુંજ નહિ પણ ઉપર કહેલાં કોઈ બે અથવા ત્રણે સુખોની કરનારની ઇચ્છા હોય તો તેને તે બે અથવા ત્રણે સુખો સાંપડે છે. વળી આ કર્મ આપણા સ્વધર્મરૂપ કર્મ હોવાથી આપણી અલૌકિક એવા તત્ત્વસુખની તો ઇચ્છા ન હોય તો ઉપજાવીને પણ અંતે આપણને અલૌકિક એવું તત્ત્વસુખ તો અવશ્ય સાંપડે એવા ક્રમમાં આપણને મૂકી દે છે.

આવું ઉંચું સારું કામ કરવા માટે અહિં આવી મળવામાં આપણને અનેક વિઘ્નો થવાં જોઇએ એમ માયાના સ્વરૂપને યથાવત્ જાણનાર ડાહ્યાં એટલે અનુભવી મનુષ્યો કહી શકે. પણ આપણને તેવું કોઇ વિઘ્ન નડેલું નથી વા નડેલું હોય તો તેનો પ્રતીકાર થઇ શક્યો છે તે જોતાં આપણા શ્રીસદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાનની આપણા ઉપરની અલૌકિક કૃપાના યોગે આપણાં અનિષ્ટ કર્મોનો પરાભવ અને પારમેશ્વરી વ્યવસ્થાપક શક્તિની અનુકંપાને લીધે તેમ થયેલું છે એમ આપણે માની શકીએ. આપણા શ્રીસદ્‌ગુરુ-પરમાત્મા શ્રીમન્નાથભગવાનની કૃપાનાં આપણે પાત્ર થયેલાં છીએ તેથીજ આપણે સર્વે ખરેખર ધન્ય થયેલાં છીએ.

આપણા પૂજ્યચરણ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનનો આનંદાશ્રમ આપણા સર્વેને હાર્દિક આવકાર આપે છે.

આવતી કાલના પ્રાતઃકાલથી આપણા મહોત્સવનો આરંભ થાય છે તેમાં આપણે માટે નિયત કરેલા વ્યવસાયમાં આપણે સર્વે ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થઇ જાઇએ એવી આપણા સર્વેની ઇચ્છાનો અનુવાદ કરીને તથા પુનઃ શ્રીસદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનને મન વાણી અને શરીરથી યથાશક્ય પ્રણામ કરીને આ પ્રસ્તાવની પૂર્ણતા માનું છું.

---

## गृहस्थने आवश्यक अतिथिसत्कार

[લેખકઃ—રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.]

અતિથિનો યથાશક્તિ સત્કાર કરવો, એ ગૃહસ્થાશ્રમના અંગનો, હરેક ગૃહસ્થાશ્રમીનો પ્રથમ ધર્મ પ્રાચીન કાળમાં લેખાતો હતો. ગૃહસ્થાશ્રમ એ ચાર આશ્રમોમાંના બાકીનાં ત્રણ આશ્રમો—બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ—નો ઉપકારક ગણાતો હતો, એટલે કે એ ત્રણે આશ્રમને નિભાવવામાં મુખ્યત્વે સહાયક લેખાતો હતો. ગૃહસ્થીએ કરવાના પંચ મહાયજ્ઞોમાં અતિથિસત્કારને પ્રધાન સ્થાન હતું; અને અતિથિસત્કાર નહિ કરનાર ગૃહસ્થ આદર-માન-ને પાત્ર લેખાતો ન હતો. મનુષ્યોને માટેજ નહિ, પણ દેવોને માટે પણ અતિથિસત્કાર કર્તવ્યરૂપ ગણાતો હતો. યમરાજજેવા કૃતાન્તકાળ લેખાતા દેવ પણ અતિથિસત્કારને અત્યંત આવશ્યક ગણતા, અને અતિથિસત્કાર ન કરનારને જે હાનિ તથા દુર્ગતિ વેઠવી પડે છે તે સમજતા. એ સંબંધી કઠોપનિષદ્‌ની એક નાની આખ્યાયિકા ઘણીજ સૂચક હોઇ અહીં આપી છે.

ઉદ્દાલક મુનિને નચિકેતાનામનો એક પુત્ર હતો. તેમણે વિશ્વજિત્ નામનો યજ્ઞ સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છાથી આરંભ્યો; અને સર્વ ધન દાનમાં આપવા માંડ્યું; પરંતુ નચિકેતાએ જોયું કે દાન આપવામાં પોતાના પિતા ઉદ્દાલક મુનિ પૂરી કૃપણતા-સોંઘ્ય સેવતા હતા. તેઓ જે ગાયો બ્રાહ્મણોને દાનમાં આપતા હતા તે ગાયો અશક્ત, અને ગર્ભધારણ

કરી શકે નહિ એવી નબળી હતી. નચિકેતાને લાગ્યું કે આવી નિરુપયોગી થઇ ગએલી ગાયોનાં દાન દેનાર મનુષ્ય તેનું પુણ્ય મેળવવાને બદલે ઊલટું પાપ વહોરે છે, અને પરિણામે દુઃખમય લોકમાં જાય છે.

તેથી એ વાતથી પિતાને સચેત કરવા પોતે તેમને કહ્યું કે "હે પિતા! ત્યારે મને તમે કોને દાનમાં આપશો?" આવો પ્રશ્ન તેમણે ત્રણ ત્રણ વાર તેમને કર્યો. એટલે ઉદ્દાલક મુનિએ ચીઢાઇને કહ્યું કે 'હું તને યમને આપીશ.'

પછી પુત્રના આગ્રહથી યમને નચિકેતાનું દાન ઉદ્દાલકે આપ્યું, એટલે તે યમરાજાના ગૃહે સિધાવ્યો. પણ તે સમયે યમરાજા ઘેર ન હતા. એટલે એ તેમને દ્વારે ત્રણ રાત્રિ સુધી ભૂખ્યો ને ભૂખ્યો પડયો રહ્યો. પછી યમરાજા ઘેર આવ્યા, ત્યારે તેમનાં પત્નીએ તેમને કહ્યું કે "આ અગ્નિરૂપ– અતિથિ – બાળબ્રાહ્મણ આપણે દ્વારે ત્રણ ત્રણ દિવસ થયાં ભૂખ્યો પડયો રહ્યો છે, માટે તમે તેની સમીપ જાઓ, અને તેને સત્કારથી શાન્ત કરો. જો તમે અતિથિને સત્કારથી શાન્ત નહિ કરો, પ્રસન્ન નહિ કરો, તો તેના ફલરૂપે તમને અસન્ત પાપ લાગશે.

અતિથિસત્કારની અગત્ય બતાવતો એ મંત્ર નીચે આપ્યો છેઃ—

**आशाप्रतीक्षे सङ्गतं सूनृताञ्चेष्टापूर्ते पुत्रपशूंश्च सर्वान् ।**
**एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन् वसति ब्राह्मणो गृहे ॥**

(कठोपनिषत् प्रथम अध्याय प्रथमावल्ली मंत्र ८ मो)

હે સ્વામિન્! જે અલ્પ બુદ્ધિવાળા ગૃહસ્થ–પુરુષ–ના ઘરમાં ભોજન લીધા વિના અતિથિ–સાધુ–બ્રાહ્મણરૂપ અગ્નિ–નિવાસ કરે છે, તે મૂઢ પુરુષ પોતાના હિતકારી ઘણા ઘણા પદાર્થોનો નાશ વહોરે છે. અર્થાત્ ૧ આશા–અનિશ્ચિત પ્રાપ્ત થવાયોગ્ય ઇષ્ટ અર્થની પ્રાર્થના, ૨ પ્રતીક્ષા–નિશ્ચિત પ્રાપ્ત થવાની વસ્તુની અપેક્ષા, ૩ સંગત–સત્સંગથી પ્રાપ્ત થનાર ફળ, ૪ સૂનૃત–સુખને પ્રાપ્ત કરવાવાળી વાણી, ૫ ઇષ્ટ–અગ્નિહોત્રાદિ તથા યજ્ઞાદિ પુણ્યનું ફલ, ૬ પૂર્ત–વાપી (વાવ), કૂપ, તડાગ–તળાવ આદિ ખોદાવવાનાં પુણ્ય, તેમજ પશુપાલન, આદિ સર્વ કર્મોનો નાશ ભૂખ્યો અતિથિ કરે છે.

**મનુભગવાનનો આદેશ–આજ્ઞા**

શ્રીમનુભગવાન્ પણ ઉપનિષદાદિએ પ્રબોધેલો અતિથિ સત્કાર હરેક ગૃહસ્થે યથાશક્તિ અવશ્ય કરવોજ જોઇએ, અને તે ન કરનાર ગૃહસ્થ પાપનો ભોગી અને દુઃખી થાય છે, એવો વિધિ–નિયમ મનુસ્મૃતિના, ગૃહસ્થોના ધર્મનામના ત્રીજા અધ્યાયમાં દર્શાવતાં કહે છે કેઃ—

सम्प्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।
अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥ ९९ ॥
शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ॥
सर्वं सुकृतमादत्ते ब्राह्मणोऽनर्चितो वसन् ॥ १०० ॥
तृणानि भूमिरुदकं वाक् चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०१ ॥
अदत्वा तु य एतेभ्यः पूर्वं भुङ्क्तेऽविचक्षणः ।
**स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ ११५ ॥**

ગૃહસ્થને ઘેર અતિથિ પોતાની મેળે આવી ચઢે, તો ગૃહસ્થે તેનો વિધિપૂર્વક સત્કાર કરવો, ને તેને બેસવામાટે આસન, પીવામાટે પણી, અને શક્તિપ્રમાણે ખાવા-માટે અન્ન આપવુ અર્થાત્ દરિદ્રી ગૃહસ્થે પણ અતિથિને પાછો નિર્મુખ ન કાઢતા કોઇ ને કોઇ રીતે યથાશક્તિ સત્કારવો જોઇએ ૯૯

નિત્ય શિલોઞ્છ વૃત્તિથી આજીવિકા ચલાવતો હોય, અથવા તો પાચ અગ્નિમા હોમ કરતો હોય, તે પુરુષ પણ જો પોતાને ઘેર આવેલા અતિથિનો સત્કાર ન કરે તો તે અતિથિ તેનું પુણ્ય હરી-લઇ જાય છે ૧૦૦

જો કોઇ પુરુષની અતિથિને ખાવાને અન્ન આપવાની શક્તિ ન હોય તો તેણે તેને બેસવામાટે સાદડી, વિશ્રાન્તિમાટે ભૂમિ ને પીવામાટે પાણી તો અવશ્ય આપવુંજ. અને પ્રિય તથા હિતકારક કથાવાર્તાથી, તેને શાન્ત-પ્રસન્ન કરવો આટલી વસ્તુઓ તો સત્પુરુષોના ઘરમા કોઈ પણ દહાડો મળ્યા વગર રહેતી નથી ૧૦૧

શાસ્ત્ર નહિ જાણનારો જે ગૃહસ્થ અતિથિ (સુવાસિની, કુમારી, રોગી, ગર્ભિણી, તથા આગતુક મહેમાન)થી માડીને સેવક પર્યન્ત સર્વ આશ્રિતને ભોજન કરાવ્યા વિના પ્રથમ ભોજન કરે છે, તે, ભોજન કરતી વખતે એટલુયે જાણતો નથી કે, 'મરણપછી તો શ્મશાનમા કૂતરાઓ અને ગીધ પક્ષીઓ મને-મારા દેહને ખાઇ જવાના છે' ૧૧૫

સત કબીરજી ઉપદેશે છે કે'—

> કહે કબીર કમાલકું, દો બાતાં શીખ લે;
> કર ઇશ્વરકી બંદગી, ભૂખેકું અન્ન દે

આપણા આર્યાવર્તના વર્તમાનમાં જે હાલહવાલ થઇ રહ્યા છે તેનું કારણ આપણાં ગુરુકુળોનો અભાવ અને અતિથિસત્કારની બેદરકારી, એ છે પ્રભુ! સહુને સ્વકર્તવ્યથી સચેત કરો. એજ પ્રાર્થના ૐ इति शम्।

---

## APPRECIATION

*by*

Anantrai Manishanker Raval M A
Professor of Gujarati,
Gujarat College
Ahmedabad

I have gone through "Mahatma Shri Nathurama Sharma and His Message" a short yet sweet account of the Life and Mission of the late Mahatma Shri of Bilkha, who was, so to say, a Spiritual Dynamo which generated spiritual aspiration and endeavour for Light and Self-realisation in many Waiting Souls, and Who was, we may say, sent by the Almighty to stem the rising tide of Agnosticism and materialistic apathy to Matters Spiritual.

I must frankly say that I have found, in this Book more

than what I first expected to find therein.

It is not, as might be expected in a book of this sort, mere sentimental stuff, a natural outcome of the exuberance of devotional deference for the Guru, but is written in such a way as will appeal to Rationalistic Minds.

The whole Book is written in commendable English, in words full of Spiritual Fervour and coming straight from the depth of a heart which is full to the brim with Sincere Reverence for the Mahatma.

I have no doubt that the Book will be a very fruitful, inspiring and enlightening reading, and that it will adequately serve its purpose of making the Saint of Bilkha known to a wider world.

—:o:—

## गुणज्ञता

અમદાવાદની ગુજરાત કોલેજના ગુજરાતીના પ્રોફેસર-પ્રાધ્યાપક શ્રી. અનંતરાય મણિશંકર રાવળ એમ. એ. આવા ભાવનું લખી મોકલાવે છે:—

શ્રીબીલખાના બ્રહ્મીભૂત મહાત્માશ્રીના જીવન અને સંદેશસંબંધી આ ટૂંકો પણ રોચક હેવાલ હું વાચી ગયો છું. વાસ્તવિકરીતે તેઓશ્રી એક દૈવી મહાપુરુષ હતા કે જેઓશ્રીએ અનેક જિજ્ઞાસુહૃદયમાં જ્ઞાન અને આત્મસિદ્ધિમાટે આધ્યાત્મિક અભિલાષા ને પ્રયત્ન પ્રકટાવ્યાં હતાં. આપણે કહી શકીએ કે અજ્ઞેયવાદ અને જડવાદનાં વધતાં જતાં પૂરને ખાળવા પરમાત્માએ તેઓશ્રીને મોકલ્યા હતા.

મારે નિખાલસતાથી કહેવું પડે છે કે પ્રથમ મેં નહિ ધારેલું તે કરતાં વધારે મને આ પુસ્તકમાંથી મળ્યું છે. આ પ્રકારના પુસ્તકમાં સામાન્યરીતે આશા રાખી શકાય એવું માત્ર લાગણીપ્રધાન લખાણ નથી, અથવા સદ્‌ગુરુશ્રીપ્રતિના ભક્તિમય પૂજ્યભાવના અતિરેકનો સ્વાભાવિક ઉભરોજ નથી; પરંતુ આ પુસ્તક એવીરીતે લખાયું છે કે તે બુદ્ધિમાન્ વર્ગને પણ અસર કરશે. આ આખું પુસ્તક પ્રશંસનીય અંગ્રેજીમાં લખાયું છે, એ શબ્દોમાં આધ્યાત્મિક જુસ્સો છે, અને મહાત્માશ્રીપ્રતિના શુદ્ધભક્તિભાવથી ભરેલા હૃદયના ઉંડાણમાંથી તે સીધા બહાર આવે છે.

મને વિશ્વાસ છે કે આ પુસ્તક ઘણુંજ રસમય, પ્રેરણાત્મક અને જ્ઞાનપ્રદ વાચન પૂરું પાડશે અને જગતના મોટા ભાગને બીલખાના સંતશ્રીની ઝાંખી કરાવવાના તેના ધ્યેયને તે બરાબર સફલ કરશે.

---

ॐ

## " श्रीसद्गुरुदेवमहिमा "

[ પૂજ્યપાદ સદ્‌ગુરુ પરમાત્માશ્રીના આશ્વિન વદિ ૧૧ના સ્વરૂપાવસ્થાનના દિવસે **શ્રીઆનંદાશ્રમ-મોજીદડમાં** બપોરપછી શ્રોતાવર્ગસમીપમાં પ્રસંગે કંઈક બોલવા માટે

પૂજ્ય બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજીને મારો આગ્રહ થતાં પ્રસંગાનુસાર શ્રીસદ્‌ગુરુદેવનું માહાત્મ્ય વિવિધશાસ્ત્રોનાં વચનો અને સત્પુરુષોના અનુભવી ભજનોમાંથે સાદી ભાષામાં વર્ણવ્યું હતું. વ્યાખ્યાનમાં અતિઅસરકારક રીતે શ્રીસદ્‌ગુરુદેવનો મહિમા શ્રીઇશ્વર કરતાં પણ અધિક છે, એ ગદ્‌ગદ્ કંઠે જણાવી નીચેના ઉદ્‌ગારો કાઢતાં ત્રણ ચાર વખત પોતાનું અંતઃકરણ દ્રવીભૂત થતાં બોલતાં અટકી જતાં હતા અને શ્રદ્ધાવાન્ શ્રોતાઓના નેત્રોમાંથી પણ અશ્રુઓની ધારા ચાલતી હતી.

આનંદાશ્રમ-મોજીદડ, સંપાદકઃ- હરદત્ત રેવાશંકર જોષી
આશ્વિન વદિ ૧૧/૮૭ વ્યા. ન્યા. તીર્થ.

(વ્યાખ્યાતા પૂજ્ય બ્ર શ્રી. આત્મપ્રકાશજી)

જેઓશ્રી શ્રીમોજીદડજેવા એક નાના ગામમાં અતિ ગરીબ છતાં પણ સંતોષી ને પવિત્ર બ્રાહ્મણને ત્યાં જન્મ ધારણ કરી યોગ્ય વયે યોગ્ય વિદ્યાભ્યાસ કરી, બાર રૂપિયા જેટલી નાની રકમના પગારથી શ્રીપોરબંદર તાબે અડવાણા ગામમાં મહેતાંજીની નોકરીની શરૂઆત કરી, પોતાશ્રીના દિવ્ય અને અદ્‌ભુત પુરુષાર્થના પ્રભાવે મનુષ્યદેહ છતાં પરબ્રહ્મપદને પામી, સેંકડો પુસ્તકોના રૂપમાં અનેક સાક્ષાત્ સમાગમ કાલે વાણીદ્વારા વચનામૃતના દિવ્ય ગંગાપ્રવાહને વહેવડાવી, ત્રિવિધ તાપથી તપતાં તેથીજ શાંતિને ઇચ્છતાં એવાં હજારો મુમુક્ષુ (બાઇઓ ભાઇઓ) જનોને બોધામૃતના પ્રવાહમાં ઝીલાવી તેના (બોધામૃતના)પાનવડે તનમનના સમગ્ર તાપને દૂર કરાવી, પરમશાંતિ ને પરમતૃપ્તિનાં ભોક્તા બનાવ્યા. બે ભુજાવાળા પ્રતીત થવા છતાં હજારભુજાધારી પ્રભુતુલ્ય પૂજ્ય પોતાશ્રીના કર્તવ્યની અજર અમર ધ્વજા ફરકાવનાર અને જેની જોડી આખા ભારતવર્ષમાં મળવી દુર્લભ છે એવા શ્રીપરમાત્મસ્વરૂપ, નિષ્કામ કર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન અને લોકસંગ્રહની પ્રત્યક્ષ પ્રતિમા સ્વરૂપ શ્રીમન્નાથમદ્ગુરુ (શ્રીમન્નથુરામશર્મા) આચાર્યજી કે જેઓશ્રીને સર્વે મત, પંથ અને સંપ્રદાયોપ્રત્યે સમદૃષ્ટિ હતી, પ્રતિષ્ઠિત પારસી અને ખોજા ગૃહસ્થો પણ જેઓશ્રીના અનન્ય ભક્તો-શિષ્યો છે, જેઓશ્રીએ સમગ્ર શાસ્ત્રોનાં મંથનદ્વારા તત્ત્વજ્ઞાનરૂપી નવનીત (માખણ) બહાર કાઢી વિવિધ પુસ્તકો ને સાક્ષાત્ વ્યાખ્યાનરૂપે દિવ્ય ભાષામાં પીરસી દુનિયાની સમક્ષ ધર્યું છે તે એટલા માટે કેઃ—

"કોઇ પીઓ," "કોઇ તૃપ્ત થાઓ."

આજ જેઓશ્રીનો ઢંઢેરો હતો. આજ જેઓશ્રીનો જીવન ઉદ્દેશ હતો. એજ ઢંઢેરાનો અને એજ ઉદ્દેશનો પ્રતિધ્વનિ બ્રહ્મલોકસુધી પહોંચાડ્યો. છેવટે હજારો ભક્તજનો તથા પરિચિત જનોનાં હૃદયમાં અમાપ આઘાત કરી ભક્તિપૂર્ણ ચોધાર અશ્રુઓને શ્રવાવી પોતાશ્રીએ ધારણ કરેલા લીલાતનુદ્વારા કરવાયોગ્ય'—

"સૂતેલાં જન! તમે જાગજો,
એમ મહાજન કહે મૂલદાસ."

તે પ્રમાણે અજ્ઞાનરૂપી ઘોર નિદ્રામાં સૂતેલાં પોતાનાં ભક્તજનોને જ્ઞાનના ઢંઢેરાવડે જગાડી-સ્વસ્વરૂપનું ભાન કરાવી-જેનાવડે કરવાયોગ્ય કર્તવ્ય સમાપ્ત થયું છે, એવા લીલાતનુને આસો વદિ ૧૧/૮૭ના પરમ પવિત્ર દિવસના પરમશાંત, ગંભીર ને દિવ્યપ્રભાતમાં માત બજવાના અરસામાં સર્પ જેમ જીર્ણ થએલી પોતાના શરીરપરની ત્વચા(કાંચળી)ને લેશ પણ દુઃખાનુભવ કર્યા સિવાય છોડી દે છે, તેમ અતિ ભાગ્યશાલી શિષ્યવર્ગવડે

સેવાતા -(આ દાસ પણ તે સમયે સેવામાં હતા) છોડી પોતાશ્રીના વાસ્તવિક અજર, અમર, અવિનાશી, પરમશાંત, પરમપ્રકાશ, પરમસૌમ્ય, અને પરમાનંદ સ્વરૂપમાં સમાઇ જઇ, લીલાતનુને અચેત બનાવી, અમારાં મોહમુગ્ધ હૃદયોને ક્ષણવાર વિશેષ મોહગ્રસ્ત બનાવી, ક્ષણભર શ્રીઆનંદાશ્રમને શોકાશ્રમના રૂપમાં પલટાવી, બીજીજ ક્ષણે એ મોહાંધકારને દૂર કરી શોકાશ્રમને પુનઃ આનંદાશ્રમના સ્વરૂપમાં પલટાવી, સર્વદા હૃદયમંદિરમાં (વિશેષે પોતાશ્રીપ્રત્યે શ્રદ્ધાભક્તિ રાખનારા) શ્રીઅંતર્યામીરૂપે સદા અતિ સમીપમાં સમીપ બિરાજીત થયા છે.

આમ છતાં પણ એ દિવ્ય માનવ લીલાતનુદ્વારા જે તપેલાં હૃદયો પરમશાંતિનાં ભોક્તા થયાં, અને મૃત્યુલોકમાં વસતાં છતાં જે બ્રહ્મલોકસદૃશ સુખાનુભવ કરતાં હતાં, એ શાંતિ અને એ સુખ તો સદાને માટે દુષ્ટ વિધિએ ઝડપી લીધું. હરિ ! હરિ ?!!

"શ્રીસદ્‌ગુરુપરમાત્મારૂપી "હંસના સદાને માટે થયેલા લૌકિક વિયોગથી શ્રી. વૃત્તિરૂપી હંસલીના શોકોદ્‌ગારઃ"—.

સોરઠા.

શોભાનો ભંડાર, હંસો ઉડી ચાલીઓ,
રે ! રે ! સર અસાર, અરે રે !!! આ તો પડી રહ્યું. ૧
નીરખીરનો ભેદ, હંસા ? તવ વિણ કો કરે ?
હા ! હા ! ઊરમાં ખેદ, પાતો પણ પીધું નહિ. ૨
મીન ત્યજાવી આહાર, મોતીડાં ચૂગાવતો;
ગયો ચુગાવન હાર, મોંઘા મૂલો હંસલો. ૩
મરાલ ! મોંઘા મૂલ, સુખ મોતી કો આપશે;
ભારી મારી ભૂલ, મુખ મરોડી બેસતી. ૪
નવલો તારો વેષ, નિરખીને નેણાં ઠરે;
વહાલા ! ગયો વિદેશ, કોમલ કાળજ કોરીને. ૫
મોંઘા સૂઝી ચાંચ, નીરખીર જુજવાં કરે;
બલિહારી તવ પાંખ, ગગનમંડલમાં ઉડતો. ૬
નભચર વહાલા વીર ! અમકાજે ભૂચર થયો;
તુચ્છ તજાવ્યાં નીર, પાન કરાવી પય તણાં. ૭
સૂનાં અમારાં સર, શોભા સઘળી તો ગઈ,
મોંઘા મોતી ચર, હંસો આજે હાલીઓ. ૮
મસ્ત અમે મરાલ ! તવ ચરણે આવી બન્યાં;
બન્યાં ભૂપ ભૂપાલ, ત્રિલોકી ઉર તુચ્છ છે. ૯
ગુણિયલ ગુણ ભંડાર, નગણાં અમે તો નીવડ્યાં,
ભૂમિ ઉપર ભાર, કૃતઘ્ન થઇ વધારતા. ૧૦
મોટમના મરાલ ? શું વદીએ તવ વખાણને ?
વહાલા ! તારાં વહાલ ? સ્વપ્નામાં પણ સાંભરે. ૧૧
મંદ હમારાં ભાગ્ય, તન અગળાં તવથી થયાં,
તવ ચરણે અનુરાગ, મરણ પછી પણ અમ હજો, ૧૨

અમ હૈયાના હાર, મરાલ? મુખ ન મરોડજે,
કરગરીએ વાર હજાર, તવ ચરણે ખોળા ધરી 13
"નોધારાના આધાર, પોતાના નવ તરછોડીએ,
અમ હૈયાના હાર, નિશદિન અમ હૈયે રહો" 14

દોહરો

જન્મોજન્મની તાહેરી, હંસા? હંસી જાણ;
અવર ન ઇચ્છુ સ્વપ્નમાં, કરતાં પ્રાણ પ્રયાણ 1
રીઝ ખીજ તો રીત છે, અમ અબળાની જાત,
"નાગ મરાલ! નિભાવજે, લંબાવ્યો જો હાથ" 2

ભાવાર્થ:—આમાં શ્રી સદ્ગુરુ પરમાત્માને "હંસ"ની ઉપમા આપેલ છે, કારણ "હંસ" નામનુ પક્ષી જેમ નીર (પાણી) ખીર (દૂધ) બને ભેગા થયેલા હોય તો તેને પોતાની ચાંચમા રહેલી સ્વાભાવિક ખટાશથી પાણી અને દૂધ જુદા કરી, પાણીનો ત્યાગ કરી દુધનુ ગ્રહણ કરે છે તેવી રીતે શ્રી નાથસદ્ગુરુ પરમાત્મા બ્રહ્માનુભવી વૃત્તિરૂપી દિવ્ય ચાંચમા રહેલી જડચૈતન્યની વિવેકરૂપ ખટાશવડે જડચૈતન્યનુ જે સેળભેળપણું થઈ ગયુ છે, તેને જુદા કરીને જડની ઉપેક્ષા કરે છે ને ચૈતન્યને ગ્રહણ કરે છે અર્થાત્ "અસત્, જડ અને દુ ખરૂપ એવા માયા અને માયાના કાર્યો હું નહિ, તેમ તે મારા પણ નહિ, પણ હું તો સત, ચિત્, અને આનંદરૂપ એવુ જે બ્રહ્મ તે છુ" આવી રીતે પોતે બ્રહ્મરૂપ બની પરમાનંદના ભોક્તા થઈ શરણાગત અધિકારી જનને બ્રહ્મરૂપ બનાવી બ્રહ્માનંદના ભોક્તા કરાવે છે એવા જે શ્રીનાથ પ્રભુરૂપ સમગ્ર શ્રી–શોભાના–ભંડારરૂપ "હંસ" આજે ઊડી ગયા, અને આ સસાર સ્થૂલ દેહ (લીલાતનુરૂપ માનસરોવર પડી રહ્યુ અથવા શ્રીઆનંદાશ્રમરૂપી માનસસર પડી રહ્યું 1

હે હંસ! હવે જડચૈતન્યનો ભેદ તારા વિના કોણ કરશે? અતિ ખેદની વાત છે કે તું બ્રહ્મરસ, ભક્તિરસ અને યોગરસરૂપી દિવ્ય પયનુ પાન કરાવતો, પણ મંદભાગી એવા જે અમો તેણે પીધુ નહિ 2

તુ વિષયરૂપી મીનનો આહાર છોડાવી, બ્રહ્માનન્દરૂપી મોતીનો ઉપભોગ કરાવતો એ મોંઘામૂના મોતીનો ઉપભોગ કરાવનાર લાખો માથાસાટે પણ ન મળે તેવો મહામૂલો હંસનો આજે ચાલી ગયો 3

હે મરાલ(હંસ)! આવા ભક્તિ જ્ઞાન અને યોગના વા આત્મશ્રેયના હિતકર વચનોરૂપી મોઘા મોતી હવે અમને અમારા હૃદયરૂપી મુખમા કોણ આપશે? ને આમ છતા અમારી ગંભીર ભૂલ થઈ કે અમે એવા હિતકર ઉપદેશરૂપી મોતીની ભારી ઉપેક્ષા કરી 4

હે હંસા! તારો મનોહારી વેષ જોઈને અમારાં નેણલા ઠરીને હીમ થતાં અર્થાત્ અમારા તનમનના બધા તાપો શાંત થતા એવો દર્શન માત્રથીજ જે શાંતિ આપતો હતો તે અમારો પરમ પ્રિય અમારા કોમળ કલેજાઉપર વિયોગની ઝેરી ને તીક્ષ્ણ છરી મારી તેને છિન્નભિન્ન કરી વિદેશ–બ્રહ્મદેશ–સ્વધામ ઊડી ગયો 5

હે હંસા! અમજે રૂપિયા દેતા પણ ન મળે તેથીજ મોઘાંમૂલી એવી જે તારી વિવેકરૂપી ચંચુ–ચાંચ કે કે જડચૈતન્યને જુદા પાડતી, અને જ્ઞાન–યોગરૂપી જે બે તારી પાંખો, કે જેના વડે બ્રહ્માકાશમા તુ ઉડતો હતો–અર્થાત્ માયાના પ્રદેશમા રહ્યા છતાં

બ્રહ્મના દેશમાંજ તારૂં ઉડવું થતું. એ જેનાવડે થતું હતું એવી તારી **જ્ઞાન-યોગરૂપી** દિવ્ય પાંખની બલિહારી છે; અર્થાત્ દેવોને પણ તે દુર્લભ છે, ૬

હે હંસા! વસ્તુતાએ તું બ્રહ્મસ્વરૂપરૂપી આકાશનો વાસી છતાં, કેવલ દયાની ખાતરજ અમો કે જે માયારૂપી ભૂમિનાં જીવડાં છીએ, તેને માયાના કીચડમાંથી મુક્ત કરી બ્રહ્માકાશમાં ઉડાડવા માટેજ તું પણ માયાના પ્રદેશરૂપી ભૂમિઉપર આવ્યો, અને તોંતેર વર્ષો સુધી અમારી સાથે રહી તુચ્છ વિષયોરૂપી **પાણીનો** ત્યાગ કરાવી જ્ઞાન-ભક્તિરસરૂપી **દૂધનાં** પાન કરાવ્યાં. ૭

પણ હે હંસા! આજે તારા ઉડી જવાથી અમારાં હૃદયરૂપી વા આશ્રમોરૂપી સરોવર સુનાં થયાં. બધી શોભા ચાલી ગઇ. ઝાડ, છોડ, અને વેલીઓ ગંભીર શોકપૂર્ણ છે. દરેક આશ્રમવાસીઓનાં હૃદયો શોકાંધકારથી વ્યાપ્ત છે, અને મુખો મ્લાન છે. હે બોધરૂપી મહામૂલાં મોતીને ચરાવનાર-તેનો ઉપભોગ કરાવનાર હંસા! તે બધું તારા જવાથી બન્યું. અર્થાત્ એનો એ આશ્રમ છે, અને એના એ આશ્રમના વૈભવો છે. છતાં જેનાવડે "આનંદાશ્રમ" પોતાના નામને ફલિત કરતું હતું, જેના વડે **બ્રહ્મસદન**સદશ અનુભવાતું હતું, તે હે દિવ્ય હંસા! તારા ઉડી જવાથી બધું ઉજડ અને **ભયંકર** લાગે છે. (આ વખતે ચોધારાં **આંસુ**ઓ ચાલે છે, પણ હવે તેનો શો ઉપાય?) ૮

હે હંસા! જ્યાંસુધી અમે તારા ચરણથી વિમુખ હતાં ત્યાંસુધી અતિ દીન અને દુઃખી હતાં, પણ કોઈ મહાપુણ્ય પ્રભાવે તારા પરમ સુખદ ને શાંતિપ્રદ ચરણમાં આવવું થતાંજ એ દિવ્ય જાદુથી ભરેલા ચરણકમળનો સ્પર્શ માત્ર થતાંજ એ દિવ્ય સ્પર્શ માત્રથી ચઢેલી **બ્રહ્મખુમારી**ના પ્રતાપે તે **મસ્તી**ના પ્રભાવે અમે **રાજાના રાજા બન્યા.** અર્થાત્ એક સમયે તુચ્છ દ્રવ્યની લાલચે રાજા ને ધનાઢ્યોની ખુશામત કરતા હતા, તે આજે મહા નિઃસ્પૃહતારૂપી ભૂપાલના પદારૂઢ થયા છીએ. એટલુંજ નહિ, પણ ત્રણ **લોકનાં** સુખો અમારે મન તરણાતુલ્ય તુચ્છ છે.

હે હંસા! એક પાણીનું ચાંગળું પાતાં અરે! એક કુતરાંને બટકું રોટલો નાખતાં તો કુતરૂં પણ ઉપકાર ભૂલતું નથી. પણ ધિક્કાર છે અમને કે-અમારા ઉપર તારા પારાવાર ઉપકાર છતાં અમે એ બધું ભૂલી જઇ કેવલ નગણાં-ગુણરહિત એટલે કૃતઘ્ન બન્યાં, અને પરમ પાવન ભૂમિમૈયાઉપર કૃતઘ્ન તરીકે જીવતાં રહી કેવલ ભારરૂપ થયાં. અર્થાત્ અમારૂં જીવવું ધિક્કાર છે. છતાં હે ગુણના ભંડારરૂપ! તું તો ગુણોનેજ જાણનાર હતો. અવગુણોને સ્વપ્ને પણ ન જોતો. ૯

હે સાગરસદશ મનવાળા હંસા! તારાં કેટલાંક વખાણ કરીએ? સાગરના ગંભીર ઉદરમા ઝેર-અમૃત, મોતી, શૃંખલાં, જલ અને જલનો શોષક **વડવાનલ** રહે છે, તેમ **સજ્જન, દુર્જન, શઠ, સંત,** અને **શત્રુમિત્ર** સર્વેને માટે આ સ્થાન હતું. તારા ગુણને ગાતાં શેષ શારદા પાર પામતાં નથી. તો અમે અલ્પમતિ તારા ગુણને શું અને શાથી ગાઇએ? હે પરમપ્રિય! તારાં વહાલ! તારાં હેત જાગ્રતમાં તો ક્ષણે ક્ષણે સંભારી સંભારી ચોધારાં આંસુ વહેવડાવીએ છીએ પણ સ્વપ્નામાં પણ તેનું સ્મરણ થતાં અમારી એ દશા થાય છે. ૧૦

હે દિવ્ય લોકના વાસી "હંસા! અમે હીણભાગી અને તેથીજ તારા દિવ્ય તનુથી અમારાં પ્રાકૃત તનુ દૂર થયાં. એ દિવ્ય તનુનાં હવે દર્શન કે સ્પર્શ થાય તેવાં મહદ

ભાગ્ય તો ક્યાંથી? પણ આ જીવનમાં તો ઠીક, પણ આ દેહપાતપછી, પણ કર્મ અનુસાર જ્યાં જ્યાં આ જીવનું જવું થાય, ત્યાં ત્યાં તારા પરમપાવન ચરણમાં અમારી પરમપ્રીતિ હજો. એજ પ્રાર્થના છે.'' ૧૧

હે મારા હૈયાના હારરૂપ હંસા! અમારા અક્ષમ્ય અપરાધોનું સ્મરણ કરી અમારા તરફથી તારૂં પરમ મંગલપ્રદ મુખ ન મરોડીશ. અર્થાત્ અમારી ઉપેક્ષા કરીશ નહિ. આ અમે તને વારંવાર કરગરીને પુનઃપુનઃ કહીએ છીએ. ૧૨

જેનું વિશ્વમાં કોઈપણ આધારભૂત નથી, તેથી નોધારાં એવાં જે અમે તેના હે આધારરૂપ! ગમે તેવાં હોય અમે તારાં છીએ. તેથીજ પોતાનાં એવાં જે અમે તેનો ત્યાગ-તિરસ્કાર-ન કરવો જોઇએ. એ મોટાની રીત છે. બળીયાનું બિરદ છે. માટે હે અમારા હૈયાના હાર! અહોનિશ અમારા હૈયા ઉપરજ રહો. ક્ષણભર પણ દૂર ન થાઓ. ૧૩

હે હંસા! મને તો માત્ર આ જન્મનીજ નહિ, પણ હવે પછી કર્માનુસાર થતાં જન્મોજન્મની તારીજ "હંસલી" જાણ. સ્વપ્ને પણ અને પ્રાણ નીકળવાની તૈયારીમાં હોય તોપણ અવર કોઇ માયિક સુખની ઇચ્છા પણ ન કરૂં. ૧૫

છતાં કોઇ ભાવા-અભાવા રીઝખીજજેવુ જણાયું હોય તે તો અમો કે જે અબળા (વૃત્તિઓ) છૈયે તેનો સ્વભાવ છે. તેથી હે ઉદાર હૃદય મરાલ! નાગ(નાગાર્જુન-આત્મપ્રકાશ)ની વૃત્તિ કહે છે કે મોટાની એ રીત છે કેઃ-એકવાર પણ હાથ લાંબો કર્યો તો તેનું ગ્રહણ કરી ઇચ્છિત-અનિચ્છિત જેવું હોય તેવું પરમ પ્રસન્નતાથી જેમ મહાદેવજીએ હાથ લંબાવતાં હલાહલ મળ્યું તોપણ તેનો ત્યાગ ન કરતાં કંઠમાં ધારણ કર્યું. તેમ હે નાથ! હે હૃદયાધાર! અમને પણ ધારણ કરજો. અમારો ત્યાગ ન કરજો. એજ હૃદયના ઉંડાણની પ્રાર્થના. ૧-૨. જય પ્રભો! તારો જય થાઓ! જય થાઓ!

પરમ કૃપાળુ શ્રીઅંતર્યામી પ્રભુ આપણુ સૌને શુભ પંથે પ્રેરવા કૃપાવાન્ થાઓ એજ અવનત હૃદય મસ્તકે અભ્યર્થના. હરિ ૐ શાંતિ.

———:o:———

## परचुरणभेट

ભાદ્રપદમાસમાં પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવના દર્શનસત્સંગાદિનિમિત્તે આનંદાશ્રમમાં આવેલાં બંધુબહેનોતરફથી તથા મનીઑર્ડરદ્વારા નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છેઃ—

| | |
|---|---|
| ૧-૦-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-બીલખા | ૧-૪-૦ શ્રી. વેલજી ગાંગજી-મુંબઇ |
| ૧-૦-૦ એક નાગરગૃહસ્થ- જામનગર | ૧-૦-૦ ,, પ્રેમજી જીવાભાઇ શાહ-મુંબઇ |
| ૧-૦-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી- આનંદાશ્રમ-બીલખા | ૦-૨-૦ શ્રીમતી કસ્તૂરબહેન-બીલખા |
| ૩-૦-૦ ,, પોપટલાલ વાલજી રંગરેજ- જામનગર | ૫-૪-૦ શ્રી. રામજી પુરુષોત્તમ |
| ૫-૦-૦ ,, જેઠાભાઇ ખેતસી- ,, | ૫-૦-૦ ,, મંગળપ્રસાદ ત્રિભુવનરાય છાયા કરાંચી. ચિ. કપિલરાયનાં શુભ-લગ્નનિમિત્તે. |
| ૫-૪-૦ સદ્ગત શ્રી. ભાઇલાલ નાનાલાલ યાજ્ઞિક હા. શ્રી. ચતુરભાઇ-અમદાવાદ | ૧-૦-૦ ,, ખેતસી મોરારજી- કરાંચી |
| | ૧-૦-૦ ,, મોરારજી છગનલાલ- શ્રાવણભાદરવાના નિત્યદાનના. |

૦-૪-૦ ,, મોરારજી છગનલાલ-કરાંચી.

૧૫-૬-૦ મુંબઈમાં શેઠ દામોદરદાસ માધવજીને ત્યાં શ્રાવણીને દિવસ શ્રીસદ્ગુરુપૂજન- થયેલું તેની ભેટના,

૧૧-૦-૦ એક સેવક
૦-૮-૦ શ્રી. પ્રાણજીવન વિ. ધ્રુવ.
૦-૮-૦ ,, દેવશંકર શામજી રાવળ
૦-૪-૦ ,, જગજીવન નારણદાસ
૦-૪-૦ ,, અમથાલાલ જગજીવન- દાસ
૦-૮-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ
૦-૪-૦ ,, મોહનલાલ લક્ષ્મીશંકર
૦-૪-૦ ,, વાસુદેવ પુરુષોત્તમ
૧-૦-૦ સોની ખોધાભાઇ
૦-૨-૦ સાધુ નારાયણભાઇ
૦-૪-૦ શ્રી. દુર્લભદાસ ભાણજી
૦-૪-૦ ,, જયંતીલાલ જેદાલાલ
૦-૪-૦ ,, રતનજી રામજી

---

૧૫-૬-૦

૧૯-૨-૦ મુંબઇમાં શ્રી. દામોદરદાસ શેઠને ત્યાં શ્રીકૃષ્ણજયંતીના રોજ શ્રીસદ્ગુરુપૂજન થયેલું તેની ભેટના:—

૧૧-૦-૦ એક સેવક
૫-૦-૦ શ્રી. રાજસી જીવરાજ
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૦-૮-૦ ,, રઘુનાથ પુરુષોત્તમ
૦-૪-૦ ,, દેવશંકર શામજી રાવળ
૦-૪-૦ ,, હરિદાસ હીરજી
૦-૪-૦ ,, રતનજી રામજી
૦-૨-૦ સાધુ નારાયણભાઇ
૦-૪-૦ શ્રી. ભાણજી પરમાનંદ
૦-૮-૦ ,, પ્રાણજીવન વિ. ધ્રુવ

---

૧૯-૨-૦

૧-૦-૦ બહેન આઇબા તથા બહેન માંચુબાઇ— ભીલખા

૦-૫-૩ એક શ્રીઆનંદાશ્રમવાસી-
૦-૮-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર-મેંદરડા
૦-૩-૬ પરચુરણ ભેટના

૧૪-૧૦-૯ પોરબંદર—આનંદાશ્રમમાં સં. ૧૯૯ ની કાર્તિકીપૂનમના શ્રીસદ્ગુરુપૂજન ની ભેટના:—

૦-૮-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી
૦-૮-૦ ,, મૂળશંકર મોહન
૦-૪-૦ ,, શાંતિલાલ ચતુર્ભુજ
૦-૪-૦ ,, જેદાલાલ નાનજી
૦-૪-૦ ,, ગોકળદાસ રાઘવજી
૦-૪-૦ ,, રવિશંકર ભવાની
૦-૬-૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવ
૦-૪-૦ શ્રી. છગનલાલ મોહનલાલ
૦-૪-૦ વકીલ હરિભાઇ ડાહ્યાભાઇ નાં ધર્મપત્ની
૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજીનાં ધર્મપત્ની
૦-૮-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ગોધરાવાળા
૦-૨-૦ શ્રીમતી કસ્તૂરબાઇ
૦-૮-૦ શ્રી. મોહનલાલ માધવજી તેમના પુત્રને યજ્ઞોપવીતવેળા
૧-૦-૦ શ્રીમતી રવિબહેન
૦-૪-૦ ,, પ્રભાબાઇ ત્રિકમરાય
૦-૨-૯ પરચુરણ
૯-૦-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઇ- તરફથી માગશરથી શ્રાવણ- સુધીની ભેટના

---

૧૪-૧૦-૯

૧૯-૭-૯ પોરબંદર—આનંદાશ્રમમાં શ્રીઆષાઢી પૂનમના શ્રીસદ્ગુરુપૂજનવેળાની ભેટના-

૧-૦-૦ શ્રીમતી એનબાઇ રણછોડજી
૦-૮-૦ ,, મણિબેન વ્રજલાલ
૧-૦-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી

૧-૮-૦ ,, જમનાદાસ પરમાનંદ તથા તેમના પુત્ર
૦-૮-૦ ,, ચતુર્ભુજ ભીમજી દવે
૦-૧૫-૦ ,, શાંતિલાલ ચતુર્ભુજ તથા તેમના પુત્ર
૦-૪-૦ માસ્તર જેઠાલાલ કાનજી
૦-૮-૦ શ્રી મૂળશંકર મોહનલાલ
૦-૮-૦ ,, લાલજી ડાહ્યાભાઇ
૦-૪-૦ ,, રવિશંકર ભવાનીશંકર
૦-૮-૦ ,, ફરશન
૦-૪-૦ ,, વિશ્વનાથ માધવજી શાસ્ત્રી
૧-૦-૦ શ્રીમતી બહેન સારીબાઇ
૧-૦-૦ ,, ધનજીબહેન
૦-૪-૦ ,, મૂળીબહેન
૨-૦-૦ ,, અજવાળીબહેન
૦-૮-૦ ,, મોતીબાઇ
૦-૨-૦ ,, હરખબાઇ
૦-૨-૦ ,, જેઠીબાઇ
૦-૪-૦ શ્રી, રણછોડદાસ નારણદાસ
૦-૧૨-૯ પરચુરણ ભેટ
૦-૪-૦ શ્રી ચત્રભુજ ભીમજીનાં પત્ની
૦-૪-૦ ,, નવરંગરાય રઘુનાથજી ફીકાણી
૦-૪-૦ ,, મૂળજી જીવન
૫-૦-૦ શ્રીમતી સેવાબાઇ કાળા મહેતા

---

૧૯-૭-૯

૧-૫-૬ પોરબંદર—આનંદાશ્રમમાં શ્રાવણીને દિવસ શ્રીસદ્‌ગુરુપૂજનની ભેટના :—
૦-૮-૦ શ્રી આણંદલાલ ગોવિંદજી લાખાણી
૦-૪-૦ શ્રી, લાલજી ડાહ્યાભાઇ ,,
૦-૪-૦ ,, મૂળશંકર મોહનલાલ
૦-૨-૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦-૨-૦ શ્રી મોહનલાલ માધવજી
૦-૧-૬ પરચુરણ ભેટના

---

૧-૫-૬

૨-૧૫-૬ ગોધરામાં શ્રી રેવાશંકર બાલકૃષ્ણને ત્યાં આષાઢીપૂનમના શ્રીસદ્‌ગુરુ-પૂજનની ભેટના –
૧-૦-૦ શ્રી રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી
૧-૦-૦ ,, ગોરધનદાસ ભોગીલાલ
૦-૮-૦ ,, ગણપતરામ અંબાલાલ
૦-૭-૬ પરચુરણ

---

૨-૧૫-૬

૨-૧૧-૦ ગોધરામાં શ્રી માણેકલાલભાઇને ત્યાં શ્રાવણીને દિવસ શ્રીસદ્‌ગુરુપૂજનની ભેટના –
૧-૦-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા
૧-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૦-૯-૦ ,, માણેકલાલભાઇનું કુટુંબ
૦-૨-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી

---

૨-૧૧-૦

૬-૦-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા-તરફથી સં ૧૯૯૭ના વૈશાખથી સં ૧૯૯૮ના ચૈત્રસુધીના ૧૨ માસના નિત્યદાનના
૦-૩-૦ પરચુરણ ભેટના
૦-૪-૦ શ્રીમતી ગોમતીબેન છગનલાલ રાવળ લાઠીઆદ
૨-૦-૦ અ સૌ મધુમતીબેન કૃપાશંકર ભટ્ટ-ભાવનગર
૫-૪-૦ શ્રીમતી સાંકબાઇ બેનતરફથી વિષ્ણુયાગપ્રસંગે વિવિધ પ્રકારની સેવાનાં

૦-૪-૦ શ્રી. પંડિત રઘુનંદન ઝા
૦-૮-૦ ,, અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી
૧-૦-૦ ,, શાસ્ત્રી દયારામ મૂળજી
૧-૦-૦ ,, કેવળચંદ કાનજીભાઈ પારેખ
૦-૫-૦ એક નાથસેવક
૦-૪-૦ શ્રીમતી કસ્તૂરબહેન જયશંકર વ્યાસ
૦-૪-૦ શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ
૧-૦-૦ શ્રીમતી બહેન સુખજીબા
૦-૫-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૫-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે
૦-૮-૦ શ્રીમતી મણિબાઈ
૧-૦-૦ શ્રી. દુર્લભજી વાલજી–રાણાવાવ
૦-૪-૦ બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ ,, શ્રીઆત્મપ્રકાશજી
૦-૪-૦ ચિ૰ નારાયણ રમણિકલાલ ત્રિભુવન દવે

૦-૨-૦ શ્રી. અંબાશંકર નોનજી જોશી
૦-૦-૧૦ આરતીમાં
૧-૦-૦ શ્રી. નરભેરામ ઓધવજીનાં પત્ની
૦-૪-૦ શ્રીમતી બહેન માનકુંવરબાઈ
૧-૦-૦ શાસ્ત્રી દયાયામ મૂળજી
૨-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ
૨-૦-૦ ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ
૦-૮-૦ શ્રી. ગીગાવાળા
૧-૦-૦ શ્રીમતી અમૂલાંબહેન કાળાવાળા
૧-૦-૦ ઠાકોર તખતસિંહજી પથુભાઈ
૦-૪-૦ શ્રી. કેશવલાલ જેશંકર વ્યાસ
૦-૪-૦ ,, નરભેરામ ઓધવજી અઢીઆ
૦-૮-૩ શ્રીમતી કસ્તૂરબહેન જયશંકર વ્યાસ
૧-૦-૦ સૌ. રમાગૌરી ભટ્ટ
૧-૦-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીઆ

(બાકીનાં નામો આવતા અંકે)

——]*]——

## संवत् १९९८नी कातिकीपूर्णिमाना महापूजननी भेट

૫-૦-૦ શ્રી. મગનલાલ ડાહ્યાભાઈ
૫-૪-૦ ,, પ્રાગજી દેવજી
૨-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
૧૧-૦-૦ ,, મંગળદાસ કેશવલાલ ભક્ત
૧૦-૦-૦ ,, ચીમનલાલ છોટાલાલ
૨-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ
૫-૮-૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય
૧૫-૮-૦ ,, રવજી દેવજી ગાંધી
૨-૦-૦ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી
૩-૦-૦ ,, પોપટલાલ વાલજી
૪-૦-૦ ,, મૂળજીભાઈ તુલસીભાઈ પટેલ
૫-૦-૦ ,, કેશવજી અરજણ પટેલ
૬-૮-૦ ,, આણંદલાલ ગોવિંદજી લાખાણી હસ્તુ
૨-૦-૦ અજવાળીબેન માવજી
૧-૦-૦ કરશનદાસ વસનજી
૧-૦-૦ લાલજી ડાહ્યાભાઈ
૧-૦-૦ બેનબાઈ રણછોડજી
૧-૦-૦ જમનાદાસ પરમાનંદદાસ
૦-૮-૦ મણિબાઇ વૃજલાલ

---

૬-૮-૦

૧૧-૦-૦ શ્રી. મનજી ભાણજી
૧-૦-૦ ,, નરભેરામ ઓધવજી
૫-૦-૦ ,, ગૌરીશંકર શામજી
૫-૦-૦ ,, પ્રેમજી જૂઠાભાઈ
૫-૦-૦ ,, સવાઇલાલ રણછોડલાલ
૧-૦-૦ ,, લક્ષ્મીદાસ પોપટલાલ
૧-૦-૦ ,, બ્રહ્મચારી શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજ
૨-૦-૦ ,, કાનજી વાલજી
૨-૪-૦ ,, દ્વારકાદાસ ખેતસી-કરાંચી
૨-૪-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૧-૦-૦ ,, છગનલાલ કાનજી
૨-૦-૦ ,, ખેતસી હંસરાજ
૧-૦-૦ ,, મૂળશંકર ઈશ્વરજી
૧-૦-૦ ,, જીવણદાસ મકનજી

૧-૦-૦ શ્રી. શંભુશંકર પુરુષોત્તમ

૧-૦-૦ ,, બટુકરાય વસંતરાય

૧-૦-૦ ,, વિનોદરાય વસંતરાય

૧-૦-૦ ,, ડૉ. વસંતરાય છબીલરામ

૨-૦-૦ ,, મકનજી વલભજી

૧-૦-૦ ,, ઈશ્વરલાલ ધનેશ્વર

૧-૦-૦ ,, દ્વારકાદાસ ભગવાનલાલ

૧-૦-૦ ,, દુલેરાય બળવંતરાય

૧-૪-૦ ,, કાળીદાસ દેવશી ઠક્કર

૧-૦-૦ શ્રીમતી ત્રિવેણીબા

૧-૦-૦ ,, હીરાલક્ષ્મીબહેન

૧-૦-૦ શ્રી. ઉમીયાશંકર વલભજી

૧-૦-૦ ,, તનસુખરાય વસંતરાય

૧-૦-૦ ,, રાજેન્દ્ર વસંતરાય

૧-૦-૦ શ્રીઆનંદાશ્રમ-ઓખા

૦-૪-૦ શ્રી. માધવજી ગોરધન

૧-૦-૦ બ્રહ્મચારી શ્રી. આત્મપ્રકાશજી

૧-૦-૦ ,, ,, બ્રહ્મપ્રકાશજી

૧-૦-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ

૦-૪-૦ ,, દયાશંકર લક્ષ્મીશંકર

૧-૪-૦ ,, ભાઈશંકર ધનજી દવે

૧૩-૦-૦ શેઠ ભાયાલાલ છોટાલાલ હા૦ શ્રી ભાઈશંકર ધનજી દવે

૧-૦-૦ શ્રી. ઓધવજી હીરજી બધેકા

૨-૦-૦ ,, હરગોવિંદ પીતાંબર ત્રવાડી

૧-૦-૦ ,, દામજી ધેલા

૧-૦-૦ ,, મનજી ધેલા

૧-૦-૦ ,, ગજેન્દ્ર રવિશંકર રાવળ

૧-૦-૦ ,, જનાર્દન પ્રાણશંકર રાવળ

૧-૦-૦ ,, દ્વારકાદાસ હીરજી વૈદ્યરાજ

૨-૦-૦ ,, કેવળચંદ કાનજીભાઈ પારેખ

૧-૦-૦ ,, દેવશંકર મોરારજી-દેવરાણા

૧-૦-૦ ,, પુરુષોત્તમદાસ-મલાડ

૦-૪-૦ ,, સન્મુખરાય

૦-૮-૦ ,, જટાશંકર ત્રિભુવન

૦-૮-૦ ,, વ્યાસ લાલજી મનજી

૦-૮-૦ પરચુરણ

૩-૪-૦ શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટ

૧-૦-૦ શ્રી. દામજી નાગજી-કુંડલા

૧-૦-૦ ,, જેશંકર શિવરામ

૧-૦-૦ ,, ગોવિંદજી કાળા

૦-૮-૦ ,, ગૌરીશંકર ગીલાભાઈ

૧-૦-૦ ,, દામજી આણંદ લુહાર

૨-૦-૦ ,, ભગવાનજી કાનજી

૧-૦-૦ ,, લાધારામ કાનજી

૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર

૧-૦-૦ ,, હરજીવન આણંદજી

૧-૦-૦ ,, ગોવર્ધન જેરામ

૧-૦-૦ ,, ચંપકલાલ મૂળશંકર

૧-૦-૦ ,, લાલજી ઓધવજી

૧-૦-૦ ,, ઓધવજી વાઘજી

૧-૦-૦ ,, જીવાભાઈ કાંયડભાઈ ધાધલ

૫-૦-૦ ,, રાજસી જીવરાજ

૦-૮-૦ ,, જયંતીલાલ રવિશંકર

૦-૪-૦ ,, છોટાલાલ જીવણજી

૦-૮-૦ ,, ગિરિજાશંકર ત્રિકમજી

૦-૮-૦ ,, ધીરજલાલ દયાળજી

૦-૮-૦ ,, કાંતિલાલ દયાળજી

૦-૪-૦ ,, નારણદાસ કાલીદાસ

૧-૦-૦ ,, મણિશંકર ત્રિભુવન ભટ્ટ

૧-૦-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

૧-૦-૦ ,, જીવરાજ કરશન

૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે

૦-૮-૦ ,, જુગતરામ કરશનજી

૧-૦-૦ ,, ચંદુલાલ માવજી

૧-૦-૦ ,, જેઠાલાલ પુરુષોત્તમ

૧-૦-૦ ,, નવલશંકર હરજીવન

૧-૦-૦ ,, દોલતસિંહ જાલમસિંહ

૫-૦-૦ ,, નંદરામ ચતુર્ભુજ

૦-૮-૦ ,, ભૂપતરાય ચુનીલાલ

૧-૦-૦ શ્રીમતી રાધાબાઈ ચુનીલાલ વેલજી

૧-૦-૦ શ્રી. ચુનીલાલ વેલજી.

૧-૦-૦ ,, પરમાનંદ લાલજી.

૧-૦-૦ ,, મોહનલાલ કાલીદાસ લાંબા

૧-૦-૦ ,, લક્ષ્મીશંકર રઘુરામ લાંબા

૧–૦–૦ શ્રી. પોપટલાલ બેચર
૧–૦–૦ ,, અમૃતલાલ કરુણાશંકર
૧–૦–૦ ,, જટાશંકર રઘુરામ
૧–૦–૦ ,, ભાનુલાલ પોપટલાલ
૦–૪–૦ ,, નરભેશંકર હરજીવન
૧–૦–૦ ,, હંસરાજ વીરજી
૧–૦–૦ ,, ચત્રભુજ ભીમજી દવે
૧–૦–૦ ,, શ્રી. રેવાશંકર પુરુષોત્તમ
૧–૦–૦ ,, દુર્લભજી હરિશંકર ભટ્ટ
૧–૦–૦ ,, વિઠ્ઠલ પ્રભુરામ દવે
૧–૪–૦ ,, જટાશંકર મયારામ ઠાકર
૧–૦–૦ ,, ડાહ્યાલાલ અંબારામ જાની
૦–૮–૦ ,, પ્રભાશંકર મૂળજી
૦–૮–૦ ,, જાદવજી વાલજી વ્યાસ
૨–૦–૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી
૧–૦–૦ ,, લાભશંકર ભવાનીશંકર
૧–૦–૦ ,, ભાસ્કરરાય લાભશંકર
૧–૦–૦ ,, ગોરધનદાસ ભોગીલાલ
૧–૦–૦ ,, મગનલાલ હરગોવિંદ ભટ્ટ
૧–૦–૦ ,, મંગળજી માવજી
૦–૮–૦ ,, દેવજી વાલજી
૦–૪–૦ ,, નાનાલાલ મંગળજી
૧–૦–૦ ,, કાલીદાસ ઈશ્વરજી
૦–૮–૦ ,, ગોવિંદ નારણ
૧–૦–૦ ,, નરશીદાસ ગોવિંદજી
૧–૦–૦ ,, રતીલાલ કાનજી
૧–૦–૦ ,, છોટાલાલ મોરારજી
૦–૮–૦ ,, નાથાલાલ કલુભાઈ
૦–૪–૦ ,, મહેશચંદ્ર ચંદુલાલ
૧–૦–૦ ,, ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
૧–૦–૦ ,, પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી
૦–૮–૦ ,, લાલચંદ અમરશી
૦–૪–૦ ,, શિવલાલ બેચરલાલ
૦–૪–૦ ,, શાંતિલાલ દેવશંકર
૧–૦–૦ ,, રામેશ્વર ફૂલજી દવે
૧–૦–૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૧–૦–૦ ,, વામનરાય ગિરિજાશંકર
૨–૦–૦ ,, બાલાભાઈ દયારામ

૧–૦–૦ શ્રી. માણેકલાલ જીવણરામ
૦–૮–૦ ,, નાથાલાલ ખીમજી
૧–૦–૦ ,, માધવજી જેસંગ
૧–૦–૦ ,, રણછોડલાલ અંબારામ
૦–૪–૦ ,, જીવરાજ કાલીદાસ
૦–૨–૦ ,, જગદીશ
૧–૦–૦ ,, માવજી દેવશી
૦–૪–૦ ,, વિનોદરાય
૦–૮–૦ ,, સુરતસિંહ રૂપસિંહ
૦–૪–૦ પરચુરણ
૧–૦–૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે
૧–૦–૦ ,, ઉત્તમરામ નથુરામ કવિ
૧–૦–૦ ,, ભાનુશંકર હરિશંકર
૨–૦–૦ ,, બ્રહ્મચારી શ્રીગહનસ્વરૂપજી
૦–૮–૦ શ્રી. વીરસિંહ કલ્યાણસિંહ
૦–૮–૦ ,, અભેસિંહ રૂપસિંહ
૦–૮–૦ ,, નિર્મળસિંહ ગુણવંતસિંહ
૦–૮–૦ ,, રણજિતસિંહ ખેંગારસિંહ
૧–૦–૦ ,, ખેંગારસિંહ રઘુનાથસિંહ
૦–૨–૦ ,, અમૃતલાલ દેવશંકર
૧–૪–૦ ,, ગોવર્ધન રામજી
૧–૪–૦ દરજી ધરમશી ગોવર્ધન
૧–૦–૦ શ્રી. રઘુરામ આત્મારામ
૧–૦–૦ ,, જેશંકર રામનાથ
૦–૬–૦ ,, લુવાર જાદવજી આણંદ
૧–૦–૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ
૧–૦–૦ ,, સોમજી વાલજી
૦–૮–૦ ,, મોહનલાલ કાનજી
૦–૨–૦ ,, રમણિકલાલ શાંતિલાલ
૦–૨–૦ ,, ગણપતરામ નવલશંકર
૦–૪–૦ ,, ત્રિભુવન મોરારજી
૧–૦–૦ ,, ઓધવજી ખીમજી
૦–૮–૦ ,, ચકુ મૂળજી
૦–૮–૦ ,, પ્રાગજી મૂળજી
૦–૦–૬ ,, ચંદુલાલ મોરારજી
૦–૮–૦ ,, પુરુષોત્તમ રામજી
૧–૦–૦ ,, લાલજી ઝીણાભાઈ
૧–૦–૦ ,, ડાહ્યા કરશન

(બાકીનાં નામો આવતા અંકે)

# પૂજ્યપાદ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મપ્રણીત પુસ્તકો

પૂજ્યપાદ મહારાજશ્રીએ મનુષ્યોના વાસ્તવિક કલ્યાણમાટે પોતાના જીવનના મહામૂલા સમયનો મોટો ભાગ ભિન્ન ભિન્ન અધિકારીઓને સાહાય્યરૂપ થઈ પડે તેવાં ધાર્મિક પુસ્તકો લખવામાં ખર્ચ્યો છે, એ ધાર્મિક જનતાને જ્ઞાત છે. તેઓશ્રીએ રચેલાં નાનાંમોટાં પુસ્તકોની કુલ સંખ્યા ૧૦૦ ઉપરાંત છે.

એ પુસ્તકોમાં કર્મ, ઉપાસના, (ભક્તિ ને યોગ,) તથા તત્ત્વજ્ઞાન આ વિષયોનું સ્વતંત્ર કે મિશ્રરૂપે પ્રતિપાદન છે, જેની સંક્ષિપ્ત વિગત નીચે પ્રમાણે છેઃ—

**ટીકારૂપઃ** પ્રસ્થાનત્રય. (૧ શ્રીઉપનિષદો. ૨ ભગવદ્ગીતા—ચાર પ્રકારની ટીકા. ૩ શ્રીવેદાંતદર્શન—બ્રહ્મસૂત્ર.)

„ યોગવિષયકઃ શ્રીપાતંજલયોગદર્શન. શ્રીયોગકૌસ્તુભ. શ્રીયોગપ્રભાકર. શ્રીનાથ-સ્વરોદય. શ્રીસાંખ્યપ્રવચન.

„ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો. શ્રીપંચદશી. શ્રીપંચદશીસાર. શ્રીરાસપંચાધ્યાયી. શ્રીરુદ્રસૂક્ત, પુરુષસૂક્ત તથા ઈશા વાસ્યાદિ. શ્રીસૂક્ત. શ્રીસામવેદીય રુદ્રપૂજાદિ. શ્રીવિચારસાગર.

**સ્વતંત્રરચિતઃ પત્રરૂપેઃ** પાંચ વિભાગ—શ્રીસદુપદેશદિવાકર પ્રથમકિરણ, દ્વિતીયકિરણ, તૃતીયકિરણ, ચતુર્થકિરણ, પંચમકિરણ તથા શ્રીપત્રકલ્પમંજરી.

„ **દૃષ્ટાંત ને વ્યાખ્યાનરૂપેઃ** શ્રીસુબોધકલ્પલતા. શ્રીપરમસુખી થવાના ઉપાય. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. નવધાભક્તિ. ચાર પુરુષાર્થ.

**ઉપદેશગ્રંથાવલિઃ** અંક ૧ થી ૭૩ સુધીનાં પાંચ પુસ્તકો, જેમાં ઉપરોક્ત વિષયો નાના નાના રહસ્યમય ગંભીર નિબંધોરૂપે સમાયેલા છે.

**કાવ્યરૂપેઃ** શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો. શ્રીનાથકાવ્ય ભાગ ૨ જો. શ્રીભક્તિસુધા. શ્રીવૈરાગ્યનિરૂપણ.

**સ્ફુરણરૂપેઃ** શ્રીવિવેકભાસ્કર પ્રથમરશ્મિ. શ્રીવિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ. મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો.

**કર્મકાંડરૂપેઃ** શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ. શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશ.

**ચિત્રપટ્ટરૂપેઃ** શ્રીપ્રણવપટ્ટ. શ્રીપ્રણવવિસ્તારપટ્ટ.

**ઉપરાંત નાનાંમોટાં પુસ્તકોઃ—**

પરમપદબોધિની. શ્રીમનુષ્યમિત્ર. શ્રીસદુપદેશમાળા. શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. સ્વાભાવિકધર્મ. જીકરીવાણીનું સ્પષ્ટીકરણ. શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. શ્રીદુરાચારગિરિવજ્ર. શ્રીવિનોદમાલા. શ્રીસનાતનધર્મનું નિરૂપણ. શ્રીસુવિચારચંદ્રિકા. શ્રીમહામંત્રમાલિકા. શ્રીઆશૌચવિવેક. વર્ણવિચાર. ભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર. શ્રીગુરુગીતાસાર.

સિવાય વિનામૂલ્યે અપાતાં અન્ય પુસ્તકો. સર્વેનું વિસ્તૃત સૂચીપત્ર પોણા આનાની ટિકીટ મોકલી મગાવીને વાંચવાથી વિષય તથા કિંમતનું વધારે સ્પષ્ટીકરણ થશે.

મળવાનું સ્થળઃ—વ્યવસ્થાપક આનંદાશ્રમ
પોસ્ટ બીલખા કાઠિયાવાડ.

———:૦:———

પ્રાણાયામનિરૂપણઃ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી સંપાદિત રૂા. ૦—૫—૦ ની ટિકિટ મોકલવાથી "આનંદાશ્રમ—પોસ્ટ બીલખા"માંથી મળી શકશે.

Reg. No. B. 3087.

સને ૧૯૪૧ તા. ૨૫ નવેમ્બર.

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે. પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરા પૂજા છે.




શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम
૭૭
૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪


## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

—:o:—

વર્ષ ૧૦ મું
માર્ગશીર્ષ
અંક ૭ મો
સંવત ૧૯૯૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુનું પ્રાકટ્ય થવા મનોવૃત્તિની સદ્‌ગુરુપ્રતિ પ્રાર્થના (કાવ્ય) | ૧૪૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૪૬ |
| ૩ | સંન્યસ્ત ક્યારે લઇ શકાય? | ૧૪૭ |
| ૪ | દુઃખોથી મુક્ત થવા શ્રીનાથશરણની અગત્ય (કાવ્ય) | ૧૪૭ |
| ૫ | નાથ! એકજ વખત દર્શનની ઇચ્છા પૂરી ન કરો? (કાવ્ય) | ૧૪૮ |
| ૬ | પૂજ્ય પંડિતજી શ્રીમાયાપ્રસાદજીનું વ્યાખ્યાન | ૧૪૮ |
| ૭ | આપણું કર્તવ્ય | ૧૫૯ |
| ૮ | શ્રીઆનંદાશ્રમ સમાચાર | ૧૬૨ |
| ૯ | સંવત્ ૧૯૯૮ના કાર્તિકીપૂર્ણિમાના મહાપૂજનાદિની ભેટ. | ૧૬૬ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબ્હેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)**

### જરૂરી

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

---


**તંત્રી અને પ્રકાશકઃ** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.

**સહતંત્રીઃ** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.**

---

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૮ માર્ગશીર્ષ [ અંક ૭

## શ્રીસદ્ગુરુનું માહાત્મ્ય અથવા મનોવૃત્તિની સદ્ગુરુપ્રતિ પ્રાર્થના

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

રાગ માઢ.

ગુરુજી! આવો મારે દેશ, આવો મારે દેશ;
ગુરુજી! આવો મારે દેશ, તમારું રમણીય રૂપ હમેશ! ગુરુજી! ટેક.
ક્ષણ ક્ષણ વાટ હું જોઉં તમારી, આતુરતાથી હમેશ;
રુદન કરું નીસાસા મૂકું, દયા કરો હે દીનેશ! ગુરુજી૦ ૧
ભૂખ છતાં ભોજન નવ ભાવે, તરસ્યાં જલ ન રમેશ;
રાતદિવસ નિદ્રા નવ આવે, સાચું કહું હૃદયેશ! ગુરુજી૦ ૨
તમવિણ અન્ય દુઃખમય ભાસે, સુખ નહિ ક્યાંઈ લેશ;
છો સુખઘન આપ એકજ, વાર કરો હ્રષિકેશ! ગુરુજી૦ ૩
ખેડુત વાટ જુએ વૃષ્ટિની, વિરહિણી પતિ વિદેશ;
ક્ષુધિત તૃષિત ઇચ્છે અન્નજલ, તેમ ઇચ્છું પરમેશ! ગુરુજી૦ ૪
માર્ગ સુધારી જલ છંટાવું, પથરાવું પુષ્પો દ્વેશ!
ઘર શણગારું તન શણગારું, શણગારું મન અશેષ. ગુરુજી૦ ૫
નેણાં ભરી ભરી પ્રેમે નિરખી, ભૂલું જગત્ સુરેશ!
મારું તારું સર્વે ભૂલી, વસું તમ રૂપે વિશ્વેશ! ગુરુજી૦ ૬

———:૦:———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્]

માણસોને તેમનાં આગળનાં કર્મપ્રમાણે ઈશ્વરે પેદા કર્યાં છે. ઈશ્વરની સ્વેચ્છાએ કે જીવ પોતાની ઈચ્છાએ પેદા થયો નથી.

આપણું બુરું કરનારનું બુરું કરવું તે કેટલેક અંશે પાપ ગણાય છે.

જો પરમાત્માનું માહાત્મ્ય (મહિમા) શાસ્ત્રોથી ને મહાત્માઓથી ખરાબર સમજાય તો પરમાત્મામાં પોતાના મનને માણસ પ્રેમવડે સારી રીતે સ્થિર કરી શકે.

બધાં દુઃખોથી મોકળા થવું ને પરમાનંદમાં વિરામવું તે મુક્તિ. તે મુક્તિથી ઊતરતા દરજ્જાની મુક્તિમાં દુઃખનો નાશ ને આનંદની પ્રાપ્તિ થોડા પ્રમાણમાં હોય છે.

ઈશ્વરનું શુદ્ધ સ્વરૂપ આપણા આત્માથી જુદું નથી.

મંત્ર એટલે દેવને કે ઈશ્વરને પ્રસન્ન કરવામાટે પોતાના અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતા કરનારા શાસ્ત્રે કહેલા અમુક અમુક શબ્દો.

ઈશ્વરને મનુષ્યોની ભક્તિની દરકાર નથી. ભક્ત પોતાના કલ્યાણમાટે તેમની ભક્તિ કરે છે.

અજ્ઞાનીને ગુરુ કરવાથી શિષ્યનું કલ્યાણ ન થાય. શિષ્યની તેવા ગુરુમાં શ્રદ્ધા હોય તો આગળ જતાં તેને જ્ઞાની ગુરુ મળે, ને તેમની આજ્ઞાપ્રમાણે વર્તવાથી તેનું કલ્યાણ થાય.

જો હૃદય પ્રભુનું માહાત્મ્ય સમજતું હોય તો લગ્ન કરવાથી ઈશ્વરનો પ્રેમ મેળવવામાં મનુષ્યને અડચણ આવતી નથી.

પોતાના સમર્થ ગુરુને ઈશ્વરજેવા સમજવામાં પુણ્ય મનાય છે.

હલકો, પવિત્ર, પથ્ય ને પરિમિત આહાર લેવાથી મનુષ્યનું મન સત્ત્વગુણવાળું રહે છે.

વિવેકવૈરાગ્યથી, ઉત્તમપુરુષોના સંગથી ને સારા વાચનથી મનુષ્યના મનનું શુભ બલ વધવાથી મનના પ્રબલ વિકારોથી મનુષ્યનું મન પરાભવ પામતું નથી.

અંતઃકરણને ઈષ્ટ ન લાગતું હોય એવા કર્મમાં અંતઃકરણાદિની પ્રવૃત્તિ થવાના હેતુ તીવ્ર દુર્વાસના, અધૈર્ય ને પ્રમાદ એ દોષો છે.

શ્રદ્ધા ને ઉત્સાહપૂર્વક યથાવિધિ ઇષ્ટમંત્રનો જપ ને પરમાત્માનું ધ્યાન થવાથી તેના પરિપાકે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ તે મનુષ્યને ઊતાવળે થાય છે.

જે મનુષ્ય મંત્રજપ કે પ્રાર્થના કરતો નથી તેના કરતાં જે મનુષ્ય મંત્રજપ કે પ્રાર્થના સમજ્યાવિના પણ કરતો હોય તે કાંઈક પુણ્ય પ્રાપ્ત કરે છે, અને જે મનુષ્ય અર્થ તથા ભાવ સમજી શ્રદ્ધાપ્રીતિથી મંત્રજપ ને પ્રાર્થના કરે છે તેને તેના કરતાં વધારે પુણ્યનો લાભ થાય છે.

પરમાત્માના શુભગુણોના ને તેમના મહાસામર્થ્યના જ્ઞાનપૂર્વક તેઓશ્રીમાં જે અડગ અનન્ય વિશુદ્ધ પ્રીતિ કરાય તે તેઓની સાચી ભક્તિ કરી કહેવાય, ને પરમાત્માનું ઉપર કહેલું માહાત્મ્ય સમજી મનને તેમના સ્વરૂપમાં એકાગ્ર

કરી વાણીવડે તેમની સ્તુતિ કરાય તે તેમની સાચી પ્રાર્થના કરી કહેવાય.

ભોગમોક્ષેચ્છુએ શ્રીગણપતિ આદિ દેવોની ને તેમની શક્તિઓની પૂજા કરવી, ને મોક્ષેચ્છુએ દેવોમાં તેમની શક્તિઓનો અંતર્ભાવ ગણી માત્ર તે દેવોનીજ પૂજા કરવી, અને શ્રીસદ્ગુરુના સ્થૂલજેવા પ્રતીત થતા પ્રાકૃતતનુની પણ પૂજા કરવી.

મહેશ્વરનું પ્રથમ સગુણસાકારરૂપ ધારી પછી અંતઃકરણની યોગ્યતા વધે તેમનું સચ્ચિદાનંદસ્વરૂપ ચિંતવવું. (ચાલુ)

## संन्यस्त क्यारे लइ शकाय ?

એક ગૃહસ્થની સંન્યાસ લેવાની ઇચ્છા થતાં તે સંબંધે તેમણે પૂજ્યપાદ સદ્ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનનો અભિપ્રાય પૂછાવેલો તેના ઉત્તરમાં તેઓશ્રીએ લખાવેલું કેઃ—

"જો તમારા અંતઃકરણમાં તીવ્ર વૈરાગ્ય પ્રકટ્યો હોય, તમારી અહંતા-મમતા શિથિલ થયેલી તમને અનુભવાતી હોય, સંસારના-સગાંવહાલાંના-પ્રસંગો તમારા ચિત્તને હવે આકર્ષી નહિ શકે એમ અનુમાન કરી શકાતું હોય, વર્તમાન સ્થિતિમાં વેદાંતનું મનન ને નિદિધ્યાસન કરવાની તમને પ્રતિકૂલતા જણાતી હોય, અને નવી (સંન્યાસીની) સ્થિતિમાં તેમ કરવાની અનુકૂલતા પ્રતીત થતી હોય, તથા તિતિક્ષાપૂર્વક શાસ્ત્રોક્ત સંન્યાસીના ધર્મો પાળી શકવાનું તમારું મનોબલ તમને જણાતું હોય તો તમારાં ધર્મપત્નીની પ્રસન્નતાપૂર્વક અનુમતિ મેળવી તમારાથી સંન્યસ્ત લઈ શકાય.

તમારા તનમનની સ્થિતિ, વર્તમાનકાલમાં સંન્યાસીઓના મોટા ભાગની સ્થિતિ અને તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ એ ત્રણનો કેટલોક સમય સ્વસ્થ મને પૂરતો વિચાર કરી, પછી પ્રવૃત્તિ કરશો, ઉતાવળ ન કરશો.

---*---

## दुःखोथी मुक्त थवा श्रीनाथशरणनी अगत्य

[લેખકઃ ટોકરસી ગોવિંદજી ચંદારાણા]

(સુખ કહ્યું ન જાય સત્સંગનું રે, એ લય.)

દુઃખ કહ્યું ન જાય સંસારનું રે, અંગોઅંગમાં પીડા થાય. ટેક.
ગર્ભવાસના દુઃખને શું કહું રે, નરકદુઃખથી ચડતું ગણાય. દુઃખ૦ ૧
જન્મકાળની પીડા મહાન્ છે રે, પ્રભુ ઉગારે તોજ ઉગરાય. દુઃખ૦ ૨
ન્હાનપણના દુઃખનો ન અંત છે રે, પરાધીનતામાં જીવન જાય. દુઃખ૦ ૩
યુવાવસ્થાનાં સંકટો અપાર છે રે, વિત્તૈષણાદિ[1] આયુષ્ ખાય. દુઃખ૦ ૪
જરાદુઃખો[2] તો આરો આંક વાળતાં રે, સંતાન પણ અવગુણ ગાય. દુઃખ૦ ૫
રોગાદિની પીડા તો અસહ્ય છે રે, બલાત્કારે જ 'રામ' ગવાય. દુઃખ૦ ૬
આવા ભયપ્રદ દુઃખથી છૂટવા રે, મુમુક્ષુનેજ ઇચ્છા થાય.[3] દુઃખ૦ ૭
શ્રીનાથબાલ એમાં એમ ભણે રે, દુઃખો પિતાજી શરણે વિલાય. દુઃખ૦ ૮

---

૧ વિત્તૈષણા પુત્રૈષણા ને લોકૈષણા. ૨ વૃદ્ધાવસ્થાનાં દુઃખો. ૩ સંસારી જીવો તો આ દુઃખો પ્રત્યક્ષપણે જોતા-અનુભવતા છતાં તેમાંથી ઉગરવા ઇચ્છતાજ ન હોય તેમ વર્તે છે.

## नाथ ! एकज वखत दर्शननी इच्छा पूरी न करो ?

(રાગ: દરબારી કહાનરાની રાહ...)

જય જય સદ્‌ગુરુ પ્રભુ મ્હારા (૨)
અખિલભવના આપ ખરા છો, માત્ર એક પ્રભુ તારા[1]...જય...
અવતારી થઈ ઈશ છતાંએ, પ્રગટ નહિ કાંઈ કીધું;
જ્ઞાનગંગા સરિતા છલકાવી, તાર્યા ભક્ત બહુ સારા...જય...
હતું તનુ પ્રભુ આપ તણું ત્યાં, દોડી દુઃખિયા આવે;
ક્યાં જાવું હવે નાથ! બતાવો, દર્શન કરવા પ્યારા...જય...
બાલ અબુદ્ધ અમે સેવક ત્હારા, જ્ઞાન કશું નવ અમને;
"શરણે આવ્યા, ઉગર્યા" જાણ્યા, એવા વિચાર અમારા...જય...
જ્ઞાન, દાન, તપ કાંઈ નવ કીધાં, ભક્તિભાવે ભજીએ;
દર્શન આપી એક વખત પ્રભુ, અમર કર સહુ ત્હારા...જય...

દાસાનુદાસ, ચર્ણરજ દિનકર.

—:o:—

## पूज्य पंडितजी श्रीमायाप्रसादजीनुं व्याख्यान

[ આનંદાશ્રમ-બીલખા ]

શ્રીઆનંદાશ્રમમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રી શ્રીમન્નાથભગવાનના કાર્તિકસુદિ પૂર્ણિમાના મહાપૂજનોત્સવપ્રસંગે આધ્યાત્મિક સાધનક્રમના દિવસોમાં જામનગર-શ્રીઆણંદાબાવાની જગ્યાના મહંત પૂજ્ય પંડિતજી શ્રીમાયાપ્રસાદજીએ ભિન્ન ભિન્ન વેળા શ્રેયોભિલાષીઓનાં હૃદયમાં સચોટ અસર થાય તેવાં ભાવવાહી વ્યાખ્યાનો આપી શ્રોતૃવૃંદને રસમય કરી મૂક્યો હતો. તે વ્યાખ્યાનોનો સાર આ નીચે આપવામાં આવે છે:—

પૂજ્ય પંડિતજીએ નીચે પ્રમાણે મંગલાચરણ કરી વ્યાખ્યાનનો આરંભ કર્યો હતો.

" यो ब्रह्माणं विदधाति पूर्वं, यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवमात्मबुद्धिप्रकाशं, मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ "

(જે પરમાત્મા પ્રથમ શ્રીબ્રહ્માજીને પ્રકટાવે છે અને જે પરમાત્મા તેમના હૃદયમાં વેદોને સ્ફુરાવે છે. તે જીવાત્માની બુદ્ધિને પ્રકાશ આપનાર સ્વયંપ્રકાશ અંતર્યામી પરમાત્માનું શરણ હું મોક્ષાર્થી થયો છતો પામ્યો છું.)

આજે અમારું આનંદાશ્રમમાં આવવું થતાં આનંદાશ્રમની પવિત્રતા અને શાંતિ જોઇને અમને ઘણો આનંદ થયો છે, ને અમો પવિત્ર થયા છીએ. આનંદાશ્રમ કેમ જાણે સનાતનધર્મની શાળારૂપ હોય તેમ અમને જણાયું છે.

જીવનું વાસ્તવિક કલ્યાણ પોતાના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનથી થાય છે, પણ જ્યાંસુધી જીવના હૃદયમાં મલ, વિક્ષેપ ને આવરણ આ દોષો હોય ત્યાંસુધી તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થતું નથી. એ દોષોને દૂર કરવામાટે જીવે પ્રયત્ન કરવો જોઇએ.

મલદોષની (પાપસંસ્કારની) નિવૃત્તિ ફલેચ્છારહિત નિત્યનૈમિત્તિક કર્મ કરવાથી થાય છે, ને તેથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. પોતાના ઇષ્ટદેવની નિષ્કામભાવે ઉપાસના

---

૧ તારનાર.

કરવાથી વિક્ષેપદોષની નિવૃત્તિ થઇ ચિત્તની-ચંચળતા શમે છે. ચિત્ત શાંત થાય છે. આ અભયની પૂર્વાવસ્થા છે.

શુદ્ધ અને શાંત થયેલા ચિત્તમાં રહેલા આવરણદોષને દૂર કરવામાટે સ્વસ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા છે. એ જ્ઞાન બ્રહ્મશ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પુરુષદ્વારા પ્રાપ્ત થાય છે. એવા પુરુષની ઓળખ બરાબર થવી જોઇએ. એવા મહાપુરુષ આનંદાશ્રમમાં બિરાજ્યા છે કે જેમણે આનંદાશ્રમ સ્થાપી પોતાના જીવનની પવિત્રતાવડે આનંદાશ્રમને અને સર્વ શરણાગતોને પવિત્ર કર્યાં છે. એ મહાપુરુષની ઓળખ આપવામાટે તેઓશ્રીનું નામાભિધાન ઉચ્ચારવું જોઇએ. મહાપુરુષનું નામ ન બોલવું જોઇએ એવી શાસ્ત્રમર્યાદા છે. શાસ્ત્રવચન છે કેઃ—

"आत्मनाम गुरोर्नाम, नामातिकृपणस्य च।
श्रेयस्कामो न गृह्णीयात्, ज्येष्ठापत्यकलत्रयोः॥"

(કલ્યાણની કામનાવાળાએ પોતાનું નામ, ગુરુનું નામ, ને અતિ કૃપણનું નામ તથા મોટા દીકરાનું ને સ્ત્રીનું નામ ન બોલવું જોઇએ.)

कृपणो हि कः? आत्महा, कार्पण्यदोषयुक्तः सः कृपणः (કૃપણ કોણ? જે મનુષ્ય પોતાનું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ છે તેને બદલે હું શરીર છું એમ કહી આત્માનો ઘાત કરે છે તે. આમ જે કૃપણતાદોષયુક્ત છે તે કૃપણ કહેવાય.

નામ ન ઉચ્ચારીએ તો વ્યવહાર ન થઇ શકે. ભગવદ્ ભાષ્યકાર શ્રીઆદ્યશંકરાચાર્યજીનો અભિપ્રાય છે કે નામથીજ વ્યવહાર થઇ શકે. કેમકે "भगवत्पदवाच्यः महापुरुषः" જેમનું નામ આપણે ઉચ્ચારવાનું છે તે મહાપુરુષ ભગવદ્રૂપ છે. તેમના નામનું ઉચ્ચારણ કરવાથી ભગવાનના નામનું ઉચ્ચારણ થઇ જાય છે. તેઓશ્રીનું વ્યાવહારિક નામ नाथुराम ઇતિ. એ નામમાં नाथ ધાતુ છે. नाथ ધાતુના યાંચા, ઉપતાપ, ઐશ્વર્ય અને આશિષ્ એમ ચાર અર્થ છે.

બીજું પદ રામ છે. रमन्ते योगिनो यस्मिन् इति रामः- (યોગીઓ જેમાં રમણ કરે છે તે રામ.) એ વ્યુત્પત્તિ એમના જીવનથી અન્વર્થ છે; કેમકે સંપૂર્ણ જીવન તેઓ સચ્ચિદાનંદઘન રામમાંજ રમ્યા છે.

હવે नाथ ધાતુના જે ચાર અર્થો યાચના, ઉપતાપ, ઐશ્વર્ય અને આશિષ્ કહ્યા તે તેઓશ્રીના જીવનમાં કેવી રીતે અન્વર્થ થયા છે તે વિચારીએ:—

તેમણે પોતાના જીવનમાં યાચના કોની કરી છે? લૌકિક પદાર્થની કે સ્વરૂપસાક્ષાત્કારની? લૌકિક પદાર્થની યાચના તે સાચી યાચના નથી, પણ બીજી જે સ્વરૂપ—સાક્ષાત્કારની યાચના છે તેજ ખરી યાચના છે, અને એ બીજી યાચનાજ તેમણે કરી છે તે તેમના જીવનમાંથી મળી આવે છે. તેઓશ્રીનું જીવનચરિત્ર અમે વાંચ્યું. તેમાં જ્યારે પોતે હિમાલયમાં પધાર્યા છે તે પ્રસંગે પોતે જે દોહરા લખ્યા છે તે દોહરા વાંચતાં અમોને શ્રુતિના વાચનજેવોજ આનંદ થયો છે. એ દોહરાની વાણીમાં કેવો આનંદ છે તે તેમના દોહરાથીજ જણાશે. એ દોહરા ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિ મહેશ્વરની શક્તિપાતસમયના છે.

"પૂર્ણાહુતિ બેમાંથી નથુ, એકતણી નહી જાણ;
દર્શન થાતાં વિરહની, નહિ તો આખર પ્રાણ."

સ્વરૂપસાક્ષાત્કારમાટે પોતાની કેટલી દૃઢતા છે? આવી દૃઢતા મુમુક્ષુની જોઇએ.

સ્વરૂપસાક્ષાત્કારમાટે તેમણે પ્રાણની પણ દરકાર નથી રાખી. તેમની પ્રભુપાસે શ્રી યાચના હતી તેનું રહસ્ય આ દોહરામાંથીજ જણાય છે. આનું નામજ સાચી યાચના. નાથધાતુનો એ પ્રથમ અર્થ તેમણે સાર્થક કર્યો.

**નાથ** ધાતુનો બીજો અર્થ **ઉપતાપ. સંસારી** જીવો સામાન્યરીતે કામાદિ દોષોથી તપી રહેલા છે તે ઉપતાપ નહિ, પણ ઊલટું પોતે એ દોષોને તપાવ્યા. ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિના દર્શનની ઉગ્ર ઇચ્છાવડે-વિરહના તાપવડે-એ દોષોને તેમણે તપાવ્યા-બાળ્યા. શિવશક્તિના પાતથી આ દોષોનું **ઉપતાપન** કર્યું. નાથધાતુનો આ બીજો અર્થ તેમણે સાર્થક કર્યો.

સંવત્ ૧૯૭૫માં મુંબઇમાં વૈદ્ય કૃપાશંકરભાઇદ્વારા અમને તેમનાં પ્રથમ દર્શન થયાં હતાં. તે વેળા તેમનાં નેત્રોમાં અતિ ઉચ્ચભાવ ભરેલો અમે જોઇ શક્યા હતા. અન્યના ચિત્તને ખેંચવાનાં રશ્મિઓ નેત્રોમાં ભરેલાં જણાયાં હતાં. એ રશ્મિઓની પ્રાપ્તિ શિવ-શક્તિપાતથી થયેલ.

**નાથ** ધાતુનો ત્રીજો અર્થ **ઐશ્વર્ય.** પરમસંતોષ એ સંતોનું ઐશ્વર્ય છે. લૌકિક વિષયોરૂપ ઐશ્વર્ય સંતોનું ઐશ્વર્ય નથી. પરમસંતોષરૂપ સંતોનું ઐશ્વર્ય તેમણે મેળવ્યું હતું. નાથધાતુનો આ ત્રીજો અર્થ તેમણે સાર્થક કર્યો.

**નાથ** ધાતુનો ચોથો અર્થ **આશિષ્-આશીર્વાદ.** તેમનામાં ભગવાન્ શ્રીદક્ષિણામૂર્તિનો આવેશ થયો-શક્તિપાત થયો, સ્વરૂપસ્થિતિ થઇ. આ તેમણે આશીર્વાદ મેળવ્યો ને પછી તેઓશ્રી જિજ્ઞાસુઓને આશીર્વાદ આપનારા થયા. નાથધાતુનો આ ચોથો અર્થ સાર્થક થયો.

**देहपातस्तथा कम्पः परमानंदहर्षणे ।**
**स्वेदो रोमांच इत्येतच्छक्तिपातस्य लक्षणम् ॥**

( દેહપાતઃ-શરીરનું પડી જવું. પ્રકંપઃ-શરીરમાં કંપ થવો. તેવીજ રીતે પરમાનંદ ને પ્રહર્ષણ-અતિ આનંદ. સ્વેદઃ-શરીરમાંથી જળ છૂટવું. રોમાંચ થવોઃ-શરીરપરનાં રૂંવાડાં ઊભાં થવાં. આ બધાં શક્તિપાતનાં લક્ષણો છે. )

એઓશ્રીના જીવનચરિત્રનો લેખ વાંચવાથી અમોને અતિ આનંદ આવ્યો છે.

તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિભગવાન્ના ધ્યાન આદિથી જે ઇષ્ટસિદ્ધિ થઈ છે તે તેમનાં પ્રતિમાજીનું ધ્યાન આદિ કરવાથી સૌને થાય આ નક્કી સમજજો. કેમકે સત્ પુરુષોમાં આવી અપૂર્વતા હોય છે. તેઓશ્રીનાં પ્રતિમાજીસામે ત્રાટક કરવાથી ચિત્ત એકાગ્ર થઇ જાય છે.

આગળ કહેવામાં આવ્યું છે કે તેમનાં નેત્રોમાં અન્યને આકર્ષવાનાં રશ્મિઓ હતાં. ત્રાટકવડે તેઓ મનુષ્યની મનોવૃત્તિ ફેરવી શકતા. આ સંબંધે શ્રી. કૃપાશંકરભાઈ વૈદ્યે તથા મહુવામાં એક બધેકા ( ઔદીચ્ય બ્રાહ્મણ ) માસ્તર હતા તેમણે તેમનો અનુભવ અમને કહેલો. શ્રી. વૈદ્યની વૃત્તિ ત્રાટકવડે ફેરવેલી, અને શ્રી. બધેકાની અનેક શંકાઓ ત્રાટકવડે નિવૃત્ત કરેલી. માત્ર દૃષ્ટિપાતથી અન્યની મનોવૃત્તિમાં ફેરફાર થઈ જવો એ સામર્થ્ય શક્તિપાતથીજ પ્રાપ્ત થઈ શકે છે. જેમનામાં એ પરમશિવની શક્તિનો પાત થયો છે તેમનોજ ઉપદેશ આપવાનો અધિકાર છે.

હવે અહીં એ વિચારવાનું થાય છે કે આવા પુરુષોનો સંગ થયા છતાં તેમના ઉપદેશનો યથાર્થ લાભ લેવામાં રુચિ કેમ થતી નથી? તેના ઉત્તરમાં કહેવું જોઈએ કે પાપસંસ્કારરૂપ પ્રતિબંધકોને લઇને રુચિ થતી નથી. આ વિષય નીચેના એક દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થઈ શકશે.

કાશીક્ષેત્રમાં એક પરમપૂજનીય સ્વામી વિશુદ્ધાનંદજીનામે સંન્યાસી હતા. તેઓ સમર્થ વિદ્વાન્ હતા શ્રીશિવકુમારજી શાસ્ત્રી પણ તેઓની પાસે ભણેલા તે સ્વામીજીની પાસે એક મારવાડી ગૃહસ્થ શ્રવણ કરવા આવતા. તેનું હૃદય પાપસંસ્કારયુક્ત હોવાથી ૭ વર્ષ-સુધી શ્રવણ કર્યા છતાં કાંઈ પણ અસર ન થઈ. ત્યારે તેણે સ્વામીજીને પૂછ્યું કે મહારાજ! હું આટલા સમયથી આપની પાસે શ્રવણ કરું છું, છતાં આપના પ્રતિ મને સદ્ભાવ કેમ પ્રકટતો નથી? ને આપના ઉપદેશની અસર કેમ થતી નથી?

ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું કે તમે કોઈ પ્રસિદ્ધ પાપ તો નથી કર્યું? તેના જવાબમા તે ગૃહસ્થે કહ્યું કે ના મેં એવું કોઈ પ્રસિદ્ધ પાપ નથી કર્યું. સ્વામીજીએ આગ્રહપૂર્વક પૂછ્યું કે પાપસંસ્કારસિવાય તમારા હૃદયની આવી સ્થિતિ ન હોય છેવટે તે ગૃહસ્થ પોતે કરેલ ગુપ્ત પાપ સ્વામીજીની પાસે સ્વીકારે છે, ને કહે છે કે: હું એક રૂના વેપારીની પેઢીમાં નોકર હતો મેં એ વેપારીનો વિશ્વાસઘાત કરવારૂપ પાપ કર્યું છે. તેની પેઢીમાંથી અમુક નાણાં મેં ઉચાપત કર્યા છે માટે એ પાપનો પ્રતીકાર શી રીતે થઇ શકે? સ્વામીજીએ કહ્યું કે: જેટલા રૂપીઆ તમે લીધા હોય તેટલા રૂપીઆ ને જેટલાં વર્ષ થયા હોય તેટલા વર્ષનું વ્યાજ શેઠને આપી તેની પાસે તમે ક્ષમા માગો ગૃહસ્થ કહે. રૂપીઆ આપું પણ ક્ષમા ન માગું તો? સ્વામીજી કહે: રૂપીઆ માત્ર આપવાથી નહિ ચાલે, મનમાં જે નડતર છે તે કાઢવાની છે. ગૃહસ્થ તેમ કરવા તૈયાર નથી.

જુઓ તો ખરા, મનુષ્યો બહારની ફજેતીથી ડરે છે, આંતરિક ફજેતીથી ડરતા નથી પાપ કરતાં મનુષ્ય, મનુષ્યથી ડરે છે, પણ જે પ્રભુ–સાક્ષી–અંતર બેઠા જુએ છે તેની પરવા કરતા નથી તેનાથી ડરતા નથી.

શ્રીરામાનુજાચાર્યજી શ્રીયાદવસ્વામીપાસે ભણતા હતા શ્રીરામાનુજાચાર્યઉપર શ્રીયાદવ-સ્વામીની કન્યાને મોહ થયો. કન્યાએ એકાંતમાં પ્રેમયાચના કરી. શ્રીરામાનુજાચાર્યે ના કહી. કન્યા કહે અત્રે કોઈ જોતું નથી શ્રીરામાનુજાચાર્યજીએ કહ્યું– અંતર્યામી–સાક્ષી જુએ છે. દુનિયાથી નહિ, પણ એ સાક્ષીથી ડરવું જોઈએ.

છેવટે એ ગૃહસ્થે લીધેલા રૂા વ્યાજસાથે શેઠને મોકલી આપ્યા, પણ પોતાનું નામ ન પ્રસિદ્ધ કર્યું. રૂા મોકલ્યા છતાં પણ ચિત્તમાં શાંતિ થતી નહોતી, તેથી સર્વ હકીકત સ્વામીજીને નિવેદન કરી. સ્વામીજીએ કહ્યું ચાલો મારી સાથે હું બધું ઉચિત કરાવી આપીશ.

[ અહીં ચાલુ પ્રસંગે ના દરબારશ્રી રાવતવાળા સાહેબના રાણીશ્રી આવતાં જામ-નગરના રાણીસાહેબનું દૃષ્ટાંત આપીને કહ્યું કે– આપે સીસરેની રીતથી રાજમાતા તરીકે પ્રજાને દર્શનનો લાભ મળશે, અને આપ પ્રજાના હિતમા કંઈ ફાળો આપી શકશો, વગેરે શબ્દોથી રાજ્યધર્મનો ઉપદેશ પ્રસંગાનુકૂળ રીતે કર્યો હતો ]

સ્વામીજી એ ગૃહસ્થને સાથે લઇને શેઠપાસે ગયા. શેઠને પૂછ્યું કે આપના ગુમાસ્તા ગુમાનીરામજીએ આપને અમુક રૂા. મોકલ્યા છે તે આપને મળ્યા હશે. શેઠે કહ્યું કે મને લાખ રૂા મળ્યા છે, પણ કોણે મોકલ્યા તે નામ મળ્યું નથી એટલે સ્વામીજીએ સર્વ હકીકત કહીને ગુમાનીરામજીની હકીકતથી શેઠને વાકેફ કર્યા. શેઠે કહ્યું: હું તો ગુમાનીરામજીને બહુજ પ્રમાણિક માનું છું ને મને તેને માટે ઊંચો ભાવ છે. ત્યારે ગુમાનીરામજીએ શેઠપાસે કબૂલ કર્યું કે–શેઠજી! મેં ચોરી કરી છે એ સાચી વાત છે હું મારા પાપને આપની પાસે પ્રસિદ્ધ કરું છું આમ પાપના સ્વીકારથી શેઠ

બહુજ પ્રસન્ન થયા ને ગુમાનીરામજીએ મોકલેલા રૂ. સવાલાખ તથા તેથી બમણા રૂ. અઢી લાખ શેઠે કાઢી એ રકમમાંથી કલકત્તામાં એક **શ્રીવિશુદ્ધાનંદ વિદ્યાલય** સ્થાપ્યું.

આવી રીતે ગુમાનીરામજીના હૃદયમાંથી પાપસંસ્કારરૂપ પ્રતિબંધક દૂર થવાની સાથેજ તેને સ્વામીજીપ્રતિ સદ્‌ભાવ પ્રકટ્યો ને તેમના ઉપદેશપ્રમાણે તે વર્તવા લાગ્યો.

બ્રહ્મનિષ્ઠ પુરુષોઉપર પ્રીતિ નહિ પ્રકટવામાં હૃદયરૂપ આરીસાની અયોગ્યતાજ કારણરૂપ છે. બાકી સત્પુરુષોની તો સર્વત્ર સમતાજ હોય છે.

ઉપદેષ્ટા સર્વ સિદ્ધાંતોનો સમન્વય કરવાના સામર્થ્યવાળા જોઇએ. શ્રીઆચાર્યશિરોમણિ બ્રહ્મવિદ્યામાર્તંડ શ્રીશંકરાચાર્યભગવાન્‌પાસે બાહ્યસત્તા નહોતી, પણ તેમનામાં અપૂર્વ શક્તિ હતી. અદ્‌ભુત સમન્વયભાવ હતો. સમન્વયભાવમાંજ આચાર્યની સાર્થકતા છે.

આચાર્યનું વર્તન પણ પોતાના ઉપદેશને અનુકૂલ હોવું જોઇએ. જો તેમ ન હોય તો તેમના ઉપદેશની શ્રોતાઓઉપર અસર થતી નથી. આ સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છેઃ—

એક વિધવા બ્રાહ્મણી હતી. તેને એકનો એક ખોટનો પુત્ર હતો. પુત્રને રોજ સવારના ૪ વાગે ગોળ ખાવાની ટેવ હતી. માતા પુત્ર ઉપરના પ્રેમને લીધે પોતે ભૂખી રહે, પણ પુત્રને ગોળ ખવરાવે. પુત્રની આવી ટેવથી કંટાળીને તે બ્રાહ્મણીએ એક મહાત્માને પોતાના પુત્રની કુટેવ મટવાનો ઉપાય પૂછતાં કહ્યું:—મહારાજ! પૂરતા રોટલા ખાવા મળતા નથી ને છોકરો રોજ સવારે ગોળ ખાવા માગે છે. રોજ મારે ગોળ ક્યાંથી લાવી આપવો? મહાત્માએ કહ્યું: જાઓ બાઈ! કાલથી છોકરો ગોળ નહિ ખાય. સાંભળીને બાઇ રાજી થઇ ઘેર ગઇ. બીજે દિવસે છોકરાએ ચારને બદલે ત્રણ વાગે ગોળ માગ્યો. બાઇનું હૃદય યોગ્ય હોવાથી બાઇને મહાત્માનાં વચનમાં અશ્રદ્ધા ન ઉપજી—મહાત્માનો દોષ ન જોયો; પણ પોતાના છોકરાનો દોષ જોયો. વળતે દિવસે બાઇ મહાત્માપાસે ગઇ. મહાત્માએ પૂછ્યું: કેમ છોકરાએ ગોળ માગ્યો હતો? બાઇ કહેઃ મહારાજ! એ તો એમનું એમ. આજતો ઊલટો ચારને બદલે ત્રણ વાગે ગોળ માગ્યો. મહાત્માને પોતાને મધુરરસમાં રાગ હતો તેથી તેના વચનની અસર છોકરાને ન થઇ. પછી મહાત્માએ પોતેજ મધુરરસ લેવાનું બંધ કરીને કહ્યું કેઃ બાઈ! જાઓ કાલથી છોકરો ગોળ નહિ માગે, અને ખરેખર પછી છોકરાની ગોળ માગવાની ટેવ છૂટી ગઇ.

આચાર્યના જીવનમાં પાલન પહેલું ને ઉપદેશ પછી હોવો જોઈએ. આવું વર્તન પૂજ્યપાદ મહાત્માશ્રીમાં હતું તેથીજ તેમના શિષ્યવર્ગમાં તેનું પાલન અમે મુંબઈ વગેરે સ્થળોમાં સારી રીતે જોઇ શક્યા છીએ. સારા સારા ગૃહસ્થોમાં તેઓશ્રીના ઉપદેશની અસર છે.

તેઓશ્રીમાં— आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि।
स्वयमाचरते यस्मादाचार्यस्तेन कथ्यते॥

એ આચાર્ય લક્ષણ બરોબર ઘટે છે.

જેમ બગીચામાંથી પુષ્પો વીણાય તેમ શાસ્ત્રોમાંથી કર્મ, ઉપાસના ને જ્ઞાનપ્રતિપાદક સિદ્ધાંતોનો અનુભવપૂર્વકનો સંગ્રહ કરીને તેઓશ્રીએ આચરેલ છે. યથાક્રમથી અનુષ્ઠાન કરેલ છે. આવા પુરુષોનેજ અન્યને ઉપદેશ આપવાનો અધિકાર છે. બીજાના સંદેહ નિવૃત્ત કરવાનું સામર્થ્ય ન હોય તો એ આચાર્યત્વ ઉછીનું લીધેલું ગણાય. જેમ પૃથ્વીની રજમાં પોતાની ગરમી નથી, પણ સૂર્યના તાપથી તે તપે છે તેથી તે ગરમી સૂર્યની ઉછીની લીધેલી કહેવાય તેમ.

તેઓશ્રીએ શાસ્ત્રોમાંથી આગ્રહન–અનુભવપૂર્વકનો સંગ્રહ–કરેલ છે તેની ખાત્રી શી? એ ખાતરી તેઓશ્રીના શ્રીઉપદેશગ્રંથાવલિના નિબંધો જોતા તથા પ્રસ્થાનત્રયી, યોગસૂત્ર, સાંખ્યસૂત્ર આદિપરની ટીકાઓ જોતા થઈ જાય છે પ્રસ્થાનત્રયી–પ્રમાણત્રયી–પર ભાષ્ય ન હોય તો આચાર્યત્વ ન ઘટે વળી તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિભગવાને હિમાલયમા જે આદેશ કરેલો છે તે આદેશનો તેઓશ્રીએ ગ્રંથોદ્વારા સાક્ષાત્કાર કરાવ્યો છે

બ્રહ્મશ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ પુરુષના સગથીજ મુક્તિ થાય, માટે શ્રીમહારાણીદાસજીએ જેમ પોતાના "સદ્ગુરુ" નામના લેખમા વાચ્યુ તેમ ગુરુના વિજ્ઞાનમાટે શાસ્ત્રીય વિચારોથી પરીક્ષણ કરવુ જોઈએ અહીંના મહાપુરુષ આવા બ્રહ્મશ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ હતા તેથી તેમના જીવનવિષે કહેતાં અમને આનંદના ઉભરા આવે છે હર હર મહાદેવ હર!

તેઓશ્રીને શ્રીદક્ષિણામૂર્તિભગવાને આચાર્યપદ આપેલું છે પામર લોકોએ આચાર્ય સ્થાપેલા નથી પામર લોકોએ સ્થાપેલા આચાર્ય તો સ્વામી–શ્વામી ખરા સ્વામી તો સત્પુરુષોજ છે શ્રી દક્ષિણામૂર્તિભગવાનનો આચાર્યપદમાટેનો આદેશ અખંડિત છે. આમા ભગવદાદેશ છે ભગવદાદેશની ખાત્રી શી? એ ખાત્રી તેઓશ્રીની વાણીમા સ્વાનુભવરૂપ આનંદ રહેલો છે તેથી થઈ જાય છે સત્પુરુષો નિર્લોભી હોવાથી જૂઠુ બોલતા નથી તેઓ લોકોને અસત્યના પ્રવાહમા નાખતા નથી તેમનુ કથનજ યથાર્થ હોય છે

આવા ગુરુના ચરણારવિંદમા અનન્યભાવવાળા પુરુષો અધિકારી હોવાથી બધેથી ઉપદેશ મેળવી શકે છે આવા અધિકારમાટે અનન્ય શ્રદ્ધા અને તપની–આવશ્યકતા છે.

આ વિષય શ્રીછાંદોગ્યઉપનિષદ્મા આવેલા સત્યકામજાબાલના દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થશે —

સત્યકામે વેદાધ્યયનમાટે હરિદ્રુમતના પુત્ર શ્રીગૌતમમુનિપાસે જઈને વિનતિ કરી કે ભગવન્! હુ આપને શરણે બ્રહ્મચર્યવાસ કરીશ શિષ્યભાવે હુ આપની પાસે આવ્યો છુ ત્યારે શ્રીગૌતમમુનિએ પૂછ્યું **किं गोत्रो नु सोम्यासि**?–હે પ્રિયદર્શન! તારું કયું ગોત્ર છે? સત્યકામે કહ્યુ **नाहं जानामि भगवन्**! હે ભગવન્ હું જાણતો નથી મુનિએ કહ્યુ તારી માતાને પૂછી જો માતાને પૂછી સત્યકામે કહ્યુ મારી માતાએ કહ્યુ છે કે–'હું તારા પિતાની સેવામા ગુંથાયેલી હોવાથી તેમને ગોત્ર પૂછી શકી નથી, તેથી તારું ગોત્ર કયુ છે તે હું જાણતી નથી

[કેવી પતિસેવા! **स्त्रीणां पतिरेव प्रभुरिति मनुराज्ञा**। સ્ત્રીઓને પોતાના સ્વામીજ પ્રભુ છે એમ ભગવાન્ મનુની આજ્ઞા છે સ્ત્રીઓમાટે એમાજ મંગળ છે]

મારું નામ જબાલા છે ને તારું નામ સત્યકામ છે, આમ્હું કહેજે!' માટે હું જબાલાનો પુત્ર સત્યકામ છુ સત્યકામના સરલ ને અર્થયુક્ત વચન સાંભળીને શ્રીગૌતમમુનિ પ્રસન્ન થયા ને બોલ્યા હે પ્રિયદર્શન! તારી સરળતા જોઈને ને અર્થવાળા વચનો સાંભળીને નિશ્ચય તુ બ્રાહ્મણ છે એમ મને ખાતરી થાય છે, કેમકે બ્રાહ્મણ સ્વભાવથી સરલ હોય છે તું સત્યથી દૂર થયો નથી અર્થાત્ અસત્ય બોલ્યો નથી, માટે હું તને ઉપનયન કરીશ–વેદ-દીક્ષા આપીશ સમિધ્ લઇ આવ તેને ઉપનયન આપીને અને વેદાધ્યયન કરાવીને મુનિએ પોતાની ગાયોમાથી ૪૦૦ ગાયો જુદી કાઢીને કહ્યુ આ ગાયોની પાછળ જા ઉત્તરમા સત્યકામે કહ્યુ ભગવન્! ૧૦૦૦ ગાય પૂરી થશે ત્યારે હું પાછો આવીશ સત્યકામ ગાયોને વનમા લઇ ગયો તે ૧૦૦૦ ગાયો થઈ ત્યાસુધી ત્યા રહ્યો

અહીં જોવાનું છે કે વેદાધ્યયન કરાવ્યા પછી મુનિએ સત્યકામને ગાયોની પાછળ

જવાનું કહ્યું ત્યારે સત્યકામે બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાટે વિશેષ અધ્યયન કે વિચાર કરવાની ઇચ્છા ન દર્શાવતાં કાંઇપણ પ્રશ્નોત્તર કર્યાસિવાય ગાયોની પાછળ જવાનું સ્વીકાર્યું ને ગયા. ગુરુની આજ્ઞા શી છે તે સમજી તેને અનુસર્યા, કારણકે એ આજ્ઞાપાલનમાટે જે અનન્યભાવ-શ્રદ્ધાપ્રીતિ-જોઇએ તે તેનામાં હતાં. એ શ્રદ્ધાને લઇનેજ ૧૦૦૦ ગાયો થઇ છે કે નહિ તે પણ ન વિચારતાં વનમાં ગાયોની સાથે રહેવામાં જે કષ્ટ સહન કરવું પડ્યું તે કષ્ટ-સહનરૂપ તપ તે પ્રસન્નતાથી કરી શક્યા. આ શ્રદ્ધા અને તપના પ્રભાવે ગુરુજનપ્રતિના ભાવના કારણે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કેવળ ગુરુની કૃપાથી કેવી રીતે મળે છે તે જોઇએ:—

જ્યારે ગાયોની સંખ્યા ૧૦૦૦ પૂરી થઇ ત્યારે વાયુદેવતાએ બળદમાં પ્રવેશ કરીને બ્રહ્મના પ્રકાશવાન્ નામના પાદનો, અગ્નિએ અનંતવાન્ નામના પાદનો, સૂર્યે હંસરૂપે જ્યોતિષ્માન્ નામના પાદનો, અને પ્રાણે જલકુકડીરૂપે આયતનવાન્ નામના પાદનો ઉપદેશ કર્યો.

આવી રીતે બ્રહ્મના ચારે પાદનો ઉપદેશ લઇ ૧૦૦૦ ગાયોસહિત સત્યકામ ગુરુ-પાસે આવે છે ત્યારે સત્યકામમાં ઇંદ્રિયોની નિર્મળતા, મુખની પ્રસન્નતા, ચિંતારહિતપણું ને કૃતાર્થતા એ બ્રહ્મવેત્તાનાં લક્ષણો જોઇને ગુરુ કહે છે:—**ब्रह्मविदिव सोम्य भासि।** હે પ્રિયદર્શન! તું બ્રહ્મવેત્તાજેવો જણાય છે! તને કોણે બ્રહ્મનો ઉપદેશ કર્યો? ઉત્તરમાં સત્યકામ કહે છે: ભગવન્! મનુષ્યથી ભિન્ન એવા દેવોએ મને ઉપદેશ કર્યો છે; પણ મારી ઇચ્છા છે કે આપ ભગવાનજ મને બ્રહ્મનો ઉપદેશ કરો; કેમકે મેં આપ જેવા ઋષિઓથી સાંભળ્યું છે કે:—આચાર્યદ્વારાજ જાણેલી વિદ્યા શ્રેષ્ઠપણાને પામે છે. એટલે ગુરુએ દેવોએ કહેલી વિદ્યાનો પુન: ઉપદેશ કર્યો. દેવોએ અને આચાર્યે કરેલો ઉપદેશ સંપૂર્ણ છે. તેમાં કાંઇ અવશેષ નથી એમ અધિકારીઓપ્રતિ શ્રુતિ કહે છે.

આજ વિષયને અનુરૂપ શ્રુતિમાં બીજું દૃષ્ટાંત સત્યકામના શિષ્ય ઉપકોસલનું છે.

ગુરુ સત્યકામ બીજા શિષ્યોને સંપૂર્ણ વેદાધ્યયન કરાવી સમાવર્તન કરવાનું કહે છે. જ્યારે ઉપકોસલને તેમ કરવાનું ન કહેતાં પોતે બહારગામ જાય છે. આશ્રમમાં ઉપકોસલ ગુરુના અગ્નિની સેવા કરે છે, અને એ અગ્નિઓ ઉપકોસલને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે.

આવી રીતે વિનાપૂછે બ્રહ્મવિદ્યાના ઉપદેશનો યોગ થઇ આવે છે તે કેવળ ગુરુની કૃપાજ સમજવી. સત્પુરુષો વાણીથી થોડું બોલે છે; પણ અધિકારીપ્રતિ તેમના મનમાં ઊંચો ભાવ હોય છે, અને એ ભાવથીજ તેઓ સંકલ્પાદિવડે અધિકારી શિષ્યનું કલ્યાણ કરે છે.

અદ્વૈતસિદ્ધાંત સર્વે સિદ્ધાંતોમાં શિરોમણિરૂપ છે. એ અદ્વૈતસિદ્ધાંત બહિર્દૃષ્ટિએ નાસ્તિક-વાદજેવો લાગે છે; પણ ખરો આસ્તિક્વાદ અદ્વૈતસિદ્ધાંતજ છે. જે સર્વત્ર અભેદ બતાવે તે સિદ્ધાંતજ આસ્તિકશિરોમણિ કહેવાય.

આ સિદ્ધાંત હૃદ્ગત કરી આચારમાં મૂકવામાટે ઉપાસનાની જરૂર છે. ગુરુભક્તો-માટે ગુરુમૂર્તિજ પરમાત્મમૂર્તિ છે; કેમકે બધા દેવો ગુરુમાં છે. આ પ્રકારની ઉપાસના એ વ્યાપકોપાસના છે.

પરિચ્છિન્ન ઉપાસના ને વ્યાપક ઉપાસના એમ ઉપાસનાના બે પ્રકાર છે. પરિચ્છિન્ન ઉપાસના વ્યાપક ઉપાસનામાં પહોંચવામાટે છે. તેમ ન થાય તો પરિચ્છિન્નોપાસના પણ પાપરૂપ છે. દાખલા તરીકે કોઇ મનુષ્ય ગયામાં શ્રાદ્ધ કરે ને વિષ્ણુ દેવ નથી એમ કહે તો તે પાપ છે.

પરિચ્છિન્ન ઉપાસના વ્યાપક ઉપાસનામાં કેવી રીતે પરિણમે છે તે સંબંધે એક દૃષ્ટાંત કહેવાય છેઃ—

કાશીમાં એક મૈથિલીપંડિત ભગવતી તારાના ઉપાસક હતા. તે એટલે સુધી કે ગંગામાં સ્નાન કરી શ્રીવિશ્વનાથભગવાનની પૂજા કરવા જાય ત્યારે જળ ચડાવતી વેળા હર હર મહાદેવને બદલે હર હર તારે! એમ બોલે. કોઇ પુછે કે પંડિતજી! આમ કેમ બોલો છો? પંડિતજી કહે વિશ્વનાથમાં મારો પ્રેમ તારાના નામથી છે. પછી પંડિતજી બિમાર પડ્યા ને મૃત્યુની વેળા આવી મિત્રોએ કહ્યું કે કેમ પંડિતજી! કાશીમાં તો ભગવાન્ વિશ્વનાથ શિવજીજ જીવના ઉદ્ધારક છે. અહીં આપનો ઉદ્ધાર તારા નહિ કરે. તેના ઉત્તરમાં પંડિતજીએ કહ્યુંઃ—

**अद्य मे तारिणी तारा शिवरूपा भविष्यति ॥**

(આજે, મારી તારક ભગવતી તારા પોતેજ શિવરૂપ થશે.) આનુ નામ તે વ્યાપકોપાસના.

પરિચ્છિન્નોપાસનાને વ્યાપકોપાસનામાં પહોચાડનાર હોવાથી ભગવત્ પાદાચાર્ય શ્રીશંકરાચાર્ય ભગવાનના સિદ્ધાંતનું શિરોમણિરૂપપણુ છે તેઓશ્રીએ પંચદેવની ઉપાસનામાં પણ જે દેવનુ પ્રધાનપણુ હોય તેને કારણ બ્રહ્મ ને જે દેવનું ગૌણપણુ હોય તેને કાર્યબ્રહ્મ કહી સર્વમાં બ્રહ્મપણું અખંડ રાખ્યુ. કેમકે સર્વ દેવોમાં અધિષ્ઠાનરૂપે બ્રહ્મ એકજ છે પોતે સાક્ષાત્ શિવસ્વરૂપ હોવાથી શિવગીતાઉપર વ્યાખ્યા ન કરી, કેમકે તેમાં પોતાની અભેદનિષ્ઠા હતી. શિવસહસ્રનામઉપર ભાષ્ય ન લખ્યું. વિષ્ણુસહસ્રનામઉપર ભાષ્ય લખ્યું ને તેમ કરીને વિષ્ણુભગવાનની પણ વ્યાપકતા સિદ્ધ કરી એમના સિદ્ધાંતની વ્યાપકતા, સિદ્ધાંતનું સૌંદર્ય એ એમના ગ્રંથો જોવાવિચારવાથીજ સમજી શકાય.

શ્રીદક્ષિણામૂર્તિ ભગવાનનો શક્તિપાત યથાપૂર્વેથીજ આપણા મહાત્માશ્રીની પ્રાર્થના પરિચ્છિન્ન નહોતી. વ્યાપક હતી. એમના સાર્વભૌમસિદ્ધાંતથી સમજાય છે કે તેઓ જ્ઞાનનિધિ છે. તેમના પ્રતિ રાખેલો સદ્ભાવ શુભ સંકલ્પોને સાર્થક કરનાર છે. આ સદ્ભાવ કાયમ ટકી રહેવો જોઈએ—તેમાં પ્રમાદ ન થવો જોઇએ.

આ સંબંધે રશિયાના ઝાર ને ત્યાંના પોલીસ કમીશનરનું રમુજી દૃષ્ટાંત આપી પોતે સિદ્ધ કર્યું હતું કે પોલીસ કમીશનર પોતાના અધિકારના ગુમાનથી અક્કડ રહેતો હતો તેથી ઝારપ્રતિ પણ તે તિરસ્કાર ને અકડાઈથી વર્ત્યો હતો પણ ઝારે પોતાની કુશળતા ને પ્રતાપયુક્ત નરમાશથી પોતાના પદની તેને ઓળખ આપી સાવધ કર્યો હતો. પછી જ્યારે જ્યારે પોલીસ કમીશનરના મનમાં અભિમાનનો અંકુર આવે ત્યારે ત્યારે તેને ઝારનું સ્મરણ થઈ આવે ને અભિમાન છુટી નરમાશ આવે.

આમ જ્યારે જ્યારે સદ્ભાવમાં પ્રમાદ જણાય ત્યારે ત્યારે ગુરુમહારાજને સામે રાખવા, એટલે પ્રમાદ છુટી જશે.

આવા મહાપુરુષનો સત્સંગ કાયમ રહેવો જોઈએ. સત્સંગ બે પ્રકારનો છે. સાક્ષાત્ ને પરંપરા. સાક્ષાત્ સંગ તો કાયમ મળવો મુશ્કેલ છે; પણ પરંપરાનો સત્સંગ એ તેમના ગ્રંથોના વાચનથી કાયમ બની શકે છે. ગ્રંથ વાચતી વખતે પોતે બોલે છે ને હું સાંભળું છું આવી ભાવના રાખવી એમના પ્રત્યેક ગ્રંથની ગંભીરતા છે. સુબોધમાળાના દોહરામાં પણ અમને ઘણી ગંભીરતા જણાય છે. એક દોહરા ઉપર ચાર દિવસ સુધી વ્યાખ્યાન કરીએ તોપણ પૂરો ન થાય; પણ આ વખતે તો સમય નથી. આ દોહા એ સંપ્રદાયવેત્તાની વાણી છે. સંપ્રદાયવિદોની વાણી શીખવી જોઇએ. એમની દોહારૂપ મંત્રવત્ છે.

મહાપુરુષોમાટે કેટલાક મનુષ્યો આક્ષેપ કરે છે કે:– મહાપુરુષો ધનનો સંચય કરે છે, એ ઠીક નહિ. તેના પરિહારમાં કહેવાનું કે આ ધનસંચય તેઓ આસક્તિથી કરે છે કે તેમના પ્રારબ્ધનો યોગજ એવો હોય છે તેથી થઈ આવે છે એ વિચારવું જરૂરનું છે. આ વિષે એક દૃષ્ટાંત અપાય છે:—

કોઈ સ્થળે બે બ્રાહ્મણો હતા. એ બંને બ્રાહ્મણોએ એક ગુરુની દીક્ષા લીધી હતી. સંન્યાસી થયા હતા. તેમાં એક વૈરાગ્યસિદ્ધ ને જ્ઞાનનિષ્ઠ હતા. બીજા આપાત વૈરાગ્યવાળા હતા. એક ગુરુની પદવીને યોગ્ય હતા ને બીજા શિષ્યપદને યોગ્ય હતા. એકનું નામ ભૂમાનંદ. બીજાનું નામ વિરક્તાનંદ. ગુરુએ એ બંનેને જૂદી જૂદી દિશામાં પર્યટન કરવા મોકલ્યા. ભૂમાનંદની ઉપદેશશૈલી ઉત્તમ પ્રકારની હતી. તે ફરતા ફરતા એક રાજાના પાટનગરમાં આવ્યા. એ રાજા સાધુસંતોના સમાગમમાં પ્રેમ રાખનાર હતા તેથી પંડિતોદ્વારા સાધુસંતોની પરીક્ષા કરાવી યોગ્ય જણાય તો પોતે સેવા–સમાગમનો લાભ લેતા. આ સ્વામી કે જેમનું નામ ભૂમાનંદ હતું તેમને પંડિતોના મતથી રાજાએ રોક્યા. રોજ સત્સંગ ચાલવા લાગ્યો. નગરના લોકો વ્યાખ્યાનનો લાભ લેવા લાગ્યા. ધીમે ધીમે તેની પ્રાકૃત અપ્રાકૃત સર્વને અસર થવા લાગી. ભૂમાનંદજીની નિષ્ઠા ઉચ્ચ કોટીની હતી, એટલે તેમના ઉપદેશની અસર થાય એ સાહજિક હતું. પછી એક વાર ભૂમાનંદજીએ બહાર વિચરવાની ઇચ્છા દર્શાવી, ત્યારે રાજાએ પ્રાર્થના કરી ચાતુર્માસ રોકાવા આગ્રહ કર્યો. રાજાની પ્રાર્થના સ્વીકારી ભૂમાનંદજી રોકાયા. રાજાએ આશ્રમ બાંધવા વિનતિ કરતાં સ્વામીજીએ ના કહી. મારી ઇચ્છા નથી. તમારી ઇચ્છા હોય તો બાંધો. રાજાએ સુંદર આશ્રમ બંધાવ્યું, ને સ્વામીજીમાટે તેમાં સર્વ પ્રકારની વૈભવશાળી ગોઠવણ કરી. રાજાએ કહ્યું: સ્વામીજી! એક અન્નક્ષેત્ર આશ્રમમાં બાંધીએ. સાધુસંતો આવે, રહે, અમને સેવાનો લાભ મળે ને સત્સમાગમના આનંદનો લાભ સૌ મેળવી શકે. સ્વામીજીએ કહ્યું: તમારી ઇચ્છા હોય તો અન્નક્ષેત્ર બંધાવો. અન્નક્ષેત્ર બંધાયું. સાધુસંતો આવવા લાગ્યા. રોજ સત્સંગમાં ભીડ જામવા લાગી. સ્વામીજી તો સત્સંગની વેળા સત્સંગ કરાવે ને બાકીના સમયમાં પ્રારબ્ધનો ભોગ કરતા છતા ભૂમાનંદમાં મસ્ત રહે. અહીં જેમ બીજા સાધુસંતો ફરતા ફરતા આવતા હતા તેમ ભૂમાનંદજીના ગુરુબંધુ સ્વામી વિરક્તાનંદજી પણ ત્યાં ફરતા ફરતા આવી ચઢયા. ભૂમાનંદજીએ તેમને આવેલા જોઈ તેમનો આદરસત્કાર કર્યો. બંનેએ પરસ્પર સામસામા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. પરસ્પરનો આવો પ્રેમ જોઈ રાજાએ ભૂમાનંદજીને પૂછ્યું: મહારાજ! આ સ્વામીજી કોણ છે? ભૂમાનંદજીએ કહ્યું: રાજન્! એ મારા ગુરુ છે. ખરી રીતે તો પોતેજ પોતાના સાચા ગુરુ હતા. રાજા તથા સર્વે સત્સંગીઓ ગયા પછી બંને એકાંતમાં મળ્યા ત્યારે વિરક્તાનંદે ભૂમાનંદજીનું બાહ્યવૈભવશાળી જીવન જોઈને તેમાં દોષદર્શન કર્યું ને તેને ઠપકો પણ આપ્યો કે તમે સંન્યાસ લઇને વળી આ શું લઈ બેઠા છો? આશ્રમ બાંધ્યું છે, અનેક વૈભવશાળી સામગ્રી વસાવી છે, શું સંન્યાસીને આમ ઘટે? વગેરે. ઉત્તરમાં ભૂમાનંદજીએ કહ્યું: સ્વામીજી! એ કાંઈ મેં બંધાવ્યું નથી કે વસાવ્યું પણ નથી. ત્યારે વિરક્તાનંદે ક્રોધપૂર્વક કહ્યું: તમે ન બંધાવ્યું હોય તો ચાલો મારી સાથે, આ બધું છોડી દ્યો. ભૂમાનંદજી કહે બહુ સારું. સવારેજ ચાલીએ. સવારમાં પોતાનું કમંડલ ને કૌપીનકટિવસ્ત્ર લઇને ભૂમાનંદ વિરક્તાનંદસાથે ચાલી નીકળ્યા. આશ્રમસાથે કે આશ્રમના વૈભવસાથે પોતાના હૃદયમાં કંઇપણ સંબંધ નહોતો, તેથી આશ્રમમાં જે ભૂમાનંદમાં પોતે મસ્ત હતા તેજ ભૂમાનંદમાં

અહીં પણ કૌપીનકટિવસ્ત્ર ને કમંડળ ધારણ કરી મસ્તીમાં વિરક્તાનંદસાથે ચાલ્યા જતા હતા. ચાલતા ચાલતા રાજાના રાજ્યની હદ બહાર નીકળી ગયા. રસ્તામાં સ્નાનાદિક થઈ ગયું હતું. ચાલતાં વચ્ચે એક વૃક્ષ આવ્યું. ભૂમાનંદને તેની નીચે બેસાડી વિરક્તાનંદ નજીકના ગામમાં ભિક્ષા લેવા ગયા. ભૂમાનંદ તો ત્યાં ભૂમાનંદમાં જામી ગયા!

એટલામાં બીજા કોઈ રાજા પર્વનો દિવસ સમીપ હોવાથી પોતાના રસાલાસાથે તીર્થસ્નાન કરવા જતા હતા, તેનો માર્ગ ને આ સ્વામીઓનો માર્ગ એકજ હતો. સ્વામી ભૂમાનંદજી જે વૃક્ષનીચે ધ્યાનમાં બેઠા હતા તેની આસપાસ જગાની અનુકૂલતા જોઈને રાજાના પરિચારકોએ ત્યાં મુકામ નાંખ્યો. આસપાસ શિબિરોની રચના થઈ ગઈ. રાજા પણ આવી ગયા. રાજાએ વૃક્ષનીચે સ્વામીને ધ્યાનમાં બેઠેલા જોઈને પોતાના પ્રધાનને મોકલી પ્રાર્થના કરાવી સ્વામીજીને પોતાની પાસે બોલાવ્યા. સ્વામીજીએ રાજાને પ્રસંગવશાત્ તેમને હિતકારક ઉપદેશ કરવા માંડયો. આસપાસ સર્વે ઉપદેશ સાંભળી રહ્યા છે, એટલામાં જે રાજાના રાજ્યમાંથી ભૂમાનંદજી આવે છે તે રાજા પણ તીર્થસ્નાન કરવા નીકળેલા, ને અહીં જેમણે મુકામ કર્યો છે તે રાજાના તે પરિચિત હોવાથી મળવા આવતાં અહીં તેમને ભૂમાનંદ-સ્વામીનાં દર્શન થયાં, ને સ્વામીજીનો ઉપદેશ સાંભળીને સ્વામીજીના વિયોગથી તેને જે દુઃખ થયું હતું તે નિવૃત્ત થઈ ગયું. સત્પુરુષોના ઉપદેશમાંજ એવું સામર્થ્ય હોય છે કે હૃદયમાં જે દુઃખ કે ક્લેશ હોય તેને નિવૃત્ત કરી આનંદ કરાવે. ભૂમાનંદજીના પરિચિત રાજા હતા તેઓ સ્વામીજીને આગ્રહ કરવા લાગ્યા કે મહારાજ! આપ મારી સાથે ચાલો, ને બીજા રાજા હતા તે આગ્રહ કરવા લાગ્યા કે સ્વામીજી! આપ મારી સાથે ચાલો. આમ આગ્રહરૂપે સંવાદ ચાલતો હતો એવામાં બીજા સ્વામી વિરક્તાનંદ કે જે ભિક્ષા માગવા ગયા હતા તે આવી પહોંચ્યા. આવીને જુએ છે તો વૃક્ષની આસપાસ ચોતરફ શિબિરો નખાઈ ગયેલા ને રાજ્યવૈભવનો ઠાઠ જામી ગયેલો. ભૂમાનંદજીને શોધવા લાગ્યા તો તે ક્યાંઈ દેખાતા નથી. રાજાના પરિચારકોને પૂછે છે તો સમાચાર મળ્યા કે ભૂમાનંદજી તો રાજાના શિબિરમાં છે, એટલે વિરક્તાનંદની ઇચ્છાથી રાજાની અનુમતિ મેળવી પરિચારકો તેને સ્વામી ભૂમાનંદજીપાસે લઈ ગયા. ત્યાં જઈ વિરક્તાનંદ જુએ છે તો બન્ને રાજાઓ ભૂમાનંદજીને પોતપોતાની સાથે લઈ જવા આગ્રહ કરી રહ્યા છે પણ ભૂમાનંદજી તો આશ્રમના મકાનમાં વૈભવશાળી સામગ્રીમાં, કૌપીન કટિવસ્ત્ર ને કમંડળ લઈને માર્ગમાં ચાલ્યા આવતા હતા તે વેળા, ને વૃક્ષનીચે બેઠા હતા ત્યારે જે ભૂમાનંદમાં મસ્ત હતા તેજ ભૂમાનંદની મસ્તીમાં અહીં પણ બેઠા છે. તેમના મુખઉપર એજ આનંદ છાઈ રહ્યો હતો.

ભૂમાનંદની આ નીરાગ આનંદમય સ્થિતિ જોઈને વિરક્તાનંદે પોતે ભૂમાનંદને જે ઠપકો આપ્યો હતો તેને માટે પોતાના મનમાં વિરક્તાનંદને ઘણો પશ્ચાત્તાપ થયો ને પોતાના અજ્ઞાનની, પોતાની ભૂલની તેણે કબુલત કરી ભૂમાનંદની પાસે ક્ષમા માગી, અને કહ્યું કેઃ આપનું પ્રારબ્ધજ આવું છે. હું વૈરાગ્યનું અભિમાન રાખું છું, પણ મારામાં રાગ છે, અને આપ પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત સ્થિતિને ભોગવતા છતા પણ જ્ઞાનનિષ્ઠામાં મગ્ન છો. સાચા વિરાગી તો આપ છો.

અત્યારે જે મહાપુરુષનો પ્રસંગ ચાલે છે તેઓ પણ આ ભૂમાનંદસ્વામીજેવાજ હતા. ભૂમાનંદરૂપજ હતા. આવા ગુરુદેવનો મહિમા મહાપુરુષ હોય તેજ સમજાય. આ મહાપુરુષનાં શ્રવણમનનનિદિધ્યાસન નિશ્ચિત હતાં અને વ્યવહારદશામાં પણ તેઓ પોતાના સ્વરૂપનિશ્ચયમાંજ દૃઢ રહેતા, માટે ભૂમાનંદજી એ પોતેજઃ હર હર મહાદેવ હર!

થાય છે, હૃદયમાં શાંતિનો પ્રાદુર્ભાવ થાય છે, અને પરમાત્મા, પરલોક તથા સતશાસ્ત્રોમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈને અંતઃકરણનો વેગ કલ્યાણભણી ગતિવાળો થાય છે.

આવા પ્રકારના વિદ્યમાન અથવા પરલોકગત સત્પુરુષોનાં ઉત્તમ આચરણોને આદર્શ માનીને એમનું અનુકરણ કરવું, તથા એમની આજ્ઞાનુસાર વર્તવું, તેમજ પોતાના અધિકારાનુસાર પોતાની બુદ્ધિમાં જે કલ્યાણકર, શાંતિ આપનાર અને શ્રેષ્ઠ પ્રતીત થાય તેમાં નિષ્ઠા રાખવી. મનુભગવાન્ પણ કહે છે કેઃ—

"वेदः स्मृतिः सदाचारः, स्वस्य च प्रियमात्मनः।
एतच्चतुर्विधं प्राहुः, साक्षाद्धर्मस्य लक्षणम् ॥ २-१२"

(વેદ, સ્મૃતિ, સત્પુરુષોનું આચરણ અને જેને અનુસરીને વર્તતાં પોતાના હૃદયમાં પણ પ્રસન્નતા થાય; આ ચાર ધર્મનાં સાક્ષાત્ લક્ષણો છે, એમ બુદ્ધિમાનો કહે છે.)

હવે અહીં એક પ્રશ્ન થાય છે કે જેમને શ્રુતિસ્મૃતિનો અધિકાર નથી, તેમને માટે શ્રુતિસ્મૃતિસિવાય કલ્યાણનો અન્ય કોઈ ઉપાય છે કે નહિ? નિરપેક્ષભાવથી પ્રત્યેક મનુષ્યના કર્તવ્યભણી દૃષ્ટિ કરીને વિચાર કરવાથી એમ સમજાય છે કેઃ સમસ્ત સંસારના સ્વામી અને નિયામક એક ઈશ્વરજ છે. સંસારના પ્રાયઃ સર્વ સંપ્રદાયો અને મતમતાંતર કોઈ ને કોઈ રૂપમાં એ ઈશ્વરને માને છે અને તેમના પ્રતિ પોતાના અનુયાયીઓને લઈ જવા ઇચ્છે છે. આ ઉપરથી એ સર્વ સંપ્રદાયના અને મતમતાંતરોના મનુષ્યો જે જે ગ્રંથોને પોતાનું શાસ્ત્ર અને ધર્મગ્રંથ માને છે તેમને માટે તેજ શાસ્ત્ર અને ધર્મગ્રંથ છે. એ ધર્મગ્રંથને અનુસરીને પોતાના સદાચારી શ્રેષ્ઠ પૂર્વજોએ આચરેલ અને ઉપદેશેલ ઉત્તમ સાધનોમાંથી જે સાધન પોતાના અધિકારપ્રમાણે પોતાની બુદ્ધિમાં જીવાત્માનું કલ્યાણ કરનાર ને પ્રિય લાગે તેને ગ્રહણ કરીને વર્તવું તે તેવા મનુષ્યોમાટે કલ્યાણના સાધનરૂપ છે, અર્થાત્ શ્રુતિસ્મૃતિ તેના અધિકારીઓને સાક્ષાત્ જે પરમાત્મપ્રાપ્તિરૂપ ફળ બતાવે છે, તે ફળ શ્રુતિસ્મૃતિનો અધિકાર જેને નથી તેને અન્ય ધર્મગ્રંથો પરંપરાએ બતાવે છે.

શાસ્ત્રોની એજ વાતોનું અનુકરણ કરવું જોઈએ કે જે આપણા અધિકારને અનુસરી વિચાર કરતાં આપણી બુદ્ધિમાં કલ્યાણપ્રદ જણાય. જેમને આપણે ઉત્તમ પુરુષ માનતા હોઈએ તેમનાં પણ તેજ આચરણોનું આપણે અનુકરણ કરવું જોઈએ કે જે આપણા અધિકારપ્રમાણે આપણી બુદ્ધિમાં ઉત્તમોત્તમ જણાય. એમનાં જે આચરણ આપણી દૃષ્ટિમાં અશ્રેય કરનાર, અનુચિત અને શંકાસ્પદ જણાય તેને ગ્રહણ ન કરવાં જોઈએ. શ્રીતૈત્તિરીયોપનિષદ્ના શિક્ષાધ્યાયમાં આચાર્યે શિષ્યને ઉપદેશ કરે છે ત્યાં પણ શ્રુતિભગવતી ઉપરોક્ત ભાવનુંજ ઉપદેશે છે કે:—

"यानि अस्माकं सुचरितानि तानि त्वयोपासितव्यानि। नो इतराणि॥

જેમનું કલ્યાણ થઈ ચૂક્યું છે અથવા જેઓ કલ્યાણના માર્ગમાં ઘણાજ આગળ વધેલા છે આવા સત્પુરુષના સંગની પ્રાપ્તિ ન થાય, અથવા કોઈ પુરુષમાં એવો વિશ્વાસ ન પ્રકટે તો આવા સત્પુરુષના સંગની પ્રાપ્તિમાટે પરમાત્માની પાસે હૃદયના ઊંડાણથી આવા ભાવની પ્રાર્થના કરવી જોઈએ કેઃ—"હે પ્રભો! હે પરમાત્મદેવ! હે નાથ! આપમાં

મારો અનન્ય પ્રેમ પ્રકટે એટલા માટે આપ કૃપા કરીને મને એવા મહાપુરુષનો સંગ આપો કે જેઓ સાચા મનથી અને અનન્ય શ્રદ્ધાથી આપના પ્રેમમાં મસ્ત રહેતા હોય." પ્રભુની પાસે વારંવાર આવી પ્રાર્થના કરવાથી એમની કૃપાથી સાધકને તેની ઇચ્છાનુસાર સત્પુરુષની પ્રાપ્તિ જરૂર થઇજ જાય છે.

અહીં એક એ પ્રશ્ન થાય છે કે જેમને ઈશ્વરમાં વિશ્વાસ છે તેઓ તો ઉપર કહેલી રીતે ઈશ્વરની પ્રાર્થના કરી શકે છે. ઈશ્વરમાં વિશ્વાસ રાખનારાઓને સંતોમાં અને શાસ્ત્રોમાં વિશ્વાસ હોવો એ સંભવિત છે, પરંતુ જેમને ઈશ્વર, પરલોક, શાસ્ત્ર અને સંતોમાં વિશ્વાસજ નથી તેમણે તેમની ઉન્નતિમાટે શું કરવું જોઇએ?

ઉત્તરઃ જો કે આવા મનુષ્યોની સ્થિતિ બહુજ દયા ખાવાયોગ્ય છે, તથાપિ તેઓ પણ પોતાની બુદ્ધિપ્રમાણે પોતાની ઉન્નતિનો ઉપાય કરી શકે છે. આવા પુરુષોને પોતાની બુદ્ધિમાં જે પુરુષ પોતાના કરતાં ઉત્તમ જણાય તેનો સંગ તેણે કરવો. જગત્માં અતિમૂઢ અને અતિ બુદ્ધિમાન્ મનુષ્ય પણ બહુધા આ વાતનો સ્વીકાર કરે છે કે મારા કરતાં સારા મનુષ્ય પણ છે, અને મારા કરતાં ઊતરતા મનુષ્ય પણ છે. માટે તેને પોતાની બુદ્ધિમાં પોતાના કરતા જે ઉત્તમ, ઉન્નત, વિચારશીલ, સાધુહૃદય, સદાચારી અને વિદ્વાન્ જણાય તેને આદર્શ સમજીને તેના સદાચરણનું નિઃસ્વાર્થભાવે પોતાની ઉન્નતિમાટે તેણે અનુકરણ કરવું. કદાચ પોતાના અવિવેક, અભિમાન, અથવા અન્ય કોઈ કારણથી કોઈ પુરુષમાં પોતાના કરતાં ઉત્તમતાનો વિશ્વાસ ન પ્રકટે તો પછી સારી રીતે વિચાર્યા પછી પોતાની બુદ્ધિમા જે વાત પરિણામે કલ્યાણકારક, શાંતિપ્રદ, સુખકર, લોકહિતકર, ન્યાયયુક્ત ને ધર્મયુક્ત પ્રતીત થાય તે વાતને માનવી, અને સ્વાર્થરહિત થઇને તદનુસારજ વર્તન કરવું.

સર્વે મનુષ્યોમાં મુખ્યત્વે બે પ્રકારની વૃત્તિઓ હોય છે એક જીવાત્માની ઉન્નતિ કરાવનારી અને બીજી જીવાત્માની અધોગતિ અર્થાત્ પતન કરાવનારી. આ બે વૃત્તિઓમાં જે-વિવેકવૃત્તિ-કલ્યાણમા સહાયરૂપ થઇને ઉત્તમ આચરણોમાં જોડે છે તે ઉન્નતિ કરાવનારી છે, અને જે-અવિવેકવૃત્તિ-રાગદ્વેષમય અહંકારાદિદ્વારા દુરાચરણોમાં જોડે છે તે અધોગતિ કરાવનારી છે. મનુષ્ય વિવેકવૃત્તિની સહાયવડે પોતાની ઉન્નતિ કરવા ઇચ્છે છે, પરંતુ અવિવેકવૃત્તિ તેને બલાત્કારે સન્માર્ગથી ચ્યુત કરીને અવનતિના માર્ગમાં ધકેલી દે છે. આમ હોવાથીજ અર્જુને શ્રીભગવાનને પૂછ્યું હતું કે.—

"अथ केन प्रयुक्तोऽयं, पाप चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय, बलादिव नियोजितः ॥"

(હે વૃષ્ણિકુલોદ્ભવ પ્રભો! ઇચ્છા નહિ હોવા છતાં પણ બલાત્કારે જોડેલાની પેઠે આ પુરુષ કોનાવડે પ્રેરિત થઇને પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે?

તેના ઉત્તરમાં શ્રીભગવાને કહ્યું છે કેઃ—

"काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा, विद्ध्येनमिह वैरिणम् ॥"

(પુરુષની ઇચ્છા ન હોવા છતાં તેને બલાત્કારે પાપકર્મમાં જોડનાર, રજોગુણથી ઉત્પન્ન થનાર આ કામજ છે. ક્રોધરૂપે પરિણામ પામનાર પણ તેજ છે. તે અતિ અગ્નિરૂપ અર્થાત અગ્નિની પેઠે ભોગોથી તૃપ્ત ન થનારો ને મહાપાપી છે. આ વિષયમાં

અર્થાત્ તમે જે પ્રશ્ન પૂછ્યો છે તેના ઉત્તરમાં તેનેજ તમે શત્રુ જાણો.)

આ પ્રસંગ આગળ ચલાવતાં શ્રીભગવાને કહ્યું છે કે:-રાગરૂપ આસક્તિથી ઉત્પન્ન થનાર આ કામાદિ શત્રુઓએજ મનુષ્યની ઇંદ્રિયોને અને તેના મનને વશીભૂત કરી રાખ્યાં છે, માટે પ્રથમ ઇંદ્રિયોને અને મનને તેની અધીનતામાંથી છોડાવીને આ કામાદિ નઠારી વૃત્તિઓનો વિનાશ કરવો જોઇએ. આમ કરવામાં સાધક સમર્થ છે. તેથીજ શ્રીભગવાને કહ્યું છે કે:—

" इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥
एवं बुद्धेः परं बुद्ध्वा, संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो, कामरूपं दुरासदम् ॥ "

(શરીરથી ઇંદ્રિયો શ્રેષ્ઠ, બલવાન્ અને સૂક્ષ્મ છે, ઇંદ્રિયોથી મન શ્રેષ્ઠ, બલવાન્ અને સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ, બલવાન્ અને સૂક્ષ્મ છે અને જે બુદ્ધિથી પણ અત્યંત શ્રેષ્ઠ, બલવાન્ અને સૂક્ષ્મતમ છે તે આત્મા છે એમ તત્ત્વવેત્તા પુરુષો કહે છે. આવી રીતે બુદ્ધિથી પર અર્થાત્ સર્વ પ્રકારે શ્રેષ્ઠ, બલવાન્ અને સૂક્ષ્મ એવા પોતાના આત્માને જાણીને, બુદ્ધિવડે મનને વશ કરીને, હે મહાબાહો! [આમ કરવાની તમારામાં શક્તિ છે એમ સમજી] આ દુઃખે કરીને જિતી શકાય એવા કામરૂપ શત્રુને મારો.)

શ્રીભગવાન્‌નાં આ વચનોને અનુસરી મનુષ્યે પોતાના જીવાત્માના ઉદ્ધારમાટે ઉત્તરોત્તર વિશેષ ઉત્સાહથી પ્રયત્ન કરવો જોઇએ. રાગદ્વેષમય ને અહંકારાદિયુક્ત એવી અવિવેક વૃત્તિનું દમન કરીને જીવાત્માની ઉન્નતિ કરનારી વિવેકવૃત્તિને જાગ્રત્ કરવાથીજ વાસ્તવિક ઉન્નતિના માર્ગે જઇ પરમાત્મપ્રાપ્તિરૂપ ફળ મેળવી શકાય છે. આનું નામજ કર્તવ્યનું પાલન છે.

ત્યારે હવે એક વાત વિચારવાની પ્રાપ્ત થાય છે કે બહુધા સર્વ મનુષ્યો પોતપોતાની બુદ્ધિપ્રમાણે ઉન્નતિને માટે પ્રયત્ન તો કરે છે, પણ તેને બહુધા સફલતા મળતી નથી. આમ થવામાં એવી કઇ કઇ ખાસ અડચણો છે કે જે મનુષ્યને ઉન્નતિના માર્ગમાં આગળ વધતાં અટકાવે છે? તેના ઉત્તરમાં કહેવું જોઇએ કે આપણે પોતેજ કુસંગ અને દુરાચરણવડે એવી અનેક અડચણો ઊભી કરી રાખી છે કે જેને લીધે આપણે વાસ્તવિક ઉન્નતિના માર્ગપર આગળ વધી શકતા નથી. એ અડચણોપૈકી મુખ્ય મુખ્ય નીચેની અડચણો—વિઘ્નો—છે એમ વિચારતાં સમજાય છે:— (ચાલુ)

———:o:———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[આશ્વિનમાસ]

[શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડ દીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઊંચું છે; અને એ ભક્તિ-





ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે. ઉપરાંત બંધુબહેનોનાં નામોની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

**મુખ્યભેટ:** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છેઃ—

રૂ. ૧૧–૦–૦ શ્રી. કેશવચંદ કાનજીભાઈ પારેખ–ગોંડળ. રૂ. ૨૬–૮–૦ શ્રી. કાનજી મેપાભાઈ–કંપાલા. રૂ. ૨૧–૦–૦ દ્વારકાદાસ ખેતસી–કરાંચી. ૧૦–૦–૦ ડૉ. શ્રી. પીરોજશાહ એચરશાહ હાયવાય–માહીમ–( શરત્પૂર્ણિમાની ભેટના.)

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:** આ માસમાં શ્રી. પોપટલાલ ગીરધરલાલની કંપની તરફથી (હા. શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ–કાના માંગલોર) એક લઘુરુદ્ર, તથા શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદીતરફથી એક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**ભોજન અને થાળ:** ભાદ્રપદ તથા આ માસમાં નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૬–૯–૦ ઠક્કર ગીરધરલાલ વિઠ્ઠલદાસ–કુંડલા. ( સાદું ભોજન–ભાદ્રપદનું ) રૂ. ૬–૧૩–૯ શ્રી. પોપટલાલ ગીરધરલાલની કંપની તરફથી હા. શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ–કાનામાંગલોર. (ભાદ્રપદનું.) રૂ. ૨૦–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર વસાવડા–પાટણ એમના તરફથી શ્રીનાથજયંતીના દિવસના ફલાહારના. રૂ. ૨૫–૨–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ. ( ભાદરવાનાં બે ભોજનના.) રૂ. ૧૧–૦–૦ શ્રી. રવજી મૂલાભાઈ–દરબન (નાતાલ)

**થાળ:** આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતાઃ–

રૂ. ૧–૪–૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. રૂ. ૧–૪–૦ એક નાથસેવક શ્રી. આનંદાશ્રમ–બીલખા. રૂ. ૧–૪–૦ એક બ્રહ્મચારી–નાગેશ્રી. રૂ. ૫–૦–૦ શ્રી. પોપટલાલ ગીરધરલાલની કંપની હા. શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ–માંગલોરકાના. (થાળ ૪) રૂ. ૧–૪–૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે–ભાવનગર. (હાલ શ્રીઆનંદાશ્રમ–બીલખા) રૂ. ૧–૪–૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત–બોરીવલી. રૂ. ૧–૪–૦ શ્રીમતી લક્ષ્મીબહેન નાથારામ–સીગામ. રૂ. ૧૨–૮–૦ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી–દહાણું (થાળ ૧૦) રૂ. ૧–૪–૦ એક સદ્ગુરુસેવક–કરાંચી. હા. શ્રી. મગનલાલ અંબારામ. રૂ. ૧–૪–૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીઆ–બીલખા. બાશ્રી આણુબા તથા બાશ્રી વખતુબા–પ્રાસા. રૂ. ૧–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી.

**અખંડદીપકખાતે:** આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડ દીપકનિમિત્તે નીચે પ્રમાણે રકમો આવી છેઃ–

રૂ. ૧–૪–૯ શ્રીમતી લક્ષ્મીબહેન નાથારામ–સીગામ. રૂ. ૫–૪–૦ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી–દહાણુ. રૂ. ૧–૪–૦ એક સદ્ગુરુસેવક–કરાંચી. હા. શ્રી. મગનલાલ અંબારામ.

**પૂજ્યપાદશ્રીની પધરામણી:**—બગસરાનાં હેડમીસ્ટ્રેસ શ્રીમતી મયાકુંવરબહેને બીલખામાં

પોતાના બાંધેલા નવા મકાનમાં પૂજ્યપાદશ્રીનાં પૂજ્ય છબીજી તથા પૂજ્ય પાદુકાજીની પધરામણી કરી હતી.

વિદ્યાર્થીઓને દૂધપાવાનિમિત્તે રાજ માનસિંહ દીપસિંહ–સીગામવાળાતરફથી રૂ. ૪–૦–૦ આવ્યા છે.

**શ્રીકાર્તિકી પૂનમપર ભેટ આવેલી વસ્તુઓ:—**

એક ભક્તજન–બોરીવલીતરફથી–એક ગરમ શાલ, ત્રણ સૂત્રાઉ ધોતીઆં, કેશર, એલચી, સોપારી.

શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી–૧ ધોતીઉં, ૧ ટુવાલ.

શ્રી. કેશવલાલ દયાળજી–મુંબઈ. ૨ ધોતીઆં. ૨ ચાદર. સૂકો મેવો, ફળો, સુખડ, અગરબત્તી ધૂપ, કેશર.

માંડળ( તાલુકે વીરમગામ )માં શ્રીઆનંદાશ્રમ અને પાઠશાળામાટે નવા ખરીદ કરેલા મકાનની ઉદ્‌ઘાટનક્રિયા ત્યાંના બ્રાહ્મણાદિ સંભાવિત ગૃહસ્થોના સંમેલનપૂર્વક ગઈ ધનતેરસના શુભ દિવસે થઈ હતી. તે મકાનમાં પૂજ્યપાદ શ્રીમન્નાથયોગેશ્વરનું તૈલચિત્ર પધરાવી પૂજન કરવામાં આવ્યું હતું. ત્યાં ચાલતી સંસ્કૃત પાઠશાળા હવે તે મકાનમાં બેસશે.

**[ કાર્તિકમાસ ]**

આ માસમાં કાર્તિકીપૂર્ણિમાના દિવસોમાં જનરલટ્રસ્ટીમંડળની તથા વ્યવસ્થાપકટ્રસ્ટીમંડળની મીટીંગ મળી હતી, અને તેમાં આવશ્યક કાર્યો કરવામાં આવ્યાં હતાં.

સુખ્યભેટ:—આ માસમાં નીચે પ્રમાણે સુખ્યભેટ આવી છે:—

રૂ. ૨૯–૦–૦ માહીમ( મુંબઈ )માં શેઠ પીરોજશાહ ડૉક્ટરને ત્યાં તા. ૨૬–૧૦–૪૧ને દિવસ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું પૂજન થતાં શ્રી. પીરોજશાહભાઈ, શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત, શ્રી. મંચેરશાહ હોરમસજી ભાભા, શ્રી. મીનોચેહરભાઈ, શ્રી. ધનજીશાહભાઈ તથા શ્રી. જમશેદજીભાઈ તરફથી. રૂ. ૨૮–૦–૦ શેઠ રાજસી જીવરાજ–મુંબઈ. રૂ. ૧૬–૮–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી. રૂ. ૭૫–૦–૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત–બોરીવલી. રૂ. ૧૦–૦–૦ શ્રીમતી સારીબેન વૈકુંઠરાય–પોરબંદર. રૂ. ૧૦–૦–૦ નાધોરી માનસંગ પરમાનંદ–જામનગર હા. શ્રી. છગનલાલ વાલજી. રૂ. ૨૦–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧૧–૦–૦ શ્રી. જાલ. ટી. દેશાઈ–મુંબઈ હા. શ્રી. અજિતરાય હરિદાસ પારેખ. રૂ. ૧૦–૦–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:**—આ માસમાં શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત–બોરીવલીવાળાતરફથી એક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો, તથા શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી, શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–વડોદરા, શ્રી. કરશનદાસ હરજી, અને પૂ. બ્રહ્મચારી શ્રીબાલકૃષ્ણલાલજી બેટ–દ્વારકા. એમના તરફથી એકેક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**ભોજન અને થાળ:**—આ માસમાં નીચેનાં જિજ્ઞાસુઓતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૨૦–૮–૦ શ્રીમતી બ્હેન મયાકુંવર અંબારામ–અગસરા. રૂ. ૨૭–૦–૦ મીસ્ત્રી ગોવર્ધન જેરામ–જામસલાયા. રૂ. ૧૦–૦–૦ શ્રી. રાજસી જીવરાજ–મુંબઈ. રૂ. ૧૪–૬–૦ શ્રી. રવજી દેવજી ગાંધી–જામનગર. રૂ. ૫૧–૦–૦ શેઠ આણજી દેવજી–કરાચી. રૂ. ૧૦–૦–૦

શ્રી. વિશ્વનાથ કાળીદાસ-શુક્લ-કુંડલા. રૂા. ૭-૮-૦ શ્રી. દ્વારકાદાસ ગોકુળદાસ દેસાઈ-ઊના.

થાળ:—આ માસમાં નીચેના જિજ્ઞાસુઓતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવનસેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧-૪-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાચી, તથા બીજો થાળ ( કાર્તિક સુદિ ૧૨ ) તેમણે આનંદાશ્રમને અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી. શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક-જામજોધપુર. રૂા. ૧-૪-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી-બોટાદ. રૂા. ૧-૪-૦ અ. સૌ. બહેન ભાનુમતી અંબાશંકર ત્રિવેદી-ભાવનગર. રૂા. ૨-૧૨-૦ શ્રી. વશરામ દેવશી-મોટાદેવળીઆ ( બે થાળ ) રૂા. ૧-૪-૦ શ્રી. જગજીવન નારણદાસ-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. મંગળજી માવજી-રાજકોટ. રૂા. ૨-૮-૦ શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટ-માંગરોળ. ( બે થાળ ) રૂા. ૧-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાચી. રૂા. ૭-૮-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલી ( ૭ થાળ ) રૂા. ૫-૦-૦ શ્રી. ચીમનલાલ છોટાલાલ-બોરીવલી. ( ચાર થાળ ) રૂા. ૧-૪-૦ શ્રી. હંસરાજ રવજી. રૂા. ૨-૮-૦ શ્રી કેશવજી ઝીણાભાઈ તથા શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી ભગવાનજી બેચર-રાજકોટ. રૂા. ૧-૪-૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય-લીંબડી. રૂા. ૫-૦-૦ શ્રી. હમ્મુખસિંહ લાલસિંહજી ગંગાસિંહજી (ચાર થાળ) રૂા. ૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી ઠાકોર-જૂનાગઢ. ( ચાર થાળ. ) રૂા. ૧-૪-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. માનસિંહ નથુસિંહ ઠાકોર-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. જીવણરામ મદનજી ભટ્ટ-ભાવનગર. રૂા ૧-૪-૦ શ્રી. ગોદાવરીબહેન લાલસિંહજી-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. અમરસિંહ નથુસિંહ. રૂા. ૧-૪-૦ શ્રી. વેલજી સવજી-જામનગર રૂા. ૧-૪-૦ શ્રી. કૃષ્ણદાસ શ્યામજીનાં માતુશ્રી-કરાચી. રૂા. ૧-૪-૦ એક ગુરુબંધુ-કરાચી. હા. શ્રી મગનલાલ અંબારામ રૂા ૨-૮-૦ ભક્ત કરમન મૂળજી તથા તેમનાં પત્ની તરફથી-લીંબુડા. હા. શ્રીમતી ગંગાબહેન રૂા. ૨-૮-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી-ગોધરા (બે થાળ.) રૂા ૧-૪-૦ શ્રી. વશરામ જેઠા પટેલ.

સિવાય રૂા. ૬-૪-૦ શ્રી. વશરામ દેવશી મોટાદેવળીઆવાળા તરફથી ૨૦ બ્રાહ્મણના સાદા ભોજનમાટે, રૂા. ૫-૪-૦ શ્રી. કુરજી પ્રાગજી તરફથી ચિ નટવરની સદ્‌ગતિનિમિત્તે વિદ્યાર્થીઓના ભોજનમાટે, રૂા. ૯-૯-૦ શ્રીમતી દેવબાઈ દામજી-બાટવાવાળાંતરફથી દરમાસે ત્રણ બ્રાહ્મણને એક વર્ષસુધી સાદા ભોજનમાટે, અને રૂા. ૧-૦-૦ શ્રી કેશવલાલ હરજી તરફથી ચિ. સુરેશચંદ્રના કલ્યાણાર્થે ચાર વિદ્યાર્થીઓને સાદા ભોજનમાટે જમા આવેલ છે.

તેમજ રૂા. ૨-૮-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલી એમના તરફથી ૧૧ બ્રાહ્મણોને ફલાહારનિમિત્તે, રૂા. ૨-૪-૦ શ્રી. કુરજી પ્રાગજી ભટ્ટતરફથી વિદ્યાર્થીઓને દૂધ પાવા-નિમિત્તે, રૂા. ૨૦-૦-૦ શેઠ પ્રાગજી દેવજી કરાચીવાળાતરફથી એકવર્ષસુધી કૂતરાંને રોટલા નાંખવાનિમિત્તે, તથા શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી અને શ્રી રૂપસિંહજી હરિસિંહજી ઠાકોર-તરફથી રૂા. ૧૧×૧૧ (સવા સવા) પૂજ્યપાદ કૃપાનાથનાં વસ્ત્રો ધોવામાટે સાબુનિમિત્તે જમા આવેલ છે.

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોના પ્રચારમાટે સદ્‌ગત શ્રી. પ્રતાપસિંહજી લાલસિંહજી ઠાકોર( હ. શ્રી. કરણસિંહજી તથા શ્રી. દયાળસિંહજી )તરફથી રૂા. ૧૧-૦-૦ આવ્યા છે, અને તેનાં પુસ્તકો શાળાના વિદ્યાર્થીઓ આદિને વહેંચવામાં આવ્યાં છે.

રૂા. ૫૦૦-૦-૦ રા. સા. શ્રી. મહાશંકર છગનલાલ રાવળ ભાવનગરવાળાએ પોતાના

સદ્ગત પૂજ્ય માતાપિતા (માતુશ્રી જવલબા અને પિતાશ્રી છગનલાલ)ના આત્મકલ્યાણાર્થે પૂજ્યપાદ કૃપાનાથની સ્વરૂપાવસ્થાનની પુણ્યતિથિ–આશ્વિનવદિ ૧૧ ને દિવસે વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્નભોજન તથા ફલાહાર આપવા માટે શ્રીઆનંદાશ્રમને અર્પણ કર્યા છે. આ રકમના વ્યાજમાંથી એ ખર્ચ કરવાનો છે.

રૂા. ૧૨૫–૦–૦ શ્રી. વિશ્વનાથ કાળીદાસ શુકલ–કુંડલાવાળાએ એક ઓરડી બંધાવવા-નિમિત્તે શ્રીઆનંદાશ્રમને અર્પણ કર્યા છે.

**અખંડદીપકખાતે:**—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂા. ૦–૪–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ–જામજોધપુર. રૂા. ૧–૪–૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી–ગોધરા. રૂા. ૦–૫–૦ શ્રી. ચકુભાઇ મૂળજી. રૂા. ૦–૪–૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવેનાં પત્ની–પોરબંદર. રૂા. ૦–૪–૦ શ્રી. કુરજી પ્રાગજી. રૂા. ૦–૧૨–૦ શ્રી. સુંદરજી બેચર. રૂા. ૨–૦–૦ શ્રી. ચીમનલાલ છોટાલાલ–બોરીવલી. રૂા. ૦–૩–૦ શ્રીમતી દેવબાઇ દામજી. રૂા. ૦–૪–૦ શ્રી. હંસરાજ રવજી. રૂા. ૧–૪–૦ શ્રી. દુર્ગાશંકર મણિ-શંકર ઉપાધ્યાય–લીંબડી. રૂા. ૧–૪–૦ શ્રી. માનસિંહ નથુસિંહ–કુતિયાણા. રૂા. ૦–૪–૦ શ્રીમતી ગોદાવરીબહેન લાલસિંહજી–કુતિયાણા. રૂા. ૦–૫–૦ શ્રી. કરસનદાસ જૂઠાભાઈ. રૂા. ૦–૪–૦ શ્રીમતી જડીબાઈ.

**શ્રીહોમાત્મક લઘુરુદ્ર:**—આ માસમાં કરાચીવાળા શેઠ પ્રાગજી દેવજીએ શ્રીઆનંદા-શ્રમમાં ત્રણ હોમાત્મક લઘુરુદ્ર કરાવ્યા હતા.

**શ્રીમદ્ભાગવતની સપ્તાહ:**—શ્રી. જોરાવરનગરવાળા શ્રી. ફૂલશંકર ધનજી દવેએ શ્રીમદ્ભાગવતની સપ્તાહ બેસાડી હતી, જેનો આરંભ કાર્તિકવદિ ૭ મે કરી કાર્તિકવદિ ૧૩ ને દિવસ પૂર્ણાહુતિ કરવામાં આવી હતી.

ઉપરાંત શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી–દહાણુવાળાતરફથી શનિના ૨૩૦૦૦ મંત્રોનું, શ્રી. હરજીવન કેશવજી શાહ મુંબઈવાળાતરફથી શ્રીમહામૃત્યુંજયના ૫૦૦૦ મંત્રોનું અને શ્રી. વશરામ દેવશી મોટાદેવળીઆવાળા તરફથી શનિના ૨૩૦૦૦ અને રાહુના ૧૮૦૦૦ મંત્રોનું અનુષ્ઠાન કરાવવામાં આવ્યું હતું.

**શ્રીસદ્ગુરુપૂજન:**—સં. ૧૯૯૮ના કાર્તિકસુદિ ૧ ને દિવસે બેસતા વર્ષે શ્રીઆનંદાશ્રમ–બીલખામાં વસતાં બંધુબહેનોઆદિએ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું. શ્રી-લીંબુડા આનંદાશ્રમમાં ત્યાંનાં બંધુબહેનોએ એકત્ર મળીને તથા શ્રીમુંબઇમાં શેઠ દામોદરદાસ માધવજી જેશંગભાઇને ત્યાં શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું વિધિપુર:સર પૂજન કર્યું હતું.

**સુધારો:**—કાર્તિકમાસના અંકની ભેટમાં પૃષ્ઠ ૧૪૨ માં રૂા. ૨–૪–૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાના નામપર છપાયેલા છે, તેમાં રૂા. ૧–૦–૦ શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળ–જૂનાગઢનો તથા રૂા. ૦–૪–૦ શ્રી. દેવશંકર ઈશ્વરલાલ ઓઝાના વાંચવાના છે.

---

## संवत् १९९८नी कार्तिकीपूर्णिमाना महापूजननी भेट

| | |
|---|---|
| ૧–૦–૦ શ્રી. પોસ્ટ માસ્તર સાહેબ–બીલખા | ૧–૦–૦ શ્રી. ડાહ્યાલાલ કાનજી |
| ૦–૪–૦ ,, પ્રાગજી દીનેશ્વર | ૧–૦–૦ ,, અમરસંગ |

૦–૪–૦ શ્રી. રામ પરબત
૧–૦–૦ ,, હરિલાલ બેચર
૧–૪–૦ ,, દુર્લભદાસ
૧–૦–૦ ,, દયારામ મૂળજી શાસ્ત્રી
૦–૮–૦ ,, હરજી રવજી
૨–૦–૦ ,, જયચંદ બહેચર ઝવેરી
૦–૮–૦ ,, પ્રભાશંકર પુરુષોત્તમ
૦–૪–૦ ,, વસંતરાય પુંજાભાઈ
૧–૦–૦ ,, નાથા કચરા
૦–૪–૦ ,, મનજી હરજી
૧–૦–૦ ,, હરજી ટીડા
૦–૪–૦ ,, મગનલાલ ઉમીયાશંકર
૦–૮–૦ ,, નારણ લખમણ
૦–૪–૦ ,, અરજણ રવજી
૧–૦–૦ ,, હડા ભવાન
૦–૨–૦ ,, નટવરલાલ નવલશંકર
૦–૪–૦ ,, દયાશંકર અંબાશંકર
૧–૦–૦ ,, હિમતરામ દેવશંકર
૦–૮–૦ ,, ગિરધરલાલ લક્ષ્મીચંદ
૦–૮–૦ ,, ચમનરાય જયશંકર
૦–૮–૦ ,, પ્રેમજી જીવન
૨–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૨–૦–૦ ,, કેશવલાલ માણેકલાલ ,,
૧–૦–૦ ,, મધુવનદાસ ચંદુલાલ
૦–૪–૦ ,, ભગવાનજી મનુભાઈ
૦–૫–૦ ,, ઓધવજી નાગજી
૧–૦–૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૧–૦–૦ ,, પોપટલાલ તારાચંદ
૦–૪–૦ શ્રી. મહાશંકર લક્ષ્મીશંકર
૧–૦–૦ શ્રીમતી જમકુબાઈ કાલીદાસ
૦–૮–૦ શ્રી શાંતિલાલ પ્રભાશંકર
૧–૪–૦ ,, પ્રેમજી રાઘવ
૦–૮–૦ ,, પ્રેમજી કરશન
૧–૦–૦ શ્રી. વિઠ્ઠલજી વાલજી
૧–૪–૦ ,, મુકુંદરાય છબીલાલ
૦–૪–૦ ,, નરશીદાસ

૦–૪–૦ શ્રી. રામપ્રસાદ કૃપાશંકર
૦–૪–૦ ,, અનંતપ્રસાદ કૃપાશંકર
૧–૦–૦ એક બીલખા આનંદાશ્રમવાસી
૦–૫–૦ શ્રી. જીવણદાસ આણંદરામ
૦–૫–૦ ,, ધમા ખોડા
૧–૪–૦ ,, કરસનદાસ હરજી
૧–૦–૦ ,, કરણસિંહજી લાલસિંહજી
૧–૦–૦ ,, નરેંદ્રસિંહજી દયાળસિંહજી
૦–૪–૦ ,, શાંતિલાલ પુરુષોત્તમ
૧–૦–૦ ,, રામસિંહ સબળસિંહ
૦–૪–૦ ,, ગૌરીશંકર
૨–૦–૦ ,, નારણદાસ જમનાદાસ
૧–૦–૦ ,, દયાળસિંહજી લાલસિંહજી
૦–૮–૦ ,, ચંદ્રશંકર જટાશંકર
૦–૪–૦ પરસુરણ
૧૧–૦–૦ ,, નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ–બીલખા
૧–૦–૦ ના દરબારશ્રી હાથીયાવાળા સાહેબ
૧–૦–૦ શ્રી. પંડિત સાહેબ–સર ન્યા. સા.
૧–૦–૦ શ્રી હીરાભાઈ ન્યા. સા.
૦–૪–૦ ,, મનસુખલાલ
૧–૦–૦ ,, મૂળશંકર કાનજી વકીલ
૧–૦–૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૦–૪–૦ ,, જગજીવન દુર્લભજી
૦–૮–૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦–૨–૦ ,, લલિતરાય અંબાશંકર
૦–૮–૦ ,, છગનલાલ જેઠાલાલ
૧–૦–૦ ,, વેલજી સવજી
૧૦૧–૦–૦ નામદાર રાણીસાહેબા–બીલખા
૦–૪–૦ શ્રીમતી સુશીલા બહેન
૨–૦–૦ માતુશ્રી શ્રી જાનબાઈમા
૧–૦–૦ શ્રીમતી બહેન શ્રી સુમરી બહેન
૧–૦–૦ ,, કમબાઈ
૧–૦–૦ ,, માંસુબાઈ
૧–૦–૦ શ્રીમતી અમુલાબાઈ
૧–૦–૦ ,, સુમજીબા

૧–૦–૦ શ્રીમતી દશરાબાઈ ભાગવંત
૧–૦–૦ „ ગંગાબહેન મૂળજી
૧–૦–૦ „ અનસૂયાબહેન
૧–૦–૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
૦–૪–૦ શ્રીમતી તારાબહેન
૧–૦–૦ „ પ્રભાવતી
૧–૦–૦ „ કમળા
૦–૮–૦ „ કાંતા પ્રતાપસિંહ
૧–૦–૦ „ મણિબાઈ દોલતસિંહ
૧–૦–૦ શ્રી. શિવકુમાર રામસિંહ
૧–૦–૦ શ્રીમતી બહેન નર્મદા સબળસિંહ
૧–૦–૦ „ ગોદાવરી લાલસિંહ
૨–૦–૦ શ્રી. હીરજી જીવન વ્યાસ
૧–૦–૦ શ્રીમતી મયાકુંવરબહેન
૦–૪–૦ „ „ ના ભાણેજ
૧–૦–૦ „ દેવકુંવર વેલજી
૦–૮–૦ શ્રીમતી બહેન મણીબાઈ
૧–૦–૦ શ્રી. પુરુષોત્તમ કાનજી
૦–૪–૦ બહેન કમળા હરિશંકર
૧–૦–૦ „ જવાબહેન કાનજી
૦–૪–૦ શ્રી. ચત્રભુજ દેવચંદ
૧–૦–૦ „ ગોવિંદ કાળા
૧–૦–૦ શ્રી. મણિશંકર
૦–૮–૦ શ્રીમતી દેવબાઈ
૦–૪–૦ „ જયવંતી જીવાલાલ
૦–૨–૦ „ કુંતાબહેન ચુનીલાલ
૦–૪–૦ શ્રી. જીવાલાલ હરિશંકર
૧–૦–૦ શ્રીમતી બહેન નર્મદાબહેન
૦–૪–૦ „ ચંપા રામજી
૦–૪–૦ „ અમૃત છગન
૦–૨–૦ „ જયા દામજી
૧–૦–૦ „ કસ્તૂરબાઈ
૧–૦–૦ „ વજીબહેન ગોવિંદજી
૨–૦–૦ „ સારીબહેન
૧–૦–૦ શ્રી. રવજી દેવજી
૧–૦–૦ શ્રીમતી કમળાબહેન
૨–૦–૦ „ મોંઘીબહેન

૧–૦–૦ શ્રીમતી પુરીબહેન
૧–૦–૦ શ્રી. રવજી દેવજી ગાંધી
૧–૦–૦ „ જેઠાલાલ દામોદર
૦–૮–૦ શ્રીમતી ગોદાવરી બહેન
૦-૧૨-૦ શ્રી. હરગોવિંદ નરભેરામ
૧–૦–૦ શ્રીમતી બહેન લાધી કરશન
૧–૪–૦ „ „ મણિબહેન
૧–૪–૦ „ પ્રાણકુંવર બહેન
૧–૪–૦ „ મહાલક્ષ્મીબહેન
૦–૪–૦ „ નાનીબહેન
૧–૦–૦ „ બેન સંતોક જગજીવન
૧–૦–૦ „ મંજુલા દુર્લભદાસ
૦–૪–૦ „ જકલબહેન ગૌરીશંકર
૦–૨–૩ „ જયા જીવરામ
૧–૦–૦ „ કસ્તૂરબહેન વ્યાસ
૨–૦–૦ શ્રી. દુર્લભદાસ માધવજી
૦–૨–૦ „ વિઠ્ઠલદાસ પુરુષોત્તમ
૧–૦–૦ „ મોરારજી ઓધવજી
૦–૪–૦ શ્રીમતી દીવાળીબહેન
૦–૨–૦ શ્રી. ધીરજલાલ નારણજી
૧–૦–૦ શ્રીમતી અન્નપૂર્ણાબહેન ત્રિવેદી
૧–૦–૦ „ કાંતાબહેન ત્રિવેદી
૦–૫–૧ાા પરચુરણ
૧–૦–૦ શ્રીમતી મણિબહેન ત્રિવેદી
૧–૦–૦ „ સવિતાબહેન „
૧–૦–૦ „ જડાવબહેન „
૦–૫–૦ શ્રી. જયંતીલાલ ત્રિવેદીનાં બાળકો
૦–૪–૦ બહેન સંતોકબાઈ
૦–૮–૦ „ બાળાગૌરી
૦–૧–૦ „ મૂળીબહેન
૦–૮–૦ „ વિદ્યાગૌરી તુલસીરામ
૦–૨–૦ શ્રી. ભાસ્કરરાય વિદ્યારામ
૦–૨–૦ „ કૌશિક વિદ્યારામ
૦–૨–૦ બહેન સુશીલાગૌરી વિદ્યારામ
૧–૦–૦ „ નિર્ભયકુંવર ગિરિજાશંકર
૦–૪–૦ શ્રી. જયંતીશંકર હરગોવિંદદાસ
૧–૦–૦ બહેન વિજયાગૌરી ત્રિવેદી

૦-૨-૦ બહેન મણિબહેન
૦-૬-૦ શ્રી નવનશંકર જેશંકર
૦-૨-૦ ,, શાંતિલાલ દેવજી
૦-૨-૦ બહેન લલિતા શાંતિલાલ
૦-૨-૦ ,, કાશીબેન જયશંકર
૦-૪-૦ ,, રમાગૌરી ભટ્ટ
૦-૪-૦ બહેન ભગવતીબહેન પંડિત
૧-૦-૦ બહેન જયાલક્ષ્મી માધવજી
૦-૪-૦ ,, ગલાલ વાલજી
૧-૦-૦ ,, લક્ષ્મીબાઈ
૦-૨-૦ ,, કુતાબહેનનો પુત્ર
૦-૨-૦ એક બહેન
૦-૧-૦ પરચુરણ
૦-૧૫ ૭॥ આરતીમાં

૨-૦-૦ શ્રી હરજીવન કેશવજી-મુંબઈ
૨-૦-૦ ,, હરિવલ્લભ નાગેશ્વર ધ્યાની-સુરત
૧-૪-૦ ,, વ્રજલાલ વનમાળી ધમાણી-દહાણુ
૧-૦-૦ ,, કરશનદાસ જુઠાભાઇ-લોલાડા
૨-૦-૦ ,, પ્રેમકુંવરબાઈ ઉમીયાશંકર-રાજકોટ
૫-૦-૦ ,, રવિકુંવર હરજીવન પોટા-રાજકોટ
૫-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ -માંગરોળ
૧-૦-૦ ,, મણીકુંવર રણછોડરાય-રાજકોટ
૧-૦-૦ ,, જેશંકર કેશવજી-ભાણવડ
૧-૦-૦ ,, સોમનાથ ત્રિકમલાલ પાઠક -અમદાવાદ
૪-૦-૦ ,, વામનરાય જટાશંકર ને તેમનું કુટુંબ
૨-૦-૦ ,, કૃષ્ણદાસ સ્વામજી-કરાચી

---

## कार्तिक मासनी परचुरण भेट

૧-૦-૦ શ્રી ભાઈશંકર ધનજી દવે
૧-૦-૦ અ સૌ સંતોકબહેન
૦-૨-૦ પંડિત શ્રી રઘુનંદન ઝા
૦-૪-૦ શ્રી કાનજી પુરુષોતમ દવે
૦-૪-૦ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૮-૦ ,, મનજી કરશનજી
૦-૪-૦ એક બ્રહ્મચારી
૧-૦-૦ શ્રી કનુભાઈ દોલતસિંહજી ઠાકોર
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ શ્રી ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦-૪-૦ બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી
૦-૪-૩ શ્રી અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ચોકીઆત ગીગા મેઘા
૦-૪-૦ શ્રી દયારામ મૂળજી શાસ્ત્રી
૦-૧-૩ પરચુરણ
૦-૪-૦ શ્રી હરગોવિંદ નરભેરામ
૦-૨-૦ અ સૌ રમાગૌરી ભટ્ટ
૧-૦-૦ શ્રી મૂળશંકર કાનજી વકીલ
૦-૪-૦ ,, નરભેરામ ઓધવજીના પત્ની
૦-૨-૦ ,, છગનલાલ કાનજી

૦-૪-૦ શ્રીમતી લાભુબહેન નરભેરામ
૦-૪-૦ ,, ગોદાવરીબહેન ,,
૦-૪-૦ શ્રી નાનાલાલ જીવણ
૧-૦-૦ માધવ જીવાભાઈ કાથડ
૨-૦-૦ શ્રીમતી બાઈશ્રી જાનબાઇમા
૦-૧-૬ ,, ગોરાણી
૦-૦-૬ પરચુરણ
૦-૪-૦ શ્રી ચંપકલાલ મૂળશંકર
૦-૧-૦ ,, ભીખાલાલ મૂળચંદ
૫-૪-૦ શેઠ રવજી દેવજી ગાંધી
૨-૦-૦ શ્રીમતી બહેન શિવગૌરી ગજ્જર
૨-૦-૦ બહેન પાર્વતીબાઈ નાથુભાઇ
૧-૦-૦ ,, મહાલક્ષ્મી રામચંદ્ર
૧-૦-૦ શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, બાલાભાઇ દયારામ માંકડ
૦-૪-૦ ,, મૂળશંકર ગણેશજી ત્રવાડી
૦-૪-૦ ,, મોહનલાલ ભગવાનજી ,,
૦-૭-૦ પરચુરણ ભેટ માંડવામાં
૧-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મપ્રકાશજી
૧-૦-૦ ઠાકોર સમળસિંહજી જાલમસિંહજી

૦-૪-૦ શ્રી. વિદ્યાર્થી ગોપાલજી
૨-૦-૦ ,, જમિયતરામ નરસેરામ ત્રવાડી
૧-૦-૦ ,, છોટુભાઈ નિલારામ ભટ્ટ
૦-૦-૩ પરચુરણ
૧-૦-૦ શ્રીમતી દેવબાઈ દામજી
૧-૦-૦ શ્રી. નાનાલાલ મંગળજી, હરિલાલ નાનાલાલ, પુષ્પાવતી નાનાલાલ ને અનસૂયા નાનાલાલ
૧-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ
૨-૧૪-૦ શ્રીજંબુસરમાં નવા વર્ષના પૂજનભેટના
 ૧-૦-૦ શ્રી. તાપીશંકરભાઈ
 ૦-૪-૦ ,, પ્રાણજીવનભાઈ
 ૦-૪-૦ ,, અંબાલાલ તુલજારામ
 ૦-૪-૦ ,, ડાહ્યાલાલ
 ૦-૬-૦ પરચુરણ
 ૦-૪-૦ શ્રીમતી જડાવબહેન
 ૦-૮-૦ શ્રી. ડાહ્યાભાઈ મંગળ-
 ——— કાર્તિકના નિત્ય દાનના
 ૨-૧૪-૦
 ———
 ૦-૨-૦ મનીઓર્ડર કમીશનના
૨-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ
૧-૦-૦ ,, મહાશંકર છગનલાલ રાવળ
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી
૦-૪-૦ ,, દ્વારકાદાસ ભગવાનદાસ
૦-૮-૦ ,, વસંતરાય છબીલારામ
૧-૦-૦ ,, જોશી માણેકલાલ જીવણરામ
૦-૮-૦ ,, શિવશંકર દયારામ
૫-૦-૦ ,, રવજી દેવજી ગાંધી
૫-૦-૦ ,, રાજસી જીવરાજ
૦-૪-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે
૯-૪-૦ શ્રીકરાચી-આનંદાશ્રમમાં શ્રાવણવદિ ૧થી આસોવદિ ૩૦) ૯૭ સુધીના પૂજનભેટના
૫-૦-૦ રા. સા. મહાશંકર છગનલાલ રાવળ
૧-૦-૦ શ્રી. નર્મદાબહેન જ્યેશંકર
૧-૦-૦ શ્રીકુંડલા-આનંદાશ્રમ
૦-૮-૦ શ્રી. દામજી નાગજી
૧-૦-૦ ,, ચતુરભાઈ આશાભાઈ પટેલ
૨-૦-૦ માતુશ્રી રાણકબાઈ હા. શ્રી. મૂળશંકરભાઈ
૩-૧૪-૦ શ્રીઉપલેટામાં કાર્તિકીપૂર્ણિમાના પૂજનભેટના નીચેની વિગતે
 ૧-૦-૦ બ્રહ્મચારી શ્રી કેશવશર્મા
 ૧-૦-૦ ,, ,, નાં ફઈબા
 ૦-૨-૦ ,, ,, નાં બહેન
 ૧-૦-૦ શ્રી. રામજી જૂઠાભાઈ
 ૦-૪-૦ ,, જટાશંકર મયાશંકર
 ૦-૪-૦ ,, નાનાલાલ ભગવાનજી
 ૦-૪-૦ ,, બેન જાતીબાઈ
 ———
 ૩-૧૪-૦
 ———
 ૦-૧૨-૦ ગુરુકને દક્ષિણાના
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ
૨-૦-૦ ,, જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી
૨-૦-૦ ,, ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી
૦-૨-૦ ,, મહેશચંદ્ર ચંદુલાલ ,,
૦-૨-૦ ,, ઈંદુમતી ,, ,,
૦-૧૪-૦ ,, જયંતીલાલ અંબાશંકર ,, નું કુટુંબ
૪-૦-૦ ,, શ્રીમતી જાનબાઈમા
૬-૨-૯ શ્રી પોરબંદર આનંદાશ્રમમાં કાર્તિકી પૂર્ણિમાના પૂજનભેટના હા. શ્રી. વિશ્વનાથ માધવજી શાસ્ત્રી
૧-૦-૦ શ્રી. ઉમેદભાઈ આશાભાઈ પટેલ
૦-૫-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે
૧-૦-૦ શેઠ પ્રાગજી દેવજી
૧-૦-૦ ,, ,, ,, નાં પત્ની
૧-૦-૦ બેન રેવાબાઈ ઓધડ
૦-૨-૧૧ પરચુરણ
૧-૦-૦ શ્રી. હરગોવિંદ પીતાંબરનાં પત્ની
૧-૦-૦ શ્રી. મણિબહેન કારીઆ

## પૂજ્યપાદ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્માપ્રણીત પુસ્તકો

પૂજ્યપાદ મહારાજશ્રીએ મનુષ્યોના વાસ્તવિક કલ્યાણમાટે પોતાના જીવનના મહામૂલા સમયનો મોટો ભાગ ભિન્ન ભિન્ન અધિકારીઓને સાહાય્યરૂપ થઈ પડે તેવાં ધાર્મિક પુસ્તકો લખવામાં ખર્ચ્યો છે, એ ધાર્મિક જનતાને જ્ઞાત છે. તેઓશ્રીએ રચેલાં નાનાંમોટાં પુસ્તકોની કુલ સંખ્યા ૧૦૦ ઉપરાંત છે.

એ પુસ્તકોમાં કર્મ, ઉપાસના, (ભક્તિ ને યોગ,) તથા તત્ત્વજ્ઞાન આ વિષયોનું સ્વતંત્ર કે મિશ્રરૂપે પ્રતિપાદન છે, જેની સંક્ષિપ્ત વિગત નીચે પ્રમાણે છેઃ—

**ટીકારૂપઃ** પ્રસ્થાનત્રય. (૧ શ્રીઉપનિષદો. ૨ ભગવદ્‌ગીતા–ચાર પ્રકારની ટીકા. ૩ શ્રીવેદાંતદર્શન–બ્રહ્મસૂત્ર.)

„ **યોગવિષયકઃ** શ્રીપાતંજલયોગદર્શન. શ્રીયોગકૌસ્તુભ. શ્રીયોગપ્રભાકર. શ્રીનાથસ્વરોદય. શ્રીસાંખ્યપ્રવચન.

„ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો. શ્રીપંચદશી. શ્રીપંચદશીસાર. શ્રીરાસપંચાધ્યાયી. શ્રીરુદ્રસૂક્ત, પુરુષસૂક્ત તથા ઈશા વાસ્યાદિ. શ્રીસૂક્ત. શ્રીસામવેદીય રુદ્રપૂજાદિ. શ્રીવિચારસાગર.

**સ્વતંત્રરચિતઃ પત્રરૂપેઃ** પાંચ વિભાગ—શ્રીસદુપદેશદિવાકર પ્રથમકિરણ, દ્વિતીયકિરણ, તૃતીયકિરણ, ચતુર્થકિરણ, પંચમકિરણ તથા શ્રીપત્રકલ્પમંજરી.

„ **દષ્ટાંત ને વ્યાખ્યાનરૂપેઃ** શ્રીસુબોધકલ્પલતા. શ્રીપરમસુખી થવાના ઉપાય. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. નવધાભક્તિ. ચાર પુરુષાર્થ.

**ઉપદેશગ્રંથાવલિઃ** અંક ૧ થી ૭૩ સુધીનાં પાંચ પુસ્તકો, જેમાં ઉપરોક્ત વિષયો નાના નાના રહસ્યમય ગંભીર નિર્ણયોરૂપે સમાયેલા છે.

**કાવ્યરૂપેઃ** શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો. શ્રીનાથકાવ્ય ભાગ ૨ જો. શ્રીભક્તિસુધા. શ્રીવૈરાગ્યનિરૂપણ.

**સ્ફુરણરૂપેઃ** શ્રીવિવેકભાસ્કર પ્રથમરશ્મિ. શ્રીવિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ. મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો.

**કર્મકાંડરૂપેઃ** શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ. શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશ.

**ચિત્રપટરૂપેઃ** શ્રીપ્રણવપટ. શ્રીપ્રણવવિસ્તારપટ.

**ઉપરાંત નાનાંમોટાં પુસ્તકોઃ—**

પરમપદબોધિની. શ્રીમનુષ્યમિત્ર. શ્રીસદુપદેશમાળા. શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. સ્વાભાવિકધર્મ. ઊલટીનાથીનું સ્પષ્ટીકરણ. શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. શ્રીદુરાચારગિરિવજ્ર. શ્રીવિનોદમાલા. શ્રીસનાતનધર્મનું નિરૂપણ. શ્રીસુવિચારચંદ્રિકા. શ્રીમહામંત્રમાલિકા. શ્રીઆશૌચવિવેક. વર્ણવિચાર. ભગવદ્‌ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર. શ્રીગુરુગીતાસાર.

સિવાય વિનામૂલ્યે અપાતાં અન્ય પુસ્તકો. સર્વનું વિસ્તૃત સૂચીપત્ર પોણા આનાની ટિકીટ મોકલી મંગાવીને વાંચવાથી વિષય તથા કિંમતનું વધારે સ્પષ્ટીકરણ થશે.

મળવાનું સ્થળઃ—**વ્યવસ્થાપક આનંદાશ્રમ**
પોસ્ટ **બીલખા** કાઠિયાવાડ.

———:o:———

Regd. No. B. 3087.
સને [illegible] તા. ૨૫ ડિસેમ્બર

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા—આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા—કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar—India).
आनंदाश्रम
૭૭
૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત સર્વે પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબ્હેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

...નંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાં... અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

—:૦:—

વર્ષ ૧૦ મું

પોષ

અંક ૮ મો

સંવત્ ૧૯૯૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુપ્રતિ પ્રાર્થના. | ૧૭૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૭૪ |
| ૩ | " હોય હિતેચ્છુ કોઇ હમારું, ભેટાડો મમ નાથ. " | ૧૭૫ |
| ૪ | શ્રીનાથભજન. | ૧૭૬ |
| ૫ | આપણા પ્રભુનાં પાદુકાજી. | ૧૭૬ |
| ૬ | માંડૂક્ય અને ૐકાર. | ૧૮૨ |
| ૭ | અમારી સેવાયાત્રા. | ૧૮૪ |
| ૮ | ગુરુકુલો અને શિક્ષણવ્યવસ્થા. | ૧૮૬ |
| ૯ | આપણું કર્તવ્ય | ૧૯૦ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ સમાચાર. | ૧૯૫ |

---

 ખાસ વાંચો 

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

### જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---

તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિઆવાડ.
સહતંત્રીઃ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઈએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न विभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૮ પોષ [ અંક ૮

## श्रीसद्गुरुप्रति प्रार्थना

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

રાગ માઢ

પ્રભો ! દર્શાવો નિજ રૂપ, દર્શાવો નિજ રૂપ,
પ્રભો ! દર્શાવો નિજ રૂપ, જેથી ન ડૂબું ભવકૂપ
પ્રભો ! દર્શાવો નિજ રૂપ. ટેક

માયાપડદો દૂર કરી, પ્રકટો સર્વાધાર,
ઉચિત ન અંતર્હિત રે'વુ, સુણો દીન-પોકાર. પ્રભો૦ ૧
અન્ય પ્રીતિઓ ગૌણ સૌ, બનજો મમ મનમાંય,
પરમપ્રીતિ થઈ આપમાં, ઠરજો મમ મન ત્યાંય પ્રભો૦ ૨
અન્ય વિરસ થયા વિના, કરો કૃપા નવ આપ,
માટે વિષય-વૈરસ્યની, પાડો મમ ઉર છાપ પ્રભો૦ ૩
મારું બલ ચાલે નહિ, છેજ કૃપાની આશ;
આપ બિરુદ વિચારીને, પ્રકટ થજો અવિનાશ પ્રભો૦ ૪
આપ રૂપ જાણ્યા વિના, નહિ આ ભવનો પાર,
આપતણું રૂપ જાણવા, માગું આપ આધાર પ્રભો૦ ૫
ભૌતિક રૂપ ન આપનું, આપ ચિદાનંદરૂપ;
પ્રકટ થાઓ મારે વિષે, દયાનિધે ! સુરભૂપ પ્રભો૦ ૬

——[ * ]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનને પરમાદરપૂર્વક પરમાત્મામાં એકાગ્ર કરવાનો અભ્યાસ કર્યા કરવાથી અને રાગદ્વેષના વિષયભૂત સર્વ વિષયોમાં દોષદર્શનવડે વૈરાગ્ય દૃઢ કર્યા કરવાથી બહુ ચંચલ અને મૂઢ એવું મન તે બંનેના પરિપાકે પરમાત્મામાં એકાગ્ર થાય છે.

અભ્યાસનું ને વૈરાગ્યનું અનુષ્ઠાન બહુભાવપૂર્વક કંટાળો લાવ્યાવિના સતત કરવું જોઇએ. પરમાત્માની ને પરમાત્માથી અભિન્ન શ્રીસદ્‌ગુરુની અતિનમ્રભાવે પુનઃ પુનઃ પ્રાર્થના કરી તેમનું આ પરમધર્મરૂપ ચિત્તનિગ્રહમાં સાહાય્ય પણ માગવું જોઇએ.

પ્રત્યેક કામ પ્રસન્નતા, ધૈર્ય, સાવધાનતા ને આવડ રાખીને કરવાથી અંતઃકરણમાંના રજોગુણનું ને તમોગુણનું બલ ઘટે છે, અને સત્ત્વગુણનું બલ વધે છે. આવા વર્તનથી વ્યવહારમાં પ્રતિષ્ઠાનો લાભ ને પરમાર્થમાં ચિત્તની એકાગ્રતા, શાંતિ ને આનંદાનુભવનો લાભ થાય છે.

પુણ્યવાન્ મનુષ્યના મનમાં તેના પુણ્યનો ઉદય થયે પ્રથમ પરમાત્મામાં પ્રેમ પ્રકટે છે. તે પ્રેમને કવચિત્ કવચિત્ સંસારનાં પ્રાણિપદાર્થોપરનો આરૂઢ પ્રેમ દબાવી દે છે.

પરમાત્માપરના એ પ્રેમનો અભ્યાસ વધતાં વધતાં પરિણામે તે પ્રેમ આસક્તિનું સ્વરૂપ પકડે છે. એ આસક્તિને સંસારપરના સામાન્ય પ્રેમો દબાવી શકતા નથી, પણ આ લોકના બહુ ઉત્તમ વિષયો ને દેવલોકના વિષયો પરમાત્માપરની તે આસક્તિને દબાવવા ક્યારેક ક્યારેક સમર્થ થઇ શકે છે.

એ આસક્તિનો અભ્યાસ વધતાં વધતાં અંતે તે મનુષ્યના મનમાં પરમાત્મામાં પ્રેમનું વ્યસન ઉત્પન્ન થાય છે.

ભક્તના મનમાં જ્યારે વ્યસનીઓના વ્યસનના જેવી અચલ ને સર્વોત્તમ પ્રીતિ પ્રકટે છે ત્યારે તે પ્રીતિને આ લોકના સર્વોત્તમ વિષયો કે સ્વર્ગલોકના વિષયો દબાવી શકતા નથી.

ભક્તે પોતાના મનમાં ઉપર કહેલા ક્રમથી પરમાત્મામાં પ્રીતિ વધારવી જોઇએ.

ભક્તના મનમાં પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક જ્યારે ધ્યેયરૂપ પરમાત્મામાં અચલ ને અપાર પ્રીતિ વધવા લાગે છે ત્યારે તે પ્રીતિના વધારાના પ્રમાણમાં તેના દેહાદિમાં રહેલું હુંપણું ને પોતાના માનેલા પ્રાણિપદાર્થમાં રહેલું મારાપણું તે ભક્તના મનમાંથી ન્યૂન થવા લાગે છે.

શુભનો સંયોગ જેમ મુમુક્ષુના હૃદયમાંના સત્ત્વગુણની વૃદ્ધિ કરી તે મુમુક્ષુની ઉન્નતિમાં હેતુભૂત થાય છે તેમ શુભનો વિયોગ પણ તેના હૃદયમાંના રજોગુણને અને તમોગુણને તેના હૃદયમાં પ્રકટેલા વિરહાગ્નિના બલના પ્રમાણમાં દાહ કરી તેની ઉન્નતિમાં હેતુભૂત થાય છે.

જે જીવનો પરમાત્મામાં તેઓશ્રીના માહાત્મ્યજ્ઞાનપૂર્વક જેમ જેમ વિશુદ્ધ પ્રેમ વધતો જાય છે તેમ તેમ તે જીવના હૃદયમાં અન્ય દશ્ય વિષયોમાં

રહેલા રાગ શિથિલ થતા જાય છે, અને તેના હૃદયમાં શાંતિના તથા સુખાનુભવનો વધારો થતો જાય છે.

પરમાત્મસ્વરૂપનું દર્શન, તેમનું પૂજન અને તેમની યથાયોગ્ય સેવા પણ જીવના અંતઃકરણની શુદ્ધિમાં, વિશુદ્ધપ્રીતિમાં, એકાગ્રતામાં, શાંતિમાં ને આનંદમાં વધારો કરે છે. (ચાલુ)

——[o]——

॥ ॐ ॥

## "होय हितेच्छु कोइ हमारुं, भेटाडो मम नाथ"

(શ્રીઅંતર્યામી સદ્ગુરુ પરમાત્માશ્રીને શ્રીલીલાતનુરૂપે પુનઃ દર્શન આપવા આર્તતાપૂર્ણ વૃત્તિના ઉદ્ગારો.)

રાગ માઢ

"મારા નેહ ભરેલા નાથને, નિરખું ક્યારે રે! હું ફરી?
ક્યારે રસિકશિરોમણિ પ્રાણને, નિરખું નેણલાં ભરી?" ટેક.
ધવલ નવલ શિર શોભતો રે! સુંદર પાઘ અનૂપ;
ભવ્ય લલાટ ભયહર શોભે, ભસ્મ ઉજ્જવલરૂપ રે! નિરખું૦ ૧
દિવ્ય સુમનની શોભતી રે! દિવ્ય કંઠ વરમાલ;
ભવ્ય ભ્રુકુટિકેરા ભયથી, થરથર કંપે કાલ રે! નિરખું૦ ૨
કોમલ અંગુલિસહ શોભે, વરદ હસ્ત સુખરૂપ; ...થ હોય,
રક્ત નાજુક નખની એ શોભા, સુંદર એ સુખરૂપ રે! નિરખું... પાદુકાઓ
રક્ત કમલથી અતિ રે! રૂપાળાં, પ્રફુલ્લિત કોમળ ચરણ; અને શ્રીરામચંદ્રજી
પાપી પાવન થાય પલકમાં, સ્પર્શે અશરણ શરણ રે!
ધવલ નવલ શ્રીઅંગપર શોભે, દિવ્યાંબર અમૂલ...માં આવે છે, અને
વહાલા કેરો વેષ નિહાળી, ક્યારે શમે? ભવશૂલ...હૃદય સમાતિ।
નખ-શિખ-શોભા રે! શી વર્ણવું? કોટિક કા... બહુ ભાઁતિ॥
રતિપતિ નિરખી લજ્જિત બને છે, મમ નાથનું ...નતા. ભગવાનપરની પ્રીતિ હૃદયમાં
સ્મિત વદનથી નિશદિન સ્રવતું, સુધા ...માગીને અનેક પ્રકારનું રાજ્યકાર્ય તેઓ
ચિત્ત ચકોરી નિશદિન તલપે, કરવા
સ્મરણ થાતાં શ્રીહરિ કેરૂં, મન ...હૃદય પાદુકાજીનું પૂજન કરી શાંતિ મેળવે છે,
મનમોહનનું મનહર મુખડું, ...રામનું રટણ કરતાં કંઠ ગદ્ગદ્ બને છે અને
"હોય હિતેચ્છુ કોઈ હમ...
નાગમતિના નાથ ...મિલા... કેટલો અદ્ભુત છે! કેટલો ભવ્ય છે! પ્રભુનાં પાવનપાદુકાનો
શ્રીનાગનાથાશ્રમ; ...છે! રામવિરહના એ અસહ્યતાપમાં પણ એ પાદુકાએ
...પ્યું હતું, શાંતિ આપી હતી, તપશ્ચર્યાનું બલ આપ્યું હતું.
અખેરલા. ...યુગે ઈશ્વર લીલાતનુ ધરે છે અને તે તે યુગની ધર્મક્ષતિનું
...અધર્મનો સંહાર કરે છે અને ધર્મનું સ્થાપન કરે છે. એ લીલાતનું

યુગ-અનુરૂપ હોય છે. ક્ષાત્રતેજની ઝાંખી કરાવવાની હોય ત્યારે અથવા ઋષિપીડક અને ધર્મધ્વંસી રાક્ષસોનો નાશ કરવો હોય છે ત્યારે ઈશ્વર ક્ષત્રિયશરીરમાં પ્રકટે છે. જુઓ ભગવાન્ રામચંદ્ર અને ભગવાન્ કૃષ્ણચંદ્ર: એજ પ્રમાણે જ્યારે ધર્મધ્વંસી અથવા બીજા શબ્દોમાં કહીએ તો તે વેદધર્મવિરોધના પ્રચંડ ઝંઝાવાતો ફૂંકાવા લાગ્યા ત્યારે વેદધર્મનું પુનરુત્થાન કરવા ભગવાન્ શંકરનું શંકરાચાર્યજીરૂપે પ્રાકટ્ય થયેલું. આચાર્યનું કાર્ય કરવામાટે પ્રભુ બ્રાહ્મણદેહમાં પ્રકટ થયેલા. કાલટીના એ બ્રાહ્મણબટુક ભગવાન્ ભાષ્યકારતરીકે જગ-પ્રસિદ્ધ છે. તેમણે અદ્વૈતના સિંહગર્જનવડે ભેદવાદનો નાશ કર્યો અને શુદ્ધ આર્યધર્મને હિમગિરિથી કન્યાકુમારીસુધી અને જગન્નાથપુરીથી દ્વારિકાસુધી ફેલાવ્યો. આ બ્રાહ્મણબટુકે વામન ભગવાનથી જુદી રીતે આસુરીદલનો વિધ્વંસ કર્યો અને વેદાંતના વિરાટ્ સ્વરૂપનો પરિચય કરાવ્યો. તથા બ્રહ્મવર્ચસ્ કેટલું ઉત્કટ છે તેનો સમસ્ત વિશ્વને સારો અનુભવ કરાવ્યો. આ સમયને અમુક સૈકાઓ વીત્યાપછી ધીમેધીમે વેદપ્રતિપાદિત કર્મકાંડ, ઉપાસના અને જ્ઞાનનો લોપ થવા લાગ્યો અને તેનું ખરું સ્વરૂપ ભૂલાવા લાગ્યું ત્યારે કાઠિયાવાડમાં ઝાલાવાડ પ્રાંતના લીંબડી સંસ્થાનના મોજીદડ ગામમાં એક દિવ્ય જ્યોતિ પ્રકટી અને વૈદિક કર્મ, વૈદિક ઉપાસના અને જ્ઞાનનો પુનરુદ્ધાર કર્યો. મોજીદડના આ બ્રાહ્મણશરીરમાં સાચા સદ્ગુરુ પ્રકટ્યા હતા, સાચા ધર્માચાર્ય જન્મ્યા હતા.

સંવત્ ૧૯૧૪ના આશ્વિનસુદિ ચોથને શુભદિને બીલખાના આ આચાર્યશ્રીનું મોજીદડમાં પ્રાકટ્ય થયેલું અને સંવત્ ૧૯૮૭ના આશ્વિનવદિ અગીઆરશને દિવસે સ્વરૂપાવસ્થાન થયું છે. આચાર્ય ભગવાનનું જે જીવનકાર્ય હતું તેજ તેઓશ્રીનું જીવનકાર્ય હતું. તેઓશ્રીએ વૈદિક કર્મકાંડનું સત્યસ્વરૂપ જનસમાજને બતાવ્યું, અને શાસ્ત્રોની એ જીવનસંજીવનીનું રહસ્ય સુસ્પષ્ટ દાખવ્યું. નિષ્કામકર્મોના સુદૃઢ અનુષ્ઠાનવડે અંત:કરણ શુદ્ધ થયા પછી તેને સુસ્થિર કરવા ઉપાસનાની આવશ્યકતા જણાવી અને સાથે સાથે ભક્તિ અને યોગની ગૂઢતમ પ્રક્રિયાઓ બહુજ સરલ રીતે સમજાવી. આ પ્રમાણે એક યુગસ્રષ્ટાની પેઠે અંત:-કરણ શુદ્ધ અને સ્થિર થયા પછી આવરણભંગદ્વારા જ્ઞાનપ્રાપ્તિની અથવા આત્મદર્શનની અનુપમ રાજકેડી પણ તેઓશ્રીએ પ્રદર્શિત કરી.

તેઓશ્રીએ ઉપરોક્ત કાર્ય ગ્રંથોદ્વારા, પ્રવચનોદ્વારા, અને પ્રવાસદ્વારા જીવનપર્યંત અતૂટપણે ચાલુ રાખ્યું હતું, એટલુંજ નહિ પરંતુ તેઓશ્રીનું જીવનજ શાસ્ત્રોનું મૂર્તસ્વરૂપ બનેલું હોય એમ ભાસતું. તેઓશ્રીનું જીવન એટલે પ્રત્યક્ષશાસ્ત્ર અથવા બીજા શબ્દોમાં કહીએ તો જીવતું શાસ્ત્ર. મનુષ્યદેહે જાણે સનાતનધર્મ પ્રકટ્યો હોય એમ અનુભવાતું. ધર્મની સુંદર વાતો કરનારા સુલભ છે; ધર્મસંબંધે સારી રીતે પ્રવચન કરનારા સુલભ છે. ધર્મસંબંધે લખનારા પણ એટલાજ સુલભ છે; પરંતુ ધર્મ જીવનારા દુર્લભ છે, વિરલ છે. તેઓશ્રીએ ધર્મને જીવનમાં વણી નાંખ્યો હતો. જીવનમાં ઓતપ્રોત કરી નાંખ્યો હતો. ધર્મનું અંગપ્રત્યંગ તેઓશ્રીના જીવનમાં દર્શન દેતું. તેઓશ્રીનાં દર્શન કરતાં સનાતન-વૈદિકધર્મના સાચા સ્વરૂપનાં દર્શન થતાં. તેઓશ્રીનું જીવન અવલોકતાં શાસ્ત્રરહસ્યની આંટીઘૂંટીઓ સમજાઈ જતી. ધર્મપાલન તે આનું નામ, ધાર્મિકજીવન તે આનું નામ. તેઓશ્રી કર્મકાંડ પ્રબોધતા એટલુંજ નહિ, પણ આચરતા. તેઓશ્રી યોગગ્રંથો લખતા, યોગપર પ્રવચન કરતા એટલુંજ નહિ, પરંતુ હઠયોગની સમસ્ત ક્રિયાઓ જીવનમાં ઉતારી સમર્થ હઠયોગી બન્યા હતા. નિર્વિકલ્પસમાધિદ્વારા આત્મદર્શનવડે તથા મનોનાશ

અને વાસનાક્ષયના અભ્યાસવડે સમર્થ રાજયોગી બન્યા હતા. તેઓશ્રી અદ્વૈતવાદનાં વ્યાખ્યાનો કરતા અને તે સમજાવવા અહર્નિશ ગ્રંથો લખતા એટલુંજ નહિ, પણ અદ્વૈત-સિદ્ધાંતનું તેઓશ્રીના જીવનમાં પલેપલે પ્રત્યક્ષ દર્શન થતું. યોગ અને જ્ઞાનની ઉત્કૃષ્ટ અવસ્થારૂપ જીવન્મુક્તિની ઉન્નત અવસ્થામાં તેઓશ્રી વિરાજતા હતા. તેઓશ્રીના જીવનમાં પરમાનંદનો પ્રકાશ હતો, સ્થિતપ્રજ્ઞની અબાધિત શાંતિ હતી. આ મહાજીવનને શેની ઉપમા આપું? એ જીવનના અધિષ્ઠાતાના દિવ્યતત્વનું અણુએ અણુ બ્રહ્મતેજથી ભરપૂર હતું. એને રોમે રોમે યોગની ઝળક હતી. એ જીવન એવું હતું કે જેને નિરખતાં આંખો ઠરતી, હૃદય ઠરતું. જાણે શાંતિના સાગરમાં સ્નાન કરતા હોઇએ એવું સ્પષ્ટપણે અનુભવાતું. આ કાલ્પનિક વાતો નથી. ઘણા સહૃદયોના અનુભવી બોલ છે. એ મહાજીવનનું સ્મરણ અત્યારે પણ મનના ઉદ્વેગને ટાળે છે, મનના ઉકળાટને શમાવે છે, અને ભૂલા પડેલાને માર્ગદર્શક બને છે.

સાચા સદ્ગુરુ કોણ થઈ શકે? નિર્હેતુક કારુણ્યથી છલકતું હોય જેમનું હૃદય એ મહાપુરુષ. બીલખાના આ ઋષિવર આવા કારુણ્યમૂર્તિ સંત હતા. જેઓશ્રીનાં ચક્ષુઓમાંથી કરુણા ઝરતી, જેઓશ્રીના શબ્દોમાંથી કરુણા ઝરતી, જેઓશ્રીના જીવનમાં પ્રત્યેક પ્રસંગે કરુણા ડોકિયાં કરતી. દયામયતા અથવા નિર્હેતુક કારુણ્યવિષે શાસ્ત્રોનું કથન તેઓશ્રીના જીવનમાં મૂર્તિમંત થયેલું જોયું. એ નિર્હેતુક કારુણ્યવગર ત્રિવિધતાપમાં તપતાં માનવહૃદયોને કોણ ઠારે? સંસારપ્રવાહમાં તણાતા માનવસમૂહનો હાથ કોણ ઝાલે? જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ મૂકી જગદુદ્ધારનું કાર્ય કરવું એ કપરું છે. નિર્વિકલ્પસમાધિની પ્રશાંત સ્થિતિમાંથી ઊતરી જડહૃદયોને પ્રબોધવાં એ સામાન્ય કામ નથી—સામાન્ય ત્યાગ નથી. આ દુષ્કર કાર્ય તેઓશ્રીએ જીવનભર ચાલુ રાખેલું. ધન્ય છે એ કરુણાલુતાને, ધન્ય છે, એ મહાશક્તિના હૃદયમાર્દવને. એ દયામયતામાં જીવોને સંસારસાગરમાંથી તારવામાટે આસુરીસંપત્તિ-સામે સર્વદા યુદ્ધ ચાલુ હતું. તેઓશ્રીનું જીવન સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં મારે કહેવું જોઇએ કે આવું લીલાતનુ જેમણે નિહાળ્યું છે તેમણે મનુષ્યદેહમાં પ્રકટેલા ઇશ્વરને નિહાળ્યા છે. એ મહાવિભૂતિના સમાગમમાં જેઓ આવ્યા છે તેમણે મનુષ્યદેહમાં પ્રભુનો સમાગમ કર્યો છે.

આવા ઇશ્વરસ્વરૂપ મહાપુરુષના સતત સમાગમમાં આવનાર પાદુકાજીની પવિત્રતા કેટલી માનવી? પ્રભુની જે ચરણરજમાટે દેવો પણ આતુર હોય છે અને ભક્તજનો તો જેમાં આળોટી સ્વજીવન સુભાગી બનાવે છે તે "ચરણરેણુ" પાદુકાજીએ ખૂબ ઝીલી છે. જે ભજનારકચરણ અનન્યભક્તની જીવનનૌકા બને છે તે પાવનચરણોના આલંબનરૂપ બનેલાં પાદુકાજી ખરેખર ધન્ય છે! તેઓશ્રીના પાદારવિંદમાંથી સરતો વિશુદ્ધ વિદ્યુત્પ્રવાહ એ પાદુકાજીને પવિત્ર બનાવે તેમાં શું આશ્ચર્ય? તેઓશ્રીના સતત સમાગમથી એ પાદુકાજી તીર્થરૂપ બન્યાં છે. શ્રીકૃષ્ણચંદ્રપ્રભુના મુખસ્પર્શથી મોરલી જેમ ભક્તરંજની બનેલી, શ્રીરામચંદ્ર-પ્રભુના પાદપંકજવડે વિશુદ્ધ બનેલાં પાદુકાજી જેમ ભરતજીનું જીવનસર્વસ્વ બનેલાં તેમ બીલખાના આ મહાજ્યોતિર્ધરના ચરણસ્પર્શવડે પાદુકાજીએ પણ પવિત્રતા ધારણ કરી છે.

જેઓએ તેઓશ્રીના જીવનપ્રવાહમાં સ્નાન કર્યું છે તેમને તેઓશ્રીનાં ભવ્ય પાદુકાજીનું શું સ્મરણ આપવું હોય? એ પાદુકાજીના મધુર ધ્વનિની શી યાદી આપવી હોય? તેઓશ્રીએ ઇશ્વરલીલા સમેટી તેને એક દાયકો પૂરો થયો છે તોપણ જ્યારે એ સુભાગી દિવસોનું સ્મરણ થાય છે ત્યારે હૃદય કોઈ લોકોત્તર આનંદમાં નિમગ્ન બને છે. જાણે

તેઓશ્રી એ પાદુકાજીપર વિરાજતા હોય એવું ભાન થાય છે. બ્રાહ્મમુહૂર્તમાં તેઓશ્રી શ્રીદક્ષિણામૂર્તિપુસ્તકાલયમાં થઈને ફરસપરથી શૌચ જવામાટે પધારતા ત્યારનું સુમધુર દૃશ્ય ખડું થાય છે. દિવ્ય સંગીતના સૂરસમો પાદુકાજીનો કર્ણપ્રિયધ્વનિ સાંભળી સૌ શિષ્યો પોતપોતાનું કાર્ય મૂકી એ દિવ્યદર્શન ઝીલવા ત્યાં દોડી જતા અને સાષ્ટાંગપ્રણિપાત કરી ચરણસ્પર્શ કરતા એ દૃશ્ય પણ તાજું થાય છે. ફરી એ ધ્વનિ શરુ થતો અને આકાશમાં પડઘા પાડતો. તેઓશ્રી શૌચ જઈ આવી સ્નાનગૃહમાં પધારતા એ દૃશ્ય, સ્નાનગૃહમાંથી નિજમંદિરમાં પધારતા એ દૃશ્ય, નિજમંદિરમાંથી શ્રવણમંદિરમાં પધારતા એ દૃશ્ય અને એવાં બીજાં એ જીવનનાં દૃશ્યો તાજાં થાય છે અને દિવ્યસંગીતનો સૂર સંભળાતો હોય એમ એ પાદુકાજીનો રવ સંભળાય છે. જાણે માનસપટપર એ મહાપુરુષ ચલચિત્રરૂપે દર્શન દેતા હોય એવું પ્રત્યક્ષ થાય છે. શ્રીકૃષ્ણચંદ્રપ્રભુની બંસરીના પ્રશાંત સૂરોની યાદી એ પાદુકાજી કરાવતાં. હરણની જેમ કૂદતું મન એના શ્રવણથી ચંચળતા છોડી સુસ્થિર થઇ જતું. એ ધ્વનિમાં સંગીતશાસ્ત્રની નિયમબદ્ધતા જણાતી. એ ધ્વનિનું શ્રવણ થતાં શિષ્યો ત્યાં ખેંચાઈ આવતા અને ચરણરજ માથે ચડાવવા લાંબા થતા. પાદુકાજીના એ ધ્વનિમાં સંગીતના જેવી આકર્ષકતા હતી. એક એક પગલું પડતું જાય અને પાદુકાજીના પડઘા સંભળાતા જાય. એ પગલું એટલે સિદ્ધયોગેશ્વરનું પગલું. એ પગલામાં પણ સંયમની અડગતા ચમકતી હોય. પગલે પગલે સાત્ત્વિક સ્ફૂર્તિ. પગલે પગલે શાંતરસના સાથિયા પૂરાતા જાય. એ પાદુકાજીનો રણકાર એટલે બીજું કશું નહિ પણ એ યોગેશ્વરનો યોગપડઘો. એ ધ્વનિ આટલો આકર્ષક કેમ હતો? આટલો ચિત્તશામક કેમ હતો? એ રણકારમાં વિશ્વજીવનસાથે અભેદ પામેલા મહાજીવનનો પડઘો હતો. એમાં યોગની પ્રશાંત અવસ્થાનું પ્રતિબિંબ હતું. એટલેજ એ પડઘા સાંભળનારના ચિત્તમાં સીધા પહોંચતા. એટલેજ આપણું મન એ શબ્દગુંજનમાં ગુંજતું. આ પાદુકાજી એ ઈશ્વરીજીવનનું અવશેષ છે. નહિતર લાકડામાંથી ઉત્પન્ન થયેલ પાદુકાજીને આપણે કેમ પૂજીએ? નહિતર આ પાદુકાજીને આપણે જીવનઆશ્વાસન કેમ માનીએ? આ સ્પષ્ટ સમજાય એવું છે.

સૈકાઓપછી પણ ભગવાન્ કૃષ્ણચંદ્રની એ મોરલીનું સ્મરણ મીરાંને થયેલું. એ મોરલી એટલે બીજું કશું નહિ પણ કનૈયાજીની બાલલીલાનું સુંદર સંભારણું, કાનુડાના કોમળહૃદયભાવોનો પડઘો પાડનાર બાલસખી. એ મોરલીએ સમસ્ત વ્રજને ગાંડું કર્યું હતું, જડચેતન સર્વમાં પ્રેમરસ રેડ્યો હતો. મદારીની મોરલીપર ફણીધર નાચે તેમ કાનની એ બંસરીપર આખું વ્રજમંડલ નાચતું. એ સૂર સાંભળતાં મોર અને મૃગ, ગાય અને વાછરડાં ગોપ અને ગોપીઓ એકતાન થતાં. એ જાદુઈ સંગીત સાંભળવા યમુનાનું નીર પણ પ્રશાંત બનતું. અરે! ધ્યાનસ્થ યોગીને પણ એ માટે આકર્ષણ થતું. શ્રીકૃષ્ણપ્રભુના મુખસ્પર્શથી એ મોરલી આટલી મધુર ને આકર્ષક બની તો અદ્વૈતદર્શનથી વ્યાપક બનેલા સંતજીવનના ચરણસ્પર્શથી પાદુકાજી પાવન બને, આકર્ષક બને, ભવ્ય બને તેમાં શું આશ્ચર્ય? મોરલીની એ મધુરતા કૃષ્ણજીવનની મધુરતા હતી. મોરલીનો એ ધ્વનિ ઈશ્વરલીલાનો ધ્વનિ હતો. શ્રીમીરાંબાઇએ ગાયું છે કે "મધુરી નાદની મોરલી વાગે રે, સુરતિયામાં રાધાજી જાગે રે" એ મધુરી મોરલીના શ્રવણથી મીરાંના હૃદયમાં રાધાભાવ—અનન્ય ભક્તિભાવ—જાગે છે. મોરલીનો આ પ્રતાપ કૃષ્ણજીવનના સમાગમને આભારી છે તેમ પાદુકાજીનો આ મહિમા નાથભગવાન્‌ના સતત સમાગમનું ફલ છે.

પાદુકાજી એટલે તેઓશ્રીની જીવનપ્રસાદી, પાદુકાજી એટલે તેઓશ્રીનાં જીવનસ્મરણો, પાદુકાજી એટલે શિષ્યોનું આલંબન. પ્રભુરામ વનવાસમાં પધાર્યા હતા તોય એઓશ્રીની પાદુકાના પ્રતાપે ભરતજી બંધુવિરહની વ્યથા સહી શક્યા હતા. અત્યારે આપણા નાથ સ્વરૂપાવસ્થાન પામ્યા છે એ સમયે શિષ્યસમૂહને આ વિયોગ-દુઃખમાં પાદુકાજીના દર્શન-પૂજનવડે આશ્વાસન મળશે. આજે આપણે આ પાદુકાજીનું પૂજન કરી તેઓશ્રીનું સાક્ષાત્ પૂજન કરતાં હોઇએ એમ અનુભવીએ છીએ. આજે આપણે આ પાદુકાજીની રજ મસ્તકે ચડાવી પ્રભુપ્રસાદી પામ્યા હોઇએ એવો સંતોષ મેળવીએ છીએ. જીવનપ્રેરક બની આ પાદુકાજી આપણને નાથના દિવ્યદેશતરફ દોરી શકે છે. આવું ભવ્ય સંભારણું રાખી શ્રીનાથે આપણને સનાથ બનાવ્યા છે. પાદુકાજીના દર્શનથી આપણે પૂજ્યપાદશ્રીની સમસ્ત જીવનલીલાનાં દર્શન કરી શકીએ છીએ. મોજીદડના એ બાલસંત, રાજકોટના એ સાધુ-વિદ્યાર્થી, અડવાણા, લીંબુડા ને જાફરાબાદના એ મહાશિક્ષક, માંગરોળ ને વરસના એ ગુપ્તયોગી, આનંદગુફા અને મુચુકુંદગુહાના એ સિદ્ધયોગેશ્વર અને બીલખાના એ અદ્વૈત આચાર્યનું સ્મરણ થઇ આવે છે. આ પાદુકાજી તેઓશ્રીની ભવ્ય દિનચર્યાનાં પ્રત્યક્ષ સાક્ષી છે. ઉત્થાનથી શયનસુધીની સમસ્ત દિનચર્યા પાદુકાદર્શનમાં દેખાય છે. અત્યારે તેઓશ્રી સ્થૂલદેહે બિરાજતા નથી, પરંતુ આ પાદુકાજી તેઓશ્રીના પ્રતિનિધિરૂપે આપણી સમક્ષ બિરાજે છે, આપણને સાંત્વન આપે છે, આપણને પ્રેરણા આપે છે, આપણા જીવનને એ મહા-પ્રકાશ તરફ દોરે છે. આ પાદુકાજીસાથે સંબંધ ધરાવતી એ મહાપ્રભુની જીવનવાર્તાઓ આપણે સાંભળીએ છીએ ત્યારે અજ્ઞાનનિદ્રામાંથી જાગી ઊઠીએ છીએ, અને આપણી મનોવૃત્તિ સંસારથી પાછી વળી અધ્યાત્મવિદ્યાતરફ વેગવતી થાય છે. આવા સદ્ગુરુના શિષ્ય થવું એ સુભાગ્ય છે. હવે આ શિષ્યત્વને સફલ કરવું એ આપણો શિષ્યધર્મ છે.

તેઓશ્રીના જીવનઆદર્શને પાદુકાજીએ ખૂબ ઝીલ્યો છે, તેઓશ્રીના ચરણપ્રકાશને ખૂબ સેવ્યો છે, એ દિવ્યજીવનની સાધુતાને ખૂબ અનુભવી છે. હવે આપણે આ પાદુકાજીનાં દર્શન કરી તેઓશ્રીના દર્શનનો લાભ મેળવીએ. હવે આપણે આ પાદુકાજીનું પૂજન કરી તેઓશ્રીના પૂજનનો લાભ લઇએ. આમ અનન્યભક્તિભાવે વર્તતાં ભરતજીનું વિરહનું દુઃખ પૂરું થયું હતું અને તેમને પ્રભુરામચંદ્રના દર્શનસમાગમનો લાભ મળ્યો હતો. તેજ પ્રમાણે જો અનન્યશ્રદ્ધા હશે, અડગ ભક્તિભાવ હશે, અસીમ દૃઢતા હશે તો સૌ કોઇને શ્રીનાથનાં ફરી દર્શન થશે અને એ દર્શન એવાં થશે કે પછી વિરહતાપનો અનુભવ નહિ થાય. એ દર્શન એવાં થશે કે પછી સંસારમાં હોવા છતાં સંસાર રહેશે નહિ. એ દર્શન એવાં થશે કે મનુષ્યદેહ હોવા છતાં દિવ્યદેશમાં વિચરી શકાશે. સર્વત્ર અને સર્વસ્થિતિમાં તેઓશ્રીનાં દિવ્યદર્શન થયા કરશે અને તેઓશ્રી જે લોકોત્તર દેશનું વર્ણન કરતા તે દેશના વાસી થવાશે:—

દેશ માલવો ગહન ગંભીર, ડગ ડગ રોટી પગ પગ નીર;
કહંત કબીરા જબ મન મનહીં સમાયા, ગુંગેકા ગુડ ગુંગેહી ખાયા.*

---

*માલવદેશ જેમ ફળદ્રૂપ છે અને ત્યાં જેમ ડગલે ડગલે ખાવાનું અને પગલે પગલે પાણી મળે છે તેમ બ્રહ્મ પણ ગહન અને સર્વત્ર વ્યાપક હોવાથી સુલભ તત્ત્વવસ્તુ છે. તે આનંદસ્વરૂપ છે. કબીરજી કહે છે કે જ્યારે મન અમનસ્કભાવને પામે છે એટલે તેનાં વૃત્તિરૂપ પરિણામો બંધ થાય છે ત્યારે જે બ્રહ્માનંદ અનુભવાય છે, તે જેમ મૂંગો ગોળ ખાવાથી થતા આનંદને વાણીથી

સદ્‌ગુરુના આ અલૌકિકદેશનું શબ્દદર્શન તેઓશ્રીએ અનેકવાર શ્રીમુખે કરાવ્યું હતું. હવે તેઓશ્રી એ દિવ્યદેશનું સાક્ષાત્ દર્શન કરાવી આપણા જીવનને ધન્ય બનાવે એવું પ્રાર્થી વિરમું છું.

——[०]——

## માંડૂક્ય અને ૐકાર

[ લેખકઃ—શ્રી. વલ્લભરામ વૈદ્ય-અમદાવાદ ]

માંડૂક્યને ઉપનિષદોમાં શિરોમણિ ગણવામાં આવ્યું છે.

દેડકા જેમ કૂદ્યા કરે છે તેવી રીતે અવિદ્યાગ્રસિત જીવ જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિમાં કૂદ્યા કરે છે—જીવને આમ દેડકાની ( મેડકની ) ઉપમા આપી હોવાથી તેના ઉપનિષદ્‌ને માંડૂક્ય એવું નામ અપાયું છે.

આ ઉપનિષદ્‌નો મુખ્ય વિષય ૐકાર મારફત બ્રહ્મનો ઉપદેશ કરવાનો છે. ૐકારજ બ્રહ્મ છે, ૐકારજ પરમાત્માનો વાચક છે. માણસ એકાંતમાં શાંતિપૂર્વક ચિત્તને સ્થિર કરીને બેસે અને ૐકારનો ઉચ્ચાર કર્યા કરે તો તેને હૃદયમાં રમી રહેલું ચૈતન્ય બ્રહ્મ સાક્ષાત્ થાય છે. જેના ઉચ્ચારથી જે વસ્તુ સ્ફુરે તે વસ્તુ તેની વાચ્ય છે—અને પોતે વાચક છે. એવી રીતે ૐકારના ઉચ્ચારથી બ્રહ્મની સ્ફુરણા થતી હોવાથી ૐકાર વાચક છે. અને બ્રહ્મ વાચ્ય છે.

પરંતુ આ ઉપનિષદ્ એમ સમજાવે છે કે સામાન્ય રીતે આપણે ત્યાં ઘડો વાચ્ય અને તેનો વાચક શબ્દદ્વારા વ્યવહાર કરનાર મનુષ્ય જૂદા હોય છે તે પ્રમાણે જગતમાં વાચ્ય-વાચક ભેદ દેખાય છે તેમ આ ૐકાર અને બ્રહ્મમાં વાચ્યવાચક ભેદ નથી.

**पादा मात्राः मात्राश्च पादाः** ॥ એટલા વાક્યમાં આ ઉપનિષદ્ એજ વાત સમજાવે છે. લૌકિકવસ્તુ બધેજ શ્રુતિ પ્રકરણમાં બંધ બેસે નહિ, કેવળ તર્કને તત્ત્વનિર્ધારણ કરવામાં પ્રધાન માની શકાય નહિ. શ્રુતિ અને અનુભવને પ્રમાણુંમાં લઇને તેના અનુસાર તર્ક બાંધવાથી અનુભવને ખોટા ઠરાવવા તર્ક લગાડવાની જરૂરજ ન પડે.

ૐકારની જે ચાર માત્રાઓ છે તે બ્રહ્મના વિભાગો છે. બ્રહ્મના જે ચાર વિભાગો કહ્યા છે તે ૐકારનીજ ચાર માત્રાઓ સમજવી. એમ એકજ વસ્તુને બે વખત સમજાવી વાચ્યવાચકના અભેદને બતાવ્યો છે. એટલે ૐકારમાં અને બ્રહ્મમાં કાંઇ ભેદ નથી.

આ રીતે જગતના કાલ્પનિક પદાર્થો જે બધા છે તે ૐકારરૂપ છે અને ૐકાર બ્રહ્મ છે. આમ અદ્વૈતસિદ્ધિ પણ ઉપનિષદ્ કરે છે. પ્રથમ વાચકનું વાચ્યની સાથે એકત્વ પ્રતિપાદન કરીને પછી **अयमात्मा ब्रह्म** ઇત્યાદિ મંત્રથી વાચ્યનું વાચકસાથે એકત્વ સિદ્ધ કર્યું એટલે આ જાતનું એકત્વ ગૌણ છે તેવું કોઇને ન લાગે.

ચાર વિભાગવાળું બ્રહ્મ કહ્યું તેનો અર્થ વસ્તુતાએ તેના ચાર વિભાગ સમજવા એમ નથી, પરંતુ રૂપિયાના વિભાગો પાડ્યાવિના જેમ બે આના, ચાર આના વિગેરે હિસાબથી રૂપિયાને વ્યવહારમાં લેવાય છે તેમ બ્રહ્મનું જાણવું. વસ્તુતઃ વિભાગશૂન્ય, નિષ્કલ અને નિષ્ક્રિયબ્રહ્મમાં આ જાતનો અધ્યારોપ કરવામાં આવ્યો છે. કાલ્પનિક ચતુષ્પાદથી બ્રહ્મ સાવયવ સિદ્ધ થઈ શકતું નથી—**अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपञ्च्यते** ॥ એમ પંચી-કરણમાં કહ્યુંજ છે.

---

વ્યક્ત કરી શકતો નથી, ફક્ત ઇશારાથીજ વ્યક્ત કરે છે, તેમ એ આનંદમાં મગ્ન થયેલા મુક્ત પુરુષ પણ એ આનંદને શબ્દોમાં વ્યક્ત કરી શકતા નથી ( કારણ એ સુખ વાણીથી પર છે.)

આ રીતે જો પક્ષમાં ચતુષ્પાદનો અધ્યારોપ કર્યો તો પછી તે પાદો કયા છે તેનું વર્ણન કરવુંજ રહ્યું એટલે પ્રથમપાદ જાગ્રતનું વર્ણન ઉપનિષદ્ કરે છે.

જાગ્રતમાં હમેશાં આપણી વૃત્તિ બહાર હોય છે. આપણા ભોગો સ્થૂલ હોય છે. આટલું તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. હવે ઉપનિષદ્ આગળ વધીને આપણને આધિદૈવિક વિચારનું વર્ણન પણ સાથે આપે છે.

"**सप्तांग एकोनविंशतिमुखः**" । એ બન્ને શબ્દોમાં "**सप्तांग**" એટલે વિરાટ્ સ્વરૂપનું વર્ણન અને **एकोनविंशतिमुखः**થી વિશ્વનું વર્ણન આવે છે, તે ઉપરથી આધ્યાત્મિક અને આધિદૈવિક અભિન્નતા પ્રતિપાદન થાય છે.

આ વૈશ્વાનરનુ મસ્તક સ્વર્ગ છે, આંખ સૂર્ય છે, વાયુ તેનો પ્રાણ છે, આકાશ દેહનો મધ્યભાગ છે, પાણી બસ્તિસ્થાનીય છે, પૃથિવી ચરણો છે, અને આહવનીય અગ્નિ તેનું મુખ છે. આમ સાત અંગનું વર્ણન છાંદોગ્યમાં આવે છે.

**एकोनविंशतिमुख** એટલે ૧૯ મુખવાળો. ૫ બુદ્ધીન્દ્રિય, ૫ કર્મેન્દ્રિય, ૫ પ્રાણાદિવાયુ, મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર એમ બધાં મળીને ૧૯ મુખ થાય છે. તે આપણા જાગ્રત અવસ્થાના અભિમાની વિશ્વનું વર્ણન સમજવું

પરંતુ સપ્તાંગનું વર્ણન વિરાટ્નું છે–એથી આપણે વિશ્વ અને વિરાટ્નો ભેદ માનવાનો નથી. આધ્યાત્મિક અને આધિદૈવિક એકત્વ પ્રતિપાદન કરવા માટેજ શ્રુતિમાં આ શબ્દ અહીં વાપર્યો છે. તે વિના ભેદપ્રતિપાદન થયું ગણાય તેમ થાય તો તો ઉપનિષદ્નો વિષય જે અદ્વૈત સિદ્ધ કરવાનો છે તે ન થાય.

એટલે ચાર પાદના વર્ણનમાં ઉપનિષદ્નું ખરું તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) આધ્યાત્મિક વિશ્વસહિત પંચીકૃત પચભૂતાત્મક જેટલો આધિદૈવિક પ્રપંચ અને તેના અધિષ્ઠાતા વિરાટ્ એ બંને એકજ છે અને તે આત્માનો પ્રથમ પાદ છે.

(૨) અપંચીકૃત પંચમહાભુત અને તેનું કાર્ય આધ્યાત્મિક આધિદૈવિક જેટલો પ્રપંચ છે તે એકજ છે. આધ્યાત્મિક તૈજસ અને આધિદૈવિક હિરણ્યગર્ભ બંને તેના અધિષ્ઠાતા હોઇ તે એકજ છે એ બીજો પાદ.

(૩) કાર્યરૂપનો ત્યાગ કરીને કારણાત્મક આધ્યાત્મિક આધિદૈવિક પ્રપંચ, તેનો અધિષ્ઠાતા ઇશ્વર અને અવ્યાકૃતાત્મક પ્રાજ્ઞ, એ ત્રીજો પાદ છે.

(૪) કાર્યકારણ બને રૂપને ત્યાગીને સર્વ કલ્પનાના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદરૂપથી સ્થિત જે તુરીય છે તે ચોથો પાદ છે.

વ્યષ્ટિ સમષ્ટિ ભેદ તો ઘટાકાશ અને મહાકાશની માફક ઔપાધિક ગણવો.

આમ સ્થૂલ વિશ્વનો સૂક્ષ્મ તૈજસમાં, સૂક્ષ્મ તૈજસનો પ્રાજ્ઞમાં, અને કારણ પ્રાજ્ઞનો તુરીયમાં લય કરવાથી સર્વ પ્રપંચનો નાશ થાય છે અને "**यस्तु सर्वाणि भूतानि आत्मन्येवानुपश्यति**" ઇત્યાદિ શ્રુતિપ્રોક્ત અદ્વૈતસિદ્ધિ પ્રત્યક્ષ થાય છે, તથા ૐકારના જ્ઞાનની પરાકાષ્ઠાની પ્રાપ્તિ થાય છે.

આધ્યાત્મિક અને આધિદૈવિકનું એકત્વ નીચેની રીતે છાંદોગ્યમાં વિસ્તારપૂર્વક વૈશ્વાનરવર્ણનમાં સમજાવવામાં આવ્યું છે.

ઔપમન્યવ અને સત્યયજ્ઞ આદિ ઋષિઓ અશ્વપતિનામના રાજાપાસે વૈશ્વાનરનું સંપૂર્ણ જ્ઞાન લેવા જાય છે. આ ઋષિઓ વૈશ્વાનરના એક એક અંગને સમગ્રવૈશ્વાનર

માનીને ઉપાસના કરતા હતા. ઔપમન્યવ ઋષિ વૈશ્વાનરને સ્વર્ગરૂપ માનતો હતો, તેને રાજાએ કહ્યું કે: સ્વર્ગ તો વૈશ્વાનરનું મસ્તક છે. તું જો મારા પાસે ન આવ્યો હોત તો ચોક્કસ આંધળો થાત.

તેવીજ રીતે સત્યયજ્ઞ, સૂર્યને વૈશ્વાનર માનીને ઉપાસના કરતો તેના પ્રત્યે કહ્યું કે સૂર્ય તો વૈશ્વાનરનું નેત્ર છે. તું મારા પાસે ન આવ્યો હોત અને આવો ગોટો ચલાવ્યો હોત તો આંધળોજ થાત.

જો આધ્યાત્મિક અને આધિદૈવિક એક ન હોય તો સ્વર્ગ આદિ લોકની વિપરીત બુદ્ધિથી ઉપાસના કરનારાઓને "તારું મસ્તક પડી જાત" "તું આંધળો થાત." ઇત્યાદિ વાક્યો કહેવાયજ નહિ. એ સ્હેજે સમજાય તેવી વાત છે.

આવી રીતે ત્રણે પાદથી ત્રણ માત્રાનું अ, उ, म् નું વર્ણન સમજવાનું છે. પાદોનું વર્ણન ઉપર લખેલું છે. પંચીકૃત અને અપંચીકૃત તેમજ કારણાત્મક અર્થાત્ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ આ વસ્તુનું વિશેષ વિવેચન હવે પછીના લેખમાં કરવામાં આવશે. (અપૂર્ણ)

———[*]———

## अमारी सेवायात्रा

[ લેખક:—શ્રી૦ ભાઈશંકર ધનજી દવે ]

(૧)

[ સંવત્ ૧૯૯૮ ના માગશરસુદિ ૨ ગુરુવારને દિવસ શ્રીઆનંદાશ્રમમાંથી શ્રી. ભાઈશંકર ધનજી દવે તથા ઠાકોર શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ધર્મપ્રચારરૂપ સેવાઅર્થે અને જવાના સ્થાનોમાં જ્યાં જ્યાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવ પધાર્યા હોય તે તે સ્થળનાં દર્શનરૂપ યાત્રાર્થે નીકળ્યા હતા તેને લગતી નોંધ. ]

તેઓ બંને આનંદાશ્રમમાંથી **પૂજ્યપાદ કૃપાનાથનાં છબી અને પાદુકાજી** તથા વિના-મૂલ્યે વહેંચવાનાં સંધ્યાદિનિત્યકર્મો, વૈશ્વદેવનાં પાનાં, સ્ત્રીઓનાં નિત્યકર્મ, પુરાણોક્તનિત્યકર્મ, સનાતનધર્મપત્રિકાઓ અને વિભૂતિ સાથે લઈ યાત્રાપ્રવાસમાં નીકળ્યા હતા.

પ્રથમ બીલખાથી એક્એક માઈલ દૂર આવેલા **રામેશ્વર**નામના ગામ ગયા. ત્યાંના ના. દરબારશ્રી હાથીઆવાળાસાહેબના બંગલામાં ઊતર્યા. સાયંસ્નાનસંધ્યાદિથી પરવારી રાત્રે ગામનાં ૪૦ થી ૫૦ માણસોસમક્ષ શ્રી. ભાઈશંકર ધનજી દવેએ પૂજ્યપાદશ્રીને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી ધર્મોપદેશ કરવામાટે મંગલાચરણ કર્યું. પછી સનાતનધર્મનું સ્વરૂપ સમજાવતાં કહ્યું કે:—"મનુષ્યોએ પરમાત્માનાં શ્રીગણપતિ, શ્રીવિષ્ણુ, શ્રીસૂર્ય, શ્રીભગવતી ને શ્રીશંકર આ પાંચ સ્વરૂપોમાંથી પોતાની રુચિપ્રમાણે કોઈ એક દેવનું પૂજનભજનસ્મરણ કરવું જોઈએ. પરમાત્માનું સ્વરૂપ સમજવામાટે ને તેમને પ્રાપ્ત કરવાનાં સાધનો સમજીને સાધવામાટે મનુષ્યે સમર્થ સદ્‌ગુરુનું શરણ લેવું જોઈએ." આ પ્રસંગને અનુકૂલ વિસ્તારથી વિવેચન કર્યું હતું.

પછી શ્રી. દયાળસિંહજીભાઈએ સાચું સુખ શું છે તે જણાવી એ સુખ સત્પુરુષોના શરણે જઈ તેમની આજ્ઞા અનુસાર સાધનો સાધવાથી પ્રાપ્ત થઈ શકે છે તેને લગતું વિવેચન કર્યું હતું. પ્રસંગવશાત્ આનંદાશ્રમ, પૂજ્યપાદ કૃપાનાથ અને આનંદાશ્રમની સ્થાપનાનો ઉચ્ચ આદેશ ને ઉદ્દેશ જણાવ્યો હતો. રામેશ્વરગામમાં શ્રી. મૂળશંકર કાનજી હતા તે સમયે તેઓએ પૂજ્યપાદ કૃપાનાથની પધરામણી કરાવેલી હોવાથી **રામેશ્વર**રૂપ પુણ્યસ્થાનનો

લાભ મળવાથી પોતાનું ધન્યભાગીપણું જણાવ્યું હતું, ને આ સ્થાનની યાત્રા માની હતી.

વ્યાખ્યાનને અંતે ના દરબારશ્રી હાથીઆવાળા સાહેબની સનાતનધર્મપરની પ્રીતિમાટે તેમને ધન્યવાદ આપી પ્રસાદ લઇ કાર્યક્રમ સમાપ્ત કર્યો હતો.'

વળતે દિવસ સવારે સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી ઓઝત નદીના કાંઠાપર આવેલ ગંગનાથમહાદેવનું મંદિર કે જે ના. દરબારશ્રી હાથીઆવાળાએ બંધાવેલું છે ત્યાં શ્રીશિવનાં દર્શન કર્યાં. ના. દરબારશ્રીની ધર્માનુષ્ઠાન કરવાની પર્ણકુટી, બગીચો વગેરે જોયાં. પછી ભોજન કરી માગશરસુદિ ૩ શુક્રવારને દિવસ સાંજે ચોરવાડીનામના ગામ ગયા.

ચોરવાડી બીલખાના નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબનું ગામ છે. તેઓ સાહેબે અમે બીલખા સ્ટેટના જે જે ગામે જઇએ ત્યાં ત્યાં અમને ધર્મપ્રચારના કાર્યમાં અનુકૂલતા થવા માટે અગાઉથી લાગતાવળગતા અધિકારીઓને આજ્ઞાપત્રિકાઓ મોકલી આપી હતી. નિશાળમાં મુકામ કર્યો, ને રાત્રે આઠ વાગે ધર્મસંબંધી વ્યાખ્યાન થશે એવી જાહેરાત કરાવી, સાયંસ્નાનસંધ્યાદિથી પરવારી ચોરામાં ગયા. આજે આનંદાશ્રમમાંથી પૂ૦ બ્રહ્મચારી શ્રીબ્રહ્મપ્રકાશજી તથા પૂ૦ શાસ્ત્રીજી દયારામભાઇ અમારા કાર્યમાં પ્રોત્સાહન મળે એ હેતુથી ચોરવાડી આવ્યા હતા. ચોરામાં લોકોની સારી સંખ્યા એકત્ર થઇ હતી. અગાઉથીજ પૂજ્યપાદશ્રીનાં છબીજી ને પાદુકાજીને યોગ્ય આસનપર પધરાવ્યાં હતાં. આરંભમાં શાસ્ત્રીજી દયારામભાઇએ ભાવપૂર્વક સારી રીતે શ્રીપ્રભુનામની ધૂન બોલાવી હતી, જેથી વાતાવરણમાં શાંતિનો પ્રસાર થઇ ગયો હતો.

પછી શ્રી. ભાઈશંકર ધનજી દવેએ ઊભા થઇ, પૂજ્યપાદ સદ્ગુરુશ્રીને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, વ્યાખ્યાનનો આરંભ કર્યો હતો. પ્રથમ પ્રત્યેક મંગલકાર્યના આરંભે પોતાના શ્રીઈષ્ટદેવને પ્રણામ કરવાનું રહસ્ય સમજાવ્યું હતું કે પ્રણામ કરવાથી આરંભેલા કાર્યની નિર્વિઘ્ને સમાપ્તિ થાય છે. પછી સર્વેને ઉદ્દેશીને કહ્યું કે—સૌએ પોતપોતાની રુચિપ્રમાણે પોતાના ઇષ્ટદેવનું નિત્ય સ્મરણપૂજનભજન કરવું જોઇએ. ઇષ્ટદેવના સ્વરૂપનું જ્ઞાન થવા માટે શ્રીસદ્ગુરુનું શરણ લેવાની જરૂર છે એમ દર્શાવી શ્રીસદ્ગુરુની મહત્તા સમજાવી હતી. શ્રીસદ્ગુરુની આજ્ઞાપ્રમાણે નિત્ય સ્નાન, પૂજા, માળા કરવાં જોઇએ. દુર્વ્યસનો છોડવાં જોઇએ. આમ વર્તવાથી મનુષ્યજન્મમાં ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય છે. પ્રભુને વ્હાલા થવા માટે પ્રભુપરાયણ થવું જોઇએ. આદિ ઉપદેશ કર્યો હતો.

ત્યાર પછી શ્રી. દયાળસિંહજીએ નિશાળના વિદ્યાર્થીઓ,-ખેડુતો, વ્યાપારીઓ આદિને અસર કરે તેવી રીતે ભાવવાહી ભાષામાં વ્યાખ્યાન કર્યું હતું. તેમાં શ્રીઆનંદાશ્રમ અને પૂજ્યપાદ સદ્ગુરુદેવનો મહિમા, શરીરનું આરોગ્ય, બ્રહ્મચર્ય, સ્વચ્છતા, પરસ્પર ભ્રાતૃભાવ, નિત્યસ્નાન, માળા વગેરે વિષયોને લગતું વિવેચન કર્યું હતું. પ્રસંગવશાત્ પ્રજાએ પોતાના રાજાને વફાદાર રહેવુ જોઇએ ને સત્યવાળો વ્યવહાર રાખવો જોઇએ આદિ વર્ણન પણ કર્યું હતું પછી શ્રીસદ્ગુરુદેવની જય બોલી પ્રસાદ લઈ સર્વે વિખરાયા, ને ચારે જણા ત્યાંથી નીકળી આનંદાશ્રમમાં આવ્યા. (ચાલુ)

——[૦]——

# ગુરુકુલો અને શિક્ષણવ્યવસ્થા

[ લેખક: શ્રી૦ અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ. ]

કુદરત એવી પ્રેરણા કરે છે કે "ચાલો હવે પાછા પ્રાચીન પ્રણાલિકાએ".

"સર્વ દાનમાં શ્રેષ્ઠ દાન, વિદ્યાનું શુભ દાન ખરે;
અયાચક પણ પ્રતિગ્રહીતા, જ્યાં રંક, રાય, શ્રીમાનજ રે."
(સ્વ. મનઃસુખરામ સુ. ત્રિપાઠી)

સાધન અને શક્તિવાળા મનુષ્યોના ધર્મો વા કર્તવ્યોમાં દાન, ઈશ્વરે આપેલી પોતાની સંપત્તિમાંથી કમીમાં કમી દશમા ભાગનું દાન, એ એક મુખ્ય ધર્મ, કહો કે કર્તવ્ય છે, એમ આપણા શાસ્ત્રકારોએ તેમજ સજ્જન પુરુષોએ નિર્દેશેલું છે. તેમાંયે સર્વ દાનોમાં વિદ્યાનું દાન, વિદ્યા પ્રાપ્ત કરી શકાય તે માટે અપાતું દાન તો શ્રેષ્ઠ ગણાએલું છે. કારણ કે બીજાં દાનો તો ગરીબ તેમ રંકજનો લે, પણ રાવરાજા વર્ગ તથા શ્રીમંત ધનવાનો નથી લેતા, નથી લઇ શકતા; પરંતુ વિદ્યાનું દાન તો એ શ્રીમંતજનોને પણ ગુરુપાસેથી અવશ્યે લેવુંજ પડે છે; એ દાન લીધા વિના તેમનો છૂટકોજ થતો નથી. કારણ વિદ્યાવિના તેમને ચાલે તેમ નથી, એટલે તેનું દાન તો ગુરુકનેથી લેવુંજ પડે છે. પરમાત્મા શ્રીરામચંદ્રજી અને શ્રીકૃષ્ણચંદ્ર જેવાને પણ ગુરુગૃહે રહી વિદ્યાનું દાન તો લેવુંજ પડ્યું છે. આવી વિદ્યાદાનની મહત્તા, કહો કે શ્રેષ્ઠતા, સર્વત્ર, સર્વ પ્રકારની સ્થિતિવાળા રંક, રાય, તેમજ શ્રીમંતોનેય સ્વીકારવી પડીજ છે. વળી વિદ્યાદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ હોવાનું ખાસ કારણ તો એવું છે કે, અન્ય દાન લેનાર પ્રતિગ્રહીતાને તેને પોતાને અમુક પ્રસંગમાટે કે અમુક વખતમાટે ઉપયોગી થઇ શકે છે, જ્યારે વિદ્યાદાન તો તેને પોતાને તથા કુટુંબને, સમાજને અને દેશને પણ તેનો લાભ આપી શકે છે; જેથી સદ્‌વિદ્યાદાનને શ્રેષ્ઠ માનવામાં આવેલ છે.

પરાપૂર્વેથી આપણા ભરતખંડમાં તેથીજ ગુરુકુળોની, ગુરુ-આશ્રમે બાલ્યાવસ્થાથી (પાંચમા વર્ષથી) આરંભીને કિશોરાવસ્થાસુધીની (૧૫-૧૬ વર્ષ) વયમાં શિક્ષણ, સંસ્કાર અને સદ્‌વિદ્યા મેળવવાની સહુથી પહેલી ફરજ સર્વ દ્વિજોમાટે ઠરાવાયેલી છે, અને અનેક સૈકાઓપર્યંત તે પળાતી રહેતી હતીજ, અને તેથીજ ભૂતકાળમાં ભરતખંડની જનતા બીજા દેશોની જનતા કરતાં સામાન્ય રીતે ઉંચી કોટીની સંસ્કારવતી અને ઉદ્યમી લેખાતી હતી. એથીજ ભરતખંડની તે સમયની ઉન્નતિ અને કીર્તિ, ઋદ્ધિસિદ્ધિ, ઉજ્જવલ તેમજ નામાંકિત ગણાતી હતી.

પણ ત્યારે હવે આપણે ભરતખંડવાસીઓ નીતિ, ધર્મ, ચરિત્ર, શિક્ષણ, વિજ્ઞાન, વ્યાપારવણજ, સમાજકાર્ય તેમજ દેશસંબંધી વ્યવહારોમાં પણ પાશ્ચાત્ય તેમજ બીજી પ્રજાઓ કરતાં હીન, દીન, અને પામર થતા કેમ દેખાઇએ છીએ? આપણાં માનસ આમ ક્ષુલ્લક અને કર્તવ્યવિમુખ થયેલાં કેમ દીસે છે? આપણે શરીરે માયકાંગલાજેવા અને શક્તિએ પણ નિર્બળ શોચનીય અવસ્થામાં સબડતા કેમ જઇએ છીએ? આપણે ઉદ્યોગધંધે કેમ પાછા પડતા જઇએ છીએ? નાનામાં નાની ચીજ વિદેશથી મેળવવાજેવી પરાધીન સ્થિતિમાં કેમ આવી પડ્યા છીએ? આપણાં છોકરાછોકરીઓનાં આયુષ્ય કેમ ઓછાં ને ઓછાં થતા જાય છે? ધંધાધાપાવિનાના નિસ્તેજ કેમ બનતાં જઇએ છીએ? આવા અનેક

સવાલ કુદરતી રીતે દરેક સમજુ જનને આવ્યા વિના રહેતા નથી અને આવે છેજ.

આનો એકજ ઉત્તર છે, અને તે-એ કે આપણી હાલની શિક્ષણપ્રણાલી, સંસ્કાર-પ્રણાલી, શક્તિ અને બલસંપાદન કરવાની, જીવન ચલાવવાની પ્રણાલી, ટુંકમાં પરાપૂર્વથી પ્રાચીન સમયથી ચાલી આવતી આ સહુ પ્રણાલીઓથી દૂર ને દૂર દરરોજ થતી રહી છે, કહો કે તેથી ઊલટી દિશાઓમાં વહેતી રહી છે. આપણે પરિણામનો વિચાર કરતાજ-નથી. હજીએ જો સવેળા આપણે સર્વથા સમજીશું નહિ, અને તેમાં ઘટતા ફેરફારો નહિ કરીશું, તો તે વધુ ને વધુ સન્માર્ગથી વિમુખ થતી રહેશે. આપણું પોતાપણું પણ જતું રહેશે, એ નક્કી છે. ક્યાં એ પુરાતન જમાનાઓના મન, વચન અને કર્મથી સંપન્ન થએલા, શક્તિ અને બલથી પોતાના બંધુઓ અને દેશજનોના હિતમાટે મરી મથતા, ઊજ્જવલ સંસ્કારો અને પ્રેરક અદ્ભુત શક્તિઓથી શોભતા ભારતવાસીઓ ? અને ક્યાં સાંપ્રત સમયના નિસ્તેજ, માંધકિંગલા, કર્તવ્યભ્રષ્ટ, સંસ્કાર અને ઉચ્ચ આદર્શથી વિહોણા થતા જતા હિંદવાસીઓ ? ક્યાં દેશવિદેશમાં ભરતખંડનું નામ દીપાવતા આર્યો અને ક્યાં આજે ગુલામી ભોગવતા હિંદીઓ ? ક્યાં દેશપરદેશથી હિંદમાં લક્ષ્મીના પ્રવાહો વહેવડાવતા આર્યો ? અને ક્યાં હાલમાં નિર્ધન અને રંક સ્થિતિમાં ડૂબતા હિંદવાસીઓ ?

આ સહુ ખરાબ પરિણામો મેં ઉપર જણાવ્યું છે તેમ આપણે આપણી આપણા જીવનવ્યવહારને ઉન્નતપંથે દોરનારી, પ્રાચીન પ્રણાલીઓ વિસારી, અને ધર્મવિહોણી પાશ્ચાત્ય નવીન શિક્ષણાદિની પ્રણાલીઓનો અંગીકાર કરવા લાગ્યા તેને લીધેજ આવ્યાં છે. અલબત્ત પાશ્ચાત્ય પ્રણાલીઓ બધીએ કાંઈ સર્વથા ખરાબજ છે, એમ મારું કહેવું નથી, પરંતુ આપણે તેમાં સારાં સારાં તત્ત્વો અને સારી સારી પ્રેરણાઓને અપ-નાવવાને બદલે તેનાં આડંબરી અને સ્વચ્છંદતાવાળાં, અંગત દેખાતા સુખોપભોગવાળાં તત્ત્વોનો અંગીકાર કર્યાંજ જઈએ છીએ, અને પરિણામે આપણે હરેક પ્રકારની કષ્ટદાયી સ્થિતિ વહોરતા જઈએ છીએ. આજે એજ કારણે પાશ્ચાત્ય સુધારા અને શિક્ષણના હિમાયતી શાણા બંધુઓને પણ આધુનિક શિક્ષણપ્રણાલીને, ધર્મ અને સદાચારથી વિમુખ વાટે જતી સાંપ્રત સુધારા પ્રણાલીને વખોડતા જોઈએ છીએ. અને એથીજ "ચાલો પાછા પ્રાચીન શિક્ષણ પ્રણાલીએ" "ચાલો ગુરુકુળોભણી," એવો પોકાર પાડતા દેખીએ છીએ; તે ઉપરાંત ધર્મ, નીતિ, સદાચાર, અને સદ્વ્યવહારની પ્રેરણાઓ પાઈ શકે, એવી પ્રાચીન સારવાન્ શિક્ષણ આદિ પ્રણાલીઓને અપનાવવાનું કહેતા સાંભળીએ છીએ.

એમાં કશીયે શક નથી કે આપણાં ઉછરતાં યુવાનયુવતીઓ અને બાળકોજ નહિ પણ પોતાને-સમજુ લેખતા-લેખવતા પ્રૌઢજનો પણ મોહાન્ધ બની, પાશ્ચાત્ય જનતાના વ્યવહારોની વાંદર-નકલ કરવાના ચાળે ચઢ્યા છે. શરીરબળ અને મનોબળ પણ ગુમાવવા મંડ્યા છે; ધર્મનો ધધોજ ભુંસવા લાગ્યા છે, અને વિલાસવિહારના નાદે વળગ્યા છે. ઘણાંક સમજુજનો લાચારીથી મંત્રમુગ્ધ બની, આ સહુ ખરાબ પરિણામો જોવા તેમ અનુભવવા છતાંપણ બોલી શકતા નથી, સહુ ભારે અભાવસહ સહી રહ્યા છે. બાકી તેમને તો આ સહુ નરકયાતનાતરફ ઘસડી જતા માર્ગ લાગે છે. આ બાબતમાં આથી વિશેષ કહેવાથી શો લાભ ? જ્યાં પોતાને શિક્ષિત અને સુધરેલા કહેવડાવતા જનોને એ તરફ નજરજ કરવી નથી, લેશમાત્ર પણ પોતાનાં હીણાં કર્મનો વિચાર પણ કરવો નથી, ત્યાં વિશેષ કહેવું યોગ્ય નથી, ખાલી બકવાદ કરવાજેવુંજ છે. ઊલટું

અપમાન વેઠવાજેવું છે.

આવી સહુ અધોમાર્ગે લઇ જઇ રહેલી રીતિનીતિઓ અને પ્રણાલીઓના અનર્થો હજીએ આથી વિશેષ અને બહોળા પ્રમાણમાં આપણને અવનતિને માર્ગે લઇ જાય તે પહેલાં આપણા શાણા, સમજુ, અને સમર્થ ધર્માચાર્યો, મહાધિપતિઓ, પંડિતો તેમજ વિદ્વાનો, શ્રીમંતો અને મહારાજાઓ પણ, સમયસર જાગતા થાય, એમ આપણે ઇચ્છવું રહ્યું. નહિ તો દુનિયામાં પોતાનું ઘટતું સ્થાન મેળવવાનો મોકો સાચવી શકવાનું આપણાથી નહિજ બને. આ પોતાના આશ્રિત, રંક, સમાજબંધુઓ અને દેશજનોને, સદ્વિદ્યા, સતશિક્ષણ, સદાચાર, અને સતસંસ્કારથી સંપન્ન કરવા, પોતાનાં સાધનો અને શક્તિઓનો સદુપયોગ કરવા આપણા મહાજનો સવેળા જાગ્રત્ થાય, એટલુંજ નહિ પણ અમલમાં ઉતારે એમ સમજુ જનો ઇચ્છી રહ્યા છે. આપણાં ઘણાંક ધર્મપ્રેમી સમાજહિતેચ્છુ સજ્જનો અને સન્નારીઓ પ્રસંગે પ્રસંગે આવા ઉદ્ગાર કાઢી રહ્યાં છે. તેઓનું કહેવું એજ છે કે, જે શિક્ષણાદિપ્રણાલીઓ અત્યારે પ્રચલિત છે તેમાં વિનાવિલંબે બહોળા પ્રમાણમાં અસરકારક, ઠેઠ મૂળથી તે શાખાપર્યંત પરિવર્તનો કરવાં, એ આપણું પ્રથમ કર્તવ્ય છે. હાલની કેળવણી આપણાં સંતાનોનાં શરીરબળ, મનોબળ અને કર્મબળને હરી લે છે, ધર્મબળને તો હરી લેવા લાગી છે અને ધનબળથી રહિત કરી રહી છે; તેમને સર્વ પ્રકારે સાધન અને ક્રિયાશક્તિવિનાની, સ્વચ્છંદી, ભારરૂપ કરતી રહી છે. ઉપરાંત તે ઉદ્યોગ, ઉદ્યમ, અને ઉત્સાહને પણ હરી લે છે. કર્તવ્યના ભાનને પણ ભૂલાવે રહી છે, હરેક વાતે પરતંત્ર કરી રહી છે. સ્વમાન, મર્યાદા, આભાર અને લાગણીવિહોણી, પશુજેવી કરી રહી છે.

અલબત્ત કાળને અંગે, ઉપર જણાવેલી, પ્રાચીન પ્રણાલીઓ, તેના મૂળ સ્વરૂપમાંજ આપણાથી હવે અપનાવી શકાય તેમ નથીજ, અલબત્ત તેમાં ઘટતા ફેરફાર સંજોગાનુસાર કરવા પડશેજ; પરંતુ જેમ માળાના મણકા એક સળંગ સૂત્રે (દોરે) સંકળાયલા છે, તેમ ધર્મરૂપી સૂત્રથીજ આપણે યોજવાની શિક્ષણાદિપ્રણાલિકાઓ સંકળાયલી તો હોવીજ જોઇશે, તે સ્વાર્થસાધક નહિ પણ લોકહિતકારક, દેશોપયોગી અને પરલોકનું હિત સાધનારી પણ હોવી જોઇશે, એ નિર્વિવાદ છે.

હાલમાં જ્યારે શિક્ષણાદિપ્રણાલીઓમાં દેશ, કાલ અને પાત્ર અનુસાર, આપણા ભરતખંડને અનુકૂળ ફેરફારો કરવાની જરૂરીઆત વિચારાઇ રહી છે, ત્યારે આપણી ધર્મભાવના, આપણી સામાજિક વ્યવહારવ્યવસ્થા, આપણી રીતિ, નીતિ અને સંસ્કારની ભાવનાને પોષે અને પ્રાણવાન્ કરે, આપણને સ્વકર્તવ્યમાં સ્વહિત તેમજ લોકહિતની સાધનામાં સતેજ કરે, એવા મૌલિક ફેરફારો કરાવવાનો વિચાર કરવો જોઇએ છે, એમ કહેવાની મને જરૂરત જણાય છે. દેશના અને સમાજના વિદ્વાન્ ધુરંધરો પણ હવે પ્રાપ્ત સ્થિતિમાં આપણે શું શું કરવું જોઇએ છે તેનો વિચાર કરી રહ્યા છે, ત્યારે મારે મારો નમ્ર મત દર્શાવતાં ફરીફરીને એમ કહેવું જોઇએ છીએ કે આપણે પ્રાચીન ગુરુકુળોને ધોરણે, અલબત્ત ઉપર કહ્યું તેમ સામ્પ્રત સંજોગો, વર્તમાન લોકસ્થિતિ આદિસાથે બંધબેસતા થાય તેવા ફેરફારો—આપણી ધર્મ, નીતિ, સદાચાર, જીવનઆદર્શ, આદિની ભાવનાઓને પ્રાણવાન્ કરે તેવા ફેરફારો—કરવા જોઇએ છે. આવા ઉદ્દેશથી શિક્ષણસંસ્થાઓ ઠામઠામ સ્થપાશે તોજ આપણો ઉદ્ધાર થશે, એમ મારે ભાર મૂકીને વારંવાર કહેવું પડે છે.

શું આપણા ધર્માચાર્યો, મઠાધિપતિઓ, શ્રીમંત અને બુદ્ધિમંત, પ્રતિષ્ઠાપાત્ર સજ્જનો પોતાનાં સાધનોનો પોતાની બુદ્ધિ અને શક્તિઓનો, આવાં ઇષ્ટ કાર્યમાં સદુપયોગ કરવા બહાર નહિ આવે? શું તેમનું હૃદય હજીએ આવી જરૂરીયાત પૂરી પાડવા તૈયાર નહિ થાય? પોતાના દીન, હીન, સમાજબંધુઓને ઉન્નત સ્થિતિએ લાવવાની પોતાની આવી પડેલી ફરજ અદા નહિ કરે? પ્રભુએ આપેલી ધર્મ્ય અનુકૂળતાનો સમયસર સદુપયોગ કરી પોતાનું ગુરુપદ નહિ ઉજ્જ્વળ કરે? એ તો દેખીતુંજ છે કે જ્યાંસુધી નિર્મળ અને પ્રાણવાન્ ધાર્મિક વાતાવરણમાં આપણી સંતતિ બાલ્યાવસ્થાથી શિક્ષણ લેતી નહિ થાય, શારીરિક અને માનસિક શક્તિઓ તેમજ આધ્યાત્મિક બળો ધરાવી શકે એવી યોગ્યતા પ્રાપ્ત કરતી નહિ થાય; જ્યાંસુધી પોતાના પગઉપર ઊભી રહેતી, સ્વાશ્રયી નહિ થાય, વિનય, વિવેક અને છતાં ગૌરવભર્યા આત્મબળથી પ્રાણવંતી નહિ થાય, ત્યાંસુધી આપણી, આપણા દેશની સાચી ઉન્નતિ થવાની નથી; ત્યાંસુધી દુનિયાની બીજી પ્રજાઓમાં તો શું પણ ખુદ ભરતખંડની બીજી કોમોમાં પણ સન્માન મેળવનાર નથી

આધુનિક વિદ્યા જે રીતિએ ભારતવાસીને આપવામાં આવે છે તે તો ગણત્રીથી કરી રાખેલી યોજનામાંથી જન્મ પામેલી હોવાથી જનતાને શારીરિક, માનસિક, કે ધાર્મિક કોઈ પણ બાબતમાં આગળ વધારનારી નથી ઊલટું તેનાથી તો ઉપલી દરેક બાબતમાં કેવળ પ્રજા નિર્માલ્ય બની ગયેલી હોવાથી પરતંત્ર ગુલામીની દશા ભોગવી રહેલી છે. ખુદ્ શિક્ષિત ભાઈબ્હેનોને પણ તે માટે યુનિવર્સિટીની ઉપર સખ્ત પ્રહાર કરતાં આપણે જોઈએ છીએ. માટે પહેલાં તો વિદ્યા આપવાની પ્રણાલિકામાં અને ભાવનામાં મોટા ફેરફાર થાય તોજ તેમાં અપાતું વિદ્યાદાન ઉપર પ્રમાણે સફળ થઈ શકે.

આપણી ભારતભૂમિની સંસ્કૃતિ ધર્મપ્રધાન છે, જેથી આપણા વિશાળ પ્રદેશમાં અનેક સંપ્રદાયો સ્થાપિત થયા છે. ઘણાં દેવમંદિરો અને મઠો તેના શ્રીમંત શ્રદ્ધાળુઓ પુષ્કળ અનુયાયીઓની મોટી મિલકત અને જનધનસમુદાય ધરાવે છે. તેઓ જો જનતાના ઉદ્ધાર અને દેશોન્નતિપ્રત્યે બરાબર લક્ષ આપે અને પોતાની સંપત્તિઓ ખર્ચે તો ઘણું બની શકે તેમ છે. ખરી રીતે તેઓની ફરજ પણ છે કે, હિંદુ સંસ્કૃતિનું જે મુખ્ય અંગ નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક શિક્ષણ છે, તે આબાલવૃદ્ધમાં દાખલ થઇ જાય, તેને માટે પોતાથી બની શકે તેટલો વધુમાં વધુ ફાળો નાણાંનો અવશ્ય આપવો જોઇએ, તેને માટે અત્યારે જે વૈભવપાછળાડે અને ઠાઠઠેરાપાછળાડે જે બીજા નકામા મોટા ખર્ચો ચાલી રહ્યા છે, તેમાંથી સારી એવી કાપકૂપ કરીને પણ શિક્ષણશાળાઓ, પાઠશાળાઓ સ્થપાય, ઉપદેશકો દેશના ખૂણે ખૂણામાં વ્યવસ્થિત થઈ ધર્મજાગૃતિસાથે વિદ્યાપ્રચારનું કાર્ય કરતા થઇ જાય, તોજ અત્યારે આર્યસંસ્કૃતિ જે રસાતાળ જવા બેઠી છે તેમાંથી ભારતવાસીઓનો જરૂર બચાવ થઈ શકે તેવું છે અને આપણા પૂર્વજો (ઋષિમુનિઓ વગેરે) ભારે જહેમત ઉઠાવી વારસામાં જે અમૂલ્ય ખજાનો મૂકતા ગયા છે તેનો લાભ મેળવતાં પ્રજા જાગ્રત્ થઇ આ લોકમાં ગુલામી દશામાંથી છુટી જરૂર સ્વાતંત્ર્યનું અને પરલોકમાં પારમાર્થિક સુખ મેળવી શકે તેમ છે.

આપણા ધર્માધ્યક્ષો અત્યારે પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યા છે કે, ધર્મનો ઉચ્છેદ થવાથી દેશઉપર કેવાં કેવાં સંકટો આવી પડયાં છે. બબે અને ત્રણ ત્રણ વરસે દુષ્કાળ મોં ફાડીને ઊભોજ રહે છે, જેનાથી આપણું ગોધન નાબુદ થઇ જતું જાય છે, અને મનુષ્યો

ભૂખમરાથી રીબાઈ રીબાઈને મરતાં જાય છે. તેમાં યાંત્રિક બળ દાખલ થવાથી તો લોકોના ઉદ્યોગધંધા ટળી ગયા છે, અને લોકોની બૂરી હાલત થઇ પડી છે. ચોમેર ભૂકંપો, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડો વગેરે દૈવી કોપ થતાજ જોઇએ છીએ. આપણાં તીર્થસ્થાનોની મહત્તા ઓછી થતી જાય છે. યમુનાના જેવી પવિત્ર નદીઓનાં જળ સુકાયાં છે. આ બધું શું બતાવે છે? આપણે આપણી ફરજ ચૂકયા, વૈભવે ચઢયા, સ્વાર્થાંધ બન્યા, એ બધાનું પરિણામ આ પ્રમાણે આવ્યું છે. તો હજુ પણ ધર્માધ્યક્ષો આ વસ્તુસ્થિતિને ધ્યાનમાં લઇ ઉપર પ્રમાણે કાર્યો ઉપાડે તો તે જરૂર બની શકે તેવું છે, જેથી આ ભારતવર્ષનો જરૂર અભ્યુદય થાય.

આપણી પ્રાચીન વ્યવસ્થામાં આવા શિક્ષણમાટે પૂરી યોજના હતી અને તે પછી પણ ગુરુકુળદ્વારા તેવું શિક્ષણ ચાલુ રહેલું હતું, પરંતુ અત્યારે તો લગભગ તેના ઉપર પડદો પડી ગયો છે. અન્ય ધર્મો મુસ્લિમ, ખ્રિસ્તી વગેરેમાં ખાસ ધાર્મિક શિક્ષણની યોજના રાખી છે. જ્યારે આર્યસંસ્કૃતિને લગતા શિક્ષણનો તો જાણે અભાવજ થઇ ગયો છે. આ કાંઇ થોડા ખેદની વાત નથી; જેથી ધાર્મિક સંસ્થાઓને જરા ભાર દઇને આ સહુ જણાવવાની જરૂર લાગી છે. તો ક્ષમાપનસાથે આ બાબત મનઉપર લેવા એ સહુને મારી નમ્ર વિનતિ છે. ગૌધન કે જેના ઉપર આ ભારતવર્ષ જીવી રહ્યો છે તે જો ગયું તો સર્વસ્વ ગયું સમજવું. કારણ ખેતીપ્રધાન દેશને ખેતીનું મુખ્ય અંગ ગયું, એટલે તે દેશ મરણશરણજ સમજવો. આટલાથી વધારે કહેવાની જરૂર નથી.

આથી અંતમાં મારે મારા સાધનસંપન્ન અને બુદ્ધિમાન્ ગુર્જર બંધુઓને, શ્રીમંત સજ્જનોને તેમજ ધર્માચાર્યોને નમ્ર વિનતિ કરવાની છે કે તેમણે આ દિશામાં પોતાનાં સાધનો અને શક્તિઓનો સવેળા સદુપયોગ કરવા જાગ્રત્ થવું, અને પોતાના સમર્થ અનુયાયીઓને તેમ કરવા જાગ્રત્ કરવા. જો પ્રાચીન શિક્ષણપ્રણાલીને અપનાવતી શિક્ષણ-સંસ્થાની, નિર્મળ અને પ્રાણવાન્ વાતાવરણવાળા કોઇ નદી કે સરોવરના તટે સ્થાપના થતી હોય તો, આપણાં બાળકોને બાલ્યાવસ્થાથી કિશોરઅવસ્થાપર્યન્ત બ્રહ્મચર્યાદિ આવશ્યક નિયમસંયમ પાળવાની વ્યવસ્થાવાળી, જીવનમાં ઉપયોગી થઇ શકે, સર્વસાધારણ જનતાને સ્વાશ્રયી અને ઉદરનિર્વાહપૂરતી શક્તિવાળી કરી શકે, નાના હુન્નરો, ગૃહઉદ્યોગો, કારિગરીઓ ખેતીવાડી, ગોપાલન આદિના જ્ઞાન અને અનુભવો પ્રાપ્ત કરાવી શકે, એવી શિક્ષણ સંસ્થા સ્થપાતી હોય તો હું, મારા જેવો અલ્પસાધની માણસ મારી સેવાઓ એવી સંસ્થાને આપવા તૈયાર છું, બીજું તો શું કરી શકું. પ્રભુ! મારી આવી અનેક વાંછનાઓ પૂરી કરો, મને એવી તક આપો, એવી નમ્ર પ્રાર્થના અને યાચનાસાથે વિરમું છું.

ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિઃ!!!

———:o:———

# आपणुं कर्तव्य

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૬૨ થી ]

ગયા અંકમાં છેવટે કહેવામાં આવ્યું હતું કેઃ– આપણી ઉન્નતિના માર્ગમાં આપણે પોતેજ કુસંગ અને દુરાચરણોવડે અડચણો–વિઘ્નો–ઉભી કરીએ છીએ કે જેથી આપણને તે અટકાવે છે. તે સંબંધી હવે વિચાર કરીએ.

(૧) આસક્તિ: ખાવાપીવામાં, વિલાસી જીવન ગાળવામાં અને સંસારના વિષયોમાં રમણીયપણાની બુદ્ધિથી ઉપભોગ કરવામાં પ્રવૃત્તિ કરાવનારી જે વૃત્તિ તેનું નામ આસક્તિ. મનુષ્ય વિચારથી તો સમજી શકે છે કે વ્યભિચાર કરવો એ બહુજ ખરાબ છે,–પાપ છે. અમુક વસ્તુ ખાવાથી શરીર અને બુદ્ધિ બંનેને હાનિ થાય છે, એમ સમજ્યા છતાં પણ વિષયોમાં રમણીયપણાની બુદ્ધિ અને તેથી ઉપજતી વિષયલાલસારૂપ કામવૃત્તિ વિવેકને ઢાંકીને તેને તે હાનિકર વિષયોમા ખેંચી જાય છે. આ આસક્તિને વશ થઇનેજ ઇંદ્રિયો બલાત્કારે મનને ખેંચીને વિષયરૂપ સાગરમાં ડૂબાડી દે છે. આ વાતને પ્રભુના શબ્દોમાં કહીએ તો '**इंद्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः।**'

આ કામવૃત્તિનો–આસક્તિનો–અવશ્યજ નાશ કરવો જોઇએ જે વિષયોતરફ આપણું મન ખેંચાતું હોય તેમાં રહેલા ગુણદોષનો વિચાર કરતાં જેમાં દોષ અને પરિણામે દુઃખપ્રદપણું જણાય તેનો હઠથી અથવા વિવેકથી વિરોધ કે પરિત્યાગ કરી દેવો જોઇએ, અને જે વિષયમાં દોષ ને દુઃખપ્રદપણું ન જણાય તેને ગ્રહણ કરવો જોઇએ.

(૨) દ્વેષ: જે ક્રોધના રૂપમાં પરિણામ પામીને ઘટિતઅઘટિતપણાના વિચારનો નાશ કરી ગમે તેવા અઘટિત કાર્યમાં જોડી દે છે તેનું નામ દ્વેષ છે. જેમ કામવૃત્તિ જાગ્રત્ થતાં મનુષ્ય ગમે તે પાપ કરી બેસે છે, તેમ ક્રોધની વૃત્તિ જાગ્રત્ થતાં પણ મનુષ્ય મોટામાં મોટું અઘટિત કાર્ય કરી બેસવામાં સહજ પણ પાછો ખસતો નથી.

એટલા માટે આ દ્વેષને ક્યારે પણ હૃદયમાં ઉદય ન પામવા દેવો જોઇએ. જ્યારે કોઇના ઉપર ક્રોધ પ્રકટે ત્યારે તત્કાલજ સાવધાન થઇને વિવેકબુદ્ધિપૂર્વક કામ લેવું જોઇએ. ક્રોધને વશ થઇને કાંઇ અનુચિત કરી બેસાય તો તે ભવિષ્યમાં અત્યંત દુઃખપ્રદ થઇ પડે છે.

(૩) લોભ: વિચારશીલ પુરુષોએ લોભને પાપના કારણરૂપ બતાવ્યો છે. લોભવૃત્તિ બળવાન્ થાય છે ત્યારે ઘટિતઅઘટિત કે સત્યાસત્યનો વિચાર કરી શકાતો નથી. ધન પ્રાપ્ત કરવામાટે બીજાને છેતરી લેવા, ઠગાઈ કરવી આદિ હલકામાં હલકું વર્તન કરી નાંખવું એ લોભી માણસને સ્વભાવરૂપ બની જાય છે. ધનના સંગ્રહનેજ જીવનનું ધ્યેય સમજનારા લોભી મનુષ્યથી ધર્મનો સંગ્રહ કરી શકાવો અતિ કઠિન છે. એટલા માટે પોતાનો નિર્વાહ ચલાવવા માટે ન્યાયયુક્ત પુરુષાર્થ કરતાં છતાં ઇશ્વર અને પ્રારબ્ધઉપર વિશ્વાસ રાખીને લોભનો પરિત્યાગ કરવો જોઇએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કામ, ક્રોધ, અને લોભ આ ત્રણેને જીવાત્માની અધોગતિ કરનાર નરકના દ્વારરૂપ કહેલા છે.

(૪) ભય: ભય ઉત્પન્ન થવાથી મનુષ્ય ધૈર્યનો ત્યાગ કરીને પાપ કરવા પ્રવૃત્ત થઇ જાય છે. જે મનુષ્ય નિર્ભય થઇને ન્યાયના માર્ગમાં ચાલે છે, તે મોટામાં મોટું સંકટ પ્રાપ્ત થયા છતાં પણ ધૈર્યને છોડતો નથી, તેનું આ લોકમાં કે પરલોકમાં કોઇ પણ ઠેકાણે પતન થતું નથી પરમાત્માને પ્રત્યેક જગાએ જોનારાને તો કોઇ સ્થલે ભય થતોજ નથી; પરંતુ હૃદયમાં ધીરજ રાખીને વિચાર કરવાથી તથા વીરતા ગ્રહણ કરવાથી પણ મનુષ્ય નિર્ભય રહી શકે છે આમ સમજીને નિર્ભય રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ ભયથી વ્યાકુળ થઇને ક્યારે પણ અન્યાયયુક્ત વર્તન ન કરવું જોઇએ.

(૫) દંભ: પોતાના નઠારા ભાવોને છુપાવીને લોભ, ભય અથવા અજ્ઞાનથી ધન, માન, મોટાઈ આદિ પ્રાપ્ત કરવામાટે હૃદયમાં સારા ભાવો નહિ હોવા છતાં તે હોવાનો દેખાવ કરવો, અથવા થોડાક સારા ભાવ હોય તેને વિશેષ પ્રમાણમાં હોવાનો

દેખાવ કરવો તે દંભ કહેવાય છે. આ દંભનામનો દોષ મનુષ્યને પોતાના કલ્યાણના માર્ગમાં મોટા વિઘ્નરૂપ છે. સાધકની અધોગતિ કરાવનારા દોષોમાં આ દોષ સર્વથી મુખ્ય છે; કેમકે જ્યાં દંભ હોય છે ત્યાં મૂળમાં સાથે સાથે અસત્ય, કપટ, અન્યાય આદિ દોષો સ્વાભાવિક રીતેજ છુપાયેલા હોય છે.

દંભી મનુષ્ય સમજતો હોય છે કે હું બીજાને ઠગું છું, પરંતુ ખરી રીતે તો તે પોતેજ ઠગાતો હોય છે. દંભથી કરેલાં યજ્ઞ, દાન આદિ સત્કર્મોનો પણ નાશ થઈ જાય છે. ઊલટું કોઈ કોઈ વાર તો દંભથી સત્કર્મ કરનાર પુણ્યને બદલે પાપ સંપાદન કરી બેસે છે. એટલામાટે વિચારશીલ મનુષ્યે આ દંભનામના દોષથી ખાસ કરીને બચવું જોઈએ. વર્તમાન સંસારમાં આ દંભદોષનો એટલો બધો વિસ્તાર થઈ ગયો છે કે હજારો મનુષ્યોમાં પણ એક મનુષ્ય એવો મળવો મુશ્કેલ છે કે જેનામાં દંભનો લેશ પણ ન હોય.

કલ્યાણ ઇચ્છનારા મનુષ્યને કલ્યાણમાર્ગમાં વિઘ્ન કરનારા ઉપર કહેલા પાંચ દોષો તો મુખ્ય છેજ. એ ઉપરાંત મનુષ્યોએ એવી કેટલીક કુટેવો પાડી દીધેલી હોય છે કે જેને વશ થઈને કલ્યાણમાર્ગથી તેનું પતન થઈ જાય છે. એ કુટેવોનું સૂક્ષ્મદૃષ્ટિથી નિરીક્ષણ કરવામાં આવે તો તે પ્રત્યક્ષ રીતેજ અધોગતિ કરાવનારી જણાય છે. એમ છતાં પણ શરૂઆતમાં મોહને લઈને કંઈક સુખદ જણાવાથી મનુષ્ય તેને છોડવા ઇચ્છતો નથી. એ કુટેવોમાંની કેટલીક નીચે બતાવવામાં આવે છે:—

**(ક) પરાશ્રયી થઈને પરાધીનતામાં જીવન ગાળવું:**—જેઓ સ્વાશ્રયી નથી હોતા, જેમના જીવનનો નિર્વાહ બીજાની કમાઈઉપર અવલંબતો હોય છે, જેઓ બીજાથી રક્ષા પામીને પોતાનું જીવન નિભાવતા હોય છે, તેઓ પોતાના વિચારોની ઉન્નતિ કરી શકતા નથી. તેમને પોતાને આશ્રય આપનારના વિચારપાસે દબાવું પડે છે. ક્યારેક ક્યારેક તો પોતાના સદ્વિચારોનો પરિત્યાગ પણ કરી દેવો પડે છે. આમ દબાતાં દબાતાં તે એટલી હદે પહોંચે છે કે તેના હૃદયમાં સદ્વિચારો ઊઠતાજ બંધ થઈ જાય છે. જેમ તેઓના શરીરનો નિર્વાહ પરાશ્રયી થઈ જાય છે તેમ તેમની બુદ્ધિ અને વિવેક પણ પરાશ્રયી થઈ જાય છે. આંતરિક સ્ફુરણાશક્તિજ રૂંધાઈ જાય છે. એટલામાટેજ બની શકે ત્યાંસુધી સ્વાશ્રયી થવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**(ખ) શરીરને આરામ આપવામાટે અથવા ભોગ ભોગવવામાટે બીજાઉપર આજ્ઞા ચલાવવી કે બીજાની પાસેથી સેવા લેવી:**—આ કુટેવ મનુષ્યોને આળસુ અને અભિમાની બનાવે છે. અભિમાનને લીધે અન્યના કરતાં હું કાંઈક વિશેષ છું એવી માન્યતાથી અન્યની સાથે જે સમભાવવાળું વર્તન કરવું જોઈએ તે સમદૃષ્ટિરૂપ ગુણ નાશ પામી જાય છે; માટે બની શકે ત્યાંસુધી પોતાની અનુકૂલતામાટે બીજાની પાસે ક્યારેય સેવા ન કરાવવી જોઈએ.

**(ગ) પોતાના આરામમાટે, ભોગમાટે અથવા પોતાની પ્રખ્યાતિમાટે ધનનો વિશેષ ખર્ચ કરવો:**—આ એક એવી કુટેવ છે કે જેને લીધે મનુષ્ય અન્યાયયુક્ત રસ્તે ધન કમાવાનો પ્રયત્ન કરીને પોતાની અનેક રીતે અધોગતિ કરે છે. ધનનો ગુલામ શું શું નથી કરતો? મનુષ્યોએ પોતાનાથી વિશેષ ધનવાનની દેખાદેખીથી પોતાના નિત્યના ખર્ચ—ખાવાપીવાના, પહેરવાઓઢવાના, વિવાહ આદિ પ્રસંગોના, નાટકસીનેમા આદિના ખર્ચ—એટલી હદે વધારી દીધા છે કે જેથી મનુષ્યનું જીવન વ્યાકુળ

અને મહાન્ દુઃખમય થઇ રહ્યું છે, શાંતિનું તો નામ નથી. વધારેલા એ ખર્ચોની પૂર્તિને માટે ધન કમાવાના કોઈપણ માર્ગનો સ્વીકાર કરવામાં મનુષ્યો પાછું વાળી જોતા નથી. પછી એ માર્ગે ધન કમાવાથી ભલે પોતાના ધર્મનો નાશ થતો હોય, ન્યાયનો ત્યાગ થતો હોય, દેશના જ્ઞાતિના કે પાડોશીભાઇઓને દુઃખ થતું હોય તો તે બધું ભલે થાઓ; પણ મને તો ધન મળવુંજ જોઇએ આ એકજ વાત તે સમજે છે. આવી ન્યાયાન્યાયરહિત ધનલોલુપતાની આટલી વૃદ્ધિ થવામાં મુખ્ય કારણરૂપ વધેલો નિરર્થક ખર્ચજ છે. ધનલોલુપ મનુષ્યો પરમાર્થનાં સાધનો સાધવામાં જોડાઇ શકતા નથી. જો તેમણે પરમાર્થનાં સાધનો સાધી આત્મકલ્યાણ કરવું હોય તો બની શકે તેટલી પોતાની જરૂરીઆતો ઓછી કરવી. જીવનનિર્વાહમાં જેટલો ખર્ચ ઓછો કરી શકાય તેટલો ઓછો કરવો. પોતાની પાસે વધારે ધન હોય તો તેનો ઉપયોગ ગરીબ નિર્ધન કે અનાથ ભાઇબ્હેનોની સેવામાં કરવો.

**(ઘ) દીર્ઘસૂત્રતા અને આળસઃ**—આજના કામને કાલઉપર બાકી રાખવું તે દીર્ઘસૂત્રતા, અને કામ કરવામાં મનનું ન જોડાવું તે આળસ. આ બન્ને બહુજ નઠારી ટેવ છે. આ કુટેવને વશ થયેલા મનુષ્યની આ લોકમાં કે પરલોકમાં ઉન્નતિ થવી અત્યંત કઠિન છે. મનુષ્યે વિચારવું જોઇએ કે આયુષ્યનો સમય બહુજ થોડો છે. કલ્યાણનો માર્ગ લાંબો છે. શરીરપર વ્યાધિઓનું આક્રમણ થયા પહેલાં કે મૃત્યુ આવ્યા પહેલાંજ તત્પર થઇને કર્તવ્યપાલનમાં જોડાઇ જવું જોઇએ. કોઇપણ સત્કાર્ય કરવાનું પ્રાપ્ત થતાં તેજ સમયે ઉત્સાહપૂર્વક તે કરવામાટે તૈયાર થઇ જવું જોઇએ.

**(ઙ) માતા, પિતા આદિ ગુરુજનોની આજ્ઞાની અવજ્ઞાઃ**—આ કુટેવ આજકાલ બહુજ વધી ગઇ છે, ને તે પણ ખાસ કરીને શિક્ષિતવર્ગમાં. વયોવૃદ્ધ અનુભવી ગુરુજનોની સ્નેહભરેલી આજ્ઞાની અવજ્ઞા કરવાથી સન્માર્ગમાં આગળ વધવામાં ઘણી અડચણ આવે છે. ગુરુજનોના આશીર્વાદથી આયુષ્યની, વિદ્યાની, યશની અને બલની વૃદ્ધિ થાય છે. એમનાં અનુભવપૂર્ણ વચનોથી જીવનનિર્વાહના માર્ગોમાં પ્રકાશ પડે છે.

**(ચ) અન્યની નિંદાસ્તુતિ કરવી અથવા નિરર્થક ચર્ચા કરવીઃ**—અન્યની નિંદા કરવી અને અન્યની સ્તુતિ કરવી અથવા નિરર્થક અન્યના સંબંધી ચર્ચા કરવી એ મનુષ્યને બહુજ મીઠી લાગે છે, તેમા પણ અન્યની નિંદા કરવી ને અન્યના સંબંધી ચર્ચા કરવી એ તો વળી મનુષ્યોને સૌથી વધારે વહાલી લાગે છે. અન્યની નિંદાસ્તુતિમાં અને ચર્ચામાં અસત્ય, દ્વેષ અને દંભને ઘણોજ અવકાશ મળે છે, અર્થાત્ તેનું ઘણુંજ મિશ્રણ થઇ જાય છે. એટલામાટે અન્યની નિંદા અથવા ચર્ચા તો ક્યારેપણ કરવી ન જોઇએ. સ્વાર્થ સાધવામાટે અન્યની સ્તુતિ કરવી એ પણ બહુજ ખરાબ વાત છે. સામા મનુષ્યમાં ગુણો ન હોય છતાં સ્વાર્થસિદ્ધ થાય એમ હોય તો તેનામાં એ ગુણો છે એમ બતાવી તેની સ્તુતિ કરવી એ તેને ઠગવો છે. તેની યોગ્યતા હોય તો યોગ્ય શબ્દોથી સ્તુતિ કરવામાં સ્તુતિ કરનારને હાનિ નથી.

**(છ) માન-બડાઈ અને પ્રતિષ્ઠાને ઇચ્છવી અને પ્રાપ્ત થતાં તેને સ્વીકારતાં રહેવુંઃ**- આ કુટેવ દાદરની ખરજની પેઠે નઠારા રોગરૂપ છે; જે આરંભમાં સુખકર જણાતો હોવા છતાં પરિણામે મહાન્ દુઃખકર છે. આજકાલ તો કેમ જાણે માન-બડાઇરૂપ તુચ્છ મૂલ્યવડે મહાન્ ધર્મ-કર્મ વેચાઈ રહ્યાં હોય એમ જોવામાં આવે છે. મનુષ્ય જે કાંઈ શુભ કર્મ કરતો હોય છે તે માનબડાઈના પ્રવાહમાં વહાવી દે

છે. જો કે પ્રમાદી અને વિષયાસક્ત પુરુષોના કરતાં માન-બડાઈ-પ્રતિષ્ઠાને માટે પણ શુભકર્મ કરનાર ઉત્તમ છે; પરંતુ આત્મશ્રેય ઇચ્છનારા મનુષ્યોમાટે તો માન-બડાઈ-પ્રતિષ્ઠા અત્યંત હાનિકર છે. ધર્મરૂપ શુભ સાધનવડેજ સર્વોત્કૃષ્ટ પરમાત્માની પ્રાપ્તિ થઈ શકે છે. તે ધર્મરૂપ શુભસાધન માનબડાઈની પ્રાપ્તિના પ્રયત્નમાં કે પ્રાપ્તિમાં તણાઈ જાય છે. આ એક ભયાનક, ગંભીર અને ચેપી રોગ છે. તે હૃદયના ઊંડાણમાં છુપાઈને રહે છે. સ્ત્રી, પુત્ર, ધન ને ઐશ્વર્યનો ત્યાગ કરનારાઓમાં પણ બહુધા આ માનબડાઈની આકાંક્ષારૂપ રોગ જોવામાં આવે છે. વિચાર કરતાં તેનું નઠારાપણું સમજાયા છતાં પણ મનુષ્ય સહેજે તેને છોડી શકતો નથી. તેનાં પરમાણુ સમસ્ત વિશ્વમાં ફેલાયેલાં છે. કદાચ કરોડો મનુષ્યોમાંથી કોઈ એકાદ મનુષ્યજ આ ચેપી રોગથી બચ્યો હશે. તેનો પૂરેપૂરો નાશ તો પરમાત્માનું સ્વરૂપ જાણ્યા પછીજ થઈ શકે છે; પણ સાધક પ્રયત્ન કરે તો પરમાત્માનું સ્વરૂપ જાણ્યા પહેલાં પણ ઘણે અંશે તેનું દમન કરી શકે છે. એટલામાટે તેનો નાશ કરવાસારુ નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઈએ. તેનો નાશ કરવાનો પ્રયત્ન કરતાં પણ આટલી સાવધાનતા તો જરૂરજ રાખવી જોઈએ કે તેનો નાશ કરવાને બદલે ઊલટું સાધકમાં દુરાગ્રહીપણું કે દંભ ન ઉત્પન્ન થાય.

ઉપર દર્શાવેલ મુખ્ય મુખ્ય કુટેવોથી-વિઘ્નોથી-બચીને આત્મશ્રેયમાટે પ્રયત્ન કરનાર મનુષ્ય પરિણામે સફલ થઈ શકે છે.

હવે આત્મશ્રેયમાં જે સાધનો મુખ્ય કરીને સહાયરૂપ થાય છે તેને પણ સમજી લેવાની જરૂરીઆત છે; કે જે કર્તવ્યના પ્રધાન અંગરૂપ છે: જે નીચે પ્રમાણે:-

(૧) સત્પુરુષોનો સંગ કરીને તથા સત્શાસ્ત્રોનું અધ્યયન કરીને સદાચાર અને સદુપદેશનું ગ્રહણ અને અનુકરણ કરવું.

(૨) ઈશ્વરના અસ્તિત્વમાં વિશ્વાસ રાખવો. જેમ જેમ ઈશ્વરમાં વિશ્વાસ વધતો જશે તેમ તેમ હૃદયમાં વિઘ્નરૂપે રહેતા સઘળા દોષો આપોઆપ નાશ પામવા લાગશે. સર્વવ્યાપક પરમેશ્વરમાં જેટલો વિશ્વાસ વધતો જશે તેટલા પ્રમાણમાં જીવાત્માની વિશેષ ઉન્નતિ થશે. પરમાત્મા સર્વદા સર્વત્ર સ્થિત છે એવો વિશ્વાસ બેઠા પછી મનુષ્ય ક્યારેય કોઈ પણ જગાએ પાપમાં પ્રવૃત્ત થઈ શકતો નથી.

(૩) ઈશ્વરને શરણ થઈને નિષ્કામભાવથી તથા પ્રેમભાવથી તેમના નામનો જપ કરવાનો નિરંતર અભ્યાસ કરવો. જેનો જે નામમાં પ્રેમ હોય તેને માટે તે નામ વિશેષ લાભપ્રદ છે. જે પુરુષને ભગવાનના જે નામના જપથી લાભ થયો હોય તે નામનો મહિમા તે વિશેષ ગાય છે. માટે અમુક નામ મોટું છે અને અમુક નામ નાનું છે એવી ભ્રાંતિમાં ન પડવું જોઇએ. ન્યાયદૃષ્ટિથી વિચારતાં પરમાત્માનાં સર્વે નામો સમાન સામર્થ્યવાળાં છે એમ સમજાય છે; જેને જે ઇષ્ટ હોય, પ્રિય હોય તેને માટે તે શ્રેષ્ઠ છે. એટલા માટે પોતાને જે નામ પ્રિય હોય તેનો જપ આદર અને પ્રેમસહિત કરતા રહેવું જોઇએ.

(૪) ઈશ્વરના સ્વરૂપનું મનન કરવું. જેને પરમાત્માનું જે સ્વરૂપ ઇષ્ટ હોય તેનું સ્વરૂપ યથાર્થ સમજી ભાવપૂર્વક તેનું નિરંતર મનન કરવું જોઇએ. ઈશ્વરસંબંધી આટલી વાતો અવશ્ય દૃઢતાપૂર્વક હૃદયમાં ધારણ કરી રાખવી જોઇએ:—ઈશ્વર છે, સર્વત્ર છે, સર્વાંતર્યામી છે, સર્વશક્તિમાન્ છે, સર્વવ્યાપક છે, સર્વ દિવ્યગુણસંપન્ન છે, સર્વજ્ઞ છે, સનાતન છે,

નિત્ય છે, પરમપ્રેમી છે, પરમસુહૃદ છે, પરમ આત્મીય છે અને પરમગુરુ છે. અન્ય કોઈમાં આટલા કે આથી વિશેષ ગુણો નથી.

(૫) મન, વાણી અને શરીરવડે નિઃસ્વાર્થભાવથી સર્વદા એવો પ્રયત્ન કરતા રહેવું જોઈએ કે જે પોતાની બુદ્ધિમાં પોતાના કલ્યાણમાટે અત્યંત શ્રેયસ્કર પ્રતીત થાય.

(૬) જેમને પોતાનું કર્તવ્ય પૂરેપૂરું સમજાયું છે તેણે તેનું દૃઢતાથી પાલન કરતા રહેવું જોઈએ. લોભ, ભય, સ્વાર્થ કે અજ્ઞાનને વશ થઈને કર્તવ્યભ્રષ્ટ ન થવું જોઈએ.

———:o:———

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

[ માગશરમાસ ]

[ શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને એ ભક્તિ-ભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે. ]

**શ્રીસદ્ગુરુપૂજનઃ** આ માસમાં શ્રીગીતાજયંતીને (માગશર સુદિ ૧૧) દિવસે તથા **શ્રીદત્તજયંતીને** (માગશર સુદિ ૧૫) દિવસે સર્વે આનંદાશ્રમવાસીઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું પૂજન કર્યું હતું તથા શ્રીગીતાજીસંબંધે તેમજ શ્રીદત્તભગવાનના જીવનસંબંધે બંધુઓએ પ્રેમપૂર્વક પ્રસંગોચિત વિવેચન કર્યું હતું

**મુખ્યભેટઃ** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છેઃ—

રૂા. ૨૧-૪-૦ શ્રી. કેશવચંદ કાનજીભાઈ પારેખ–ગોંડલ. રૂા. ૧૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી. રૂા. ૧૦-૦-૦ બહેન મુક્તાબાઈ હિંમતલાલ ભટ્ટ–લીંબડી. પોતાનાં ભત્રીજી નિર્મળાબહેનના લગ્નપ્રસંગે.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ** આ માસમાં શ્રી. વિઠ્ઠલદાસ ગીરધરલાલ ઠક્કર–કુંડલાવાળાતરફથી તથા શ્રી. મોનજી જાદવજી–મોરબીવાળાતરફથી એકેક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો, તથા શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગરવાળા તરફથી એક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

[ મુંબઈનિવાસી એક ભક્તજનતરફથી ભાદ્રપદ–આશ્વિનમાં મળી ૧૧ લઘુરુદ્ર કરાવવામાં આવ્યા હતા. ]

**ભોજન અને થાળ** આ માસમાં નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાંઃ—

રૂ. ૧૭-૧૪-૯ શ્રી. રામેશ્વર ફૂલજી દવે-જોરાવરનગર. રૂ. ૭-૮-૦ શ્રી. રામેશ્વર ફૂલશંકર દવે-જોરાવરનગર-(વિદ્યાર્થીઓને ભોજનના.) રૂ. ૧૦-૦-૦ શ્રી. જમિયતરામ નરભેરામ ત્રિવેદી-સુરત. રૂ. ૧૩-૧૪-૦ શ્રી. જયશંકર ઈંદ્રજી-ભુજ. હા. શ્રી. જમનાદાસ પરમાનંદદાસ-પોરબંદર. રૂ. ૨૪-૧૨-૦ અ. સૌ. રમાગૌરી કૃષ્ણારામ ભટ્ટ. તેમનાં સદ્‌ગત પૂજ્ય માતુશ્રીના આત્મકલ્યાણાર્થે-આનંદાશ્રમ-બીલખા. રૂ. ૩૨-૧૦-૯ તથા રૂ. ૩૧-૩-૩ મુંબઇનિવાસી એક ભક્તજનતરફથી. (ભાદરવામાસનાં બે ભોજનના.)

સિવાય શ્રી. મૂળશંકર નરભેરામ પઢીઆ-મુંબઈવાળાતરફથી વિદ્યાર્થીઓને માટે એક સાદા ભોજનના રૂ. ૫-૦-૦ મળ્યા છે.

**થાળ:** આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧-૪-૦ શ્રી. રામેશ્વર ફૂલજી દવે-જોરાવરનગર. રૂ. ૩-૧૨-૦ શ્રી. રમેશચંદ્ર મણિલાલ જોશી-પ્રાંતીજ (ત્રણ થાળ) રૂ. ૨-૮-૦ શ્રી. રાજસી જીવરાજ-મુંબઇ. (બે થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી-આનંદાશ્રમ-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. પ્રભાશંકર નાનજી જોશી-વડીઆ. રૂ. ૧-૪-૦ શ્રી. જાદવજી રતનજી-ગરેજ. રૂ. ૧-૪-૦ શ્રી. વિઠ્ઠલદાસ ગીરધરલાલ ઠક્કર-કુંડલા. રૂ. ૧-૪-૦ બહેન ગંગાબાઇ દોલતસિંહ હા. શ્રી. સુબજીબેન-બીલખા. રૂ. ૨-૦-૦ શ્રી. જમિયતરામ નરભેરામ ત્રિવેદી-સુરત. રૂ. ૧-૦-૦ શ્રી. મોનજી જાદવજી-મોરબી. રૂ. ૨-૦-૦ શ્રી. પોપટલાલ વાલજી રંગરેજ-જામનગર. રૂ. ૧-૪-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા-ગોધરા. રૂ. ૧-૪-૦ મુંબઇનિવાસી એક ભક્તજન. રૂ. ૧-૪-૦ બહેન મુક્તા હિંમતલાલ-લીંબડી.

ઉપરાંત નીચેના ચાર થાળ નીચેનાં બંધુબહેનોતરફથી શ્રીઆનંદાશ્રમને અર્પણ કરેલી રકમોના વ્યાજમાંથી ધરાવવામાં આવ્યા હતા:— (૧) શ્રી. મથુરાદાસ પરમાનંદદાસ-પોરબંદર. (૨) શ્રીમતી બહેન રવિબહેન હરજીવનદાસ-પોરબંદર. (૩) શ્રીમતી પ્રેમકુંવરબહેન ઉમિયાશંકર-પોરબંદર. (૪) શ્રીમતી કાશીબહેન ગૌરીશંકર-પોરબંદર.

**અખંડદીપકખાતે:** પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે આ માસમાં નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂ. ૪-૦-૦ શ્રી. જાદવજી રતનજી ઠક્કર-ગરેજ. રૂ ૧-૦-૦ શ્રી. મોનજી જાદવજી-મોરબી. રૂ. ૧-૪-૦ શ્રી. સોની બેચર કાળા-લીંબુડા.

શ્રીમતી ગંગાસ્વરૂપ બહેન મહાલક્ષ્મી બહેચરદાસ-માંગરોળવાળાંએ રૂ. ૪૦૦] ની ૩॥ ટકાની લોન શ્રીઆનંદાશ્રમને અર્પણ કરી છે, જેના વ્યાજમાંથી પ્રતિવર્ષ પોતાના સદ્‌ગત પતિ શ્રી. છગનલાલ વજેશંકરની સંવત્સરી (વૈશાખવદિ ૭) ને દિવસ પૂજ્યપાદ કૃપાનાથને થાળ ધરાવવાનો છે, તથા વિદ્યાર્થીઓને મિષ્ટાન્નભોજન આપવાનું છે, અને તેમની શ્રાદ્ધતિથિ ભાદરવાવદિ ૭ ને દિવસ પણ પૂજ્યપાદ કૃપાનાથને થાળ ધરાવવાનો છે.

શ્રી. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ ડૉક્ટર, ધોરાજીવાળા તરફથી રૂ. ૧૧-૦-૦ શ્રી. દક્ષિણામૂર્તિસ્તોત્ર, શ્રીમંત્રપુષ્પાંજલિ, અને શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી થયા પછી બોલાતી સ્તુતિ છપાવવામાટે આવ્યા છે, ને તેવડે તેની પત્રિકાઓ છપાઈ ગઈ છે.

શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર-જૂનાગઢવાળા તરફથી રૂ. ૧-૮-૦ પૂજ્યપાદ કૃપાનાથનાં વસ્ત્રો ધોવામાટે સાબુનિમિત્તે જમા આવ્યા છે.

**મુંબઈમાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે** શેઠ દામોદરદાસભાઈને ત્યાં શ્રીદત્તજયંતીને દિવસે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું.

—:૦:—

# પૂજ્યપાદ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્માપ્રણીત પુસ્તકો

પૂજ્યપાદ મહારાજશ્રીએ મનુષ્યોના વાસ્તવિક કલ્યાણમાટે પોતાના જીવનના મહામૂલા સમયનો મોટો ભાગ ભિન્ન ભિન્ન અધિકારીઓને સાહાય્યરૂપ થઈ પડે તેવાં ધાર્મિક પુસ્તકો લખવામાં ખર્ચ્યો છે, એ ધાર્મિક જનતાને જ્ઞાત છે. તેઓશ્રીએ રચેલાં નાનાંમોટાં પુસ્તકોની કુલ સંખ્યા ૧૦૦ ઉપરાંત છે.

એ પુસ્તકોમાં કર્મ, ઉપાસના, (ભક્તિ ને યોગ,) તથા તત્ત્વજ્ઞાન આ વિષયોનું સ્વતંત્ર કે મિશ્રરૂપે પ્રતિપાદન છે, જેની સંક્ષિપ્ત વિગત નીચે પ્રમાણે છે:—

**ટીકારૂપ:** પ્રસ્થાનત્રય. (૧ શ્રીઉપનિષદો. ૨ ભગવદ્ગીતા-ચાર પ્રકારની ટીકા. ૩ શ્રીવેદાંતદર્શન-બ્રહ્મસૂત્ર.)

„ **યોગવિષયક:** શ્રીપાતંજલયોગદર્શન. શ્રીયોગકૌસ્તુભ. શ્રીયોગપ્રભાકર. શ્રીનાથસ્વરોદય. શ્રીસાંખ્યપ્રવચન.

„ શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશ રત્નો. શ્રીપંચદશી. શ્રીપંચદશીસાર. શ્રીરાસપંચાધ્યાયી. શ્રીરુદ્રસૂક્ત, પુરુષસૂક્ત તથા ઈશા વાસ્યાદિ. શ્રીસૂક્ત. શ્રીસામવેદીય રુદ્રપૂજાદિ. શ્રીવિચારસાગર.

**સ્વતંત્રરચિત: પત્રરૂપે:** પાંચ વિભાગ—શ્રીસદુપદેશદિવાકર પ્રથમકિરણ, દ્વિતીયકિરણ, તૃતીયકિરણ, ચતુર્થકિરણ, પંચમકિરણ તથા શ્રીપત્રકલ્પમંજરી.

„ **દૃષ્ટાંત ને વ્યાખ્યાનરૂપે:** શ્રીસુબોધકલ્પલતા. શ્રીપરમસુખી થવાના ઉપાય. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો. નવધાભક્તિ. ચાર પુરુષાર્થ.

**ઉપદેશગ્રંથાવલિ:** અંક ૧ થી ૭૩ સુધીનાં પાંચ પુસ્તકો, જેમાં ઉપરોક્ત વિષયો નાના નાના રહસ્યમય ગંભીર નિબંધોરૂપે સમાયેલા છે.

**કાવ્યરૂપે:** શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો. શ્રીનાથકાવ્ય ભાગ ૨ જો. શ્રીભક્તિસુધા. શ્રીવૈરાગ્યનિરૂપણ.

**સ્ફુરણરૂપે:** શ્રીવિવેકભાસ્કર પ્રથમરશ્મિ. શ્રીવિવેકભાસ્કર દ્વિતીયરશ્મિ. મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો.

**કર્મકાંડરૂપે:** શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ. શ્રીસામવેદીય આહ્નિકપ્રકાશ.

**ચિત્રપટ્ટરૂપે:** શ્રીપ્રણવપટ. શ્રીપ્રણવવિસ્તારપટ.

**ઉપરાંત નાનાંમોટાં પુસ્તકો:—**

પરમપદબોધિની. શ્રીમનુષ્યમિત્ર. શ્રીસદુપદેશમાળા. શ્રીપ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. સ્વાભાવિકધર્મ. ભિલટીવાણીનું સ્પષ્ટીકરણ. શ્રીસંધ્યાનો વેદાંતાનુસાર વિચાર. શ્રીદુરાચારનિગ્રહવિજ. શ્રીવિનોદમાલા. શ્રીસનાતનધર્મનું નિરૂપણ. શ્રીસુવિચારચંદ્રિકા: શ્રીમહામંત્રમાલિકા. શ્રીઆશૌચવિવેક. વર્ણવિચાર. ભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર. શ્રીગુરુગીતાસાર.

સિવાય વિનામૂલ્યે અપાતાં અન્ય પુસ્તકો. સર્વેનું વિસ્તૃત સૂચીપત્ર પોણા આનાની ટિકિટ મોકલી મંગાવીને વાંચવાથી વિષય તથા કિંમતનું વધારે સ્પષ્ટીકરણ થશે.

મળવાનું સ્થળ:—**વ્યવસ્થાપક આનંદાશ્રમ**

પોસ્ટ **બીલખા** કાઠિયાવાડ.

———:o:———

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ જાન્યુઆરી.



પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા–આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા–કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India).
आनंदाश्रम
૭૭
૭૬૧ શ્રી-ફાર્બસ-ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન,
મુંબઈ ૪

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્માં આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબ્હેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાંઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

—:૦:—

વર્ષ ૧૦ મું

માઘે

અંક ૯ મો

સંવત્ ૧૯૯૮


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम




વાર્ષિક લવાજમ

પોસ્ટેજ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુને પ્રાર્થના. | ૧૯૭ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૯૮ |
| ૩ | દ્વિજોને નિત્ય કરવાયોગ્ય દશ કર્મો. | ૧૯૯ |
| ૪ | શૌનક અને મુનિ અંગિરા. | ૨૦૧ |
| ૫ | નવ યોગેશ્વર અને નિમિરાજા. | ૨૦૪ |
| ૬ | સંતપ્રસાદ. | ૨૦૭ |
| ૭ | ભક્ત જયદેવ. | ૨૧૦ |
| ૮ | શાસ્ત્રનવનીતમ્. | ૨૧૫ |
| ૯ | સંતગિરામૃત. | ૨૧૬ |
| ૧૦ | અમારી સેવાયાત્રા. | ૨૧૭ |
| ૧૧ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૧૯ |
| ૧૨ | પરચુરણ ભેટ. | ૨૨૧ |
| ૧૩ | લવાજમની પહોંચ. | ૨૨૫ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ**-પોસ્ટ **બીલખા**-(કાઠિયાવાડ)

## જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ**-પોસ્ટ **બીલખા** (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ

**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ **બીલખા.**

---

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં

**માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.**




श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] · સંવત્ ૧૯૯૮ માઘ [ અંક ૯

## श्रीसद्गुरुने प्रार्थना

પદ

વારે ચડજો વારે ચડજો, (૨) આ ગરીબની ગુરુદેવ; વારે ચડજો૦ ટેક.
છો અધમ-ઉદ્ધારણ સ્વામી, હું દાસ તમારો કામી; "
ગુરુદેવ દયાળુ આજ— વારે ચડજો૦ ૧
દ્યો જન્મમરણથી તારી, ગુરુદેવ અરજ છે મારી,
સેવકની કરજો સહાય— વારે ચડજો૦ ૨
છો જ્ઞાનદાન-સુખદાતા, જિજ્ઞાસુ જનના ત્રાતા,
આ દાસતણી એક વાર— વારે ચડજો૦ ૩
આ સેવક આવ્યો શરણે, મહિમા મુખથી શું વર્ણું ?
છો સ્વામી ગરીબનિવાજ— વારે ચડજો૦ ૪

---

દોહા

શરણાગત પાલક પ્રભો ! પુનિ પુનિ નામું શીશ,
ભવરૂપી દરિયાવતેં, પાર કરો ગુરુ ઈશ !

——:०——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

બહિર્મુખ થયેલું મન ને પાંચ જ્ઞાનેંદ્રિયો જ્યારે અંતર્મુખ થાય ત્યારે તે લોકોત્તર શાશ્વતી શાંતિ ને લોકોત્તર શાશ્વતસુખનો અનુભવ કરવા સુભાગી થાય છે.

પૂર્વસંસ્કાર, સંગ ને રુચિની વિચિત્રતાથી મનુષ્યોમાં મતિની વિચિત્રતા હોવી સંભવિત છે એમ સમજનારા દુરાગ્રહી હોતા નથી.

વાણીનો નિગ્રહ ને ધૈર્ય આદિ શુભ ગુણો પણ સાધકને બહુ ઉપકાર કરે છે:-

દોહરા

મહાલોભી જેમ ધનતણો, અતિપરિમિત વ્યવહાર;<br>
આંઠ કરે તેમ સજ્જનો, કરે વાગ્-વ્યવહાર. ૧<br>
ઊતાવળે દુ:ખ થાય બહુ, ધૈર્યે મહાસુખ થાય;<br>
એમ જાણીને સજ્જનો, સેવે ધૈર્ય સહાય. ૨<br>
નિજ દોષોને જોઇને, છોડે રાખી ખંત;<br>
તે સુખીઆ થઈ જગત્‌માં, પામે ભવનો અંત. ૩

પોતાના ને સર્વ દૃશ્યના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું અનુસંધાન રાખી રાગ-દ્વેષવિના સમભાવે અંત:કરણઇંદ્રિયોવડે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરવામાં આવે તો તેવો વ્યવહાર તે મનુષ્યને બંધન કરનારો થતો નથી.

મુમુક્ષુના વિશુદ્ધ ને પ્રેમાળ હૃદયની પરમાત્માભિમુખતા જેમ જેમ વૃદ્ધિ પામતી જાય છે, તેમ તેમ મુમુક્ષુનું હૃદય પરમાત્માની અપૂર્વ ને અપાર કૃપાનો પ્રપાત પોતાના ઉપર થતો વારંવાર અનુભવે છે.

દીનતા, પરમપ્રીતિ ને માહાત્મ્યજ્ઞાનપૂર્વક કરેલું પરમાત્મપૂજન પરમાત્મા સ્વીકારે છે, ને તે પૂજકના હૃદયમાં શાંતિ, સુખ ને જ્ઞાનનિષ્ઠા પ્રકટાવવા પ્રસાદ આપે છે. જે પ્રસાદની પ્રાપ્તિવડે તે પૂજક પોતાને કૃતાર્થ થયેલો માને છે.

જે મુમુક્ષુ શુભભાવનાથી આતુરતાપૂર્વક પ્રભુપાસે જે જે શુભ સામગ્રી માગે છે તે સર્વે શુભ સામગ્રી પ્રભુ તેને પ્રસન્નતાથી આપે છે.

જે જે જીવો દૈવીસંપત્તિવાળા હોય છે, વા થાય છે, તે તે જીવો પ્રભુના ભક્તો થઈ શકે છે.

અજ્ઞાની જીવો જેમ ફલેચ્છાથી રુચિપૂર્વક પોતાનો પ્રાપ્તવ્યવહાર કરે છે, તેમ મુમુક્ષુ પરમેશ્વરપ્રીત્યર્થે પોતાનો પ્રાપ્તવ્યવહાર રુચિપૂર્વક સમભાવથી કરે છે. પ્રયત્નપૂર્વક સ્વભાવ પાડવાથી તેમ થઈ શકે છે.

જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ પ્રાપ્ત કરવામાટે સ્વરૂપાનુસંધાનનો, મનના સ્થૂલભાવના નાશનો અને આસુરી વાસનાના તથા દ્વૈતવાસનાના નાશનો આદરપૂર્વક સતત અભ્યાસ રાખવો. અઠવાડીઆમાં એક દિવસ અને વર્ષમાં આશરે એકાદ માસ તેના વિશેષ અભ્યાસમાં પ્રીતિપૂર્વક વ્યતીત કરવો જોઇએ.

મનુષ્યમાં જેમ સમજણ ઓછી તેમ તેમાં આવેશ ને ઉચ્છૃંખલતા વધારે હોય છે. અલ્પ જ્ઞાન અતિ હાનિ કરનારું કહેવાય છે. (ચાલુ)

——:૦:——

## દ્વિજોને નિત્ય કરવાયોગ્ય દશ કર્મો

[ પૂજ્યપાદ શ્રીમન્ નાથભગવાન્ ]

### ૧ સ્નાન

પવિત્ર જલથી સ્નાન કરતીવેલા કરવાયોગ્ય શુભભાવનાઃ—

દોહરો

નિર્મલ જલથી દેહને, નિર્મલ કરું છું આજ;
મન વાણી નિર્મલ કરું, શુદ્ધ કરું સૌ સાજ. ૧

પવિત્ર જલથી સ્નાન કરી, અંતઃકરણના તથા ઇંદ્રિયોના વેગો બની શકે તેટલા શાંત કરી, બે હાથ જોડી રાખી, નેત્ર સ્થિર કરી વા મીંચી રાખી, પરમપ્રેમથી એકાગ્ર મને નીચે પ્રમાણે પ્રાતઃસંધ્યા કરવીઃ—

### ૨ પ્રાતઃસંધ્યા

દોહરા

આચમનથી જલતણો, થાય ઉદર-પરવેશ;
આતમથી તેમ જગતનો, બનો અભેદ અશેષ. ૧
વૃત્તિરૂપ શિખાતણું, કરું છું બંધન આજ;
વૃત્તિ રહો પ્રભુરૂપમાં, ત્યજી સૌ મિથ્યા સાજ. ૨
સંકલ્પપ્રમાણે થાય છે, ફલ આ જગની માંય;
માટે દૃઢ નિશ્ચયવડે, જોડું મન પ્રભુમાંય. ૩
અચલ શિવસંકલ્પયુત, મમ મન રહો સદાય;
કદી અશિવ સંકલ્પનો, થજો ન ઉદય જરાય. ૪
વિશ્વતણા કારણ વિભો! બુદ્ધિપ્રેરક આપ;
શુભ મતિ આપી હે પ્રભો! કાપો મારાં પાપ. ૫
ઇંદ્રિયો પાછી વળે, મન અંતર્મુખ થાય;
એ અંતર્મુખ મનવિષે, આપ-રૂપ દર્શાય. ૬
પાપવાસના દૂર થઈ, મન અતિ નિર્મલ થાય;
મોતતણું ભય દૂર થઈ, અમરભાવ દેખાય. ૭
પ્રાતઃકાલે વિશ્વમાં, શાંતિ સુખ દરશાય;
ત્યમ મારી બુદ્ધિવિષે, એ બે રહો સદાય. ૮
જેમ ઉદયગિરિશિખરે, રમણીય રવિ જણાય;
તેમ મારી મતિને વિષે, આપ ગુણો ઝળકાય. ૯
અશુભ વૃત્તિરૂપ અઘતણું, અર્પણ કરું સદાય;
મન વાણી શુદ્ધ રાખીને, પાપ ન કરું જરાય. ૧૦
શુચિ પ્રીતિરૂપ જલવડે, અર્ઘ્ય દઉં હું આજ;
કૃપાવડે સ્વીકારી તે, ઘો ભક્તિ મહારાજ! ૧૧

રાગદ્વેષમય જગતના, કરી વિચારો દૂર;
આપ સમીપ સ્થિતિ કરી, તરૂં પાપનું પૂર. ૧૨
આપતણું સ્મરણ કરૂં, ધરૂં આપનું ધ્યાન;
શુચિ શાંત ગંભીર રહું, રાખી કર્તવ્યભાન. ૧૩
વિદ્યામાં આગળ વધું, શુભ ગુણમાં પણ તેમ;
ભક્તિજ્ઞાનને દૃઢ કરૂં, રાખી પૂરણ પ્રેમ. ૧૪

નીચેનો દોહરો શાંત મને દશ વાર ત્રણે સંધ્યાના અંતમાં મનમાં બોલવો:—

શ્રેષ્ઠ પ્રતાપી પ્રભુતણું, ધરૂં છું મનમાં ધ્યાન;
જે પ્રભુ દે છે સુજનને, સદા સુમતિનું દાન. ૧૫

### માધ્યાહ્નસંધ્યા

દોહરો

દિવ્ય ગુણો મનમાં વધો, જેમ ગગનમાં સૂર;
નિર્મલ શાંતિ સુખ વધી, થજો પાપ દુઃખ દૂર. ૧

### સાયંસંધ્યા

ક્ષણભંગુરતા જગતની, કે' આથમતા સૂર;
જીવન ક્ષણભંગુર ગણું, થઉં પાપથી દૂર. ૧
માનવ પશુ ને પક્ષીઓ, નિજ નિજ સ્થાને જાય;
ત્યમ પ્રભુની ભક્તિવડે, મન આ પ્રભુપ્રતિ ધાય. ૨
જગ ગંભીરતા જોઈને, થઉં હવે ગંભીર;
તાપ શિથિલતા જોઈને, ત્યજું દુઃખ થઈ ધીર. ૩
રાગદ્વેષ ઝાંખા કરૂં, ગ્રહી નિશા–ઉપદેશ;
મનને અતિ શીતલ કરૂં, પ્રીતે ભજી પરમેશ. ૪

નીચેના દોહરા શાંત મનથી બોલી, પછી પરમપ્રિય પરમાત્માનું સ્મરણ કરવું:—

### ૩ જપ

દોહરા

મંગલ નામ પ્રભુતણું, શ્વાસોચ્છ્વાસ જપાય;
મન પ્રેમે પ્રભુમાં રહે, પાપદુઃખ દૂર થાય. ૧
મન ઇંદ્રિયને સ્થિર કરી, જપું આપનું નામ;
ધ્યાન ધરું પ્રભુ આપનું, પ્રીતે આઠે જામ. ૨
આપતણું સ્મરણ કરી, મળીશ નિત્ય એકાંત;
તનમનના તાપો શમી, થાશે બહુજ નિરાંત. ૩
આપ પાસ આવ્યા તણો, જપ એ સુલભ ઉપાય;
એ જપ નિત્ય પ્રીતે કરી, નમીશ આપને પાય. ૪
મન વાણીનો આપમાં, થજો સહજ અનુરાગ;
જેથી આપવિષે રહે, કરી વિષયનો ત્યાગ. ૫

(ચાલુ)

———:૦:———

ॐ

# शौनक अने मुनि अंगिरा

[ સંપાદક: એક તત્ત્વજિજ્ઞાસુ ]

પૂર્વકાલમાં શુનકનામના એક મહાસમૃદ્ધિશાળી ગૃહસ્થ હતા. તેમને એક પુત્ર હતો, જેનું નામ શૌનક. તેણે ઋષિઓના મુખેથી સાંભળ્યું હતું કે—"એક એવો પદાર્થ છે કે જેને સારી રીતે જાણવાથી સર્વ પદાર્થોનું જ્ઞાન અનાયાસે થઈ જાય છે." શૌનકે આ વાત ઘણીવાર સાંભળેલી તો ખરી; પરંતુ ઋષિઓ કયા અભિપ્રાયથી આ વાત કહે છે, અને એ પદાર્થનું જ્ઞાન કયા ઉપાયથી થઈ શકે એ કાંઈ તેની જાણમાં આવેલું નહિ. એ સમયમાં અંગિરાનામના એક બ્રહ્મર્ષિ બ્રહ્મવેત્તા વિદ્વાનની સુકીર્તિ શૌનકે સાંભળેલી. શૌનકે સાંભળેલું કે મહાત્મા અંગિરા બ્રહ્મવિદ્યાનાં સમગ્ર તત્ત્વોને તથા તેના દાર્શનિક સિદ્ધાંતોને અને ઉપાસનાની પદ્ધતિને સારી રીતે જાણે છે. આથી બ્રહ્મવેત્તાના મંડળમાં તેમનું ઘણુંજ સન્માન થાય છે. અંગિરાઋષિના સંબંધમાં એટલેસુધી ખ્યાતિ ફેલાયેલી કે પ્રજાપતિએ પોતે અંગિરાને બ્રહ્મવિદ્યાનું અતિગુપ્ત રહસ્ય બતાવેલું છે.

આથી શૌનકના મનમાં ઉગ્ર ઇચ્છા થઈ કે "આવા સુપ્રસિદ્ધ મહિમાવાળા મહર્ષિની સેવામાં જઇને તેમની પાસેથી ઉપદેશ મેળવું." પોતાના મનમાં આવો દૃઢ નિશ્ચય કરીને શૌનક એક દિવસ અંગિરામુનિના આશ્રમમાં ગયા. વિધિપૂર્વક પ્રણામાદિ કરીને તેણે ઋષિઓપાસેથી જે વાત સાંભળેલી, તેનું રહસ્ય તે અંગિરામુનિને પૂછવા લાગ્યા: આ સંબંધે શ્રીમુંડક ઉપનિષદ્ કહે છે કે:—

"शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ ।
कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ? इति ॥"

શૌનકે કહ્યું:—"ભગવન્! એકજ પદાર્થના જાણવાથી જગતના બધા પદાર્થોનું જ્ઞાન અનાયાસે કેવી રીતે થઈ શકે? આ વાત સમજવામાટે હું આપને શરણે આવ્યો છું. આપ મારાપર કૃપા કરો અને એ પદાર્થ તથા તેના સ્વરૂપનો પ્રસન્નતાપૂર્વક ઉપદેશ આપી મને કૃતાર્થ કરો."

શૌનકની જ્ઞાનપિપાસા સાચી છે એમ સમજીને મહામાન્ય અંગિરામુનિ પ્રસન્નતાપૂર્વક કહેવા લાગ્યા:—

"द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥"

મહાશય! વિદ્યા બે પ્રકારની છે એકનું નામ અપરા વિદ્યા છે, ને બીજીનું નામ પરા વિદ્યા.

તેમાં અપરાવિદ્યા તે કે જે પ્રાપ્ત કરીને તેવડે લોકો સાંસારિક ધન, માન, સુખ આદિ મેળવવાની યોજના કર્યા કરે છે, અથવા કાંઈ સંસ્કારયુક્ત બુદ્ધિવાળા લોકો જે વિદ્યા મેળવીને તેવડે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરવાના હેતુથી પુણ્યસંચય કે ઉપાસના આદિનું અવલંબન કરે છે.

અને પરાવિદ્યા તે કે જે સંપાદન કરીને પરમાત્માના સ્વરૂપસંબંધી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તથા સાધનાના બલથી એકજ જન્મમાં કે બ્રહ્મલોકમાં જઇને પણ અંતે મુક્તિ મેળવી શકાય.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ ચાર વેદોમાં ઉપદેશાયેલ યજ્ઞાદિક

કર્મકાંડવિભાગ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ્ આ ૭ વેદનાં અંગો તથા આયુર્વેદ આદિ ઉપવેદ તેમજ ઇતિહાસ પુરાણ આદિનો અપરાવિદ્યામાં સમાસ થાય છે.

અને પરાવિદ્યા તે છે કે—**यया तदक्षरमधिगम्यते।** ( જેવડે તે અવિનાશી તત્ત્વનો-પરમાત્માનો-સાક્ષાત્કાર થાય. ) આ વિદ્યા શ્રીસદ્‌ગુરુગમ્ય છે.

અપરાવિદ્યાસંબંધે સૂક્ષ્મવિચારણા કરવાથી અવિદ્યાનો નાશ થતો નથી, અને અવિદ્યાનો નાશ થયાવિના સંસારની નિવૃત્તિ થતી નથી. આ વિદ્યાની સૂક્ષ્મવિચારણાથી સાંસારિક અનેક વિષયોનું જ્ઞાન જરૂર થાય છે, પણ તેવડે સંસારના જન્મ, વૃદ્ધાવસ્થા, મૃત્યુ આદિ ક્લેશથી રક્ષણ થઈ શકતું નથી. જન્મ પામીને જો બ્રહ્મદર્શન ન થયું, જગતના પ્રત્યેક પદાર્થમાં અને કાર્યમાં બ્રહ્મની-પરમાત્માની-સત્તાનો તથા શક્તિનો અનુભવ ન થયો તો એ અપરાવિદ્યાસંબંધી ગમે તેટલો સૂક્ષ્મ વિચાર કર્યો કે તેના વિજ્ઞાનમાં ગમે તેટલો પ્રયત્ન કર્યો તે સર્વ વૃથાજ છે. એ વિદ્યાથી લૌકિક ઉન્નતિ સારી રીતે થવાનો સંભવ છે, ને સામાન્ય જનતાને તે ઇષ્ટ પણ જણાય છે; કેમકે સંસારનાં મોટા ભાગનાં મનુષ્યોનું લક્ષ ધન, માન, વિષયભોગ, વૈભવ એ સર્વ સંપાદન કરવામાંજ લાગેલું હોય છે. તેઓ પરલોકસંબંધી કંઈ પણ વાત જાણતાં નથી, તેમ જાણવા ઇચ્છતાં પણ નથી, તેથી પરિણામે તેઓની સ્થાવરયોનિમાં જન્મ થવા પર્યંતની અધોગતિ થાય છે. આ સંબંધે ભગવાન્ **શ્રીશંકરાચાર્યજી** મહારાજ કહે છે કેઃ—

**“ रागद्वेषादि-स्वाभाविकदोषप्रयुक्तः शास्त्रविहितप्रतिषिद्धातिक्रमेण वर्तमानः अधर्मसंज्ञकानि कर्माणि च आचिनोति बाहुल्येन, स्वाभाविकदोषबलीयत्वात्…एतेषां स्थावरान्ता अधोगतिः स्यात् ॥ ”** ( **ऐतरेयोपनिषद्भाष्य** )

( રાગદ્વેષાદિ સ્વાભાવિક દોષયુક્ત મનુષ્ય શાસ્ત્રવિહિત અને શાસ્ત્રનિષિદ્ધ આચારોનું ઉલ્લંઘન કરવાવડે વિશેષે કરીને પાપકર્મોમાં પ્રવૃત્ત થાય છે. તેઓના સ્વાભાવિકદોષના બહુપણાથી તેઓની સ્થાવરયોનિમાં જન્મ પામવાપર્યંતની અધોગતિ થાય છે. )

આવાં મનુષ્યોમાટે કઠોપનિષદ્‌માં **શ્રીયમરાજા** કહે છે કેઃ—

**“ न साम्परायः प्रतिभाति बालं, प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।**
**अयं लोको नास्ति पर इति मानी, पुनः पुनर्वशमापद्यते मे ॥ ”**

( પોતાના શ્રેયની પ્રાપ્તિના સાધનને ભૂલનાર અને ધનના મોહવડે મૂઢ થયેલા અવિવેકી મનુષ્યોને પરલોકની પ્રાપ્તિ કરાવનારું સાધન સમજાતું નથી. આ લોક છે, પરલોક નથી, એમ માનનારા પુનઃ પુનઃ મારી અધીનતાને-મૃત્યુને-પામે છે. )

સંસારમાં ઉપર કહેલા પ્રકારનાં મનુષ્યોથી અધિક બુદ્ધિવાળાં મનુષ્યો પણ છે કે જેઓ આ લોકની ઉન્નતિમાંજ જકડાઈ રહેવા ઇચ્છતાં નથી. તેમનું મન જીવાત્માની ઉન્નતિ અને પરલોકની પ્રાપ્તિ કરવારૂપ સદ્‌ગતિ મેળવવામાટે ઉત્સુક રહે છે; પરંતુ તેઓ પણ સંસારનાં બંધનોથી તો છૂટી શકતાંજ નથી; કેમકે બ્રહ્મના વાસ્તવિકસ્વરૂપને તેઓ સમજતાં નથી. તેઓ ધનાદિવડે દેવોને સંતોષ પમાડવામાટે અનેક પ્રકારની યજ્ઞાદિ ક્રિયાઓના અનુષ્ઠાનમાં આસક્ત રહે છે. તેઓને સમજાયું હોતું નથી કે એક બ્રહ્મસત્તાજ જગત્‌માં અનેક આકાર ધારણ કરી રહી છે. બ્રહ્મની સત્તામાંજ સર્વ કાર્યોની સત્તા છે. બ્રહ્મથી ભિન્ન અન્ય કોઈ પદાર્થની સ્વતંત્ર સત્તા નથી. આમ હોવાથી બ્રહ્મથી ભિન્ન સ્વતંત્ર વા સ્વાધીન ભાવથી કોઈપણ ઉપાસ્યદેવનું અસ્તિત્વ શક્ય નથી, ને તેથી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ કરવાના

હેતુથી ભિન્ન કોઈ પ્રકારના અનુષ્ઠાનની સિદ્ધિ પણ પરમાર્થદૃષ્ટિએ શક્ય નથી. આ બધા ગૂઢ રહસ્યને સંસારી મનુષ્યો સમજતાં નથી, ને નથી સમજતાં તેથીજ દેવતા-નામધારી સ્વતંત્ર ઉપાસ્ય વસ્તુની પ્રાપ્તિ કરવાના હેતુથી તથા તેમની પ્રસન્નતાવડે પરલોકમાં પોતાને સુખ પ્રાપ્ત થાય એવા હેતુથી વિવિધ યજ્ઞાનુષ્ઠાનોમાંજ જકડાઈ રહે છે. આ બધો અપરાવિદ્યાનોજ પ્રપંચ છે.

જો કે પ્રથમ કહેલાં અત્યંત સંસારપરાયણ મનુષ્યોના કરતાં આ બીજા પ્રકારનાં યજ્ઞાદિ અનુષ્ઠાન કરનારાં મનુષ્યો જરૂર કેઇક ઉન્નત છે; તોપણ યથાર્થ બ્રહ્મવિદ્યાનો લાભ મેળવવાનાં તો તેઓ પણ અધિકારી નથીજ.

જ્યાંસુધી એક અદ્વિતીય બ્રહ્મરૂપ વસ્તુજ સત્ય છે એવો વિશેષ અનુભવ થતો નથી, ત્યાંસુધી મનુષ્ય પરાવિદ્યાથી પ્રાપ્ત થતો લાભ મેળવવાનો અધિકારી ગણાતો નથી.

તાત્પર્ય કે અપરાવિદ્યાવડે સંસારમાં બંધાઈ રહેવું પડે છે, અને પરાવિદ્યાસંબંધી સૂક્ષ્મ વિચાર સાધકને અનુક્રમે મુક્તિમાર્ગનો અધિકારી બનાવે છે.

**શ્રીઅંગિરામુનિ** વળી પણ સંસારલિપ્ત મનુષ્યોમાટે કહે છે:—

જેમ અખંડ પ્રવાહવાળી વેગવાન્ નદીના પ્રવાહમાં તણાતો મનુષ્ય આમ તેમ ડુબકાં ખાધા કરે છે, તેમ સુખદુઃખ, માનઅપમાન, નિંદાસ્તુતિ આદિરૂપ મગરમચ્છોથી યુક્ત આ સંસારરૂપી અખંડ વેગવાન્ પ્રવાહમાં મનુષ્યો સર્વદા ડુબકાં ખાઈ રહ્યાં છે. આ લોકનાં પ્રાપ્ત સુખોને સર્વસ્વ માનીને કેવળ સ્વાર્થપરાયણતાનાં દાસ થઇને જે મનુષ્યો છલ, કપટ, ચતુરાઇથી બીજા ઉપર અત્યાચાર કરતા છતા કામિનીકાંચનના ઉપભોગમાટે સર્વદા આતુર રહ્યા કરે છે અને ઐશ્વર્યમદથી ઉન્મત્ત થઇને નિત્ય કેવળ કામક્રોધાદિના કીડા થઈ રહે છે, ક્યારેય ભૂલમાં પણ પરલોકસંબંધી વિચાર કરતા નથી તેઓ ખરેખર સંસારના કીડાજ છે. આવા સ્વભાવવાળાં મનુષ્યોમાટે **શ્રીભગવાને** શ્રીમદ્ભગવદ્ગીતામાં "**ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान्**" આદિ વચનો કહીને છેવટે "**पतंति नरकेऽशुचौ**" તેઓની અપવિત્ર નરકમાં પતન થવારૂપ ગતિ બતાવી છે.

આવાં અધર્મી અનાચારી અધમ મનુષ્યોની અપેક્ષાએ તો એ મનુષ્યોને ઉત્તમ કહેવાં જોઇએ કે જેઓ સ્વર્ગાદિ પરલોકના સુખની અભિલાષાવાળાં છે. પરલોકના ભોગની આકાંક્ષાવાળાં થઇને જે મનુષ્યો દેવતાની ઉપાસના અને યજ્ઞયાગાદિકના અનુષ્ઠાનમાં જોડાયેલાં રહે છે તેઓને જરૂર ઉપર કહેલાં મનુષ્યો કરતાં પવિત્ર બુદ્ધિવાળાં કહી શકાય. પરલોકના ભોગની પ્રાપ્તિમાટે દેવતાની ઉપાસના અથવા યજ્ઞયાગાદિ ક્રિયા કરતાં કરતાં વિનાશી ફળમાં દોષદર્શન થશે, એટલે ધીરે ધીરે તેઓનાં ચિત્ત તેમાંથી પાછાં હઠશે, અને કાળે કરીને પરલોકના ભોગથી થતું સુખ પણ દુઃખમિશ્ર છે એવો અનુભવ થવાથી તે સુખમાં પણ વૈરાગ્ય પ્રકટશે. આમ ભોગવાસનારૂપી મલની નિવૃત્તિ થતાં ચિત્તની વિશેષ પવિત્રતા થવાથી તેમાં કોઈ નિર્દોષ સુખની—બ્રહ્મસુખની—અભિલાષા પ્રકટશે એ નિશ્ચય સંભવિત છે. આ પ્રકારના અધિકારીઓમાટેજ વેદોમાં યજ્ઞાદિના અનુષ્ઠાનની વ્યવસ્થા છે. આ વિષયમાં શ્રુતિ કહે છે કેઃ—

"**तान्याचरथ नियतं सत्यकामा एष वः पन्था सुकृतस्य लोके॥**"

(તમે કર્મફલની કામનાવાળા થઇને નિત્ય એ યજ્ઞાદિક કર્મોનું આચરણ કરો, કે જેનું બુદ્ધિમાન્ ઋષિઓએ મંત્રોમાં દર્શન કરેલું છે. તમારા માટે—તમે કરેલાં કર્મના ફળભોગમાટે આ માર્ગ યોગ્ય છે.)

દ્વિજ ને ગાય આ સર્વ લોકોમાં ઇચ્છાનુસાર ફરતા હતા.

**શ્રીએ૦ ટી૦:—**તેઓ ઉપર કહેલા ચૌદે લોકોમાં ઇચ્છાનુસાર વિહાર કરતા હતા. તેઓ સર્વ કામનાઓથી રહિત હતા. તેમના હૃદયમાં વિષયાસક્તિ નહિ હોવાથી કોઇ પણ સ્થળે તેમની ગતિને અટકાયત નહોતી. તેમની ઇચ્છાનુસાર ગમે તે સ્થળે જવાનું તેમનામાં સામર્થ્ય હોવાથી તેઓ અનાયાસે સર્વત્ર વિચરતા હતા.

त एकदा निमेः सत्रमुपजग्मुर्यदृच्छया ।
वितायमानमृषिभिरजनाभे महात्मनः ॥

**ભાવાર્થ:—**એક દિવસ તે નવે પરમહંસો, ભારતવર્ષમાં ઋષિઓવડે અનુષ્ઠાન કરાતા મહાત્મા નિમિના યજ્ઞમાં સહજસ્વભાવે આવી પહોંચ્યા.

**શ્રીએ૦ ટી૦:—**જે સ્થળે મનનો પણ પ્રવેશ થવો શક્ય નહિ ત્યાં અર્થાત્ મનથી અતીત પ્રદેશમાં આ નવ યોગેશ્વરો સહજસ્વભાવે જઇ શકતા હતા. આવી રીતે સ્વેચ્છાનુસાર અટન કરતા કરતા તેઓ આ કર્મભૂમિમાં (પૃથ્વીઉપર) આવ્યા. આ વિશાળ પૃથ્વીઉપર ફરતા ફરતા તેઓ એક દિવસ અનાયાસે ભારતવર્ષમાં આવી ચડ્યા. ત્યાં નિમિરાજાનો એક વિશાળ યજ્ઞ ચાલતો હતો. તેમાં અનેક ઉત્તમ ઋષિઓ એકત્ર થયા હતા. તે યજ્ઞ વેદોક્તવિધિઅનુસાર ઉત્તમ પ્રકારે ચાલી રહ્યો હતો. તેમાં કુંડ, મંડપ, મુખ્યદેવતાઓનું પીઠ, દિગ્સાધના, અનુષ્ઠાનની વેદિકા ઇત્યાદિ સર્વ શાસ્ત્રાનુસાર યોજાયાં હતાં. સ્રુક્, સ્રુવો આદિ યજ્ઞપાત્રો, દર્ભરજ્જુ, પરિસ્તરણ ઇત્યાદિની શાસ્ત્રાનુકૂલરીતે વ્યવસ્થા કરેલી હતી. યજ્ઞાંગભૂત હોમ સંપૂર્ણ થયા પછી ઋષિમંડળ વસોર્ધારાનો અખંડ હોમ કરી રહ્યું હતું. આમ પૂર્ણાહુતિના સમયેજ પોતાના પ્રકાશથી પ્રકાશી રહેલા આ નવે ઋષભપુત્રો આવતા દેખાયા.

तान्दृष्ट्वा सूर्यसंकाशान्महाभागवतान्नृप ।
यजमानोऽग्नयो विप्राः सर्व एवोपतस्थिरे ॥

**ભાવાર્થ:—** હે રાજા! સૂર્યસમાન પ્રકાશવાળા તે મહાભગવદ્ભક્તોને આવતા જોઇને યજમાન રાજા, કુંડમાંના અગ્નિઓ, ઋત્વિજાદિ બ્રાહ્મણો આ સર્વે ઊભા થયા— તેમને અભ્યુત્થાનરૂપ માન આપ્યું.

**શ્રીએ૦ ટી૦:—**જેમના ચરણારવિંદના નખના પ્રકાશઆગળ કરોડો સૂર્ય ઝાંખા પડી જાય એવા ભગવાન્‌ને જેમણે પોતાના હૃદયમાં ધારણ કર્યા હતા તે નવ યોગેશ્વરોના તેજનો મહિમા અપાર હોય તેની શી વાત કરવી? તેમનાં શરીરોના પ્રકાશપાસે સાક્ષાત્ સૂર્ય પણ ઝાંખા જણાતા હતા. જેમણે પ્રકાશને શોભા આપી હતી તે નવે ઋષભપુત્રો જાણે મૂર્તિમંત ચૈતન્યમય હતા. તેઓ ભગવદ્ભાવના વૈભવરૂપ, ભગવાન્‌ના ખાસ ગૌરવસ્વરૂપ, નવખંડ પૃથ્વીના શણગારરૂપ, નવ નિધિના સારરૂપ, ને નવ રત્નના ભંડારરૂપ હતા. વિશેષ શું કહું? નારાયણ પોતેજ નવ સ્વરૂપ ધારણ કરીને પ્રકટ થયા હતા. આવા પ્રકાશમાન તે નવે યોગેશ્વરોને આવેલા જોઇને આહવનીય, દક્ષિણ ને ગાર્હપત્ય આ ત્રણે અગ્નિઓએ તેમને અભ્યુત્થાનરૂપ–ઉભા થઇને–માન આપ્યું. અગ્નિઓને મૂર્તિમંત થઇને ઊભા થયેલા આ નવ ભગવદ્ભક્તોએ–યોગેશ્વરોએ–જ જોયા. બીજા કોઇને એ રૂપો દેખાયાં નહિ. તે તેજોમય સ્વરૂપોને આવેલાં જોઇને ઋત્વિજો અને આચાર્ય ઊભા થયા. વિદેહદેશના રાજા નિમિ (યજમાન) તો ઝટ ઊભા થઇને ત્વરાથી તેમની સામે ગયા.

તેમણે આ નવ યોગેશ્વરોનાં દર્શનથી અત્યંત સંતોષ પામીને તેમનું સન્માન કર્યું! માથાપરનો મુકુટ ઊતારીને તે નવે જણાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને અતિ આદરપૂર્વક તેઓને યજ્ઞમંડપમાં પધરાવ્યા.

विदेहस्तानभिप्रेत्य नारायणपरायणान् ।
प्रीतः संपूजयांचक्र, आसनस्थान्यथार्हतः ॥

**ભાવાર્થઃ**—વિદેહદેશના રાજાએ આસનઉપર બેઠેલા તે ઋષભપુત્રોને નારાયણપરાયણ જાણીને બહુજ રાજી થઇને તેમની ઘટિત રીતે પુજા કરી.

**શ્રીએ૦ ટી૦:**—તે ઋષભપુત્રો ભગવતપરાયણ છે એમ જાણીને વિદેહદેશના રાજાને ઘણોજ આનંદ થયો, અને બહુ આદરપૂર્વક પોતે તેમની પૂજા કરવા તૈયાર થયા. તેણે શ્રદ્ધાવડે તેમનાં ચરણપ્રક્ષાલન કર્યાં, અને ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, મધુપર્ક ઇત્યાદિ ઉપચારોવડે તેમની યથાવિધિ પૂજા કરી.

तान्रोचमानान्स्वरुचा, ब्रह्मपुत्रोपमान्नव ।
पप्रच्छ परमप्रीतः, प्रश्रयावनतो नृपः ॥

**ભાવાર્થઃ**—પછી અત્યંત પ્રસન્ન થયેલા અને વિનયથી નમેલા તે રાજાએ સ્વપ્રકાશવડે પ્રકાશી રહેલા શ્રીબ્રહ્માના સનકાદિક પુત્રોસમાન તે નવ યોગેશ્વરોને શબ્દોવડે વિનતિ કરી.

**શ્રીએ૦ ટી૦:**—બ્રહ્મવિદ્યાના પ્રકાશવડે તે નવ યોગેશ્વરોનાં શરીરો શોભી રહ્યાં હતાં. તેમની તે સ્વાભાવિક શોભાનું શું વર્ણન કરવું! તેમના હૃદયમાંનું બ્રહ્મજ્ઞાન પરિપકવ થઇને બહાર પ્રકટી રહ્યું હતું. એ બ્રહ્મજ્ઞાનજ એમનું ભૂષણ હતું અન્ય કોઈ લૌકિકભૂષણ તેમનાં અંગોપર નહોતાં. મૂર્ખ મનુષ્યોના અંગોઉપર મુકુટ, કુંડળ, કંકણ ઇત્યાદિ આભૂષણો પહેરાવવામાં આવે તો તે આભૂષણોની શોભાને ઢાંકીને–ઝાંખી પાડીને–તેમનું મૂર્ખપણું બહાર પ્રકટ થાય છે; પણ આ મહાપુરુષોની સ્થિતિ તો તેમના કરતાં ઊલટા પ્રકારનીજ હતી. તેઓ પોતે જ્ઞાનસ્વરૂપ હતા. બ્રહ્મના પૂર્ણપણાવડે તેઓ શોભી રહ્યા હતા. તેમના શરીરનું ભૂષણ એ પૂર્ણત્વજ હતું. બ્રહ્મસાક્ષાત્કારવડે તેમને પ્રાપ્ત થયેલું પૂર્ણત્વ ઇંદ્રિયોદ્વારા શાંતિરૂપે પ્રકટ થઇને ભૂષણરૂપ થઇ રહ્યું હતું તેની આગળ મુકુટઆદિ ભૂષણ તુચ્છ છે. પૂર્વે સનકાદિકોનું વર્ણન કરેલું છે તેમની સાથે તુલના કરતાં બંનેના જ્ઞાનપરિપાકનો વિચાર કર્યો તો બંનેમાં કાંઇ ફરક દેખાયો નહિ. સનકાદિકો અને આ શ્રીઋષભપુત્રોની ગતિ, સ્થિતિ ને શાંતિ સમાનજ હતી, તેથી તે બનેમાં કાંઈ ભેદ નહોતો. તેમના જેવોજ આમનો અનુભવ હતો. બંનેનો પ્રતિપાદન કરવાનો વિષય એકજ હતો. ફક્ત ભેદ એટલો કે સનકાદિક ચાર હતા, અને આ યોગેશ્વરો નવ હતા. તે બનેનું બ્રહ્મજ્ઞાન અને શાંતિ સમાન હતાં, આ વાત નિમિરાજાના લક્ષમાં સંપૂર્ણપણે આવી ગઈ હતી. તેમનું આ પરિપૂર્ણપણું જાણીને અને તેમની સ્થિતિ પ્રત્યક્ષ જોઇને રાજાના મનમાં અત્યંત આનંદ થયો, અને અતિનમ્ર થઇને રાજા કોમળ ને નિર્મળ વાણીવડે એ યોગેશ્વરોને પ્રાર્થના કરવા લાગ્યા. (ચાલુ)

———:૦:———

## સંતપ્રસાદ

[ સંપાદકઃ એક સંતસેવક ]

ભગવાનને આ લોકપરલોકમાં વિરક્તિ પામેલા પુરુષો અત્યંતપ્રિય છે તેવીજ રીતે પવિત્ર પુરુષો પણ ભગવાનને અત્યંતપ્રિય છે; પણ આ પવિત્રતા તે મૃત્તિકા ને જલથી થતી શરીરની ને વસ્ત્રની પવિત્રતા નથી. આ પવિત્રતાનું રહસ્ય સમજવાજેવું છે. એ

પવિત્રતાના નીચેના ચાર પ્રકાર છે:—

**૧: જીવાત્માની પવિત્રતા:**—જીવાત્માને સર્વ અનાત્મપદાર્થથી જૂદો સમજવો, સર્વ અનાત્મપદાર્થોનું વિસ્મરણ કરવું અને ભગવત્સ્વરૂપમાં પોતાના અંતઃકરણની વૃત્તિને વિલીન કરવી. આ જીવાત્માની પવિત્રતા છે. આવી પવિત્રતા મહાપુરુષોએ સંપાદન કરેલી હોય છે. સાધક જ્યાંસુધી આવી રીતની પવિત્રતા મેળવતો નથી, ત્યાંસુધી તે ભગવત્સ્વરૂપમાં અંતઃકરણની વૃત્તિને વિલીન કરવારૂપ ભજનમાં સ્થિત થઈ શકતો નથી.

**૨: હૃદયની પવિત્રતા:**—હૃદયની પવિત્રતા એ બીજી પવિત્રતા છે. હૃદયને મલિન સ્વભાવો દૂર કરી શુદ્ધ કરવું. ઈર્ષ્યા, અભિમાન, પાખંડ, તૃષ્ણા, વૈરભાવ આદિ સર્વ નઠારા સ્વભાવોનો ત્યાગ કરવો, અને સુંદર સ્વભાવો જેવા કે નમ્રતા, સંયમ, ત્યાગ, ધૈર્ય, દયા, ભગવાનનો ભય, એક ભગવાન્‌નીજ આશા, ભગવાન્‌ઉપર પ્રેમ આદિ હૃદયમાં પ્રકટાવી હૃદયની સુંદરતા કરવી એ હૃદયની પવિત્રતા છે.

**૩: ઇંદ્રિયોની પવિત્રતા:**—ઇંદ્રિયોની પવિત્રતા એ ત્રીજી પવિત્રતા છે. ઇંદ્રિયોને પાપમય પ્રવૃત્તિથી દૂર રાખવી ને પુણ્યમય પ્રવૃત્તિથી યુક્ત રાખવી એ ઇંદ્રિયોની પવિત્રતા છે. પરનિંદા, અસત્યભાષણ, અશુદ્ધ આજીવિકા, ચોરી, પરસ્ત્રીભણી કુદૃષ્ટિ કરવી આદિ નઠારાં કર્મોનો ત્યાગ કરવો ને સુંદર કર્મો જેવાં કે ઇંદ્રિયોનો સંયમ, અને સંતપુરુષોની સેવા કરવી ને તેમની આજ્ઞાપ્રમાણે સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરવી. આ પવિત્રતા સાત્ત્વિક મનુષ્યોની પવિત્રતા છે.

**૪: શરીર અને વસ્ત્રની પવિત્રતા:**—શરીર અને વસ્ત્રો સ્વચ્છ રાખવાં એ શરીરની ને વસ્ત્રોની પવિત્રતા ચોથી પવિત્રતા છે. શરીર અને વસ્ત્રોને સ્વચ્છ કરીને ઇષ્ટદેવની પૂજામાં જોડાવું, જપધ્યાન કરવું, ઇષ્ટસ્મરણ કરવું આદિ પવિત્ર કાર્યોમાં જોડાવાય તોજ એ શરીર ને વસ્ત્રની સાચી પવિત્રતા ગણાય.

ઉપર દર્શાવેલી ચાર પ્રકારની પવિત્રતામાંથી મનુષ્યોનો ઘણો ભાગ તો મુખ, શરીર ને વસ્ત્રોની પવિત્રતા રાખવામાંજ લક્ષ આપે છે. પ્રથમ તો આ પવિત્રતા જાળવવી સહેલી છે, ને દેહાભિમાની મનુષ્યોને આ પવિત્રતાથી આનંદ થાય છે. વળી બહિર્મુખ મનુષ્યોનું લક્ષ ઉપર જે હૃદયની તથા ઇંદ્રિયોની પવિત્રતા કહેવામાં આવી છે તે ભણી તો જઈ શકતુંજ નથી; કેમકે એ પવિત્રતા સૂક્ષ્મ હોવાથી તેને બીજાં મનુષ્યો જોઈ શકતાં નથી. હૃદયની પવિત્રતાને તો એક ભગવાન્‌જ જુએ છે.—જોઈ શકે છે. પવિત્રતાનો ડોળ કરનારાં મનુષ્યો તો જે બાહ્યપવિત્રતાને લોકો જુએ છે તે શરીર ને વસ્ત્રની પવિત્રતા સાચવીનેજ લોકદૃષ્ટિમાં પવિત્ર જણાવા પ્રયત્ન કરે છે.

બાહ્ય પવિત્રતા સ્થૂલ હોવા છતાં પણ જો નીચેની ૭ યુક્તિઓસાથે તેનું પાલન થાય તો તે લાભદાતા થાય છે:—

**પ્રથમ યુક્તિ:**—સદ્વિદ્યાનું અધ્યયન કરવું, સંતપુરુષોનાં વચનોનો વિચાર કરવો ને તદનુસાર વર્તવું. પોતાના શરીર અને પોતાનાં સગાંસંબંધીના પોષણમાટે પવિત્ર આજીવિકા સંપાદન કરવાસારુ ઉદ્યોગ કરવો, કે જેથી કોઈની પાસે કાંઈ યાચના કરવાનો કે આશા કરવાનો સમય ન આવે. આવાં કાર્યો છોડીને કેવળ બાહ્યપવિત્રતાભણીજ ધ્યાન આપવામાં આવે તો વિદ્યાધ્યયન, સંતપુરુષોનાં વચનોનો વિચાર, પવિત્ર આજીવિકા સંપાદનમાટેનો ઉદ્યોગ આ સર્વથી જે લાભ થવો જોઈએ તેનાથી વંચિત રહેવાય છે. કેવળ

સત્સંગમાં જવાનો નિશ્ચય કર્યો હોય, અથવા કોઇને અમુક કાર્ય કરવાનું વચન આપ્યું હોય અને બાહ્યપવિત્રતામાં ગુંચવાઈ રહેવાથી તેનું પાલન ન થાય તો સામાને વાટ જોઈ રહેવી પડે તેથી તેને દુઃખ થાય, ને પોતાના વચનનો ભંગ થાય. અન્યને દુઃખ ઉપજાવવું ને પોતાના વચનનો ભંગ થવા દેવો આ ખાસ હાનિ છે; માટે તેથી પણ બચવું જોઈએ.

ઉપર કહેલી રીતે સ્થૂલપવિત્રતા અને ત્રણ પ્રકારની સૂક્ષ્મપવિત્રતાનો ભેદ મોક્ષસાધકે સમજવો જોઈએ. અર્થાત્ સ્થૂલપવિત્રતાનો આગ્રહ છોડી, ઇંદ્રિયોને અશુભકર્મોથી દૂર રાખી તેમને શુભકર્મોમાં પ્રવર્તાવવારૂપ ઇંદ્રિયોની પવિત્રતા, હૃદયના મલિનસ્વભાવો દૂર કરી સુંદરસ્વભાવો પ્રકટાવવારૂપ હૃદયની પવિત્રતા અને સર્વ અનાત્મપદાર્થોથી પૃથક્ કરીને આત્મસ્વરૂપે સ્થિતિરૂપ જીવની પવિત્રતા સંપાદન કરવી એજ સાચા જિજ્ઞાસુનું-મોક્ષસાધકનું-યથાર્થ કર્તવ્ય છે. (ચાલુ)

———:૦:———

## भक्त जयदेव

### [ "પ્રેમીભક્ત"ને આધારે: અનુઃ એક ભક્તપ્રેમી ]

શ્રીકૃષ્ણપરમાત્માના પ્રસિદ્ધ ભક્ત કવિ **જયદેવનો** જન્મ લગભગ પાંચસો વર્ષ પહેલાં બંગાળાના વીરભૂમ જિલ્લામાં આવેલ કેન્દુબિલ્વ નામના ગામમાં થયો હતો. એમના પિતાનું નામ ભોજદેવ હતું અને માતાનું નામ વામાદેવી હતું. આ ભોજદેવ કાન્યકુબ્જથી બંગાળામાં આવેલા પંચબ્રાહ્મણોમાં શ્રીહર્ષના વંશમાંના હતા. તેમનું ગોત્ર ભારદ્વાજ હતું. જયદેવની બાલ્યાવસ્થામાંજ તેમના માતાપિતાનું અવસાન થયું હતું. તેમના પૂર્વસંસ્કાર બહુ ઉંચા હોવાને લીધે તેમણે કષ્ટ વેઠીને પણ ઉત્તમપ્રકારે વિદ્યાભ્યાસ કર્યો હતો. તેમનું હૃદય નિષ્કપટ પ્રેમભાવવાળું હોવાથી ભગવાન્ શ્રીકૃષ્ણપરમાત્માની પરમકૃપા તેમના ઉપર ઊતરી હતી. ભગવાન્‌નું ભજન કરતા કરતા પોતે કોઇપ્રકારે નિર્વાહ ચલાવતા હતા.

એમના પિતાને માથે તેજ ગામના નિરંજનનામના એક બ્રાહ્મણનું કંઇક કરજ હતું. નિરંજને જયદેવની સંસારપ્રતિ ઉદાસીનતા જોઇને અને તેમની સરલસ્વભાવવાળી ભગવદ્ભક્તિ જોઇને તેનો અઘટિત લાભ લેવાનો વિચાર કરી કોઇ પ્રકારે તેનાં ઘરબાર પોતાના કબજામાં લઇ લેવાનો વિચાર કર્યો. તેણે એક દસ્તાવેજ લખીને જયદેવપાસે જઇને તેને કહ્યું:-"જો જયદેવ! તું થયો છે ભક્ત, એટલે રાધાકૃષ્ણનું ભજન કર્યા કરે છે; પણ મારા લેણા રૂપીઆ છે તે તો આપતો નથી. વ્યાજસાથે મારા લેણા રૂપીઆ મને આપી દે. હું તારા રાધાકૃષ્ણ કે ગોપીકૃષ્ણને ઓળખતો નથી. મને તો મારા રૂપીયા આપી દે અથવા આ દસ્તાવેજઉપર સહી કરીને તારા ઘરબારનો કબજો મને સોંપી દે."

જયદેવ તો નિઃસ્પૃહી હતા. તેમને ઘરબારમાં સહજ પણ મમતા નહોતી, તેથી તેજ સમયે દસ્તાવેજઉપર સહી કરી આપી. નિરંજન તો ઘરબારપર કબજો કરવાના હેતુથીજ ત્યાં આવ્યો હતો, એટલે તુરત ઘરબાર કબજે કરી લીધાં. એટલામાં નિરંજનની નાની દીકરી દોડતી દોડતી ઘેરથી આવી અને નિરંજનને કહેવા લાગી કે:-"બાપુ! દોડો, દોડો, જલદી દોડો, આપણા ઘરમાં આગ લાગી છે. સર્વ કાંઈ આગમાં બળી ગયું છે." ભક્ત જયદેવ ત્યાંજ હતા. તેઓ ભગવદ્ભક્ત હોવાથી તેમના મનમાં પોતાનાં ઘરબાર લેનારનું સર્વે બળી ગયું તેથી સામાન્ય મનુષ્યની પેઠે દ્વેષને લઇને "આ ઠીક થયું" એવી વૃત્તિ ન

ઉપજે એ સ્વાભાવિકજ હતું. ઊલટા તેઓ તો નિરંજનના ઘરમાં આગ લાગ્યાના ખબર સાંભળતાંની સાથે દોડતા દોડતા એકદમ નિરંજનને ઘેર પહોંચ્યા, અને ભડભડાટ બળતી અગ્નિની લાલ જ્વાળાઓમાં પેઠા. ભગવદ્‌ભક્તિનો મહિમા અદ્ભુત છે! જયદેવ ઘરમાં પેઠા કે તુરતજ અગ્નિ શાંત થઇ ગયો. આગ લાગી એ વાત તો જાણે સ્વપ્નસમાનજ થઇ ગઇ! ભક્તને માટે શું અશક્ય છે? સંતશિરોમણિ ભક્તકવિ તુલસીદાસજી મહારાજ કહે છે તેમ

"गरल सुधा रिपु करै मिताई, गोपद सिंधु अनल सितलाई॥"

ભગવદ્‌ભક્તમાટે વિષ અમૃત થઇ જાય છે, શત્રુ મિત્ર થઇ જાય છે, સાગર ગાયના પગલા-જેટલો થઇ જાય છે અને અગ્નિ શીતલ થઇ જાય છે.

જયદેવની આ અલૌકિક શક્તિ જોતાં નિરંજનનું હૃદય ભરાઈ આવ્યું ને નેત્રોમાં અશ્રુ આવ્યાં. પોતાના અઘટિત કાર્યમાટે નિરંજન પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને જયદેવના ચરણમાં પડ્યો. જયદેવની સહી કરાવેલો દસ્તાવેજ ફાડી નાંખી કહેવા લાગ્યો કેઃ—"દેવ! મારો અપરાધ ક્ષમા કરો. મેં લોભને વશ થઇને થોડા પૈસામાં તમારાં વધારે કિંમતનાં ઘરબાર જાણી જોઇને બદદાનતથી છીનવી લીધાં હતાં. આજ જો તમે ન હોત તો મારું સર્વસ્વ અગ્નિમાં ભસ્મ થઈ જાત. ધન્ય છે તમને! હું તો તમારી ભગવદ્‌ભક્તિની હાંસી કરતો હતો, પણ આજ હું જોઈ શક્યો કે ભગવદ્‌ભક્તિનું સામર્થ્ય અલૌકિક છે! એ ભક્તિના પ્રભાવથી તમે મારા પ્રતિ સહજ પણ દ્વેષ કે અપકારદૃષ્ટિ ન લાવતાં ઊલટા મારી રક્ષાને માટે પ્રવૃત્ત થયા!"

તે દિવસથી નિરંજનનું હૃદય શુદ્ધ થયું અને તે જયદેવના સંગનો લાભ લઇને ભગવાનના ભજનકીર્તનમાં કાળ નિર્ગમન કરવા લાગ્યો.

પોતાના ઉપર ભગવાનની આવી કૃપા છે એમ સમજતાં જયદેવનું હૃદય વિશેષ દ્રવીભૂત થયું, ને ભગવદ્‌ભક્તિમાં અંતઃકરણ વિશેષ સંલગ્ન થયું. તેમણે ઘરબાર છોડીને શ્રીપુરુષોત્તમક્ષેત્ર-શ્રીજગન્નાથપુરી-જવાનો વિચાર કર્યો. તે પોતાના ગામના પરાશરનામના બ્રાહ્મણને સાથે લઈને શ્રીજગન્નાથપુરી જવા માટે રવાના થયા. જયદેવ ભગવાનનું ભજન-કીર્તન કરતા કરતા આનંદમગ્ન થઇને ચાલ્યા જાય છે. સાથે કંઈ ભાતું તો હતું નહિ. હતું મુખમાં એક શ્રીભગવાનનું પવિત્ર મધુરું નામ અને હૃદયમાં શ્રીભગવાનની મધુરી ઝાંખી! એક દિવસ રસ્તામાં ઘણે દૂરસુધી ચાલતાં ક્યાંઇ પાણી ન મળ્યું. ગરમી પણ આકરી હતી. તૃષાથી વ્યાકુળ થઇને જયદેવ જમીનઉપર પડી ગયા. શરીરનું ભાન ન રહ્યું. મૂર્છા આવી ગઈ. આવી અવસ્થામાં ભક્તવાંછાકલ્પતરુ ભગવાન્ પોતે ગોપાલ બાલકના વેષમાં પધાર્યા અને જયદેવને કપડાથી પવન નાંખવા લાગ્યા તથા જાગૃતિમાં લાવી પાણી તથા મધુર દૂધ પાયું. ત્યારપછી શ્રીજગન્નાથપુરીનો માર્ગ બતાવીને તેમને ત્યાં પહોંચાડી દીધા. જયદેવ અને તેમના સાથી પરાશર ભગવાનને તેમના ગુપ્તવેશમાં ઓળખી ન શક્યા. પુરી પહોંચાડ્યા પછી જ્યારે ભગવાન્ અંતર્ધાન થઈ ગયા ત્યારે જયદેવ તેમની શોધ કરવા લાગ્યા, પણ ક્યાંઇ પત્તો લાગ્યો નહિ, ત્યારે જયદેવને લાગ્યું કે જરૂર એ ભગવાનજ હશે! તેમને બહુજ પશ્ચાત્તાપ થયો, પણ હવે શું બને?

જયદેવજી પ્રેમમાં મગ્ન થઇને શ્રીકૃષ્ણભગવાનના નામનું ગાન કર્યા કરતા હતા. અકસ્માત્ એક દિવસ ભાવાવેશમાં તેમના જોવામાં આવ્યું કે,—આસમાની રંગના પર્વતોની પંક્તિ છે, તેની નીચે ખળખળાટ કરતી યમુનાનદી વહી રહી છે, યમુનાના કિનારાપર

કદંબવૃક્ષની નીચે મુરલીમનોહર શ્રીકૃષ્ણ હાથમાં મુરલી લઇને ઊભા છે ને મંદ મંદહાસ્ય કરી રહ્યા છે! આ દર્શન થતાંની સાથેજ જયદેવજીના હૃદયમાંથી કાવ્યધારા સ્ફુરવા લાગી, કે જે અનુક્રમે "ગીતગોવિંદ" નામે શ્રીજયદેવજીના કાવ્યરૂપે પ્રસિદ્ધ છે. જેમ શ્રીકૃષ્ણપ્રભુના જીવનસંબંધે તેમણે અષ્ટપદીઓ લખી સ્તુતિ કરી છે, તેમ શ્રીરામચંદ્રપ્રભુના જીવનસંબંધે પણ અષ્ટપદીઓ લખીને તેમની સ્તુતિ કરી છે.

કહેવાય છે કે જયદેવજીને અહીં શ્રીભગવાન્‌ના દશે અવતારોનાં પ્રત્યક્ષ દર્શન થયેલાં અને ત્યારપછી જયદેવજીએ **"जय जगदीश हरे"** આ ટેક લગાડીને ભગવાન્‌ના દશે અવતારોની અનુક્રમે સ્તુતિ કરી.

પછી પરાશરને સાથે લઇને જયદેવજી ભગવાન્ શ્રીજગન્નાથજીનાં દર્શન કરવા ગયા. ભગવાન્‌નાં દર્શન કરીને તેમને બહુજ આનંદ થયો. તેમનું હૃદય આનંદથી પ્રફુલ્લ થઈ ગયું. તેઓ શ્રીપુરુષોત્તમક્ષેત્રમાં—શ્રીજગન્નાથપુરીમાં—એક સંન્યાસીની પેઠે રહેવા લાગ્યા. તેમણે રહેવામાટે કોઈ ચોક્કસ સ્થાન રાખ્યું નહોતું. બહુધા તેઓ વૃક્ષની નીચેજ રહેતા અને ભિક્ષાવડે ક્ષુધાની નિવૃત્તિ કરતા હતા. રાતદિવસ પ્રભુનું ધ્યાન, ચિંતન અને ભગવદ્‌ગુણાનુવાદ કર્યા કરવાં એજ એમના જીવનનું મુખ્ય કાર્ય હતું.

ઓરીસાપ્રાંતમાં સુદેવનામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તેને કંઈ સંતાન નહોતું. સ્ત્રીની ઇચ્છાથી તેણે શ્રીજગન્નાથભગવાન્‌પાસે પુત્રપ્રાપ્તિની યાચના કરી અને સાથે વિનતિ કરી કે:—"હે પ્રભો! અમને જે પ્રથમ સંતાન થશે તેને અમે આપની સેવામાં અર્પણ કરી દઇશું." ભગવાન્‌ની કૃપાથી યોગ્ય સમયે તેને ત્યાં એક કન્યાનો જન્મ થયો. ત્યારપછી અમુક પુત્રોનો જન્મ થયો. કન્યાનું નામ પદ્‌માવતી હતું. કન્યા જ્યારે દશબાર વર્ષની થઈ ત્યારે શ્રદ્ધાળુ માતાપિતાએ પુરીમાં આવીને તેને શ્રીજગન્નાથભગવાન્‌ને અર્પણ કરી દીધી. રાત્રે ભગવાને સુદેવને સ્વપ્નમાં આજ્ઞા કરી કહ્યું કે:—"પદ્‌માવતીને મેં સ્વીકારી છે. હવે હું તમને આજ્ઞા કરું છું કે તમે અહીં મારો પરમભક્ત જયદેવ રહે છે તેની સાથે પદ્‌માવતીનાં લગ્ન કરો." સુદેવે આ વાત પોતાની પત્નીને કહી.

પછી ભગવાન્‌ની આજ્ઞા સમજીને એ બ્રાહ્મણદંપતી કન્યાને સાથે લઇને વૃક્ષનીચે બેસી ભગવત્કીર્તન કરતા જયદેવજીની પાસે આવ્યાં, અને તેમને ભગવાન્‌ની આજ્ઞા કહી સંભળાવી. તેના ઉત્તરમાં જયદેવજીએ બહુજ આશ્ચર્ય અને ખેદસાથે કહ્યું: "મહારાજ! હું ઘરબારવિનાનો એક ભિખારી છું. હું કન્યાદાનને પાત્ર નથી. હું વિવાહ કરવા ઇચ્છતો નથી." બ્રાહ્મણદંપતીએ તેમને કહ્યું: "અમે શ્રીભગવાન્‌ની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતાં નથી. અમે તો આ પદ્‌માવતીને આપને આપી ચૂક્યાં છીએ. જ્યારે સાક્ષાત્ શ્રીજગન્નાથભગવાને પોતે આ કન્યાને આપને આપવાની આજ્ઞા કરી છે ત્યારે અમે તેમની આજ્ઞાનો ભંગ કેમ કરી શકીએ? આ કન્યા આપની પાસે રહેશે." આમ કહીને સુદેવ પોતાની પુત્રીને કહે છે: "હે પુત્રિ! આ તારા પતિ છે. તારે તે સર્વદા પૂજવાયોગ્ય છે. પતિસેવાપરાયણ સ્ત્રી અવિનાશી સુખને મેળવે છે." પુત્રીને આમ કહીને સુદેવ પોતાની સ્ત્રીસહિત ઘેર ગયો. પદ્‌માવતી ત્યાં જયદેવજીસાથે રહી. જયદેવજી તેને કહે છે: તારાં માતાપિતા ગયાં. તેમના વિના તું વનમાં એકલી કેવી રીતે રહી શકીશ? તેના ઉત્તરમાં પદ્‌માવતી બોલી: ભગવન્! આપ આ શું બોલો છો? મારાં માતાપિતા મને આપને આપી ગયાં છે, એટલે હું આપની છું. આપના ઉપર

અત્યંત પ્રીતિ રાખનારી ને નિર્દોષ મને આપ તજી દેશો તો હું શું કરી શકીશ? છતાં હું તો આપની સાથેજ હોવાથી હું એકલી ક્યાં છું? પદ્માવતીનાં વચન સાંભળીને જયદેવજી પણ વિચાર કરવા લાગ્યા: આનું કહેવું ખરું છે. એને હું તજીશ તો મને મોટો દોષ લાગશે, તેથી મારે એને સાથે લઈ એના પિતાને ઘેર જવું જોઇએ, ને શાસ્ત્રવિધિપૂર્વક તેની સાથે લગ્ન કરવું જોઇએ. પછી તેમણે પદ્માવતીને કહ્યું: મારી સાથે ચાલ. આપણે તારા પિતાને ઘેર જઈને વિધિથી પાણિગ્રહણ કરીએ. પદ્માવતીએ કહ્યું: આપની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે એમ મારા પિતાએ મને કહ્યું છે; માટે ચાલો. બંને ગયાં ને ત્યાં વિધિથી વિવાહ કર્યો.

ગૃહસ્થ થયેલા જયદેવજી કેટલાક સમયપછી પતિવ્રતા પદ્માવતીને સાથે લઇને પોતાના કેન્દુબિલ્વનામના ગામમાં પાછા આવ્યા. ત્યાં ભગવાન્ શ્રીરાધામાધવની યુગલમૂર્તિની પ્રતિષ્ઠા કરીને બંને જણ તેમની સેવામાં જોડાઇ ગયાં.

જયદેવજી કેટલોક સમય કેન્દુબિલ્વમાં રહીને પછી યાત્રામાટે નીકળ્યા. માર્ગમાં એક રાજાએ એમનું ઘણુંજ મન્માન કરીને તેમને પોતાને ત્યાં રાખ્યા. ત્યાંથી નીકળતી વખતે રાજાએ જયદેવજીની ઇચ્છા નહિ છતાં પણ આગ્રહ કરીને તેમને ઘણું ધન આપવા માંડ્યું. જયદેવજીએ રાજાને કહ્યું: "રાજન્! ભગવત્પ્રેમની પ્રાપ્તિ ઇચ્છનારા મનુષ્યમાટે ધન-રત્ન વિષસમાન છે. ધન મનુષ્યને મદાંધ કરી દે છે, અને ધનને નિમિત્તેજ લોકોમાં લોભ તથા પરસ્પર રાગદ્વેષ થાય છે, માટે અનર્થના કારણરૂપ આ ધનને હું ઇચ્છતો નથી." પણ રાજાએ કોઇ રીતે માન્યું નહિ. ત્યારે જયદેવજીએ પોતાના મનને મારીને રાજાની પ્રસન્નતામાટે નિઃસ્પૃહ અને નિર્મમભાવથી કેટલુંક ધન સાથે લીધું, અને પોતાના ગામભણી જવા વિદાય થયા.

જેમ સડેલા માંસપર શિયાળ ને ગીધ ટાંપી રહે છે, તેમ ધનની પાછળ લોભી મનુષ્યો ટાંપી રહે છે. કેટલાક લૂટારાને જયદેવજી ધન લઇને જાય છે એવી ખબર પડતાં તેઓ તેમની પાછળ પડ્યા. સરલ હૃદયી જયદેવજી રસ્તામાં ભગવદ્ભજનની મસ્તીમાં ચાલ્યા જતા હતા. ભગવત્પ્રેમમાં મસ્ત જયદેવજીની પાસે લૂટારાઓએ ધન માગ્યું હોત તો તેઓ જરૂર પ્રસન્નતાપૂર્વક તેમને તે ધન આપી દેત; પણ લૂટારાઓ તો પોતાની યોગ્યતાપ્રમાણે સમજવાળા હોવાથી માનતા હતા કે કોઇ મનુષ્ય પોતાનું ધન સહજ-સ્વભાવે કોઇને આપી દેતો નથી. બળાત્કારથી પડાવીએ તોજ છોડે. આમ વિચારીને લૂટારાઓએ જયદેવજીને વશ કરવામાટે એક યુક્તિ શોધી કાઢી. લોભ મનુષ્યના વિવેકનો નાશ કરીને તેને રાક્ષસ બનાવી દે છે. લૂટારાઓ હતા તો મનુષ્ય; પણ લોભે તેઓને રાક્ષસ બનાવી દીધા. તેઓએ પાછળથી મારો કરીને જયદેવજીને નીચે પાડી નાંખ્યા, અને જોતજોતામાં તેમના હાથપગ કાપીને તેમને એક કૂવામાં ફેંકી દીધા. જયદેવજીપાસેના અનિત્ય ધનની પોટલીમાંથે પોતાના માથાપર મહાન્ દુઃખના કારણરૂપ ભયંકર પાપની ગાંસડી લઇને લૂટારાઓ પોતાના કાર્યમાટે અભિમાન કરતા કરતા ત્યાંથી ચાલ્યા ગયા.

એ કૂવામાં બીલકુલ પાણી નહિ હોવાથી જયદેવજીને ડુબવાનું તો નહોતું, પણ ભગવત્કૃપાથી તેમના શરીરને કોઇ પણ સ્થળે ચોટ પણ નહિ લાગતાં તેમનું રક્ષણ થયું. "जाको राखे सांइयाँ, मार सके नहि कोय।" (જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે?)

## शास्त्रनवनीतम्

[ સંગ્રાહક એક નવનીતપ્રિય ]



ब्रह्मवेत्ता मुनि कोण ?

वाचो वेगं मनसः क्रोधवेगम्,
विधित्सावेगमुदरोपस्थवेगम् ।
एतान्वेगान् यो विषहेदुदीर्णां-
स्तं मन्येऽहं ब्राह्मणं वै मुनिं च ॥ महा० शांतिपर्व.

જે મનુષ્ય વાણીનો વેગ, મનનો વેગ, ક્રોધનો વેગ, કામ કરવાની ઇચ્છાનો વેગ, ઉદરનો વેગ અને ઉપસ્થનો વેગ આ બલવાન્ ૭ વેગોને સહન કરે છે–તેને વશ થતો નથી, પણ ઊલટા પોતાને વશ વર્તાવે છે-તે મનુષ્યને હું બ્રહ્મવેત્તા મુનિ સમજું છું મુનિ થવા ઇચ્છના બ્રાહ્મણે તો આ વાતઉપર ખાસ ધ્યાન આપવાનું છે

सुखी योगी कोण?

शक्नोति हैव यः सोढुं, प्राक् शरीर-विमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥ गीता.

જે મનુષ્ય કામ અને ક્રોધના વેગને શરીરમાંથી બહાર નીકળતાં પહેલાંજ સહન કરે છે—અંતરજ શમાવી દે છે-તે મનુષ્ય સુખી છે ને તે યોગી છે.

फकीर कोण ?

फणीशभूपाङ्घ्रिनिविष्टचेताः,
कीटादिषु ब्रह्ममतिप्रकाशी ।
रक्षार्थभिक्षार्थविवर्णवाला,
निगद्यतेऽसौ कविभिः फकीरः ॥ एक संत.

મોટા સર્પો જેમને આભૂષણરૂપ છે એવા આશુતોષ શ્રીશંકરભગવાનના ચરણારવિંદમાં પ્રીતિ રાખનારા, કીટથી માંડીને બ્રહ્માસુધીમાં બ્રહ્મદૃષ્ટિથી જોનારા, અને શરીરની રક્ષા તથા ભિક્ષામાટે સાદો વેષ ધારણ કરનારા પુરુષને વિદ્વાનોએ ફકીર કહેલ છે.

आवा संतो केटला हशे ?

मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा-
स्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।
परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यम् ।
निजहृदि विकसंतः सन्ति सन्तः कियन्तः ॥ भर्तृहरि

જેમનાં મન, વાણી અને શરીરમાં પુણ્યરૂપી અમૃત ભરેલું હોય, જેઓ ત્રણે ભુવનોનું હિત કરવામાં સદા પ્રસન્ન રહેનારા હોય, બીજાના નાનામાં નાના ગુણોને પર્વત-જેવડા મોટા માનીને નિત્ય પોતાના હૃદયમાં પ્રફુલ્લિત રહેતા હોય, આવા સંતપુરુષો વિશ્વમાં કેટલાક હશે? અર્થાત્ આવા પુરુષો બહુજ વિરલ હોય છે. (ચાલુ)

——:o:——

## वैष्णव कोण ?

( રાગ–આશાવરી )

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે;
હરિજન નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘુમે. ટેક.
હરિજન જોઈ હૈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામ ચટકી નથી પટકી, ક્રોધે લોચન રાતાં. વૈષ્ણવ૦ ૧
તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈષ્ણવ૦ ૨
પરદુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન 'હું હું' કરતો. વૈષ્ણવ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટચો છે નહિ;
કહેણી તેવી રહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કહેની. વૈષ્ણવ૦ ૪
ભજવાની રુચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતતણી આશા છે જહાંલગી, જગત ગુરુ તું દાસ. વૈષ્ણવ૦ ૫
મનતણો ગુરુ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે;
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈષ્ણવ૦ ૬

———:о———

## जोगी कोण ?

( રાગ–સારંગ )

જડ ભરતની જાતના, જોગી જે જગમાંય જી;
ઇંદ્રિયમનની ઉપરે, રહે શત્રુ સદાય જી. ટેક.
વિકળ ન થાયે વિષયમાં, રહે પર્વતપ્રાય જી;
ધરમ ધીરજ મૂકે નહિ, ભલે મસ્તક જાય જી. જડ૦ ૧
આઠે પહોરમાં એક ઘડી, નવ આને નિજ દેહ જી;
તેના સુખસારુ શું કરે, ઉપાય નર એહ જી? જડ૦ ૨
હરિ-ઇચ્છાએ હેરે ફરે, કરે જીવનો ઉદ્ધાર જી;
જેને મળે એવા જોગીઆ, પામે તે ભવપાર જી. જડ૦ ૩
એવા જોગીને આવી મળે, જાણ્યે અજાણ્યે જન જી;
નિષ્કુળાનંદ કહે એ નરને, પળમાં કરે પાવન જી; જડ૦ ૪

———

## विरला कोण ?

મન સવારી સબપર કરે, મનપર કરે ન કોય;
જો સવારી મનપર કરે, ઐસા વિરલા કોય. ૧

———:о:———

# अमारी सेवायात्रा

[ લેખકઃ શ્રી. ભાઈશંકર ધનજી દવે. ]

(૨)

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે અમો શ્રીઆનંદાશ્રમ–બીલખામાં આવ્યા, ને શ્રીગીતા-જયંતી અને શ્રીદત્તજયંતીના શ્રીસદ્ગુરુપૂજનનો લાભ લીધો. પછી માગશરવદિ ૧ ગુરુવારે આનંદાશ્રમમાંથી પ્રચારાર્થે મેંદરડા જવા રવાના થયા. આ વેલા હું, શ્રી દયાળસિંહજીભાઈ ને શ્રી. કરશનજીભાઈ એમ અમો ત્રણ જણ હતા. સાથે પૂજ્યપાદ કૃપાનાથનાં પૂજ્ય છબીજી ને પાદુકાજી તથા પ્રચારનું માહિત્ય, વિભૂતિ એ પણ હતું. મેંદરડામાં પૂજ્યપાદ કૃપાનાથ પધારેલા એટલે અમારેમાટે એ તીર્થ પણ હતુ. ત્યાં નામદાર દરબાર શ્રીરાવતવાળા સાહેબના ગઢમાં મુકામ કર્યો. તેઓ સાહેબે કરેલી વ્યવસ્થાપ્રમાણે તેમના વહિવટદારે અમારામાટે ઊતારા ભોજનાદિની યોજના કરી. પ્રવાસમાં આનંદાશ્રમોના ટ્રસ્ટડીડમાં પૂજ્યપાદ કૃપાનાથે કરેલી આજ્ઞાનુસાર કોઈના તરફથી ખાસ કાંઈ ન લેવાનો નિયમ રાખ્યો હતો. સાદા ભોજન-નીજ યોજના રાખી હતી. ભોજનાદિથી પરવારી અમે ત્રણે તાલુકાસ્કૂલમાં ગયા. ત્યાં નિશાળના વિદ્યાર્થીઓસમક્ષ પ્રથમ શ્રી કરશનજીભાઈએ વિદ્યાર્થીઓના ધર્મસંબંધે વિવેચન કર્યું. ત્યારપછી મેં ॐ सहनाववतु० એ મંત્રથી મંગલાચરણ કરી વિદ્યાર્થીઓપ્રતિ યથા-શક્તિ બે વચનો કહ્યાં. તેમાં વિદ્યાર્થીઓએ નિત્ય માતાપિતાને અને ઇષ્ટદેવને નમન કરવાઉપર પ્રથમ ભાર મૂક્યો હતો. પછી સર્વધર્મના બાળકોને પોતપોતાના સંપ્રદાયપ્રમાણે મંદિરઆદિમાં દર્શને જવાનું કહ્યું હતું, અને નિશાળમાં વિદ્યાર્થીબંધુઓસાથે ભ્રાતૃભાવ રાખી વર્તવું એવી પણ સૂચના આપી હતી. પછી શ્રી. દયાળસિંહજીએ શ્રીઆનંદાશ્રમનો પરિચય આપી વિદ્યાર્થીઓને શિક્ષણસંબંધે કહેવાની શરુઆત કરતાં કહ્યું કે સાચું શિક્ષણ કે સાચી વિદ્યા તેજ કે જે મનુષ્યને બંધનમાંથી મુક્ત કરે-"सा विद्या या विमुक्तये॥" વિદ્યાર્થીઓએ પોતાની શરીરશક્તિને વ્યાયામવડે ખીલવવી જોઈએ, ને તેમાટે બ્રહ્મચર્યપાલનની મુખ્ય આવશ્યકતા છે. ઈત્યાદિ આવશ્યક વાતો કહી

પછી રાત્રે દરબારગઢમાં ગામના ચોર્યાશીજ્ઞાતિના બ્રાહ્મણોસાથે બ્રહ્મકર્મ, ઉપાસના ને જ્ઞાનસંબંધી ચર્ચા કરી, અને પાઠશાળાના વિદ્યાર્થીઓના અભ્યાસની તપાસણી કરી. આ કાર્યમાં શ્રી. ચંપકલાલ મૂળશંકર ઠીક રસ લે છે. બ્રાહ્મણો આગળ કાંઈ ખાસ કહેવું જોઈએ તેથી મેં "ब्राह्मणस्य देहोऽयं क्षुद्रकामाय नेष्यते। कृच्छ्राय तपसे चैव प्रेत्यानंतसुखाय च॥" (બ્રાહ્મણનું આ શરીર ક્ષુદ્ર વિષયોપભોગમાટે નથી, પણ જીવનાંસુધી તપ કરવામાટે અને ધાર્મિક સદાચાર પાલનમાટે વેઠવામાં આવતાં કષ્ટો સહન કરવામાટે છે, તથા આ શરીર છોડીને અનંતસુખરૂપ પરમાત્મપદની પ્રાપ્તિમાટે છે.) આ શ્લોકથી આરંભ કરી યથાશક્તિ પ્રસંગાનુકૂલ વિવેચન કર્યું.

એક દિવસ અંજાર–કચ્છના શ્રીમુંડીઆબાવાના નામથી પ્રસિદ્ધ સંતનાં શિષ્યા માતાજી શ્રીરત્નગિરિજીના આશ્રમમાં દર્શને ગયા હતા. આશ્રમની સુંદરતા ને સુવ્યવસ્થા જોઈ અમોને સંતોષ થયો. ત્યાં શ્રીભીડભંજનમહાદેવનાં પણ દર્શન કર્યાં. સંતશ્રી મુંડીઆબાવાની તુંબડીના દર્શનનો લાભ પણ મળ્યો. ત્યાં એક પોપટ હતો. કહે છે કે તે પણ શ્રીમુંડીઆમહારાજજીના સમયનો છે. સંતનો પોપટ–પણ સંતના રંગથી રંગાયેલો હોય એ સાહજિક છે. તેનું પાંજરૂં અમારી પાસે મૂકતાં "મીઠુ રામ, મીઠુ રામ, મીઠુ રામ

એમ ઉચ્ચારવા લાગ્યો. કહે છે કે કોઈ અનધિકારી મનુષ્ય આવે તો તે પોપટ "ચાલી જા, ભાગી જા" એમજ બોલ્યા કરે છે. એક વખત સાંજના માતાજીના આશ્રમમાં તેમનાં સત્સંગી બહેનો તથા ગામના કેટલાક બંધુઓસમક્ષ ધાર્મિક ચર્ચા કરી. અહીં ખાસ કરીને બહેનોનો વર્ગ વધારે હતો તેથી સ્ત્રીઓનાં ધાર્મિક કર્તવ્યોસંબંધી વાતો કરી, અને પ્રસંગાનુસાર સતી સ્ત્રીઓનાં તથા ગાર્ગી, સુલભા, મૈત્રેયી આદિ બ્રહ્મવાદિની સ્ત્રીઓનાં વચ્ચે વચ્ચે ઉદાહરણો આપી વિષય પૂરો કર્યો.

એક દિવસ કન્યાશાળા અને મીડલસ્કૂલમાં પણ ભિન્નભિન્ન વખતે જઈને કન્યાઓ-માટે તેને ઘટિત માતાપિતાની સેવા, ગૃહકાર્યમાં ચતુરાઈ, સ્વચ્છતા આદિ પ્રસંગને અનુકૂલ વાતો કરી, તથા મીડલસ્કૂલમાં વિદ્યાર્થીઓસમક્ષ ઉચિત શબ્દો કહ્યા.

એક વખત નદીકિનારે આશ્રમ બાંધીને રહેતા પૂજ્ય બ્રહ્મચારીશ્રી કૃષ્ણચૈતન્યજીના દર્શને ગયા. ત્યાં તેમણે બનાવરાવેલી ગુફાઓ પણ જોઈ. ગુફામાં પૂજ્યપાદ કૃપાનાથનાં અને આશ્રમમાં શ્રીભથેશ્વરમહાદેવનાં દર્શનનો લાભ લીધો. બ્રહ્મચારીજી વિદ્વાન, સુયોગ્ય અને યોગસાધનપરાયણ છે, તથા વિદ્યાર્થીઓને આશ્રમમાં આશ્રય આપી વિદ્યાધ્યયન પણ કરાવે છે. પોતે પૂજ્યપાદ કૃપાનાથના દીક્ષિત પણ છે.

ત્યાંથી એક દિવસ **આલિંદ્રા** ગામે ગયા. આ ગામ ના. દરબારશ્રી અમરૂવાળા સાહેબનું છે. અમો નિશાળમાં ગયા. ત્યાં વિદ્યાર્થીઓસમક્ષ તેમને યોગ્ય કર્તવ્યની વાતો કરી. આલિંદ્રામાં એક પૂજ્ય બ્રહ્મચારી મહારાજ રહે છે તેમ સાંભળતાં તેમના દર્શને ગયા. બ્રહ્મચારીમહારાજ તપસ્વી, યોગી ને વિદ્વાન્ છે. આંગ્લભાષાના પણ ઠીક જ્ઞાતા જણાયા. શરીર કર્ણાટકી બ્રાહ્મણ. ના. દરબારશ્રીએ તેમને માટે એક આશ્રમ બંધાવી આપેલ છે. આશ્રમમાં ગુફા પણ છે. પોતે ૭ કલાક બહાર રહે છે. સિવાય બધો સમય ગુફામાંજ નિવાસ કરે છે. આશ્રમમાં એક શિવાલય છે. પોતે શ્રીગોવર્ધનપર્વતમાંથી એક પત્થર શ્રીકૃષ્ણપ્રભુના સ્મરણરૂપે લાવ્યા છે તેની પણ પૂજા કરે છે ને "શ્રીકૃષ્ણ-શરણં મમ" નો ઉચ્ચાર કરતા રહે છે. અમે શિવાલયમાં શ્રીશિવજીનાં તથા શ્રીકૃષ્ણપ્રભુના સ્મરણદાયક શ્રીગોવર્ધનના પ્રસાદનાં પણ દર્શન કર્યાં. બ્રહ્મચારીજી પૂજ્યપાદ કૃપાનાથની સંનિધિમાં આનંદાશ્રમમાં રહી ગયેલા એમ તેમની સાથેની વાતચીતથી જણાયું. વાતમાં પ્રસંગોપાત્ તેઓ પૂજ્યપાદશ્રીના યોગવિદ્યાના અગાધજ્ઞાનની પ્રશંસા કરતા હતા. અમે એકથી વધારેવાર કંઇક ઉપદેશ આપવા વિનતિ કરતાં પંદરેક મિનિટ ઉપદેશામૃતનું પાન કરાવ્યું. ઉપદેશમાં શ્રીઉપનિષદો, શ્રીવેદાંતદર્શન, શ્રીમદ્ભગવદ્ગીતા આદિનાં પ્રમાણો પણ વચ્ચે વચ્ચે આવતાં હતાં. તેમણે સંધ્યાઉપર ભારમૂકી તે નિત્ય કરવાની આવશ્યકતા દર્શાવી હતી. પછી સ્વહસ્તે અમોને પ્રસાદ આપ્યો. પ્રસાદ લઇ, વંદન કરી અમો ઊઠ્યા, ને પાછા મેંદરડા આવ્યા.

મેંદરડામાં શ્રી. ચંપકલાલભાઇએ તથા શ્રી. મયારામભટ્ટે પોતપાતાને ઘેર પૂજ્યપાદ કૃપાનાથની પધરામણી કરાવી સર્વ કુટુંબને દર્શનનો લાભ આપ્યો હતો.

અહીં શ્રી. ચંપકલાલભાઇ, શ્રી. ડોક્ટર સાહેબ, શ્રી. વહીવટદાર સાહેબ આદિ બંધુઓએ અમારા પ્રચારકાર્યમાં સારી સહાનુભૂતિ આપી હતી. (ચાલુ)

:o:

# श्रीआनंदाश्रम-समाचार

## [ પૌષ-માઘ-માસ ]

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ** પૌષ માસમાં મકરસંક્રાંતિને દિવસે તથા માઘમાસમાં શ્રીમહાશિવરાત્રિને દિવસે શ્રીઆનંદાશ્રમવાસીઓએ એકત્ર મળીને પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

**મુખ્યભેટઃ** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છેઃ—

રૂા. ૫૧-૦-૦ શ્રી. પીરોજશાહ એરચશાહ હાયવાય, ડૉક્ટર. માહીમ-મુંબાઈ. **ડરબન-નાતાલથીઃ** રૂા. ૪૧-૧૧-૬ શ્રી. પુરુષોત્તમ વલ્લભ. રૂા. ૪૧-૧૧-૬ શ્રી. દુર્લભ વલ્લભ રૂા. ૧૩-૧૪-૬ શ્રી. ભીખાભાઈ પુરુષોત્તમ. રૂા. ૧૩-૧૪-૬ શ્રી. ભગવાનદાસ દુર્લભ. રૂા. ૧૩-૧૪-૬ શ્રી. કલ્યાણ દયારામ. રૂા. ૧૩-૪-૦ શ્રી. જમનાદાસ પુરુષોત્તમ. રૂા. ૧૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ** શ્રી. પુરુષોત્તમ વલ્લભ, ડરબન-નાતાલ, એમના તરફથી લઘુરુદ્ર બે, શ્રી. હરિલાલ હરકીશનદાસ-મુંબાઈ એમના તરફથી લઘુરુદ્ર એક, તથા મુંબઈનિવાસી એક સેવકતરફથી રુદ્રાભિષેક બે. શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર, એમના તરફથી રુદ્રાભિષેક એક કરાવવામાં આવ્યા હતા.

**મહારુદ્રયાગઃ** મુંબઈથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના અનન્યભક્ત શ્રી. પીરોજશાહ એરચશાહ હાયવાય, ડૉક્ટર એમના તરફથી રૂા. ૫૦૦) પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની સેવામાં ભેટ આવ્યા હતા. તેમાંથી તેમની ઇચ્છાપ્રમાણે એક પાઠાત્મક મહારુદ્રયાગ (તદંગભૂત હોમસહિત) આનંદાશ્રમના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ આદિદ્વારા પોષસુદિ ૧ થી ૫ સુધી કરાવવામાં આવ્યો હતો.

**ભોજન અને થાળઃ** આ માસમાં નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવાઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાંઃ—

રૂા. ૭-૮-૦ શ્રી. સુરતરામ અંબાઈદાસ વમાવડા (વિદ્યાર્થીઓનું ભોજન.) રૂા. ૧૦-૦-૦ શ્રી. જટાશંકર ભાણજીતરફથી પોતાના સદ્‌ગત પુત્ર પ્રભુલાલના આત્મકલ્યાણાર્થ (વિદ્યાર્થીઓનું ભોજન ને બે થાળ.) રૂા. ૮૬-૩-૩ શ્રી. પીરોજશાહ એરચશાહ ડૉક્ટરતરફથી ચાર ભોજન વિદ્યાલયના વિદ્યાર્થીઓ ને ઋત્વિજોનાં, તથા એક ભોજન વિદ્યાલયના ને પાઠશાળાના વિદ્યાર્થીઓસહિત સર્વે આનંદાશ્રમવાસીઓ આદિને. રૂા. ૧૧-૧૪-૫ શ્રી. હરિલાલ હરકીસનદાસ-મુંબઈ. રૂા. ૧૮-૦-૦ શ્રી પુરુષોત્તમ રામજી ઠક્કર-જૂનાગઢ. રૂા. ૬-૪-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવેનાં પત્ની અ. સૌ. મણિબહેન-પોરબંદર (તેમણે આનંદાશ્રમને અર્પણ કરેલી રકમના વ્યાજઉપરાંત આ રકમ વધારે આપી છે.) પ્રતિવર્ષ મકરસંક્રાંતિના પારણારૂપે આ ભોજન અપાય છે.

**થાળઃ**—આ માસમાં નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતાઃ—

રૂા. ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-આનંદાશ્રમ, બીલખા. રૂા. ૧-૦-૦ શ્રી. શિવશંકર દયારામ વ્યાસ-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. મણિશંકર મહાશંકર ઉપાધ્યાય-લીંમડી. રૂા. ૧-૪-૦ શ્રી. દલાભસિંહજી લાલસિંહજી ઠાકાર-જૂનાગઢ. રૂા. ૭-૮-૦ શ્રી. પીરોજશાહ એરચશાહ ડૉક્ટર તરફથી ૭ થાળ-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. હરિલાલ

હરકીસનદાસ–મુંબઈ. રૂ. ૧૧–૪–૬ શ્રી. પુરુષોત્તમ વલ્લભ–ડરબન–નાતાલ, થાળ ૯. રૂ. ૧–૪–૦ શ્રી. લાલજી ત્રીભાભાઈ ઠક્કર–જૂનાગઢ. રૂ. ૫–૦–૦ શ્રી. જયંતીલાલ લાલજીભાઈ જોબનપુત્રા–ડુમસ–ચાર થાળ. રૂ. ૨–૮–૦ શેઠ પ્રાગજી દેવજી–કરાંચી બે થાળ. રૂ. ૧–૪–૦ શ્રી. મનસુખલાલ હરિદાસ ઠક્કર–જૂનાગઢ, રૂ. ૨–૮–૦ એક સેવક–મુંબઈ બે થાળ. ખંભાતવાળા શ્રી. સાકરલાલ મણિશંકર પંડિતે આનંદાશ્રમને અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી એક થાળ.

**અખંડદીપકખાતે:**—પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે આ માસમાં નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂ. ૦–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. હરિલાલ હરકીસનદાસ–મુંબઈ. રૂ. ૦–૮–૦ શ્રી. પ્રાગજી દેવજી–કરાંચી. રૂ. ૩–૨–૩ શ્રી. પ્રાણજીવન નરોત્તમદાસ–કાનામાંગલોર. રૂ. ૦–૮–૦ શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ.

સિવાય રૂ. ૦–૪–૦ શ્રી. વિઠ્ઠલદાસ ગોવર્ધનદાસ કામદારતરફથી સંક્રાંતિને દિવસ ફળ ધરાવવાનિમિત્તે મળ્યા છે. રૂ. ૧–૪–૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ ઠાકોર–મુંબઈ એમના તરફથી પૂજ્યપાદશ્રીનાં વસ્ત્રો ધોવા સાબુનિમિત્તે આવ્યા છે.

**અમદાવાદ–આનંદાશ્રમમાં** શ્રી. જ્યેષ્ઠારામ પીતાંબર ભટ્ટતરફથી રૂ. ૧–૪–૦નો થાળ એક પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીને ધરાવવામાં આવ્યો હતો.

અમદાવાદના રહીશ સદ્‌ગત શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિકના ટ્રસ્ટમાં થયેલી ગોઠવણ પ્રમાણે તેમના કલ્યાણાર્થે તેમનાં પત્નીઓતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીને નિત્ય થાળ ધરવામાટે તથા પૂજાના સાહિત્યમાટે પ્રતિમાસે રૂ. ૮–૦–૦ અપાય છે, ને તેમની ઈચ્છાપ્રમાણે તેનો શ્રીઅમદાવાદ–આનંદાશ્રમમાં ઉપયોગ થાય છે.

**શ્રીધ્રાફા–આનંદાશ્રમમાં** નીચેનાં બંધુબહેનો તરફથી આ માસમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીને થાળ ધરાવવામાં આવ્યા હતા:—

શ્રી. જાડેજા જબરસિંહજી થાળ ૧, શ્રીમતી બા વખ્તુબા થાળ ૧, શ્રી. જાડેજા નાનાભાઈ સુજાભાઈ–થાળ ૧, શ્રી. શાસ્ત્રી મગનલાલ રામજી જોશી–થાળ ૧, શ્રી. જાડેજા જબરૂભા થાળ–૧.

શ્રીમતી બા શ્રીહિંમતકુંવરબાસાહેબતરફથી પુસ્તકો રાખવા માટે કબાટ ૧ શ્રીધ્રાફા–આનંદાશ્રમમાં અર્પણ થયો છે.

ધ્રાફા–આનંદાશ્રમના વ્યવસ્થાપક શાસ્ત્રી મગનલાલ રામજી જોશી આ માસમાં મેથાણ ગામે સનાતનધર્મના ઉપદેશાર્થે ગયા હતા.

**શ્રીઆનંદાશ્રમ–મુમુક્ષુમંડળ–મુંબઈ.** શ્રીમકરસંક્રાંતિને દિવસ શેઠ શ્રી. દામોદરદાસ માધવજી જેસંગભાઈને ત્યાં મંડળે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું.

**શ્રીકરાંચી–આનંદાશ્રમમાં** ત્યાંના આનંદાશ્રમમુમુક્ષુમંડળના બંધુઓ પ્રતિ રવિવારે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના પૂજનાદિમાટે એકત્ર થાય છે. તે દિવસનો ક્રમ નીચે પ્રમાણે રાખવામાં આવ્યો છે:—

સવારના ૯–૫ થી ૯–૧૫ શ્રીસદ્‌ગુરુપૂજન. ૯–૧૫ થી ૯–૨૫ શ્રીનાથવચનામૃતનું શ્રવણ. ૯–૨૫ થી ૯–૪૦ વ્યાખ્યાન. ૯–૪૦ થી ૧૦–૫ કીર્તન. ૧૦–૫ થી ૧૦–૧૫ સંયમ. ૧૦–૧૫ થી ૧૦–૩૦ આરતિપ્રસાદ.

**સુધારો:**—"શ્રીઆનંદાશ્રમ"ના માર્ગશીર્ષમાસના અંકમાં "શ્રીમદ્‌ભાગવતસપ્તાહ" એ વિષયના પેરામાં શ્રી. ફૂલશંકર ધનજી દવે છપાયું છે તેને બદલે **શ્રી. રામેશ્વર ફૂલજી દવે** એમ વાંચવું.

—:૦:—

# परचुरणं भेट

(કાર્તિક-માગશર-પૌષ)

૦-૪-૦ બહેન મોતીબાઈ
1-૦-૦ બ્રહ્મચારી શ્રી. બાલકૃષ્ણલાલજી
૦-૪-૦ શ્રી ભગવાનજી મનુભાઈ ચંદારાણા
૦-૧-૦ સૌ. કુતાબહેનનો પુત્ર
૧-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ મણીઆ
૩-૦-૦ ,, ગોપાળભાઈ નરશીભાઈ પટેલ
૮-૦-૦ ,, લાભશંકર લક્ષ્મીશંકર
૨-૮-૦ શ્રીમતી ગંગાબહેન-લીંબડી
૦-૨-૦ શ્રી. લક્ષ્મીશંકર રેવાશંકર
૫-૦-૦ ,, રામેશ્વર ફૂલજી દવે
૨-૦-૦ ,, દયારામ મૂળજી શાસ્ત્રી
૫-૧૪-૦ જામજોધપુરમાં શ્રી કાર્તિકીપૂજનની ભેટના
 ૦-૮-૦ શ્રી શંકરલાલ મોહનલાલ પાઠક
 ૧-૪-૦ શ્રી દોલતશંકર મૂળશંકર દવે
 ૧-૦-૦ ,, મગનલાલ વલ્લભદાસ વોરા
 ૦-૮-૦ ,, સૂરજી ઉમાભાઈ મીસ્ત્રી
 ૦-૪-૦ ,, મૂળશંકર મોહનલાલ
 ૦-૪-૦ ,, માનશંકર શંકરલાલ પંડિત
 ૦-૪-૦ ,, ચત્રભુજ ગાંડાલાલ જોશી
 ૦-૪-૦ ,, જીવન લવજી ,,
 ૦-૨-૦ ,, જીવન રણછોડ ,,
 ૦-૪-૦ દરબારશ્રી અમરસિંહજી
 ૦-૪-૦ ,, બાપુભા ભાવસિંહજી
 ૦-૪-૦ મીસ્ત્રી જગજીવન ભીખા
 ૦-૪-૦ ,, જેરાજ પુરુષોત્તમ
 ૦-૪-૦ ,, મોહનલાલ ભાણજી
 ૦-૪-૦ ,, દરજી પ્રેમજી પુંજા
 ———
 ૫-૧૪-૦

૪-૦-૦ શ્રી. અંબાશંકર બાપુશંકર ત્રિવેદી
૭-૦-૦ ,, રામેશ્વર ફૂલજી દવે
૨-૦-૦ અ સૌ. મણિબહેન-જોરાવરનગર
૪-૧૦-૩ શ્રીકુંતિયાણામાં કાર્તિકીપૂજનભેટના
 ૧-૦-૦ શ્રી શ્યામજી રણછોડ જાની
 ૦-૧૦-૩ ,, માનસિંહ નથુસિંહ
 ૦-૮-૦ ,, હરજીવન ઇશ્વરજી
 ૦-૮-૦ ,, લક્ષ્મીશંકર ઓધવજી
 ૦-૪-૦ ,, કેશવલાલ કલ્યાણજી
 ૦-૪-૦ ,, રઘુનાથસિંહ ભવાનસિંહ
 ૦-૪-૦ ,, રૂપસિંહજી કલ્યાણસિંહજી
 ૦-૪-૦ ,, શંકરસિંહ નારણસિંહ
 ૦-૪-૦ ,, માણેકચંદ પાનાચંદ
 ૦-૪-૦ ,, સુખસિંહ જાલમસિંહ
 ૦-૮-૦ ,, માવજી મૂળજી પુરોહિત
 ———
 ૪-૧૦-૩
 ———
 ૦-૩-૩ મનીઑર્ડર કમીશન તથા પોસ્ટેજના
૧-૦-૦ શ્રી. દેવચંદ નાનજી ઠક્કર
૧-૪-૦ ,, વિશ્વનાથ કાનજી ખત્રી
૧-૦-૦ ,, પુરુષોત્તમદાસ નારાયણદાસ
૨-૦-૦ શ્રીમતી જડીબહેન
૦-૧-૬ પરચુરણ
૭-૦-૦ બ્રહ્મચારી શ્રીઆત્મ પ્રકાશજી
૦-૫-૦ વિદ્યાલયના વિદ્યાર્થીઓ
૧-૦-૦ શ્રી કૃષ્ણસિંહ લાલસિંહજી
૧-૦-૦ ,, લાલસિંહજી ગગાસિંહજી
૦-૪-૦ ,, મૂળશંકર લાલજીશંકર
૯-૧૫-૬ ,, સાગીભા નાનજી ચંદારાણાને ત્યાં આસો સુદિ ૧૦ થી કાર્તિક સુદિ ૧૨ સુધી ગોપગામાં પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું પૂજન થયેલું તેના ભેટના.

૭-૧૩-૦ શ્રી. માણેકલાલભાઇ અને તેમના કુટુંબતરફથી
૧-૨-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૮-૦ ,, રતનલાલ સોમેશ્વર
૦-૮-૯ પરચુરણ

૯-૧૫-૯
૦-૪-૦ શ્રી. ભગવાનજી મનુભાઇ ચંદારાણા
૧-૪-૦ ,, વિઠ્ઠલદાસ શામજી-કુંડલા
૩-૦-૦ દેશાઇ ઠાકોરલાલ મોહનલાલ અમદાવાદ
૧-૪-૦ શ્રી. ચંદ્રકિશોર છગનલાલ જામનગર
૦-૪-૦ ,, બ્રહ્મચારી બ્રહ્મપ્રકાશજી
૫-૯-૦ ગીતાજયંતીને દિવસે પૂ. શ્રી. સદ્‌ગુરુ-પૂજનભેટના
૧-૦-૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર
૧-૦-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૪-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૮-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ
૦-૮-૦ ,, ભાઇશંકર ધનજી દવે
૦-૫-૦ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
૦-૪-૦ પંડિત રઘુનંદન ઝા.
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ,, રેવાશંકરભાઇનાં પત્ની
૦-૨-૦ શ્રીમતી તારાબહેન
૦-૪-૦ અ. સૌ. મણિબહેન
૦-૨-૦ શ્રી. કુંવરબાઇ
૦-૪-૦ અ. સૌ. મણિબહેન

૫-૯-૦

૦-૧૦-૩ શ્રી. જયંતીલાલભાઇ-ઢોળગઢા
૫-૪-૦ શ્રીમતી અમુલાબહેન કાળાવાળા ખીલખા
૦-૧-૦ ,, સુમરીબહેન કાળાવાળા ,,
૧-૦-૦ શ્રી. લક્ષ્મીશંકર લાલજી વ્યાસ ધોરાજી
૦-૩-૦ પરચુરણ ભેટ
૫-૦-૦ શ્રી. દત્તજયંતીને દિવસે પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના પૂજનભેટના
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી
૦-૯-૦ ,, ભાઇશંકર ધનજી દવે
૦-૪-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
૦-૪-૦ શ્રી. દયારામ મૂળજી
૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૫-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન
૦-૪-૦ બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શ્રી. કલ્યાણસિંહજી ભવાનસિંહ
૧-૦-૦ ,, દયાળસિંહજી બાલસિંહજી ઠાકોર
૦-૨-૦ ,, ત્રિભોવન વિઠ્ઠલજી દવે
૦-૨-૦ ,, રેવાશંકરભાઇનાં પત્
૦-૩-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ અ. સૌ. મણિબહેન
૦-૧-૦ શ્રી. ગૌરીશંકર દયારામ
૦-૨-૦ શ્રીમતી તારાબહેન

૫-૦-૦
૧-૦-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ
૦-૦-૩ પરચુરણ
૨-૦-૦ શ્રી. બાલાભાઇ દયારામ-વઢવાણ
૨-૪-૦ ,, મૂળશંકર નરભેરામ પડીઆ
૧-૦-૦ ,, રતિલાલ ડાહ્યાભાઇ-રાજકોટ
૧-૦-૦ ભાઇ મનસુખલાલ રતિલાલ ,,
૧-૦-૦ શ્રી. ત્રિભુવનદાસ મંગળજી વ્યાસ રાજકોટ
૦-૧-૦ પરચુરણ

૦-૪-૦ શ્રી હરજીવન કેશવજી શાહ
૬૬-૧૦ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુ મંડળે પ. કૃપાદશ્રીનું પૂજન આસોવદિ ૧૧ ને દિવસે કરેલું તે ।। હા શેઠ દામોદરદાસ માધવજીભાઈ
૧૯-૮-૦ મુંબઈ આનંદાશ્રમતરફથી નવા વર્ષના શ્રીસદ્ગુરુ પૂજનભેટના હા શેઠ દામોદરદાસ માધવજીભાઈ
૪૧-૨-૦ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી શ્રી કાર્તિકસુદિ ૧૫ ના શ્રીસદ્ગુરુ પૂજનભેટના હા દામોદરદાસ માધવજીભાઈ-મુંબઈ
૧૪-૬-૦ શ્રીદત્તજયંતીને દિવસે મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું પૂજન કરેલું તેના ભેટના હા શેઠ દામોદરદાસ માધવજી
૧-૪-૦ શ્રી મૂળશંકર નરભેરામ પંડીયા-મુંબઈ
૧૦-૮-૦ ,, વામનરાવ જટાશંકર-પાટણ
૧-૦-૦ ,, ઇચ્છાશંકર દુર્ગાશંકર દહાળા
૨-૦-૦ ,, મગનીરામ માધવલાલ વ્યાસ સાદરા
૦-૨-૧ પરચુરણ
૦-૪-૦ શ્રી બેચરલાલ ભવાન મહેતા-વર્ધા
૧૦-૪-૯ સેવાયાત્રામાં પૂજ્યપાદ કૃપાનાથના પાદુકાજીને ભેટનાં

૦-૫-૦ શ્રી મયારામ ચકુભાઈ-મેંદડા
૦-૮-૦ ,, ચંપકલાલ મૂળશંકર ,,
૧-૦-૦ ,, ત્રિભોવન જૂઠાભાઈ-ધણફુલીયા
૧-૮-૦ ,, પ્રભાશંકર મણીરામ-શાપુર
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ-જુનાગઢ
૧-૦-૦ ,, ગુણસિંહજી લાલસિંહજી
૧-૦-૦ ,, જેઠાભાઈ મહેશ્વર વકીલ ,
૦-૪-૦ ,, વીરસિંહ અક્ષ્ય સિંહ જૂનાગઢ
૦-૮-૦ ,, જટાશંકર જગજીવન જૂનાગઢ
૦-૪-૦ ,, જટાશંકર રતીજી ,
૦-૮-૦ ,, પોપટલાલ બુધાભાઈ જૂનાગઢ
૦-૮-૦ ,, છવણલાલ સીરછ ,
૦-૪-૦ ,, ભાનુલાલ પોપટલાલ જૂનાગઢ
૦-૪-૦ ,, ઇશ્વરલાલ પોપટલાલ જૂનાગઢ
૦-૮-૦ ,, કેશવજી જીણાભાઈ ,,
૦-૪-૦ ,, મગનીરામ હરજી ,,
૦-૪-૦ ,, પ્રેમજી ગાંધર ,,
૦-૪-૦ ,, મુકુન્દલાલ ચુનીલાલ ,,
૦-૩-૦ ,, મેઘજી રૂડા ,,
૦-૪-૦ ,, નવનશંકર જયશંકર ,,
૦-૦-૯ આરતીમાં

---

૧૦-૪-૯

૬-૮-૦ શ્રી મગનલાલ હરજી જૂનાગઢ
૧-૨-૦ ,, ત્રિભુવન સુંદરજી માણેકચંદ-ચોરવાડ
૧-૦-૦ ,, મૂળજીરામ ધરમશી-ગોકલી હા શ્રી અમારી નાનજી જોશી
૦-૫-૧।। , હિંમતલાલ ચુનીલાલ-માણાવદર
૦-૪-૦ શ્રી ભાનુશંકર જટાશંકર રાણા
૦-૦-૩ પરચુરણ
૧-૦-૦ શ્રી શિવશંકર દયાળજી વ્યાસ મુંબઈ
૧-૧૨-૦ જગુસરમાં ગીતાજયંતી પૂજનભેટના હા શ્રી અમલાલ તુલજારામ
૨-૪-૦ શ્રી પીરોજશાહ એરચશાહ જે. ગાદીમ
૦-૪-૦ ,, મેહેરજી બોધરજીના પત્ની બીલીમા
૦-૦-૩ શ્રીમતી અ. સૌ. મણિબાઈ
૧-૦-૦ શ્રી મણિશંકર મહાશંકર ઉપાધ્યાય-બીલીમી

શ્રીમતી બ્હેન જીવલખા હઠાભાઈ-આણંદ વર્ષ ૧૦
શ્રી. પ્રેમજી ઓધવજી-ભાણવડ વર્ષ ૧૦
„ કલ્યાણસિંહ ભવાનસિંહ ઠાકોર-જૂનાગઢ વર્ષ ૮-૯
ના. દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા વર્ષ ૮-૯-૧૦
શ્રી. અંબાશંકર ગોવિંદજી-ગઢરારોઠ વર્ષ ૯
„ મૂળશંકર વહાલજી-સાખીઆળા „ ૧૦
„ પીતાંબર પુરુષોત્તમ-ફીરોઝપુર „ „
„ હરજીવન કેશવજી શાહ-મુંબઈ „ „
„ ચકુભાઇ મૂળજી દેત્રોજા-જૂનાગઢ „ „
„ માધવજી રામજી-ધંટીઆ „ ૯
„ એન. સી. બલસારી-ખાર „ ૧૦
„ ચંપકલાલ મૂળશંકર યાજ્ઞિક-મેંદરડા „ „
„ વશરામ કેશવજી-અડવાણા „ „
„ તુલસી રામજી „ „ „
„ લક્ષ્મીદાસ પ્રાગજી „ „ „
„ વિઠ્ઠલજી નારણજી-વડોદરા „ „
„ છેલશંકર કલ્યાણજી-જૂનાગઢ „૮-૯
„ ભાયાલાલ જૂઠાભાઈ ઠક્કર-નારી „૯-૧૦
„ શામજી જેઠાભાઈ-ભાવનગર „ ૧૦
„ હીરજી પુરુષોત્તમ-ચરખા વર્ષ૮-૯-૧૦
„ રતનલાલ સોમેશ્વર-ડાસરા „ „
„ ગોકુળભાઇ પરભુ-ગણદેવી „ „
„ ચુનીલાલ બેચરદાસ-રાજપીપળા વર્ષ ૯-૧૦
„ માણેકલાલ દયાશંકર ઓઝા-જગડીઆ વર્ષ ૮ (૨) વર્ષ ૯ (૨) વર્ષ ૧૦ (૧)
„ કાશીરામ મહારાજ-શુક્લતીર્થ વર્ષ ૮-૯
„ મથુરાદાસ સંગળજી-શેગામ „ ૧૦
„ મૂળશંકર જગજીવન જોશી-રામપુરા „
„ નાનજી દેવકૃષ્ણ-રાણાકંડોરણા „
„ મૂળશંકર હરિરામ જોશી-ગોંડ „ ૧૦-૧૧
„ પુરુષોત્તમ કાનજી-નાગેશ્રી „ ૯
„ ત્રિપુરાશંકર મોરારજી ભટ્ટ-ધોરાજી વર્ષ ૯-૧૦-૧૧
શ્રી. ભાઇચંદ દેવકરણ-સાયલા વર્ષ ૧૦
„ ભીમજીભાઇ વૈજનાથ-જેતપુર „ „

શ્રી. દામજી ગોવિંદજી-વેરાવળ વર્ષ ૧૦
„ દુર્લભજી વહાલજી રાવળ-રાણાવાવ „ „
„ શ્રીસનાતનધર્મ લાયબ્રેરી-ઝાંઝીબાર„ „
„ કરશનજી પ્રાણજીવન ઓઝા } વાંકાનેર „
„ મન્વંતરાય „ „ }
„ દેવકૃષ્ણ જાદવજી-બીલડી „
„ ચતુર્ભુજભાઈ જેકોબાબાદ „
„ મેઘજી રૂઠા- મુંબઈ „ „
„ અંબાશંકર ગોરધન જોશી-બીલખા „ „
„ મોહનલાલ જમિયતરામ-શીલ „૯-૧૦
„ ગૌરીશંકર પ્રભુરામ-ગોંડલ „ ૧૦
„ દાનજી ઘેલાભાઇ-કુતિયાણા „૯-૧૦
„ મોહનલાલ લીલાધર-ગરેજ „૮-૯
„ લક્ષ્મીદાસ હંસરાજ „ „ „
શ્રીમતી નર્મદાબહેન જટાશંકર-રસનાલ „ ૧૦
શ્રી. કાળીદાસ નથુભાઇ જ્યોતિષી-થરાદ „૯-૧૦
„ રમણલાલ ડી. ચાંપાનેરીઆ-અંકલેશ્વર વર્ષ ૯
„ ધનજી મેઘજી-પોરબંદર „૯-૧૦
„ છોટુભાઇ દુર્લભભાઇ દેશાઇ-સુરત „૮-૯-૧૦
„ છગનલાલ ભાઇદાસ-કામરેજ „૯-૧૦
„ ગિરિજાશંકર ત્રિકમજી જાની-વંથલી „૮-૯
„ ભવાનીશંકર રાજારામ-માણાવદર „૮-૯-૧૦
„ શાંતિલાલ જેઠાભાઇ-દોઠકા „૯-૧૦
„ જીવરામભાઇ ખુશાલદાસ-વાસણા „૮-૯-૧૦
„ દ્વારકાદાસ ભગવાનલાલ-બાંટવા „ ૧૦
„ ત્રિકમજી દયારામ-ખીજડીઆ „૯-૧૦-૧૧
„ વલ્લભરામ લાછાભાઇ-દાહોદ „ ૯-૧૦
„ વિશ્વનાથ માધવજી શાસ્ત્રી-પોરબંદર „ ૧૦
„ પ્રાણજીવન નરોત્તમદાસ-માંગલોરકાના વર્ષ ૧૦
„ ભાણજી આણંદજી દવે-રાજકોટ „ ૯
„ રમાશંકર કરુણાશંકર શાસ્ત્રી-પ્રભાસપાટણ વર્ષ ૧૦
„ જસમત રામભાઇ મોચી-કુંડલા „ ૧૦
શ્રી. અભેસિંહજી ટી. જાડેજા-પોરબંદર વર્ષ ૧૦
„ વિનાયકરાવ કરુણાશંકર- „ „ „

શ્રી. કાશીરામ નાનજી ભટ્ટ–જસદણ વર્ષ ૯–૧૦
,, નંદલાલ જીવણલાલ કોઠી ,, ૧૦
,, રા.સા. મહાશંકર છ. રાવળ–ભાવનગર ,, ૧૦
,, જગજીવન પ્રેમજી સોની–પાન્જેદ ,, ૧૦
,, ખેચર કાળા ,,–શીંબુડા ,, ૧૦
,, મગનલાલ ઉમિયાશંકર– ,, ,, ૧૦
,, નારણ લખમણ– ,, ,, ૧૦
,, રામજી કાના– ,, ,, ૧૦
,, નારણદાસ જમનાદાસ–જામજોધપુર ,, ૧૧–૧૨
શ્રીમતી સંતોકબાઈ જગજીવન–બાબાપુર ,, ૧૦
શ્રી. વિશ્વનાથ કાળીદાસ શુક્લ–કુંડલા ,, ૧૦
,, બાલાશંકર મણિશંકર–સુરત ,, વર્ષ ૯–૧૦
,, વશરામ જેઠાભાઈ લાઢાણી–વાળોત્રા ,, ૧૦
,, ભગવાનદાસ મૂળચંદ કોરોનેશન ફ્રી લાયબ્રેરી કુતિયાણા. વર્ષ ૯–૧૦
,, માનશંકર શંકરલાલ પંડિત–જામજોધપુર ,, ૯
,, દુલેરાય માનશંકર ધોળકીયા–જૂનાગઢ ,, ૧૦
,, ગૌરીદાસ આણંદરામ–વીરડી ,, ,, ૯
,, લાલચંદ અમરશી–ઢાંક ,, ,, ૧૦
,, લાલસિંહજી ગંગાસિંહજી–કલકત્તા ,, ૯–૧૦
,, તુલસીદાસ ડાહ્યાભાઈ–રાજકોટ ,, ૧૦
,, લક્ષ્મીદાસ હંસરાજ–ગરેજ ,, ૧૦
,, મોહનલાલ લીલાધર– ,, ૧૦
,, જાદવજી રતનજી ,, ,, ૧૦
,, ,, ૯–૧૦
કરાંચીનાં ગ્રાહકોના લવાજમના વર્ષ ૯માના (૨૪ ગ્રાહકોના) હા. શ્રીકૃષ્ણદાસવર્મા.
,, ,, ,, વર્ષ ૧૦ના (૪ ગ્રાહકોના) હ. શ્રીકૃષ્ણદાસવર્મા.
શેઠ કાનજી શિવજી કનૈયા–કાનાનોર વર્ષ ૧૦–૧૧–૧૨–૧૩–૧૪
શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી કલકત્તા વર્ષ ૧૦
,, જટાશંકર કરસનજી–ધાંટવડ ,, ૧૦
બહેન. કસ્તૂરબાઈ જયશંકર–બીલખા ,, ૯
,, જયાનંદ કાનજી ઠાકર–ઓડીસ ,, ૧૦
,, હીરાચંદ ગોરધનદાસ કામદાર–ચુડાસોરઠ ,, ૧૦
,, લક્ષ્મીશંકર લાલજી વ્યાસ ધોરાજી વર્ષ ૧૦
,, વિઠ્ઠલદાસ ગોરધનદાસ–પોરબંદર ,, ૯–૧૦

શ્રી. ચંપકલાલ હરગોવિંદ–પાલીતાણા વર્ષ ૯–૧૦
,, બાપુભાઈ મોતીલાલ બુચ–મોરબી ,, ૯–૧૦
,, નાતાલાલ પીતાંબર–સાવરકુંડલા ,, ,, ૧૦
,, હરજીવન આણંદજી– ,, ,, ૧૦
,, જીવરાજ કરશનભાઈ– ,, ,, ૧૦
,, ન્યાલચંદ કાનજી–મોટીમારડ ,, ૧૦
,, ત્રિભુવનદાસ મંગળજી વ્યાસ–ઈંદોર ,, ૧૦
,, મૂળશંકર નરભેરામ પડીઆ–મુંબઈ ,, ૯–૧૦
,, દેવજી મૂળજી સોની–પસવાળી ,, ૯
,, દરબાર હીરાજી રામજી–જૂનાગઢ ,, ૮–૯–૧૦
,, જમનાદાસ વસનજી–પોરબંદર ,, ૯–૧૦
,, રણછોડલાલ જગજીવનદાસ–સાબરમતી ,, ૯–૧૦
,, મુખ્યાજી ગીરધરલાલ સોમજી–કલ્યાણ ,, ૯–૧૦
,, રાજ અનોપસંગ કાભાઈ–પખાજણ ,, ૯–૧૦
,, રામજી ખીમજી કેશરવાળા–મુંબઈ ,, ૧૦
,, ઝીણાભાઈ આણંદજી– ,, ,, ૧૦
,, જયંતીલાલ લાલજીભાઈ–કુમસ ,, ૯–૧૦
,, પ્રેમશંકર પીતાંબર પંડ્યા–ચુડા–,, ૧૦
શ્રી. મુકુંદરાય વસંતરાય–સઈગામ–વર્ષ ૮–૯–૧૦
,, જટાશંકર શિવરામ–ગરેજ ,, ૯–૧૦
,, હરિપ્રસાદ જટાશંકર–જૂનાગઢ ,, ૧૦
,, કાલીદાસ ધરમશી–કાલકી ,, ૧૧
,, વિઠ્ઠલદાસ ગોરધનદાસ–મુંબઈ ,, ૧૦–૧૧
,, શિવશંકર દયાળજી–લાઠી ,, ૧૦
,, વસંતરાય પી. જોશી–ગોંડલ ,, ૧૦
,, જટાશંકર ભાણજી–દેલવાડા ,, ૧૦
,, ધાંધલ જીવાભાઈ કાંથડભાઈ–બીલખા ,, ૯
શ્રી. મણિલાલ રણછોડભાઈ–પોરબંદર વર્ષ ૧૦
,, મેઘજી માવજી–કલ્યાણ ,, ૯–૧૦
,, પુરુષોત્તમ વલ્લભ ટેઇલરહસ્તુ–ડરબન–નાતાલનાં ૧૫ ગ્રાહકોના વર્ષ ૯ના
,, પુરુષોત્તમ વલ્લભ ટેઇલર–નવસારી ,, ૯
,, દુર્લભ વલ્લભ ,, ,, ,, ૯

( બાકીનાં લવાજમની પહોંચ હવે પછીના આવતા અંકમાં આવશે. )

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ ફેબ્રુઆરી.

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે. પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઇએ.

૨ શ્રીબીલખા—આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવું, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.



શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા-કાઠિયાવાડ)
તરફથી
અષ્ટ ચતુર્-માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India).
आनंदाश्रम
૭૭
૭૬૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઇએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઇએ.

૫ લેખક બંધુબહેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલી સેવાનો લાભ લઇ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાં-ઓએ અગાઉથી લખી જણાવવું જોઇએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

———:o:———

વર્ષ ૧૦ મું
ફાલ્ગુન
અંક ૧૦ મો
સંવત્ ૧૯૮૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ.
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨.



શ્રીઆનંદાશ્રમ.

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिशँल्लोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો સંદેશ આપતા 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુને અભ્યર્થના. | ૨૨૯ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૩૦ |
| ૩ | દીક્ષાનો દિવસ. | ૨૩૧ |
| ૪ | દ્વિજોને નિત્ય કરવાયોગ્ય દશ કર્મો. | ૨૩૧ |
| ૫ | પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ. | ૨૩૩ |
| ૬ | Appreciation. | ૨૩૮ |
| ૭ | ગુણજ્ઞતા. | ૨૩૯ |
| ૮ | મહાક્ષમા. | ૨૪૦ |
| ૯ | માંડૂક્ય ને ૐકાર. | ૨૪૫ |
| ૧૦ | અમારી સેવાયાત્રા. | ૨૪૭ |
| ૧૧ | શૌનક અને મુનિ અંગિરા. | ૨૪૯ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૫૧ |

---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

### જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ દેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૦ મું] સંવત્ ૧૯૯૮ ફાલ્ગુન [ અંક ૧૦

## श्रीसद्गुरुदेवने अभ्यर्थना

પદ

કેમ કરવું, કેમ કરવું, (૨) ગુરુદેવ ! ન માને મન-કેમ કરવું. ટેક.
ગુરુદેવ ! આપનું જ્ઞાન, સાંભળીએ દઇને કાન;
આ તોય ટળે નહિ વહેમ- કેમ કરવું. ૧
સાંભળીએ વેદ વેદાંતો, ઉપનિષદ્‌ના સિદ્ધાંતો;
પણ પ્રપંચમાં છે પ્રેમ- કેમ કરવું. ૨
મુખથી મિથ્યા કહેવાયે, મનથી એ ના મૂકાયે;
અંદરથી રાગ ન જાયે- કેમ કરવું. ૩
ધન આવત ઘરમાં દેખે, પુણ્યપાપ જરા નહિ લેખે;
કહે ગરીબ ન આવે રે'મ-

---:o:---

સાખી

હરદમ ભજ રે બાવરા ! સીતાપતિ રઘુનાથ;
ગરીબ ગયો આ દાવ તો, ફેર ન આવે હાથ. ૧
હોય હરિને પામવું, તો થાવું હરિજન;
ગરીબદાસ ગોવિંદને, અર્પી તન મન ધન. ૨

---:o:---

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનુષ્યના મનની ધર્મનિષ્ઠાની તથા ધૈર્યબલની પરીક્ષા જ્યારે તેની આસપાસ વિચિત્ર વિચારોનો ને વિચિત્ર આચારોનો ઝંઝાવાત ફુંકાઈ રહ્યો હોય ત્યારે થાય છે.

સારાં કામોમાં ઘણાં વિઘ્નો હોય છે, અને તે બધાં વિઘ્નો ધૈર્ય, સાવધાનતા ને દૃઢતા રાખી શુભ કર્મ કરનારને ઓળંગવાં પડે છે.

જે કામ પોતાના સામર્થ્યની બહાર હોય તે કામ વિવેકીએ આરંભવું નહિ, અને જો તે આરંભ્યું તો તેનો સ્વસામર્થ્યથી વધારે પ્રસાર કરવો નહિ, અને જો તેનો સ્વેચ્છાએ વધારે પ્રસાર કર્યો તો પછી તેનો જીવનપર્યંત ધૈર્ય, સાવધાનતા ને કાર્યદક્ષતાથી સમભાવે સ્વકર્તવ્ય સમજીને નિર્વાહ કરવો એમાંજ તે કરનારની શોભા ને તેને યશ છે નહિ તો વિઘ્નસંતોષીઓના ઉપહાસને પાત્ર થઈ તેને ખેદાનુભવ કરવો પડે છે.

પાપના તાતને વશ થવાથી મનને ખેદ થાય એવા પ્રસંગો બને, ને કટુવચનો સાંભળવાના પ્રસંગો પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે.

ઉત્તમવિદ્યાર્થીએ પરમાર્થનાં સાધનોમાં, વિદ્યાભ્યાસમાં ને પ્રાપ્તવ્યવહારમાં સમયના યથાયોગ્ય વિભાગ પાડીને નિમગ્ન રહેવું જોઈએ. પ્રયોજનવિનાના ને અપકારક પ્રસંગોથી તેણે દૂર રહેવું જોઈએ.

દુઃખનિવૃત્તિમાટે કે સુખપ્રાપ્તિમાટે જપ, તપ ને દાનાદિ શુભકર્મો કરવાં, પણ કોઈ દેવની માનતા મુમુક્ષુએ ન કરવી.

અધ્યાત્મપ્રસાદનો અર્થ અંતઃકરણની અતિનિર્મલતા અથવા અંતઃકરણમાં શુદ્ધસત્ત્વગુણની સ્થિરતા એવો થાય છે. આવી સ્થિતિવાળાના હૃદયમાં જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, શાંતિ ને ઔદાર્ય આદિ શુભગુણો બહુ બલવાન્ થાય છે.

પ્રકાશ જેમ અંધકારને તથા તેને આશરે રહેલા ભયને દૂર કરી નાંખે છે તેમ સત્સમાગમ મનના ચાંચલ્યને તથા તેને આશરે રહેલી શંકાઓને દૂર કરી નાંખે છે.

જેમને બ્રહ્મવિચારવડે, સંપ્રજ્ઞાતયોગવડે અને પરમાત્માની અનન્યભક્તિવડે બ્રહ્મસાક્ષાત્કાર થયો છે તેમને શરીરનું પતન થયે મોક્ષનો લાભ થાય છે. બાકીના મનુષ્યોને તેમનાં કર્મોપ્રમાણે ને ઉપાસનાપ્રમાણે નવા જન્મની પ્રાપ્તિ થાય છે.

ધોરણસર શાસ્ત્રવાચન ને સાધનોનો અભ્યાસ કરવાથી પરમાર્થમાં આગળ વધાય છે.

પોતાને ભક્ત માનનાર વા ભક્ત થવા ઈચ્છનાર મનુષ્યે પોતાના હૃદયને નિર્દોષ કરવા સતત શુદ્ધભાવથી પ્રયત્ન કરવો જોઈએ.

સદોષ હૃદય જાણે કે અજાણે કોઈ કોઈ અપરાધ કરતું રહે છે, ને તેથી તેની યોગ્યતામાં જોઇએ તેવો વધારો ન થવાથી તે સાચી શાંતિ ને સાચું સુખ સતત અનુભવવા જોઇએ તેવું ભાગ્યશાળી થઈ શકતું નથી.

અનન્યભક્તને પોતાના હૃદયમંદિરમાં સૌંદર્યસારનિધિ ને કરુણાનિધાન પ્રભુવિના બીજા કોને નિવાસ કરાવવો ગમે ? અને ભક્તવત્સલ પ્રભુને પણ પોતાના અનન્યભક્તના પરમપવિત્ર ને વિશુદ્ધપ્રીતિથી ભરેલા હૃદયમંદિરને ત્યજી અન્ય કયે સ્થલે નિવાસ કરવો ગમે ? (ચાલુ)

———:o:———

## દીક્ષાનો દિવસ

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મુમુક્ષુએ અપાર ભવસાગરમાંથી તારનારી પરમપાવની દીક્ષા જે દિવસે પરમકૃપાળુ શ્રીસદ્‌ગુરુદેવપાસેથી મેળવી હોય તે પવિત્ર દિવસે તેણે શી શી વિશેષ પ્રવૃત્તિ કરવી જોઇએ તે સંબંધે પૂજ્યપાદ કૃપાનાથ એક સ્થળે ઉપદેશે છે કે:-

"દીક્ષાના વાર્ષિક દિવસે જપ ને પરમાત્મધ્યાન કાંઈક વધારે કરવાં, સદ્‌ગુરુની પ્રાર્થના કરવી, બ્રહ્મચર્ય પાળવું, ને યથાશક્તિ પોતાના સદ્‌ગુરુની સેવા કરવી, તથા મનની પ્રસન્નતા જાળવવી.

———:o:———

## દ્વિજોને નિત્ય કરવાયોગ્ય દશ કર્મો

[ પૂજ્યપાદ શ્રીમન્ નાથભગવાન્ ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૦થી )

શાંત મને નીચેના દોહરા બોલી હોમની ભાવના કરવી:—

### ૪ હોમ

દોહરા

હૃદયકુંડમાં બ્રહ્મરૂપ, પાવક જે કે'વાય;
રાગદ્વેષરૂપ સમિધ્ બે, ત્યાં પ્રીતે હોમાય. ૧
આવા હોમવડે નકી, પાપો સર્વે જાય;
વિષયવાસના દૂર થઈ, જીવ શિવરૂપ થાય. ૨

મનને શાંત કરી નીચેના દોહરા બોલી પછી શાસ્ત્રવાચન કરવું:—

### ૫ સ્વાધ્યાય (બ્રહ્મયજ્ઞ)

દોહરા

વેદાદિ સત્‌શાસ્ત્રનું, છે લક્ષ્ય બ્રહ્મરૂપ;
શબ્દ અર્થ ને સરહસ્ય, ભણવું શાસ્ત્ર અનુપ. ૧
શાસ્ત્રસાર મનમાં ધરી, વરતવું તદનુસાર;
દુઃખદોષો સૌ ત્યાગીને, થાવું સુખી અપાર. ૨

મનને શાંત રાખી નીચેના દોહરા બોલી તર્પણની ભાવના કરવી:—

### ૬ તર્પણ

દોહરા

ઉંચ નીચ સમ પ્રાણીને, દેવી તૃપ્તિ સાર;
શુભ વિચાર શુભ કાર્યથી, મનમાં લાવી પ્યાર. ૧

પ્રેમ રાખી સૌ પ્રાણીપર, કરવું હિત સદાય;
પ્રભુપૂજા પણ એજ છે, એ તર્પણ કે'વાય. ૨

નીચેના દોહરાવડે પરમાત્મપૂજાસંબંધી વિચાર કરવો :—

### ૭ પરમાત્મપૂજા

દોહરા

બ્રહ્મથી અભિન્ન આત્મા, મોટો દેવ ગણાય;
મનસ્થિર કરવું તે વિષે, રાખી પ્રેમ સદાય. ૧
સ્થૂલ સૂક્ષ્મ જગ ભૂલીને, થવું પ્રભુમાં લીન;
એ મહાપૂજા પ્રભુતણી, મનથી રહેવું દીન. ૨

નીચેના દોહરાવડે વૈશ્વદેવનો વિચાર કરી વૈશ્વદેવ કરવો:—

### ૮ વૈશ્વદેવ

ઉત્તમ મધ્યમ અધમ જે, દેવસમૂહ કે'વાય;
તેને પિતૃમનુષ્યને, દેવું અન્ન સદાય. ૧
પશુ પક્ષી ને કીટનો, પણ કરવો સત્કાર;
એમ હૃદયવિકસાવવું, રાખી પૂરણ પ્યાર. ૨
પેટભરા થાવું નહિ, કરવો અન્નવિભાગ;
યથાશક્તિ અન્ન આપીને, થવું સુખી મહાભાગ. ૩

અતિથિનો સત્કાર કરવાની અગત્ય નીચેના સોરઠાવડે વિચારવી:—

### ૯ અતિથિસત્કાર

સોરઠા

અતિથિ આવે જેહ, તેને શુભ અન્ન આપવું;
રાખી ઝાઝો નેહ, સ્વાગત કરવું તેમનું. ૧
આવતાને ન વાર, પુણ્યે એ દિવસો મળે;
કોઈ ન ચઢતું દ્વાર, જ્યાં વૈભવ હોતો નથી. ૨
યાચકને અન્ન આપ, મનને પ્રસન્ન રાખીને;
પાસ નહિ પરિતાપ, રૂડા એ દિવસો ગણી. ૩

### ૧૦ શુદ્ધ વ્યવહાર કરવાનો ઉપદેશ

દોહરા

સાવધાનતા ધૈર્યથી, કરવો શુદ્ધ વ્યવહાર;
ભય લોભને વશ થઈ, નવ કર દોષ લગાર. ૧
શુદ્ધ વ્યવહારના સેવને, નિજ મન નિર્મલ થાય;
નિર્મલ મન એકાગ્ર થઈ, બ્રહ્મભણી તે જાય. ૨
પરમારથપોષક બને, તેજ શુદ્ધ વ્યવહાર;
પરમારથઘાતક બને, તે અશુદ્ધ વ્યવહાર. ૩
ફલદાતા પ્રભુને ગણી, કરવો શુદ્ધ વ્યવહાર;
મનને જાગ્રત્ રાખીને, તરવો આ સંસાર. ૪

———:૦:———

॥ ॐ ॥

# પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ

[ લેખકઃ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

શ્રીબીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યશ્રીને તેઓશ્રીનો શિષ્યસમૂહ ભિન્નભિન્ન નામોથી સંબોધતો અને અત્યારે પણ એજ સંબોધનોનો ઉપયોગ કરે છે. તેમાંનું એક અભિધાન "પૂજ્યપાદશ્રી" છે. તેઓશ્રીએ દાખવેલી અદ્ભુત જીવનલીલામાં સ્નાનગૃહનું સ્થાન પણ અગત્યનું છે. તેની દીવાલોપર પડેલા એ સંતલીલાના પડછાયા અહીં શબ્દચિત્રરૂપે રજૂ કરવા યથાશક્ય પ્રયત્ન થશે.

શ્રીબીલખા આનંદાશ્રમના નૈઋત્યકોણમાં આ સ્નાનગૃહ આવેલું છે. સંવત્ ૧૯૫૨ના વર્ષમાં શ્રીબીલખા આનંદાશ્રમની સ્થાપના થયેલી. ત્યારે આ સ્નાનગૃહની સ્થિતિ અત્યાર કરતાં પણ સામાન્ય હતી. સંવત્ ૧૯૫૨ના વર્ષથી માંડી સંવત્ ૧૯૮૭ના વર્ષસુધી એટલે લગભગ પાંત્રીશ વર્ષસુધી તેઓશ્રીએ આ આનંદાશ્રમમાં સ્થિતિ કરેલી. એટલાં વર્ષોની દિનચર્યાનાં સંસ્મરણો આ સ્નાનગૃહે સાંચવ્યાં છે. તેઓશ્રીના જીવનઇતિહાસની સાક્ષી પૂરતું સ્નાનગૃહ અત્યારે પણ દિવ્યતાનું સ્મરણ કરાવી રહ્યું છે. એ સંભારણાં વાચકને નવું જોમ આપશે.

આનંદાશ્રમ બીલખાનું તીર્થસ્થાન છે. બીલખા આવનારે આનંદાશ્રમના દર્શને અવશ્ય આવવું અને તેના એક વિભાગરૂપ સ્નાનગૃહને પણ અવશ્ય નિહાળવું. સ્નાનગૃહ રચનામાં સાદું છે. તેના દેખાવમાં આડંબર નથી પંચવટીમાં ગોદાવરીને કાંઠે લક્ષ્મણે બાંધેલી ભગવાન્ રામ અને માતા સીતા માટેની પર્ણશાલાનું સ્મરણ આનંદાશ્રમ તાજું કરે છે. એ પર્ણશાલામાં શયનગૃહ, ભોજનગૃહ, સ્વાધ્યાયગૃહ ઇત્યાદિ વિભાગો હતા તેમ આનંદાશ્રમમાં પણ નિજમંદિર, સંયમમંદિર, સ્નાનગૃહ, શ્રવણમંદિર આદિ વિભાગો છે.

**જબતે રામ કીન્હ તહું બાસા। સુખી ભયે મુનિ બીતી ત્રાસા।**
**ગિરિ બન નદી તાલ છબિ છાયે। દિન દિન પ્રતિઅતિ હોત સુહાયે॥**

જ્યારથી રામચંદ્રજીએ ત્યાં નિવાસ કર્યો ત્યારથી મુનીશ્વરો સુખી થયા તથા તેઓનો ભય જતો રહ્યો. પર્વત, વન, નદી તથા સરોવરો શોભાયુક્ત થયાં અને દિન-પ્રતિદિન ત્યાં અતિશય સુંદરતા જોવામાં આવી.

**ખગમૃગવૃંદ અનંદિત રહહીં। મધુપ મધુર ગુંજત છબિ લહહીં**
**સો બન બરણિ ન સક અહિરાજા। જહાં પ્રકટ રઘુવીર બિરાજા॥**

પશુપક્ષીઓનો સમૂહ આનંદથી રહેવા લાગ્યો તથા ભમરાઓ મધુર ગુંજારવ કરી શોભા આપવા લાગ્યા. જ્યાં સાક્ષાત્ રામચંદ્રજી બિરાજમાન છે તે વનનું વર્ણન તો શેષજી પણ કરી શકે એમ નથી.

શ્રીબીલખા આનંદાશ્રમ એટલે ભારતના જૂના ઋષિઆશ્રમોનો નમૂનો. આશ્રમ શબ્દજ આર્યોની સંસ્કૃતિનો પડઘો પાડે છે. આ આનંદાશ્રમના એક વિભાગરૂપ સ્નાન-ગૃહમાં પ્રવેશતાં આનંદ થાય છે. સામાન્ય પથ્થરો, સામાન્ય ચૂનો તથા સામાન્ય રેતી-માંથી જન્મેલું આ સ્નાનગૃહ બીજા સ્નાનગૃહોથી સાદું છતાં શામાટે આકર્ષક છે? બહારની ટાપટીપ નહિ છતાં ત્યાં શામાટે મનને આનંદ મળતો હશે? એના મુંગા પથ્થરોમાંથી વાચા ફુટતી હોય એમ શાંતિના ઝીણા ઝીણા ફેરા ઊડી રહ્યા હોય છે....।

આ વસ્તુસ્થિતિ સમજવામાટે સ્નાનગૃહની ભીંતિપર અદષ્ટરૂપે કોરાયેલાં તેઓશ્રીની દિનચર્યાનાં ભવ્યચિત્રો નિહાળવાં પડશે, એ દીવાલોએ સાચવેલા સંતજીવનના પડઘા ઉકેલવા પડશે. આ માટે સ્નાનગૃહનાજ બોલ સાંભળીએઃ—

"સામાન્ય પથ્થર, ચૂનો, રેતી અને પાણી આદિ જડવસ્તુઓમાંથી મારો જન્મ થયો છે. ગામડાના કોઈ કારીગરે મારું ઘડતર ઘડયું હશે. મારામાં રહેલી ગામડાની શોભાથી મારું મન રાચતું ન હતું. બહિર્ શોભાતરફ કોણ ખેંચાતું નથી? મને થયા કરતું કે ગામડામાં મારો જન્મ થયો તે કરતાં કોઈ સુંદર શહેરમાં મારો જન્મ થયો હોત તો કેટલું સારું? અથવા મને કોઈ લક્ષ્મીનંદનના ભવનમાં કે કોઈ સમ્રાટ્ના પ્રાસાદમાં સ્થાન મળ્યું હોત તો હું સુભાગી બનત. આવી આવી કલ્પનાઓના ભારથી મને પારાવાર ગુંગળાટ થતો. બહિર્ શોભાનો મોહ મને ઊંડી ઊંડી પીડા કર્યા કરતો. પ્રાણીઓમાં શ્રેષ્ઠ મનાતી માનવજાતને પણ માયિક પદાર્થોનું આકર્ષણ છોડતું નથી તો પછી મને બુદ્ધિહીનને તેનું ખેંચાણ કેમ ન હોય? આ ક્લેશમય વિચારવમળમાં મારું જીવન વ્યતીત થઈ ચૂકયું હતું. બુદ્ધિમાન્ મનાતા માનવસમૂહના મોટા ભાગને પણ સત્ય આનંદ શામાં છે તેની ખબર નથી તો પછી મારા માટે એ કલ્પના ક્યાંથી બાંધી શકાય? પણ મારી નિરાશાના, મારા અસંતોષના, મારા સંતાપના દિવસોના અન્તની સુઘડી મને પ્રાપ્ત થઈ.

એક સુપ્રભાતનું મને બરાબર સ્મરણ છે કે જ્યારે હું મારી મોહનિદ્રાંમાંથી ઝબકી ઊઠયું. મારા જડદેહમાં ચેતનાનો સંચાર થવા માંડ્યો. સંગીતના દિવ્યરણુંકાર વાતાવરણમાં ગુંજતા હોય એવું ભાસવા લાગ્યું. મધુરી મોરલીસમું હતું એ પાદુકાજીનું ગુંજન. પાદુકાજીના પડઘા આટલા નિયમબદ્ધ, આટલા મધુરા, આટલા આકર્ષક કેમ હશે? સમુદ્રમાંથી ઊઠતા તરંગો જેમ કિનારાતરફ જાય છે તેમ એ ધ્વનિ પાસે પાસે આવવાં લાગ્યો. આકાશમાં રંગોળી પૂરતા હોય એમ તે શબ્દો વધારે ઘેરા થવા માંડ્યા. એ સૂરોમાં મીઠાશ હતી. મનને મેલું કરે એવી નહિ, મનને ઠારે એવી. એ શબ્દો પાસે આવતા ગયા તેમ તેમ મારી જડતા સરવા લાગી, તેમ તેમ મારી ભ્રમણા ભાગવા લાગી. ઉત્તરતરફ પડતું મારું દ્વાર ઊઘડયું અને એ પાદુકાઓપર મેં એક ઋષિવર જોયા. શ્વેતવસ્ત્ર પહેરેલું છે, શ્વેતવસ્ત્ર ઓઢેલું છે, યોગીની જેમ મસ્તકની આસપાસ એક શ્વેતવસ્ત્ર વિંટાળેલું છે, આંખોમાં ચમક હતી, મુખપર પ્રકાશ હતો. ભારતના પૂર્વયુગનું સ્મરણ કરાવવા કોઈ સિદ્ધયોગી પધાર્યા હોય એવું સુમધુર એ દર્શન હતું. એ દિવ્યમૂર્તિને શેની ઉપમા આપું?

તેઓશ્રી હસ્તપ્રક્ષાલનમાટે એક પાટલાપર બિરાજ્યા. શાસ્ત્રીય પદ્ધતિપ્રમાણે હસ્ત-પ્રક્ષાલનનું કાર્ય ચાલ્યું અને પૂરું થયું. તે પછી દંતધાવનવિધિ શરુ થયો અને પૂરો થયો. એ પછી પ્રાતઃસ્નાન શરુ થયું અને પૂરું થયું. એ પછી વસ્ત્રપરિધાન કરી તેઓશ્રી પ્રાતઃસંધ્યાદિમાટે નિજમંદિરમાં પધાર્યા. વળી બપોરનું સ્નાન, બપોરની સંધ્યા અને ભોજન પણ અહીંજ થયાં. એ પછી સાયંસ્નાન પણ આજ સ્થળે થયું. આ પ્રમાણે વર્ષોસુધી ઉપરોક્ત ક્રિયાઓ અહીંજ થતી.

આ બધી ક્રિયાઓમાં શાસ્ત્રવિધિ બરાબર પળાતો, નિયમિતતા નજરે પડતી, સમયપાલન યોગ્યરીતે થતું. આ બધી ક્રિયાઓમાં શરીરપરનો કાબુ, કર્મેન્દ્રિયોપરનો કાબુ,

જ્ઞાનેન્દ્રિયોપરનો કાબુ, પ્રાણસંયમ ને મનની એકાગ્રતા નજરે પડતાં. એ ક્રિયા એટલે ગમે તેમ કરેલું કાર્ય નહિ પરંતુ ધૈર્ય, સાવધાનતા ને એકાગ્રતાપૂર્વક થયેલું કાર્ય. એ પ્રત્યેક ક્રિયા એટલે યોગનો પ્રત્યક્ષ સંયમ. એ પ્રત્યેક ક્રિયા એટલે સંતજીવનનું પ્રતિબિંબ. એ પ્રત્યેક ક્રિયા એટલે એ મહા જીવનનું એક એક રેખાચિત્ર. હસ્તપ્રક્ષાલન, દંતધાવન, સ્નાન તથા વસ્ત્રપરિધાનજેવી સામાન્ય ક્રિયાઓ પણ દર્શનીય બનતી. જાણે કોઈ દૈવી કલાકાર એ ક્રિયાઓની મૂર્તિ ન ઘડતા હોય એટલી એ ક્રિયાઓ પ્રાણવંત બનતી. એ જોતાંજ એનું શાસ્ત્રીયસ્વરૂપ સમજાય–એનું રહસ્ય સમજાય–એનું માહાત્મ્ય સમજાય.

આ સમય દરમિયાન દર્શનમાટે, શંકાસમાધાનમાટે, અભ્યાસમાટે અને અન્ય કાર્યોમાટે શિષ્યો અશિષ્યો આવ્યા હોય. તેઓશ્રી તો ઉપરોક્ત ક્રિયાઓમાં એકાગ્રતાપૂર્વક પ્રવૃત્ત હોય છતાં એ આશ્ચર્ય કે શાસ્ત્રીય સૂક્ષ્મશંકાઓનું સમાધાન પણ તેઓશ્રી બહુ ઝીણવટથી કરતા જાય, અથવા અભ્યાસ કરવા આવનારનો અભ્યાસ તેઓશ્રી કરાવતા જાય અથવા એવાં બીજાં કાર્યો થતાં જાય. આમ ભિન્ન ભિન્ન પ્રવૃત્તિ ચાલતી હોય છતાં એ પ્રવૃત્તિઓથી પૃથક્ હોય એમ તેઓશ્રી દેહવ્યાપારમાં નિમગ્ન હોય. શંકાસમાધાનનું કાર્ય અથવા અભ્યાસનું કાર્ય અથવા એવું બીજું કાર્ય ચાલતું હોય છતાં કોઈ ક્રિયામાં મંદતા જણાય નહિ, ચંચળતા જણાય નહિ, ક્ષોભ જણાય નહિ, સ્ખલન જણાય નહિ. જેવીરીતે થવી જોઈએ તેવી રીતેજ તે ક્રિયા થાય, જેટલા સમયમાં પૂરી થતી હોય તેટલા સમયમાંજ પૂરી થાય. જે જાગૃતિથી તે ક્રિયા થવી જોઈએ તે જાગૃતિથીજ થાય. મનપર ને પ્રાણપર કેટલો અદ્ભુત સંયમ! આનું નામ તે યોગ. આમ અનેક પ્રવૃત્તિમાં પણ મનનું સમત્વ ચૂંથાય નહિ, પ્રાણકલા એવીજ અચલ ક્ષોભરહિત હોય, મુખપરનો આનંદ એમજ સ્ફુરતો રહે, આંખોનાં અમી વરસતાંજ રહે, શબ્દોમાં પણ વિષાદની છાયા નજરે ન પડે. સૌની વચ્ચે બિરાજતા છતા સૌથી નિરાળા હોય એવું ભાસે અનેક ક્રિયામાં પ્રવૃત્ત છતાં નિષ્ક્રિયતાની મૂર્તિ હોય એમ અનુભવાય. સાચી સાધુતાના રસે રસેલું એ જીવન હતું, એટલે સાકરના પદાર્થમાં બધે મધુરતા જણાય તેમ એ જીવનના અંગપ્રત્યંગમાં મધુરતા જણાતી.

જગત્માં દૃષ્ટિ કરતાં જણાશે કે પોતાને મહાન્ ગણનાર–ગણાવનાર માનવી પોતાની પ્રત્યેક દેહક્રિયા એકાંતમાં કરતો જણાશે. સ્નાનમાટે એકાંત સ્થલ હોય, વસ્ત્રપરિધાનમાટે એકાંત સ્થલ હોય, ભોજનમાટે એકાંત સ્થલ હોય અને દેહધર્મની આવી ક્રિયાઓમાટે એકાંત સેવન થતું હોય તો બાધ જેવું પણ શું? તેઓશ્રીનું જીવન વિશ્વકલ્યાણમાટે હતું. તેઓશ્રીના જીવનની પ્રત્યેક ક્ષણનો કોઈપણ જિજ્ઞાસુ યથાશક્તિ લાભ લઈ શકે એ માટે તેઓશ્રીનું જીવન સૌમાટે ખુલ્લું હતું. તેઓશ્રીના દ્વારપર કોઈ દ્વારપાલજ નહિ. તેઓશ્રીનાં દ્વાર સૌમાટે સદૈવ ઉઘાડાંજ હતાં. કોઈપણ આગંતુક ત્યાં આવી શકતો, પ્રતિરોધવગર આવી શકતો, આજ્ઞાવગર આવી શકતો. આવો અસીમ ત્યાગ, આવું નિઃસ્વાર્થ જીવન, આવું ભવ્ય ઔદાર્ય જગત્માં ખોળવાં ભારે પડશે. લોકસંગ્રહાર્થે જીવવું તે આનું નામ. જીવનની પ્રત્યેક ક્રિયાને–દેહધર્મોને ગ્રંથકારના ગ્રંથનીજેમ સદાય ખુલ્લાં રાખવાં એ બાળકનો ખેલ નથી. એમાંજ જીવનની સાચી કસોટી થઈ જાય છે. જીવનને જગતની દૃષ્ટિની કસોટીએ સદાકાલ ચડવાવેલું એ કેટલું કપરું છે તેનો સત્ય વાચક પોતેજ ખ્યાલ કરી શકશે. માણસના જીવનની કસોટી તેના શબ્દોપરથી થતી નથી, તેના જીવનવ્યવહારથી થાય છે, એટલે જે

મહાપુરુષનાં વિચાર, વાણી ને વર્તન એક હોય છે તેજ આવું સાહસ કરી શકે છે. તેઓશ્રીનાં વિચારો, વાણી અને વર્તનમાં લેશપણ ભેદ ન જણાતો.

અનેક વર્ષોસુધી એ જીવન તટસ્થ નિરીક્ષકોની દૃષ્ટિએ કસોટી પામી ચૂક્યું હતું. "કોઈપણ મનુષ્ય પોતાના સેવકની દૃષ્ટિએ વીરપુરુષ નથી" એવી લોકોક્તિ તેઓશ્રીએ ખોટી પાડી છે. તેઓશ્રીના શિષ્યો અને સેવકોએ તેઓશ્રીને એક સાચા સંતતરીકે સ્વીકારેલા હતા. જે જીવનપ્રવાહ સદાકાલ એકરસ હોય તેમાં ક્ષતિ ક્યાંથી જણાય? કોને જણાય? તેઓશ્રીને કાંઈ જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય કે કર્તવ્ય ન હતું. છતાં લોકકલ્યાણમાટે તેઓશ્રી સદૈવ પ્રવૃત્ત હતા. તેઓશ્રીની પ્રત્યેક ક્રિયામાંથી કોઈપણ સુભાગી બોધ મેળવે, તેઓશ્રીના શબ્દોમાંથી કોઈપણ સુભાગી જ્ઞાનામૃત ઝીલે, તેઓશ્રીના કોઈપણ સૂચનમાંથી મોક્ષપથિક પોતાનો પ્રવાસ સરલ બનાવી શકે એ માટે તેઓશ્રીનું જીવન હતું. તેઓશ્રી જે જ્ઞાનસ્થિતિમાં વિરાજતા હતા ત્યાં માનવ પહોંચે એવી તેઓશ્રીની ઘોષણા હતી. એ જીવન એટલે કર્મ, ઉપાસના ને જ્ઞાનનો ત્રિવેણીસંગમ–એ જીવન એટલે યોગના પરવૈરાગ્યની પ્રત્યક્ષમૂર્તિ ...!"

આ સ્નાનગૃહ દુઃખીનો વિસામો હતું, નિરાધારનો આધાર હતું, નિરાશનું આશાકિરણ હતું. વ્યવહારથી મુંઝાયેલા મનુષ્યો દૂર દૂરથી અહીં આવતા. સંસારથી થાકેલા મનુષ્યો દૂર દૂરથી અહીં આવતા. મોક્ષપથિકો દૂર દૂરથી અહીં આવતા. આ સ્નાનગૃહમાં એવી શી મોહિની હતી કે ત્યાં આવવા તેઓ સૌ લલચાતા? આવનારને પૂરો વિશ્વાસ હતો કે પોતાની મુંઝવણ ત્યાં ટળશે. આવનારને પૂરો વિશ્વાસ હતો કે પોતાનો સંસારભાર ત્યાં ઓછો થશે–આવનારને પૂરો વિશ્વાસ હતો કે પોતાનો મોક્ષમાર્ગ ત્યાં સરલ થશે. માનવજેવું બીજું કોઈ સ્વાર્થીપ્રાણી કોઈએ જાણ્યું છે? એવું સ્વાર્થીપ્રાણી દૂર દૂરથી ત્યાં જાય ખરું? શહેરીજીવનના આનંદમાં મગ્ન મનુષ્ય જંગલમાં ઊભેલા આનંદાશ્રમપ્રતિ નહિતર દૃષ્ટિ કરે ખરો? આગગાડી તો હમણાં થઈ. પહેલાં બળદગાડીમાં બીલખા પહોંચાતું. વરસાદ હોય, ટાઢ હોય, તડકો હોય, તોપણ દૂર દૂરના પ્રવાસીઓ આ બધું વેઠી ત્યાં આવતા. શહેરીજીવનની ઘણી સગવડો ત્યાં ન હોય છતાં ત્યાં શહેરવાસીઓ આવતા. આ બધા પાછળ કાંઈ ગુપ્ત આશય હોવો જોઈએ. ત્યાં આવનારની લૌકિક ઇચ્છાઓ પાર પડતી, શરીર ને મનના રોગોનું શમન થતું. કલ્પવૃક્ષની છાયામાં ઇચ્છિત સાંપડે તેમ આ સ્નાનગૃહમાં આવનારની ઇચ્છા સફલ થતી. તેઓનાં લૌકિક દુઃખો દૂર થતાં અને પારલૌકિક ખોરાક મળતો.

જગતના જે જે ભાગમાં ઈશ્વિરાવતારો પ્રકટ થયા છે અથવા મહાપુરુષોએ નિવાસ કર્યો છે તે તે ભાગ તીર્થરૂપે પ્રસિદ્ધિ પામ્યા છે. જે જે સ્થલોએ માનવમેદની યાત્રાર્થે ઊલટે છે તે તે સ્થલ પૂર્વકાલમાં કોઈ અવતારીજીવનનું નિવાસસ્થાન બન્યું હશે. પ્રભુ રામ પંચવટીમાં નિવાસ કરે છે અને પંચવટી યાત્રાધામ બને છે. માતા સીતા વનવાસ પ્રસંગે રામગિરિપાસેના જલપ્રવાહોમાં સ્નાન કરે છે, અને તેને પાવન બનાવે છે, તેથીજ કાલિદાસ "જનકતનયા સ્નાન પુણ્યોદકેષુ" એવું કથન મેઘદૂતમાં કરે છે.

ભગવાન્ કૃષ્ણ વ્રજમાં બાલલીલા કરે છે, અને આખુંય વ્રજ પુણ્યભૂમિ બને છે. ભગવાન્ શંકર કાલટીમાં જન્મે છે તેથી કાલટી તથા પૂર્ણા પાવન બને છે. લીલાવિગ્રહોના નિવાસાદિથી જડભૂમિમાં પણ વિશુદ્ધિ પ્રકટે છે. આવાજ ઋષિવર બીલખામાં બિરાજ્યા હતા, અને આનંદાશ્રમને નિવાસસ્થાન બનાવ્યું હતું. તેઓશ્રીના નિવાસથી આનંદાશ્રમ અને તેનો પ્રત્યેક ભાગ પવિત્ર બન્યો છે. સ્નાનગૃહનું આ રૂપાન્તર તેઓશ્રીના પ્રતાપને લઈને

છે. પારસમણિના સ્પર્શથી જેમ લોઢું સોનું બની જાય તેમ આ સંતશ્રીના અહોનિશ દર્શનસમાગમથી સ્નાનગૃહનાં રજકણો પલટાઈ ગયાં છે, અને આ સ્થાન પવિત્ર બન્યું છે, દર્શનયોગ્ય બન્યું છે, શાંતિપ્રદ બન્યું છે. વર્ષોસુધી આ સ્થાનમાં ધર્મશાસ્ત્રોની શૌચ-વિધિનું પારાયણ થએલું. ત્યાં વર્ષોસુધી જ્ઞાન, યોગ ને વૈરાગ્યની ઉષ્મા ફેલાયેલી. તેઓશ્રીના વિશુદ્ધ વિચારપ્રવાહે તથા અંગોમાંથી ઝરતા સત્ત્વપ્રવાહે આ સ્થળનો દેહપલટો કરી નાંખ્યો છે.

વિજ્ઞાનદૃષ્ટિએ વિચાર કરતાં પ્રકૃતિનો એક અચલ સિદ્ધાંત દૃષ્ટિએ પડે છે. જ્યાં જ્યાં રાત્રિદિવસ એકજ પ્રકારની શુભ અથવા અશુભ ક્રિયા થયા કરતી હોય, જ્યાં જ્યાં શુભ અથવા અશુભ વિચારપ્રવાહ વહેતો રહેતો હોય, ત્યાં ત્યાંનું વાતાવરણ શુભ અથવા અશુભ આંદોલનોથી ભરપૂર બને છે, ત્યાં ત્યાં જતાં શુભ અથવા અશુભ અસર અનુભવાય છે. જ્યાં જ્યાં ઉંચાં અત્તરો કે પુષ્પો સદા બ્હેકતાં હોય ત્યાં ત્યાંનું વાતાવરણ સુગંધી બને છે. જ્યાં જ્યાં શીતલજલનું સિંચન થતું રહેતું હોય ત્યાં ત્યાં શીતલતા અનુભવાય છે. તેજ પ્રમાણે જ્યાં જ્યાં સાધુજીવનના પરમશુદ્ધ વિચારપ્રવાહોનું વહન સદૈવ ચાલતું હોય ત્યાં ત્યાં શાંતિજ અનુભવાય, આનંદજ અનુભવાય. જ્યા આત્મજ્યોતિ સદૈવ પ્રકટી રહી હોય ત્યાં તામસરાજસ અંધકાર ક્યાંથી ટકી શકે?

મોજીદડના એક બ્રાહ્મણબટુકે મહાબ્રાહ્મણ બની બીલખાની ભૂમિપર પગ મૂકયો હતો. અડવાણા, લીંબુડા ને જાફરાબાદના શિક્ષકે મહાશિક્ષકનું મહત્પદ મેળવી બીલખાની ભૂમિપર પગ મૂકયો હતો. માંગરોળ અને વસલના રાજકર્મચારીએ મહાયોગી બનીને બીલખાની ભૂમિપર પગ મૂક્યો હતો. આનંદગુફા (કાશી) અને મુચુકુંદગુફા-(જૂનાગઢ)ના તપસ્વીએ તપશ્ચર્યાની પરાકાષ્ઠારૂપ જીવન્મુક્તિની જ્યોતિ લઈ બીલખાની ભૂમિપર પગ મૂકયો હતો. એવા જ્યોતિર્ધરનું આ સ્નાનગૃહ છે. આ સ્નાનગૃહમાં સ્વસ્થ થઈને બેસો, આંખો બંધ કરીને બેસો; મનને ભટકતું રોકીને બેસો. મનસમક્ષ તેઓશ્રીનાં જીવનચિત્રો ખડા કરો તમારા શ્રવણોને તેઓશ્રીના શબ્દામૃતનું પાન કરાવો. તમારું ચિત્ત એકાગ્ર થતાં જાણે તેઓશ્રી સાક્ષાત્ બિરાજી હસ્તપ્રક્ષાલન કરતા હોય, દંતધાવન કરતા હોય, સ્નાન કરતા હોય, વસ્ત્રપરિધાન કરતા હોય, ભોજન કરતા હોય, બપોરની સંધ્યા કરતા હોય એ બધાં દશ્યો દેખાશે. બ્રહ્મચર્યસંથી દીપતા દેહનાં દર્શન થશે. મુખપરના સ્મિતથી હૃદય શાંત થશે. આંખોમાંથી ઝરતી અમીઝરણીમાં સ્નાન કરતાં નષ્ટપ્રાણજેવી બનેલી દૈવીસંપત્ ઝણઝણી ઊઠશે. વાણીમાંથી વહન કરતા મધુરરસમાં ઇન્દ્રિયો ને મનની વિષયપ્રવણતા ઓગળવા માંડશે. આ દર્શન અધિક અધિક થતું જાય તો ખારો સંસાર મીઠો બનવા લાગશે અને આ દર્શન જો સતત બન્યું રહે તો જીવભાવમાંથી શિવભાવ પ્રકટી ઉઠે...!

આ સ્નાનગૃહમાં અનેક સુભાગી શિષ્યોએ શાંતિ મેળવી છે. આ સ્નાનગૃહમાં અનેક સુભાગી શિષ્યોએ શંકાસમાધાન મેળવ્યાં છે. આ સ્નાનગૃહમાં અનેક સુભાગી શિષ્યોએ જીવનપથ સરલ બનાવ્યો છે–મોક્ષપથ સરલ બનાવ્યો છે. એમાંનો એક પ્રસંગ એ હતો કે તેઓશ્રી સ્નાનગૃહમાં બિરાજતા હતા ત્યારે એક સુભાગી શિષ્ય ત્યાં દર્શન-માટે આવેલા. થોડી ક્ષણોપછી તેઓશ્રીએ પોતાશ્રીની દિવ્યદૃષ્ટિ તેમની પર ઠેરવી અને "શ્રીવિચારસાગરના"ના નીચેના શબ્દોનો બોધ કર્યો:–

**જો સુખ નિત્ય પ્રકાશ વિભુ, નામ–રૂપ–આધાર।**
**મતિ ન લખૈ જિહિ મતિ લખૈ, સો મૈં શુદ્ધ અપાર॥**

જે બ્રહ્મ આનંદસ્વરૂપ, ત્રણુ કાળમાં રહેનાર, સ્વયંપ્રકાશ ( ઇંદ્રિય અંતઃકરણનો વિષય નહિ થયા છતાં જેના સદ્‌ભાવમાં કોઈપણ પ્રકારની શંકા રહેતી નથી એવું, ) વ્યાપક અથવા વિવિધરૂપે પ્રતીત થનાર, પ્રતીત થતાં નામરૂપના અધિષ્ઠાનરૂપ, જેને બુદ્ધિ પ્રકાશી શકતી નથી, પણુ જે બુદ્ધિને પોતાના ચેતનસ્વભાવવડે પ્રકાશે છે, જે અવિદ્યાના મલથી રહિત છે અને જે દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત છે તે બ્રહ્મ હું છું. આ શબ્દોનું શ્રવણ થતાં એ સાધકની ચિત્તવૃત્તિ અંતર્મુખ બની ગઈ. આ સ્થિતિમાં અમુક સમય પસાર થયા પછી તેઓશ્રીએ 'ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ' એ શબ્દોનું ઉચ્ચારણુ કર્યું અને તે જાગૃતિમાં આવ્યા. અત્યારે પણુ આપણે તેઓશ્રીનાં ઉપરોક્ત બોધવચનોને શ્રવણગોચર કરીએ અને તેઓશ્રીના કૃપાપ્રસાદથી આપણા ચિત્તને એ શબ્દોના લક્ષ્યાર્થમાં જોડી કૃતકૃત્ય થઈએ તોજ આપણી આ સ્નાનગૃહની યાત્રા સફલ થઈ મનાય. આવી યાત્રા કરવા આપણે સૌ સુભાગી બનીએ એવું પ્રાર્થું છું. આ સ્નાનગૃહમાં પહેલાં એ જીવનગંગામાં આપણા મનને સ્નાન કરાવી તેને અમનસ્કભાવમાં આણીએ એવું પ્રાર્થું છું. ગંગામૈયાસંબંધે જે ગવાયું છે તે અહીં કેમ લાગુ ન પડે?

"ઉપર ઉતરિયાં પંખી તો પાવન થીયાં,
માંહે મજ્જન કિયાં ભૂત ન સરજે ભાગીરથી."

ગંગાજીપરથી પસાર થનાર પક્ષીઓ પણુ પાવન થાય તો તેમાં સ્નાન કરનાર મનુષ્ય પાવન થાય તેમાં શું આશ્ચર્ય? આવું ગંગાજીનું માહાત્મ્ય છે; તો જે ગંગા સંતચરણથી પાવન બને છે તે સંતજીવનના ગંગાપ્રવાહમાં સ્નાન કરનાર–શ્રદ્ધાપૂર્વક સ્નાન કરનાર–તન્મય થઈને સ્નાન કરનાર પાવન બને અને સ્વજીવન ધન્ય કરે એમાં શું આશ્ચર્ય?

---:o:---

## "APPRECIATION."

*by*

J. K. Mehta M. A.

Secretary, The Indian Merchants' Chamber,
Bombay

I have gone through the Book "Mahatma Shri Nathurama Sharma and His Message," with great interest. Ever since I was a child I knew about Mahatma Nathuramji, as I happened to be in Kathiawar. I knew also, as my father's friend, the late Sj. GanpatramBhai, who was a great disciple of the Mahatma Shri and since then also I have met several friends, both men and women, who were disciples of Mahatma Shri, I can see that Mahatma Shri's teachings have got a great hold upon his disciples and those teachings themselves were based upon a lofty conception of life. Mr. Karansinh Lalsinh Thakore has rendered Mahatma Shri's Life

and his teachings in a very suitable form in this book, with his terse and simple English and with a methodical arrangement of the whole book. I myself, unfortunately, have not been able to see eye to eye with several teachings of Mahatma Shri, but I believe in bowing my head to whoever has devoted his life to lifting up the humanity higher than when he found it. With regard to Agricultural Economy we pay our respect to those Scientists who help in having two blades of grass where one blade grew; similarly with regard to Spiritual Economy also we pay respect to those Souls which have contributed to making the World richer in the Spirit.

I congratulate Mr. Karansinh Lalsinh Thakore on this book, and hope that it will be a guiding light to many of his brothers and sisters who, in the darkness which surrounds the world at present, want a message to give them peace of mind.

———:o:———

## ગુણજ્ઞતા

ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બર (હિંદી વ્યાપારીમંડળ)ના મંત્રી મહાશય શ્રી. જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા. એમ. એ. મુંબઇથી નીચેના ભાવનું લખી મોકલાવે છે:—

શ્રી. કરણસિંહજીભાઇરચિત 'પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા અને તેઓશ્રીનો સંદેશ' એ નામનું પુસ્તક હું રસપૂર્વક અવલોકી ગયો છું. હું બાળક હતો ત્યારથી અને કાઠિયાવાડમાં રહેતો તે વખતથી મહાત્માશ્રી નથુરામજીને ઓળખતો આવ્યો છું.

સુરતનિવાસી સદ્‌ગત શ્રી. ગણપતરામ અનોપરામ ત્રવાડી મારા પિતાશ્રીના મિત્ર હતા, એટલે હું તેમના પરિચયમાં પણ આવેલો હતો. આ ગણપતરામભાઈ પૂજ્યપાદ મહાત્માશ્રીના પરમ શિષ્ય હતા, એટલે તેમના પરિચયથી અને બીજા મારા કેટલાએક સ્નેહીઓ કે જેઓ પણ પૂજ્યપાદ મહાત્માશ્રીના શિષ્યમંડળમાં હતા અને છે તેમના પરિચયથી હું જાણી શક્યો છું કે પૂજ્યપાદ મહાત્માશ્રીના સદુપદેશની અસર પોતાશ્રીના શિષ્યમંડળઉપર સારી થએલી છે; જીવનનું મૂલ્ય ઉંચું છે અને જીવનનું ધ્યેય અનેરું છે એવી સમજ વારંવાર દૃઢ કરાવવામાટે તેઓશ્રીનો સદ્‌બોધ હતો અને છે.

શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. એ આ નાના પુસ્તકમાં પૂજ્યપાદ મહાત્માશ્રીની જીવનચર્યા અને તેઓશ્રીના જીવનસંદેશને યથાયોગ્ય સ્વરૂપમાં મૂકવામાટે સારો એવો પ્રયત્ન કર્યો છે. આ પુસ્તકની સુઘટિત રચનાશૈલીસાથે લેખક મહાશયની સરળ અને સંસ્કારી અંગ્રેજી ભાષાશૈલીનો સુમેળ સધાયો છે.

પૂજ્યપાદ મહાત્માશ્રીના સદુપદેશના અંશોને સાક્ષાત્ રીતે જાણવાનો મંદભાગ્યે મને લાભ મળ્યો નથી; છતાં પણ માનવજાતિની ઉન્નતિ કરવામાં જે મહાપુરુષોએ પોતાના જીવનનું

સમર્પણ કર્યું છે, તેમના પવિત્ર પાદારવિંદમાં વંદન કરવામાં હું શ્રદ્ધાપૂર્વક માનું છું. જે કૃષિવિજ્ઞાનવેત્તાઓએ કૃષિના ફાલને દ્વિગુણિત કરવામાં પોતાના વિજ્ઞાનનો ફાળો આપ્યો છે તેમના તરફ આપણ સૌને માનબુદ્ધિ ઉપજે છે; તે પ્રમાણે જે મહાત્માઓએ આપણા સંસારને આધ્યાત્મિક સંપત્તિવડે સમૃદ્ધ કર્યો છે, તે મહાત્માઓપ્રતિ પણ આપણને પૂજ્યભાવ પ્રકટે એ સ્વાભાવિક છે.

આ પુસ્તક રચવામાટે હું શ્રી. કરણસિંહજીભાઈને અભિનંદન પાઠવું છું, અને મને આશા છે કે શ્રી. કરણસિંહજીભાઈનું આ પુસ્તક તમોગુણપ્રધાન આ દેશકાલમાં સાત્વિક, શાંતિવાંચ્છુ એવાં પોતાનાં ઘણાં ગુરુબંધુબહેનોને પ્રકાશરૂપ થશે.

——:०:——

## મદાલસા

**[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ, વેદાંતભૂષણ ]**

**( અનુસંધાન ગત વર્ષના અંક ૬ના પૃષ્ઠ ૧૩૦થી )**

एवमुल्लाप्यमानस्तु स तु मात्रा दिने दिने ।
ववृधे वयसा बालो बुद्धया चालर्कसंज्ञितः ॥

હાલરડાંના નિમિત્તથી જેને પ્રતિદિન શુભ સંસ્કારોનું દ્યોતન મળ્યા કરતું હતું એવો અલર્કનામવાળો તે બાળક વયમાં અને બુદ્ધિમાં પ્રતિદિન અધિક માત્રા વધતો રહ્યો.

स कौमारकमासाद्य ऋतुध्वजसुतस्तदा ।
कृतोपनयनः प्राज्ञः प्रणिपत्याह मातरम् ॥

ઋતુધ્વજનો તે પુત્ર કુમારની અવસ્થાને પામ્યા પછી તેને ઉપનયન સંસ્કાર કરવામાં આવ્યો. તે પછી ડહાપણવાળી બુદ્ધિવાળો તે પોતાની મા મદાલસાને પ્રણિપાત કરીને કહેવા લાગ્યો.

मया यदंब कर्तव्यमैहिकामुष्मिकाय वै ।
सुखाय वद तत्सर्वं प्रश्रयावनतस्य मे ॥

હે મા! તમારા કહેવા પ્રમાણેનું વર્તન રાખી રહેવાથી મને અવશ્ય સુખ થશે એવી આસ્થાથી હું તમને નમેલો છું, એટલે તમારે શરણે આવેલો છું એ જોઈને જે પ્રકારનું વર્તન રાખી રહેવાથી મને આ લોકનું તથા પરલોકનું સુખ મળે એમ હોય તે મને સંપૂર્ણપણે કહેવાની કૃપા કરો.

ममार्थं चैव धर्मार्थं प्रजानां चैव यद्धितम् ।
श्रेयसे यच्च तत्सर्वं प्रजारंजनमादितः ॥

મારો ઇષ્ટ અર્થ શો છે અને તે કેવી રીતે સરે,
ધર્મનો ઇષ્ટ હેતુ શો છે અને તે કેવી રીતે સરે,
પ્રજાઓનું ઇષ્ટ હિત શું છે અને તે કેવી રીતે સરે,

અને પ્રજાઓને રાજી રાખવાના કર્તવ્યથી માંડીને બીજું પણ મારું જે રાજાના પદનું કર્તવ્ય હોય તે સર્વ મને કહો કે જે જાણીને તે પ્રમાણે કરવાથી મારું કલ્યાણ થતું રહે.

मदालसोवाच—મદાલસા ઉત્તરમાં કહે છેઃ—

वत्स राज्याभिषिक्तेन प्रजारंजनमादितः ।
कर्तव्यमविरोधेन स्वधर्मस्य महीभृताम् ॥

હે વત્સ ! જેના માથે રાજ્યનો અભિષેક થયેલો હોય એવા રાજાએ રાજાઓમાટે શાસ્ત્રે જે સ્વધર્મ કહેલો છે તે સ્વધર્મનું આચરણ કરતા રહેવું અને પોતાના તે સ્વધર્મના આચરણને બાધ ન આવે એ રીતે પોતાની પ્રજાઓને રાજી રાખવાથી માંડીને બીજો પણ જે લૌકિક સદાચાર સજ્જનોને સંમત હોય તે સદાચારોનું પણ પાલન કરતા રહેવું.

वर्णधर्मा न सीदन्ति यस्य राष्ट्रे तथाश्रमाः ।
राज्ञस्तस्य सुखं तात परत्रेह च शाश्वतम् ॥

હે તાત ! જે રાજાના દેશમાં વર્ણધર્મો તથા આશ્રમધર્મો સીદાતા નથી, એટલે વર્ણધર્મોનું તથા આશ્રમધર્મોનું જે રાજાના દેશમાં યથાવત્ પાલન કરાય છે તે રાજાને જીવતાં આ લોકમાં તથા મુઆ પછી સ્વર્ગલોકમાં એમ સર્વદા સુખજ મળે છે.

एतद्राज्ञः परं कृत्यं तथैतद्वृद्धिकारणम् ।
स्वधर्मे स्थापनं नृणां चाल्यते न कुबुद्धिभिः ॥

મનુષ્યોને પોતપોતાના વર્ણ તથા આશ્રમના ધર્મોમાં સ્થાપવા અને પોતે હલકી બુદ્ધિવાળાથી પોતાના સ્વધર્મમાંથી ચલિત ન થવું આ રાજાએ કરવાજેવું મુખ્ય કાર્ય છે, અને રાજાનું એ કાર્ય તેની વૃદ્ધિ થવામાં કારણભૂત છે.

पालनेनैव भूतानां कृतकृत्यो महीपतिः ।
सम्यक् पालयिता भागं धर्मस्याप्नोति वै यतः ॥

ભૂતોનું યથાવત્ પાલન કરવાથીજ રાજા કૃતકૃત્ય થાય છે, કારણ કે યથાવત્ પાલન કરનારો રાજા પ્રજાએ કરેલા ધર્મનો ભાગ અવશ્ય મેળવે છે.

एवमाचरते राजा चातुर्वर्ण्यस्य रक्षणे ।
स सुखी विहरत्येष शक्रस्येति सलोकताम् ॥

એમ જે રાજા ચાર વર્ણના ધર્મોનું જે રીતે યથાવત્ પાલન થાય એ રીતે પોતાનું વર્તન કરે છે તે આ લોકમાં સુખી થયો થકો વિહાર કરે છે અને મુઆ પછી ઇંદ્રના લોકને પામે છે.

व्यसनानि परित्यज्य सत्यमूलहराणि वै ।
आत्मा रिपुभ्यो संरक्ष्यो बहिर्मन्त्रविनिर्गमात् ॥

કોઈ પણ અહિતકર પ્રાણી વા પદાર્થની આસક્તિ વ્યસન કહેવાય છે.

એવું પ્રત્યેક વ્યસન સત્યના મૂળભૂત સ્વધર્મનિષ્ઠાનું હરણ કરનારું છે.

સત્ય જ પુરુષને પોતાના પદમાં સ્થિર રાખનારું છે.

સ્વધર્મનિષ્ઠા શિથિલ થતાં સત્યનું યથાવત્ પાલન ન થઇ શકે, અને સત્યનું પાલન ન થાય તો પુરુષ પોતાના પદમાં સ્થિર રહી ન શકે, માટે રાજાએ પોતાના રાજ્યપદમાં સ્થિર રહેવામાટે કોઇ પણ વ્યસનને કરવું નહિ.

પોતાના શત્રુઓ પોતાને કાંઇ હાનિ પહોંચાડી ન શકે એ માટે રાજાએ સદા જાગ્રત્ રહેવું.

શત્રુઓમાથેનો પોતાનો વર્તાવ કરવાની ગુપ્તમંત્રણા બહાર પડી જાય તો શત્રુઓ તેનો લાભ લઇ પોતાનો ઘાત કરવા સુધીનું સામર્થ્ય મેળવી શકે એમ જાણી રાજાએ મુખ્યપણે પોતાના શત્રુઓસાથેના પોતાના વર્તાવની ગુપ્ત મંત્રણાઓ બહાર પડી જવા ન પામે એવી પૂરેપૂરી સાવધાનતા રાખવી.

दुष्टादुष्टांश्च जानीयादमात्यानरिदोषतः ।
अष्टधा नाशमाप्नोति स्वचक्रात्स्यंदनाद्यथा ।
तथा राजाप्यसंदिग्धं वहिर्मन्त्रविनिर्गमात् ॥

પોતાના કારભારીઓમાં કોઈ શત્રુસાથે મળેલા છે કે નહિ તે રાજાએ જાણતા રહેવું જોઈએ.

વંટોળીયાને આધારે ઉંચો ચડેલો પદાર્થ પાછો પૃથ્વીપર પટકાઇને જેમ નાશ પામે છે તેમ શત્રુના સંબંધની પોતાના કારભારીસાથે કરેલી મંત્રણા બહાર પડી જાય તો રાજા પણ અવશ્ય આઠ પ્રકારે નાશ પામે છે.

चरैश्चरास्तथा शत्रोरन्वेष्टव्या प्रयत्नतः ॥

માટે શત્રુના ચાર (છુપા સમાચાર પહોંચાડનારા) પુરુષો પોતાની મંત્રણા જાણી શત્રુને ન પહોંચાડી શકે એ માટે પોતાના ચાર પુરુષોવડે શત્રુના ચાર પુરુષો કોણ કોણ છે તે પણ રાજાએ જાણતા રહેવું જોઈએ.

विश्वासो नैव कर्तव्यो राज्ञा मित्राप्तवंधुषु ।
कार्ययोगादमित्रेषु विश्वसीत नराधिपः ॥

રાજાએ પોતાના મિત્ર તથા આપ્ત બંધુઓનો પણ વિશ્વાસ કરી રહેવું નહિ, અને પોતાનું કામ સધાતું હોવાના સંભવે રાજાએ શત્રુમાં પણ વિશ્વાસ કરવો જોઈએ.

स्थानवृद्धिक्षयज्ञेन षाड्गुण्यविदितात्मना ।
भवितव्यं नरेन्द्रेण न कामवशवर्तिना ॥

રાજાએ પોતાના સંસ્થાનની વૃદ્ધિ થાય છે કે ક્ષય થાય છે તે જાણતા રહેવું જોઈએ.

જે છ ગુણો સંસ્થાનની વૃદ્ધિ કરનારા છે તથા જે છ દોષો સંસ્થાનનો ક્ષય કરનારા છે તે ગુણ તથા દોષોના સ્વરૂપને જાણતા રહેવું જોઈએ.

પણ રાજાએ કોઇ પણ સમયે કામવશ થઈ રહેવું ન જોઇએ.

प्रागात्ममंत्रिणश्चैव ततो भृत्या महीभृता ।
ज्ञेयाश्चानन्तरं पौरा विरुध्येत ततोऽरिभिः ॥

રાજાએ પ્રથમ પોતાના મંત્રિઓ પોતાના પક્ષમાં ખરેખરા રહેનારા છે કે નહિ, પછી પોતાના સેવકો પોતાંના પક્ષમાં સ્થિર રહેનારા છે કે નહિ અને તે પછી પોતાના પુરજનો પોતાના પક્ષમાં છે કે નહિ તેનો નિશ્ચય કરીને જો પોતાના પક્ષમાં તેઓ સઘળા છે એવો નિશ્ચય થાય તોજ શત્રુસામે વિરોધ પ્રકટ કરવો, નહિ તો ન કરવો.

यस्त्वैतानविजित्यैव वैरिणो विजिगीषते ।
सोऽजितात्माऽजितामात्यः शत्रुवर्गेण बाधते ॥

જે રાજા પોતાના મંત્રીઓને, પોતાના સેવકોને, તથા પોતાના પુરજનોને પોતાના પક્ષમાં જીતી લીધા વિનાજ શત્રુને જીતવા ધારે છે તે પોતાના ઘરના તથા પોતાના અમાત્યના જયવિનાનો રાજા શત્રુવડે પરાજયનેજ પામે છે.

तस्मात् कामादयः पूर्वं जेयाः पुत्र महीभृता ।
तज्जये हि जयो राज्ञो राजा नश्यति तैर्जितः ॥

માટે હે પુત્ર! પ્રથમ કામ આદિ અંતરના છ શત્રુઓનો રાજાએ જય કરવો જોઈએ,

કારણ કે તે શત્રુઓનો જય કરવાથીજ રાજા બહારના શત્રુનો જય કરી શકે છે અને તે ૭ અંતરના શત્રુઓવડે જિતાએલો રાજા બહારના શત્રુનો પરાજય કરી શકતો નથી, પણ પોતેજ નાશ પામે છે.

कामः क्रोधश्च लोभश्च मदो मानस्तथैव हि ।
हर्षश्च शत्रवो ह्येते नाशाय कुमहीभृताम् ॥

કામ ક્રોધ લોભ મદ માન અને હર્ષ આ ૭ શત્રુઓનો જય ન કરનારા રાજાઓ નઠારા રાજાઓ છે અને એવા રાજાઓનો એ ૭ શત્રુઓ નાશજ કરે છે.

कामप्रसक्तमात्मानं स्मृत्वा पांडुं निपातितम् ।
निवर्तयेत्तथा क्रोधादनुह्रादं हतात्मजम् ॥

કામના પ્રસંગથી પાંડુનો નિપાત થયો એ વાતનું સ્મરણ રાખીને રાજાએ કામના પ્રસંગથી નિવૃત્ત રહેવું જોઈએ.

ક્રોધના પ્રસંગથી અનુહ્રાદનો પુત્ર હણાયો એ વાતનું સ્મરણ રાખીને રાજાએ ક્રોધના પ્રસંગથી નિવૃત્ત રહેવું જોઈએ.

हतमैलं तथा लोभान्मदाद्वेनं द्विजैर्हतम् ।
मानादनायुषः पुत्रं हतं हर्षात् पुरंजयम् ॥

લોભના પ્રસંગથી ઇલાનો પુત્ર (પુરુરવસ) હણાયો એ વાતનું સ્મરણ રાખી રાજાએ લોભના પ્રસંગથી દૂર રહેવું જોઇએ.

મદના પ્રસંગથી વેનરાજા બ્રાહ્મણોવડે હણાયો એ વાતનું સ્મરણ રાખી રાજાએ મદના પ્રસંગથી દૂર રહેવું જોઇએ.

માનના પ્રસંગથી અનાયુષનો પુત્ર હણાયો એ વાતનું સ્મરણ રાખી રાજાએ માનના પ્રસંગથી દૂર રહેવું જોઇએ.

હર્ષના પ્રસંગથી પુરંજય હણાયો એ વાતનું સ્મરણ રાખી રાજાએ હર્ષના પ્રસંગથી દૂર રહેવું જોઇએ.

षभिर्जितैर्जितं सर्वं भरतेन महात्मना ।
स्मृत्वा विवर्जयेदेतान् षड्दोषांश्च महीपतिः ॥

અને મહાત્મા ભરત રાજાએ આ ૭ શત્રુઓનો જય કર્યો તેથી વસ્તુતાએ તેણે સર્વનો જય કર્યો એ વાતનું સ્મરણ રાખીને રાજાએ મનના આ ૭ દોષો જે રાજાના ખરા શત્રુઓરૂપ છે તેમને દૂર રાખવા જોઈએ.

काककोकिलभृंगाणां बकव्यालशिखंडिनाम् ।
हंसकुक्कुटलोहानां शिक्षेत चरितं नृपः ॥

રાજાએ કાગડાનું, કોયલનું, ભમરાનું, બગલાનું, સર્પનું, મોરનું, હંસનું, કુકડાનું ને બકરાનું ચરિત શીખવું જોઇએ.

कौशिकस्य क्रियां कुर्याद्विपक्षे मनुजेश्वरः ।
चेष्टां पिपीलिकानां च काले भूपः प्रदर्शयेत् ॥

રાજાએ શત્રુપક્ષમાં ઘૂડની ક્રિયા કરવી જોઇએ, અને સમયે રાજાએ કીડીઓની ચેષ્ટા કરી દેખાડવી જોઇએ.

ज्ञेयाग्निविस्फुलिंगानां बीजचेष्टा च शाल्मलेः ।
चंद्रसूर्यस्वरूपं च नीत्यर्थे पृथिवीक्षिता ॥

રાજાએ અગ્નિના તણખાની અને શેમળાના બીની ચેષ્ટાને કરી જાણવું જોઇએ, તેમજ સામયિક નીતિના કારણે ચંદ્ર અને સૂર્યનાં રૂપ કરી જાણવું જોઇએ.

बन्धकीपद्मशरभशूलिकागुर्विणीस्तनात् ॥

રાજાએ વેશ્યા, કમલ, મદનીયું, શૂલી અને ભારેવગીના સ્તનપાસેથી શીખામણ લેવી જોઇએ.

एवं सामेन भेदेन प्रदानेन च पार्थिव ।
दंडेन च प्रकुर्वीत नीत्यर्थं पृथिवीक्षिता ॥

હે રાજા! એ પ્રમાણે રાજાએ જે સમયે જે નીતિનો પ્રયોગ કરવાની અગત્ય જણાય તે સમયે તે નીતિના ઉપયોગમાટે સામ ભેદ દાન અને દંડવડે કાર્ય સાધવું જોઇએ.

शक्रार्कयमसोमानां तद्वद्वायोर्महीपतिः ।
रूपाणि पंचकुर्वीत महीपालनकर्मणि ॥

પૃથ્વીનું પાલન કરવાના કામમાટે રાજાએ અગત્યને અનુસરીને ઇંદ્ર, સૂર્ય, યમ, ચંદ્ર તેમજ વાયુ એમ પોતાનાં પાંચરૂપ કરવાં જોઇએ.

यथेन्द्रश्चतुरो मासान् वार्योघेणैव भूतलम् ।
आप्याययेत्तथा लोकान् परिचारैर्महीपतिः ॥

જેમ ઇંદ્ર ચાર માસસુધી પૃથ્વીના તલને જળના ઓઘવડે તૃપ્ત કરી દે છે તેમ રાજાએ પોતાનાં સેવા કાર્યોવડે પ્રજાને તૃપ્ત કરી દેવી જોઇએ.

मासानष्टौ यथा सूर्यस्तोयं हरति रश्मिभिः ।
सूक्ष्मेणैवाभ्युपायेन तथा शुल्कादिना नृपः ॥

જેમ સૂર્ય આઠ માસપર્યંત પોતાનાં કિરણોવડે ભૂતલપરના જળને ખેંચી લે છે, તેમ રાજાએ પ્રજાને આકરા ન જણાય એવી રીતે નાંખેલા કર આદિવડે પ્રજા પાસેનું ધન ખેંચવું જોઇએ.

यथा यमः प्रियद्वेष्यो प्राप्ते काले प्रयच्छति ।
तथा प्रियाप्रिये राजा दुष्टादुष्टे समो भवेत् ॥

જેથ યમ પુણ્યજીવન જીવનારાને તથા પાપજીવન જીવનારાને સમય આવ્યે અવશ્ય મૃત્યુ આપે છે, તેમ રાજાએ પ્રિયજનોપ્રતિ તથા અપ્રિયજનોપ્રતિ તેમજ સાધુ તથા દુષ્ટપ્રતિ સમભાવ રાખી રહેવું જોઇએ, એટલે જે સમયે જેણે જે કર્મ કર્યું હોય તે સમયે તે કર્મને અનુરૂપ તેનાપ્રતિ કરવાયોગ્ય વર્તાવ રાજાએ અવશ્ય કરવો જોઇએ.

पूर्णेन्दुमालोक्य यथा प्रीतिमान् जायते नरः ।
एवं यत्र प्रजाः सर्वा निर्वृत्तास्तच्छशीव्रतम् ॥

પૂર્ણિમાના ચંદ્રનું દર્શન કરીને પુરુષ જેમ પ્રસન્ન થાય છે, એમ જે રીતનું વર્તન રાખી રહેવાથી રાજાને દેખીને સર્વે પ્રજા સુખ પામે છે તે રીતનું વર્તન તે રાજાનું શશીવ્રત એટલે ચંદ્રના સમાન વર્તન છે.

मारुतः सर्वभूतेषु निगूढश्चरते यथा ।
एवं चरेन्नृपश्चारैः पौरामात्यारिबन्धुषु ॥

જેમ પવન ગુપ્ત રહ્યો રહ્યો સર્વ ભૂતોને વિષે સંચરે છે, તેમ રાજાએ પુરજનો, કારભારીઓ, શત્રુઓ અને મિત્રોવિષે પોતાના ચારજનોદ્વારા ગુપ્ત સંચાર રાખતા રહેવું જોઇએ.

न लोभार्थैर्न कामार्थैर्नार्थार्थैर्यस्य मानसम् ।
पदार्थैः कृष्यते धर्मात् स राजा स्वर्गमृच्छति ॥

લોભને તૃપ્ત કરનારા પદાર્થોવડે, કામને તૃપ્ત કરનારા પદાર્થોવડે તથા ધનસંપત્તિની કામનાને તૃપ્ત કરનારા પદાર્થોવડે એમ વિવિધ પ્રકારની તૃપ્તિને આપનારા પદાર્થોવડે જે રાજાનું મન ધર્મમાંથી ખેંચાતુ નથી, એટલે એવા પદાર્થોની પ્રાપ્તિમાટે જે રાજા અધર્મ કરતો નથી તે રાજા મરણપછી સ્વર્ગને પામે છે. (ચાલુ)

———:o:———

## मांडूक्य ने ॐकार

[લેખકઃ વલ્લભરામ વૈદ્ય]

(ગતાંક પૃષ્ઠ ૧૮૨થી ચાલુ)

### अकार માત્રા અને સ્થૂલ બ્રહ્માંડ

છાંદોગ્ય શ્રુતિમાં सप्तांगनुं વર્ણન નીચે મુજબ છેઃ—

આ વૈશ્વાનર આત્માનું મસ્તક સ્વર્ગલોક છે, નેત્રો સૂર્ય છે, નાના પ્રકારથી સંચાર કરનારો વાયુ તેના પ્રાણરૂપ છે, વિસ્તીર્ણ ગુણવાળું આકાશ તેના દેહનો મધ્ય ભાગ છે, જલ તેની બસ્તિ છે, અને પૃથ્વી તેના ચરણો છે, ઇત્યાદિ કહીને तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयं, એમ કહી, આપણે જ્યારે અન્ન ખાઇએ છીએ, તે અંદરના વૈશ્વાનરનેજ આહુતિ આપીએ છીએ, એ પ્રકારના અગ્નિહોત્રની ભાવનાના શેષમાં આહવનીય અગ્નિ આ વૈશ્વાનરનું મુખ છે એમ કહ્યું છે. છાં. અ. ૫. ખંડ ૧૮થી ૨૪.

પરંતુ માંડૂક્યમાં બીજા મંત્રમાં 'अयमात्मा ब्रह्म' એ વાક્યથી આપણા જીવાત્માને બ્રહ્મ કહ્યો અને પાછો તેનેજ 'चतुष्पात्' કહ્યો. પાછો એજ આત્માને ત્રીજામંત્રમાં 'सप्तांग' કહ્યો. હવે સ્થૂલ પિંડાભિમાની વિશ્વ કે જે વ્યષ્ટિરૂપ છે તે જો સમષ્ટિરૂપ વિરાટથી જરાય જૂદો હોય તો તેને સ્વર્ગ આદિ મસ્તકવાળો કહીજ કેમ શકાય? એટલે આધ્યાત્મિકસહિત આધિદૈવિક ઐક્યના સ્વીકારપૂર્વકજ ઉપનિષદ્‌માં 'चतुष्पाद्'નું વર્ણન છે એમ સમજવુ. ભેદવાદનો નિરાસ એજ ઉપનિષદ્‌ની વિશિષ્ટતા છે. નહિતર તો સ્વદેહપરિચ્છિન્ન જીવાત્માનો ભેદ તો સાંખ્યાદિ દર્શનોમાં પણ બતાવેલ છે. શ્રુતિ પણ જો એમજ ભેદવાદ પ્રતિપાદન કરે તો પછી એ દર્શનો અને શ્રુતિમાં વિશેષ શું છે? એટલા માટે આધ્યાત્મિક વિશ્વને આધિદૈવિક વિરાટ્‌ની સાથે ગણીનેજ 'सप्तांग' વચન શ્રુતિએ કહ્યું છે એમ જાણવું.

अकारમાત્રાનું આ સ્થૂલશરીર છે. ઇન્દ્રિયોને જે અવસ્થામાં વિષયોપલબ્ધિ થાય છે તેને જાગ્રત્ અવસ્થા કહે છે. તે અવસ્થાનો આ વિશ્વાત્મા અભિમાની છે; કેમકે 'હું, મારું' ઇત્યાદિ અભિમાન તે સ્થૂલશરીરમાં કરે છે. એને વ્યષ્ટિરૂપ તેમજ આધ્યાત્મિક જાણવો, અને યાવત્ બ્રહ્માંડાંતર્ગત સ્થૂલ પ્રપંચાભિમાનીને વિરાટ્ તેમજ સમષ્ટિરૂપ જાણવો; તે તેનું આધિદૈવિકરૂપ કહેવાય છે.

એક વસ્તુ છેવટ સુધી ન ભૂલવી જોઈએ કે ઉપાધિભેદથી નામભેદ રાખવાં પડ્યાં છે. નામો બધાં ઉપાધિનાં વિશેષણો છે.

આત્મા તો નિર્વિશેષ છે. આ દૃષ્ટિએ જાણવાથી આપણા દેહમાં સંપૂર્ણ રીતે આત્માનું પ્રતિભાન થશે; અને તત્સંબંધી અભ્યાસ વધતો જશે. આમ ખરો ૐ કારનો અભ્યાસ વધવાથી અથવા ૐ કારદ્વારા બ્રહ્મપ્રાપ્તિ થાય. વેદાંત ખરી વસ્તુને બતાવનારું શાસ્ત્ર છે. તે જીવના વાસ્તવિક સ્વરૂપનું પરિશીલન કરાવે છે માટેજ તેને શારીરક=જીવશાસ્ત્ર કહેવાય છે. કર્મકાંડની માફક આ શાસ્ત્રમાં ફળને માટે લોક પરલોક પ્રાપ્તિની રાહ જોવી પડતી નથી પણ જ્ઞાનની અનંતર તત્કાલ ફલપ્રાપ્તિ થાય છે, એટલેજ ભગવત્પાદાચાર્યે શારીરક ભાષ્યની પ્રસ્તાવનાના અવસરે **'भव्यश्च धर्मो न जिज्ञास्यो ज्ञानकालेऽस्ति'** **'इह तु भूतं ब्रह्म जिज्ञास्यम्'** ઈત્યાદિ કહ્યું છે, એટલે સ્વતઃસિદ્ધ વસ્તુ જે આપણો આત્મા 'બ્રહ્મ' તેનું અન્વેષણ કરવાની દૃષ્ટિથી જ્ઞાનશાસ્ત્રો વાંચવાં જોઈએ; નહિતર "તિલક કરતાં ત્રેપન વહયાં" જેવી સ્થિતિ થાય.

આ વૈશ્વાનર આત્માનું સ્થૂલદેહમાં "દક્ષિણનેત્ર" સ્થાન કહ્યું છે. **इन्धो ह वै नामैष योऽयं दक्षिणेऽक्षन्पुरुषः** બૃહદારણ્યક અ. ૪-૨-૨. પૂજ્યપાદ ગૌડ પાદાચાર્યજી પણ તેઓની કારિકામાં "**दक्षिणाक्षि मुखे विश्वो॰** કારિકા. ૨ આગમપ્રકરણ:માં એજ કહે છે.

જાગ્રત્ અવસ્થામાં બુદ્ધિ પણ બાહ્યાર્થોને ગ્રહણ કરે છે એ પ્રત્યક્ષસિદ્ધ છે એટલે વિશ્વાત્મા કે વિરાટ્ ને **'बहिष्प्रज्ञ'** કહ્યો છે.

હવે એના શરીરની વાત રહી, એ શરીર સ્થૂલપંચમહાભૂતોનું બનેલું છે, એનેજ પંચીકૃતપંચમહાભૂતો કહે છે. પંચીકરણની રીતિ એમ છે કે, દરએક ભૂતોના સમાન બે ભાગ થાય, તેમાંથી એક અર્ધ ભાગમાંથી સમાન ચાર ભાગ થાય અને બીજાં ચાર ભૂતોમાં તે મળી જાય. એ રીતે આકાશ આદિ પાંચભૂતોનું પંચીકરણ થાય.

**पंचीकृतानि भूतानि स्थूलानीत्युच्यते बुधैः।** સુરેશ્વરાચાર્યનું પંચીકરણઉપર વાર્તિક શ્લો. ૭ થી ૧૦ જુઓ. આ પંચીકૃત ભૂતોમાંથી વ્યષ્ટિરૂપ વિશ્વ અને સમષ્ટિરૂપ વિરાટ્નું સ્થૂલશરીર થયું.

પંચીકરણ જો કે સંપ્રદાયસિદ્ધ છે અને પરમહંસ લોકોની સમાધિવિધિ તરીકે ભગવાન્ શંકરાચાર્યે તેને રચ્યું છે; તોપણ બ્રહ્મસૂત્રશાંકરભાષ્યઉપર ભામતીનામની ટીકા લખનાર સમર્થ વિદ્વાન્ વાચસ્પતિ મિશ્ર અને તેમના અનુયાયીઓ તેનો સ્વીકાર નહિ કરતાં છાંદોગ્ય-પ્રોક્ત ત્રિવૃત્કરણને માને છે. **'तासां त्रिवृतं त्रिवृतं एकैकां करवाणि'** છાં. અ. ૬-૩ ઇત્યાદિ શ્રુતિમાં ત્રિવૃત્કરણનો સ્વીકાર છે, માટે એજ સ્વીકાર્ય છે એમ કહે છે.

પંચીકરણ ન સ્વીકારવાના બીજા કારણમાં તેઓ કહે છે કે દરેક ભૂતો જો એક-બીજામાં મળી જાય તો પછી પૃથ્વી, જલ અને તેજ એ ત્રણે ભૂતો ચાક્ષુષપ્રત્યક્ષ હોવાથી આકાશ અને વાયુમાં તે મળી જાય છે માટે આકાશ અને વાયુ પ્રત્યક્ષ દેખાવાં જોઈએ પણ તે દેખાતાં નથી, એટલે પંચીકરણ યુક્તિસિદ્ધ નથી; આના ઉપર ઘણો મોટો વિવાદ છે, પણ ટુંકમાં પંચીકરણપક્ષમાં સમાધાન નીચે મુજબ છે:—

શ્રુતિમાં જેમ ત્રિવૃત્કરણ છે તેમ પંચીકરણ પણ છે. **वायुश्च वायुमात्रा च** **आकाशश्च आकाशमात्रा च,** પ્રશ્ન ૪-૮ એમાં સ્થૂલ અને સૂક્ષ્મ આકાશ તેમજ વાયુનું વર્ણન પણ છે. હવે સ્થૂલ એટલે પંચીકૃત એ તો સિદ્ધજ છે. સ્થૂલ એટલે ત્રિવૃતી-



કૃત એમ સ્વીકારીએ તો, અત્રિવૃતકૃત એવાં ભૂતો અને તેમાંથી ઉત્પન્ન થયેલ ઇન્દ્રિયો અતીન્દ્રિય હોવાથી તેઓથી અપચીકૃત ભૂતો અને તજ્જન્ય ઇન્દ્રિયોની માફક સ્પષ્ટ વ્યવહાર થઇ શકશે નહિ, અને થઇ શકે છે એ તો આપણે જોઇએ છીએ એથી ઉપરની પ્રશ્નોપનિષદ્‌ની શ્રુતિમુજબ પંચીકૃત ભૂતોજ વ્યવહારયોગ્ય છે, એટલે છાંદોગ્યમા જ્યાં ત્રિવૃત્‌કરણ કહ્યું છે તે પણ જેમ ત્યાં ત્રણભૂતથી (પૃથ્વી, જલ અને તેજ) સૃષ્ટિની ઉત્પત્તિ કહી છે તે પંચભૂતોપલક્ષણાર્થ છે એમ બ્રહ્મસૂત્ર અધ્યા. ૨–૩–૧ના શાંકરભાષ્યમાં સિદ્ધ કરવામાં આવ્યું છે. તેમજ ત્રિવૃતકરણશ્રુતિ પણ પંચીકરણોપલક્ષણાર્થ છે એમ જાણવુ અસ્તુ.

આમ વિશ્વ કે વિરાટ્ આત્માનું પંચીકૃત સ્થૂલશરીર થયું એટલે ભોગો ભોગવવા-માટે તેને મુખો પણ જોઇએ ના? એટલે કહ્યુ કે '**एकोनविंशतिमुखः**' ૫ જ્ઞાનેંદ્રિયો, ૫ કર્મેંદ્રિયો, પ્રાણાદિ ૫ વાયુ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળીને ૧૯ મુખદ્વારા આ સ્થૂલદેહાભિમાની વિશ્વાત્મા ભોગો ભોગવે છે આ, ૧૯ મુખોની ઉત્પત્તિ સૂક્ષ્મભૂતોમાંથી થઈ છે જેનું વર્ણન उ કાર માત્રાના વર્ણનવખતે આવશે. જાગ્રત્ અવસ્થામા તો આ ઇન્દ્રિયો વિ. પોતાના સ્થૂલ ગોલકોદ્વારા ભોગો ભોગવે છે.

બધી ઇન્દ્રિયો અને મન આદિ પોતપોતાના વિષયોદ્વારા દેવતાનુગ્રહિત થઇને અર્થોપલબ્ધિ કરી શકે છે એમ વેદાંતશાસ્ત્ર માને છે. વૈશેષિક આદિ લોકો તો જીવાધિષ્ઠિત ઇન્દ્રિયોજ સ્વતંત્રરીતે સ્વવિષયોપલબ્ધિ કરે છે એમ માને છે એ શ્રુતિયુક્તિ વિરુદ્ધ છે. '**दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्**' ઐતરેય–૧–૪ ઇત્યાદિ શ્રુતિ દેવતાનુ-ગ્રહિતત્વ સિદ્ધ કરે છે. વૈશેષિકની માન્યતામુજબ **અસંગ** જીવનું સાચું અધિષ્ઠાતૃત્વ શ્રુતિને માન્ય નથી.

આવી રીતે ઇન્દ્રિયો પોતે અધ્યાત્મ, તેનો વિષય અધિભૂત અને તેનો દેવતા અધિદૈવત કહેવાય છે.

શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયોના દેવતા, દિશા, વાયુ, સૂર્ય, વરુણ અને પૃથ્વી અનક્રમે છે. શબ્દાદિ પાંચ વિષયો અધિભૂત છે.

વાક્, પાણિ, પાદ, પાયુ, અને ઉપસ્થ એ પાચ કર્મેન્દ્રિયોના દેવતા અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, મૃત્યુ, અને પ્રજાપતિ અનુક્રમે છે.

મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્તના દેવતા ક્રમથી, ચંદ્ર, બ્રહસ્પતિ, રુદ્ર અને ક્ષેત્રજ્ઞ છે.

આવી રીતે જાગ્રત્ અવસ્થા સ્થૂલશરીર અને વિરાટ્‌થી અભિન્ન વિશ્વ એ ત્રણેથી યાવત્ બ્રહ્માંડના સ્થૂલપ્રપંચનો સમાવેશ થાય અને આ બધુ માંડૂક્ય ઉપનિષદ્‌મા ૐ-કારની પ્રથમમાત્રા अ કારમાં આવી જાય છે. અર્થાત્ अ કાર એટલે ઉપરોક્ત યાવત્ સ્થૂલપ્રપચ એમ સમજવુ અને એ રીતે તેનું ધ્યાન અને વિમર્શન કરવુ.

હવે પછીના લેખમાં उ કાર માત્રા અને સૂક્ષ્મ બ્રહ્માડનું વર્ણન કરવામાં આવશે.

અપૂર્ણ

---

## अमारी सेवायात्रा

[ લેખકઃ શ્રી ભાઈશંકર ધનજી દવે ]

મેંદરડાથી અમો સમઢીઆળા આવ્યા. ત્યાં નિશાળમાં મુકામ કર્યો. હવેલીમાં શ્રીવિષ્ણુભગવાનનાં અને શ્રીભોજેશ્વરમદિરમાં શ્રીશિવજીનાં દર્શન કર્યા. નિશાળના મકાનમાં

રાત્રે વ્યાખ્યાનનો ક્રમ રાખ્યો હતો. સ્ત્રીપુરુષો મળી શ્રોતાની સંખ્યા આશરે ૨૦૦ હતી. ધર્મપ્રચારાર્થે અમો નીકળેલા હોઈ ધર્મસંબંધી વાતો કરવાની રહી. તેથી ધર્મપાલનસંબંધી કહેવાની પ્રથમ મેં મંગળાચરણપૂર્વક શરૂઆત કરી:–

**" ધર્મ કરેતે ધન બઢે, ધન બઢ મન બઢ જાય;**
**મન બઢતે મહિમા બઢે, બઢત બઢત બઢ જાય. "**

આ દોહાનું વર્ણન કરતાં કહ્યું કે–ધર્મ કરવાથી ધન વધે છે. ધર્મપૂર્વકના ધનના વધારાથી મન વધે છે. મન વધે છે, એટલે ધર્મપૂર્વક સંપાદન કરેલા ધનનો સાત્ત્વિક માર્ગે–પુણ્યરૂપે ઉપયોગ કરવાથી મનના પાપસંસ્કાર દૂર થાય છે, ને પુણ્યની વૃદ્ધિ થવાથી મન નિર્મલ થાય છે, પવિત્ર થાય છે, મનનો વિકાસ થાય છે. વિકાસ થાય છે એટલે અહંતામમતા શિથિલ થાય છે ને સર્વભૂતોમાં વિરાજી રહેલા પ્રભુનું દર્શન કરવાનું સામર્થ્ય પ્રકટે છે. આમ મનનો વિકાસ થવાથી એવા સદાચારી પુરુષનો મહિમા વધે છે. લોકો તેમના આચરણને પ્રમાણભૂત માની તેને અનુસરનારા થાય છે. આવી રીતે વધતાં વધતાં સૌથી મોટું જે બ્રહ્મતત્ત્વ–પરમાત્મતત્ત્વ–તેમાં સ્થિતિ થવારૂપ મહાન્ વૃદ્ધિ થાય છે.

ખેડુતોપ્રત્યે હમેશાં સ્નાન કરવું, માળા ફેરવવી, નીતિથી વર્તવું આદિ વાતો કરી. સ્ત્રીસમાજને અનુકૂલ પતિની સેવા, પાતિવ્રત્યધર્મનું પાલન, ઇષ્ટદેવનું સ્મરણ આદિ વાતો પ્રસંગવશાત્ કહેવામાં આવી. શ્રોતૃવર્ગમાં બાળાઓ પણ હતી, એટલે તેઓને અને તેઓની માતાઓને ઉદ્દેશીને કન્યાશિક્ષણસંબંધે પણ ભારપૂર્વક કહેવામાં આવ્યું. તેમાં પ્રસંગવશાત્–

**" કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન;**
**સરસ રીત તો એજ છે, દ્યો માતાને જ્ઞાન. "**

એ દોહરો કહી ધર્મયુક્ત શિક્ષણ સ્ત્રીઓને આપવાથી દેશની સાચી આબાદી છે આ વાત જણાવી.

પછી શ્રી. કરશનજીભાઇએ એક શિક્ષકની ઢબે પ્રસંગાનુકૂલ કેટલુંક ધાર્મિક વિવેચન કર્યું.

ત્યારપછી શ્રી. દયાળસિંહજીભાઇએ આનંદાશ્રમ અને ધર્મપ્રચાર એસંબંધી પ્રસંગ ઉપાડી આનંદાશ્રમની માહીતી અને ધર્મપ્રચાર એ આનંદાશ્રમનું મુખ્ય કાર્ય છે કે જે માટે અમો આવ્યા છીએ એ વિષય વિસ્તારથી લાગણીપૂર્વક સમજાવ્યો.

સમઢીઆળાથી વળતે દિવસ સવારમાં **ખોરાસા** (આહીરના) જવાનું હતું. સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી પોણાસાત વાગે મોટરબસમાં રવાના થઇ ખોરાસા પહોંચ્યા. શ્રીવૈષ્ણવ-સંપ્રદાયનું ખોરાસા એક ધામજેવું છે. ત્યાંના મંદિરમાં નિવાસ કરતા આચાર્યશ્રી ભાગવતાચાર્યજી મહારાજનાં દર્શન કર્યાં. મંદિરના મકાનમાંજ ઊતારો રાખ્યો. આચાર્યશ્રીએ શ્રીવ્યંકટેશભગવાનનાં દર્શન કરાવ્યાં. તે દિવસે સાંજ ભગવત્પ્રસાદ લીધો. ભોજનોત્તર આચાર્યશ્રીસાથે કેટલીક વેદાંતચર્ચા કરી.

સાંજે નિશાળમાં વિદ્યાર્થીઓસમક્ષ શ્રી. કરશનજીભાઈએ સત્યભાષણ, સાદાઇ, વિદ્યા-ભ્યાસમાં ચીવટ, અને બ્રહ્મચર્યસંબંધી અર્ધો કલાક કહ્યું. રાત્રે આચાર્યશ્રીસાથે પુનઃ કેટલીક જ્ઞાનચર્ચા કરી. વળતે દિવસે આચાર્યશ્રીએ મંદિરનું ભગવત્સંબંધી સાહિત્ય તથા મંદિરની વ્યવસ્થા આદિ બતાવ્યું, જે જોઇ અમો આનંદ પામ્યા. રાત્રે મંદિરના મકાનમાંજ વ્યાખ્યાનની યોજના હતી. શ્રવણ કરનાર સ્ત્રીપુરુષોની સંખ્યા સારી હતી. મારે પ્રથમ બોલવાનું હોઈ નવધાભક્તિસંબંધી યથાશક્તિ વિવેચન કર્યું, ત્યારપછી શ્રી. કરશનજીભાઇએ

પણ ધર્મસંબંધી સંક્ષેપમાં કહ્યું. પછી શ્રી. દયાળસિંહજીભાઈએ નીતિ ભક્તિ આદિ સંબંધે વ્યાખ્યાન કર્યું હતું.

ખોરાસાથી બીજે દિવસ અમો ધણફૂલીઆ ગયા. ત્યાંના "સાંઈબાપુ" નામે પ્રસિદ્ધ પુરુષનો મેળાપ થયો. લોકગાથાપ્રસિદ્ધ તેમનું સ્થાન જોયું. તેમનું સાદાઈભરેલું વર્તન, તપસ્વી દશા ને ઈશ્વરચિંતનપરાયણતા જોઈ અમોને સંતોષ થયો. દુઃખીલોકો ત્યાં માનતાએ આવે, "સાંઈબાપુ"નો આશીર્વાદ મેળવે ને આશ્વાસન પામી હસતેહૃદયે પાછા જાય આવી ત્યાંની પરિસ્થિતિ છે.

ધણફૂલીઆથી શાપુર થઈને જૂનાગઢ રસ્તે બીલખા જવાનું હતું. શાપુર સ્ટેશન-માસ્તર શ્રી. પ્રભાશંકરભાઈએ પૂજ્યપાદશ્રીની પોતાને ઘેર પધરામણી કરાવી કુટુંબને દર્શનનો લાભ લેવરાવ્યો. ત્યાંથી તુરત રવાના થઈ જૂનાગઢ ગયા.

**જૂનાગઢમાં** શ્રી. કરણસિંહજીભાઈને ત્યાં મુકામ કર્યો. તે દિવસ ગુરુવાર હતો. પ્રત્યેક ગુરુવારે રાત્રે શ્રી. પોપટલાલભાઈ(આનંદાશ્રમના ટ્રસ્ટી–હાલ મંત્રી.)ને ઘેર ગુરુબંધુઓ એકત્ર થઈ સત્સંગ કરે છે, અને આજે અમો સેવાયાત્રામાંથી આવેલા હોઈ પૂજ્યપાદશ્રીનાં પાદુકાજીના દર્શનપૂજનનો લાભ મળવાનો હોવાથી વિશેષ બંધુઓની હાજરી થઈ. પૂજ્ય પાદુકાજીનું પૂજન થયું, અને પછી શ્રી કરણસિંહજીભાઈએ લખેલો "શ્રીનાથભગવાનનાં પાદુકાજી"વાળો લેખ શ્રી. દયાળસિંહજીભાઈએ વાંચ્યો. મેં પણ અમારા પ્રચારકાર્યનો અનુભવ બંધુઓસમક્ષ કહ્યો. બીજે દિવસ શુક્રવારે ત્યાંથી રવાના થઈ આનંદાશ્રમ–બીલખા આવ્યા, અને પૂજ્યપાદ કૃપાનાથના દર્શનનો લાભ લઈ શાંતિ મેળવી.

(ચાલુ)

---

## शौनक अने मुनि अंगिरा

**[ સંપાદકઃ એક તત્ત્વજિજ્ઞાસુ ]**

**( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૪ થી )**

ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે સકામયજ્ઞો સંસારસાગર તરવામાં અદૃઢનૌકારૂપ છે, કેમકે તે જ્ઞાનરહિત કર્મરૂપ છે. શ્રુતિભગવતી કહે છે કે—**एतच्छ्रेयो येऽभिनंदंति मूढा, जरामृत्युं ते पुनरेवापि यन्ति॥** (જે અવિવેકી પુરુષો "આજ શ્રેયરૂપ છે" અર્થાત્ શ્રેયના સાધનરૂપ છે, એમ માનીને સ્વર્ગપ્રાપ્તિમાટે એ યજ્ઞો કરીને અત્યંત હર્ષ પામે છે તેઓ વૃદ્ધાવસ્થા અને મૃત્યુને પામે છે, અર્થાત્ કેટલોક સમય સ્વર્ગમાં રહીને પછી પણ જન્મમૃત્યુને પામે છે.) જ્ઞાનરહિત કર્મ કરનારા આ મનુષ્યો અવિદ્યામાં રહેનારા ને અવિવેકી હોવાથી પોતાને મોટા બુદ્ધિમાન્ અને જ્ઞેય વસ્તુને જાણનારા માને છે, તથા તેથી પોતાને જનહસમૂહમાં સંમાનનીય સમજે છે. તેઓ વૃદ્ધાવસ્થા રોગ આદિ અનેક અનર્થજાલથી અત્યંત પીડા પામતા છતા જન્મમરણના ચક્રમાં ઘૂમ્યા કરે છે. આંધળાથી દોરવામાં આવેલા આંધળાઓ જેમ માર્ગમાં ખાડા ને કાંટા આદિમાં પડે છે ને દુઃખી થાય છે તેવી ગતિ આ લોકોની થાય છે. અનેક પ્રકારે અવિદ્યામાં વર્તી રહેલા તેઓ અમે કૃતાર્થ થઈ ગયા છીએ એવું અભિમાન કરે છે; કેમકે સકામકર્મ કરનારા તેઓની બુદ્ધિ કર્મના ફલમાં રહેલા રાગને લીધે હણાઈ ગયેલી હોય છે તેથી વાસ્તવિક તત્ત્વને તેઓ સમજી શકતા નથી. એ જ્ઞાનરહિત કર્મ કરનારા લોકો ઇષ્ટ એટલે યાગાદિ શ્રુતિમાં કહેલાં કર્મો અને અને પૂર્ત એટલે વાવ, કૂવા, તળાવ આદિ કરાવવારૂપ સ્માર્તકર્મોનેજ વિશેષે કરીને

પુરુષાર્થના સાધનરૂપ માને છે, ને તેથી મોહને વશ થયેલા તે અવિવેકીઓ પુત્ર, પશુ અને સગાંવહાલાંઓમાં આસક્ત થઈને તેમાંજ નિમગ્ન રહે છે. આત્મજ્ઞાનનામનું એક જે મુખ્ય શ્રેય:સાધન છે તેને જાણતા નથી. તેઓ પોતાના કર્મફળરૂપે સ્વર્ગને પ્રાપ્ત થઈ, તે લોકને યોગ્ય દિવ્ય દેહને ધારણ કરી ત્યાંના ભોગો ભોગવી પાછા આ મનુષ્ય લોકમાં અથવા પ્રાચીન સંચિત કર્માનુસાર પશુ અથવા પેટે ચાલનારાં પ્રાણીઓમાં અથવા નરકાદિનાં શરીરોમાં જન્મ પામે છે.

પરંતુ ઉપર કહેલ સકામકર્મો કરનારાથી વિલક્ષણ હૃદયવાળા અર્થાત્ નિષ્કામ એવા જ્ઞાનયુક્ત વાનપ્રસ્થો ને સંન્યાસીઓ વનમાં રહેતા છતા પોતાના આશ્રમમાં રહી કરવાયોગ્ય કર્મના આચરણરૂપ તપનું અને હિરણ્યગર્ભાદિની સાથે સંબંધ રાખનારી વિદ્યારૂપ (ઉપાસનારૂપ) શ્રદ્ધાનું અનુષ્ઠાન કરે છે; જેઓ શાંત છે, એટલે વિષયોભણીથી જેમનો ઇંદ્રિયસમૂહ નિવૃત્ત થયેલો છે; તથા જે જ્ઞાનપ્રધાન ગૃહસ્થો પરિગ્રહનો ત્યાગ કરીને ભિક્ષાચરણ કરીને અરણ્યમાં રહે છે, તેમનાં પુણ્યપાપકર્મ ક્ષીણ થયેલાં હોવાથી તેઓ સૂર્યદ્વારવડે-ઉત્તરાયણમાર્ગે જે સત્યલોકાદિને વિષે સંસારની સ્થિતિપર્યંત રહેનારા આપેક્ષિક અમૃતસ્વરૂપ પ્રથમ પ્રકટ થયેલા હિરણ્યગર્ભ રહે છે ત્યાં બ્રહ્મલોકમાં જાય છે.

અપરાવિદ્યાવડે અહીંસુધીની સંસારગતિઓ છે, અર્થાત્ અહીં સુધી કહેવામાં આવેલી ગતિઓ અપરાવિદ્યાવડે પ્રાપ્ત થાય છે.

અહીં શંકા થાય છે કે કેટલાક ઉપાસકો આ બ્રહ્મલોકની પ્રાપ્તિને મોક્ષ માને છે તો આ સ્થિતિ મોક્ષરૂપ છે કે કેમ?

ઉત્તર: તેમની એ સમજ યોગ્ય નથી; કેમકે "**इहैव सर्वे प्रविलीयन्ति कामा:**" (તેની સમસ્ત કામનાઓ અહીં લીન થઈ જાય છે) તથા **ते सर्वगं सर्वत: प्राप्य धीरा, युक्तात्मान: सर्वमेवाविशन्ति ॥**" (તે સંયમિત ચિત્તવાળા ધીર પુરુષો એ સર્વવ્યાપક બ્રહ્મતત્ત્વને સર્વભણીથી પ્રાપ્ત થઈને સર્વરૂપ થાય છે) ઇત્યાદિ શ્રુતિઓ મુક્તોની સર્વ કામનાઓ અહીંજ લીન થઈ જાય છે, અને સર્વાત્મભાવની પ્રાપ્તિ થાય છે, અન્યગતિ નથી એમ કહે છે. વળી બ્રહ્મલોકની પ્રાપ્તિ એ તો દેશવડે મર્યાદા પામેલું ફલ છે માટે તે મોક્ષરૂપ ઘટે નહિ. એ તો ઉપાસનાસહિત કર્મોના ફલરૂપ ગતિ છે એમ સર્વજ્ઞ પુરુષો કહે છે.

ત્યારે હવે મોક્ષપ્રાપ્તિ કયા સાધનવડે થાય એ જિજ્ઞાસાના ઉત્તરમાં શ્રુતિ કહે છે કે:—એ સ્થિતિ પરાવિદ્યાવડે પ્રાપ્ત થવાયોગ્ય છે, અને તેટલામાટે જિજ્ઞાસુએ સંસારથી વિરક્ત થઈને શમ દમ ને દયાયુક્ત શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ ગુરુને શરણે વિધિપૂર્વક જવું જોઈએ. શરણે આવેલા તે શિષ્યને બ્રહ્મવેત્તા સદ્ગુરુ એકના વિજ્ઞાનવડે સર્વનું વિજ્ઞાન થાય એવા અક્ષરતત્ત્વને જાણવાના સાધનભૂત પરાવિદ્યા-બ્રહ્મવિદ્યા—નો ઉપદેશ કરે. અહીં શિષ્યની યોગ્યતામાટે શ્રુતિભગવતી **प्रशांतचित्ताय** તથા **शमान्विताय** (જેમના ચિત્તમાંથી દર્પાદિદોષ શાંત થયા છે તથા જેમની ઇંદ્રિયો વિષયોથી ઉપરામ પામેલી છે) આવાં બે વિશેષણો મૂકે છે. સદ્ગુરુ આવી યોગ્યતા જુએ તોજ તેને બ્રહ્મવિદ્યાનો યથાર્થ ઉપદેશ કરે; કેમકે શાસ્ત્રવિધિપૂર્વક શરણે આવેલા યોગ્યતાવાળા શિષ્યને અવિદ્યારૂપ મહાસાગરમાંથી તારવો એ આચાર્યમાટે પણ નિયમ છે.

એ અક્ષરતત્ત્વનો ઉપદેશ કરતાં શ્રીઅંગિરામુનિ કહે છે કે:—

તે આ સત્ય છે, અર્થાત્ ત્રણે કાળમાં એકરૂપે રહેનારું પરમાર્થસત્ છે. હે

પ્રિયદર્શન! જેવી રીતે અત્યંત પ્રજ્વલિત અગ્નિમાંથી તે અગ્નિના જેવા હજારો તણખા ઉપજે છે તેવી રીતે અક્ષરતત્ત્વમાંથી અનેક જીવો અનેક શરીરરૂપ ઉપાધિઓદ્વારા પ્રતીત થાય છે, અને શરીરરૂપ ઉપાધિઓનો લય થયે પાછા અક્ષરતત્ત્વમાંજ લીન થાય છે. તે અક્ષરતત્ત્વ સ્વયંપ્રકાશ, નિરાકાર, પૂર્ણ અથવા શરીરરૂપી પુરમાં રહેનાર, શરીરની અપેક્ષાએ અંતર તથા બહાર રહેનાર, જન્મરહિત, પ્રાણ ને મનથી રહિત, અર્થાત્ સૂક્ષ્મશરીરથી રહિત, શુદ્ધ-નિરુપાધિક ને સર્વ કાર્યકારણના બીજરૂપ અવ્યાકૃતનામક અક્ષરથી આ અક્ષરતત્ત્વ-આત્મતત્ત્વ-બ્રહ્મતત્ત્વ-પર છે.

અહીંસુધી એ અક્ષરતત્ત્વ નિર્વિશેષ છે એમ પ્રતિપાદન કરાયું. હવે બોધની સરલતામાટે તેનું સવિશેષ સ્વરૂપ કહે છેઃ-

આ અક્ષરતત્ત્વમાંથી પ્રાણ, મન, અને સર્વ ઈંદ્રિયો તથા આકાશ, વાયુ, તેજ, જલ ને સર્વ સ્થાવરજંગમને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે. આ સમષ્ટિસૂક્ષ્મ અથવા હિરણ્યગર્ભની અવસ્થા છે.

સૂક્ષ્મશરીરમાં બે શક્તિઓ છે. એકનું નામ પ્રાણ અને બીજીનું નામ મન. ક્રિયાશક્તિનું નામ પ્રાણ છે, અને જ્ઞાનશક્તિનું નામ મન છે. હાથ પગ આદિ ઈંદ્રિયોવડે વિષયોની સાથે સબંધ પામીને પ્રાણ અનેક ક્રિયા કરનારો થાય છે, અને ચક્ષુ આદિ ઈંદ્રિયોવડે વિષયોની સાથે સબંધ પામીને મન રૂપરસાદિ અનેક જ્ઞાનના આકારોવાળું થાય છે, વાસ્તવિકરીતે પ્રાણ અને મન એકજ વસ્તુ છે. ક્રિયાની દૃષ્ટિએ જોઇએ તો તે પ્રાણરૂપ છે અને જ્ઞાનની દૃષ્ટિએ જોઈએ તો તે મનરૂપ છે.

તાત્પર્ય કે જીવ ચૈતન્યરૂપે અખંડ જ્ઞાનસ્વરૂપ છે. એ જ્ઞાન અપરિણામી છે. સર્વ ક્રિયાઓના કારણભૂત પ્રાણ શક્તિજ ભિન્નભિન્ન ઈંદ્રિયોદ્વારા અનેક પરિણામો પામે છે, અને ચેતનના જ્ઞાનસ્વભાવવડે એ અનેક પરિણામોમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આદિના જ્ઞાનનો ભાસ થાય છે, એટલે એ પ્રાણશક્તિનોજ જ્ઞાનના આંતરના સાધનરૂપે મન અથવા બુદ્ધિ શબ્દવડે પ્રયોગ થાય છે.

આમ અક્ષરતત્ત્વની અવ્યક્ત શક્તિ પ્રથમ પ્રાણરૂપે વા હિરણ્યગર્ભરૂપે પ્રકટ થાય છે આ વાત કહેવામાં આવી. એજ શક્તિ પછી તેજ, જલ અને પૃથ્વી આદિરૂપે થઇને પ્રાણીઓનાં શરીર ઈંદ્રિયાદિરૂપે પ્રકટ થાય છે. આ સર્વ સૂક્ષ્મકાર્યો અક્ષરતત્ત્વની શક્તિનીજ ભિન્નભિન્ન અવસ્થાઓ હોવાથી તે મૂળ અક્ષરતત્ત્વમાં વાસ્તવિક ભેદ ઉપજાવી શકતી નથી.

(ચાલુ)

---

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### [ માઘ-ફાલ્ગુન-માસ ]

**શ્રીદક્ષિણામૂર્તિનાથભગવાનના મંદિરનો પાટોત્સવઃ** ફાગણ સુદિ ૫ ના મંગલ દિવસે પ્રતિવર્ષપ્રમાણે શ્રીદક્ષિણામૂર્તિનાથભગવાનના મંદિરનો પાટોત્સવ હોવાથી તે દિવસ પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમત્સદ્ગુરુદેવનાં પૂજ્ય પ્રતિમાજીનું-શ્રીદક્ષિણામૂર્તિનાથભગવાન્‌નું-વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. આ મંગળપ્રસંગનો લાભ આનંદાશ્રમવાસીઓ, બીલખાગામનાં દીક્ષિત બંધુબહેનો તથા બહારગામથી આવેલાં બંધુબહેનોએ લીધો હતો.

સાયંકાળે શ્રવણસમયે શ્રી. ભાઈશંકર ધનજી દવેએ પાટોત્સવ એ વિષયઉપર વિવેચન કર્યું હતું.

રાત્રીએ શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના શાસ્ત્રીઓ ને વિદ્યાર્થીઓ આદિ બ્રાહ્મણોએ મંત્રજાગરણ-વેદમંત્રોનું ઉચ્ચારણ-કર્યું હતું.

આ શુભપ્રસંગે બહારગામથી નીચેનાં બંધુબ્હેનો લાભ લેવામાટે આવ્યાં હતાં:-

શ્રી. આણંદલાલ ગોવિંદજી લાખાણી, શ્રી. જમનાદાસ પરમાનંદદાસ ભટ્ટ, શ્રી. વિષ્ણુદાસ પરમાનંદદાસ ભટ્ટ, સદ્‌ગત શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીનાં પત્ની શ્રીમતી કુંવરબાઈ માધવજી, તથા શ્રીમતી મોંઘીબ્હેન-પોરબંદર. શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ, માંગરોળ. શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળ, શ્રી. કલ્યાણસિંહજી ભવાનસિંહજી ઠાકોર, શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર, શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર, શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી ઠાકોર તથા તેમનું સમસ્ત કુટુંબ, ને શ્રી. વીરસિંહજી કલ્યાણસિંહજી ઠાકોર-જૂનાગઢ. શ્રી. હરજી કરશન-લીંબુડા. શ્રી. ભાઈશંકર ધનજી દવે-ભાવનગર. શ્રી. દેવશંકર મોરારજી-દેવરાણા. શ્રી. હરિલાલ બેચર-વીસાવદર. શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથળી. શ્રી. મગનલાલ રામજી જોશી-ધ્રાફા.

**શ્રીસદ્‌ગુરુપૂજન:** ઉપરાંત ફાલ્ગુનસુદિ ૧૫ ને દિવસ **ચંદ્રગ્રહણ** હોવાથી આનંદાશ્રમ-વાસીઓએ એકત્ર મળી પૂજ્યપાદ કૃપાનાથનું યથાવિધિ પૂજન કર્યું હતું.

**મુખ્યભેટ:** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છે:—

રૂ. ૧૧-૦-૦ શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી-આનંદાશ્રમ, ખીલખા. રૂ. ૧૫-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:** આ માસમાં શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલી, એમના તરફથી તથા શ્રી. દ્વારકાદાસ ખેતસી-કરાંચી એમના તરફથી એકેક લઘુરુદ્ર તથા શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર એમના તરફથી એક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**ભોજન અને થાળ:** આ માસમાં નીચેનાં બંધુબ્હેનોતરફથી પૂજ્યપાદ કૃપાનાથની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૧૨-૦-૦ શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલી, રૂ. ૧૧-૦-૦ શ્રીમતી મણિબ્હેન વલ્લભરામ-રાજકોટ.

**થાળ:** આ માસમાં નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૫-૦-૦ શ્રીમતી રવિકુંવર હરજીવનદાસ-રાજકોટ (થાળ ૪), રૂ. ૨-૮-૦ શ્રી. રતનશી લલ્લુભાઈ-ઉમરાળા (થાળ બે), રૂ. ૧-૪-૦ શ્રી. નંદલાલ ત્રિ. સોઢાસાહેબ-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. વલ્લભસિંહ માનસિંહ ઠાકોર-મુંબઈ, રૂ. ૧-૪-૦ શ્રી. મોહનસિંહ નારણસિંહ ઠાકોર-મુંબઈ, રૂ. ૨-૮-૦ શ્રી. મોરારજી છગનલાલ-કરાંચી (થાળ ૨), રૂ. ૧-૪-૦ શ્રી. જગજીવન શંકર-શેખના પીપરીઆ, રૂ. ૩-૧૨-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે-ભાવનગર (થાળ ૩), રૂ. ૧-૪-૦ શ્રી. સોમજી વાલજી ઠક્કર-ખડીઆ, રૂ. ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ પંડ્યા-અમરેલી, રૂ. ૧-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક-જામજોધપુર અને રૂ. ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-આનંદાશ્રમ-ખીલખા.

**અખંડદીપકખાતે:** પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડદીપકનિમિત્તે આ માસમાં નીચે પ્રમાણે રકમો આવી છે:—

રૂ. ૫-૦-૦ શ્રીમતી રવિબહેન હરજીવન-રાજકોટ. (ફાગણ માસના દીપપૂર્ણિમિત્તે) રૂ. ૦-૪-૦ શ્રી. વલ્લભસિંહજી માનસિંહજી ઠાકોર-મુંબઈ. રૂ. ૦-૪-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક-જામજોધપુર.

શ્રીમહાશિવરાત્રિના ફલાહારનિમિત્તે નીચે પ્રમાણે રકમો જમા આવી છેઃ-

રૂ. ૨-૦-૦ શ્રીમતી બહેન સુમરીબાઈ રામભાઇ. રૂ. ૦-૮-૦ શ્રી. શંકરલાલ મોહનલાલ પાઠક-જામજોધપુર.

સીહોર(હાલ ભાવનગર)નિવાસી શ્રી. ભાઈશંકર ધનજી દવેએ પોતાતરફથી શ્રીઆનંદાશ્રમની માલીકીની લાધાવાડીમાં એક ઓરડી બંધાવવામાટે રૂ. ૧૨૫) આપવાનો સંકલ્પ કરેલો જેપૈકી રૂ. ૬૦) અગાઉ આવી ગયાનું જણાવાઈ ગયું છે. બાકીના રૂ. ૬૫) આ માસમાં આવી ગયા છે.

મુંબઈ-આનંદાશ્રમમુમુક્ષુમંડળે શેઠ શ્રી. દામોદરદાસ માધવજી જેસંગભાઇને ત્યાં એકત્ર થઈ શ્રીમહાશિવરાત્રીને દિવસ તથા પાટોત્સવને દિવસ (ફાગણ સુદિ ૫) પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું. મુંબઈનું મંડળ વર્ષમાં નીચેની ૧૬ પર્વતિથિઓએ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન શેઠ શ્રી. દામોદરદાસભાઇને ત્યાં એકત્ર મળીને કરે છેઃ—

૧ બેસતું વર્ષ, (કાર્તિકસુદિ ૧,) ૨ શ્રીત્રિપુરી પૂર્ણિમા, (કાર્તિકીપૂનમ,) ૩ શ્રીદત્તજયંતી, (માગશરસુદિ ૧૫,) ૪ શ્રીમકરસંક્રાંતિ, ૫ શ્રીમહાશિવરાત્રી, (માઘવદિ ૧૪,) ૬ શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરપાટોત્સવ, (ફાગણસુદિ ૫,) ૭ શ્રીરામનવમી, ૮ શ્રીશંકરજયંતી, (વૈશાખસુદિ ૫,) ૯ શ્રીનૃસિંહજયંતી, (વૈશાખસુદિ ૧૪,) ૧૦ શ્રીગંગાદશમી, (જેઠસુદિ ૧૦,) ૧૧ શ્રીગુરુપૂર્ણિમા-વ્યાસપૂર્ણિમા, (આષાઢસુદિ ૧૫,) ૧૨ શ્રાવણી-બળેવ, (શ્રાવણસુદિ ૧૫,) ૧૩ શ્રીકૃષ્ણજન્માષ્ટમી, (શ્રાવણવદિ ૮,) ૧૪ શ્રીવામનજયંતી, (ભાદરવાસુદિ ૧૨,) ૧૫ શ્રીનાથજયંતી, (આશ્વિનસુદિ ૪,) ૧૬ શ્રીનાથનિર્વાણતિથિ (આશ્વિનવદિ ૧૧).

લીંબુડા-આનંદાશ્રમમાં બંધુબહેનોએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું શ્રીમહાશિવરાત્રિને દિવસ યથાવિધિ પૂજન કર્યું હતું, જેમાં સમારે ૧૦૦ માણસોએ લાભ લીધો હતો.

માંડળમાં શ્રી. બાલાભાઈ, પાઠશાળાના શાસ્ત્રીજી આદિએ પાટોત્સવને દિવસે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું પૂજન વિધિપૂર્વક કર્યું હતું.

સુધારોઃ ગયા ૮ મા અંકના પૃષ્ઠ ૧૯૬ની ૩જી લીટીમાં "શ્રી. જયશંકર ઉદ્ધવજી-ભુજ, હા. શ્રી. જમનાદાસ પરમાનંદદાસ-પોરબંદર" એમ છપાયું છે ત્યાં "શ્રી. જયકૃષ્ણ ઉદ્ધવજી ઠાકર તરફથી તેમનાં વિધવા શ્રીમતી કુંવરબાઈ માધવજી-મુંદ્રા, હા. શ્રી. જમનાદાસ પરમાનંદદાસ ભટ્ટ-પોરબંદર" એમ વાંચવું.

---

Reg. No. B. 3087.

સને ૧૯૪૨ તા. ૨૫ માર્ચ.



પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત પુસ્તકોનો પ્રચાર કરવો એ ઉચ્ચ કોટીની સેવા છે.

પૂજ્યપાદ કૃપાનાથ પોતાશ્રીપ્રણીત પુસ્તકોમાં અક્ષરદેહરૂપે બિરાજી રહેલા છે, માટે એઓશ્રીપ્રણીત પુસ્તકોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમ પૂજા છે.

શ્રીઆનંદાશ્રમ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી પ્રગટ થતું માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar-India).
૧૭
શ્રી ફાર્બસ ગુજરાતી સભા
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ,

## વિજ્ઞપ્તિ

૧ સંધ્યાદિ નિત્યકર્મ આદિનાં વિનામૂલ્યે મળતાં પુસ્તકો મંગાવનારે પોસ્ટની ટિકિટો અવશ્ય મોકલવી જોઈએ.

૨ શ્રીબીલખા—આનંદાશ્રમમાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલય તથા પાઠશાળાનું પહેલું સત્ર-કાર્તિક માસથી શરુ થાય છે, ને બીજું સત્ર વૈશાખ માસથી શરુ થાય છે, માટે તેમાં દાખલ થવા ઇચ્છનારે પહેલા વા બીજા સત્રની શરુઆતમાં અરજી કરવાનું ધ્યાનમાં રાખવુ, અને પ્રત્યુત્તરમાટે ટિકિટ બીડવાનું પણ લક્ષમાં રાખવું.

૩ ધર્મપ્રચારની દૃષ્ટિએ પૂ. મહાત્માશ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીપ્રણીત પુસ્તકોની કિંમત વિજ્ઞાપનમાં છાપેલી કિંમતથી પોણી રાખવામાં આવી છે. ટપાલ-ખર્ચ અલગ સમજવો.

૪ શ્રીઆનંદાશ્રમમાં દર્શનસત્સંગમાટે આવીને રહેવા ઇચ્છનારે અગાઉથી જણાવવું જોઈએ, અને આશ્રમમાં કેટલો સમય રહેવું છે, ને રહેવાનો શો ઉદ્દેશ છે તે પણ જણાવવું જોઈએ.

૫ લેખક બંધુઅકેનો "આનંદાશ્રમ" માટે યોગ્ય એવા લેખો લખી મોકલવાની સેવાનો લાભ લઈ શકે છે.

૬ આનંદાશ્રમમાં યજ્ઞયાગ ને ભાગવતનું પારાયણ આદિ ધાર્મિક અનુષ્ઠાનો કરવા ઇચ્છનારાઓએ અગાઉથી લખી જણાવવું જોઈએ કે જેથી વ્યવસ્થા કરવામાં વિશેષ સરળતા થાય.

———:o:———

વર્ષ ૧૦ મું
ચૈત્ર
અંક ૧૧ મો
સંવત્ ૧૯૮૮

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥






વાર્ષિક લવાજમ
પોસ્ટેજસહિત
રૂ.૧-૦-૦
પરદેશથી
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

अस्मिन्नास्ते पुमानाद्यो नाथसद्गुरुसंज्ञितः ।
संदिष्टलोककर्तव्यं ज्ञातव्यं च विशेषतः ॥ १ ॥

લોકના ખરા કર્તવ્યનો અને વિશેષે કરીને ખરા જ્ઞાતવ્યનો બોધ આપનાર 'સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એ સંજ્ઞાવાળા આદ્ય પુરુષ આ આશ્રમમાં વિરાજે છે.

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | જીવના પ્રભુશ્રીને પ્રણામ. | ૨૫૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨૫૪ |
| ૩ | રાત્રિસ્મરણસૂક્તમ્. | ૨૫૫ |
| ૪ | મદાલસા. | ૨૫૫ |
| ૫ | માનવકર્ત્તવ્ય. | ૨૫૮ |
| ૬ | અમારી સેવાયાત્રા. | ૨૬૪ |
| ૭ | સંતપ્રસાદ. | ૨૬૬ |
| ૮ | ભક્ત જયદેવ. | ૨૬૯ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૨૭૩ |
| ૧૦ | કુતિયાણામાં એક ગુરુબંધુનું ખેદજનક અવસાન. | ૨૭૬ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૨૭૭ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરૂરી નોંધ

જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

## જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

---

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેવળચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૮ ચૈત્ર [ અંક ૧૧

## જીવના પ્રભુશ્રીને પ્રણામ

[ પૂજ્યપાદ શ્રીમન્ નાથભગવાન્ ]

રાગ ધન્યાશ્રી

પ્રેમે મારા પ્રણામ, પ્રીતમ પ્રભુને, પ્રેમે મારા પ્રણામ. ટેક.
આ જગમાં કંઈ શાંતિ ન ભાળી, ભાળ્યો ન સત્ય વિશ્રામ. પ્રીતમ૦ ૧
પ્રભુને સત્ય શાંતિપ્રદ જાણી, મન ઠરિયું તે ઠામ. પ્રીતમ૦ ૨
જીવ બહુ આ ભવમાં ભટક્યો, સુઝ્યું ન સવળું કામ. પ્રીતમ૦ ૩
વિષયતૃષ્ણાને પૂરે તણાયો, લીધું ન પ્રભુનું નામ પ્રીતમ૦ ૪
પરમપ્રીતિ બીજે રાખ્યાથી, મળે ન પ્રભુનું ધામ. પ્રીતમ૦ ૫
પરમપ્રેમ અન્યમાંથી ત્યજતાં, મળશે સાચો આરામ. પ્રીતમ૦ ૬

———:o:———

દોહરા

અધિષ્ઠાતા! મુજ મનતણા, મુજ મનના વિશ્રામ;
મુજ મનના પ્રિયતમ! સદા, કૃપા કરો સુખધામ. ૧
તમથી વહાલું જગતમાં, મને ન લાગે કોય;
મારું જીવન તમવડે, મમ દૃઢ નિશ્ચય સોય. ૨
આંખ વિરામે આપમાં, મનવિરામ ત્યાં થાય;
પ્રાણ વિરામે આપમાં, ગણી સુખરૂપ સદાય. ૩

———:o:———

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

મનુષ્યના અંતઃકરણમાંથી શુભનું નીકળી જવું ને તેમાં અશુભનું આવવું સુલભ છે, પણ તે શુભને પુનઃ અંતઃકરણમાં લાવવું ને આવેલા અશુભને તેમાંથી દૂર કરવું તેટલું સુલભ નથી, કિંતુ બહુજ કઠિન છે.

કર્તાપણાના અભિમાનનો અને કોઈપણ પ્રકારના લૌકિક ફલની ઈચ્છાનો પરિત્યાગ કરી, પરમાર્થના પોષકરૂપે વ્યવહારનું કામ કરવામાં આવે તો ભવભ્રમણમાંથી મોકળા થવાની તક મનુષ્યને હાથ આવે છે.

વ્યવહારપરનો દૃઢ રાગ મનુષ્યને બંધન કરનારો થાય છે અને પરમાર્થનાં સાધનોપરનો દૃઢ રાગ મનુષ્યને સંસારબંધનની નિવૃત્તિમાં હેતુભૂત થાય છે.

પોતાનો પ્રાપ્ત વ્યવહાર જો દ્રષ્ટા રહીને સમભાવે કરવામાં આવે તો બંધન ન થાય, નહિ તો બંધન થાય.

પોતાનું પ્રાપ્ત કાર્ય કરવું, પણ મનને સંકલ્પવિકલ્પમાંજ ન રોકી રાખવું.

શરીર તથા મન થાકી જાય તેટલો શ્રમ ન કરવો, અને મનને ક્રોધને વશ પણ નજ થવા દેવું.

સદ્રૂપ ને જ્ઞાનરૂપ બ્રહ્મના ઉત્કટ અનુસંધાનથીજ ઉત્તમ સુમુક્ષુઓ બુદ્ધિમાન્ ને વિદ્વાન્ થાય છે, તેઓ માત્ર પુસ્તકો ભણીને બુદ્ધિમાન્ ને વિદ્વાન્ થતા નથી.

જેઓ પરમાનંદરૂપ બ્રહ્મમાં પરમપ્રીતિ કરે છે તેઓ સાચા સુખી થાય છે, જેઓ તેમને ભૂલે છે તેઓ સાચા સુખી થતા નથી, પણ ઉત્તરોત્તર વધારે દુઃખી થાય છે.

વિવેકી પુરુષો સર્વ પ્રકારની ચિંતાઓને દૂર કરી પોતાના હૃદયને પવિત્ર કરે છે. અન્યના પ્રતિબિંબવિનાના દર્પણમાં જેમ જોનારના મુખનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે, તેમ દશ્ય પ્રાણિપદાર્થોની તૃષ્ણાવિનાના ચિત્તમાં આત્મસ્વરૂપનું યથાર્થ ભાન થાય છે.

પૂર્વજન્મોના શુભસંસ્કારવાળા સુમુક્ષુઓ સમજણા થાય ત્યાંથીજ બ્રહ્મસ્વરૂપમાં પ્રીતિવાળા થાય છે, અને અંતે તેમાં પ્રીતિવાળા થઈ તેમને પરમપ્રસન્નતાથી પોતાનું હૃદય અર્પણ કરે છે, ને તેમાંજ અભેદભાવે વિરામે છે.

સાચા સુમુક્ષુએ પોતાના નેત્રને તથા હૃદયને સારી રીતે શુદ્ધ કરવાં જોઈએ કે જેથી તે પરમપવિત્ર પરમાત્માનું દર્શન કરવાને સમર્થ થઈ શકે.

સુમુક્ષુએ પોતાના અંતઃકરણરૂપ મંદિરને પરમપવિત્ર કરવું જોઈએ, કે જેથી તેમાં બ્રહ્મરૂપ દેવ આવિર્ભાવ પામી નિરાવરણ સ્થિતિ કરે. મલિન અને ચંચલ અંતઃકરણરૂપ મંદિરમાં એ દેવ આવિર્ભાવ પામતા નથી, ને નિરાવરણ સ્થિતિ કરતા નથી.

મનુષ્યજન્મમાં વિદ્યાવડે અવિદ્યા તથા અવિદ્યાનાં કાર્ય શોકમોહાદિની નિવૃત્તિ કરી શકાય છે, માટે મનુષ્યજન્મને પામી વિષયોમાંજ રચ્યાપચ્યા રહેવારૂપ અફીણનું સેવન કર્યા કરવું એ કોઈપણ પ્રકારે ઉચિત નથી.

———:૦:——— (ચાલુ)

## रात्रिस्मरणसूक्तम् *

हरिः ॐ। आ रात्रि पार्थिवं रजः पितुरप्रायि धामभिः। दिवः सदांसि बृहती वितिष्ठस आत्वेषं वर्तते तमः ॥१॥

उपस्तचित्रमाभरास्मभ्यं वाजिनीवति। येन तोकं च तनयं च धामहे ॥२॥

ભાવાર્થઃ—હે શ્રીરાત્રિદેવિ! આપનાવડે નિત્ય અંતરિક્ષસહિત પૃથ્વીલોક સર્વભણીથી વ્યાપેલ છે, અને મહાન્ એવાં જે આપ સ્વર્ગનાં સ્થાનોને વ્યાપો છો તે આપનું પ્રતાપી તમ આપ જ્યાં જ્યાં હો ત્યાં ત્યાં સર્વભણીથી વિલસે છે. ૧

હે અન્નવાળાં (પોષણ આપનારાં) ઉષાદેવિ!–પ્રાતઃકાળનાં દેવતા! આપ અમને વિવિધ પ્રકારની પુષ્કળ સંપત્તિ સારી રીતે આપો, કે જે સંપત્તિવડે અમે પુત્રપૌત્રાદિનું પોષણ કરીએ. ૨

——:o:——

## मदालसा

[અનુવાદકઃ મહાશણીદાસ ગોકુલદાસ દેશાઈ, વેદાંતભૂષણ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૪૫ થી)

तन्मातुर्वचनं श्रुत्वा सोलर्को मातरं पुनः।
पप्रच्छ वर्णधर्मांश्च धर्मान्ये चाश्रमेषु च॥

પોતાની માનું તે વચન સાંભળીને પછી તે અલર્કે વર્ણોના જે ધર્મો છે તથા આશ્રમોના જે બીજા ધર્મો છે તે ધર્મો પોતાની માને પૂછ્યા.

अलर्क उवाच

અલર્કે કહ્યું:

कथितोऽयं महाभागे राज्यतंत्राश्रितस्त्वया।
मम धर्मोऽहमिच्छामि श्रोतुं वर्णाश्रमात्मकं॥

હે મોટા ભાગ્યવાળી! રાજ્યતંત્રને લગતો તેં આ મારો ધર્મ કહ્યો તે મેં સાંભળ્યો. હવે વર્ણ તથા આશ્રમને લગતો મારો ધર્મ સાંભળવા મારી ઇચ્છા છે.

मदालसोवाच

મદાલસાએ કહ્યું:

दानमध्ययनं यज्ञो ब्राह्मणस्य त्रिधोदितः।
धर्मो नान्यश्चतुर्थोऽस्ति धर्मस्तस्यापदं विना॥

બ્રાહ્મણને દાન, અધ્યયન અને યજ્ઞ એમ ધર્મ ત્રણ પ્રકારનો છે. આપત્તિના સમયવિના બ્રાહ્મણને માટે આ ત્રણથી ભિન્ન ચોથો કોઇ ધર્મ નથી.

याजनाध्यापने शुद्धस्तथा पुत्र परिग्रहः।
एतत्सम्यक् समाख्यातं त्रितयं चास्य जीविका॥

યજ્ઞ કરાવવો, અધ્યયન કરાવવું અને હે પુત્ર! વિહિત દાન લેવું આ ત્રણ ખરેખર બ્રાહ્મણને માટે આજીવિકાનાં સાધનો કહેલાં છે.

---

* પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીયોજિત શ્રીયજુર્વેદીય આહ્નિક પ્રકાશના પૃષ્ઠ ૧૧૧ માં આ મંત્રો રાત્રિપ્રાર્થનામાટે મૂકેલા છે, તેનો અર્થ જાણવાથી પ્રાર્થનામાં સાહાય્ય મળે માટે અહીં તેનો અર્થ આપવામાં આવે છે.

दानमध्ययनं यज्ञः क्षत्रियस्याप्ययं त्रिधा ।
धर्मः प्रोक्तः क्षितेरक्षा शस्त्राजीवश्च जीविका ॥

દાન અધ્યયન અને યજ્ઞ એમ ક્ષત્રિયનો પણ ધર્મ આ ત્રણ પ્રકારનો કહેલો છે. પૃથ્વીનું રક્ષણ કરવું અને એ માટે શસ્ત્રાસ્ત્રનો ઉપયોગ કરવો એ ક્ષત્રિયને માટે આજીવિકાનાં સાધનો કહેલાં છે.

दानमध्ययनं यज्ञो वैश्यस्यापि त्रिधैव सः ।
वाणिज्यं पशुपाल्यं च कृषिश्चास्यैव जीविका ॥

દાન અધ્યયન અને યજ્ઞ એમ વૈશ્યનો ધર્મ પણ ત્રણ પ્રકારનો છે. વેપાર પશુપાલન અને ખેડ આ ત્રણજ વૈશ્યને માટે આજીવિકાનાં સાધન કહેલાં છે.

दानं यज्ञोऽथ शुश्रूषा द्विजातीनां त्रिधा मया ।
व्याख्यातः शूद्रधर्मोऽपि जीविका कारुकर्मजा ॥

દાન યજ્ઞ અને દ્વિજાતિ (બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય)ની સેવા એમ શૂદ્રનો ધર્મ પણ ત્રણ પ્રકારનો કહેલો છે. સેવા એજ એક શૂદ્રને માટે આજીવિકાનું સાધન કહેલું છે.

तद्वद्द्विजाति शुश्रूषा पोषणं क्रयविक्रयैः ।
वर्णधर्मास्त्विमे प्रोक्ताः श्रूयतामाश्रमाश्रयाः ॥

તેમ કેવળ દ્વિજાતિની સેવાને એકનેજ કોઇ સ્થલે શૂદ્રનો ધર્મ કહેલો છે અને કરિયાણાને એકનેજ કોઇ સ્થલે શૂદ્રને માટે આજીવિકાનું સાધન કહેલું છે. આ મેં વર્ણોને લગતા ધર્મો કહ્યા. આશ્રમોને લગતા ધર્મો હવે કહું છું તે સાંભળ.

स्ववर्णधर्मात्संसिद्धिर्नरः प्राप्नोति न च्युतः ।
प्रयाति नरकं प्रेत्य प्रतिषिद्धनिषे वणात् ॥

મનુષ્ય જો પોતાના વર્ણને લગતા ધર્મનું સ્ખલનવિના પાલન કરે તો કેવળ પોતાના વર્ણધર્મના પાલનથીજ તે આ લોકના સુખને, પરલોકના સુખને તથા અલૌકિક એવા પારમાર્થિક સુખને પણ પામે; પણ પોતાના વર્ણને માટે કહેલા અધર્મોનું જો મનુષ્ય સેવન કરે તો આ લોકમાં પણ દુઃખ પામે અને મરણપછી પણ નરકને પામે.

यावत्तु नोपनयनं क्रियते वै द्विजन्मनः ।
कामचेष्टोक्तिभक्षस्तु तावद्भवति पुत्रक ॥

દ્વિજને (બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્યને) જ્યાંપર્યંત ઉપનયન કરવામાં નથી આવતું ત્યાંપર્યંતજ હે દીકરા! તે મનગમતી ચેષ્ટા કરે, મનગમતું બોલે તથા મનગમતું ખાય પીએ.

कृतोपनयनः सम्यग् ब्रह्मचारी गुरोर्गृहे ।
वसेत तत्र धर्मोऽस्य कथ्यते तन्निबोध मे ॥

યથાવત ઉપનયન થયા પછી તો તે બ્રહ્મચારી થઇને પોતાના ગુરુને ઘેર વસે. પોતાના ગુરુને ઘેર વસનારા તે બ્રહ્મચારીના ધર્મો હું કહું છું તે સાંભળ.

स्वाध्यायोऽथाग्निशुश्रूषा स्नानं भिक्षाटनं तथा ।
गुरोर्निवेद्य तच्चाद्यमनुज्ञातेन सर्वदा ॥

સ્વાધ્યાય કરવો, અગ્નિની સેવા કરવી, સ્નાન કરવું, અને ભિક્ષા માગવા જવું, ભિક્ષા મળી હોય તે પોતાના ગુરુને ધરવી, અને પોતાના ગુરુ આજ્ઞા કરે ત્યારે ખાવું.

गुरोः कर्मणि सोद्योगः सम्यक् प्रीत्युपपादकः ।
तेनाहूतः पठेच्चैव तत्परो नान्यमानसः ॥

પોતાના ગુરુના કામમાં ઉદ્યોગશીલ રહેવું, પોતાના ગુરુની પોતાની માથે પ્રીતિ ઉપજ્યા કરે એવું વર્તન રાખવું, પોતાના ગુરુ પાઠ કરવા બોલાવે ત્યારે પાઠ કરવો (ભણવું), પોતાના ગુરુને અભિમુખ રહ્યા કરવું, અન્યત્ર મનવાળા થવું નહિ.

एकं द्वौ सकलान् वापि वेदान् प्राप्य गुरोर्मुखात् ।
अनुज्ञातो वरां दत्वा दक्षिणां गुरवे ततः ॥

એક બે કે સઘળા વેદોને પોતાના ગુરુના મુખથી પામીને તથા પોતાના ગુરુને મોઢે માગી દક્ષિણા દઇને પછી,

गार्हस्थ्याश्रमकामस्तु गृहस्थाश्रममावसेत् ।
वानप्रस्थाश्रमं वापि चतुर्थं वेच्छयात्मनः ॥

જેને ગૃહસ્થનો આશ્રમ ભોગવવાની કામના હોય તે ગૃહસ્થાશ્રમમાં વાસ કરે.
જેને વાનપ્રસ્થના આશ્રમમાં તપ કરવાની ઇચ્છા થાય તે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરે.
તથા જેને ચોથા સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય તે સંન્યાસાશ્રમમાં પ્રવેશ કરે.
એમ પોતપોતાની ઇચ્છા અનુસાર આશ્રમનો સ્વીકાર કરે.

तथैव वा गुरोर्गेहे द्विजो निष्ठामवाप्नुयात् ।
गुरोरभावे तत्पुत्रे तच्छिष्ये तत्सुतं विना ॥

તેવીજ રીતે જે દ્વિજને અખંડ બ્રહ્મચર્યાશ્રમમાંજ નિવાસ કરવાની ઇચ્છા થાય તે પોતાના ગુરુનેજ ઘેર પોતાના ગુરુને વિષે નિષ્ઠા રાખીને વસે.

પોતાના ગુરુનો અભાવ થાય ત્યારે પોતાના ગુરુના પુત્રને વિષે નિષ્ઠા રાખીને વસે.

અને પોતાના ગુરુના પુત્રનો પણ અભાવ હોય તો પોતાના ગુરુના શિષ્યને વિષે નિષ્ઠા રાખીને પોતાના ગુરુનાજ ઘરમાં નિવાસ રાખી રહે.

शुश्रूषुर्निरभिमानो ब्रह्मचर्याश्रमं वसेत् ।
उपावृत्तस्ततस्तस्माद्गृहस्थाश्रमकाम्यया ॥

બ્રહ્મચર્યાશ્રમમાં પોતાના ગુરુને ઘેર વાસ કરી રહેનારા બ્રહ્મચારીએ અભિમાનના સંપૂર્ણ અભાવપૂર્વક સેવાને પરાયણ થઇ રહેવું. પછી ગૃહસ્થાશ્રમની કામના થતાં તે બ્રહ્મચર્યાશ્રમમાંથી છૂટો થાય.

ततो समानर्षिकुलां तुल्यां भार्यामरोगिणीम् ।
उद्वहेन्न्यायतोऽव्यंगां गृहस्थाश्रमकारणात् ॥

પછી પોતાના ઋષિને સમાન ઋષિવાળી, પોતાના કુલને સમાન કુલવાળી, વય ગુણઆદિમાં પોતાને સમાન હોય એવી, રોગવિનાની, અને જેને ઓછાં વધારે નહિ પણ જોઈએ તેટલાંજ અંગોવાળી કન્યા સાથે કેવળ કામવિકારને સંતોષવા ખાતર નહિ, પણ શાસ્ત્રે કહેલાં ગૃહસ્થાશ્રમનાં વિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાનાજ આશયથી લગ્ન કરવું.

પરણેલી કન્યાના ભરણપોષણનો ભાર કન્યાને માથે ન રાખવો, પણ પોતાનેજ માથે રાખવો.

स्वकर्मणा धनं लब्ध्वा पितृदेवातिथींस्तथा ।
सम्यक् संप्रीणयेद् भक्त्या पोषयेच्चाश्रितांस्तथा ॥

પોતાના ગૃહસ્થાશ્રમને માટે વિહિત કરેલાં કર્મો કરીને મેળવેલા ધનવડે પિતૃઓ, દેવો તથા અતિથિઓને સારીપેઠે પ્રસન્ન કરવા એટલે તેઓ પ્રસન્ન થાય એમાં શ્રાદ્ધ તર્પણ યજ્ઞ બ્રહ્મભોજન અતિથિભોજન આદિમાં તે ધનનો ઉપયોગ કરવો.

શ્રાદ્ધ તર્પણ આદિ જે કરવાં તે પોતાની મોટાઈ દેખાડવા કે લોકમાં પોતાની પ્રશંસા કરાવવા કે એવા કોઈ બીજા આશયથી ન કરવાં, પણ પોતાના કલ્યાણમાટે પિતૃઓ દેવો તથા અતિથિઓપ્રતિ પોતાના હૃદયમાં ખરો ભક્તિભાવ પ્રકટાવીને કરવાં.

એવી રીતે પોતાને આશ્રયે રહેલાં પોતાનાં સેવકજનો આદિનું પણ ઘટતું પોષણ કરવું તે પણ મોટાઇ કે પ્રશંસાના આશયથી નહિ પણ પોતાનો સ્વધર્મ જાણી કરવું.

भृत्यात्मजान् जामयोऽथ दीनार्थिपतितानपि ।
यथाशक्त्यान्नदानेन वयांसि पशवस्तथा ॥

સેવકો દીકરાઓ દીકરીઓ બ્હેનો દીનજનો અર્થિજનો પતિતજનો પશુઓ તથા પંખીઓ એ સર્વને પોતાની શક્તિના પ્રમાણમાં અન્નના દાનવડે સર્વને સંતોષવાં.

एष धर्मो गृहस्थस्य ऋतावभिगमस्तथा ।
पंच यज्ञविधानं तु यथा शक्ति न हापयेत् ॥

ઋતુસમયે પોતાની પત્નીને વિષે શાસ્ત્રે કહેલી વિધિવડે પ્રજોત્પત્તિ કરવી. કેવળ કામવિકારને વશ થઇ પત્નીપ્રતિ અભિગમન ન કરવું.

અને પંચયજ્ઞનું જે વિધાન છે તેનું શક્તિને અનુસરીને અનુષ્ઠાન કરવું. તેમાં સ્ખલન થવા ન દેવું.

આ ગૃહસ્થનો ધર્મ કહ્યો.

पितृदेवातिथिज्ञातिभुक्तशेषं स्वयं नरः ।
भुंजीत च समं भृत्यैर्यथाविभवमात्मनः ॥

પિતૃઓ દેવો અતિથિઓ અને જ્ઞાતિજનોને જમાડ્યા પછી વધે તે ગૃહસ્થે જમવું. અને જે પોતે જમે તે પોતાના વિભવને અનુસરતું પોતાના સેવકજનોને પણ જમાડવું.

एष तूद्देशतः प्रोक्तो गृहस्थस्याश्रमो मया ॥

આ તો મેં ગૃહસ્થના આશ્રમનો ધર્મ ટુંકામાં કહી દેખાડ્યો.

(ચાલુ)

———:o:———

ॐ

# मानवकर्तव्य*

[ લેખકઃ—શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી.એ. ]

આ દુનિયામાં માણસનો જન્મ મળવો એ આગલા ભવની કમાઈ સમજવી. પહાડથી ઝાડનો, ઝાડથી કીડાનો, કીડાથી પંખીનો, પંખીથી ઢોરનો ને ઢોરથી માણસનો અવતાર સારો ગણાય છે. એમાં પણ બહુજ સહેલાઈથી ધર્મ પાળી શકાય એવા આ ભરતખંડમાં મનખાદેહ મળવો એ બહુ કઠણ છે. આવી સારી ભોમકામાં મનખાદેહ

* આ લેખ પૂજ્યપાદ શ્રીનાથભગવાને એટલે બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામશર્માજીએ રચેલા "શ્રીઉપદેશગ્રંથાવલિ"ના "માનવકર્તવ્ય" નામના પાંચમા અંકઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે.

મળ્યા પછી પોતાને શું સાચેસાચું કરવાનું છે તે બરાબર જાણવું જોઈએ, અને તે કામને પાર પાડવું જોઈએ.

આ દુનિયામાં જન્મીને માણસે ઘણાં કામો કરવાનાં હોય છે. તે સૌ કામોમાં પણ પહેલું કરવાજેવું એકજ કામ છે. એ કામ કયું છે તેનો વિચાર કરીએ. માણસને સૌથી વહાલું શું છે? સુખ. માણસને સૌથી અણગમતું શું છે? દુઃખ. જે કામ કરવાથી માણસનાં બધાં દુઃખો કાયમમાટે મટી જતાં હોય, અને જે કામ કરવાથી માણસને કાયમનું મોટામાં મોટું સુખ મળી જતું હોય તે કામ સૌથી પહેલું કરવાજેવું છે. આ વાતની ના કોણ પાડે? આવું સારું કામ કોને ન ગમે? માણસનાં બધાં દુઃખો ટળાઈ જતાં હોય, અને તેને કાયમનું સુખ મળી જતું હોય તો પછી માણસને બીજું શું જોઈએ?

બરાબર વિચાર કરીએ તો જણાશે કે આ દુનિયામાં માણસો જાણે કે અજાણે દુઃખને ટાળવા અને સુખને મેળવવા રાતદિવસ વલખાં માર્યા કરે છે, તોપણ આપણે જોઈએ છીએ કે માણસ સદાને માટે સુખી થઈ શકતો નથી, અને તેનું દુઃખ સદાને માટે મટતું નથી. ઘણીવાર માણસને શરીરનું સુખ હોય છે તો પૈસાનું સુખ હોતું નથી. જો પૈસાનું સુખ હોય છે તો તેને શરીરનું સુખ હોતું નથી. કદાચ એ બેઉ સુખ હોય છે તો તેને છોકરાંનું સુખ હોતું નથી. તેને છોકરાંનું સુખ હોય છે તો સ્ત્રીનું સુખ હોતું નથી. તેને સ્ત્રીનું સુખ હોય છે તો કુટુંબપરિવારનું સુખ હોતું નથી. સારું શરીર હોય, પૈસો હોય, છોકરાં હોય, સ્ત્રી હોય, કુટુંબપરિવાર હોય તો તેને અકર્મી છોકરાંનું દુઃખ હોય, રાંડેલ છોકરીનું દુઃખ હોય, અથવા જુવાન દીકરાના અણધાર્યા મરણનું દુઃખ હોય. આમ દુનિયામાં જ્યાં જોઈએ છીએ ત્યાં દુઃખ, દુઃખ ને દુઃખજ નજરે પડે છે. કોઈને સુખ જેવું દેખાય છે, પણ એ સાચું સુખ હોતું નથી. એ સુખ દુઃખથી ભરેલું હોય છે. એ સુખ ઝાંઝવાના પાણીજેવું ખોટું અને દૂરથી દેખાવડું હોય છે. આમ રાજા અને રંક, ભણેલા અને અભણ, સત્તાવાળા અને સત્તાવગરના, બાળક, જુવાન ને ઘરડાં એ સૌ દુઃખી છે.

હવે સુખનો વધુ વિચાર કરીએ. શરીરનું સુખ હોય છે તો તે પણ કાયમ રહેતું નથી. શરીર નોખા નોખા રોગથી વારેઘડીએ પીડાય છે. કેટલીકવાર એક રોગ મટે છે અને બીજો થાય છે. આમ ચાલ્યાજ કરે છે. રૂપાળું શરીર હોય છે તો કેટલીકવાર શીળીજેવા રોગથી તે કુરૂપ બની જાય છે. રૂપ અને બળવાળી ભરજુવાની હોય છે તો કેટલીકવખત મોત આવી તેનો કોળિયો કરી જાય છે. જોતજોતામાં પૈસાદાર માણસ નિર્ધન બની જાય છે, ભણેલો માણસ ગાંડો બની જાય છે, મોટી સત્તા ભોગવનારની સત્તા—અમલદારી—ચાલી જાય છે. પરણેલી સ્ત્રી રંડાય છે, અને પરણેલો પુરુષ વિધુર—વહુવગરનો—બને છે. આમ આખી દુનિયા દુઃખી છે, પણ માણસને અણસમજને લઈને "પારકી તાવડીનો રોટલો મોટો લાગે છે." શહેરમાં રહેનારને ગામડામાં સુખ લાગે છે, અને ગામડામાં રહેનારને શહેરમાં સુખ લાગે છે. રોગીને નિરોગી સુખી લાગે છે. ગરીબને શાહુકાર સુખી લાગે છે. અભણને ભણેલો સુખી લાગે છે. રંકને રાજા સુખી લાગે છે. રાજાને બાદશાહ સુખી લાગે છે. બાદશાહને આખી દુનિયાનો ધણી સુખી લાગે છે. પણ જો એ દરેકને પૂછવામાં આવે તો પોતે પૂરેપૂરો સુખી છે એવું કોઈ

નહિ કહી શકે. ઘડીભર માનો કે કોઈ માણસને આખી દુનિયાનું રાજ છે, ભરજુવાની છે, રૂપ છે, ભણતર છે, મજબૂત શરીર છે, સુંદર સ્ત્રી છે, મોટો પરિવાર છે. આમ છતાં તેને મોતનું દુ:ખ છે. મોત તેને તાબે નથી, એટલે મોત ગમે ત્યારે આવી તેને ઊપાડી જાય છે. તે મરે છે ત્યારે તેની બધી વસ્તુઓ અહીં પડી રહે છે, અને તે એકલોજ જાય છે. તેણે કરેલાં પુણ્ય ને પાપ તેની સાથે જાય છે. આ રીતે દુનિયામાં મોટામાં મોટું ગણાતું સુખ પણ ઝાઝો વખત ટકી શકતું નથી.

શાસ્ત્રની નજરથી વિચાર કરીએ તો મજબૂત શરીર, રૂપ, જુવાની, પૈસો, પરિવાર, ભણતર, અમલદારી વગેરે ભલે માણસને સુખ આપનારાં જણાતાં હોય તોપણ સાચી રીતે સુખ આપનારાં નથી. જો તે તે વસ્તુમાં સાચું સુખ હોય તો મજબૂત કાયાવાળો કેમ પોતાને સુખી માનતો નથી? રૂપાળો માણસ પોતાને કેમ સુખી માનતો નથી? ભરજુવાનીવાળો કેમ પોતાને સુખી માનતો નથી? પૈસાદાર માણસ પોતાને કેમ સુખી માનતો નથી? મોટા કુટુંબકબીલાવાળો પોતાને કેમ સુખી માનતો નથી? બહુ ભણેલો પોતાને કેમ સુખી માનતો નથી? મોટી અમલદારીવાળો પોતાને કેમ સુખી માનતો નથી?

આ ઉપરથી એમ નક્કી થાય છે કે સુંદર મજબૂત ને જુવાન શરીરમાં સુખ નથી, પૈસામાં સુખ નથી, પરિવારમાં સુખ નથી, ભણતરમાં સુખ નથી, અમલદારીમાં સુખ નથી, સ્ત્રીમાં સુખ નથી, પુત્રમાં સુખ નથી, ને રાજ્યમાં પણ સુખ નથી. જો તેમાં સુખ હોત તો તે તે વસ્તુના માલિકને સુખ મળ્યું હોત પણ તેમ બનતું નથી. સૌ દુ:ખની કાંઇ ને કાંઇ ફરિયાદ કર્યાજ કરે છે. આખું જીવતર માણસ સુખ મેળવવા મહેનત કર્યા કરે છે, પણ તેની મહેનત ફોગટ જાય છે અને તેના નશીબમાં દુ:ખનું દુ:ખજ રહે છે. આનું કારણ શું હશે?

ભરતખંડના મોટામોટા ઋષિમુનિઓએ આ બાબતપર ખૂબ વિચાર કરી સાચું સુખ શોધી કાઢ્યું છે. તેઓ જણાવે છે કે માણસોને જોઇએ છીએ સુખ, અને તેઓ જઈ રહ્યા છે, દુ:ખતરફ; માણસોને જવું છે ઊગમણીતરફ, ને જાય છે આથમણીતરફ. માણસોને પીવું છે પાણી અને દોડી રહ્યા છે ઝાંઝવાના પાણીતરફ. કહો, માણસોની આ મહેનત ફોગટ ખરી કે નહિ? શાસ્ત્ર જાણનારા કહે છે કે જેમાં દુ:ખ દુ:ખ ને દુ:ખ છે તેમાંથી સુખ મેળવવા માણસો ફાંફાં મારી રહ્યા છે, અને જેમાં સાચું સુખ છે તે તરફ તેઓ જોતા પણ નથી; તો પછી તેઓ સુખી ક્યાંથી થાય?

હવે સાચું સુખ શેમાં રહેલું છે તેનો વિચાર કર્યા પહેલાં સાચું સુખ શું છે તેનો વિચાર કરીએ. સાચું સુખ એનું નામ કે જે એકવાર મળ્યાપછી કદી પાછું ચાલ્યું ન જાય. સાચું સુખ એનું નામ કે જે એકવાર મળ્યા પછી તે મેળવવાનો વિચારજ ન રહે. સાચું સુખ એનું નામ કે જે એકવાર મળ્યા પછી દુ:ખનું નામજ ન રહે. બીજી રીતે કહીએ તો સાચું સુખ એનું નામ કે તેનો મેળવનાર અજરઅમર બની જાય, એટલે કે પછી તેને જન્મવા મરવાનું ન રહે, પછી તે એવો ભણેલો બની જાય કે તેને કોઈ ભણતર ભણવાનું ન રહે, પછી તે પોતેજ એવો સુખરૂપ બની જાય કે તેને સુખ શોધવું ન પડે. તે હરઘડી સુખના સાગરમાંજ પડ્યો રહે, અને દુ:ખ તો તેને ગોત્યું ન જડે. પછી તેને કાંઇ કરવાનું રહે નહિ, કાંઇ જાણવાનું રહે નહિ, કાંઇ મેળવવાનું રહે નહિ. પોતાને ધન ન હોય, પુત્ર ન હોય, સ્ત્રી ન હોય, સત્તા ન હોય, રૂપ ન હોય, બળ ન હોય—દુનિયામાં મનાતું કોઇ જાતનું સુખ ન

હોય, તોય તે મહાસુખ અનુભવ્યા કરે. વળી આ સુખ મરીને મેળવવાનું નથી, પણ તે અહીં જીવતાં જીવતાંજ માણસને મળી જાય એવું છે.

હવે આ સાચું સુખ શેમાં છે તેનો વિચાર કરીએ. મજબૂત ને રૂપાળાં શરીરમાં, જુવાનીમાં, પૈસામાં, સ્ત્રીમાં, પુત્રમાં, પરિવારમાં, અમલદારીમાં કે દુનિયાની બીજી કોઇ ચીજમાં સાચું સુખ નથી એમ આપણે ઉપર જોયું. એ સૌથી જુદી જગ્યાએ સાચું સુખ છે. આ સાચું સુખ પરમાત્માના સ્વરૂપમાં છે, અને તેમના ભજનથી એ મળે છે. પરમાત્મા અથવા ભગવાન્ ક્યાં રહેલા છે? આનો જવાબ એક કવિએ નીચે પ્રમાણે આપ્યો છે:—

"આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ;
ઘાસચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ"

પરમાત્મા આપણી આસપાસ બધી વસ્તુઓમાં તથા આકાશમાં છે; અને આપણા અંતરમાં પણ છે. ઘાસમાં અને ચાસમાં પણ ભગવાન્‌નો વાસો છે. ટુંકમાં ભગવાન્ અંતરમાં અને બહાર એમ બધે છે. તેમના વગરની કોઇ જગા નથી. આ ભગવાન્ સર્વે પ્રાણીઓના અંતરમાં સર્વેના આત્મારૂપે રહેલા છે, અને બહાર પણ આપણી આંખોથી ન જણાય તેવા ઝીણામાં ઝીણા રૂપથી સર્વ સ્થળે વ્યાપીને રહેલા છે. આ પરમાત્માનું દર્શન થાય તો માણસ બધાં દુઃખોથી મોકળો થઇ જાય, અને પરમ સુખી બની જાય; કારણ: આ પરમાત્મામાં કોઇપણ જાતનું દુઃખ નથી, અને તે સર્વે સુખના ભંડારરૂપ છે. આ પરમાત્મા અથવા બ્રહ્મ નિત્ય છે એટલે સદાકાળ રહેનારા છે, પ્રકાશરૂપ છે, એટલે કે જ્ઞાનસ્વરૂપ છે; અને આનંદસ્વરૂપ છે એટલે કે તેમાંજ બધું સુખ રહેલું છે.

આ પરમાત્માનું સ્વરૂપ એટલું બારીક ને એવું નવાઇ જેવું છે કે માણસ તેને પોતાની મેળે જાણી શકતો નથી. પરમાત્માને જાણનાર મહાત્માની મદદ તેને લેવી પડે છે. જેમ કોઇ પણ ધંધો શીખવો હોય તો તે ધંધો જાણનાર માણસપાસે તેનું જ્ઞાન મેળવવા જવું પડે છે, તેમ પરમાત્માનું જ્ઞાન મેળવવા માટે તેના જાણકાર સદ્‌ગુરુપાસે જવું પડે છે અને તેમના શિષ્ય થવું પડે છે. દુનિયાના ધંધાનું ભણતર ભણાવે તે ગુરુ કહેવાય, અને પરમાત્માના સ્વરૂપનું ભણતર ભણાવે તે સદ્‌ગુરુ કહેવાય. જેમણે પરમાત્માનું દર્શન કરેલું હોય છે, અને પરમાત્માને પામવાના સાધનરૂપ શાસ્ત્રોને પણ જાણ્યાં હોય છે તેવા મહાત્મા સદ્‌ગુરુ થઇ શકે છે, અને એવાજ સદ્‌ગુરુ શિષ્યને ભગવાન્‌નાં દર્શન કરાવી શકે છે, અને તેને મેળવવાનો રસ્તો બરાબર દેખાડી શકે છે. જેને મોટામાં મોટું સુખ મેળવવું હોય તેણે આવા સદ્‌ગુરુને ગોતી કાઢવા જોઇએ "ગુરુવિના જ્ઞાન નહિ" એ કહેવત પ્રસિદ્ધ છે.

પરમાત્માનાં દર્શનમાટે જેમ સદ્‌ગુરુની જરૂર છે તેમ પરમાત્માનું દર્શન કરવા ઇચ્છનાર માણસમાં અમુક લાયકાત પણ હોવી જોઇએ. આપણા વેદ વગેરે શાસ્ત્રો ને અનુભવી મહાત્માઓ કહે છે કે પરમાત્માનું સ્વરૂપ ઇંદ્રિયોથી જાણી શકાય તેવું નથી. જો પરમાત્માનું દર્શન કરવું હોય તો ફક્ત મનવડેજ થઇ શકે એમ છે. પણ જેમ એક ખીલે બે હાથી ન બંધાય તેમ મનરૂપી થાંભલે દુનિયારૂપી અને ભગવાનરૂપી બે હાથી ન બાંધી શકાય એટલે કે જો મન દુનિયાનાજ વિચાર કર્યા કરે તો તે પરમાત્માને ન મેળવી શકે. પરમાત્માને મેળવવામાટે તેણે દુનિયાના વિચાર છોડીને પોતાના મનને પરમાત્માના સ્વરૂપમાં જોડવું જોઇએ. આ કામ બહુ સહેલું નથી: કારણ ઘણા જન્મથી દુનિયાનાજ વિચાર કર્યા હોવાથી મન જાડું, મેલું, અને ચંચળ બની ગયું છે. આ મન જ્યારે

પાતળું, ચોખ્ખું અને થીર બંને ત્યારેજ તે ભગવાનને જાણી શકે—અનુભવી શકે.

હવે આ જાડા મનને પાતળું કેમ કરવું? મેલા મનને ચોખ્ખું કેમ કરવું? અને કૂદાકૂદ કરતા માંકડાજેવા મનને કાબુમાં કેમ લાવવું તેના ઉપાય ઋષિમુનિઓએ બતાવ્યા છે,–તેનો બોધ કર્યો છે. તે પ્રમાણે માણસ વર્તે તો પોતાને જે મેળવવું છે તે મેળવી શકે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય આ ત્રણને જનોઇ લેવાની શાસ્ત્રની આજ્ઞા છે, આ ત્રણ જાતિએ વેદમાં લખેલાં ૭ કર્મો જરૂર જરૂર નિત્ય કરવાં જોઇએ. સ્નાનસંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય-પોતાના ધર્મપુસ્તકનું વાચન, **દેવપૂજન તથા** અતિથિસત્કારસહિત વૈશ્વદેવ આ ૭ કર્મોનાં નામ છે.× હિંદુ સિવાયના બીજી કોમના માણસોએ પોતપોતાના ધર્મમુજબ ચાલવું જોઇએ અને તેની આજ્ઞા પાળવી જોઇએ.

વેદોએ જણાવેલાં ઉપરનાં ૭એ કર્મો બરાબર સમજીને મનને તેમાં પરોવીને હમેશાં કરવામાં આવે તો મેલું મન ચોખ્ખું થઈ જાય. જેમ કાટ ચઢેલા ઠામને કોકમ કે આંબલી લગાડીએ તો તે ઊજળું થઈ જાય તેમ ઉપરનાં ૭ કર્મો બરાબર કરવાથી મનપર જામેલો પાપનો કાટ ઓછો થઈ જાય અને દુનિયાનાજ વિચારમાં ફસાયેલું તેનું મન સારા વિચાર કરવા લાગે છે. પછી તેને પ્રભુની ભક્તિ કરવાનું મન થાય છે. ભક્તિ એટલે દુનિયા-તરફ દોડી રહેલા મનને ભગવાનના વિચારમાં જોડવું. પહેલાં તો તેને આ નહિ ગમે, પણ મહેનતથી ધીમે ધીમે મનને પ્રભુ તરફ લઈ જઈ શકાશે. અફીણના બંધાણીનું મન જેમ અફીણના વિચારમાંજ લાગ્યું હોય છે એમ પછી ભક્તનું મન ભગવાન્‌માંજ લાગી રહે છે. આ ટેવ પાકી થતાં તેનું જાડું મન પાતળું થાય છે અને માંકડાજેવું ચપળ મન થીર થાય છે. આ પ્રમાણે જ્યારે માણસ પોતાના સદ્‌ગુરુના બોધથી ઉપર પ્રમાણે પોતાના મેલા મનને ચોખ્ખું કરે છે અને પોતાના જાડા ને ચંચળ મનને પાતળું ને થીર કરે છે ત્યારે તે ભગવાનને જાણવા લાયક બને છે. પછી આવા લાયક શિષ્યને સદ્‌ગુરુ બહુજ સહેલાઇથી ભગવાનનાં દર્શન કરાવી આપે છે.

આવા સદ્‌ગુરુને મેળવવા માણસે મહેનત કરવી જોઈએ. અજાણપણે અજ્ઞાની માણસમાં ગુરુબુદ્ધિ કરી હોય તે જ્યારે ખબર પડે ત્યારે સદ્‌ગુરુમાં ગુરુબુદ્ધિ કરી તેમનું શરણ લેવું એમાં પાપ નથી પણ ઊલટું પુણ્ય છે. માત્ર સાચા સદ્‌ગુરુમાંથી કામ, ક્રોધ કે લોભાદિને વશ થઈ ગુરુબુદ્ધિનો ત્યાગ કરવો તેમાં પાપ છે. સમર્થ સદ્‌ગુરુ પૂર્વના મહા-પુણ્યના પ્રતાપેજ મનુષ્યને પ્રાપ્ત થાય છે. **"એવા સદ્‌ગુરુ સાક્ષાત્ ઈશ્વરરૂપજ છે."**

આવા સદ્‌ગુરુની શિષ્યે તન, મન ને ધનાદિવડે પ્રેમપૂર્વક સેવા કરવી અને તેઓ જે રસ્તો બતાવે તે પ્રમાણે ચાલવું. સદ્‌ગુરુએ બતાવેલા ઉપાયથી મારું ભલું થશે કે નહિ થાય એવો સંદેહ રાખવો નહિ. માણસને પોતાના સદ્‌ગુરુમાં ભરોસો ન હોય તો તેનું કામ પાર ન પડે. સદ્‌ગુરુના વચનમાં તો પાકો ભરોસો જોઇએ. ઘરનો પાયો મજ-બૂત હોય તો ઘર મજબૂત બને છે તેમ ભગવાનને મેળવવામાં સદ્‌ગુરુમાંભ રોસો પાયારૂપ છે. એ ન હોય તો ભગવાન્ ન મળે. માણસ પોતાના સદ્‌ગુરુના વચનમાં ભરોસો રાખે, પણ જો તેમણે બતાવેલા શુભ ઉપાયને ભૂલી દુનિયાના બીજા કામમાં મંડ્યો રહે તોપણ તેનું કામ પાર

---

×આ છએ કર્મોની સમજણ આપતી ચોપડીઓ શ્રીખીલખા–આનંદાશ્રમમાં વગર પૈસે મળે છે: સ્ત્રીઓ તથા શૂદ્રોમાટે પણ એવી ચોપડીઓ મફત મળે છે. મંગાવનારે ટપાલખર્ચની ટિકિટો મોકલવી જોઇએ.

ન પડે. પોતાના સદ્ગુરુમાં ભરોસો રાખે, તેમણે બતાવેલો રસ્તો ન ભૂલે, પણ જો તે માણસ તેમની આજ્ઞાપ્રમાણે અમલ ન કરે, પણ આળસમાં વખત ગાળ્યા કરે, તોપણ તે પોતાનું કામ પાર ન પાડી શકે. ભલે તેને પોતાના સદ્ગુરુમાં ભરોસો હોય, ભલે તેને બતાવેલો રસ્તો તેના ધ્યાનમાં હોય, ભલે તે રસ્તે ચાલવા પ્રયત્ન પણ કરતો હોય, પણ જો થોડા સમયમાં ફાયદો ન થવાથી તે તે કામ પડતું મૂકે તોપણ તેને સફળતા ન મળે. માટે જે માણસ પ્રભુનાં દર્શન કરવા માગે છે તેણે તો પોતાના સદ્ગુરમાં પૂરો ભરોસો રાખવો જોઇએ, ધ્યાન રાખી પોતાનું કર્તવ્ય ભૂલવું ન જોઇએ; પ્રેમથી તે કામમાં મંડ્યા રહેવું જોઇએ, કંટાળો ન ઉપજવા દેવો જોઇએ; દુનિયાનાં સુખો ખોટાં છે અને ભગવાન્ સુખનો ભંડાર છે એવી સમજણ કાયમ રાખવી જોઇએ અને જીવ જાય તોપણ સદ્ગુરુની આજ્ઞા તોડવી ન જોઇએ.

આ પ્રમાણે શિષ્ય પરમાત્માના દર્શનમાટે પોતાના સદ્ગુરુની આજ્ઞા અમલમાં મૂકવા તૈયાર થાય છે ત્યારે માણસનો મોટામાં મોટો શત્રુ કામ આડો આવે છે. સ્ત્રીતરફ પુરુષનું અને પુરુષતરફ સ્ત્રીનું ખેંચાણ તેનું નામ કામ. સાધારણ રીતે કહીએ તો દુનિયાનાં સુખોની લાલસાનું બીજું નામ કામ છે.

કૃષ્ણભગવાને ગીતાજીમાં કહ્યું છે કે હે અર્જુન! આ કામનેજ આ સંસારમાં શત્રુરૂપ જાણ, કેમકે તે અનેક પાપો કરાવે છે, અને પોતાના કામમાં આડો આવનારને મારવા તે ક્રોધનું રૂપ પકડે છે, તે કામનો એટલો મોટો ખોરાક છે કે તેને પૃથ્વીપરનાં અન્નો, પશુઓ, સોનું તથા સુંદર સ્ત્રીઓ મળે તોપણ તે ધરાય તેવો નથી.

આ કામ ઇન્દ્રિયો, મન ને બુદ્ધિમાં રહી માણસને સંસારમાં રખડાવ્યા કરે છે અને તેને પ્રભુતરફના માર્ગમાં આગળ જવા દેતો નથી. કાન, આંખ, નાક, જીભ ને ચામડી એ પાંચ જ્ઞાનેંદ્રિયો ને હાથ, પગ, વાણી, ગુદા ને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો મળીને દશ ઇન્દ્રિયો, આમ કરવું કે આમ ન કરવું એવો વિચાર કર્યા કરનારું મન, અને આમજ કરવું એમ નક્કી કરનાર બુદ્ધિ, એ ત્રણ આ કામને રહેવાનાં સ્થાન કહેવાય છે. આ ત્રણે મારફત આ કામ માણસની સમજણ ઢાંકી દઇને તેને ન કરવાના કામમાં જોડે છે અને જરૂર કરવા જોગ કામમાંથી રોકે છે.

કાન ન સાંભળવાજેવા શબ્દો સાંભળી મનમાં ખરાબ અસર ઉપજાવે છે અને તેને પરમાત્માતરફ જતું અટકાવે છે, આંખ રૂપાળા પદાર્થો જોઇને મનમાં ખરાબ અસર ઉપજાવે છે અને પ્રભુના વિચારમાંથી તેને રોકે છે, જીભ સારી સારી વસ્તુઓ ખાવામાં તત્પર થઇ મનને પણ તેમાં જોડે છે અને પ્રભુતરફ જતું રોકે છે, નાક પણ સારી સુગંધ લેવામાં મચ્યું રહે છે અને મનને ઇશ્વરતરફ જતું રોકે છે, ચામડીમાં બીજાને અડવાનું ખેંચાણ બહુ હોય છે તેથી તે પણ મનને ડોળ્યા કરે છે. એ પ્રમાણે હાથ, પગ, વાણી, ગુદા ને ઉપસ્થ એ પાંચે કર્મેંદ્રિયો પણ ખરાબ કામમાં જોડાઇ મનને ખરાબ બનાવે છે અને ખરાબ મન પ્રભુભણી ક્યાંથી જાય? આજ પ્રમાણે અનેક જન્મથી જાડું ને મેલું બનેલું મન પણ અનેક સારાનરસા વિચાર કર્યા કરે છે, અને હરઘડીએ વાંદરાની પેઠે કૂદ્યા કરે છે. આવું ચપળ મન પણ પ્રભુનો વિચાર કરી શકતું નથી. એજ પ્રમાણે બુદ્ધિ પણ જ્યાંસુધી એવા મેલા મનને તાબે રહે છે અને સદ્ગુરુએ બતાવેલા સારા રસ્તાપર ચાલવાનો નિર્ધાર કરતી નથી ત્યાંસુધી તે બુદ્ધિ

પણ માણસને મદદરૂપ થઈ શકતી નથી. આ કામનો જય કરવામાટે માણસે પહેલાં ઉપર જણાવેલી દશે ઇન્દ્રિયોને તાબે કરવી જોઈએ; એટલે કે તેને તેની પસંદગીની ખરાબ ચીજ તરફ ન જવા દેવી જોઈએ અને સદ્‌ગુરુએ દેખાડેલા સારા રસ્તાપર લાવવી જોઈએ. આમ થાય તો મન પણ તાબે થઈ જાય. ભગવાન્ પણ કહે છે:—

જેમ ચોર, વાઘ, સિંહ, સરપ વગેરે દુઃખ દેનાર પ્રાણીઓની જગાઓને ખરાબ જાણી, તે જગાઓ કબજામાં લઈ, પછી તેમાં રહેલા ચોર, વાઘ, સાવજ, સરપ વગેરેને સહેલાઈથી મારી શકાય છે, તેમ કામને તાબે કર્યા પહેલાં તેને રહેવાની જગારૂપ દશે ઇન્દ્રિયોને તાબે કરી તે કામનો નાશ કરવો. ઇન્દ્રિયો × તાબે થવાથી મન ને બુદ્ધિ પણ તાબે થઇ જશે, કેમકે ઇન્દ્રિયોરૂપી હાથપગ વગરનાં મન ને બુદ્ધિ પછી શું કરી શકે? ખરાબ કામમાં જોડાયેલી ઇન્દ્રિયોજ મનબુદ્ધિપર ખરાબ અસર પાડે છે. એટલે ઇન્દ્રિયો તાબે થયા પછી તેઓ પોતાની મેળે ખરાબ સંસ્કાર-અસર-નહિ પાડે. જે જૂની ખરાબ અસર હશે તે પણ શ્રીસદ્‌ગુરુએ આપેલા મંત્રના જપથી તથા તેઓએ બતાવેલી બીજી ક્રિયાઓથી દૂર થઈ જશે. આ કામ બધી જાતનાં પાપ કરાવનાર છે અને ભગવાનને મેળવવાના રસ્તાપર મોટામાં મોટો શત્રુ છે, માટે આ કામ સૌથી પહેલાં હણવાજોગ છે.

ઉપર જણાવેલી રીતે જે માણસ સદ્‌ગુરુને શરણે જઇ તેમના કહેવા પ્રમાણે ચાલી પોતાની ઇન્દ્રિયોને બરાબર તાબે કરે છે તથા પોતાના સદ્‌ગુરુદેવે કહેલી વાતોનો અમલ કરે છે અને પોતાના શ્રીસદ્‌ગુરુની નાનીમોટી દરેક વાતમાં પૂરો ભરોસો રાખે છે તથા પોતાના સદ્‌ગુરુમાં બહુજ પ્રેમ રાખે છે તે માણસ થોડા વખતમાં પરમાત્માને મેળવે છે. પરમાત્માને મેળવી મોટામાં મોટું સુખ મેળવવાનો અને બધી જાતનાં દુઃખોથી મોકળા થવાનો આજ એક રાજમાર્ગ છે, બીજો નથી. જે માણસ આવું મોટું સુખ મેળવવા ચાહતો હોય, જે માણસ બધાં દુઃખથી છૂટો થવા માગતો હોય, તેણે પરમાત્માનું દર્શન ન થાય ત્યાંસુધી ઉપર જણાવેલે રસ્તે કોઇપણ જાતની શંકા રાખ્યાવગર મનને મજબૂત રાખીને ચાલ્યા કરવું એવો શાસ્ત્રોનો ઉપદેશ છે.

———:o:———

## अमारी सेवायात्रा

### (૪)

### [ લેખકઃ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

પોષવદિ ૨/૯૮ રવિવારે શ્રીઆનંદાશ્રમમાંથી શ્રી. દયાળસિંહજીભાઈ તથા હું સેવાયાત્રાનિમિત્ત નીકળ્યા. પ્રથમ બરવાળા તાલુકાના ના. દરબાર શ્રીઅમરૂવાળા સાહેબતરફથી તેમના જન્મદિવસપ્રસંગના દરબારમાં જવાનું નિમંત્રણ હોવાથી **વાઘણીઆ** ગામે ગયા. આનંદાશ્રમતરફથી નામદાર દરબારશ્રીને પ્રસાદરૂપે એક શાલ આપવામાં આવી. તે તેમણે ઊભા થઇને આદરપૂર્વક સ્વીકારી. દરબારપ્રસંગને અંગે થયેલા મેળાવડા-પ્રદર્શનનો લાભ લીધો. શ્રીભીડભંજનમહાદેવનાં દર્શન કર્યાં. સ્વામીનારાયણના મંદિરમાં અને હવેલીમાં પણ ભગવાનનાં દર્શન કર્યાં.

× આ દશે ઇન્દ્રિયોને કેમ તાબે કરવી તે માટે જુઓ પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી નથુરામશર્મા રચિત "મહામંત્રમાલિકા" નામના પુસ્તકનાં પાનાં ૬૯-૪૪ મણકા ૫૧-૬૦ (બીલખા-આનંદાશ્રમ)

એક દિવસ રાત્રે ૧૦ા થી ૧૧ા સુધી **વાઘણીઆમાં** ના. દરબારશ્રી અને ના. રાણીસાહેબના પ્રમુખપદે રાજ્યના અમલદારો અને પ્રજાજનોની સભા યોજી હતી. તેમાં શ્રી. દયાળસિંહજીભાઇએ **માનવકર્તવ્યઉપર** રસપ્રદ રીતે વ્યાખ્યાન કર્યું હતું. વ્યાખ્યાન પૂરું થયા પછી કામદારસાહેબ શ્રી. અમૃતલાલભાઇએ ઉપસંહારરૂપે વ્યાખ્યાનમાંથી લેવાનો બોધ ના. દરબારશ્રીની આજ્ઞાથી સભાસમક્ષ સંક્ષેપમાં માધુર્યયુક્તશૈલીથી કહી સંભળાવ્યો.

નિશાળનાં બાળકોસમક્ષ ઘટિત વાતો કરવામાં આવી.

ત્યાંથી પછી **નાજાપુર** ગયા. નાગનાથ મહાદેવ, કામેશ્વર મહાદેવ, ચોરામાં ને હવેલીમાં દર્શનનો લાભ લીધો. નાજાપુરની નિશાળમાં બાળકોને સમજાય તે રીતે એક કલાક અમોએ ઉપદેશ કર્યો. પછી રાત્રે ૮ા થી ૧૦ા સુધી ઊતારામાં ગામનાં માણસોની સભા થઇ. તેમાં પ્રથમ મેં ઇશ્વરપ્રાર્થના કરી "હરે રામ હરે કૃષ્ણ" ની ધૂન બોલાવી. ત્યારપછી ઇશ્વર છે, ઇશ્વરનું માહાત્મ્ય, ઇશ્વરના માનવજાતઉપર ઉપકાર, ઇશ્વરની ભક્તિ કરવાની અગત્ય, ઇશ્વરનું સ્મરણ કરવાની અગત્ય, ઇશ્વરનું સ્મરણ કરવાની યુક્તિ અને ઇશ્વરસ્મરણથી થતા લાભ આ વિષયોપર વિવેચન કર્યું હતું. ત્યારપછી શ્રી દયાળસિંહજી-ભાઇએ મનુષ્યનું મનુષ્યપ્રત્યેનું કર્તવ્ય, મનુષ્યનું પોતાની જાતપ્રત્યેનું કર્તવ્ય, રાજાપ્રતિનું કર્તવ્ય અને અન્ય પ્રાણીઓપ્રત્યેનું કર્તવ્ય સમજાવ્યું હતું. સાથે શ્રીઆનંદાશ્રમ અને પૂજ્યપાદ સદ્ગુરુશ્રીસંબંધી પણ વિવેચન કર્યું હતું.

એક દિવસ શેઠ લાલચંદ કરશનદાસને ઘેર સદ્ગૃહસ્થના ધર્મ અને સત્સંબંધી વ્યાખ્યાન અમો બંનેએ કર્યું હતું.

**નાજાપુરથી મોટીકુંકાવાવ** આવ્યા. ત્યાં નિશાળમાં વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને ઉદ્દેશી યથોચિત્ત વિવેચન કર્યું. પછી રાત્રે ભગતની જગામાં ખેડુતો, વ્યાપારીઓ અને અન્ય મનુષ્યોની સભામાં પ્રથમ મેં હરિનામ ધૂન કરાવીને પછી સૃષ્ટિની પૂર્વે એક સત્જ હતું એ વિષયથી આરંભી સૃષ્ટિની ઉત્પત્તિ, જડચેતનવિભાગ, ચેતનવાળા પ્રાણીઓમાં મનુષ્યોની ઉત્તમતા ને સ્વતંત્રતા, ઇશ્વરનો અનુગ્રહ અને ઇશ્વરભજનની અગત્ય આ વિષયોઉપર યથાશક્તિ વિવેચન કર્યું હતું. તેમજ શ્રીઆનંદાશ્રમનો પરિચય કરાવ્યો હતો. ત્યારપછી શ્રી. દયાળસિંહજીભાઇએ મનુષ્યનો ધર્મ, પ્રભુભજન કરવાની રીત તથા પ્રભુ-ભજનનું ફળ આ વિષયોપર વ્યાખ્યાન કર્યું હતું.

મોટી કુંકાવાવમાં શ્રીરાવતેશ્વરમહાદેવ, ચોરામાં, સ્વામીનારાયણના મંદિરમાં અને હવેલીમાં શ્રીભગવદ્દર્શન કર્યાં.

ત્યાંથી **અમરાપર, બરવાળા** ને **મોટાખીજડીઆ** ગયા. ત્યાં શાળામાં તથા દરબારી ઉતારામાં મનુષ્યધર્મ ને ભગવદ્ભક્તિસંબંધે વિવેચન કર્યું હતું. પૂજ્યપાદ કૃપાનાથના જીવનસંબંધે પણ સાદી ભાષામાં વર્ણન કર્યું હતું.

ત્યાંથી **અમરેલી** ગયા. ચોરાપામાં શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ પંડ્યાને ત્યાં જતાં તેમણે શેઠ મૂળજી રણછોડ વેદના બંગલામાં ઊતારો આપ્યો. સં. ૧૯૮૪માં પૂજ્યપાદશ્રીની પધરામણી કર્યાની વાત શ્રી. પંડ્યાએ કરતાં શ્રીગુરુદેવના સ્મરણથી આનંદ થયો. અમરેલીમાં શ્રીકાશીવિશ્વનાથ, શ્રીનાગનાથ, શ્રીકામનાથ અને શ્રીચક્રેશ્વરમહાદેવનાં. અને શ્રીસ્વામીનારાયણના મંદિરમાં શ્રીજીમહારાજનાં દર્શન કર્યાં. મંદિરમાં શિક્ષાપત્રીનાં ને શ્રીજીમહારાજના જીવન-ચરિત્રને લગતાં લખેલાં સુંદર વચનો વાંચી આનંદ થયો, શ્રીમહાલક્ષ્મીનાં. દર્શન પણ કર્યાં.

મકરસંક્રાંતિપર્વ હોવાથી ગુરુબંધુઓસહિત અમોએ યથાવિધિ શ્રીસદ્‌ગુરુપૂજન કર્યું. ચરણામૃતપ્રસાદ લઈ કૃતાર્થ થયા.

એક દિવસ શ્રીઅમરેલીબ્રાહ્મણબોર્ડીંગમાં બ્રાહ્મણધર્મ અને વિદ્યાર્થીઓના ધર્મઉપર અમો બંનેએ યથાશક્તિ વિવેચન કર્યું હતું. **આરોગ્યવર્ધિની** કસરત પણ કરી બતાવી. હતી.

અમરેલીથી **ચલાળા** આવ્યા, ત્યાં શ્રીભીમનાથમહાદેવનાં દર્શન કર્યાં, અને દાનાભગતની જગા જોઈ.

ચલાળાથી **સાવરકુંડલા** આવ્યા. સાવરની પ્રાથમિકશાળામાં બાળકો સમજી શકે એ રીતે મેં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું જીવનચરિત્ર સંક્ષેપમાં કહી સંભળાવ્યું ને અન્ય પણ બાળકોપયોગી વાતો કરી. શ્રી. દયાળસિંહજીભાઇએ પણ બાળકોની દૃષ્ટિએ સમજાય તેમ શ્રીઆનંદાશ્રમસંબંધી હકીકત કહી સંભળાવી તથા ધર્મસંબંધી વાતો કરી.

એક દિવસ રાત્રે ૮ થી ૯ સુધી શ્રીસ્વામીનારાયણના મંદિરમાં સભામાં મેં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનો તથા શ્રીઆનંદાશ્રમનો પરિચય આપ્યો હતો, તથા અંતઃકરણના દોષોનું સ્વરૂપ અને એ દોષોનો ત્યાગ કરવાના ઉપાયોવિષે વિવેચન કર્યું હતું. પછી શ્રીદયાળસિંહભાઇએ સનાતનધર્મમાં હિંદના બધા ધર્મોનો સમાસ કેવી રીતે થાય છે તે તથા શ્રીસ્વામીનારાયણભગવાનનું પ્રાકટ્ય, તે સમયની દેશની સ્થિતિ, તેઓશ્રીનું ટૂંકું જીવનચરિત્ર એ વિષયોસંબંધે તથા ગુજરાતી ભાષા બોલનારી પ્રજામાં કાઠી, કડીઆ, કણબી, સુતાર, ખોજા આદિ જ્ઞાતિઓઉપર પણ તેઓશ્રીએ કરેલા ઉપકારનું દિગ્દર્શન કરાવ્યું હતું.

બીજે દિવસે રાત્રે ૯। થી ૧૦ સુધી કુંડલા આનંદાશ્રમમાં ગુરુબંધુઓસમક્ષ સાયંસંધ્યા કરવાની અને વૈશ્વદેવ કરવાની અગત્યઉપર વિવેચન કર્યું હતું.

કુંડલામાં આવેલાં દેવમંદિરો જીનેશ્વર મહાદેવ, રિદ્ધિસિદ્ધનાથ, કાશીવિશ્વનાથ, શ્રીલક્ષ્મીનારાયણ, શ્રીરામજીમંદિર, ખોડીયાર માતાજી, શ્રીમહાપ્રભુજીની બેઠક, હવેલી, માધાભગતની જગા અને શ્રીવિશ્વકર્માના મંદિરમાં દર્શનનો લાભ લીધો. સંસ્કૃતપાઠશાળા તથા ગૌશાળા જોઈ. બંગાળી સ્વામી પૂજ્ય શ્રીયોગાનંદજીનાં પણ દર્શન કર્યાં.

એક દિવસ વિકટોરીઆમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની છબી ને પાદુકાઓ પધરાવી ગામમાં ગુરુબંધુઓએ પોતપોતાને ઘેર પધરામણી કરી પૂજનદર્શનનો લાભ લીધો હતો. કુલ ૧૬ ઘેર પધરામણી થઇ હતી. ગામના અન્ય સજ્જનોએ પણ પધરામણીવેલા સહકાર આપ્યો હતો. રાત્રે મેં વિનાશી એટલે શું ને અવિનાશી એટલે શું એ વિષયઉપર તથા શ્રીદયાળસિંહજીભાઇએ શ્રવણનાં ષટ્‌લિંગઉપર વ્યાખ્યાન કર્યું હતું, તથા એક ભજનનું સ્પષ્ટીકરણ કર્યું હતું.

———:૦:——— (ચાલુ)

## संतप्रसाद

[ સંપાદકઃ એક સંતસેવક ]

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૦થી )

**દાનસંબંધીઃ** જપ, તપ, વ્રત આદિ શાસ્ત્રીય ઉપાયો નિષ્કામભાવે કરવાથી જેમ ચિત્તની પવિત્રતા થાય છે તેમ દાન પણ ચિત્તની પવિત્રતા સંપાદન કરવાનું એક સાધન છે.

મનુષ્ય પોતાના ધનનો ભગવદર્થે વિનિયોગ કરે એ ઉંચામાં ઉંચું દાન છે; પણ જ્યાંસુધી મનુષ્યને ભગવાન્‌પર સાચી પ્રીતિ પ્રકટતી નથી ત્યાંસુધી તે ભગવદર્થ દાન કરી

શકતો નથી. સામાન્યરીતે તો ઘણાં મનુષ્યો કહે છે કે અમને ભગવાન્ અત્યંતપ્રિય છે, પ્રભુ અત્યંતપ્રિય છે. આમ વાણીમાં ભગવાન્પ્રત્યે ઘણી પ્રિયતા બતાવે છે; પરંતુ પોતાના વાસ્તવિક શ્રેયની ખાતર મનુષ્યે પોતાની એ પ્રિયતાની પરીક્ષા કરવી જોઇએ. મનુષ્યને જગતમાં ઘણા પદાર્થો પ્રિય હોય છે તેમાં ધન એ મનુષ્યની અતિપ્રિયતાનું એક સ્થાન છે; માટે એ ધનનો ભગવદર્થે ત્યાગ કરવારૂપ જેટલો વિનિયોગ મનુષ્ય કરી શકે એટલા ત્યાગના પ્રમાણમાં તેની ભગવત્પ્રીતિની પરીક્ષા થાય છે.

આ પરીક્ષાસંબંધે દૃષ્ટાંત કહેવાય છે કેઃ—

એક સંતપાસે એક સજ્જન પોતાનું સમસ્ત ધન લઇને ભેટ ધરવા આવ્યા. ત્યારે સંતે તે સજ્જનને પૂછ્યું કે તમે તમારાં સંબંધીઓના નિર્વાહમાટે કેટલું ધન ઘેર રાખી આવ્યા છો? તેના ઉત્તરમાં એ સજ્જને કહ્યું કે, "મહારાજ! પરમાત્મા સર્વ જીવોનું પ્રતિપાલન કરનારા છે, તેથી હું મારાં સંબંધીઓનું પ્રતિપાલન કરું તેના કરતાં તેઓ વધારે કરશે, માટે મારે શામાટે તેની ચિંતા કરવી જોઇએ?" તેવીજ રીતે એક બીજા સજ્જન પણ કેટલુંક ધન લઇને એ સંતપુરુષપાસે ભેટ ધરવા આવ્યા. તેને પણ તે સંતે પૂછ્યું કે તમે તમારાં સંબંધીઓમાટે કેટલું ધન રાખીને આવ્યા છો? તેના ઉત્તરમાં તે સજ્જને કહ્યું કેઃ "મહારાજ! જેટલું અહીં લાવ્યો છું તેટલું સંબંધીઓને આપીને આવ્યો છું."

ઉપરના દૃષ્ટાંતમાં પ્રથમના સજ્જનની ભગવત્પ્રીતિ ઉચ્ચ કોટીની હતી, કે જેથી તેઓ પોતાના સર્વસ્વનો ત્યાગ ભગવન્નિમિત્ત કરી શક્યા, ને બીજાની મધ્યમપ્રીતિ હતી તો તે સંબંધીઓમાટે અર્ધું ધન મૂકીને આવ્યા. ભેટરૂપે ત્યાગ તો બંનેનો હતો, પણ એકનો ભગવદર્થે સર્વસ્વ ત્યાગ ને બીજાનો હિસાબી ત્યાગ. પ્રથમ પુરુષના હૃદયમાં ભગવત્ પ્રિયતમ હતા, જ્યારે બીજાના હૃદયમાં પ્રિયતમ નહિ, પણ પ્રિય હતા.

ભગવદર્થે દાન કરવું, ત્યાગ કરવો તેમાં ભગવાનને તો કોઈ પદાર્થની જરૂર નથી, પણ તેમના નિમિત્તે ત્યાગ કરવાથી મનુષ્યના હૃદયમાંથી કૃપણતારૂપ મેલની નિવૃત્તિ થાય છે, ને હૃદયની શુદ્ધિ થાય છે. ભગવાનની સમીપ પહોંચવામાં કૃપણતા એ એક મોટી નડતર છે. કૃપણતારૂપી મેલને લઇને હૃદય અપવિત્ર થઇ જાય છે, અને જેમ બહારની શારીરિક અપવિત્રતાથી ભગવાનનું ભજનપૂજનનું કાર્ય થઈ શકતું નથી તેમ હૃદય કૃપણતારૂપ મેલની અપવિત્રતાથી ભગવાનની સમીપ પહોંચવાની યોગ્યતાવાળું રહેતું નથી. એ મેલ હોય ત્યાંસુધી સાધકના હૃદયમાં ભગવાનના ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્યઆદિ સ્વભાવોનું પ્રાકટ્ય થતું નથી.

દાન કરનારાએ દાન કરતી વેળા દાતાતરીકે અભિમાન ન કરવું જોઇએ, પણ ભગવાનનો ઉપકાર માનવો જોઇએ.' તેણે નિર્ધનને દુઃખી જોઇને વિચાર કરવો જોઇએ, કે નિર્ધન મનુષ્ય પણ ભગવદ્રચિત છે, ને હું પણ ભગવદ્રચિત છું. ભગવાને મને ધની ને સુખી કર્યો તે ભગવાનની મારા ઉપર કૃપા છે, અને નિર્ધનને મારી પાસે યાચવા મોકલ્યો તો મારે તેના ઉપર દયા કરવી જોઇએ. જો હું અચેત રહીને તેના ઉપર દયા નહિ કરું તો હું પણ કોઇવાર એવી સ્થિતિમાં મૂકાઇશ કે હું નિર્ધન થઇશ ને તે ધની થશે અને મારે તેની પાસે યાચના કરવા જવું પડશે; માટે મારે તેને આપીને ભગવાનની કૃપાનો સદુપયોગ કરવો જોઇએ.

**દાન કરનારે લક્ષમાં રાખવાયોગ્ય બાબતો:**

૧ દાન કરવાની ઇચ્છા પ્રકટે ત્યારે દાન કરવામાં વિલંબ ન કરવો. તુરત દાન કરવાથી દાન કરવામાં વિશેષ વિશેષ રુચિ પ્રકટે છે.

૨ વિલંબ થાય તો વચ્ચે વિઘ્નો આવવાનો સંભવ છે, ને તેથી સંકટના પ્રસંગમાં દાન કરવાનું રહી જાય છે, ને તેવડે જે પુણ્ય સંપાદન કરી શકાય તેનાથી વંચિત રહેવાય છે, માટે તુરત દાન આપવું એ ઉત્તમ છે.

૩ દાન કરવાનો મનમાં સંકલ્પ પ્રકટે ત્યારે પોતાના મનમાં સચેત રહેવું, ને વિચારવું કે રખે દાનનો વિરોધી સંકલ્પ ઊઠી મારી દાન કરવાની વૃત્તિને દબાવી ન દે.

૪ **જે દાન કરે તેને અત્યંત ગુપ્ત રાખે.** કદાચ પ્રસિદ્ધ થઈ જાય તો દંભ ને કપટથી દૂર રહે.

૫ જે દાન કરે તે નિષ્કામભાવથી કરે, દીનતાથી કરે, ને હું કાંઈ નથી કરતો એમ માને.

૬ સત્પુરુષો કહે છે કે ગુપ્તદાન કરનાર ભગવાનની દયાનો અધિકારી થાય છે. જ્યારે કોઈ મનુષ્ય દાન કરીને પોતેજ તેની પ્રસિદ્ધિ કરે છે ત્યારે તેનું તે દાન વ્યર્થ જાય છે. કેટલાક સજ્જનો એવી પ્રકૃતિવાળા હોય છે કે કોઈ અંધને દાન આપે તો પોતાનું નામ પણ ન બોલે, અથવા કોઈ ગરીબ મનુષ્ય સૂઈ ગયેલ હોય ત્યારે તેના વસ્ત્રને છેડે બાંધી દે. અથવા કોઈ યાચકને આવતો જુએ ત્યારે તેને આપવાની વસ્તુ નીચે નાંખી દે, અથવા કોઈ અન્યને હાથે અપાવી દે. પ્રકટરૂપે દાન કરવાથી મનુષ્યમાં દંભ પ્રકટવાનો સંભવ રહે છે, માટે આવા સજ્જનો કૃપણતા અને દંભરૂપી દોષને ઉપરની યુક્તિથી દૂર કરે છે.

જેમણે પોતાના હૃદયમાંથી દંભને સંપૂર્ણ દૂર કર્યો હોય છે, ને જેમને નિંદાસ્તુતિ સમાન હોય છે આવા પુરુષો પ્રકટ દાન કરે તો તે ઉત્તમ છે; કેમકે તેમના તેવા આચરણથી અન્ય મનુષ્યોને પણ દાન આપવાની રુચિ પ્રકટે છે. દાન આપ્યા છતાં પણ હૃદયમાં દંભ ન પ્રકટવા દેવો તથા દાન મળ્યું હોય તે મનુષ્ય સ્તુતિ કરે, ને કોઈને કોઈ કારણસર ન મળ્યું હોય તો તે નિંદા કરે આવે પ્રસંગે ચિત્તની સમતા કેમ જાળવવી એ આદર્શ તેમની પાસેથી મળી શકે છે.

૭ દાન આપતી વેળા યાચકને કઠોર વચન ન કહેવાં, અથવા યાચકપ્રતિ ક્રૂરદૃષ્ટિથી ન જોવું. એમ કરવાથી પણ દાન નિષ્ફલ થાય છે.

૮ ધનવાનોએ સમજવું જોઇએ કે અમને તો ભગવાને દરિદ્રી મનુષ્યોના સેવકો બનાવ્યા છે, માટે ધનવડે કરીને ધનવાનોએ દરિદ્રોની સેવા કરવી જોઇએ.

૯ દાન આપતી વેળા દાન કરનાર જેને દાન આપે છે તેના ઉપર પોતે કાંઈ ઉપકાર કરી નાંખે છે એમ પણ ન સમજવું, કેમકે તેમ કરવાથી દાતાના મનમાં બદલાની અપેક્ષા પ્રકટે છે. ખરી રીતે તો એમજ સમજવું જોઇએ કે યાચકે મારા ઉપર ઉપકાર કર્યો છે, કે તેણે મારું દાન સ્વીકાર્યું. તેમ કરીને તેણે મારું પાપનું ફળ દુ:ખ ઓછું કર્યું. ઉપરાંત તેણે એમ પણ માનવું જોઇએ કે મેં કરેલું દાન ભગવાનના ચરણમાં પહોંચે છે. અર્થાત્ ભગવત્પ્રીત્યર્થેની ભાવનાજ તેમના હૃદયમાં જાગ્રત્ રહેવી જોઇએ.

૧૦ દાન આપવાનો પદાર્થ ઉત્તમ પ્રકારનો અને નિર્દોષ હોવો જોઇએ. નિર્દોષ એટલામાટે

કે ભગવાન્ પોતે નિર્દોષ-શુદ્ધ-છે, માટે પુણ્યથી સંપાદન કરેલો પદાર્થજ દાનમાં આપવો જોઈએ. ગૃહસ્થને ઘેર કોઈ અતિથિ આવે ત્યારે તેને માટે કોઈ ઊતરતા પ્રકારની વસ્તુ વાપરવામાં આવે તો તે ગૃહસ્થ જેમ હાંસીને પાત્ર થાય છે તેમ કનિષ્ઠ પ્રકારના ને પાપયુક્ત પદાર્થના દાનવડે દાતા હાંસીને પાત્ર થાય છે.

૧૧ દાન આપનારે ઉત્તમ વસ્તુ પોતાના ઉપયોગમાં લેવી ને હલકી વસ્તુ દાનમાં દેવી એ પણ અત્યંત અનુચિત છે. આમ થાય ત્યારે સમજવું કે શ્રદ્ધાનો લેશ પણ અંશ દાતામાં નથી.

**દાન આપવાનાં પાત્રોસંબંધી:** દાન કોને કોને આપવું જોઈએ તે સંબંધી ધ્યાનમાં રાખવાયોગ્ય.

૧ જે મોક્ષમાર્ગના અનુભવપૂર્વકના જ્ઞાનવાળો હોય ને જેણે માયિક વ્યવહારોનો ત્યાગ કર્યો હોય, આવા પુરુષોને દાન આપવું તેને દાન નહિ પણ સેવા કહેવાય. તેની અન્નવસ્ત્રવડે સેવા કરવાથી તેના તનમનમાં બલ પ્રકટે છે, ને તેથી તે દૃઢતાપૂર્વક ભગવદ્ભજન કરી શકે છે. તે ભજનનો ભાગ સેવા કરનારને મળે છે.

૨ વિદ્યાધ્યયન કરવાની ઇચ્છાવાળા વિદ્યાર્થીને દાન આપવાથી તે દાતાને તેની વિદ્યાનું ફળ મળે છે.

૩ જેઓ નિર્ધન હોવા છતાં કોઈની પાસે યાચના કરતા નથી તેમને દાન કરવું ઉત્તમ છે.

૪ પોતાના સંબંધીઓ નિર્ધન હોય તો તેમને આપવું.

૫ કોઈ ધાર્મિક મિત્ર હોય તેમને સાહાય્ય કરવું.

૬ જેનું કુટુંબ મોટું હોય ને નિર્ધન તથા રોગી હોય તેને આપવું.

**દાન લેનારે લક્ષમાં રાખવાયોગ્ય બાબતો:**

૧ ભગવદ્ભજન કરનાર નિર્ધન સાધકે માનવું જોઈએ કે ભગવાને મારા ઉપર દયા કરીને મને ધનના સંગ્રહનો બોજો ને તેની રક્ષા કરવાનો ક્લેશ આપેલ નથી. મને કોઈતરફથી અન્નવસ્ત્ર મળે છે તો તે દ્વારા સચેત રહીને મારે ભગવદ્ભજનપરાયણ રહેવું જોઈએ. જેટલું ભજનપરાયણ રહેવાય તેટલું તેને માટે શ્રેયરૂપ છે.

૨ દાન લેનારે ભગવાનનોજ ઉપકાર માનવો, કેમકે દાન આપનાર પણ ભગવત્પ્રેરણાનેજ અધીન છે. દાતાને શ્રદ્ધાની સ્ફૂર્તિ આપનાર પણ ભગવાનજ છે. આપનારનું શુભ ચિંતવવું, કેમકે ભગવાને વચ્ચે તેને દયાના સાધનરૂપ બનાવેલ છે, માટે તેને ધન્યવાદ આપવો.

૩ અશુદ્ધ દાન ન લેવું, અર્થાત્ દાન આપનાર પુણ્યશીલ હોય તેનુંજ દાન લેવું.

૪ પોતાના પ્રયોજનપૂરતુંજ લેવું. વધારે સંગ્રહ ન કરવો.

૫ દાન કરનારા ક્યા નિમિત્તે દાન કરે છે તે જાણીને લેવું.

———:o:———

## ભક્ત જયદેવ

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૮થી)

જયદેવજીના હાથપગ કપાયેલી જગાએ રાજાએ ઉપાય કરાવવાથી આરામ થઈ ગયો. પછી તેમને રાજાએ પોતાની રાજસભાના પ્રધાન બનાવ્યા, અને સર્વોપરિ અધિકાર તેમને સોંપ્યો. ત્યારપછી કેટલાક દિવસો બાદ જયદેવજીનાં પત્ની પદ્માવતી પોતાના ગામથી શ્રી-

રાધામાધવની મૂર્તિઓ લઇને જયદેવજીપાસે આવ્યાં. રાજા અનેક પ્રકારે ધનાદિ આપીને જયદેવજીનો સત્કાર કરતા હતા, પણ ધન અને માનપ્રતિ વિરાગવાળા ભક્ત જયદેવજી પોતાના નિભાવપૂરતા સામાન્ય ખર્ચ સિવાય કાંઈ વિશેષ લેતા નહિ. એક દિવસ રાજમહેલમાં ઉત્સવ હતો, તેમાં અનેક સાધુ બ્રાહ્મણ અતિથિ દરિદ્ર ભિક્ષુક આદિ ભોજન કરવા આવ્યાં હતાં. એ બધામાં જેમણે જયદેવજીના હાથપગ કાપીને તેમને કૂવામાં નાંખી દીધા હતા તે ચાર લૂટારાઓ પણ સાધુવેષે આવ્યા હતા. લૂટારાઓને બિચારાંને શી ખબર કે અમે જેમના હાથપગ કાપીને કૂવામાં નાંખી દીધો હતો તેજ અહીં સર્વોપરિ અધિકારી છે! તેઓ તો સમજતા હતા કે તે મરી ગયેલ છે. લૂટારાઓ દૂરથીજ જયદેવજીને જોતાં તેમને ઓળખી ગયા, ને ભયના માર્યા ત્યાંથી ભાગી જવાની તક શોધવા લાગ્યા. એટલામાં શ્રીજયદેવજીની નજર તેમનાપર પડી. એ લોકોને જોતાંજ જયદેવજીના હૃદયમાં ઘણોજ આનંદ થયો. ઘણા દિવસોથી છૂટા પડેલા ભાઇઓ જેમ મળે ને આનંદ પામે તેમ જયદેવજી બહુજ પ્રસન્ન થયા. તેમણે મનમાં વિચાર કર્યો કે આ લોકોને ધનની આવશ્યકતા હશે એ સાહજિક છે. રાજા મને ઘણીવાર ધન લેવાનું કહ્યા કરે છે આજ આ લોકોને કેટલુંક ધન અપાવું તો તેથી મને સંતોષ થાય.

જયદેવજીએ રાજાને કહ્યું કે મારા કેટલાક જૂના મિત્રો આવ્યા છે. આપની ઇચ્છા થાય તો તેમને આપ કંઇક ધન આપી શકો છો. જયદેવજી કહે એટલીજ વાર હતી. સાંભળતાંની સાથે રાજાએ તુરત તે લોકોને પોતાની પાસે બોલાવ્યા. રાજા બોલાવે છે એમ સાંભળતાંજ એ લૂટારાઓના મનમાં ફાળ પડી. એ લોકોને કાપે તો લોહી ન નીકળે એવી તેમની સ્થિતિ થઈ ગઈ. તેઓએ પરસ્પર વિચાર કર્યો કે જરૂર પેલા બ્રાહ્મણે રાજાની પાસે ફરિયાદ કરી હશે. હવે આપણા જીવ બચવા મુશ્કેલ છે! મનુષ્ય પોતાના હૃદયમાં જેવા સંસ્કાર હોય તે પ્રમાણે વિચાર કરે છે. પોતાની ભાવના પ્રમાણેજ જગતને જુએ છે. સજ્જનને બધા સજ્જન દેખાય છે, અને ચોરને ચોર દેખાય છે. આમ લૂટારાઓ પોતાના મનમાં ભય પામીને લથડીઆં ખાતા રાજાની પાસે પહોંચ્યા. રાજાએ આ લોકો જયદેવજીના મિત્ર છે એમ સમજીને તેઓનો ઘણોજ આદરસત્કાર કર્યો, અને તમને ગમે એટલું ધન માગી લો એમ કહ્યું.

રાજાનાં વચનો સાંભળીને લૂટારાઓ તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. વિશ્વમાં એવા કેટલાક મનુષ્યો છે કે જે પોતાના હાથપગ કાપી કૂવામાં ફેંકી દેનારા ક્રૂર મનુષ્યોને પણ મિત્ર કહે, અને તેમને ધન અપાવે! લૂટારાઓ તો પોતાના હૃદયની કુટિલતા અનુસાર આ ક્રિયામાં પણ જયદેવજીની કંઇ કુટિલતાજ હશે એમ સમજ્યા, અને ઘણું ધન માગીને તે લઇને જલદી ત્યાંથી ચાલી નીકળવાની તૈયારી કરવા લાગ્યા; પણ રાજાએ તથા જયદેવજીએ તેમની ઇચ્છાનુકૂલ ભોજન કરાવીને અને વસ્ત્રાભૂષણોથી પુનઃ સત્કાર કરીને તેમને પ્રેમપૂર્વક વિદાય કર્યા. તેમની સાથે ધનનો ભાર વધી ગયો હતો, તથા સાથે રક્ષણની પણ જરૂર હતી તેથી રાજાએ ચાર રક્ષકોને તેમની સાથે મોકલ્યા. માર્ગમાં રક્ષકોએ આ લોકોને પૂછ્યું કે નિઃસ્પૃહી ભક્ત જયદેવજી આપના શું સંબંધી થાય છે? એમણે આપ લોકોને આટલી બધી સંપત્તિ અપાવીને આપના કયા ઉપકારનો બદલો ચુકાવ્યો છે?

તેના જવાબમાં દુષ્ટબુદ્ધિવાળા લૂટારાઓએ ઇશ્વરનો ન્યાય અને ભય બાજુએ મૂકીને કહ્યું કે-" એકવાર અમે કર્ણાટકદેશના રાજાપાસે ભિક્ષા નિમિત્તે ગયા હતા. ત્યાં ગામનો



એક ધનિક આ કવિને પકડીને લાવ્યો ને રાજાને કહ્યું કે આ બ્રાહ્મણું કુળતિનું છેમાં તેણે ચોરી કરી છે તેથી તે ખરો બ્રાહ્મણ નથી, પણ ચોર છે. તેણે મારા ઘરમાંથી ધનની ચોરી કરી છે. આ સાંભળીને રાજાએ એ કવિને ચાંડાલને સોંપ્યો ને ચાંડાલને કહ્યું કે તેને મારા રાજ્યની હદપાર કાઢીને બીજી હદમાં ખડ્ગવડે મારી નાંખજો. ચાંડાળ તેને લઇને ગયા પછી અમે પાછા જઇને ચાંડાળને કહ્યું કે એ બિચારો બ્રાહ્મણ છે. તમારે એને મારી ન નાંખવો જોઇએ. તેની બે આંગળી કાપીને તેને બીજી હદમાં છોડી દેવો જોઇએ. પછી દયાવશ થઈને ચાંડાલે તેને બીજી હદના કોઇ વનમાં લઈ જઈને તેના હાથપગ કાપી નાંખ્યા, ને રાજાને કાપેલા હાથપગ બતાવીને તેને મારી નાંખ્યાની ખાત્રી કરાવી. આ બધી હકિકત અમે ત્યાં હોવાથી જાણતા હતા. જો અમે આ વાત તમારા રાજાને કહીએ તો તેનો અનાદર થાય, માટે એ કવિએ અમને આટલું બધું ધન અપાવ્યું છે."

લૂટારાઓ આટલું બોલી રહ્યા એટલામાં એક કડાકાસાથે ધરતી ફાટી ને તેમાં એ ચારે જણ સમાઈ ગયા!

દુર્જનો પોતાના દુષ્ટ સ્વાભવને વશ થઈ ગમે એટલો અપકાર કરે, છતાં પરમાત્માના ભક્તો તો સામો ઉપકારજ કરે છે, તેને શિક્ષા કરાવવાનું ઇચ્છતા નથી; કેમકે તેઓ કોઇને પોતાનું અહિત કરનાર માનતાજ નથી. વળી એમના મનમાં કોઈ નઠારી કલ્પનાજ ઊઠતી નથી, અને પ્રત્યેક પ્રસંગમાં તેઓ શ્રીપ્રભુનીજ રચના સમજતા હોય છે, આમ હોવાથી તેઓ પોતાના મનમાં અમુક નઠારું કરનાર છે એમ માનેજ શાના? તેઓ તો 'સર્વેનું ભલું કરવું' આવી પોતાની દષ્ટિ પ્રમાણે **सर्वभूतहिते रताः** હોય છે, તથાપિ ભગવાન્ શ્રીશંકર સતી પાર્વતીજીને કહે છે તેમ **"उमा संतकी यहै चडाई, मंद करत सो करत भलाई"**–હે ઉમા! સંતોની આ એક મોટાઈ છે કે મંદબુદ્ધિવાળા નઠારું કરે તો તેનું પણ સંતો તો ભલુંજ કરે.

આવે પ્રસંગે નઠારું કરનારને તેના પાપનું ફળ આપવા માટે કર્મફલપ્રદાતા સત્તારૂપ ભગવાનનેજ દુષ્ટોને શિક્ષા કરવી પડે છે અહીં પણ તેમજ થયું! ભગવત્પ્રેરણાથી પૃથ્વી માતાએ ફાટીને તે લૂટારાઓને પોતામાં સમાવી દીધા!

રક્ષકો બધું ધન લઇને રાજધાનીમાં પાછા આવ્યા, અને બનેલી બધી હકીકત રાજાને સંભળાવી. રાજાએ શ્રીજયદેવજીને બોલાવીને આશ્ચર્યપૂર્વક બધી વાતો સંભળાવી. તે સાંભળતાંની સાથેજ શ્રીજયદેવજીની આંખોમાંથી ચોધારાં આંસુ ચાલવા માંડ્યાં, અને એ લૂટારાના મરણની વાત સાંભળતાં તેમના મનમાં દુઃખ થવાને લીધે તેમણે પોતાના કપાયેલા હાથપગ પૃથ્વીપર પછાડ્યા તો અકસ્માત્ કપાયેલા હાથપગ પહેલાંના જેવાજ સ્વાભાવિક થઇ ગયા. આ જોતાં રાજાના મનમાં આશ્ચર્ય ને હર્ષનો પાર રહ્યો નહિ.

રાજાએ આશ્ચર્ય પામીને તેમજ ઘણાજ કુતૂહલથી આગ્રહપૂર્વક જયદેવજીને બધી હકીકત પૂછી કે આમાં ખરી હકીકત શી છે? આ વેળા જયદેવજીને ખરી હકીકત કહેવી પડી. દયાળુ હૃદયી જયદેવજી કહે છેઃ—"હે રાજન્! હું બહુ દુર્ભાગી છું. મારા નિમિત્તેજ એ લોકોના પ્રાણ ગયા છે. એક રાજાએ મને ધન આપ્યું. મેં એ ધનને દુઃખદ જાણીને છોડી દીધું, પરંતુ રાજાના આગ્રહથી તે પાછું ગ્રહણ કરવું પડ્યું. મારી પાસે ધન છે એમ ખબર પડતાં લોભને વશ થઈ તેઓ મારી પાછળ પડ્યા, અને મારા હાથપગ કાપી

નાંખીને મને કૂવામાં નાંખી દીધો. આવી રીતે એ લોકોએ ધન અને ધનનો સ્વીકાર દોષરૂપ છે એમ પ્રત્યક્ષ સિદ્ધ કરી આપી મારી સાથે મિત્રતાના જેવું વર્તન કર્યું, અર્થાત્ મારા વિચારને અનુભવથી પુષ્ટિ આપી. હું તેમના આ જાતના ઉપકારને વશ થઈ ગયો હતો, તેથી આપની પાસેથી મેં તેઓને ધન અપાવ્યું હતું. એમને આપની પાસેથી વધારે ધન અપાવવામાં એ પણ હેતુ હતો કે તે લોકોની ધનની કામના પૂરી થાય ને લૂટારાપણાનો ક્રૂર ધંધો તેઓ છોડી દે. મારા હાથપગ તો જરૂર કોઈ પૂર્વનાં મારાં અશુભકર્મને લીધે કપાયા હતા. આ લોકો તો કેવળ લોભને વશ થઈને નિમિત્તભૂત થયા હતા. આજે મારા નિમિત્તેજ એ બિચારાના અકાળ મૃત્યુના સમાચાર સાંભળતાં મને રડવું આવી રહ્યું છે. જો એ લોકોનો દોષ હોય તો પ્રભુ તેમને ક્ષમા કરો. આશ્ચર્યની વાત છે કે મારો દોષ ન જોઇને પરમદયાળુ પરમાત્માએ મારા ઉપર દયા કરીને મારા હાથપગ પહેલાંના જેવાજ હતા એવા બનાવી દીધા. રાજન્! આવા દયાલુ મારા પ્રિય શ્રીકૃષ્ણપ્રભુને જે ભજતા નથી તે જરૂર દુર્ભાગી છે!"

ભક્ત શ્રીજયદેવજીની વાત સાંભળીને રાજા આશ્ચર્ય પામીને તેમના ચરણમાં લોટી પડ્યા. તેમના હૃદયની મહત્તાને પ્રત્યક્ષ જોઇને રાજા તેમના ઉપર વિશેષ પ્રીતિ કરવા લાગ્યા.

જયદેવજીનાં પત્ની પદ્માવતી પોતાના સ્વામીને છાયાની પેઠે અનુસરતાં હતાં. તેમના હૃદયમાં પ્રભુપ્રતિ નિઃસીમ પ્રેમ હતો. પોતાના હૃદયમાં પ્રભુપ્રતિ પ્રેમ હોવામાં પોતાના પતિજ કારણરૂપ છે એમ સમજીને તે તનમનથી પતિની સેવા કરતાં હતાં. પતિવ્રતાધર્મનો મહિમા તેઓ સંપૂર્ણ રીતે સમજતાં હતાં. જયદેવજી રાજમાન્ય હતા, એટલે રાણી, રાજમાતા આદિ રાજમહેલમાં રહેનારી સ્ત્રીઓ પદ્માવતીની પાસે આવીને સત્સંગનો લાભ લેતી હતી. રાણી સુશીલ, સાધ્વી, ધર્મપરાયણ અને પતિવ્રતા હતી; પરંતુ તેના મનમાં કંઇક અભિમાન હતું, તેથી કોઈકોઈવાર તેનાથી કંઇક સાહસ થઈ જતું હતું. એક દિવસ પોતાના સ્વભાવપ્રમાણે તેણે પદ્માવતીની સાથેપણ કંઇક દુઃસાહસ કર્યું.

એક દિવસની વાત છે. સત્સંગ ચાલી રહ્યો છે. તેમાં પદ્માવતીએ પ્રસંગવશાત્ સતીધર્મનો મહિમા સમજાવતાં કહ્યું કેઃ—"જે સ્ત્રી પતિનું મૃત્યુ થયા પછી તેના શરીરની સાથે બળીને સતી થાય તે સ્ત્રી ઊતરતી પંક્તિની કહેવાય; ઉચ્ચ પંક્તિની સ્ત્રી તો પતિના મૃત્યુના સમાચાર સાંભળતાંની સાથેજ પ્રાણ છોડી દે. પતિના મૃત્યુના સમાચાર સાંભળ્યા પછી તેના પ્રાણ એક ક્ષણમાટે પણ શરીરમાં રહે નહિ." આ વાત રાણીને ગમી નહિ. તેણે માન્યું કે પદ્માવતી પોતાના સતીપણાનો મહિમા વધારવામાટે આમ કહે છે. તેના મનમાં પદ્માવતીપ્રત્યે ઈર્ષ્યા જાગી ઊઠી. તેણે મનમાં વિચાર્યું કે પદ્માવતીની પરીક્ષા તો લેવી જોઇએ કે બોલવા પ્રમાણે તે વર્તી શકે છે કે નહિ? આવો વિચાર કરીને તે પદ્માવતીસાથે કાંઈ બોલ્યાચાલ્યાવિનાજ રાજમહેલમાં ચાલી ગઈ.

એક દિવસ જયદેવજી રાજાની સાથે કોઈ સ્થળે બહાર ગયા હતા. પરીક્ષા કરવાની ખરી તક જાણીને રાણી કપટથી ખેદવાળું મોં કરીને પદ્માવતીપાસે ગઈ, અને રડતી રડતી કહેવા લાગી કેઃ—" પંડિતજીને તો વનમાં સિંહે મારી નાંખ્યા! " આ આ શબ્દો સાંભળતાંજ પદ્માવતી "હે શ્રીકૃષ્ણ! હે શ્રીકૃષ્ણ!" એમ બોલતાં અચાનક પૃથ્વીઉપર પડી ગયાં! ને પ્રાણ ચાલ્યો ગયો. રાણીએ ચમકીને પદ્માવતીનું શરીર તપાસ્યું તો તે નિર્જીવ જણાયું. વિશેષ તપાસ કરાવતાં પદ્માવતીનું મૃત્યુ થયું છે એમ ખાત્રી

થઈ. રાણીના તો હોશ ઊડી ગયા! તેને પોતાના દુઃસાહસી કૃત્યમાટે ઘણો પશ્ચાત્તાપ થયો. તે વિચારવા લાગી કે "હું મહારાજાને શું મોં બતાવીશ? મારા પતિ જ્યારે પોતાના ગુરુ શ્રીજયદેવજીનાં પત્નીના મૃત્યુમાં હુંજ કારણભૂત છું એમ જાણશે ત્યારે તેમને કેટલું બધું દુઃખ થશે? જયદેવજીને પણ કેટલો સંતાપ થશે?" એમ વિચારે છે એટલામાં જયદેવજી આવી પહોંચ્યા. રાજાને પણ પદ્માવતીના મૃત્યુના સમાચાર મળતાં તે ત્યાં આવ્યા. રાજાને ઘણું દુઃખ થયું રાણીની દશા તો જીવતાં મુઆજેવીજ થઈ ગઈ. તે મનમાં વિચારવા લાગી કે "પૃથ્વી માર્ગ આપે તો હમણાં સમાઈ જાઉં."

જયદેવજીએ રાણીની સખીઓદ્વારા બધી હકીકત જાણીને કહેવરાવ્યું કેઃ—"રાણીમાને કહી દો કે તેઓ ગભરાય નહિ; કેમકે મારા મૃત્યુના સમાચાર સાંભળતાં પદ્માવતીના પ્રાણ ચાલ્યા ગયા, તો હવે હું અહીં આવ્યો છું એ સમાચાર સાંભળીને તેના પ્રાણે પાછું પદ્માવતીના શરીરમાં આવવુંજ પડશે!" જયદેવજીએ મનમાં શ્રીભગવાનની પ્રાર્થના કરી કેઃ— "હે પ્રભો! પદ્માવતીના મૃત્યુમાં રાણી નિમિત્ત થયાં છે તેથી તેમના મનમાં સંકોચ રહે એ સ્વાભાવિક છે, માટે તેમનો એ સંકોચ દૂર કરવા સારુ આપ પદ્માવતીને સજીવન કરવા કૃપા કરો; નહિ તો રાણીજી આખી જીંદગી પશ્ચાત્તાપના અગ્નિમાં બળ્યા કરશે." જયદેવજી પ્રેમથી કીર્તન કરવા લાગ્યા મસ્ત થઈને ભગવદ્‌ભજન ગાવા લાગ્યા. પ્રભુએ જયદેવજીની પ્રાર્થના સાંભળી. ધીરે ધીરે પદ્માવતીના શરીરમાં પ્રાણસંચાર થયો. જોતજોતામાં તે ઊઠીને બેઠાં થયાં, તે હરિધ્વનિ કરવા લાગ્યા. રાણીના હૃદયમાં આથી આનંદનો પાર ન રહ્યો તેમના નેત્રોમાંથી આનંદાશ્રુઓની ધારા વહેવા લાગી. તેણે કલંકનાશક શ્રીભગવાનની 'ધન્ય હો, ધન્ય.' એમ બોલી પ્રાર્થના કરી, ને ભવિષ્યમાં ક્યારેયપણ આવું દુઃસાહસ ન કરવાની પ્રતિજ્ઞા કરી. આ પ્રસંગથી જયદેવજીની ભક્તિનો પદ્માવતીના પતિવ્રતધર્મનો યશ ચોતરફ ફેલાઈ ગયો.

જયદેવજી થોડા સમય ગૌડદેશમાં રહીને પછી રાજાની અનુમતિથી શ્રીરાધામાધવ તથા પદ્માવતીને લઈને પોતાના ગામ કેંદુબિલ્વમાં આવ્યા. ત્યાં તેઓ શ્રીકૃષ્ણના પ્રેમમાં તન્મય થવા લાગ્યા. એ પ્રેમરસમાં ડૂબીને એમણે ધીમે ધીમે આખું "ગીતગોવિંદકાવ્ય" સંપૂર્ણ કર્યું. (ચાલુ)

—:o:—

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

### ફાલ્ગુન–ચૈત્ર–માસ

[શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શક્ય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવિકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.]

**આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:**—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ. સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓથી હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ–કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહારામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પૂજ્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથા પછી સમાધિમંદિર આગળ ભગવદ્‌ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ. સાયંસંધ્યા જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના–મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.

**શ્રીસદ્‌ગુરુપૂજન:** ચૈત્રસુદિ ૯—**રામનવમીને** દિવસ આનંદાશ્રમવાસીઓએ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજન થઈ રહ્યા પછી પૂજ્ય પંડિતજી શ્રી. રઘુનંદનઝા, શ્રી. ભાઇશંકરભાઇ અને શ્રી. માણેકલાલભાઇએ ભગવાન્ શ્રીરામચંદ્રજીના જીવનસંબંધે કેટલુંક વિવેચન કર્યું હતું.

**મુખ્યભેટ:** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છે;—

રૂ. ૨૧–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૭૮–૦–૦ શ્રી. કેવળચંદ કાનજીભાઇ પારેખ–ગોંડલ. રૂ. ૧૨–૦–૦ શ્રી. હરિલાલ અંબારામ ઠાકર–રાજકોટ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:** આ માસમાં નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબ–બીલખા, એમના તરફથી તથા શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ–માંગરોળ, એમના તરફથી એકેક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો, તથા એક સેવક–મુંબઈ, એમના તરફથી ૩ રુદ્રાભિષેક અને શ્રીમતી લીલાવતી બ્હેન ગોરધનદાસ–મુંબઈ, શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગર, શ્રી. વશરામ દેવશી–મોટા દેવળીઆ તથા સદ્‌ગત પોતીબાઈ તે ઠક્કર ભવાન રામજીનાં વિધવા એમના તરફથી એકેક રુદ્રાભિષેક કરાવવામાં આવ્યો હતો.

**ભોજન અને થાળ:** આ માસમાં નીચેનાં બંધુબહેનોતરફથી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂ. ૭–૮–૦ અ. સૌ. બંસીબહેન પ્રતાપસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂ. ૭–૮–૦ શ્રીમતી લીલાવતીબહેન ગોરધનદાસ–મુંબઇ. રૂ. ૨૧–૨–૦ શ્રીમતી ફૂલકુંવરબહેન–મુંબઈ તરફથી (ભાદરવા ૧૯૯૭ના) એક ભોજનના. રૂ. ૭–૮–૦ શ્રીમતી ફૂલકુંવરબહેન–મુંબઈ એમના તરફથી આ માસના. રૂ. ૭–૮–૦ શ્રીરામસિંહ સબળસિંહ–કુંતિયાણા. રૂ. ૨૪–૮–૦ શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી, શ્રીઆનંદાશ્રમ–બીલખા. રૂ. ૧૭–૪–૩ સદ્‌ગત પોતીબાઈ તે ઠક્કર ભવાન રામજીનાં વિધવાતરફથી હા. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, શ્રીઆનંદાશ્રમ–બીલખા. રૂ. ૧૪–૫–૩ શ્રી. વશરામ દેવશી–મોટા દેવળીઆ.

**થાળ:** આ માસમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની પાવન સેવામાં નીચેનાં બંધુબહેનોતરફથી થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂ. ૧–૪–૦ શ્રી. મેઘજી રૂડા–જૂનાગઢ. રૂ. ૬–૪–૦ અ. સૌ. બંસીબહેન પ્રતાપસિંહજી ઠાકોર–જૂનાગઢ. (થાળ ૫) રૂ. ૭–૮–૦ શ્રી. ઉપેંદ્રસિંહજી કરણસિંહજી ઠાકોર–જૂનાગઢ. (થાળ ૬) રૂ. ૧–૪–૦ શ્રીમતી લીલાવતીબહેન ગોરધનદાસ–મુંબઈ. રૂ. ૧–૪–૦

શ્રી મૂળશંકર મોહનલાલ પાઠક-જામજોધપુર રૂા ૧-૪-૦ શ્રી જટાશંકર રેવાશંકર જાની-દીવાનસાહેબ-બીલખા રૂા ૩-૧૨-૦ એક સેવક-મુંબઈ (થાળ ૩) રૂા ૫-૪-૦ અ સૌ પાર્વતીબહેન જૂઠાભાઈ-મુંબઈ રૂા ૧-૪-૦ શ્રી પ્રાણજીવન નરોત્તમદાસ ઠક્કર-ભાવનગર રૂા ૧-૪-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા-શ્રીઆનંદાશ્રમ, બીલખા રૂા ૧-૪-૦ શ્રી ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય-લીંબડી રૂા ૧-૪-૦ શ્રીમતી દેવબાઈ દામજી-ખાટવા હા શ્રી ત્રિભુવન 'વિઠ્ઠલજી દવે રૂા ૧-૪-૦ શ્રી કૃષ્ણરામ શ્યામજી વર્મા-કરાચી રૂા ૧-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચદારાણા-કરાચી રૂા ૧-૦-૦ શ્રી લાભશંકર ભવાનીશંકર માંકડ-માગરોળ સદ્ગત શ્રી ગોવિંદજી ડાહ્યાભાઈ વકીલની સંવત્સરી ચૈત્રસુદિ ૮ ને દિવસ તેમના કુટુંબતરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી થાળ એક

**શ્રીમોજીદડ-આનંદાશ્રમમાં** બોરીંગ કરાવવામાટે શ્રી મગનદાસ કેશવલાલ ભક્ત-બોરીવલી, એમના તરફથી રૂા ૫૦-૦-૦, તથા શ્રી પીરોજશાહ એરચશાહ હાપવાય, ડૉકટર-માહીમ, એમના તરફથી રૂા ૫૦-૦-૦ જમા આવ્યા છે

સિવાય રૂા ૫-૦-૦ શ્રી વામનરાય જટાશંકર વમાનડા-પાટણ, એમના તરફથી આસોસુદિ ૪ના ફૂલાહારના બાકી હતા તે તથા રૂા ૪-૧૨-૦ શ્રી હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માગરોળ, એમના તરફથી ૧૩ દિવસપર્યંત એક બ્રાહ્મણના સાદા ભોજનનિમિત્ત જમા આવ્યા છે

પોરબંદરનિવાસી શ્રી ચતુર્ભુજ ભીમજી દવે તરફથી પ્રતિવર્ષ મકરસંક્રાંતિને દિવસ આનંદાશ્રમમાં ભોજન આપવામાટે રૂા ૧૫૦-૦-૦ અર્પણ થયા છે. અગાઉ તેમણે આ મિતિના ભોજનનિમિત્તે રૂા ૨૫૧-૦-૦ શ્રીઆનંદાશ્રમને અર્પણ કરેલા છે તે તથા આ રકમ મળી રૂા ૪૦૧ના વ્યાજમાંથી આ ભોજન આપવાનું છે

**શ્રીહોમાત્મકમહારુદ્રયાગ શ્રીનરતેજ** (હાલ ભાવનગર)નિવાસી ગુરુબંધુ શ્રી પ્રાણજીવન નરોત્તમદાસ ઠક્કર-તરફથી આ ચૈત્રમાસમાં શ્રીઆનંદાશ્રમ-બીલખામાં હોમાત્મક મહારુદ્રયાગવડે ભગવાન્ શ્રીમહેશ્વરની આરાધના કરવામાં આવી હતી યાગનો આરંભ વદિ ૨ શુક્રવારથી થયો હતો, ને પૂર્ણાહુતિ વદિ ૭ મંગળવારને દિવસ થઈ હતી

યજ્ઞમંડપમાં મહારુદ્રપીઠસમીપ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીના પૂજ્ય સ્વામીજીની પધરામણી કરી હતી, ને સ્થાપિત દેવતાના પૂજનસાથે નિત્યવિધિપૂર્વક તેઓશ્રીનું પૂજન થતું હતું આ પ્રસંગે શ્રી પ્રાણજીવનભાઇએ પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું મહાપૂજન કરીને ગરમ શાલ એક, સુતરાઉ ધોતિયું એક, રુવાલ બે, તથા રૂા ૧૫૧-૦-૦ ભેટ ધર્યા હતા

યાગના દિવસોમાં શ્રી પ્રાણજીવનભાઇના પુત્ર ચિ મનોહરલાલને તથા તેમના મોટાભાઈ શ્રી ગીરધરભાઇના પૌત્ર ચિ ગુણવંતરાયને યજ્ઞોપવીતસંસ્કાર કરાવવામાં આવ્યો હતો

યાગમાં વરણીમાં બેઠેલા બ્રાહ્મણોને શ્રીઆનંદાશ્રમતરફથી તથા અન્ય ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ કૃપાનાથવિરચિત કેટલાંક પુસ્તકો દાનરૂપે આપવામાં આવ્યા હતાં પ્રત્યેક બ્રાહ્મણને તેર તેર પુસ્તકો અપાયા હતાં એકંદર રૂા ૧૧૮ના પુસ્તકો દાનરૂપે અપાયા હતા આ પણ દાનનો એક ઉત્તમ પ્રકાર છે

યાગના પાંચે દિવસો યાગના ઋત્વિજોઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મ-વિદ્યાલયના ને પાઠશાળાના વિદ્યાર્થીઓને, શ્રીભીડભંજનવિદ્યાર્થિભવનના વિદ્યાર્થીઓને તથા શ્રીઆનંદાશ્રમવાસી સર્વ કુટુંબોને તેમના તરફથી મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યું હતું, અને પૂર્ણાહુતિને દિવસે બીલખાગામની સાધુબ્રાહ્મણોની ચોરાશી જમાડવામાં આવી હતી

યાગના દિવસોમાં જામજોધપુરવાળા ગુરુબંધુ શ્રી મૂળશંકર મોહનલાલ પાઠક નિત્ય

ભિન્ન વિષયોઉપર નિત્ય હરિકીર્તન કરીને શ્રોતાઓને ધાર્મિક ઉપદેશ કર્યો હતો.

યજ્ઞપ્રસંગે બીલખાગામનાં ને બહારગામનાં બંધુબહેનોની સારી સંખ્યાએ દર્શનાદિનો લાભ લીધો હતો.

આ પ્રસંગે લાભ લેવા માટે શ્રી. પ્રાણજીવનભાઇનાં સગાંસંબંધીઓ આશરે ૫૦ની સંખ્યામાં આવ્યાં હતાં. નિત્ય આશરે ૨૦૦ માણસોના ભોજનની વ્યવસ્થા થતી હતી.

યજ્ઞના બ્રાહ્મણોને રૂ. ૪૦૦) દક્ષિણામાં આપવામાં આવ્યા હતા. આમ આ પ્રસંગે શ્રી. પ્રાણજીવનભાઇએ એકંદર રૂ. ૨૦૦૦)નું ખર્ચ કર્યું હતું.

શ્રી. વામનરાય જટાશંકર વસાવડા-પાટણ, એમણે પૂજ્યપાદશ્રીની સેવામાં ચાંદીની વાટકી ૧ તોલા ૮ની ભેટ ધરી છે.

શ્રી. મૂળશંકર મોહનલાલ પાઠક શ્રીજામજોધપુરવાળાએ પાટોત્સવ (ફાગણ સુદિ ૫)-પ્રસંગે પણ શ્રીઆનંદાશ્રમ બીલખામાં હરિકીર્તન કર્યું હતું.

**શ્રીઆનંદાશ્રમ-લીંબુડામાં** શ્રીરામનવમીના દિવસે ત્યાંનાં બંધુબહેનોએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું. પૂજન થઇ રહ્યા પછી **શ્રીતુલસીકૃત-રામાયણમાંથી** ભગવાન્ **શ્રીરામચંદ્રજી**ના જન્મપ્રસંગના ભાગનું વાચન કર્યું હતું. આ પ્રસંગે આશરે ૫૦ માણસોએ લાભ લીધો હતો.

**શ્રીઆનંદાશ્રમ-દ્વારકામાં** આ માસમાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીની સેવામાં શ્રી. ઓધાભાઇ લુહાર, શ્રીમતી બહેન શ્રી. આછુબા અને જાડેજા માનસિંહજી ગગુભા એમના તરફથી એકેક થાળ ધરવામાં આવ્યો હતો.

**શ્રીઆનંદાશ્રમ-વંથળી**માં ત્યાંના ગુરુબંધુઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું. પૂજન થઇ રહ્યા પછી શ્રી. કાનજી પુરુષોત્તમ દવેએ શ્રીસદ્‌ગુરુ-પૂજનનો ભગવાન્ શ્રીરામચંદ્રજીથી અભેદાર્થ સમજાવ્યો હતો, અને તાલુકાસ્કૂલ માસ્તર શ્રી. ઈશ્વરપ્રસાદભાઇએ ભગવાન્ શ્રીરામચંદ્રજીના જીવનપ્રસંગો ઉપર વિવેચન કર્યું હતું. આ પ્રસંગે વંથળીમાં ચાલતી શ્રીદક્ષિણામૂર્તિ પાઠશાળાના વિદ્યાર્થીઓની પરીક્ષા લેવામાં આવી હતી, જેમાં સંતોષ થયો હતો. આ નિમિત્તે વિદ્યાર્થીઓને તથા સહાયક ઉત્સાહી બંધુઓને "ભગવાન્ શ્રીશંકરાચાર્યજીના જીવનામૃત" નામના પુસ્તકની ૩૨ પ્રતિ પ્રસાદરૂપે આપવામાં આવી હતી.

**સુધારો:** ફાલ્ગુનમાસના અંકમાં પૃષ્ઠ ૨૪૭માં **"અમારી સેવાયાત્રા"** નામના લેખમાં "સમઢીઆળામાં નિશાળમાં મુકામ કર્યો" એમ છે ત્યાં "દરબારી ઉતારામાં મુકામ કર્યો એમ વાંચવું."

## कुंतियाणामां एक गुरुबंधुनुं खेदजनक अवसान

કુંતિયાણાથી વકીલ શ્રી. ઈશ્વરજી શ્યામજી શ્રી. માણેકલાલભાઈ ઉપર લખે છે કે:—

"મહાભાગ શ્રીમાન્ પુરુષોત્તમભાઈ ચૈત્ર શુદિ ૩/૯૮ શુક્રવારના રોજ સવારના ૫ા વાગે સ્વરૂપસ્થિતિને પામ્યા છે......તેઓ સંપૂર્ણ સાવધસ્થિતિએ કોઈ જાતની કંઈપણ વ્યાધિ કે સંસારી વાસનારહિત સ્થિતિએ પ્રભુમાં ચિત્ત રાખી શરીર છોડવા ભાગ્યશાળી થયા છે... તેઓ વ્યવહારપરમાર્થ બંનેમાં ભાગ્યશાળી ગણાય એવી સ્થિતિને પ્રાપ્ત થયા છે."

સદ્‌ગત શ્રી. પુરુષોત્તમભાઈ જ્ઞાતિએ સોની હતા. તેમનું જીવન સાદાઈવાળું હતું. તેઓ પૂજ્યપાદશ્રીના જૂના શિષ્યહતા. પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીપ્રતિ તેઓ ખૂબ શ્રદ્ધાભક્તિ રાખતા હતા. તેમના બંધુના નામથી "શ્રીઉપદેશગ્રંથાવલિનો અંક" છપાવવામાટે તેમણે શ્રીઆનંદાશ્રમને રૂ. ૫૦૦) ભેટ કરેલા છે, જેના વ્યાજમાંથી સગવડપ્રમાણે અંક છપાયા કરે છે. તેમને ઘેર નિત્ય સત્સંગ ચાલુ રહેતો.

**પરમદયાળુ શ્રીસદ્‌ગુરુદેવ તેમના આત્માને શાશ્વતી શાંતિ આપવા કૃપા કરો!**

# परचुरण भेट

## [ માઘ-ફાલ્ગુન-માસની ]

२-०-० શ્રી. માધવજી નારણજીનાં માતુશ્રી મોતીબા, મુંબઈ-હા. શ્રી. માધવજીભાઈ
०-१-९ પરચુરણ
०-५-६ સુતાર મકનજી ડાહ્યાભાઈ-બીલખા
०-४-० શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-બીલખા
१-४-० શાસ્ત્રી દયારામ મુળજી
०-८-० વિપ્ર નથુભાઈ મોનદાસ-જૂનાગઢ
१-०-० શેઠ રતિલાલ સૌભાગચંદ ,,
५-०-० શ્રીમતી રવિકુંવર હરજીવન પેટા રાજકોટ
२-०-० ,, પ્રેમકુંવર ઉમિયાશંકર ,,
१-४-० ,, મહાલક્ષ્મી નરભેરામ ,,
१-४-० ,, પ્રાણકુંવર ચકુભાઈ ,,
१-४-० ,, મણિબેન વલ્લભરામ ,,
०-४-० શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા આનંદાશ્રમ-બીલખા
०-१-३ પરચુરણ
१-०-० શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ માંગરોળ
०-२-० પંડિતજી રઘુનંદનઝા નથુઝા. આનંદાશ્રમ-બીલખા
५-०-० મેસર્સ પીતાંબર કાનજી એન્ડ સન્સ રાજકોટ
५-४-० શ્રીમતી મહાલક્ષ્મી નરભેરામ જોશી ,,
०-४-० શ્રી. ગોપાલજી ગૌરીશંકર
१-०-० ,, વામનરાય જટાશંકર-પાટણ
१-०-० શ્રીમતી તારાગૌરી હીરાલાલ-કાલોલ
१-४-० શ્રી. અંબાલાલ રવચંદભાઈ શાહ સાદરાવાળાનાં માતુશ્રી ચંચળબા-તરફથી ભેટ
६-०-० શ્રી. મંગળદાસ કેશવલાલ ભક્ત બોરીવલી
५-०-० ,, સુંદરજી બેચર તન્ના-માંગરોળ
१-०-० ,, મોરારજી છગનલાલ-કરાંચી
(કાર્તિક તથા માગશરમાસના નિસદાનના)

०-८-० શ્રી. મોરારજી છગનલાલ-કરાંચી સંક્રાતિભેટના
२-०-० ,, હેમચંદ તલકચંદ-માંગરોળ
०-९-९ પારસી કાવસજીભાઈનું કુટુંબ
१-०-० શ્રી. પોપટલાલ તારાચંદ-વકીલ જૂનાગઢ
४-०-० ,, સોમનાથ હરજીવન ઉપાધ્યાય વીલાપારલા
१-०-० શ્રી. ભાઈશંકર ધનજી દવે-ભાવનગર
२-०-० ,, પ્રભાશંકર જમનાદાસ-પોરબંદર
१-०-० શ્રી. પ્રભાશંકર જમનાદાસનાં પત્ની
१-०-० ,, ,, ,, નાં સાસુ
०-४-० શ્રી ચપકલતા પ્રભાશંકર
०-२-० ડૉ. સા. મેંદરડા
०-२-९ પરચુરણ
२-०-० શ્રી. પ્રભાશંકર જમનાદાસ ને તેમનાં પત્ની
०-०-३ ભાઈ લલિતરાય અંબાશંકર આનંદાશ્રમ-બીલખા
०-१-३ પરચુરણ
१-०-० શ્રી ભાઈશંકર ધનજી દવે-ભાવનગર
०-३-६ પરચુરણ
४७-९-७ સેવાયાત્રામાંથી પોષ વદિ ૨ થી મહા વદિ ૧૦ સુધીની ભેટ આવેલી તે હા. શ્રી. દયાળસિંહજી લાલસિંહજી
०-४-० શ્રી. જોરુભાઈ વજેરામ જોશી-જૂનાગઢ
६-३-० અમરેલીમાં સંક્રાંતિ- નિમિત્ત પુણ્યભેટના
१-०-० શ્રી. લક્ષ્મીશંકર રઘુરામ
१-०-० ,, દુર્લભજી હરિશંકર
१-४-० ,, જટાશંકર મગાશંકર
०-४-० ,, પોપટલાલ બેચરભાઈ
०-५-० ,, કેશવજી પ્રાણજીવન

૦-૫-૩ એક આનંદાશ્રમવાસી
૦-૩-૭ા પરચુરણ
૦-૪-૦ શ્રી. હરજી કરશન-લીંબુડા
૦-૩-૦ પરચુરણ ભેટ
૦-૪-૦ શ્રી. રેવાકુંવર કાનજી-કંડોરણા
૦-૪-૦ ,, રવિબાઈ કેશવજી-અડવાણા
૧-૪-૦ શ્રી. માયાબેન મયાશંકર રાવળ-બાંટવા
૨-૦-૦ શ્રી. બાલાભાઈ દયારામ રાવળ માંડળ
શિવરાત્રી તથા પાટોત્સવની ભેટ
૦-૧૨-૦ માંડળમાં પરચુરણ ભેટ હ. શ્રી. બાલાભાઈ
૧-૦-૦ શાસ્ત્રી દયારામ મૂળજી-આનંદાશ્રમ
૪૦-૧૨-૩ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી શ્રીનાથજયંતી પૂજન ભેટના-હ. શ્રીદામોદરદાસભાઈ
૨૦-૧૪-૦ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ તરફથી શ્રીમકરસંક્રાંતિના શ્રીસદ્‌ગુરુપૂજન ભેટના હા. શ્રી. દામોદરદાસભાઈ
૧૪-૪-૦ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી શ્રીમહાશિવરાત્રી પૂજન ભેટના હા. શ્રીદામોરદાસભાઈ
૧૬-૨-૦ શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી શ્રીપાટોત્સવપૂજન ભેટ હા. શ્રી. દામોદરદાસભાઈ
૧-૪-૦ મીસ્ત્રી જીવરાજ રામજી-મુંબઈ
૧-૪-૦ શ્રી. દેવશંકર શામજી રાવળ
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૨-૦ પંડિત રઘુનંદનઝા
૦-૪-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
૦-૪-૦ પ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૫-૦ શ્રી. બાઉશંકર ધનજી દવે
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૧-૦-૦ શ્રી. વશરામ દેવશી
૦-૪-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
૦-૨-૦ ,, ત્રિભુવન વિઠ્ઠલજી દવે

૦-૪-૦ એક આનંદાશ્રમવાસી
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૦-૩ વિદ્યાર્થી જીવણલાલ
૦-૮-૦ શ્રી. વનાઈબહેન
૦-૪-૦ અ. સૌ. મણિબહેન
૦-૨-૦ શ્રી. તારાબહેન
૦-૨-૦ શ્રી. મણિબહેન
૦-૨-૦ શ્રી. પરસનબહેન
૦-૨-૦ ચિ. લલિતરાય અંબાશંકર
૦-૦-૩ ચિ. ચંદ્રકાન્ત રઘુનંદનઝા
૨-૦-૦ શ્રી. ભાસ્કરરાય શિવશંકર દવે ભાવનગર
૦-૨-૦ શ્રી. નરભેરામ ઓધવજીનાં પત્ની
૦-૩-૧ પરચુરણ
૦-૮-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ
૦-૪-૦ અ. સૌ. સંતોકબહેન
૩-૮-૦ શ્રી. દેવશંકર શામજી રાવળ-મુંબઈ
૫-૪-૦ રાજફૂલજી ભાવસંગ-સીગામ
૧-૪-૦ બાઈ લલિતા તે નાથારામ કૃષ્ણદેવનાં વિધવા-સીગામ
૫-૧૦-૦ ધ્રાફા આનંદાશ્રમમાં કાર્તિક સુદિ ૧૫ ૧૯૯૮ની પૂજનભેટના
૧-૦-૦ શ્રી. નાનાભાઈ કાળુભાઈ
૧-૦-૦ બાશ્રી આછુબા
૧-૦-૦ બાશ્રી વખતુબા
૧-૦-૦ બાશ્રી સુબજીબા
૧-૦-૦ બાશ્રી હીરજીબા
૦-૪-૦ બાશ્રી તખતબા
૦-૨-૦ બાશ્રી બાકુંવરબા
૦-૪-૦ શ્રી. મગનલાલ રામજી જોશી

૫-૧૦-૦

૦-૨-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર મેંદરડા
૦-૧-૦ મેંદરડા તાલુકાસ્કૂલમાસ્તર
૦-૧-૩ પરચુરણ
૦-૨-૦ શ્રી. પોપટ હીરજી-મેંદરડા
૦-૨-૦ શ્રી. ગોકુળદાસ મોનજી ,,

(બાકીના નામો આવતા અંકે)

ॐ

# બીલખા-આનંદાશ્રમ-સનાતનધર્મના શિક્ષણની યોજના

પૂ૦ મહારાજશ્રી શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીના ટ્રસ્ટડીડપ્રમાણે ગુજરાતી અંગ્રેજીશાળાના ઉચ્ચવર્ણના જે હિંદુશિક્ષકો તથા ટ્રેનીંગ કોલેજના હિંદુવિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોને જાણી, ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરી, જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી તેઓને ધર્મનીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા (કાઠિયાવાડ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિયાળાની ને ઊનાળાની રજાના સમયમાં એક ખાસ ધાર્મિકવર્ગ ચલાવવામાં આવે છે. એ ધાર્મિક વર્ગમાં સંધ્યા દેવપૂજન આદિ નિત્યકર્મ, આસન પ્રાણાયામાદિ યોગનાં સાધનો અને ભક્તિજ્ઞાન તથા યોગના ભગવદ્‌ગીતાદિ ગ્રંથોનું યથાધિકાર શિક્ષણ આપવામાં આવે છે. આ યોજનાનો લાભ લેવા આવનાર પુરુષમાં દુર્વ્યસનોનો અભાવ, સરળતા, શ્રદ્ધા, માતાપિતાપ્રતિ ભક્તિભાવ, ગુરુભક્તિ ને પોતે શીખેલ વિદ્યાનો લાભ પોતાના શિષ્યોને આપવાની ઉત્કંઠા એ શુભ ગુણો બહુધા હોવા જોઈએ વા તેમાં અભિરુચિ હોવી જોઈએ.

આવવા ઇચ્છનારે ઓછામાં ઓછા દશ દિવસ તો રહેવુંજ પડશે. પ્રતિવર્ષ આવો લાભ અમુક સંખ્યાને મળશે. ધાર્મિક વર્ગનો લાભ લેવા આવનારને ભોજન, પાગરણ, દીવાબત્તી તથા રહેવાની સગવડ શ્રીઆનંદાશ્રમતરફથી કાંઈ પણ દ્રવ્ય લીધા વિના કરી આપવામાં આવશે.

આવવા ઇચ્છનારે મંત્રી, મેનેજિંગ ટ્રસ્ટી મંડળ આનંદાશ્રમ-બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે રિપ્લાય પત્તાથી આગળથી પૂછીને જવાબ મળેથી આવવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા

———:o:———

# અનુક્રમણિકા


| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્‌ગુરુસ્તુતિ. | ૨૮૧ |
| ૨ | સોરઠા. | ૨૮૧ |
| ૩ | શ્રીનાથવચનામૃત. | ૨૮૨ |
| ૪ | કલિત્રસ્તાશ્વાસનમ્. | ૨૮૩ |
| ૫ | પૂજ્યપાદ મહાત્માશ્રીસંબંધી મારાં સંસ્મરણો. | ૨૮૩ |
| ૬ | યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો. | ૨૮૪ |
| ૭ | જિજ્ઞાસુનો મનને ઉપદેશ. | ૨૮૫ |
| ૮ | મદાલસા. | ૨૮૬ |
| ૯ | અમારી સેવાયાત્રા. | ૨૮૯ |
| ૧૦ | ભક્ત જયદેવ. | ૨૯૩ |
| ૧૧ | સનાતનધર્મપ્રવૃત્તિ. | ૨૯૮ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૩૦૦ |
| ૧૩ | "આનંદાશ્રમ"ના ૧૦મા વર્ષમાં આવેલા વિષયોની અનુક્રમણિકા. | ૩૦૨ |
| ૧૪ | પરચુરણ ભેટ. | ૩૦૪ |
| ૧૫ | લવાજમની પહોંચ. | ૩૦૪ |


---

☞ ખાસ વાંચો ☜

## લવાજમસંબંધી જરુરી નોંધ

ચાલુ ૧૦મા વર્ષનો આ ૧૨મો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબ્હેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

### જરુરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ-પોસ્ટ બીલખા.

શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસમાં
માલીક-પારેખ કેશવચંદ કાનજીભાઇએ છાપ્યું—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૦ મું ] સંવત્ ૧૯૯૮ વૈશાખ [ અંક ૧૨


## श्रीसद्गुरुस्तुति

( अष्टपदी )

[ લેખક સદ્ગત કવિ ગિરિજાશંકર ]

विधृतविवेकविभूषण जितदूषण भो! रहितविषयरसराग जय जय नाथ गुरो! १
यमनियमादिविधायक यतिनायक भो! पूज्यपदाब्जपराग जय जय नाथ गुरो! २
पथपाखंडविखंडन श्रुतिमंडन भो! शमनकुसंशयताप जय जय नाथ गुरो! ३
भवभयभेदनिकंदन नतनंदन भो! फलकारुण्यकलाप जय जय नाथ गुरो! ४
कलिमलसकलनिवारण भवतारण भो! मंगलमोदनिदान जय जय नाथ गुरो! ५
शीलसुधारससागर बुधनागर भो! निर्मलबोधनिधान जय जय नाथ गुरो! ६
सुतमग नोऽविरतं पुरु सुहितं कुरु भो! त्वां प्रणता वयमत्र जय जय नाथ गुरो! ७
प्रीतय एवमिदं स्तवमुदितं भो! कविगिरिजादिशिवेन जय जय नाथ गुरो! ८

---

## सोरठा

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રિયતમ પ્રભુનાં વેણ, મુજને ક્ષણ ક્ષણ સાંભરે,
દયા ભરેલાં નેણ, ક્યારે નિરખીશ હું ફરી?
ક્યારે દર્શનલાભ, લઇશ ઉછળતા હૃદયથી?
ક્યારે લાવી ભાવ, પ્રભુને નિત્ય ભજીશ હું?

---

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

સ્થૂલ જીવનનું અભિમાન અને સ્થૂલ જગત્‌ની મમતા ત્યજવાથી મનુષ્ય પોતાનું સાચું જીવન અને આ જગત્‌નું સાચું રૂપ જોઈ શકે છે.

મુમુક્ષુ જ્યારે વિવેકવૈરાગ્યવડે દશ્યના વિચાર કરતો બંધ થાય છે ત્યારે તે દ્રષ્ટાના વાસ્તવિકસ્વરૂપનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે.

ઉત્તમ મુમુક્ષુ સ્થૂલશરીરની આજીવિકાનાં સાધનો પ્રાપ્ત કરવામાં તથા તેનું રક્ષણ કરવામાં જેટલી ચિંતા રાખે છે તેના કરતાં પોતાના તુરીય-સ્વરૂપની પ્રાપ્તિ કરાવનારાં સાધનોની પ્રાપ્તિ કરવામાં તથા તેનું રક્ષણ કરવામાં તે અનેકગણી વધારે ચિંતા રાખે છે.

વિવેકી મનુષ્યો અવિકારી ને અવિનાશી સ્થાનમાં પોતાનું નિવાસસ્થાન શોધે છે, પણ વિકારી ને વિનાશી સ્થાનમાં પોતાનું નિવાસસ્થાન શોધતા નથી.

જેમ ભાંગના વ્યસનીઓ ભાંગના પ્યાલાને અને મીઠાઈને ઈચ્છે છે તેમ પ્રભુના ભક્તો પ્રભુની વિશુદ્ધ ભક્તિને અને તેઓશ્રીની અમોઘ કૃપાને ઇચ્છે છે.

સજ્જને પોતાની આંખો ગુલાબની કળીના જેવી બીડાયેલી-હૃદયભણી વળેલી-રાખવી, અને મુખ ગુલાબના પુષ્પની પેઠે વિકસેલું-સુપ્રસન્ન-રાખવું.

જિજ્ઞાસુએ મિથ્યા દશ્યોભણી રાગદ્વેષથી જનારી પોતાની આંખોને રોકવી જોઈએ, અને તેને તથા પોતાના અંતઃકરણને હૃદયમાં સ્થિત બ્રહ્મનું દર્શન કરવામાટે પાછાં વાળવાં જોઈએ.

શરીરમાં મલમૂત્રનો વધારો રહેવાથી મન ખેદવાળું રહે છે, શરીરમાં લોહીનો વધારો થવાથી મન અયોગ્ય ચંચલતાવાળું થવા લાગે છે, અને શરીરમાં અવિકારી વીર્યનો વધારો થવાથી અંતઃકરણ ઉમંગી, નિર્ભયજેવું ને શૌર્યવાળું રહે છે.

વ્યવહારનાં જે જે ટંટાપંચા પોતાના જ્ઞાનનાં સાધનોમાં, ભક્તિનાં સાધનોમાં અથવા યોગનાં સાધનોમાં જો વિરોધ કરનારાં જણાય તો મુમુક્ષુએ તે તે ટંટાટુંપંચાને પોતાનાં પારમાર્થિક સાધનોના કરતાં ગૌણ ગણવાં જોઈએ.

અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતામાં વધારો થવાથીજ અંતઃકરણ અલૌકિક આનંદ અનુભવવા ભાગ્યશાળી થશે.

જેઓ પરમાર્થમાં ઊંડી-સ્વાભાવિક-લાગણીવિનાના હોય છે, ને જેમનામાં લોકવાસનાનો વેગ પ્રબલ હોય છે તેઓ અંતે પરમાર્થના માર્ગમાં આગળ વધી શકતા નથી, પણ પાછા પડે છે.

જે પોતાના સદ્‌ગુરુના આદેશોનું પરિપાલન કરે છે તેજ સુખી થાય છે. તેમના આદેશોનો ભંગ કરવાથી કોઈપણ મનુષ્ય પરિણામે સુખી થઈ શકતો નથી. આમાં જિજ્ઞાસુએ પોતાનું હૃદયજ જોવું જોઈએ.

———:૦:——— (અપૂર્ણ)

ॐ

## कलित्रस्ताश्वासनम्

आम्नायव्रज ! संजहाहि मनसो ग्लानिं चिरं सेवितां,
वेदान्तामृत ! मुञ्च साध्वसभरं स्फूर्ज स्मृते स्वेच्छया।
निर्बाधं सततं समाश्वसिहि वै मातर्मुदा संस्कृते !
आनंदाश्रमसंस्थितेऽवनितले केषां भयं वै भवे ॥ १ ॥

शास्त्री मगनलाल रामजी जोशी
सा. आ. (धाफा–आनंदाश्रम)

હે વેદસમૂહ! તું લાંબા સમયથી સેવી રહેલ મનની ઉપાધિને છોડી દે. હે વેદાન્તપીયૂષ! તું પણ તારા ભયનો ત્યાગ કર, હે સ્મૃતિ! તું પણ આનંદથી ફર, અને હે માતા સંસ્કૃતિ! તું પણ હમેશાં બાધાવગરનું આશ્વાસન મેળવ. કારણકે જ્યાંસુધી પૃથ્વીતલઉપર આનંદાશ્રમ છે ત્યાંસુધી કોને ભય હોઈ શકે?

———:०:———

## पूज्यपाद महात्माश्रीसंबंधी मारां संस्मरणो

(લેખક મોહનલાલ હરિશંકર દવે, મંત્રી–સંસ્કૃત પાઠશાળા, વીલેપારલે)

अनादिनिधनो रुद्रो गीयते श्रुतिभिः सदा।
राजसेन स्वयं ब्रह्मा सात्त्विकेन स्वयं हरिः॥
तामसेन स्वयं रुद्रः त्रितयं त्वयि संस्थितम्।
नमामि त्वां विरूपाक्ष नीलग्रीव नमोऽस्तु ते॥

પરમ પૂજ્ય આચાર્યપ્રવર શ્રીમન્નાથશર્માના ચરણકમળમાં અનેક પ્રણતિસહ દંડવત પ્રણામ અર્પણ કરી આ લેખનો પ્રારંભ કરવામાં આવે છે.

પરમ પૂજ્ય શ્રીમાન્ મહાત્મા શ્રીનથુરામશર્માનાં અડગ દૃઢ સચોટ સંકલ્પોનાં સંસ્મરણો ગયા ફાલ્ગુન માસના આનંદાશ્રમના અંકમાં "મહાત્માશ્રીના સ્નાનગૃહ" વિષે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વાંચી મારા વિચારો પ્રકટ કરવાની ધૃષ્ટતા કરું છું.

પૂજ્ય આચાર્યચરણની જ્યારે જ્યારે મુબઈનગરીમાં પધરામણી થતી ત્યારે ત્યારે તેઓશ્રીના દર્શનનો અલભ્ય લાભ હું લેતો હતો. પોતેશ્રી મલાડમાં, કાંદીવલીમાં, બોરીવલીમાં અથવા. મુંબાઈમાં જ્યાં બિરાજતા ત્યાં તેઓશ્રીનાં સુદર્શનનો અલભ્ય લાભ લેવાનો સુયોગ પ્રાપ્ત થતો હતો; અને તેમાં હું અભિમાન રાખતો હતો. જ્યારે વઢવાણનિવાસી શ્રીયુત માધવલાલ પ્રાણશંકર રાવળ આનંદાશ્રમના સંસ્કૃત વિદ્યાલયમાં અભ્યાસ કરતા હતા અને પૂજ્યપાદશ્રીસાથે મુંબઈમાં આવેલા તે સમયે પૂજ્ય મહાત્માશ્રીના "સ્નાનગૃહ" સંબંધે મને કેટલીક વાતો કહેલી તે આ સમયે કેટલાંક વર્ષપછી સ્નાનગૃહનો લેખ વાંચતાં યાદ આવે છે તે હું અત્ર લખું છું.

આનંદાશ્રમસંબંધે મારે શ્રી.માધવલાલ રાવળસાથે કેટલીક વાતચીત વાર્તાલાપના રૂપમાં થઇ હતી. તેમણે મને ઘણી વાતો કીધી હતી. પ્રાચીન ઋષિમુનિનો આશ્રમ જેવો હોય તો આનંદાશ્રમમાં એકવાર જરૂર જવું. ત્યાં થોડા દિવસ નિવાસ કરી અનુભવ લેવો.

આનંદાશ્રમમાં જે વ્યક્તિ જાય તેની દિનચર્યા પ્રથમથીજ નક્કી કરવામાં આવે છે. ધાર્મિક ભાવના, ધાર્મિક વિચારો, ધાર્મિક વાચન, અને ધાર્મિક પ્રવૃત્તિસિવાય બીજી ત્યાં વાત નહિ. શુદ્ધ સનાતન આચારવિચારની શ્રેણી–રહેણીકરણી–આ આનંદાશ્રમમાં અનુભવાય છે. શ્રીસનાતનધર્મની જ્યોત ત્યાં ઝળકે છે–ચમકે છે. આપણાં આર્યઋષિમુનિઓનાં જીવનની ઝાંખી ત્યાં થાય છે. મહાત્માશ્રીની અનેક સાત્વિક ભાવનાનાં આંદોલનો આ આનંદાશ્રમમાં ઓતપ્રોત હોય છે.

મહાત્માશ્રીસાથે સમક્ષ વાતચીત, શંકાસમાધાન, પ્રશ્નો વગેરે થાય છે, પણ જ્યારે શૌચ જઈ હાથપગ ધોતા હોય અને સ્નાન કરવાના હોય ત્યારે મહાત્માશ્રી ઘણાને તે વખતે હાજર રહેવા આજ્ઞા કરે છે; અને પ્રત્યેક યાત્રાળુઓને જે કોઈ પૂછવું હોય તેનો પ્રત્યુત્તર પ્રબોધ કરે છે. સ્નાન કરતાં કરતાં કૃપાળુશ્રી આધ્યાત્મિક શ્રેણીનું વિવેચન કરતા જાય, વ્યવહાર કેમ કરવો તે પણ બતાવતા જાય અને આધુનિક વાતાવરણમાં પ્રત્યેક મનુષ્યે કેમ વર્તન કરવું તેનું પણ જ્ઞાન સાથેજ આપતા જાય. 'સ્નાનગૃહ' એટલે મહાત્માશ્રીની વાણી, બોધ, મંત્ર સાંભળવાનું પવિત્ર સ્થાન 'સ્નાનગૃહ' એટલે મીઠી વીરડી: કોઈ બળ્યું ઝળ્યું આવ્યું હોય તેને આ સ્થળે પૂર્ણ શાંતિ મળે છે. લેખકે આ વિષયસંબંધે અગાઉ લખી ગ્રાહકોને આનંદ આપેલો છે તે માટે તેઓનો આભાર માનવામાં આવે છે. અષ્ટાવધાનસંબંધમાં આજ લેખમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સત્ય છે. યોગવિદ્યાજ એવી છે. યોગથી સર્વનો સંયોગ થાય છે. આ એક યોગી મહાત્માઓની કળા છે. એઓશ્રી જ્યારે મુંબઈ પધારતા હતા ત્યારે સાંજના ભાગમાં મલાડ, કાંદીવલી અથવા જ્યાં બિરાજતા હોય ત્યાં હું દર્શને જતો હતો; ત્યારે એક ભજન બોલો તેમ તેઓશ્રી આજ્ઞા કરતા. એઓશ્રી પ્રુફ વાંચતા હોય અથવા એકાદ ગ્રંથનું અવલોકન કરતા હોય પણ મારું ભજન બરાબર ધ્યાનપૂર્વક સાંભળતા. એકવાર ઉતાવળમાં મેં એક કડી મૂકી દીધેલી, પણ એઓશ્રીએ યાદ કર્યું કે ઉતાવળ કેમ કરો છો? પેલી કડી રહી જાય છે. પૂજ્યપાદ મહાત્માશ્રીનાં સંસ્મરણો ઘણાં છે. તે વિષે લખવા બેસીએ તો ઘણું લખી શકાય, પણ સ્નાનગૃહની મહત્તા વાંચતાં આ વિચાર દર્શાવ્યા છે.

મહાત્માશ્રીની દિનચર્યામાંથીજ ઘણું આધ્યાત્મિક, પારમાર્થિક અને વ્યાવહારિક જ્ઞાન પ્રાપ્ત કરવાનો યોગ શિષ્યમંડળને મળતો હતો અને તેથીજ કૃપાળુશ્રી વિવિધસ્થળે વિચરી જનતાનું કલ્યાણ કરતા હતા. ઇતિ શિવમ્.

———:o:———

## "युगयुगविषे अमर तपो आनंदआश्रम नाथनो"

[ લેખક: કાનજી પુરુષોત્તમ દવે–વંથલી–સોરઠ ]

( હરિગીત છંદ )

ભવ્યભારતવર્ષના સૌરાષ્ટ્રરૂપ વિભાગમાં,<br>
અતિભવ્ય રૈવતરાજ પૃષ્ઠે જીર્ણગઢ નગરીતણા;<br>
ગિરિમસ્તકે અંબા અને ગુરુદત્ત છાંય સુહાગતો,<br>
યુગયુગવિષે અમરતપો આનંદઆશ્રમ નાથનો.

જ્યાં યુગ પુરાણ શ્રુતિ અને સ્મૃતિઓતણાં ગાનો થતાં,
જ્યાં દિવ્ય વાણી દિવ્યગાને, શ્રુતિપદો જે ઉચરતાં;
જ્યાં દિવ્ય જ્ઞાનામૃતતણાં, પાનો કરે શ્રોતાજનો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો. ૨
જે સકલ શાસ્ત્રતણાં સિદ્ધાંતો સત્યતાથી સ્ફુરાવતો,
અજ્ઞાનજન્ય દોષોતણું ખંડન કરી જે રાજતો;
જે સાંખ્ય ને વળી યોગનાં અદ્ભૂત તત્ત્વ પ્રકાશતો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો ૩
જે આશ્રમે જૂની પુરાણી માતૃભાષા સંસ્કૃતિ,
પ્રેમે સુધાસિંચન કરી નવપલ્લવિત જેણે કરી;
જે યોગીમાટે યોગનો ને જ્ઞાનીમાટે જ્ઞાનનો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો ૪
આશ્રમતણા અધિષ્ઠાનરૂપે દેવ જે વિલસી રહ્યા,
જે સાર તત્ત્વવિવેકથી આ જગતમાં વ્યાપી રહ્યા;
હસ્તામલકવત્ જેહનાં જ્ઞાનોતણાં પ્રતિબિંબનો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો ૫
જ્યાં સંસ્કૃતિમય વિમલ ને પરમાર્થી હૃદયો વિલસતાં,
જ્યાં દેવના અધિદેવરૂપે સ્વયં નાથ બિરાજતા;
જ્યાં યોગીઓના યોગનો પડછંદ યશ પ્રકાશતો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો. ૬
આનંદઆશ્રમના અધિષ્ઠાતા સ્વયમ્ જ્યાં સ્થિત છો,
એ બિલ્વપુરીના આશ્રમે પ્રભુ મૂર્તિમંત મહેશ છો;
રૈવતગિરિની શુભ્ર છાંયે કૈલાસસમ જે રાજતો,
યુગયુગવિષે અમર તપો આનંદઆશ્રમ નાથનો. ૭

---

## जिज्ञासुनो मनने उपदेश

[ લેખક: મણિશંકર બાલકૃષ્ણ ત્રવાડી—ગોધરા. ]

નાથપ્રભુવિણ ભવ તરવાનો, અન્ય નહિ ઉપાય;
અન્ય નહિ ઉપાય, જીવડા, અન્ય નહિ ઉપાય. નાથ પ્રભુ૦ ૧
જગતજાળમાં ફસી ગયા જેમ, મીન જાળની માંય,
લાલચમાં કંટક અહુચાથી, જીવ થકી તે જાય. નાથ પ્રભુ૦ ૨
આ મારું આ તારું કરીને, માની બેઠા રાય;[1]
લેવડ દેવડ ઝાઝી કરતાં, આખર ગોથાં ખાય. નાથ પ્રભુ૦ ૩
સગાં સહોદર સાથી સર્વે, સગું નાણાંનું થાય;
તરછોડી સહુ દૂરજ રહેશે, જરનું જોર હણાય. નાથ પ્રભુ૦ ૪

---

1 ધન

દૃષ્ટાંતો દ્રષ્ટિએ પડતાં, છતાં મન લલચાય;
ગર્ભવાસમાં દીધું વચન તે, મૂર્ખ ભૂલી શું જાય. નાથ પ્રભુ૦ ૫
પ્રભુકીર્તન ને સ્મરણ કરી લે, પાતક તો દૂર થાય;
અંશ અડે નહિ આ સૃષ્ટિમાં, સેજે પાર તરાય. નાથ પ્રભુ૦ ૬
યુગે અવતારો લઈ તાર્યા, ભક્ત રંક ને રાય;
સમર્થ શ્રીપ્રભુનાથ યોગેશ્વર, કળિયુગમાં કહેવાય. નાથ પ્રભુ૦ ૭
શરણ ગયાથી મરણ ટળે ને, સેજે મુક્તિ થાય;
ચોરાશીના ટળશે ફેરા, જીવનમુક્ત કહેવાય. નાથ પ્રભુ૦ ૮
શરણ ગ્રહેવા ભણિ પડયો છે, આપ ચરણની માંય;
હસ્તકમલ સેવકશિર મૂકી તારો હે જગરાય! નાથ પ્રભુ૦ ૯

——:૦:——

## मदालसा

[અનુવાદકઃ મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ, વેદાંતભૂષણ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૫૮ થી)*

वानप्रस्थस्य धर्मं ते कथयाम्यवधार्यताम् ॥

હવે વાનપ્રસ્થ આશ્રમના ધર્મને કહું છું તે સમજીને હૈયે રાખજે.

अपत्य संततिं दृष्ट्वा प्राज्ञो देहस्य चानतिम् ।
वानप्रस्थाश्रमं गच्छेदात्मनः शुद्धिकारणात् ॥

પોતાની પ્રજાને પણ પ્રજા થતી દેખીને તથા પોતાના દેહને વાંકો વળી જતો દેખીને ડાહ્યા પુરુષે દેહરૂપ અશુદ્ધિમાંથી આત્માને (પોતાને) શુદ્ધ કરવા એટલે છૂટો પાડવા પછી વાનપ્રસ્થ આશ્રમમાં જવું.

---

*અંક ૧૦ના પૃષ્ઠ ૨૪૫ના બીજા શ્લોકની પછી અને અંક ૧૧ના પૃષ્ઠ ૨૫૫ના પહેલા શ્લોકની પહેલાં નીચેના શ્લોકો ઉમેરીને વાંચવાના છેઃ—

उत्पथ ग्राहिणो मूढान् स्वधर्माच्चलितान् नरान् ।
यः करोति निजे धर्मे स राजा स्वर्गमृच्छति ॥

પોતાના ધર્મથી એટલે પોતાના વર્ણના તથા આશ્રમના ધર્મથી ચલિત થઇને અવળા માર્ગનું ગ્રહણ કરનાર મૂઢજનોને જે રાજા પાછા તેમના પોતાના ધર્મમાં સ્થાપે છે તે રાજા મરણપછી સ્વર્ગ પામે છે.

वर्णधर्मा न सीदन्ति यस्य राष्ट्रे तथाश्रमाः ।
राज्ञस्तस्य सुखं तात परत्रेह च शाश्वतम् ॥

હે પુત્ર! જે રાજાના રાષ્ટ્રમાં વર્ણના તથા આશ્રમના ધર્મો સીદાતા નથી તે રાજાને આ લોકમાં તથા પરલોકમાં સદા સુખજ છે.

एतद्राज्ञः परं कृत्यं तथैतद् वृद्धिकारणम् ।
स्वधर्मे स्थापनं नृणां चाल्यते न कुबुद्धिभिः ॥

રાજાનું ખરું કર્તવ્ય આ છે અને રાજ્યના અભ્યુદયનું પણ આજ ખરું કારણ છે કે રાજાએ પોતાની પ્રજાઓને પોતપોતાના ધર્મમાં સ્થાપવી અને એ કામમાં હલકી બુદ્ધિવાળાઓની દોરવણીથી દોરવાવું નહિ.

तत्रारण्योपभोगश्च तपोभिश्चात्मकर्शनम् ।
भूमौ शय्या ब्रह्मचर्यं पितृदेवातिथिक्रिया: ॥

ત્યાં એટલે તે આશ્રમમાં વનમાં વસવાના સંકટને ભોગવવું અને તપશ્ચર્યાવડે દેહમાંથી આત્માને ખેંચી લેવો ( જુદો પાડી લેવો ) આ મુખ્યપણે કરવાનું છે.

એ માટે ભૂમિઉપરજ સૂવું અને નિર્મળ બ્રહ્મચર્યનું પાલન કરવું આ વ્રત મુખ્યપણે રાખવાનું છે, તથા પિતૃ દેવ અને અતિથિના સમંધનુ ગ્રહસ્થના જેવું કર્મ પણ યથાશક્ય ચાલુ રાખવાનું છે.

होमस्त्रिषवणं स्नानं जटावल्कलधारणम् ।
मौनादिकरणं चैव वन्यस्नेहनिषेवणम् ॥

નિત્ય હોમ કરવો, ત્રણ સમય સ્નાન આદિ કરવું, જટા રાખવી, વૃક્ષની છાલોવડે અંગ ઢાંકવાં, મૌનઆદિવડે શરીર ઇંદ્રિયો તથા મનનું દમન રાખવું અને વનનાં પશુપક્ષીઓના સ્નેહનું પોતાની પ્રજાના વા આપ્તમિત્રસ્વજનઆદિના સ્નેહના જેવું સેવન રાખવું.

इत्येष पापशुद्ध्यर्थमात्मनश्चोपकारकः ।
वानप्रस्थाश्रमस्तस्माद् भिक्षोस्तु चरमोपरः ॥

આ વાનપ્રસ્થાશ્રમ પાપકર્મરૂપ તથા શરીરરૂપ અશુદ્ધિમાંથી આત્માને શુદ્ધ કરનાર એટલે છૂટો પાડનાર હોવાથી જીવને ખરો ઉપકાર કરનારો છે, પણ એ માટે મુખ્યપણે તો આ વાનપ્રસ્થ આશ્રમથી પર છેલ્લો સન્યાસીનો આશ્રમ છે.

चतुर्थस्य स्वरूपं तु श्रूयतामाश्रमस्य मे ।
यश्च धर्मोऽस्य धर्मज्ञैः प्रोक्तस्तात महात्मभिः ॥

હવે હું ચોથા આશ્રમના ધર્મના સ્વરૂપને કહું છું તે સાંભળ. આ ચોથા આશ્રમના ધર્મને હે પુત્ર! ધર્મના યથાર્થ સ્વરૂપને જાણનારા મહાત્માઓએ કહેલો છે.

सर्वसंगपरित्यागो ब्रह्मचर्यमकोपता ।
जितेन्द्रियत्वमावासे नैकस्मिन् वसतिश्चिरम् ॥

સંગમાત્રનો સર્વથા ત્યાગ રાખવો, બ્રહ્મચર્યનું દઢપણે પાલન કરવું, કોપના વેગને ઉપજવાજ ન દેવો, ઇંદ્રિયમાત્રને વશ વર્તાવવી, અને એક ઠેકાણે ઝાઝો વખત રહેવું નહિ.

अनारंभस्तथाहारे भिक्षान्नं चैककालिकम् ।
आत्मज्ञानावबोधश्च तथाचात्मावलोकनम् ॥

---

पालनेनैव भूतानां कृतकृत्यो महीपतिः ।
सम्यक् पालयिता भागं धर्मस्याप्नोति वै यतः ॥

પોતાની પ્રજાનું શાસ્ત્રમાં કહેલી રીતે પાલન કરવાથીજ રાજા કૃતકૃત્ય થાય છે, કારણ કે તેથી પ્રજાએ કરેલા ધર્મનો ભાગ રાજાને મળે છે એટલે ધર્મસંગ્રહમાટે સ્વતંત્ર ઉદ્યમ કરવાની તેને અગત્ય રહેતી નથી.

एवमाचरते राजा चातुर्वर्ण्यस्य रक्षणे ।
स सुखी विहरत्येष शक्रस्येति सलोकताम् ॥

ચાર વર્ણના તથા ચાર આશ્રમના ધર્મનું રક્ષણ કરવાના કામમાં જે રાજા ઉપર કહ્યું તેવું આચરણ રાખે તે જીવતાંસુધી આ લોકમાં સુખી રહીને વિહાર કરે છે, તથા મરણપછી ઇંદ્રના લોકને એટલે સ્વર્ગને પામે-છે.

આહાર મેળવવામાટે ભિક્ષાથી ભિન્ન અન્ય કોઈ ઉદ્યમ ન કરવો, ભિક્ષાનું અન્ન પણ આખા દિવસમાં એકજ સમય મેળવવું, મુખ્યપણે આત્માનું જ્ઞાન મેળવવામાંજ ઉદ્યમી રહેવું, તથા ઉપયોગી સઘળો ઉદ્યમ કરીને આત્માનું દર્શન સંપાદન કરવું.

चतुर्थे त्वाश्रमे धर्मो मयायं ते निवेदितः ॥

આ ચોથા આશ્રમનો ધર્મ મેં તને કહ્યો.

सामान्यमन्यवर्णानामाश्रमाणां च मे शृणु ॥

હવે સર્વે વર્ણોના તથા સર્વે આશ્રમોના સામાન્ય એવા અન્ય ધર્મને પણ કહું છું તે સાંભળ.

सत्यं शौचमहिंसा च अनसूया तथा क्षमा।
आनृशंस्यमकार्पण्यं संतोषश्चाष्टमो गुणः ॥

સાચુંજ બોલવું, પવિત્રજ રહેવું, હિંસા નજ કરવી, અદેખાઇ નજ કરવી, અપરાધ કરનારને સામો અપરાધ કરવાનો વેગ ઉપજવા નજ દેવો, ક્રૂરતા નજ કરવી, કૃપણતા નજ કરવી, અને સહજ સાંપડે તેથી સંતોષ રાખવો. આ આઠ સર્વસામાન્ય એટલે સર્વેએ પાળવાના સદ્‌ગુણો છે.

एते संक्षेपतः प्रोक्ता धर्मा वर्णाश्रमेषु च।
एतेषु नित्यधर्मेषु नित्यं तिष्ठेत्समंततः।
स याति ब्रह्मलोकं हि यावदिन्द्राश्चतुर्दश ॥

સર્વે વર્ણોને તથા સર્વે આશ્રમોને સમાનપણે આચરવાનો જે ધર્મ છે તે આ આઠ સદ્‌ગુણોના રૂપમાં મેં તને ટુંકામાં કહ્યો.

નિત્યપ્રતિ આચરવાના આ આઠ સદ્‌ગુણોના પાલનમાં જે પુરુષ સર્વથા સ્થિર રહે તે મરણપછી ચૌદ ઇંદ્રો બદલાય ત્યાંસુધી એટલે બ્રહ્માના એક દિવસજેટલા સમયસુધી બ્રહ્મલોકમાં જઇ વાસ કરે.

यश्चोल्लंघ्य स्वकं धर्मं स्ववर्णाश्रमसंज्ञितं।
नरोऽन्यथा प्रवर्तेत स दण्ड्यो भूभृता भवेत् ॥

અને જે પુરુષ વર્ણના તથા આશ્રમના ધર્મની સંજ્ઞાવાળા પોતાના ધર્મનું ઉલ્લંઘન કરીને બીજી રીતનું વર્તન રાખે તે પુરુષ રાજાવડે દંડાવાને પાત્ર થાય.

ये च स्वधर्मसंत्यागात् पापं कुर्वन्ति मानवाः।
उपेक्षतस्तान् नृपतेरिष्टापूर्तं प्रयात्यधः ॥

અને જે મનુષ્યો પોતાના ધર્મનો ત્યાગ કરી પાપમાં પ્રવર્તે તેમની ઉપેક્ષા કરી રહેનાર એટલે તેમને દંડ નહિ દેનાર રાજાનું ઇષ્ટ તથા પૂર્ત નિષ્ફળ જાય છે.

तस्माद्राज्ञा प्रयत्नेन सर्वे वर्णाः स्वधर्मतः।
प्रवर्तन्तोऽन्यथा दण्ड्याः स्थाप्याश्चैव स्वकर्मसु ॥

માટે સર્વે વર્ણના તથા સર્વે આશ્રમના લોકોમાં જેઓ પોતાના ધર્મથી વિપરીત વર્તન કરે તેમને [illegible] પ્રયત્નપૂર્વક દંડવા, અને તેમને પાછા પોતપોતાના ધર્મકર્મમાં સ્થાપવા.

(ચાલુ)

---:o:---

# अमारी सेवायात्रा

## (५)

[ લેખકઃ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા ]

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૬૬થી)

કુંડલાથી ગુરુબંધુઓ અને ગુરુભગિનીઓના પ્રેમનું સંભારણું લઈ અમો **દામનગર** આવ્યા. ત્યાં શ્રી. અમૃતલાલ શેઠને ત્યાં મુકામ કર્યો. પોતાને ઘેર પૂજ્યપાદ કૃપાનાથનાં પૂજ્ય પાદુકાજીની પધરામણીથી તેઓ હર્ષાશ્રુસાથે આનંદ પામ્યા. પોતાનું અહોભાગ્ય માન્યું. શ્રી. અમૃતલાલભાઇનું શરીર વાથી ઝલાઇ ગયેલું હોઈ તેમનાં ધર્મપત્ની ઉત્તમપ્રકારે સેવા બજાવતાં છતાં નિત્ય રાત્રે એક કલાક પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીકૃત ટીકાવાળાં **પંચદશીનું** શ્રવણ કરાવતાં જોઇને અમોને પણ આનંદ થયો.

બીજે દિવસે નિત્યકર્મથી પરવારી ગ્રામદેવતા, શ્રીવૈજનાથમહાદેવ, શ્રીકુંભનાથમહાદેવ, બ્રહ્મચારીની જગામાં શ્રીપંચનાથમહાદેવ, હવેલીમાં, ને શ્રીસ્વામીનારાયણના મંદિરમાં દર્શનનો લાભ લીધો.

સાંજના પાંચ વાગે કન્યાશાળામાં સભા થઇ. તેમાં મેં **સદાચારવિષે** તથા શ્રી. દયાળસિંહજીભાઇએ **માનવધર્મ** અને **વેદની મહત્તા** આ વિષયોપર વ્યાખ્યાન કર્યાં. રાત્રે ગામના ચોકમાં બીજી સભા થઇ. તેમાં ૮॥ થી ૯॥ સુધી **માનવધર્મ, જૈનધર્મ, ઈસ્લામધર્મ, ખ્રિસ્તીધર્મ,** અને **બ્રાહ્મણધર્મના** સિદ્ધાંતો શ્રી. દયાળસિંહજીભાઇએ લોકોને સમજાવી તુલનાત્મકદ્દષ્ટિએ સનાતનધર્મની ઉત્તમતા દર્શાવી.

દામનગરથી **લાઠી** ગયા. ત્યાં કલાપીજયંતી, કલાપીસાહિત્યસંસદ્ અને કલાપ્રદર્શન આ ઉત્સવો ચાલુ હતા તેનો લાભ લીધો.

**લાઠીથી અકાળા** આવ્યા. અકાળામાં પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના **પરમભક્ત** અને **સેવાનિષ્ઠ** શ્રી. મોતીચંદ પોપટભાઇને ત્યાં મુકામ કર્યો. પૂજ્યપાદ કૃપાનાથ શ્રી. મોતીચંદભાઇને ઘેર સંવત્ **૧૯૬૮**માં તથા સંવત્ **૧૯૮૪**માં એમ બે વાર પધારેલા તેથી **અકાળા** એ અમારામાટે યાત્રારૂપ પણ હતું. પૂજ્ય પાદુકાજીના પધારવાથી શ્રી. મોતીચંદભાઇને પણ અતિ આનંદ થયો.

રાત્રે ૯ થી ૧૧॥ સુધી મેં આરંભમાં ભગવન્નામની ધૂન બોલાવીને પછી **સત્સંગ, સદાચાર** ને **સદ્‌ગુણ** આદિ વિષયોઉપર દ્દષ્ટાંતપૂર્વક પ્રવચન કર્યું હતું અને શ્રી. દયાળસિંહજી-ભાઇએ **સાચું સુખ એટલે શું ?** એ વિષયોઉપર વ્યાખ્યાન કર્યું હતું.

વળતે દિવસ શ્રી. મોતીચંદભાઇને ઘેર **પૂજ્યપાદ કૃપાનાથનું** વિધિપૂર્વક સમૂહપૂજન કરવામાં આવ્યું હતું. બંધુબહેનોએ ભાવપૂર્વક પ્રાર્થનાનાં પદો ગાયાં હતાં.

એક દિવસ સાંજરે તથા રાત્રે પણ સત્સંગની યોજના રાખી હતી, તેમાં મેં ભિન્ન-ભિન્ન દ્દષ્ટાંતોપૂર્વક જિજ્ઞાસુઓને ઉપકારરીતે **શ્રીસદ્‌ગુરુમાહાત્મ્યસંબંધી** વિવેચન કર્યું હતું. **શ્રી.** દયાળસિંહજીભાઇએ પણ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીના અદ્‌ભુતચારિત્ર્યનું દિગ્દર્શન કરાવી શ્રોતાઓને ભક્તિરસમાં તલ્લીન કર્યા હતા.

અકાળાથી જરખીઆ જવાનું હતું, પણ એક ગૃહસ્થના આગ્રહથી **જોગાણીકેરાળા** જવાનું થયું. ત્યાં સાંજના ૪ થી ૫ વાગ્યાસુધી નિશાળમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓને ઉપયોગી બોધવચન કહ્યાં. પછી ચોરામાં, સ્વામીનારાયણના મંદિરમાં ને શિવાલયમાં દર્શન કર્યાં.

રાત્રે ૮॥ વાગે પટેલ ઘેલાભાઇને ત્યાં સભા થઈ. તેમાં આશરે ૨૫૦ માણસો એકત્ર થયાં હતાં. આરંભમાં મેં મંગલાચરણ કરી "રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ "એ ધૂન આશરે ૧૦ મિનિટ કરાવી. પછી મનુષ્યજન્મની મહત્તા, મનુષ્યજન્મનું કર્તવ્ય, મનુષ્યનું પ્રભુપ્રતિનું કર્તવ્ય, શ્રીસદ્‌ગુરુની આવશ્યકતા, સદ્‌ગુરુશબ્દનો અર્થ, મનુષ્યની પોતાના પડોશીપ્રત્યેની ફરજ આદિ વિષયોઉપર વિવેચન કર્યું. ત્યારપછી શ્રી. દયાળસિંહજીભાઇએ આનંદાશ્રમ, આનંદાશ્રમના અધિષ્ઠાતા, શ્રીસદ્‌ગુરુ શ્રીમન્નાથપ્રભુનું સંક્ષિપ્તચરિત્ર, અમારું અહીં આવવાનું પ્રયોજન, આનંદ શી વસ્તુ છે? આનંદ મેળવવાની કળા આદિ વિષયોઉપર પ્રવચન કર્યું હતું. અકાળાથી શ્રી. મોતીચંદભાઈ પણ સાથે આવ્યા હતા.

બીજે દિવસ બપોરે શ્રી. ઘેલાભાઇને ઘેર તેમની ઇચ્છાથી ૧૨ાથી ૧॥ વાગ્યા સુધી મેં મમતાના ત્યાગવિષે, તથા પોતાનું સર્વ પ્રભુનું ગણી દયા દાન ને દીનતાપૂર્વક વર્તવાથી જીવન સુખસંતોષપૂર્વક ગાળી શકાય છે આદિ વિષયો દૃષ્ટાંતપૂર્વક સમજાવી સત્સંગ કરાવ્યો હતો.

કેરાળાથી **જરખીઆ** આવ્યા. આ ગામ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહેબનું છે. ત્યાં ગુજરાતી શાળા તથા કન્યાશાળામાં જઈ અમે બંને ભાઇઓએ આવશ્યક કેટલીક વાતો કહી. પછી શ્રીભીમનાથમહાદેવ, ચોરો, મીસ્ત્રીનું ઠાકોરજીનું મંદિર તથા શ્રીરામદેપીરની જગામાં દર્શન કર્યાં.

રાત્રીએ ૮॥થી ૧૦ સુધી ચોરામાં સભા ગોઠવી. આરંભમાં ભગવન્નામધૂન બોલાવી મેં માનવજીવન સફલ કરવાસારુ વાણીવડે જપ, ભજન, કીર્તન કરવાની આવશ્યકતાપર તથા હિત ને મિતભાષણ કરવાપર કેટલુંક પ્રવચન કર્યું. પ્રયોજનવિના ન બોલવું એ પણ મૌન છે આ વાત કહી. પરમાત્માએ મનુષ્યને બુદ્ધિરૂપ ઉત્તમ પ્રકારની બક્ષીસ આપેલી છે તો તે વડે પરમાત્માનું ધ્યાન તથા જ્ઞાન મેળવવાની કુંચી સંતમહાત્માઓ-દ્વારા જાણી લેવાની વાત કહી. ત્યારપછી શ્રી. દયાળસિંહભાઇએ શ્રીસદ્‌ગુરુદેવસંબંધી, માનવધર્મસંબંધી અને સાચું સુખ પ્રાપ્ત કરવાની જરૂરીઆતસંબંધી પ્રસંગાનુકૂલ આવશ્યક વાતો કહી.

જરખીઆથી **હરિપુરા** આવ્યા. ત્યાં ખોડીઆરમાતા તથા શ્રીહનુમાનજીનાં દર્શન કર્યાં. સતીની જગા પણ જોઈ. ત્યાં કેટલાંક બંધુબહેનોપાસે મેં નામસ્મરણસંબંધે અજામીલના દૃષ્ટાંતસાથે વર્ણન કર્યું. પછી શ્રી. દયાળસિંહભાઇએ આનંદાશ્રમવિષે કંઇક કહ્યું.

હરિપુરામાં આશરે બે કલાક રોકાઈ **શેડુભાર** આવ્યા. દરબારી ઉતારામાં મુકામ કર્યો. નાનો ચોરો, મોટો ચોરો, સ્વામીનારાયણમંદિર સુખનાથમહાદેવ ને ભીડભંજનમહાદેવનાં દર્શન કર્યાં.

રાત્રે ૯ા થી ૧૦॥ સુધી એકઠા થયેલા લોકોપાસે મેં સંચિત, ક્રિયમાણ અને પ્રારબ્ધ એ કર્મોનાં સ્વરૂપ તથા મન ઈંદ્રિયના વિહિત ને નિષિદ્ધ વ્યાપારોનું સ્વરૂપ દૃષ્ટાંતપૂર્વક સમજાવી વિહિત વ્યાપારોને અનુકૂલ વર્તવાનું કહ્યું. મનુષ્યને જાતિ, આયુષ્ય ને ભોગની પ્રાપ્તિ તેના પ્રારબ્ધકર્મપ્રમાણે થાય છે તથા વર્તમાનજન્મમાં મનુષ્ય સારો પ્રયત્ન કરે તો તેને યશ, ધન ને સુખની પ્રાપ્તિ થાય છે આ વિષયને લગતી હકીકત વર્ણવી.

બીજે દિવસે નિશાળમાં મેં શિક્ષકોને ઉદ્દેશીને મારા શિક્ષકતરીકેના અનુભવનું વર્ણન કરી, બાળકોનું કલ્યાણ શી રીતે થાય તે સૂચવ્યું. ત્યારપછી શ્રી. દયાળસિંહભાઇએ

શ્રીમન્નાથપ્રભુના બાળચરિત્રસંબંધે કેટલુંક વિવેચન કર્યું હતું.

શેડુભારમાં શ્રીમૂળજીભગતની જગા જોઈ. ત્યાં શ્રીરણછોડજીનું મંદિર છે તેમનાં દર્શન કર્યાં. એ જગામાં એક નહિ વીઆયેલી ગાય રોજ દોટશેર-દૂધ ઠાકોરજીમાટે આપતી.

શેડુભારથી ચિત્તલ આવ્યા. ત્યાં ધારેશ્વરમહાદેવ, ભીડભંજનમહાદેવ, બટુકહનુમાન, ચોરો ને ત્રણ હવેલીમાં દર્શન કર્યાં. ઉપાશ્રય તથા દેરાસર પણ જોયાં.

તાલુકશાળામાં ૧૨ાા થી ૧ાા સુધી મેં પરમેશ્વરનું અસ્તિત્વ, પરમેશ્વરના ઉપકાર, માતાપિતા ને શિક્ષકના ઉપકાર તથા બાળકોએ કેમ વર્તવું એ વિષયઉપર વિવેચન કર્યું. ત્યારપછી શ્રી. દયાળસિંહભાઈએ શ્રીઆનંદાશ્રમ, શ્રીસદ્ગુરુ અને સત્યપાલનની અગત્ય એ વિષયઉપર પ્રવચન કર્યું. ૧ાા થી ૨ વાગ્યાસુધી કન્યાશાળામાં શિક્ષિકાની ફરજ અને બાળાઓના ધર્મસંબંધી પણ કહેવામાં આવ્યું.

સાંજના ૩ાા થી ૪ાા સુધી મીડલસ્કૂલમાં મેં દેવ અને દેવના દેવસંબંધી તથા તેમના ઉપકારસંબંધી તેમજ બાળકોની પોતાપ્રત્યેની, શિક્ષકોપ્રત્યેની ને માતાપિતાપ્રત્યેની શી શી ફરજો છે તે સંબંધી કહ્યું. પછી શ્રી. દયાળસિંહભાઈએ શ્રીઆનંદાશ્રમ, આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્નાથભગવાન્, બાળકોનો ધર્મ તથા શિક્ષકોનું કર્તવ્ય એ વિષયોપર આવશ્યક વિગત કહી.

રાત્રે ૯ થી ૧૦ વાગ્યાસુધી જૂના ઊતારામાં પ્રજાવર્ગ તથા અધિકારીવર્ગસમક્ષ અર્ધો કલાક મેં શ્રીપ્રભુની મહત્તાઉપર અને શ્રીપ્રભુને ભજવાના માર્ગઉપર અને આત્મા સર્વથી અધિક પ્રિય છે એ વિષયઉપર કહ્યું. ત્યારપછી શ્રી. દયાળસિંહજીભાઈએ શ્રીઆનંદાશ્રમ, આનંદાશ્રમમાંથી આ તરફ આવવાનો હેતુ, આનંદાશ્રમની વિશિષ્ટતા, શ્રીમન્નાથભગવાન્ની ચમત્કારિક વાર્તા આદિ વિષયોઉપર પોણો કલાક પ્રવચન કર્યું.

શ્રોતાઓના આગ્રહથી બીજે દિવસ રોકાઈ રાતના ૯ થી ૧૦ વાગ્યાસુધી વ્યાખ્યાનની યોજના રાખી હતી. શરૂઆતમાં મેં મંગળાચરણ કરી, અજામીલના દૃષ્ટાંતવડે પ્રભુનામનો મહિમા સમજાવી "રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ"ની ધૂન બોલાવી. પછી પામર, વિષયી, સાધક અને સિદ્ધ એમ મનુષ્યના પ્રકાર બતાવી તેમાં સાધકના શા શા ધર્મો છે તે સંબંધી અર્ધો કલાક વિવેચન કર્યું હતું. પછી શ્રી. દયાળસિંહજીભાઈએ માનવધર્મ-સંબંધી તથા માનવધર્મની રક્ષામાટે બ્રહ્મચર્યપાલન, પરમાત્માની ઉપાસના, શાસ્ત્રનું અનુસરણ અને આત્મસુધારણા આદિ વિષયો દૃષ્ટાંતસહિત સારીરીતે સમજાવ્યા હતા.

ચિત્તળથી જીથુડી આવ્યા. આ ગામ નામદાર દરબારશ્રી અમરેવાળા સાહેબનું છે. ત્યાં નિશાળમાં એક કલાક બાળકોને બોધ આપ્યો.

બીજે દિવસ દરબારી ઊતારામાં રાતના ૯ થી ૧૦ સુધી વ્યાખ્યાન રાખ્યું હતું આરંભમાં મેં મંગલાચરણ કરી, પરમાત્મા ને પરમાત્માના ઉપકાર તથા મનુષ્યો પોતાના ઘરને અને ગામને કેવી રીતે સ્વર્ગસમાન બનાવી શકે તે સંબંધી ૦ાા કલાક વિવેચન કર્યું હતું. ત્યારપછી શ્રી. દયાળસિંહજીભાઈએ સાચું સુખ શું છે, તેની પ્રાપ્તિ ક્યાં થાય, સાચા સુખમાટે પ્રત્યેક પ્રાણીની ઝંખના અને એ સુખ શ્રીસદ્ગુરુના શરણથીજ પ્રાપ્ત થઈ શકે છે એમ વર્ણવી સાચા સદ્ગુરુની પિછાણ તથા માનવધર્મ સમજાવી નિત્ય નિયમિતસમય ભજનસત્સંગ કરી જીવન સફળ કરવાની ભળામણ કરી હતી.

જીથુડીમાં શ્રીરામનાથ અને શ્રીકામનાથમહાદેવનાં તથા ચોરામાં અને ખોડીયાર માતાજીનાં દર્શન કર્યાં. ના. દરબારશ્રીની શ્રીમહાદેવપ્રતિની ભક્તિમાટે તેમને ધન્યવાદ ઘટે છે.

જીથુડીથી લુણી ગયા. ત્યાંની નિશાળમાં અર્ધો કલાક બાળકોપાસે ભગવાન્સંબંધી વાતો કરી. આનંદાશ્રમસંબંધી પણ કેટલીક વાતો કરી. સનાનતધર્મની પત્રિકાઓ પણ વહેંચી. પછી ત્યાંથી ઈશ્વિરીઆ ગયા.

ઇશ્વિરીઆમાં રાતના ૯થી ૧૦ સુધી મેં શ્રોતાઓને મંગળાચરણપૂર્વક પરમેશ્વરનો આપણાઉપર કેટલો બધો ઉપકાર છે તે વિષે કહેતાં તેમણે આપણને ( મનુષ્યોને ) વાણી અને બુદ્ધિની મોટામાં મોટી બક્ષીસ આપી છે આ વાત કહીને બુદ્ધિનો તથા વાણીનો સદુપયોગ કયો કહેવાય ને દુરુપયોગ કયો કહેવાય તે દૃષ્ટાંતસાથે સમજાવ્યું હતું, તથા ભગવાન્ના નામનું ભજનસ્મરણ કરવા ઉપર ભાર મૂકયો હતો. પછી શ્રી. દયાળસિંહભાઇએ પ્રભુસ્મરણથી થતા લાભોવિષે કહીને માનવધર્મસંબંધી કહ્યું હતું.

ઇશ્વિરીઆથી થાણાદેવળી આવ્યા. વડીઆદેવળી સ્ટેશને થાણાદેવળી સ્ટેટતરફથી બે ઘોડાની ગાડી આવી હતી. દરબારી મકાનમાં ઊતારો કર્યો. નાયબકારભારીસાહેબ શ્રી. મનસુખલાલભાઈ મળવા આવ્યા હતા. અમો પણ દીવાનસાહેબને તથા શ્રી. મનસુખલાલભાઇને દીવાનઓફિસે મળ્યા. આનંદાશ્રમસંબંધે વાતચીત કરી. ગામડામાં પ્રચારાર્થે ફરવાનો અમારો હેતુ દર્શાવ્યો. તે જાણી બંને પ્રસન્ન થયા.

થાણાદેવળીમાં શ્રીલખેશ્વર, શ્રીજડેશ્વર, ને શ્રીનર્મદેશ્વરનાં દર્શન કર્યાં. શ્રીરામાનુજસંપ્રદાયના-મંદિરમાં પણ દર્શન કરી આવ્યા.

રાત્રે શ્રી. મનસુખલાલભાઇને ઊતારે ગયા. પ્રસંગોપાત્ત વાત ચાલતાં તેમણે કહ્યું કે નામદાર દરબાર સાહેબે પોતાનાં ગામોમાં ધર્મપ્રચારાર્થે ફરવાની અનુમતિ આપી છે.

બીજે દિવસ બપોરે ૧૧॥ થી ૧૨॥ સુધી થાણાદેવળીતાલુકાશાળામાં શિક્ષકો અને વિદ્યાર્થીઓપાસે શ્રીપરમેશ્વરસંબંધી વાતો કરી. વિદ્યાર્થીઓનું નિત્યકર્મ કેવું હોવું જોઇએ તે તથા મન, વાણી, શરીર કેવી રીતે સ્વચ્છ રાખવાં તેસંબંધી યુક્તિઓ મેં કહી. ત્યારપછી શ્રી. દયાળસિંહભાઇએ આનંદાશ્રમ તથા આનંદાશ્રમના અધિષ્ઠાતા શ્રીમન્નાથપ્રભુસંબંધી કેટલીક વાતો કહી. પ્રહ્લાદસંબંધી વાર્તા પણ કહી હતી.

પછી મીડલસ્કૂલમાં ગયા. ત્યાં ૧૨॥થી ૧ સુધી મેં પરમેશ્વરના અસ્તિત્વસંબંધી કારણોસહિત કહી તેમના પ્રતિ આપણી શી ફરજ છે તે જણાવ્યું, તથા માતાપિતા ને વિદ્યાગુરુપ્રત્યેની ફરજો સમજાવી. પછી શ્રી. દયાળસિંહભાઇએ શ્રીમન્નાથભગવાનની વાર્તા કહી, અને સત્યભાષણના લાભ સમજાવ્યા.

તે પછી કન્યાશાળામાં ગયા. ત્યાં ૧॥થી ૨ સુધીમાં મેં શિક્ષિકાઓ અને બાળાઓને ઉપયોગી કેટલીક વાતો કહી. ઘર સ્વચ્છ રાખવું તથા ઘરનો સામાન વ્યવસ્થિત રાખવો એ વિષે તથા ઘરમાં ચુલો, પાણીઆરૂં, સાવરણી, ખાંડણીઓ અને ઘંટીવડે થતાં પાપોની નિવૃત્તિમાટે અગ્નિમાં ઘી હોમવાસંબંધે કહ્યું. પછી શ્રી. દયાળસિંહભાઇએ આનંદાશ્રમ અને આનંદાશ્રમના અધિષ્ઠાતા દેવ શ્રીમન્નાથપ્રભુસંબંધી વાર્તા કહી.

સાંજના ૬ થી ૭ સુધી તાલુકાશાળામાં મે. દિવાન્સાહેબના પ્રમુખપણાનીચે સભા થઈ હતી, તેમાં મેં "દગ્દશ્યવિવેક" સંબંધે કેટલુંક વિવેચન કર્યું હતું. સત્યસુખની શોધ-માટે શ્રીસદ્ગુરુનું શરણ લઈ તેમના ઉપર શ્રદ્ધા રાખવાની આવશ્યકતાવિષે જણાવ્યું હતું. પછી શ્રી. દયાળસિંહભાઈએ આગમનનું કારણ, આનંદાશ્રમ અને તેના અધિષ્ઠાતા શ્રીમન્નાથભગવાન્નું સંક્ષિપ્તચરિત્ર સંભળાવી માનવધર્મસંબંધી વિવેચન કર્યું હતું.

ચાણુદેવળીથી વડીઆ આવ્યા. ત્યાંની કન્યાશાળામાં બપોરના ૧૨ થી ૧ સુધી મેં અમારૂં ત્યાં આવવાનું કારણ જણાવી બાળાઓને ઈશ્વરસંબંધી વાતો કહી. પછી શ્રી. દયાળસિંહભાઈએ આનંદાશ્રમસંબંધી અને તેમના અધિષ્ઠાતા દેવની વાર્તા કહી માનવ-ધર્મ સમજાવ્યો હતો.

ત્યારપછી ૧ા થી ૨ સુધી તાલુકશાળામાં જઈ મેં ઈશ્વરસ્તુતિ બોલાવી ને વિદ્યાર્થીઓના ધર્મ સમજાવ્યા હતા અને શ્રી દયાળસિંહભાઈએ આનંદાશ્રમની ને શ્રીમન્નાથપ્રભુની વાર્તા કહી બ્રાહ્મણધર્મ ને ક્ષાત્રધર્મસંબંધી વિવેચન કર્યું હતું.

મીડલસ્કૂલમાં પરીક્ષા ચાલતી હોવાથી ૨ થી ૩ની રજામાં ત્યાં જઈ પત્રિકાઓ વહેંચી તથા મુખ્યમાસ્તરને મળી ધર્મસંબંધી ચર્ચા કરી.

સાંજના હવેલીમાં ૫ાા થી ૬ાા સુધીમાં મનુષ્યોના વ્યવહારપરમાર્થના કર્તવ્યસંબંધી વિવેચન કર્યું હતું અને શ્રી. દયાળસિંહભાઈએ માનવધર્મસબધી પ્રવચન કર્યું હતું.

રાત્રે આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના જૂના વિદ્યાર્થી ભાઈ પ્રભાશંકર નાનજી જોશીએ પોતાને ઘેર તથા પોતાના ભાઈ અંબાશંકર નાનજી જોશીના વડીઆના ઘરમાં પૂજ્યપાદશ્રીનાં પાદુકાજીની પધરામણી કરી પૂજન કર્યું હતું, તથા ભાઈ પ્રભાશંકરે પ્રેમપૂર્વક સ્તુતિ કરી હતી.

પશ્ચિમહિંદ એજન્સીના માજી કેળવણીઅધિકારીસાહેબ શ્રીમાન્ મણિલાલ શામળભાઈ દ્વિવેદીએ પોતાને ત્યાં પણ પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીનાં પાદુકાજીની પધરામણી કરાવી ભેટ ધરી સત્કાર કર્યો હતો.

આમ સેવાયાત્રા કરતા કરતા અમો માઘવદિ ૧૦-૯૮ મંગળવારે શ્રી બીલખા-આનંદાશ્રમમાં પહોંચ્યા.

---:o:---

## भक्त जयदेव

### (અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૭૩ થી)

જયદેવજી એક દિવસ ગીતગોવિંદનું કાવ્ય લખતા હતા. અમુક ચરણો લખાયા પછી કેટલોક સમય થયા છતાં એક ચરણ બરાબર સ્ફુરતું નહોતું. પદ્માવતીએ કહ્યું કે:— "દેવ! સ્નાનનો સમય થઈ ગયો છે આપ હાલ લખવાનું બંધ રાખીને સ્નાન કરી આવો તો સારું." જયદેવજીએ કહ્યું:—"પદ્મા! જઉં છું હો. મેં એક કાવ્ય લખ્યું છે તેનું છેલ્લું ચરણ બંધ બેસતું થતું નથી" "પદ્માવતીએ કહ્યું:—"એમાં શું મુંઝાવાજેવું છે? ગંગાસ્નાન કરી આવ્યા પછી છેવટનું ચરણ પૂરું કરી લેજો" "ભલે, એમ કરીશ. ખડીઓ કલમ તમે સંભાળીને મૂકી દેજો. હું સ્નાન કરીને આવું છું" આટલું કહીને જયદેવજી ગંગાસ્નાન કરવા ગયા. કેટલીક મિનિટોપછીજ જયદેવજીનું સ્વરૂપ ધારણ કરીને ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે પધાર્યા અને કહ્યું:—"પદ્મા, જરા 'ગીતગોવિંદ' લાવજે." પદ્માવતીએ આશ્ચર્યચકિત થઈને પૂછ્યું: "આપ તો સ્નાન કરવા ગયા હતા ને વચ્ચેથીજ કેમ પાછા આવ્યા?" માયાપતિ શ્રીકૃષ્ણે જવાબ આપ્યો: "રસ્તામાંજ છેવટનું ચરણ સ્ફુરી આવ્યું, એટલે પાછો આવ્યો છું." પદ્માવતીએ ગ્રંથ અને ખડીઓ કલમ આણી દીધાં. જયદેવસ્વરૂપધારી શ્રીકૃષ્ણપ્રભુએ-"देहि मे पदपल्लवमुदारम्" આ ચરણ લખીને કાવ્ય પૂરું કરી આપ્યું. ત્યારપછી પદ્માવતી પાસે જલ મગાવીને સ્નાન કર્યું અને પૂજાદિથી નિવૃત્ત થઈને પદ્માવતીએ

બનાવેલું તથા ભગવાનને નિવેદન કરેલું ભોજન કરીને જયદેવસ્વરૂપ ધારી શ્રીકૃષ્ણ પલંગપર શયન કરી ગયા.

પછી પત્તલમાં અવશેષ રહેલો પ્રસાદ પદ્માવતી લે છે, એટલામાં જયદેવજી સ્નાન કરીને પાછા આવ્યા. પતિને આ સ્થિતિમાં આવતા જોઈને પદ્માવતી તો સ્થિર થઈ ગયાં! અને પદ્માવતીને ભોજન કરતાં જોઈને જયદેવજી પણ સ્થિર થઈ ગયા! કેમકે પતિને ભોજન કરાવ્યા સિવાય સતી પદ્માવતી કોઈ દિવસ ભોજન કરતાં નહોતાં. જયદેવજી કહે છે કે "કેમ પદ્મા! આ શું આજ શ્રીરાધામાધવને નૈવેદ્ય ધરીને મને ભોજન કરાવ્યાવિનાજ તું કેમ જમે છે? તારું આવું વર્તન ક્યારેય મારા જોવામાં આવ્યું નથી?"

પદ્માવતી ઉત્તરમાં કહે છેઃ—"પતિદેવ! આપ આ શું કહી રહ્યા છો? આપ કાવ્યનું છેવટનું ચરણ લખવામાટે તો સ્નાન કરવા ગયા હતા ત્યાંથી રસ્તામાંથીજ પાછા આવ્યા હતા, વળી કાવ્ય પૂરું કર્યાપછી હમણાં તો આપ સ્નાનપૂજન કરી, ભોજન કરીને પલંગમાં શયન કરી ગયા હતા ને? આટલા સમયમાં વળી પાછા આપ સ્નાન કરીને આવો છો. આ હું શું જોઉં છું તે મને સમજાતું નથી!" જયદેવજીએ તુરત જઈને પલંગપર જોયું તો પલંગમાં કોઈ સૂતેલું નથી! તેઓ સમજ્યા કે જરૂર આજ ભક્તવત્સલ પ્રભુએજ કૃપા કરી! પછી તેઓ પદ્માવતીને કહે છેઃ—"ઠીક પદ્મા! લાવ તો ખરી "ગીતગોવિંદ" ની પોથી. કાવ્યની પૂર્તિ કેવી રીતે કરી છે તે જોઉં તો ખરો!"

પદ્માવતીએ પોથી આણી. જયદેવજીએ કાવ્યપૂર્તિ જોઈને પોતાના મનમાં ને મનમાં કહ્યુંઃ "આ ચરણ તો મને સ્ફુરતું હતું, પણ સંકોચવશ થઈને હું તે લખી શકતો નહોતો." પછી તેઓ બંને હાથ ઉંચા કરીને, ઉચ્ચસ્વરે રુદન કરી કરીને, પોકાર કરીને પ્રભુને સંબોધવા લાગ્યાઃ—"હે શ્રીકૃષ્ણ! હે નંદનંદન! હે રાધાવલ્લભ! હે ગોકુલરત્ન! કરુણાસિંધુ ગોપાલ! હે પ્રાણપ્રિય! મારો એવો કયો અપરાધ હતો કે જેથી મને છોડીને પદ્માનો મનોરથ આપે પૂર્ણ કર્યો?" આમ કહીને જયદેવજી પદ્માવતીના પત્તલમાંથી શ્રીહરિનો પ્રસાદ લઈને ખાવા માંડ્યા. પદ્માવતીએ કેટલીએવાર અટકાવી અટકાવીને કહ્યુંઃ "નાથ! આપ મારું એઠું શા માટે ખાઓ છો?" પરંતુ પ્રભુપ્રસાદના લોભી ભક્ત જયદેવજીએ તેમનું કાંઈપણ સાંભળ્યું નહિ.

આ પ્રસંગ બન્યાપછી જયદેવજીએ "ગીતગોવિંદ" તુરતજ સમાપ્ત કર્યું, ને તેમાંનાં કાવ્યોનું ગાન કરતા કરતા તેઓ મસ્તદશામાં ફરવા લાગ્યા. તેઓ ગાન કરતા જ્યાં જ્યાં ફરતા ત્યાં ત્યાં તેમની પાછળ પાછળ પોતાના ભક્તનાં મધુર ગીત સાંભળવામાટે શ્રીભગવાન્ છુપાછુપા ઘુમ્યા કરતા!

ભગવાન્ જેમ જયદેવજીની પાછળ પાછળ મધુર "ગીતગોવિંદકાવ્ય" સાંભળવામાટે ફરતા હતા, તેમ અન્ય જે કોઈ એ કાવ્યનું અતિપ્રેમપૂર્વક ગાન કરતું તેની પાછળ પાછળ પણ તેઓ ફરતા હતા. આ સંબંધે એક આખ્યાયિકા કહેવાય છેઃ—

"ઓરિસાપ્રાંતમાં શ્રીજગન્નાથપુરીની નજીક કોઈ નગરમાં એક શાકવેચનારી, અજવાળી રાત્રે ચાંદનીથી પ્રકાશિત વાડીમાં જયદેવરચિત ગીતગોવિંદના કાવ્યનું ગાન કરતી કરતી રીંગણાં ઉતારતી હતી. તે ગાન કરતી કરતી રીંગણીમાં જે જે દિશાએ ફરતી હતી તેની પાછળ પાછળ ભગવાન્ પણ ગાનનું શ્રવણ કરતા કરતા આમતેમ ફરતા હતા. ભક્તિપરાધીન

ભગવાનના રીંગણીમાં ફરવાને લીધે તેમના શરીરપર ધારણ કરેલા વસ્ત્રમાં કાંટા વાગવાથી તે વસ્ત્ર ચીરાઈ ગયું હતું. રીંગણાં ઊતારીને તે શાક વેચનારી પોતાને ઘેર ગઈ, ને શ્રીપુરુષોત્તમ પોતાના મંદિરમાં પધાર્યા. સવારમાં પૂજારી ભગવાનની પૂજામાટે પૂજાની સામગ્રી લઇને મંદિરમાં આવ્યા, રાજા પણ દર્શન કરવા આવ્યા. મંદિરનાં દ્વાર ઊઘાડીને ભગવાનની સમીપ જઇને પૂજારી વંદન કરીને જુએ છે તો ભગવાનનું પહેરેલું વસ્ત્ર તેને અનેક જગાએથી ચીરાયેલું માલુમ પડ્યું. આમ કેમ થયું હશે તેનો વિચાર કરતાં કરતાં રાજાને બોલાવીને તે વસ્ત્ર તેમને બતાવ્યું, ને રાજાને કહ્યું કેઃ—હે રાજન્! આ કેવી રીતે થયું તે કાંઈ સમજાતું નથી. મને અત્યંત આશ્ચર્ય થાય છે. અહીં આવીને મેંજ મંદિરનાં દ્વાર ઊઘાડ્યાં છે. રાત્રે અહીં કોઈ બાલક કે કોઈ ઉન્મત્ત મનુષ્ય આવેલ નથી. હવે કેમ ખબર પડે કે આ વસ્ત્ર કોણે ફાડ્યાં? આ પ્રમાણે વાત કરીને પછી પૂજારીએ ને રાજાએ મળી શ્રીભગવાનની પૂજા કરી. પછી બહાર આવીને પૂજારી ને રાજા આશ્ચર્યસહિત વિચાર કરવા લાગ્યા, પણ વસ્ત્ર ચીરાવાનું કોઈ કારણ તેમના સમજવામા આવ્યુ નહિ. પછી રાત્રે બંને જણ મનમાં ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યા કે હે પ્રભો! આ વસ્ત્રને ચીરીને ટુકડે ટુકડા કોણે કરી નાખ્યા હશે તે કૃપા કરીને જણાવો. આમ મનોમનપ્રાર્થના કરતા બને અન્નજલનો ત્યાગ કરીને સુઈ ગયા, પણ મનમાં અશાંતિ હોવાથી એકેને નિદ્રા ન આવી. પછી રાત્રિના પાછલા પહોરમાં શ્રીપુરુષોત્તમે બંનેને સ્વપ્નમાં દર્શન આપ્યાં. પ્રભુ મધુરવાણીવડે રાજાને તથા પૂજારીને કહેવા લાગ્યા કેઃ અરે! તમે બંને મારાં વસ્ત્રો ચીરાઈ જવાથી ખેદ શા માટે કરો છો? જે કારણને લઇને એ વસ્ત્ર ચીરાયેલ છે તે કારણ તમે સાંભળોઃ—

"અહીંથી થોડે દૂર એક વાડીમાં એક શાકવેચનારી મને પ્રિય એવા ગીતગોવિંદનાં કાવ્યનું પ્રસન્નતાપૂર્વક ગાન કરતી હતી. હું તે સાંભળવાને માટે તેની સાથે તે વાડીમાં ગયો હતો. તેની પાછળ પાછળ રીંગણીના ક્યારામાં આમતેમ ફરવાને લીધે રીંગણીના છોડના કાંટા મારા વસ્ત્રમાં ભરાવાથી તેના ચીરાઈને ટુકડે ટુકડા થઈ ગયા છે. આમાં સંશય કરશો નહિ. તમે ખેદ ન કરો. આમાં બીજા કોઇનો અપરાધ નથી".

આમ સ્વપ્નમાં રાજા અને પૂજારી બંનેને પ્રભુએ ઉપરોક્ત વચનો કહ્યાં. બંનેજણ સવારમાં ઊઠીને પરસ્પર સ્વપ્નમાં પ્રભુનાં થયેલાં દર્શન ને પ્રભુએ કહેલી ઉપરની વાત એક બીજાને કહેવા લાગ્યા, ને એ શાક વેચનારીની તથા શ્રીજયદેવકવિની બંને જણ પ્રશંસા કરવા લાગ્યા, કે ધન્યભાગ્ય છે તેનાં!"

પછી રાજાએ એ શાક વેચનારીને બોલાવીને આજ્ઞા કરી કે "તને આજીવિકામાટે વર્ષાસન આપવામાં આવશે. તારે હવે અહીં શ્રીજગન્નાથપુરીમાંજ રહેવું ને ગીતગોવિંદનું ગાન કરીને શ્રીપુરુષોત્તમદેવને પ્રસન્ન કરવા." આમ આજ્ઞા કરીને પ્રભુનું પૂજન કરીને તથા પ્રભુનો પ્રસાદ લઇને રાજા પોતાના મહેલમાં ગયા. આ પ્રસંગથી રાજા શ્રીજયદેવકવિને ભક્તરાજ માનવા લાગ્યા, ને વારંવાર કવિના દર્શનાર્થે તેમના ઘેર પણ જવા લાગ્યા.

આવી રીતે ભક્તિપરાધીન થયેલા પ્રભુ શું શું નથી કરતા? જેવી રીતે જયદેવકવિની ને શાકવેચનારીની ભક્તિને વશ થઇને તેમના ઉપર પ્રભુ પ્રસન્ન હતા તેવી રીતે અત્યારે પણ શુદ્ધ પ્રેમથી ભક્તિ કરનારના સર્વ અર્થોને પ્રસન્ન થઇને પ્રભુ સિદ્ધ કરી આપે એમાં નવાઈ નથી.

શ્રીજયદેવકવિના "ગીતગોવિંદ" માટે અન્ય પણ એક આશ્ચર્યકારક ઘટના બનેલી છે તે નીચે પ્રમાણેઃ—

એકવાર શ્રીજયદેવ કવિના "ગીતગોવિંદ"થી અતિ પ્રસન્ન થયેલા રાજાએ કવિપાસેથી "ગીતગોવિંદ" મંગાવીને પોતાની પાસે રાખ્યું, અને પોતે તેના જેવુંજ એક "ગીતગોવિંદ" રચવા લાગ્યા. પોતાનું "ગીતગોવિંદ" તૈયાર કરીને પછી રાજાએ વિદ્વાનોને આજ્ઞા કરી કે "હવેથી આ મારા રચેલા "ગીતગોવિંદ"નુંજ સર્વેએ ગાન કરવું, જે તેનું ગાન નહિ કરે તે શિક્ષાને પાત્ર થશે." આમ આજ્ઞા કરીને રાજા તેનો પ્રચાર કરવા લાગ્યા. રાજાની આજ્ઞાથી શ્રીજયદેવકવિકૃત "ગીતગોવિંદ"નું કોઈ ગાન કરતા નહોતા.

એક દિવસની વાત છેઃ રાજા એક દિવસ શ્રીજગન્નાથજીના મંદિરમાં શ્રીભગવદ્દર્શન કરવા આવ્યા. ત્યાં શ્રીજયદેવકવિ પોતાના રચેલા "ગીતગોવિંદ"નું ગાન કરતા કરતા ભગવત્સમીપ નાચતા હતા તે રાજાએ જોયું. રાજા કવિને કહેવા લાગ્યા કેઃ—"અરે કવિ! તમે મારા રચેલા "ગીતગોવિંદ"નો સ્વીકાર કેમ નથી કરતા? તમારું "ગીતગોવિંદ" ભગવાનની પાસે શામાટે ગાઓ છો"? એ સાંભળીને ભય પામેલા જેવા થઇને કવિએ રાજાને કહ્યું:— "રાજન્! આપના રચેલા 'ગીતગોવિંદ"ને મેં સ્વીકાર્યું છે એમાં સંશય નથી; પણ આ કેશવપ્રભુ મારા "ગીતગોવિંદ"ના ગાનવડે જેવા પ્રસન્ન થાય છે તેવા આપના "ગીતગોવિંદ"ના ગાનવડે પ્રસન્ન થતા નથી તેથી હું લાચાર છું કે આપના "ગીતગોવિંદ"નું ગાન કરી શક્તો નથી. આપને તેની પરીક્ષા કરવી હોય તો અહીંજ કરી જુઓ."

ભગવાન્‌ને બે "ગીતગોવિંદ"માંથી કયું "ગીતગોવિંદ" પસંદ છે તેની પરીક્ષા કરવા માટે પોતાનું રચેલું ને શ્રીજયદેવકવિનું રચેલું એમ બંને કાવ્યગ્રંથો શ્રીજગન્નાથજીની પાસે મૂક્યા, ને પ્રભુને વિજ્ઞપ્તિ કરી કેઃ "હે સ્વામિન્! એમાંથી આપને જે પસંદ હોય તેને ઉપર રાખજો ને બીજાને નીચે રાખજો, અમે સર્વે બહાર જઇએ છીએ." આમ વિનતિ કરીને સર્વેએ બહાર નીકળી મંદિરનાં દ્વાર બંધ કર્યાં. રાજા, જયદેવકવિ અને બીજા દ્વિજો હતા તે સર્વે થોડીવાર દરવાજાસમીપ ઊભા રહ્યા. થોડીવાર પછી મંદિરનાં દ્વાર ઉઘાડીને રાજાસહિત સર્વે મંદિરમાં જઇને જુએ છે તો જયદેવકવિનું રચેલું "ગીતગોવિંદ" ઉપર હતું ને રાજાએ રચેલું તેની નીચે હતું. આ આશ્ચર્યકારક ઘટનાથી રાજાના હૃદયમાં અતિશોક થયો તેથી તે મહેલમાં ન જતાં અન્નજલનો ત્યાગ કરીને રાત્રે મંદિરમાંજ રહ્યા.

રાત્રે રાજાને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં રાજાને શ્રીપુરુષોત્તમે દર્શન આપીને કહ્યું કેઃ—"હે રાજન્! તમે નિરર્થક શોક શા માટે કરો છો? "ગીતગોવિંદ"ના જેવું અન્ય કોઇપણ કાવ્ય મને પ્રિય નથી. તમારા રચેલા "ગીતાગોવિંદ" વડે પણ હું પ્રસન્ન છું, તમે મારા ભક્ત છો એ સાચી વાત છે; પરંતુ જયદેવકવિએ રચેલા "ગીતગોવિંદ" નો તમે પણ સ્વીકાર કરો, અને આ લોકમાં તેનો પ્રચાર કરો. તે મારી પ્રસન્નતાની વૃદ્ધિ કરનારું છે, અર્થાત્ તમને પ્રિય તે જગતને પ્રિય થવું જોઇએ એવો આગ્રહ છોડીને મને પ્રિય છે તેને તમે પ્રિય કરો."

સ્વપ્નમાં આવું દર્શન કરીને ને ભગવાન્‌ની વાત સાંભળીને રાજા સ્વપ્નમાંથી આનંદપૂર્વક જાગ્રત્ થયા. મનોમન શ્રીપ્રભુને પ્રણામ કરવા લાગ્યા ને પોતે કરેલા અપરાધની ક્ષમા યાચવા લાગ્યા.

આ પ્રસંગ બન્યાપછી રાજા શ્રીજયદેવકવિઉપર અત્યંત પ્રીતિ કરવા લાગ્યા, ને પોતે તેમના રચેલા "ગીતગોવિંદ"નું પ્રેમપૂર્વક ગાન કરવા લાગ્યા, તથા દેશવિદેશમાં તેનો પ્રચાર પણ કરાવવા લાગ્યા.

કેટલાક સમયપછી શ્રીજયદેવના શરીરમાં વૃદ્ધાવસ્થા જણાવા લાગી, વૃદ્ધાવસ્થાને લીધે શરીર અશક્ત હોવા છતાં પણ પોતાના ગંગાસ્નાન આદિ નિસકર્મનો તેઓ ક્યારે પણ ત્યાગ થવા દેતા નહિ. નિસ ગંગાસ્નાન કરવું એવો તેમનો નાની વયથીજ દૃઢ સંકલ્પ હતો. એક દિવસ શૌચાદિ ક્રિયા કરીને રસ્તામાં વિસામા લેતા લેતા તેઓ ગંગાકિનારાભણી સ્નાનમાટે જતા હતા. ઘણી મુશીબતે ગંગાકિનારે પહોંચ્યા. ત્યાં જઇને ગંગાસ્નાનપાનાદિ કરીને પાછા ઘરભણી આવતાં રસ્તામાં અશક્તિને લીધે પડી ગયા ને મૂર્છા આવી ગઈ. જયદેવજીની આ સ્થિતિ જોઇને બીજા ગંગાપર જનારાઆવનારાઓએ તુરત આવી તેમના મસ્તકપર પાણી છાંટ્યુ ને વસ્ત્રવડે તેમનાપર છાંયો કર્યો. એટલામાં રાજા પોતે ગંગામાં સ્નાન કરીને ત્યાંથી નીકળતાં જયદેવજીની આ અવસ્થા જોઈ પોતાની પાલખીમાં તેમને બેસાડીને તેમને ઘેર પહોંચાડ્યા, તથા રાજાએ પોતે તેમને ઘેર આવીને તેમને હાથ જોડીને વિનતિ કરી કેઃ—"હે મહા બુદ્ધિશાળી જયદેવજી! આપનું શરીર હવે અતિ જીર્ણ થયું છે તેથી મારી પાલખી હું આપને નિસ ગંગાસ્નાન કરવા જવા માટે આપું છું. હું પગે ચાલીને સ્નાન કરવા જઈશ. આટલી મારી વિનતિ સ્વીકારો."

રાજાનાં એ વચનો સાંભળીને જયદેવજીએ કહ્યું કે'—"આપની પાલખી એ મારીજ પાલખી છે. હમણાં આપ મારાવતી આપના ભુવનમાં તેની સંભાળ રખાવજો. મારું તો વ્રત છે કે મારે નિસ પગે ચલીનેજ ગંગાસ્નાન કરવા જવું. માટે હું શક્તિપ્રમાણે ધીમે ધીમે ચાલીને પણ પગેથીજ ગંગાપર જઇશ."

જયદેવજીનું કહેવું સાંભળીને રાજા પોતાના ભુવનમાં ગયા, ને દેવપૂજન કરી ભોજન કરીને રાજકાર્યમાં જોડાયા.

હવે પ્રસંગ એવો બન્યો કે તેજ દિવસની રાત્રે રાજા, રાજમાન્ય પુરોહિત, રાજ્યમાં આદર પામેલા મહાજનો અને ગામમાં જે બીજા દ્વિજો હતા તેઓને તથા જયદેવજીને પણ નીચેનું એકજ પ્રકારનું આશ્ચર્યકારક સ્વપ્ન જોવામાં આવ્યુંઃ—

પ્રથમ તો એક શ્વેતવસ્ત્ર ધારણ કરનારાં, શ્વેતવર્ણવાળાં, મગરરૂપ વાહનવાળાં, હાથમાં કમલ ધારણ કરનારાં ને કમળના જેવાં નેત્રવાળાં દેવીનું સૌને દર્શન થયું. પછી એ દેવી આ પ્રમાણે કહેવા લાગ્યાંઃ—"હું ગંગાદેવી છું. આજ સવારથી હું નિશ્ચય જયદેવજીની વાવમાં નિવાસ કરીશ. આ વાતની સસતા મારા હાથમ જે આ કમળ છે તે વાવમાં મારો આવિર્ભાવ થશે ત્યારે દેખાશે, તે વેળા માનશો; આ જયદેવ મારા ભક્ત છે, ને તે મને સદા અસંત પ્રિય છે. તેમનો નિસ ગંગાસ્નાનનો સંકલ્પ છે તે નાશ ન પામવો જોઇએ. માટે તેમની વાવમાં હું આવિર્ભાવ પામીશ ને તેઓ તેમાં નિસ સ્નાન કરો. સૌ જયદેવજીને આ પ્રમાણે સમજાવજો. મારું કહેવું વૃથા નથી વળી આ વાતની સસતામાટે હું કહું છું કે જયદેવજી વાવમાં સ્નાન કરે પછી સાત દિવસસુધી કોઈ રક્તપિત્તના વ્યાધિવાળો માણસ વાવમાં સ્નાન કરશે તો તેનો તે વ્યાધિ નિવૃત્ત થઇ જશે."

ઉપરનું સ્વપ્ન જોનારા બધા જાગ્રત થયા પછી એકબીજાને વાતચીત થતાં પરસ્પરના સ્વપ્નની એકતા જણાતાં સર્વે રાજાને મળ્યા. રાજા તે સર્વેને સાથે લઇને જયદેવજીને ઘેર ગયા, અને રાજાએ પોતાસહિત સર્વના એકજ પ્રકારના સ્વપ્નદર્શનની ને ભગવતી ભાગીરથીએ કરેલી આજ્ઞાની વાત જયદેવજીને કહી. જયદેવજી પણ પોતાને આવેલા સ્વપ્નનું હૃદયમાં સ્મરણ કરીને રાજાઆદિને કહેવા લાગ્યા કેઃ—

"આપ સર્વે નિશ્ચય ધન્ય છો, કેમકે આપ સર્વેએ શ્રીલક્ષ્મીજીની પેઠે રૂપ ધારણ કરનારાં ભગવતી ભાગીરથીનું સ્વપ્નમાં દર્શન કર્યું! આપ સર્વેએ સ્વપ્નમાં જે જોયું તે નિશ્ચય અત્યંત દુર્લભ ને આશ્ચર્યરૂપ છે. જગતમાં પૂજવાયોગ્ય, જગતનાં માતા ને જગતનો ઉદ્ધાર કરનારાં ભગવતી ગંગાજી વાવમાં આગમન કરશે આ વાત સત્ય છે, આમાં મને સંશય નથી."

પછી રાજા પોતાનાં રાણી, પ્રધાન, પુરોહિત આદિને સાથે લઇ પૂજાની સામગ્રી લઈને વાવઉપર આવ્યા. જયદેવજી પણ ભગવતીની પૂજામાટે પૂજાની સામગ્રી લઈને પોતાનાં પત્ની પદ્માવતીસાથે સ્નાન માટે આવ્યા. રાજા આદિ સર્વે જયદેવજીને આગળ કરીને વાવને કિનારે ઊભા રહ્યા. પ્રથમ જયદેવજી સ્નાનના મંત્રનું ઉચ્ચારણ કરતા કરતા પદ્માવતીસાથે વાવના જળમાં ઊતર્યા, કે તુરત ભગવતી ગંગાજીનો તેમાં પ્રાદુર્ભાવ થયો. વાવનું જળ દૂધ, મોગરા ને ચંદ્રના જેવું શુભ્ર તથા તરંગોવાળું દેખાયું. ગંગાકિનારાપર જેવી રેતી હોય છે તેવી રેતી વાવનાં કિનારાપર થઈ ગઈ. ભગવતીએ સ્વપ્નમાં જે કમળ બતાવ્યું હતું તે કમળ પણ વાવના જળમાં દેખાયું. એ જોઇને જયદેવજી, રાજા તથા અન્ય સર્વે ત્યાં આવ્યા હતા તે સૌ અતિહર્ષ ને સંતોષ પામ્યા. ભગવતી ગંગાજીનો પ્રાદુર્ભાવ જોઈને જયદેવજીનાં નેત્રો હર્ષાશ્રુથી ભીંજાઈ ગયાં. તેમણે સ્નાન કરીને પૂજાની સામગ્રીવડે પ્રેમપૂર્વક ભગવતી ગંગાજીનું પૂજન કર્યું. પછી પ્રેમપૂર્વક નીચે પ્રમાણે ભગવતીની સ્તુતિ કરીઃ—

"देवि! सुरेश्वरि भगवति गङ्गे,
त्रिभुवनतारिणि तरलतरङ्गे।
शङ्कर मौलिविहारिणि विमले,
मम मतिरास्तां तव पदकमले॥
भागीरथि सुखदायिनि मात-
स्तव जलमहिमा निगमे ख्यातः।
नाहं जाने तव महिमानम्,
पाहि कृपामयि मामज्ञानम्॥ इत्यादि

ત્યાં કેટલોક સમય નિવાસ કરી પછી જયદેવજી પોતાનાં પત્ની પદ્માવતી તથા પરાશર, નિરંજન આદિ ભક્તોને સાથે લઇને વૃંદાવનમાં ગયા ને ત્યાં ભગવાન્ શ્રીકૃષ્ણની મધુર લીલાનું દર્શન કરી આનંદમય સ્થિતિમાં જીવનનો શેષભાગ સંપૂર્ણ કર્યો.

———:o:———

## सनातनधर्मप्रवृत्ति

શ્રીબીલખાનિવાસી ગં. સ્વ. શ્રીમતી સુમરીબહેન કાળાવાળાએ શ્રીભીડભંજનમહાદેવની સંસ્થાની વાડીમાં એક મંદિર બંધાવરાવ્યું છે. તેમાં પૂજ્યચરણ શ્રીમદાદ્યશંકરાચાર્યભગવાનના સિદ્ધાંતને અનુસરી શ્રીનાથમહેશ્વર, શ્રીવિષ્ણુ, શ્રીસૂર્ય, શ્રીગણપતિ ને શ્રીભગવતી એમ શ્રીશિવપંચાયતનની પ્રતિષ્ઠા કરી છે.

પ્રતિષ્ઠાપ્રયોગનો શુભ આરંભ સંવત્ ૧૯૯૮ના વૈશાખસુદિ ૫, (શ્રીશંકરજયંતી) સોમવારને દિવસે કરવામાં આવ્યો હતો, ને દેવોની પ્રતિષ્ઠાની શુભક્રિયા વૈશાખસુદિ ૮ શુક્રવારને દિવસ કરી પૂર્ણાહુતિ પણ તેજ દિવસે કરવામાં આવી હતી.

આ મંગલપ્રસંગે શ્રીબીલખાનિવાસી શ્રીસદ્ગુરુચરણાનુરાગી શ્રી. મૂળશંકર કાનજી વકીલે હોમાત્મક શ્રીમહારુદ્રયાગવડે ભગવાન્શ્રીમહેશ્વરની આરાધના કરી હતી. મહારુદ્રયાગનો મંગલ



આરંભ પણ વૈશાખસુદિ ૫ (શ્રીશંકરજયંતી) ને દિવસે થયો હતો ને પૂર્ણાહુતિ વૈશાખસુદિ ૮ ને દિવસ કરવામાં આવી હતી.

ઉપરાંત આ કર્મરૂપ ને ઉપાસનારૂપ યજ્ઞસાથે શ્રીભીડભંજનમહાદેવના પુજારી સાધુ શ્રી ગણેશદાસજી ગુરુ રામદાસજીતરફથી શ્રીમદ્ભાગવતસપ્તાહરૂપ જ્ઞાનયજ્ઞની યોજના પણ કરવામાં આવી હતી, જેનો શુભ આરંભ વૈશાખસુદિ ૨ ને દિવસ થયો હતો, ને પૂર્ણાહુતિ વૈશાખસુદિ ૮ ને દિવસ કરવામાં આવી હતી.

આમ ધર્મભાવનાવાળાં મનુષ્યોને એકીસાથે દર્શન, પૂજન ને સત્સંગ એ ત્રણે લાભનો સુયોગ થયો હતો.

પ્રતિષ્ઠાના મંડપમાં તથા શ્રીમહારુદ્રયાગના મંડપમાં પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પધરામણી કરી હતી તથા સ્થાપિત દેવતાઓનાં પૂજનસાથે નિત્ય દેઓશ્રીનું પણ પૂજન થતું હતું.

આ પ્રસંગે પરમહંસપરિવ્રાજકાચાર્ય પૂજ્ય સ્વામીશ્રી સ્વરૂપાનંદજી મહારાજે પધારી જિજ્ઞાસુઓને દર્શનનો ને પ્રસંગાનુકૂલ કર્મ, ઉપાસના તથા જ્ઞાનરૂપ સદુપદેશનો લાભ આપ્યો હતો, તેમજ શ્રીસુરજદેવળની જગાના પૂજ્ય મહંત શ્રીભગવાનદાસજી મહારાજ ને શ્રી ત્રિકમદાસજી મહારાજ તથા દૂધરેજની જગાના પૂજ્ય મહંતશ્રી પણ પધાર્યા હતા. શ્રીત્રિકમદાસજીમહારાજે પોતાની હરિકીર્તનની શૈલીવડે ધર્મસંબંધી સુબોધ કર્યો હતો.

શ્રીશિવપંચાયતનની પાંચે મૂર્તિઓના નોછાવર બદલ મુંબઇનિવાસી એક ભક્તજને રૂ. ૫૦૧) તથા વાંકાનેર (હાલ મુંબઇ) નિવાસી શેઠ રાજસી જીવરાજે રૂ. ૧૦૧) શ્રીભીડભંજનસમિતિને અર્પણ કર્યા છે.

શ્રીશિવપંચાયતનનું મંદિર બંધાવવાને લગતું સઘળું ખર્ચ તથા શ્રીનાથમહેશ્વરની પ્રતિષ્ઠાને લગતું સઘળું ખર્ચ ગં. સ્વ. શ્રીમતી સુમરીબહેન કાળાવાળાએ આપ્યું છે. આ બંને કાર્યમાં ને મહેમાનોના સત્કાર આદિમાં મળી તેમણે લગભગ રૂ. ૨૫૦૦) નું ખર્ચ કર્યું છે.

સદ્ગત દરબારશ્રી વાસાવાળાસાહેબનાં સદ્ગત પુત્રી શ્રીમતી લાભુબહેનના જીવાત્માના કલ્યાણાર્થે, તેમનાં માતુશ્રી ગં. સ્વ. શ્રીમતી ગધાબહેન ભગુભાઇ શેખવાએ રૂ. ૩૦૦ ત્રણસો, ભગવાન શ્રીવિષ્ણુ, શ્રીસૂર્ય, શ્રીગણપતિ ને શ્રીભગવતી એમ ચાર દેવોની મૂર્તિની પ્રતિષ્ઠામાટે, મંદિરમાં લાદી પાથરવામાટે ને બ્રહ્મભોજનમાટે શ્રીભીડભંજનસમિતિને અર્પણ કર્યા છે.

નામદાર દરબારશ્રી રાવતવાળાસાહેબે શ્રીશિવપંચાયતનનું મંદિર બંધાવવાની શરૂઆત થઈ ત્યારથી અનેકવાર પધારી સૂચનારૂપે તથા પ્રતિષ્ઠા ને મહારુદ્રના પ્રસંગે સમીઆણા તંબુ વાહનો આદિની અનેક પ્રકારની સાહાય્ય કરી હતી, તેમજ પોતે પ્રતિષ્ઠામંડપમાં ને મહારુદ્રયાગના મંડપમાં પધારી પ્રધાનદેવો તથા બ્રાહ્મણોનું પૂજન કરી એકેક રૂ. દક્ષિણા આપી હતી. નામદાર કુમારશ્રીજશવંતસિંહજીસાહેબે પણ દર્શનનો લાભ લીધો હતો.

ઉપરાંત નામદાર દરબારશ્રી રાવતવાળાસાહેબે શ્રીશિવપંચાયતનના નિત્યપૂજનના પ્રબંધમાટે એક સાંતીની જમીન શ્રીભીડભંજનસમિતિને આપવાની પ્રસિદ્ધિ કરી છે.

જામનગરવાળા શેઠ રવજી દેવજીતરફથી શ્રી. છગનલાલભાઇએ શ્રીશિવપંચાયતનની મૂર્તિઓ સુંદર તથા સમયસર ને કીફાયતે થઇ શકે તે માટે સંપૂર્ણ કાળજી રાખી છે, તથા મૂર્તિઓ તૈયાર થયેથી જામનગરથી બીલખાસુધી પોતાના ખર્ચે સેકંડક્લાસનો ડબો રીઝર્વ કરાવીને મૂર્તિઓને સંભાળપૂર્વક પહોંચાડી છે.

શ્રીશારદાપીઠના શંકરાચાર્ય શ્રીરાજરાજેશ્વરાશ્રમમહારાજે શ્રીશંકરજયંતીને દિવસે કરાંચીવાળા ગુરુબંધુ શ્રી. કૃષ્ણદાસ શ્યામજીને "કવિભૂષણ"ની તથા શેઠ શ્રી. પ્રાગજી દેવજી તથા શ્રી. ડાહ્યાલાલ વેલજીને "ધર્મકાર્યધુરંધર"ની પદવીઓ આપી છે.

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### [ચૈત્ર-વૈશાખ-માસ]

[શ્રીઆનંદાશ્રમ એક સંસ્થા છે, એટલે તેમાં કે તે દ્વારા ચાલી રહેલી નાનીમોટી પ્રવૃત્તિના સમાચાર જાણવામાટે આનંદાશ્રમસાથે સંકળાયેલાં સૌ ઉત્સુક હોય એ સ્વાભાવિક છે; અને એટલામાટેજ શકય તેટલા ઝીણામોટા સમાચાર આપવાની પ્રથા રાખેલ છે.

લઘુરુદ્ર, રુદ્રાભિષેક, ભોજન, થાળ, અખંડદીપક, ભેટ, લવાજમ આદિની ઝીણી ઝીણી નોંધ ઉપલક દૃષ્ટિએ ગૌણજેવી લાગે છે, પરંતુ તેની પાછળ રહેલી આનંદાશ્રમપ્રતિની ભાવકોની ભક્તિભાવનાનું મૂલ્ય ઉંચું છે; અને તે ભક્તિભાવના પોષાયા કરે ને ફૂલેફાલે એ પણ એક આ સમાચાર પ્રકટ કરવાનો હેતુ છે.

ઉપરાંત બંધુબહેનોનાં નામની નોંધ આવતી હોવાથી પરસ્પરનો પરિચય તાજો રહે છે, અને એ રીતે વ્યવહારપરમાર્થમાં એકબીજાને ઉપયોગી પણ થઈ શકાય છે.

આનંદાશ્રમની નિત્યની પ્રવૃત્તિઓ:—પ્રાતઃકાલમાં શ્રીદક્ષિણામૂર્તિનાથ-મંદિરમાં આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ અને સ્તુતિ. સંધ્યા જપ આદિ નિત્યકર્મ, વિદ્યાર્થીઓવડે હોમશાળામાં કરાતો પ્રાતર્હોમ અને શ્રવણમંદિરમાં વેદનો સ્વાધ્યાય, વિદ્યાર્થીઓને કરાવવામાં આવતું વેદ અને શાસ્ત્રોનું અધ્યયન, સાયંકાળે શ્રવણમંદિરમાં સત્સંગ-કથાવાર્તા. હાલ કથામાં "શ્રીયોગવાસિષ્ઠમહા-રામાયણ" નામનો ગ્રંથ આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના મુખ્ય અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય પૂજ્ય પંડિતજી શ્રીરઘુનંદનઝા વાંચે છે. કથા પછી સમાધિમંદિરઆગળ ભગવદ્ગીતાનો પાઠ, શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરમાં સાયંકાળની આરતી, દર્શન, મંત્રપુષ્પાંજલિ ને શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ. સાયંસંધ્યા જપ આદિ, તથા શયનવેળાએ કરાતી ભગવત્પ્રાર્થના-મહિમ્નસ્તોત્ર ને જયશંકરસ્તોત્ર.]

**શ્રીસદ્ગુરુપૂજન:** વૈશાખસુદિ ૫-શ્રીશંકરજયંતી-ને દિવસ આનંદાશ્રમવાસીઓએ એકત્ર મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું.

**રુદ્રાભિષેક:** આ માસમાં શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગરવાળાતરફથી તથા શ્રી ટોકરશી ગોવિંદજી ચંદારણા-કરાંચીવાળાતરફથી એકેક લઘુરુદ્ર કરાવવામાં આવ્યો હતો.

**મુખ્યભેટ:** આ માસમાં નીચે પ્રમાણે મુખ્યભેટ આવી છેઃ-

રૂા ૨૦૧-૦-૦ શ્રી. ઇન્દુકુમાર ભાયાલાલ ઠક્કર-ભાવનગર (તેમનાં લગ્નનિમિત્તે.)
રૂા. ૧૫૧-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-ભાવનગર (મહારુદ્રયજ્ઞની પૂર્ણાહુતિને દિવસ.)
રૂા. ૬૧-૦-૦ શ્રી. ધનજીશાહ અરદેશર મીસ્ત્રી-મુંબઈ રૂા. ૬૦-૦-૦ શેઠ મીનોચેહર મહેર-

વાનજી મસાની–મુંબઈ. રૂા. ૪૦–૦–૦ એક ભક્ત તથા કુટુંબ, અને અન્ય ગુરુબંધુઓ મુંબઈ. ૩૦–૦–૦ એક ભક્ત–બોરીવલી. રૂા. ૨૫–૪–૦ શ્રી. પોપટલાલ ગિરધરલાલ–નાના માંગલોર. (તેમના પુત્રને યજ્ઞોપવીત નિમિત્તે.) રૂા. ૧૬–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૧૨–૦–૦ ઠા. રણછોડદાસ નારણજી–પોરબંદર.

**ભોજન અને થાળ:** નીચેના બંધુઓતરફથી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મ વિદ્યાલયના વિદ્યાર્થીઓ આદિને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યાં હતાં:—

રૂા. ૧૩–૯–૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર–મેંદરડા. રૂા. ૨૭–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર વસાવડા–પાટણ (માગશર તથા ફાગણના ભોજનના.)

**થાળ:** આ માસમાં પૂજ્યપાદ સદ્ગુરુશ્રીની પાવન સેવામાં નીચેનાં બંધુબ્હેનોતરફથી થાળ ધરાવવામાં આવ્યા હતા:—

રૂા. ૧–૦–૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ–મુંબઈ. રૂ. ૨–૮–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂા. ૧–૯–૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. રૂા. ૨–૮–૦ શ્રી. દામોદરદાસ છગનલાલ–કરાંચી રૂા. ૧–૪–૦ શ્રી. રાજસી જીવરાજ–મુંબઈ રૂા. ૧–૪–૦ શ્રી. ચંપકલાલ દામોદરદાસ–જામજોધપુર. રૂા. ૧–૪–૦ શ્રીમતી બ્હેન સાકરબાઈ–કરાંચી. રૂા. ૨–૮–૦ શ્રી. ગોવર્ધનદાસ ભોગીલાલ–(થાળ બે.) રૂા. ૧–૪–૦ સદ્ગત શ્રીમતી પોતીબાઈના કલ્યાણાર્થે હા. શ્રીસદાબ્હેન. રૂા. ૧–૪–૦ શ્રી.કરશનદાસ હરજી જૂનાગઢ. રૂા. ૬–૪–૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ–ભાવનગર (પાંચ થાળ.) રૂા. ૧–૪–૦ શ્રી મોનજી જાદવજીનાં વિધવા શ્રીમતી બ્હેન પ્રેમબાઈ–મોરબી. રૂા. ૧–૪–૦ શ્રી. મંગળાલક્ષ્મીબ્હેન–મુંબઈ. રૂા. ૧–૪–૦ અ સૌ. કમળાબ્હેન પ્રાણજીવનદાસ–ભાવનગર. રૂા. ૭–૮–૦ શ્રી. ગુણવંત સેઠ જાલમસિંહ–કુંતિયાણા (૭ થાળ.) રૂા ૧–૪–૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા–કરાચી. રૂા. ૧–૪–૦ શ્રી દેવશંકર રણછોડ–કુંતિયાણા. રૂા ૧–૪–૦ શ્રી. મગનલાલ રામજી જોશી–પ્રાફા. રૂા. ૧–૪–૦ શેઠ મૂળજી પ્રાગજી–મુંબઈ.

**અખંડદીપકખાતે:**—આ માસમાં પૂજ્યપાદ કૃપાનાથના મંદિરમાં રહેતા ઘૃતના અખંડ દીપનિમિત્તે નીચે પ્રમાણે રકમ જમા આવી છે:—

રૂા. ૫–૦–૦ શ્રીમતી બાઈ જીવી હરિભાઈ ભાટ–જામનગર. હા. શ્રીનાથાલાલ તુલસીદાસ લીંબુડાવાળા. રૂા. ૨–૮–૦ શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ–મુંબઈ. રૂા. ૧–૪–૦ શ્રી. દામોદરદાસ છગનલાલ–કરાંચી. રૂા. ૧–૦–૦ ચિ. બાળાગૌરી–કુંડલા. રૂા. ૦–૮–૦. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–જૂનાગઢ. રૂા. ૦–૪–૦ શ્રી. પ્રાણજીવન વિઠ્ઠલદાસ–મુંબઈ.

સિવાય રૂા. ૮–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈતરફથી ૧૮ વિદ્યાર્થીના સાદા ભોજનના જમા આવ્યા છે.

"શ્રીઆનંદાશ્રમ" ના આશ્વિનમાસના અંકમાં "स्पृश्यास्पृश्यविवेक" નામનો નિબંધ સંસ્કૃતભાષામાં લખી મોકલવામાટે પ્રસિદ્ધ કરવામાં આવી હતી તેને અનુસરી ચાર વિદ્વાનોએ નિબંધ લખી મોકલ્યા હતા. તે ચારે લેખકોને પ્રસિદ્ધ કર્યાપ્રમાણે આનંદાશ્રમતરફથી પ્રસાદરૂપે નિબંધની યોગ્યતાનુસાર રૂા. ૫૦) પચાસ વ્હેંચી આપ્યા છે.

**શ્રીમોજીદડઆનંદાશ્રમમાં** એક પાઠશાળા ચાલે છે, તથા પ્રવાસીઓ માટે એક ઠંડાપાણીનું પરબ ચાલે છે.

મુંબઈ-આનંદાશ્રમસુમુક્ષુમંડળે વૈશાખસુદિ ૧૪(શ્રીનૃસિંહજયંતી)ને દિવસ શેઠ કાળીદાસ ચતુર્ભુજને ત્યાં પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું:

---

## "आनंदाश्रम"ना १०मा वर्षमां आवेला विषयोनी अनुक्रमणिका


| | વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ | મુમુક્ષુને ઉપદેશ | ૧, ૭૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત | ૨, ૨૬, ૫૦, ૭૪, ૧૦૧, ૧૨૨, ૧૪૬, ૧૭૪, ૧૯૮, ૨૩૦, ૨૫૪, ૨૮૨ |
| ૩ | શ્રીઆનંદાશ્રમપત્રના દશમા વર્ષમાં પ્રવેશપ્રસંગે શ્રીસદ્ગુરુસ્તવન | ૩ |
| ૪ | શ્રીનાથપ્રભુપ્રણીત કેટલાંએક જીવનચરિત્રો | ૪, ૩૧, ૫૩, ૭૫ |
| ૫ | શ્રીસદ્ગુરુદેવસ્તુતિ | ૯, ૧૪૫, ૧૭૩, ૨૨૯, ૨૮૧ |
| ૬ | આપણા આચાર્યશ્રીની આખ્યાયિકાઓ | ૧૦, ૨૮, ૫૧, ૭૮ |
| ૭ | આનંદાશ્રમ | ૧૪, ૩૪ |
| ૮ | શિક્ષણસંબંધી | ૧૪ |
| ૯ | સ્વાસ્થસંબંધી | ૧૫ |
| ૧૦ | બાળકોને માટે | ૧૫ |
| ૧૧ | આષાઢી પૂર્ણિમાના મહાપૂજનસમારંભાંતર્ગત સાધનસમારંભ | ૧૫ |
| ૧૨ | Appreciation | ૧૭, ૪૦, ૫૯, ૮૮, ૧૨૯, ૨૩૮ |
| ૧૩ | સમીક્ષા | ૧૭, ૪૦ |
| ૧૪ | શ્રીમન્નાથસુબોધમાલા | ૧૮, ૧૧૫ |
| ૧૫ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર | ૧૯, ૪૫, ૬૧, ૮૯, ૧૧૬, ૧૬૨, ૧૯૫, ૨૧૯, ૨૫૧, ૨૭૩ |
| ૧૬ | પ્રભુપાસે કેવી યાચના કરવી ? | ૨૫ |
| ૧૭ | શ્રીમદ્ભાગવતનો રાસક્રીડામહોત્સવ | ૨૭ |
| ૧૮ | સદ્ગુરુસંબંધી | ૨૭ |
| ૧૯ | શુદ્ધવાચન | ૨૭ |
| ૨૦ | એક ઉપોદ્ઘાત | ૩૫ |
| ૨૧ | શ્રીમહાપૂજનમહોત્સવના સમારંભનો પ્રસ્તાવ | ૩૭ |
| ૨૨ | આષાઢી પૂર્ણિમાના મહાપૂજનના સમારંભાન્તર્ગત સાધનપ્રબંધ | ૪૧ |
| ૨૩ | શ્રીનાથવંદના | ૪૩ |
| ૨૪ | વિવેકવિચાર | ૪૩, ૮૯ |
| ૨૫ | મનપ્રતિ બોધ | ૪૯ |
| ૨૬ | સાચું સામર્થ્ય | ૫૯ |
| ૨૭ | ગુણજ્ઞતા | ૫૯, ૧૩૦, ૨૩૯ |
| ૨૮ | શ્રીઆનંદાશ્રમનો પરિચય | ૬૦ |
| ૨૯ | શ્રીનાથમહિમા | ૬૧ |
| ૩૦ | ચાના વ્યસનથી થતી હાનિ | ૮૦ |
| ૩૧ | એક ભક્તનું અપૂર્વ ધૈર્ય | ૮૦ |
| ૩૨ | સ્વાધ્યાયયજ્ઞ | ૮૨ |

૩૩ પ્રભુપ્રાર્થના ૮૪
૩૪ આર્યો તેજસ્વી ને વર્ચસ્વી કેમ થતા ? ૮૫
૩૫ અમૂલ્ય અવસર ૯૬
૩૬ શ્રીનાથજયંતીપ્રસંગે શ્રીનાથસ્તુતિપંચક ૯૭
૩૭ આનંદનો દિન ૯૮
૩૮ શ્રીનાથભજન ૯૯, ૧૭૬
૩૯ હે નાથ ! તવ વિણ કોણ છે ? ૧૦૦
૪૦ ૮૪મી શ્રીનાથજયંતીપ્રસંગે શ્રીનાથસ્તુતિ ૧૦૨
૪૧ કૃપાનાથ અને કર્મઘડ ૧૦૪
૪૨ શ્રીકાર્તિકી પૂર્ણિમાના મહાપૂજનાંતર્ગત સાધનસમારંભ ૧૧૦
૪૩ શ્રીમન્નાથજયંતીમહોત્સવ ૧૧૨
૪૪ શ્રીમદ્ગુરુમહિમા ૧૨૧, ૧૩૦
૪૫ કાર્તિકી પૂર્ણિમાનો મહાપૂજનોત્સવ તથા સાધનક્રમ ૧૨૩
૪૬ કાર્તિકી પૂર્ણિમાના આધ્યાત્મિક સાધનક્રમનો પ્રસ્તાવ ૧૨૪
૪૭ ગૃહસ્થને આવશ્યક અતિથિસત્કાર ૧૨૭
૪૮ સન્યસ્ત ક્યારે લઈ શકાય ? ૧૪૭
૪૯ દુઃખોથી મુક્ત થવા શ્રીનાથશરણની અગત્ય ૧૪૭
૫૦ નાથ ! એકજ વખત દર્શનની ઇચ્છા પૂરી ન કરો ? ૧૪૮
૫૧ પૂજ્ય પંડિતજી શ્રીમાયાપ્રસાદજીનું વ્યાખ્યાન ૧૪૮
૫૨ આપણું કર્તવ્ય ૧૫૯, ૧૮૦
૫૩ "હોય હિતેચ્છુ કોઈ હમારું ભેટાડો મમ નાથ" ૧૭૫
૫૪ આપણા પ્રભુના પાદુકાજી ૧૭૬
૫૫ માંડૂક્ય અને ૐકાર ૧૮૨, ૨૪૫
૫૬ અમારી સેવાયાત્રા ૧૮૪, ૨૧૭, ૨૪૭, ૨૬૪, ૨૮૯
૫૭ ગુરુકુલો અને શિક્ષણવ્યવસ્થા " ૧૮૬
૫૮ દ્વિજોને નિત્ય કરવાયોગ્ય દશ કર્મો ૧૯૯, ૨૩૧
૫૯ શૌનક અને મુનિ અંગિરા ૨૦૧, ૨૪૯
૬૦ નવ યોગેશ્વર અને નિમિરાજા ૨૦૪
૬૧ સતપ્રસાદ ૨૦૭, ૨૬૬
૬૨ ભક્તજયદેવ ૨૧૦, ૨૬૯, ૨૯૩
૬૩ શાસ્ત્રનવનીતમ્ ૨૧૫
૬૪ સતગિરામૃત ૨૧૬
૬૫ દીક્ષાનો દિવસ ૨૩૧
૬૬ પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ ૨૩૩
૬૭ મદાલસા ૨૪૦, ૨૫૫, ૨૮૬
૬૮ જીવના પ્રભુશ્રીને પ્રણામ ૨૫૩
૬૯ ગત્રિસ્મરણસૂક્તમ્ ૨૫૫

૭૦ માનવકર્તવ્ય ૨૫૮

૭૧ ક્લિન્નસ્તાશ્વાસનમ્ ૨૮૨

૭૨ પૂજ્યપાદ મહાત્માશ્રીસંબંધી મારાં સંસ્મરણો ૨૮૩

૭૩ યુગ યુગવિષે અમરતપો આનંદઆશ્રમ નાથનો ૨૮૪

૭૪ જિજ્ઞાસુનો મનને ઉપદેશ ૨૮૫

૭૫ સનાતનધર્મપ્રવૃત્તિ ૨૯૮


---:o:---

## परचुरण भेट

**[ માઘ-ફાલ્ગુન-માસની ]**

૦-૨-૦ શ્રીમતી તારાબ્હેન

૨-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-ભાવનગર

૧-૦-૦ શ્રી. ભવાન રામજીનાં વિધવા સદ્ગત પોતીબાઇના આત્મકલ્યાણાર્થે હા. મા. ના. ચંદારાણા

૦-૮-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રવાડી

૦-૪-૦ શ્રી. પરસનબ્હેન

૦-૬-૦ દરબારશ્રી હાથીઆવાળાનાં માતુશ્રી તથા તેમનાં સાસુ

૦-૧-૦ પરચુરણ

૧-૪-૦ અ. સૌ. મધુકાંતા કૃપાશંકર ભટ્ટ-ભાવનગર

૧-૦-૦ શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ ,,

૫-૪-૦ બ્હેન જાનબાઈ ડોસા-રાણાવાવ

૧-૧૧-૦ શ્રી. બાલાભાઇ દયારામ-માંડળ ફા. વ. ૧ના પૂજનની ભેટના

૦-૪-૦ શ્રી. ભાનુશંકર રાવળ

૧-૦-૦ શ્રી. બાલાભાઇ

૦-૭-૦ પરચુરણ

---

૧-૧૧-૦

૧-૪-૦ શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય-લીંબડી

૫-૦-૦ શ્રી. જીવનરામ અંબારામ ઠાકર-રાજકોટ

૧-૦-૦ શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ-આચાર્ય-લીંબડી

૦-૩-૯ પરચુરણ

૦-૪-૦ શ્રી. ભાઇશંકર ધનજી દવે

૨૩-૦-૦ કરાંચી આનંદાશ્રમમાં કાર્તિકથી ફાગણ માસ સુધીની ભેટના આવ્યા તે. હા. શ્રી. કૃષ્ણદાસ શ્યામજી

૧-૦-૦ શ્રી. દેવશંકર ભાઈશંકર-કુંડલા

૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

૦-૦-૩ પરચુરણ

(બાકીનાં નામો હવે પછીના અંકમાં.)

---

## लवाजमनी पहोंच

શ્રી. સુખાભાઈ ગોસાંઈ ટેઈલર-નવસારી વર્ષ ૯

,, ડાહ્યાભાઈ ભૂલાભાઈ-ધરમપુર ,, ૯

,, પરભુ ભગવાન-કતારગામ ,, ૯

,, હરિલાલ હરકીસનદાસ-મુંબઈ ,, ૯-૧૦

,, દેવજી માંડણ-જામનગર ,, ૧૦-૧૧

,, લખમણ હમીર સોની-કોડીનાર ,, ૯

,, મણિશંકર કલ્યાણજી રાવળ-નેસડા,, ૯-૧૦

,, નથુભાઈ મલાભાઈ-મંગળપુર ,, ૧૦

શ્રી બાબરભાઈ આશાભાઈ પટેલ-કંથારીયા વર્ષ ૧૦

,, અમરશી સુંદરજી-બખરલા ,, ૧૦

,, મકન ગોવિંદજી દરજી ,, ૧૦

,, દયાશંકર કાલીદાસ ઠાકર-પાલનપુર ,, ૧૦

,, એમ. આર. કુટવાળા-ચોરવાડ ,, ૯-૧૦

શ્રી. લાધારામ હરખજી-જોશીપરા વર્ષ ૮-૯-૧૦

(બાકીનાં લવાજમની પહોંચ આવતા અંકમાં.)

